# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

# ખંડ 4 : સોલંકી કાલ


સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**



**પ્રથમ સંસ્કરણ – 1976**

**શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ**

**અધ્યયન-સંશોધન વિદ્યાભવન**

અમદાવાદ-9

સંશોધન ગ્રંથમાલા—ગ્રંથાંક ૬૯
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન—સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

# સોલંકી કાલ

સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન—માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
ભો. જે. અધ્યયન—સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

અને

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી, એમ. એ., પીએચ. ડી.**

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન—માર્ગદર્શક અને અધ્યક્ષ
ભો. જે. અધ્યયન—સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

**શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન—સંશોધન વિદ્યાભવન**

અમદાવાદ—૯

# પ્રસ્તાવના

ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ નવ ગ્રંથોમાં તૈયાર કરી પ્રકાશિત કરવાની યોજના અનુસાર આ ગ્રંથમાલાના પહેલા ત્રણ ગ્રંથ પ્રકાશિત થઈ ચૂક્યા છે ને હવે એનો આ ગ્રંથ ૪ થો પ્રગટ થઈ રહ્યો છે.

આ ગ્રંથમાલા કેટલીક વિશિષ્ટ દૃષ્ટિએ યોજાઈ છે. એમાં તે તે કાલનાં ઇતિહાસ, સંસ્કૃતિ અને પુરાતત્ત્વનાં વિવિધ પાસાંને આવરી લેવામાં આવે છે ને એમાંના દરેક પાસાને લગતું પ્રકરણ તે તે વિષયના તજ્જ્ઞ તૈયાર કરે છે. પ્રકરણોના લેખકો જુદા જુદા હોઈ અર્થઘટનો, અભિપ્રાયો અને મંતવ્યોમાં કેટલોક ભેદ રહે એ સ્વાભાવિક છે; સંપાદકો તો અન્વેષણ, અર્થઘટન અને નિરૂપણની પદ્ધતિ પ્રમાણિત અને એકસરખી રહે એ અંગે કાળજી રાખે છે.

રાજકીય ઇતિહાસમાં તે તે કાલના મુખ્ય રાજ્યના ઇતિહાસનું વિગતે નિરૂપણ કરવામાં આવે છે, પરંતુ એ ઇતિહાસને એટલાથી પર્યાપ્ત ગણવામાં આવતો નથી. તે તે કાલમાં એ મુખ્ય રાજ્ય કે રાજ્યો ઉપરાંત તળ-ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં જે બીજાં નાનાંમોટાં રાજ્ય થયાં હોય તે સર્વ સમકાલીન રાજ્યોના ઇતિહાસની પણ રૂપરેખા આલેખવામાં આવે છે.

તે તે પ્રકરણના લેખક પોતપોતાના વિષયના તજ્જ્ઞ હોઈ દરેક પ્રકરણમાં તે તે વિષય અંગે અત્યાર સુધીમાં જે અન્વેષણ-સંશોધન થયાં હોય તેનાં પરિણામ બને તેટલા પ્રમાણમાં રજૂ થતાં હોય છે, પરંતુ આ પ્રકરણ માટે નવું અન્વેષણ કરવાની અપેક્ષા રાખવામાં આવતી નથી, કેમકે એમ કરવા જતાં વર્ષોનો વિલંબ થયા કરે. આથી મુખ્ય ધ્યેય તે તે વિષયના તજ્જ્ઞ અદ્યપર્યંત પ્રકાશમાં આવેલી માહિતીને પ્રમાણિત તથા તર્કબદ્ધ રીતે રજૂ કરે એ રહેલું છે.

આ ગ્રંથ સોલંકી કાલને લગતો છે. ગુજરાતના ઇતિહાસનો એ સહુથી જ્વલંત કાલ છે, આથી એ ગુજરાતના ઇતિહાસમાં સુવર્ણકાલ તરીકે જાણીતો છે.

સોલંકી કાલમાં ગુજરાતનું સહુથી પ્રબળ અને પ્રતાપી રાજ્ય સોલંકી વંશનું હતું, જેનું પાટનગર અણહિલવાડ પાટણ હતું. મૂલરાજ ૧ લાએ વિ. સં. ૯૯૮(ઈ. સ. ૯૪૨)માં સારસ્વતમંડલ(સરસ્વતી-કાંઠા)માં સ્થાપેલું રાજ્ય સમય જતાં ઉત્તરોત્તર વિસ્તૃત થતું ગયું. સિદ્ધરાજ જયસિંહ(ઈ. સ. ૧૦૯૪-૧૧૪૨) અને કુમારપાલ(ઈ. સ. ૧૧૪૨-૧૧૭૨)ના સમયમાં એની સત્તા લગભગ સમસ્ત ગુજરાત પર પ્રવર્તતી હતી, એટલું જ નહિ, ગુજરાતની આસપાસ આવેલાં અનેક રાજ્યો પર એનું આધિપત્ય જામ્યું હતું. ભીમદેવ ૨ જા-(ઈ. સ. ૧૧૭૮-૧૨૪૨)ના સમયમાં આ રાજવંશની સત્તા શિથિલ થઈ ને વિ. સં. ૧૩૦૦(ઈ. સ. ૧૨૪૪)માં મૂલરાજના વંશનો અંત આવ્યો. હવે

એની જગ્યાએ ધોળકાના વાઘેલા રાણા વીસલદેવનું રાજ્ય પ્રવર્ત્યું. ખરી રીતે વાઘેલા કુલ સોલંકી કુલની શાખાનું હોઈ વીસલદેવનો વંશ પણ સોલંકી વંશ જ છે. આ વંશની સત્તા અણહિલવાડમાં સ્થપાયે પચાસેક વર્ષ થયાં તે પછી થોડા વખતમાં કર્ણદેવ વાઘેલાના રાજ્યકાલ દરમ્યાન વિ. સં. ૧૩૫૬ (ઈ. સ. ૧૨૯૯)માં તથા વિ. સં. ૧૩૬૦ (ઈ સં. ૧૩૦૩-૪)માં દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખલજીની ફોજે ગુજરાત પર ચડાઈ કરી વંશની સત્તા નાબૂદ કરી. આમ એકંદરે સોલંકી વંશની સત્તા ગુજરાતમાં કુલ ૩૬૨ વર્ષ (વિ. સં. ૯૯૮ થી ૧૩૬૦) પ્રવર્તી. આ પ્રદેશને ' ગુર્જરદેશ ' નામ લાગુ પડ્યું ને છેવટે એનું 'ગુજરાત' રૂપ રૂઢ થયું તે પણ આ કાલ દરમ્યાન.

પ્રકરણ ૧ માં સોલંકી રાજ્યની રાજધાની અણહિલપાટક પત્તન(અણહિલ-વાડ પાટણ)નો પરિચય આપીને પ્રકરણ ૨-૭ માં સોલંકી રાજ્યનું નિરૂપણ કરવામાં આવ્યું છે. એમાંના પ્રકરણ ૬ માં વાઘેલા વંશને હેતુપૂર્વક ' વાઘેલા–સોલંકી વંશ ' કહેવામાં આવ્યો છે, કેમકે અગાઉ જણાવ્યા મુજબ વાઘેલા સોલંકીઓથી ભિન્ન નહોતા, પરંતુ સોલંકીઓની જ શાખાના હતા. વાઘેલા રાજ્યનો અંત ખલજી ફોજની ચડાઈથી આવ્યો એ નિર્વિવાદ છે, પરંતુ એને લગતી સમસ્યાઓ છે તેની એ પ્રકરણના પરિશિષ્ટમાં છણાવટ કરવામાં આવી છે.

અભિલેખો અને પ્રબંધો પરથી સોલંકી રાજાઓ ઉપરાંત તેઓના અનેક અધિકારીઓ વિશે માહિતી મળે છે. એમાંના કેટલાક કુલપરંપરાગત અધિકારીઓના વંશનો સિલસિલાબંધ ઇતિહાસ સાંપડે છે, આથી એવાં નામાંકિત કુલો અને અધિકારીઓ વિશે અહીં એક ખાસ પ્રકરણ આપવામાં આવ્યું છે.

સોલંકી કાલ દરમ્યાન કચ્છ–સૌરાષ્ટ્ર–લાટમાં બીજાં અનેક મોટાંનાનાં રાજ્ય થયાં છે. પ્રકરણ ૮ માં ગુજરાતનાં આવાં મોટાંનાનાં ૧૭ સમકાલીન રાજ્યોના ઉપલબ્ધ ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે.

ગુજરાતની આસપાસ પણ અનેક મોટાંનાનાં રાજ્ય થયાં. સોલંકી રાજ્યના સંદર્ભમાં ઉલ્લિખિત આવાં રાજ્યોનો સળંગ ખ્યાલ આવે એ માટે અહીં એવાં દસેક સમકાલીન રાજવંશોના અને એની શાખાઓ હોય તો એના પણ ઇતિહાસની રૂપરેખા આલેખવામાં આવી છે.

સોલંકી કાલના રાજ્યતંત્રના નિરૂપણમાં સોલંકી રાજ્યનાં મંડલો તથા એમાંના સારસ્વતમંડલના પથકો વિશેની માહિતી ખાસ નોંધપાત્ર છે. એવી રીતે રાજ્યનાં કરણો (ખાતાં) તથા ખતો અને દસ્તાવેજોના વિવિધ પ્રકારો અંગે 'લેખ-પદ્ધતિ'માંથી વિપુલ માહિતી પ્રાપ્ત થાય છે.

સોલંકી કાલનો રાજકીય ઇતિહાસ એટલા વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ છે કે એના વિગતવાર નિરૂપણ માટે એક સ્વતંત્ર દળદાર ગ્રંથની જરૂર પડે. આ ગ્રંથમાં તો એનો સંક્ષિપ્ત વૃત્તાંત જ આપવામાં આવ્યો છે.

ઇતિહાસના નિરૂપણમાં હવે રાજકીય ઇતિહાસ ઉપરાંત સાંસ્કૃતિક ઇતિહાસ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. અહીં સોલંકી કાલનાં સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ તથા ધર્મ–સંપ્રદાયોનાં પ્રકરણ સાંસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ પાસાંઓનું સુરેખ નિરૂપણ કરે છે. બ્રાહ્મણો તથા વણિકોમાં જ્ઞાતિભેદ હવે શરૂ થયા હતા. 'ગણિતસાર' પરની ગુજરાતી ટીકામાંથી જાણવા મળેલાં નાણાં તથા વિવિધ તોલ–માપને લગતાં કોષ્ટક ખાસ નોંધપાત્ર છે. ભરૂચના પ્રાચીન બંદરે પોતાની જાહોજલાલી ઠીક ઠીક ટકાવી રાખી હતી, પરંતુ વેપારનું મુખ્ય મથક હવે ખંભાત બન્યું હતું. આ કાલના આરંભમાં લોકભાષા અપભ્રંશ હતી, પરંતુ આગળ જતાં જૂની ગુજરાતી ભાષા ઘડાઈ રહી હતી. આ કાલ દરમ્યાન ગુજરાતમાં નાગરી લિપિ વિકસી હતી ને એમાં જૈન લહિયાઓ દ્વારા લખાતા કેટલાક અક્ષર વિશિષ્ટ મરોડ ધરાવતા. પાટણ, વડનગર, ધોળકા, આશાપલ્લી, ભરૂચ અને ખંભાત જેવાં નગરોમાં વિદ્યા, સાહિત્ય અને શિક્ષણની પ્રવૃત્તિઓ ફૂલીફાલી હતી. એમાં જૈન લેખકોએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને દેશી ભાષાઓમાં લલિત તથા શાસ્ત્રીય સાહિત્યના વિવિધ પ્રકારોમાં સંખ્યાબંધ ગ્રંથ લખ્યા હતા. કલિકાલસર્વજ્ઞ ગણાતા હેમચંદ્રાચાર્યે તથા એમના વિદ્વાન શિષ્યોએ પોતાની વિવિધ ઉચ્ચ કૃતિઓ દ્વારા ગુજરાતને વિદ્યાના ક્ષેત્રમાં ગરવું સ્થાન અપાવ્યું હતું. ધોળકાના મહામાત્ય વસ્તુપાલના પ્રોત્સાહન દ્વારા એના સમયના ગ્રંથકારોએ પણ લલિત તથા શાસ્ત્રીય સાહિત્યમાં વિપુલ પ્રદાન કર્યું હતું. આ કાલમાં રાજાઓ ઉપરાંત નાનાક જેવા વિદ્વાનની પ્રશસ્તિ રચાતી.

ભારતીય ધર્મસંપ્રદાયોમાં શૈવ તથા જૈન સંપ્રદાયોનો ઘણો અભ્યુદય થયો હતો. સૂર્ય–પૂજા પણ હજી ઠીક ઠીક પ્રચલિત હતી. હવે ગુજરાતમાં જરથોસ્તી તથા ઇસ્લામ ધર્મના અનુયાયીઓ પણ વસતા હતા.

પુરાવસ્તુકીય સ્થળતપાસ અને ઉત્ખનનમાં ક્ષત્રપ કાલ અને મૈત્રક કાલની સરખામણીએ સોલંકી કાલ વિશે હજી ઘણું ઓછું જાણવા મળ્યું છે. અનાવાડાનાં ખંડેરોનું ખોદકામ કરવામાં આવે તો અણહિલવાડના પુરાતન અવશેષ વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ થાય એમ લાગે છે.

સાહિત્યિક કૃતિઓની જેમ સ્થાપત્યકીય સ્મારકો પણ સોલંકી કાલમાં મોટી સંખ્યા ધરાવે છે. એમાં મંદિરો ઉપરાંત, કિલ્લાઓ અને જળાશયોનો સમાવેશ થાય છે. મંદિર–સ્થાપત્યમાં તલદર્શનનો તથા ઊર્ધ્વદર્શનનો પૂર્ણ વિકાસ

આ કાલમાં થયો. મોટાં મંદિરોની આગળ કીર્તિતોરણ પણ રચાયાં. અણહિલવાડ જેવાં નગરોના રાજપ્રાસાદો તથા દેવપ્રાસાદો નામશેષ હોવા છતાં મોઢેરા, સિદ્ધપુર, આબુ, તારંગા અને ગિરનાર જેવાં અનેક સ્થળોએ મોજૂદ રહેલાં દેવાલયોમ વાસ્તુકલા તથા શિલ્પકલાની સમૃદ્ધિ નજરે પડે છે. ગુજરાતમાં હવે હસ્તલિખિત ગ્રંથોમાં આલેખાતાં લઘુ ચિત્રોની કલાનો ય વિકાસ થયો હતો

જેને માટે ઇતિહાસસિદ્ધ પ્રમાણ ન મળે તેવા અનેક આનુશ્રુતિક વૃત્તાંતો પુરાણોમાં તથા પ્રબંધોમાં જળવાયા છે. ગ્રંથના પરિશિષ્ટમાં તો આ વિસ્તૃત વૃત્તાંતોમાંના મુખ્ય વૃત્તાંતોનો ટૂંકો સાર જ આપી શકાયો છે.

ગ્રંથમાં અંતે ગુજરાતના તથા એની આસપાસના રાજવંશોની વંશાવળીઓ, મૂળ તથા અર્વાચીન સંદર્ભોની સામાન્ય તથા પ્રકરણવાર વિશિષ્ટ સંદર્ભસૂચિઓ, પારિભાષિક શબ્દોના પર્યાયો, અને વિશેષ નામોની શબ્દસૂચિ આપવામાં આવેલ છે. નિયત કરેલા મુદ્રણાલયના કાર્યમાં અતિ વિલંબ થવાથી શબ્દસૂચિ અન્ય મુદ્રણાલયમાં છપાવવી પડી. તેથી એના ક્રમાંક અલગ મૂકવા પડ્યા છે.

નકશાઓ, રેખાચિત્રો અને ફોટાઓને લગતા ૪૦ પટ્ટ આપવામાં આવ્યા છે, જેથી પ્રકરણોમાં નિરૂપેલી બાબતો વધુ વિશદ બને.

ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની ગ્રંથમાલાનો આ ગ્રંથ તૈયાર કરી પ્રકાશિત કરવા માટે રાજ્ય સરકારે ૭૫ ટકાના અનુદાનની માતબર સહાય કરી છે એ માટે અમે એનો ઘણો આભાર માનીએ છીએ. ભાષા–નિયામક-શ્રીના વિભાગ તરફથી આ બાબતમાં અમને સતત સક્રિય માર્ગદર્શન મળેલ છે એ માટે એ વિભાગના સંચાલકોના પણ આભારી છીએ.

અમારા નિમંત્રણનો સ્વીકાર કરી જે અનેક વિદ્વાનોએ આ ગ્રંથનાં પ્રકરણ તથા પરિશિષ્ટ તૈયાર કરી આપ્યાં છે તે સહુનો અમે હાર્દિક આભાર માનીએ છીએ. અમારા સંપાદન–કાર્યમાં તથા પ્રૂફ–વાચનના કાર્યમાં અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીએ તથા નકશાઓ, આલેખો, ફોટાઓ, સૂચિઓ વગેરે બાબતમાં બીજા સહકાર્યકર ડૉ કાંતિલાલ ફૂ. સોમપુરાએ ઘણી સક્રિય મદદ કરી છે તેની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

ગુજરાતના ઇતિહાસના જ્વલંત એવા સોલંકીકાલને લગતો આ ગ્રંથ એ ઇતિહાસના સર્વ અભ્યાસીઓને ઉપયોગી નીવડશે એવી આશા રાખીએ છીએ.

ભો. જે. વિદ્યાભવન,<br>
ર. છો. માર્ગ,<br>
અમદાવાદ-૯<br>
તા. ૧–૮–૧૯૭૪

રસિકલાલ છો. પરીખ<br>
હરિપ્રસાદ ગં. શાસ્ત્રી<br>
સંપાદકો

# અનુક્રમણી



## ખંડ ૧

## રાજકીય ઇતિહાસ

### પ્રકરણ ૧

### અણહિલપાટક પત્તન : ગુજરાતની પ્રસિદ્ધ રાજધાની

લે. **ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**. એમ. એ., પી એચ. ડી.
નિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, અને અધ્યક્ષ,
ગુજરાતી વિભાગ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા



### પ્રકરણ ૨

### કુલોત્પત્તિ અને પૂર્વજો

લે. **હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.
અધ્યક્ષ, ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

### પ્રકરણ ૩

## સોલંકી રાજ્યનો અભ્યુદય

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.



### પ્રકરણ ૪

## સોલંકી રાજ્યની જાહોજલાલી

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.



### પ્રકરણ ૫

## સોલંકી રાજ્યની આથમતી કલા

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.



### પ્રકરણ ૬

## વાઘેલા સોલંકી રાજ્ય

લે. **નવીનચંદ્ર આનંદીલાલ આચાર્ય**, એમ. એ., પી એચ. ડી.

પરિશિષ્ટ

## કર્ણદેવ અને એના કુટુંબને લગતી સમસ્યાઓ

લે. **છોટુભાઈ ર. નાયક**, એમ. એ., બી. ટી., પી એચ. ડી., એફ. આર. એ. એસ.
ફારસીના રીડર, ભાષાભવન, ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ
અને
**નવનીતચંદ્ર આ. આચાર્ય**, એમ. એ., પી એચ. ડી.



પ્રકરણ ૭

## નામાંકિત કુલો અને અધિકારીઓ

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.



પ્રકરણ ૮

## સમકાલીન રાજ્યો

લે. **કેશવરામ કાશીરામ શાસ્ત્રી**, 'વિદ્યાવાચસ્પતિ'
માનાર્હ અધ્યાપક, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ
અને માનાર્હ અધ્યક્ષ, ગુજરાત શાખા, ગુજરાત સંશોધન મંડળ, અમદાવાદ

## પ્રકરણ ૯

## રાજ્યતંત્ર

લે. **હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પી એચ. ડી.



# ખંડ ૨

# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૧૦

## સામાજિક સ્થિતિ

લે. **ભોગીલાલ જ. સાંડેસરા**, એમ. એ., પી એચ. ડી.



## પ્રકરણ ૧૧

## આર્થિક સ્થિતિ

લે. **ભોગીલાલ જ. સાંડેસરા**, એમ. એ., પી એચ. ડી.

પરિશિષ્ટ

## ભરૂચનું બંદર

લે. **નરોત્તમ માધવલાલ વાળંદ**, એમ. એ.
ગુજરાતી વિભાગના વડા, શ્રી જયેન્દ્રપુરી આર્ટ્સ ઍન્ડ સાયન્સ કૉલેજ, ભરૂચ



પ્રકરણ ૧૨

## ભાષા અને સાહિત્ય

લે. **અંબાલાલ પ્રેમચંદ શાહ**, વ્યાકરણતીર્થ
નિવૃત્ત સંયુક્ત પ્રધાન સંપાદક, લાલભાઈ દલપતભાઈ ગ્રંથમાલા,
લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ



પ્રકરણ ૧૩

## લિપિ

લે. **પ્રવીણચંદ્ર ચિમનલાલ પરીખ**, એમ. એ., પી એચ. ડી.
ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજ, રાજકોટ

પ્રકરણ ૧૪

## ધર્મસંપ્રદાયો

### (અ) ભારતીય ધર્મો

લે. **ભોગીલાલ જયચંદભાઈ સાંડેસરા**, એમ. એ., પી એચ. ડી.



### (આ) ઇસ્લામ

લે. **છોટુભાઈ ર. નાયક**, એમ. એ., બી. ટી., પી એચ. ડી.



પરિશિષ્ટ ૧

## ગુજરાતના પાશુપત આચાર્યો

લે. **જીવનલાલ પ્રભુદાસ અમીન**, એમ. એ., પી એચ. ડી.
ભારતીય સંસ્કૃતિના અધ્યાપક, રજની પારેખ આર્ટ્સ એન્ડ
કેશવલાલ બુલાખીદાસ કૉમર્સ કૉલેજ, ખંભાત



પરિશિષ્ટ ૨

## ભારતમાં સૂર્યપૂજા અને એનો ગુજરાતમાં પ્રસાર

લે. **પ્રિયબાળા જીવણલાલ શાહ**, એમ. એ., પી એચ. ડી., ડી. લિટ્.
આચાર્યા, માતુશ્રી વીરબાઈમા મહિલા કૉલેજ, રાજકોટ

# ખંડ ૩

## પુરાતત્ત્વ

### પ્રકરણ ૧૫

## સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા મળતી માહિતી

લે. **રમણલાલ નાગરજી મહેતા**, એમ. એ., પી એચ. ડી.
અધ્યક્ષ, ડિપાર્ટમેન્ટ ઑફ આર્કિયોલૉજી ઍન્ડ ઍન્શ્યન્ટ હિસ્ટરી, ફૅકલ્ટી ઑફ આર્ટ્સ, મ. સ. યુનિવર્સિટી ઑફ બરોડા, વડોદરા



### પ્રકરણ ૧૬

## સ્થાપત્યકીય સ્મારકો

### (અ-આ) નાગરિક સ્થાપત્ય અને દેવાલયો

લે. **કાંતિલાલ ફૂલચંદ સોમપુરા**, એમ. એ., એલ એલ. બી., પી એચ. ડી.
ભારતીય સંસ્કૃતિના અધ્યાપક. ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



### (ઇ) ઇસ્લામી સ્મારકો

લે. **ઝિયાઉદ્દીન અબ્દુલ્હે દેસાઈ**, એમ. એ., ડી. લિટ્.
સુપરિન્ટેન્ડિંગ એપિગ્રાફિસ્ટ ફૉર અરેબિક ઍન્ડ પર્શિયન ઇન્સ્ક્રિપ્શન્સ, આર્કિયોલૉજિકલ સર્વે ઑફ ઇન્ડિયા, નાગપુર

### પ્રકરણ ૧૭

## શિલ્પકૃતિઓ

લે. **ઉમાકાંત પ્રેમાનંદ શાહ**, એમ. એ., પી એચ. ડી.
નાયબ નિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, મ. સ. યુનિવર્સિટી, વડોદરા



### પ્રકરણ ૧૮

## ચિત્રકલા

લે. **મંજુલાલ રણછોડલાલ મજમૂદાર**, એમ. એ., એલ એલ. બી., પી એચ. ડી.
ગુજરાતીના નિવૃત્ત અનુસ્નાતક અધ્યાપક, બરોડા કૉલેજ, વડોદરા



### પરિશિષ્ટ

## આનુશ્રુતિક વૃત્તાંતો



લે. **કનૈયાલાલ ભાઈશંકર દવે**, 'સ્માર્ત યાજ્ઞિક'
'સિદ્ધસર સહસ્રલિંગનો ઇતિહાસ', 'સરસ્વતીપુરાણ', 'ગુજરાતનું મૂર્તિવિધાન'
ઇત્યાદિ ગ્રંથોના લેખક



લે. **જયન્તકુમાર પ્રેમશંકર ઠાકર**, એમ. એ., કોવિદ
કાર્યવાહક ઉપનિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, વડોદરા

# નકશાઓ અને ચિત્રો

## નકશાઓ



## ચિત્રો

| | | |
|---|---|---|
| ૧૬ | ૪૫ | શિવમંદિર, કોટાય |
| | ૪૬ | ત્રિનેત્રેશ્વર, થાન |
| ૧૭ | ૪૭ | સૂર્યમંદિર, મોઢેરા |
| ૧૮ | ૪૮ | શિવમંદિર, કેરાકોટ |
| | ૪૯ | નવલખા, ઘૂમલી |
| ૧૯ | ૫૦ | રુદ્રમાળ, સિદ્ધપુર |
| | ૫૧ | તોરણ, વડનગર |
| ૨૦ | ૫૨ | અજિતનાથ મંદિર, તારંગા |
| | ૫૩ | લકુલીશ મંદિર, પાવાગઢ |
| ૨૧ | ૫૪ | દ્વયાયતન, વીરમગામ |
| | ૫૫ | સામ્બ મંદિર, બરડિયા |
| ૨૨ | ૫૬ | ત્ર્યાયતન, કસરા |
| ૨૩ | ૫૭ | પંચાયતન, ખેડાવાડા |
| | ૫૮ | શિવમંદિર, બાવકા |
| ૨૪ | ૫૯ | નેમિનાથ મંદિર, કુંભારિયા |
| | ૬૦ | શાંતિનાથ મંદિર, કુંભારિયા |
| ૨૫ | ૬૧ | વિમલવસહી : રંગમંડપની છત, આબુ |
| ૨૬ | ૬૨–૬૩ | વિમલવસહી : સ્તંભ-શિરાવટી, આબુ |
| ૨૭ | ૬૪ | લૂણવસહી : રંગમંડપની છત, આબુ |
| ૨૮ | ૬૫ | વિનાયક, પાટણ |
| | ૬૬ | માનસી દેવી, આબુ |
| ૨૯ | ૬૭ | બ્રહ્મા, પાટણ |
| | ૬૮ | ધનદ, માંડલ |
| ૩૦ | ૬૯ | શિવ, મૂલેશ્વર |
| | ૭૦ | ઇંદ્ર, કલેશરી |
| ૩૧ | ૭૧ | અંબિકા, આબુ |
| | ૭૨ | કુબેર, ઉત્તર ગુજરાત |
| | ૭૩ | કલ્યાણસુંદર, પાવાગઢ |
| ૩૨ | ૭૪ | સુરસુંદરી, કોટાય |
| | ૭૫ | ઊભા ગણેશ, પ્રભાસ |
| | ૭૬ | નટેશ, પ્રભાસ |

# સંક્ષેપ-સૂચિ

| | |
|---|---|
| अप. | अपराजितपृच्छा |
| की. कौ. | कीर्तिकौमुदी (ले. सोमेश्वर) |
| कु. प्र. | कुमारपालप्रबन्ध (ले. जिनमण्डनगणि) |
| कु. भू. च. | कुमारपालभूपालचरित (ले. जयसिंहसूरि) |
| जेस. भा. ग्रं. सू. | जेसलमेरजैनभाण्डागारीयग्रन्थसूची |
| प. ग्रं. सूची. | पत्तनस्थप्राचीनजैनभाण्डागारीयग्रंथसूची |
| पु. | पुराण |
| पु. प्र. सं. | पुरातनप्रबन्धसंग्रह (सं. मुनि जिनविजय) |
| प्र. को. | प्रबन्धकोश (ले. राजशेखर) |
| प्र. च. | प्रभावकचरित (ले. प्रभाचन्द्र) |
| प्र. चिं | प्रबन्धचिन्तामणि (ले. मेरुतुंग) |
| वि. ध. पु. | विष्णुधर्मोत्तरपुराण |
| वि. श्रे. | विचारश्रेणी (ले. मेरुतुंग) |
| सम. सू. | समराङ्गणसूत्रधार (ले. भोजदेव) |
| કસંદ | કચ્છનું સંસ્કૃતિદર્શન (લે. રામસિંહજી રાઠોડ) |
| ગુઐલે | ગુજરાતના ઐતિહાસિક લેખો (સં. ગિ. વ. આચાર્ય) |
| ગુ. પ્રા. ઇ. | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (લે. હરિપ્રસાદ શાસ્ત્રી) |
| ગુ. મ. રા. ઇ. | ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (લે. દુ. કે. શાસ્ત્રી) |
| ગુ. મૂ. | ગુજરાતનું મૂર્તિવિધાન (લે. કનૈયાલાલ ભા. દવે) |
| ગુ. સાં. ઇ. | ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ (લે. રત્નમણિરાવ ભી. જોટ) |
| જૈ. સા. સં. ઇ. | જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ (લે. મોહનલાલ દ. દેસાઈ) |
| બુ. પ્ર. | બુદ્ધિપ્રકાશ |
| બૃ. શિ. શા. | બૃહદ્ શિલ્પશાસ્ત્ર (સં. જગન્નાથ અં. સોમપુરા) |
| મૈ. ગુ. | મૈત્રકકાલીન ગુજરાત (લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી) |
| શૈ. ધ. સં. ઇ. | શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ (લે. દુર્ગાશંકર કે. શાસ્ત્રી) |

| | |
|---|---|
| AANG | The Architectural Antiquities of Northern Gujarat (by Burgess and Cousens) |
| AFIS | (Some) Archaeological Finds in the Idar State (by P. A. Inamdar) |
| A. G. | Archaeology of Gujarat (by H. D. Sankalia) |
| A. I. K. | Age of Imperial Kanauj (Ed. by R. C. Majumdar) |
| AIOC | All-India Oriental Conference : Proceedings & Transactions |
| AKK | (Report on) the Antiquities of Kathiawar and Kachh |
| ARAB | Annual Report of the Archaeological Department of Baroda State (Ed. by Hiranand Sastri) |
| ARIE | Annual Report on Indian Epigraphy |
| ASWI | Archaeological Survey of Western India |
| B. G. | Bombay Gazetteer |
| CG | The Chaulukyas of Gujarat (by A. K. Majumdar) |
| CSTG | The Chronology of the Solanki Temples of Gujarat (by M. A. Dhaky) |
| CTG | The Ceilings in the Temples of Gujarat (by Nanavati and Dhaky) |
| EI | Epigraphia Indica |
| EIAPS | Epigraphia Indica, Arabic and Persian Supplement |
| EIM | Epigraphia Indo-Moslemica |
| G. O. S. | Gaekwad Oriental Series |
| IA | Indian Antiquary |
| IA | Indian Architecture (by Percy Brown) |
| IHC | Indian History Congress : Proceedings & Transactions |
| I. H. G. | Introduction to the History of Gujarat (by R. C. Parikh) |
| JBBRAS | Journal of Bombay Branch of Royal Asiatic Society |
| JGRS | Journal of the Gujarat Research Society |

| | |
|---|---|
| JISOA | Journal of Indian Society of Oriental Art |
| JMSB | Journal of M. S. University of Baroda |
| JOI | Journal of the Oriental Institute, Baroda |
| MAA | The Muhmmedan Architecture of Ahmedabad (by J. Burgess) |
| MSTG | The Maitraka and the Saindhava Temples of Gujarat (by Nanavati & Dhaky) |
| N. D. M. G. | New Dynasties of Medieval Gujarat (by Amrit Pandya) |
| PIHC | Proceedings of Indian History Congress |
| RAKK | Report on the Antiquities of Kathiawar and Kachh ( by J. Burgess) |
| R. D. | The Ruins of Dabhoi ( by Hiranand Sastri ) |
| SE | The Struggle for Empire (Ed. by R. C. Majumdar) |
| S.H. C. G. E. | Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat (by H. D. Sankalia) |
| SMTK | Somanatha and Other Medieval Temples in Kathiawad (by H. Cousens) |
| SSE | Somanatha, the Shrine Eternal ( by K. M. Munshi ) |
| STG | Structural Temples of Gujarat ( by K. F. Sompura ) |

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૩ | કહેવત | કહેવાય |
| ૭ | ૨૪ | વીજળીફૂવાના | વીજળ ફૂવાના |
| ૧૧ | ૨૫ | ફાટી પોલનો | ફાટી પાળનો |
| ૧૩ | ૧૮ | માકહુલ | મામહુલ |
| | ૨૪ | દ્વયાશ્રથ | દ્વયાશ્રય |
| ૨૧ | મથાળું | પૂર્પજો | પૂર્વજો |
| ૨૨ | ૨૭ | p. 8 | p. 8.) |
| ૩૧ | ૨૩ | અવસાનનો | અવમાનનો |
| ૩૩ | ૨૬ | જિનેશ્વરસૂરિ | જિનેશ્વર સૂરિ |
| ૩૯ | ૨૫ | કલચુરિ | ચૌલુક્ય |
| ૪૧ | ૨૭ | ૧૧૦૦ | ૧૧૪૦ |
| ૪૬ | ૧૦ | ૧૨૨૦ | ૧૦૨૦ |
| ૪૯ | ૭ | પડાવી, | પડાવી. |
| ૫૧ | ૧૯ | જયસિંહ | જયસિંહસૂરિ |
| ૫૭ | ૫ | શવ | શૈવ |
| ૬૨ | ૧૦ | વિ. સં. | વ. સં. |
| | ૧૧ | ઈ. સ. | વિ. સં. |
| ૬૪ | ૨૮ | એણે | કુમારપાલે |
| ૬૮ | ૩૦ | જુદીપ્ર દ્ધતિને | જુદી પદ્ધતિને |
| ૬૯ | ૨૫ | p. 194 | pp. 195 f |
| ૭૩ | ૫ | કર્યું | કર્યું |
| ૭૯ | ૩૦ | બેડો | બેઠો |
| ૮૨ | ૨૨ | *C. G.* | C. G., p. 148 |
| ૯૬ | ૧૬ | આસાવલમાંથી નાસીને | નાસીને |
| ૧૦૫ | ૧૧ | (ઈ. સ. ૧૩૦૪–૫) | ૨૬ ક્રમે |
| ૧૦૬ | ૧ | ૧૩૦૪–૫ | ૧૩૦૩–૪ |
| ૧૧૨ | ૧૩ | પુ. ૧૦૬ | બુ. પ્ર., પુ. ૧૦૬ |
| ૧૨૫ | ૧૦ | संग्रह | संदोह |
| ૧૨૭ | ૧૦ | ધાયો | ધાર્યો |

| | | | |
|---|---|---|---|
| ૧૩૫ | ૧૦ | કવાત | દયાસ |
| ૧૩૯ | ૩૨ | મહોલા | મહોબા |
| ૧૪૬ | ૬ | ૧૧૦૬ | ૧૨૦૬ |
| ૧૪૭ | ૧૨ | ૧૧૬૪ | ૧૨૬૪ |
| | ૨૨ | રામદેવ | ભોજદેવ |
| ૧૪૮ | ૯ | **દક્ષ્ણ સૌરક્ષિાષ્ટ્રમાં** | **દક્ષિણ સૌરાષ્ટ્રમાં** |
| ૧૫૪ | ૩૦ | ૨૨૧ | ૨૧૧ |
| ૧૫૫ | ૬ | (અણુસિંહ) | (અર્ણસિંહ) |
| ૧૫૬ | ૨ | ૧ લા કે ૨ જા | ૩ જા |
| | ૨૯ | સેવાઓતા | સેવાઓના |
| ૧૫૭ | ૭ | મંગુજી | માંગુજી |
| ૧૫૮ | ૨૨ | બારવટું | બહારવટું |
| ૧૫૯ | ૧૯ | તલ | તૈલ |
| ૧૬૦ | ૧૯ | ) માં | ) ના દાનપત્ર પ્રમાણે |
| | ૨૩ | ગાયનું | ગામનું |
| ૧૬૧ | ૭–૮ | જગતપાલ | જગત્પાલ |
| | ૧૪ | મંગલપુર | મંગલપુરી |
| ૧૬૩ | ૨૪–૨૫ | | નીચે મુજબ વાંચો : જેસલને 'મરુ-મહીમંડલમંડન' કહ્યો છે તે 'મરુ-મહીમંડલ-મંડન' અર્થાત્ દેવલોકવાસી થયો. જેસલના મોટા પુત્રનું નામ 'વીસલદેવ' |
| ૧૬૪ | ૨૭ | 'મહીમંડલમંડન' | 'મરુ-મહીમંડલમંડન' અર્થાત્ દેવલોક પામેલો કહ્યો છે. |
| | ૨૯–૩૦ | | નીચે પ્રમાણે વાંચો : અને આ વિશેષણ પણ જેસલ દેવલોકવાસી થયો એવો અર્થ આપતું હોઈ જેસલ પછી એના પુત્રના સમયમાં અથડા-મણ થઈ છે. |
| ૧૬૬ | ૨૦ | કીર્તવર્મા | કીર્તિવર્મા |

| | | | |
|---|---|---|---|
| ૧૬૭ | ૧૭ | અવિચ્છત્ર | અવિચ્છિન્ન |
| | ૨૬ | જત્રસિંહને | જૈત્રસિંહને |
| ૧૭૦ | ૨૨ | પરુષ | પુરુષ |
| ૧૭૨ | ૧૫ | જયવર્મા | જયવર્મા ઉર્ફે અજયવર્મા |
| | ૧૫–૧૭ | | 'હોય' થી 'લાગે છે' સુધીનું રદ કરો |
| | ૧૭ | પુત્ર | ભાઈ |
| | ૨૯ | જયવર્મા ૨ જો | જયવર્મા ૨ જો ને એના પછી જયસિંહ ૨ જો |
| ૧૭૩ | ૧ | એવો | એનો |
| ૧૭૪ | ૧ | પૂર્ણપાલ | પૂર્ણપાલ પછી એનો ભાઈ દંતિવર્મા અને |
| | ૩ | જાણવામાં..........છે | દંતિવર્માનો પુત્ર યોગરાજ અને યોગરાજ પછી એનો પુત્ર રામદેવ, રામદેવ પછી કૃષ્ણરાજ ૨ જાનો પુત્ર કાકલદેવ અને પછી એનો પુત્ર વિક્રમસિંહ ગાદીએ આવ્યો. |
| | ૩૦ | એના પછી | એના પુત્ર અર્જુન પછી |
| ૧૭૫ | ૮ | ચચ્ચ અને | ને પછી ચચ્ચ ઉર્ફે |
| ૧૭૬ | ૧૧ | ભિન્નમાલ | સોમેશ્વર પછી જયંતસિંહ ને એના પછી સપ્લસિંહ નામે રાજા થયો. ભિન્નમાલ |
| ૧૭૭ | ૧૬ | પદવી | પદવી પર |
| ૧૭૮ | ૨ | પુત્ર | ભાઈ |
| | ૯ | ૧૦૧૫ | ૧૧૦૫ |
| | ૧૨ | ઉર્ફે | ઉર્ફે |
| ૧૮૧ | ૧૦,૧૨ | બાલાપ્રસાદ | બાલપ્રસાદ |
| | ૧૮ | પછી એનો | પછી |
| | ૧૯ | ભત્રીજાને | ભત્રીજા રત્નપાલને |

| | | | |
|---|---|---|---|
| ૧૮૨ | ૧ | નાના ભાઈ | ભાઈ |
| | ૭ | આશરાજ | આલ્હણદેવ |
| ૧૮૩ | ૩૦ | સ્વીકારેયેલા | સ્વીકારાયેલા |
| ૧૮૬ | ૧ | યશોવર્મા ૨ જો, એનો પુત્ર | એનો પૌત્ર |
| | ૩ | અને | અને એનો ભાઈ |
| | ૯ | 'કલચુરિ' | 'કલિચુરિ' |
| | ૨૪ | લક્ષ્મણરાજ અને એના પછી | લક્ષ્મણરાજ, એના પછી એનો મોટો પુત્ર શંકરગણ ૨ જો, અને એના પછી એનો |
| ૧૮૭ | ૨૯ | પુત્ર | ભાઈ |
| ૧૮૮ | ૨૭ | કલ્હણે | કેલ્હણે |
| ૧૯૦ | ૨ | પુત્ર | પૌત્ર |
| | ૨૨ | કાફૂર ને | કાફૂરને |
| ૧૯૩ | ૨૭ | ત્રીજો પુત્ર | પુત્ર |
| ૧૯૪ | ૨૦ | પુત્ર | ભાઈ |
| | ૨૪ | વાતાપી | બનવાસી |
| ૧૯૫ | ૨ | હંગલ | હાંગલ |
| ૧૯૬ | ૨૪ | વિક્રમાદિત્ય | વિજયાદિત્ય |
| ૧૯૭ | ૨૯ | | પૃ. |
| ૧૯૮ | ૧,૮ | Wilbrerporce | Wilberborce |
| | ૩ | ઇત્રિહાસ | ઇતિહાસ |
| | ૧૪ | મુખ્વ | મુખ્ય |
| | ૧૯ | ૨૯૮ | પૃ. ૨૯૮ |
| | ૨૦ | 'રાઠોઙ' | 'રાઠોડ' |
| | ૨૬ | XXI | XXXI |
| | ૩૧ | Diskatkar | Diskalkar |
| ૧૯૮ | મથાળું | અસકાલીન | સમકાલીન |
| | ૧૩ | °रिव | °रिह |
| | ૧૪ | ७४७ | ७४ |
| | ૧૫ | णरिव | णहिव |
| | ૧૮ | ढद्धाटिता | रुद्धाटिता |
| ૨૦૦ | ૩ | प्रभृत्ति | प्रभृति છે. |

| | | | |
|---|---|---|---|
| | ૧૪ | luscriptio s | Inscriptions |
| | ૨૨ | Gazctteer | Gazetteer |
| ૨૦૧ | ૧૫ | Medival | Medieval |
| | ૨૭ | p. 869 | p. 869; ગુઐલે, ભા. ૩, લેખ ૨૩૯ |
| ૨૦૨ | ૧૧ | ઇ. સ. | ઈ. સ. |
| | ૩૨ | Autiquary | Antiquary |
| ૨૦૩ | ૮ | પટનારાયણ | પાટનારાયણ |
| | ૧૦ | IXV | IX |
| ૨૦૪ | ૨૫ | Mafumdar | Majumdar |
| ૨૦૫ | ૧૨ | મારવાડને | મારવાડનો |
| | ૧૩ | ૧૭૧ | ૧૭૦ |
| | ૧૬–૨૦ | | પા. ટી. ૨૨૦–૨૨૨ રદ કરો. |
| ૨૦૬ | ૮ | Impottanat | Important |
| | ૯ | કેટકાચાર્ય | કંટકાચાર્ય |
| | | Statc | State |
| | ૧૨ | નવસારી | ગણદેવી |
| ૨૦૭ | ૧૧ | સમપ્ત | સપ્તમ |
| ૨૧૪ | ૧૦ | રવામિ | સ્વામિ |
| ૨૨૫ | ૧૬ | *b d* | *Ibid.* |
| ૨૨૯ | ૧ | ૬ | ૨ |
| | ૧૮ | વાણિક | વણિક |
| ૨૩૧ | ૩૦ | સામણ | સાંગણ |
| ૨૩૨ | ૮ | હતી૫૧ | હતી૧૫ |
| | ૧૯ | આગમન | અવસાન |
| ૨૩૩ | ૧ | ધોરણ | નૈતિક ધોરણ |
| ૨૩૫ | ૨૩ | આદિવાસીઓ | અધિવાસીઓ |
| ૨૩૭ | ૧ | સયુચ્ચય | સમુચ્ચય |
| | ૧૩ | છે૭૧ | છે૪૧ |
| ૨૩૮ | ૪ | નેળિયાના | નોળિયાના |
| ૨૩૯ | ૧૨ | પૃ. | પુ. |
| | ૨૫ | Documeutary | Documentary |

| | ૨૮ | कुरशीदस | कुरशीदशो |
|---|---|---|---|
| | ૩૩ | वेश्यावासनं | वेश्याव्यसनं |
| ૨૪૦ | ૩૧ | રમણુલાલ | રામલાલ |
| ૨૪૩ | ૫ | પ્રકારની | પ્રકારનાં |
| | ૧૬ | માર્કોપોલાની | માર્કોપોલોની |
| ૨૫૩ | ૨૫ | અંબદેસૂરિના | અંબદેવસૂરિના |
| ૨૫૬ | ૧૧ | આજે | આને |
| ૨૫૮ | ૨૬ | ભાર્ગવોને | ભાર્ગવોમાંના ચ્યવન |
| ૨૬૦ | ૧૪ | એ બે | બે |
| | ૧૬ | અમદાવાદના | ગુજરાતના |
| ૨૬૪ | ૨૭ | *Ancieni* | *Ancient* |
| ૨૮૬ | ૪ | ૧૧૦૦ | ૧૧૦૦૦ |
| ૨૯૨ | ૨૨ | ૧૩૦૭ | ૧૩૮૭ |
| | ૨૩ | ૧૨૫૧ | ૧૩૩૧ |
| ૨૯૪ | ૯-૧૭ | | (ફકરો રદ કરો.) |
| ૨૯૫ | ૧૩ | સુખવિબાધા | સુખવિબોધા |
| ૩૦૩ | ૨ | ગ્રંથાકારે | ગ્રંથકારે |
| ૩૦૬ | ૧૧ | શ્રાવકવર્ષાભિગ્રહ | શ્રાવકવર્ષાભિગ્રહ |
| | ૩૧ | ૧૨૫ | ૧૨૫૨ |
| ૩૦૮ | ૧૮ | વિજયપાલ | જિનપાલ |
| ૩૧૦ | ૧૮ | વાઘેલા | — |
| | ૧૯ | કર્ણદેવના સમયમાં | — |
| ૩૧૩ | ૨૯ | સુત્કૃત્યોનું | સત્કૃત્યોનું |
| ૩૧૫ | ૬ | સામ | સોમ |
| ૩૧૭ | ૯ | શાર્ઙ્ધર | શાર્ઙ્ગધર |
| ૩૧૯ | ૨૩ | એર ચના | એ રચના |
| | ૨૮ | લઘવૃત્તિ | લઘુવૃત્તિ |
| ૩૨૮ | ૧૯ | ઈ. સ. | વિ. સં. |
| ૩૨૯ | ૧૧ | જનાસમુદ્ર | જન્મસમુદ્ર |
| | ૧૨ | બડાજાતક | બેડાજાતક |
| ૩૩૧ | ૧૧ | મુનિચંદ્રગણિ | ગુણચંદ્રગણિ |
| ૩૩૬ | ૨૯ | लक्ष्मीतिलकगणि | चन्द्रतिलकगणि |

| | | | |
|---|---|---|---|
| ૩૪૧ | ૧૦ | चन्द्रतिलक | लक्ष्मीतिलक |
| ૩૫૯ | ૨૭ | Biihler | Bühler |
| ૩૬૩ | ૫ | અગ્નિચય | અગ્નિચયન |
| | ૧૯ | ઈંદ્રજાલને | ઈંદ્રજાલીને |
| ૩૬૪ | ૪ | એમનો | જેમનો |
| ૩૬૬ | ૩ | પ્રસાદ | પ્રાસાદ |
| ૩૭૪ | ૧૨ | આઠમા | દસમા |
| ૩૭૯ | ૧૩ | ફરસાદ | ફરિયાદ |
| ૩૮૨ | ૨૮ | યોગેશ્વર | યોગેશ્વરી |
| | ૩૦ | 262 | 292 |
| ૩૯૮ | ૫ | અર્યમત્ | અર્યમન્ |
| ૪૦૧ | ૧૦ | બોરિયા | ઓરિયા |
| ૪૦૬ | ૨૯ | ગુ. પૂ. | ગુ. મૂ. |
| ૪૦૯ | ૪ | ૪ | ૩ |
| ૪૧૨ | ૪ | પૂ | પુ. |
| | ૧૨ | toiles in primees Fostat Hinoloustan | Toils Impritees Füotal Hindoustan |
| ૪૧૫ | ૩૦ | ચાંપાનેર અને પાવાગઢ | બુરહાનપુર |
| ૪૧૬ | ૧૩ | મળતાં | મમતા |
| | ૨૨ | (પટ્ટ ૧૧, આ. ૩૬) | (રદ કરો.) |
| ૪૩૪ | ૨૭ | હેવમાલ | દેલમાલ |
| ૪૪૨ | ૧૬ | ૬૧ | ૩૧ |
| ૪૫૪ | ૧૯ | લિંબાજી | લિંબોજી |
| ૪૫૫ | ૨૭ | દશાવતરો | દશાવતારો |
| ૪૫૬ | ૧૬ | વ્યાઘ્રશ્વર | વ્યાઘ્રેશ્વરી |
| | ૨૫ | હતી | હતી[૨૦૧] |
| | ૨૬ | છે.[૨૦૧] | છે. |
| ૪૬૫ | ૧૪ | શિલ્પોથી | કલાકારોનાં શિલ્પોથી |
| ૪૬૬ | ૨૨ | મૂળ મંડપ | મુખમંડપ |
| ૪૭૩ | ૧૭ | અર્ધ ઉપરના | ઉપરના |
| ૪૮૧ | ૧૭ | ૨૫ | ૨૪ |

| | | | |
|---|---|---|---|
| ૪૮૩ | ૨૯ | ૧૫૭ | ૧૧૭ |
| ૪૮૭ | ૧ | ૨૬ | ૨૭ |
| | ૨ | ૬૩, ૬૪ | ૬૮ |
| | ૫ | ગૂઢ મંઢપ | ગૂઢમંડપ |
| | ૩૧ | સપિરકર | સપરિકર |
| ૪૮૮ | ૪ | વિમૂષિત | વિભૂષિત |
| | ૧૬ | (પટ્ટ ૨૯, આ. ૧૫) | ૨૬ કરો. |
| ૪૯૩ | ૧૦ | ઇમારન | ઇમારત |
| ૪૯૫ | ૯ | અગત્સ્ય | અગસ્ત્ય |
| ૫૦૩ | ૩૧–૩૨ | સિંયકે | સીયકે |
| ૫૧૦ | ૧૭ | નિષદ્ધ | નિષિદ્ધ |
| ૫૧૧ | ૪ | અકેલા | આંકેલા |
| | ૧૧ | વાકણકરે | શ્રી. વાકણકરે |
| ૫૧૪ | ૧ | પાટણની | પાડણની |
| ૫૧૫ | ૯ | ૪૬ | ૪૭ |
| ૫૧૮ | ૧૯ | ૬૭ | ૬૮ |
| | ૨૦ | પાટણની | પાડણની |
| | ૨૨ | પાટણના | પાડણના |
| ૫૧૯ | ૧૪ | પર્યંસક | પર્યસ્તક |
| | ૨૨ | તૈબપુર | તૈયબપુર |
| ૫૨૩ | ૨૭ | (પટ્ટ ૨૭, આ. ૬૪) | (૨૬ કરો.) |
| ૫૨૬ | ૧૦ | પાટણની | પાડણની |
| ૫૨૮ | ૩ | ગ્રંથસ્થ | ગ્રંથસ્થ |
| ૫૪૪ | ૧૬ | સોનામહોરે | સોનામહોરો |
| | ૨૩ | મોકલેલો[૫૩] | મોકલેલો[૫૩અ] |
| ૫૪૭ | ૯ | કોશાગારામાં | કોશાગારમાં |
| ૫૪૮ | ૧૩ | પગમાંથી | પગમાંની |
| ૫૫૦ | ૧૯ | મંત્રી | મંતરી |
| | ૨૩ | શૃંઆર | શૃંગાર |
| | ૨૯ | કરી. | કરી.[૭૮] |
| ૫૫૧ | ૬ | મંત્રી | મંતરી |

| | | | |
|---|---|---|---|
| ૫૫૩ | ૨૬ | જાય છે | લઈ જાય છે |
| ૫૫૪ | ૨૨ | જોઈએ | જોઈ |
| | ૨૫ | મેત્રી | મૈત્રી |
| ૫૫૮ | ૧૫ | ૩૮ | કં. ૩૮ |
| ૫૮૦ | ૨ | વાતાપી | અનવાસી |
| ૫૮૧ | ૧૧–૧૨ | પરમર્દી<br>\|<br>વિષ્ણુચિત્ત | (unnamed parent)<br>├ પરમર્દી<br>└ વિષ્ણુચિત્ત |

# ખંડ ૧

# સોલંકી રાજ્ય

## પ્રકરણ ૧

## અણહિલપાટક પત્તન : ગુજરાતની પ્રસિદ્ધ રાજધાની

### સ્થાપના

ગુજરાતની પ્રસિદ્ધ રાજધાની પાટણની સ્થાપના અનુશ્રુતિ અનુસાર સં. ૮૦૨ ( ઈ. સ. ૭૪૬ )માં ( પરંતુ અદ્યતન સંશોધન અનુસાર એના પછી સોએક વર્ષે[૧] ) થઈ. એ ચાવડા, સોલંકીઓ અને વાઘેલા(સોલંકી)ઓનું પાટનગર હતું ( ઈસ્વી સનના ચૌદમા શતકના આરંભ સુધી ). મુસ્લિમ રાજ્યકાલમાં ય, ઈસ્વી સનના પંદરમા શતકના આરંભમાં અમદાવાદની સ્થાપના થઈ ત્યાંસુધી, પાટણ ગુજરાતની રાજધાની રહ્યું. અર્થાત્ પાંચ–છ શતાબ્દી કરતાં વધારે સમય સુધી એ નગર ગુજરાતનું રાજકીય, વેપારી અને સાંસ્કૃતિક કેંદ્ર રહ્યું. એના વિશે વિપુલ સમકાલીન સાહિત્ય આજે પણ ઉપલબ્ધ છે. ‘ સ્વાભાવિક છે કે ગુજરાત-ની ઐતિહાસિક રાજધાનીઓનો વિચાર કરતાં અણહિલપુર પાટણ જ મનમાં પહેલું આવે, બીજી રાજધાનીઓ ઇતિહાસકારોની નોંધો જેવી લાગે.’[૧અ]

વનરાજ ચાવડાએ પોતાના સહાયક અણહિલ નામે ભરવાડના નામે આ નગર વસાવ્યું એવી સામાન્ય માન્યતા છે, પણ જિનપ્રભસૂરિ એમના પ્રાકૃત “ વિવિધતીર્થકલ્પ ”માંના[૨] ‘ અણહિલપુરસ્થિત–અરિષ્ટનેમિકલ્પ ’માં જે માહિતી આપે છે તે પ્રમાણે, લક્ખારામ નામે પ્રાચીનતર ગામની જગાએ અણહિલપત્તન વસ્યું હતું. જિનપ્રભસૂરિએ નોંધેલી અનુશ્રુતિ બને ત્યાંસુધી એમના શબ્દોમાં જ જોઈએ :

‘ પૂર્વકાલમાં કન્યકુબ્જ નગરમાં યક્ષ નામે મહર્દ્ધિસંપન્ન નૈગમ અથવા વેપારી રહેતો હતો. એ એક વાર વાણિજ્ય માટે, બળદોના મોટા સાર્થ સાથે, કરિયાણાં એકત્ર કરી, કન્યકુબ્જાધિપતિની પુત્રી મહણિગાને કંચુલિકા સંબંધે આપવામાં આવેલ, કન્યકુબ્જપ્રતિબદ્ધ અથવા કનોજના તાબાના, ગુર્જરદેશ તરફ નીકળ્યો અને એણે અનુક્રમે સરસ્વતીના તટ ઉપર લક્ખારામમાં પડાવ નાખ્યો. પૂર્વે અણહિલવાડ પટ્ટણનું એ નિવેશસ્થાન હતું. સાર્થનો ત્યાં પડાવ નાખીને એ વેપારી રહેતો હતો અને વર્ષાઋતુ આવી પહોંચી. ભાદ્રપદ માસમાં

એનો આખોયે બળદનો સાર્થ ક્યાંક ગયો અને સર્વત્ર શોધ કરાવવા છતાં એનો પત્તો લાગ્યો નહિ. જાણે સર્વસ્વનો નાશ થયો હોય એમ અત્યંત ચિંતાતુર થયેલા એના સ્વપ્નમાં રાત્રે ભગવતી અંબિકા દેવી આવી. દેવીએ કહ્યું : 'વત્સ ! જાગે છે કે ઊંઘે છે ?' યક્ષે કહ્યું : 'માતા ! જેના બળદનો સાર્થ નાશ પામ્યો છે તેવા મને નિદ્રા ક્યાંથી ?' દેવી બોલ્યાં : 'ભદ્ર ! આ લક્ખારામમાં આંબલીના થડ નીચે ત્રણ પ્રતિમા છે તે ખોદાવીને તું લઈ લે. એક પ્રતિમા શ્રીઅરિષ્ટનેમિસ્વામીની, બીજી શ્રીપાર્શ્વનાથની અને ત્રીજી અંબિકાદેવીની છે.' યક્ષે પૂછયું : 'અહીં આંબલીનાં થડ ઘણાં છે, તો એ પ્રદેશ કઈ રીતે ઓળખવો ?' દેવીએ કહ્યું : 'જ્યાં ધાતુમય મંડળ અને પુષ્પપ્રકર જુએ તે જ સ્થાન એ ત્રણ પ્રતિમાઓનું જાણજે. એ ત્રણ પ્રતિમા પ્રગટ થાય અને તેઓની પૂજા થાય એટલે તારા બળદ પોતાની મેળે પાછા આવશે.' યક્ષે પ્રભાતે ઊઠીને બલિવિધાનપૂર્વક એમ કર્યું એટલે ત્રણેય પ્રતિમા પ્રગટ થઈ. તેઓની વિધિપૂર્વક પૂજા કરવામાં આવી. થોડી વારમાં જ બળદ આવ્યા. વેપારી પ્રસન્ન થયો, એણે ત્યાં પ્રાસાદ કરાવ્યો અને એમાં પ્રતિમાઓ સ્થાપિત કરી. પછી એક વાર વર્ષાઋતુ પૂરી થતાં અગ્ગહાર ગામમાંથી બંભાણગચ્છમંડન શ્રીયશોભદ્રસૂરિ ખંભાતનગર તરફ વિહાર કરતા ત્યાં આવ્યા. લોકોએ વિનંતિ કરી : 'ભગવન્ ! તીર્થ ઓળંગીને આગળ જવું યોગ્ય નથી.' પછી એ સૂરિએ ત્યાં એ પ્રતિમાઓને વંદન કર્યાં, માર્ગશીર્ષ પૂર્ણિમાએ મહોત્સવપૂર્વક ત્યાં ધ્વજારોપણ કર્યું. આજે પણ[3] એ જ દિવસે (પ્રતિવર્ષ) ત્યાં ધ્વજારોપણ કરવામાં આવે છે. એ (પ્રથમ) ધ્વજારોપમહોત્સવ વિક્રમ સંવત ૫૦૨ માં થયો હતો. પછી વિક્રમ સંવત ૮૦૨ માં અણહિલ ગોવાળે પરિક્ષિપ્ત કરેલા પ્રદેશમાં, લક્ખારામના સ્થાન ઉપર ચાપોત્કટ વનરાજે પાટણ વસાવ્યું.'[4]

વૃદ્ધપરંપરાએ ચાલતી આવેલી જે અનુશ્રુતિ જિનપ્રભસૂરિએ નોંધી છે તેમાંથી ચમત્કારના અંશ બાદ કરીએ તો એટલું ફલિત થાય છે કે લક્ખારામ નામે પ્રાચીનતર સંનિવેશના સ્થાન ઉપર પાટણ વસાવાયું હતું, જેમ આશાપલ્લી અને કર્ણાવતીના સ્થાને કે એની નજદીક અમદાવાદ સ્થાપિત થયું હતું તેમ. બીજું, પોતાનું પિતૃપરંપરાગત સ્થાન પંચાસર છોડીને વનરાજ જ્યાં નવું નગર વસાવે તે ભૂમિની કોઈ વિશેષતા હોવી જોઈએ. સ્પષ્ટ છે કે લક્ખારામ—અને પછી પાટણ—સાર્થમાર્ગોના સંગમસ્થાને આવેલું હતું એ વસ્તુએ પણ એના વિકાસમાં વિશિષ્ટ ફાળો આપ્યો હતો. લક્ખારામમાં અરિષ્ટનેમિચૈત્યમાં પ્રથમ ધ્વજારોપમહોત્સવ સં. ૫૦૨ (ઈ.સ. ૪૪૬)માં થયો હતો એમ જિનપ્રભસૂરિ

નોંધે છે, એ પાછળની પરંપરા નિરાધાર હશે એમ કહેવું મુશ્કેલ છે, પરંતુ એમાંનું 'કન્યકુબ્જપ્રતિબદ્ધ ગુર્જરદેશ' એવું નામ તથા નિરૂપણ અહીં પછીના વનરાજના સમયને અનુલક્ષીને હોવાનું ગણવું પડે. અગ્ગહાર(સં. अग्रहार = બ્રાહ્મણને દાનમાં અપાયેલ ગામ)થી ખંભાત જતાં એક જૈન આચાર્ય લક્ખારામમાં આવ્યા હોવાનું વર્ણવાયું છે તે 'અગ્ગહાર' ગામ પાટણની નજીક આજે પણ છે અને 'અધાર' નામે ઓળખાય છે, અને એ તરફ જવા માટેનો દરવાજો 'અઘારો' દરવાજો કહેવાય છે. પ્રાકૃત 'લક્ખારામ'નું સંસ્કૃત રૂપ लक्षाराम થાય. 'લાખાનો બગીચો કે વાડી,' પ્રાયઃ એ નામનું બૌદ્ધ સ્થાન લક્ખ–લાખો એ માલિક કે સ્થાપકનું નામ હોય; સર૦ જેતવન, ઘોષિતારામ આદિ. 'બૌદ્ધ વિહાર'ના અર્થમાં 'સંઘારામ' શબ્દ જાણીતો છે. અણહિલવાડ પાટણ આસપાસની નિબિડ વનરાજિનું વર્ણન સોમેશ્વર આદિએ કર્યું છે. ભેખડો વિનાની સપાટ ભૂમિમાં વહેતી સરસ્વતીના તીરપ્રદેશની, કાંપથી છવાયેલી જમીન ફળદ્રુપ અને બગીચા જેવી હોય. વળી પાટણની સ્થાપનાથી કેટલીક સદીઓ પૂર્વે આ પ્રદેશમાં બૌદ્ધ ધર્મ સુપ્રચલિત હતો, એ રીતે પણ આ જૂનું નામ સાર્થક ગણાય.

હવે, પાટણની સ્થાપનાનાં આનુશ્રુતિક વર્ષ અને તિથિ વિચારીએ. એક હસ્તલિખિત ગુટકામાંથી પ્રાચીન પાટણની નીચે મુજબ કુંડળી મળી હતી[5]:

संवत् ८०२ वर्षे शाके ६६८ वर्षे प्रवर्तमाने वैशाख सुदि ३......[6] नक्षत्र रोहिणी, उदयात् घटी २२, पल ३० समये श्रीमदणहिलपुरपाटणशिलानवेश—अणहिलपुरपाटणनी जन्मोत्तरी.

जन्मलग्न



પાટણની સ્થાપનાની મિતિ વિશે વિવિધ આનુશ્રુતિક વૃત્તાંતોમાં જુદા જુદા ઉલ્લેખ મળે છે, જોકે એકાદ અપવાદને બાદ કરતાં સં. ૮૦૨ નું વર્ષ સર્વમાં સમાન છે. 'રાસમાળા'માં એક કવિતને આધારે પાટણની સ્થાપનાની મિતિ સં. ૮૦૨ ના માઘ વદ ૭ ને શનિવાર આપવામાં આવી છે. પાટણમાં ગણપતિ-મંદિરના શિલાલેખ મુજબ સં. ૮૦૨ ના વૈશાખ સુદ ૨ ને સોમવાર, 'ધર્મારણ્ય' પ્રમાણે સં. ૮૦૨ ના આષાઢ સુદ ૩ ને શનિવાર, ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાંની એક રાજવંશાવલિ પ્રમાણે સં. ૮૦૨ ના શ્રાવણ સુદ ૨ ને સોમવાર, અને 'વિચારશ્રેણિ' પ્રમાણે સં. ૮૨૧ ના વૈશાખ સુદ ૨ ને સોમવાર—આટલી મિતિઓ શ્રી. રામલાલ મોદીને મળી છે,[૭] એમણે આ સર્વનો અભ્યાસ કર્યો છે અને જ્યોતિષ પ્રમાણે એતું ગણિત કરાવીને ચકાસણી કરી છે. આ મિતિઓ પૈકી સં. ૮૦૨ ના વૈશાખ સુદ ૨ ને સોમવાર તથા આષાઢ સુદ ૩ ને શનિવાર એ બેનાં જ વારતિથિ મળે છે. એ ઉપરથી શ્રી. રામલાલ મોદીએ એવું અનુમાન કર્યું છે કે વૈશાખ સુદ ૨ ને સોમવારના દિવસે પાટણની સ્થાપનાની ધર્મક્રિયા થઈ હશે, એ વખતે શરૂ કરેલું યજ્ઞનું સત્ર બે માસ ચાલ્યું હશે અને લોકો આષાઢ સુદ ૩ ને શનિવારથી[૮] ગામમાં રહેવા આવ્યા હશે. પરંતુ એ જ લેખમાં શ્રી. મોદી આગળ લખે છેઃ 'શનિવાર અને આષાઢી ૩ ખરા વસવાટના આરંભનો દિવસ હશે અને અખાત્રીજ ને સોમવાર મુહૂર્ત પ્રમાણે ધર્મ-ક્રિયાના આરંભનો દિવસ હશે.'[૯] શ્રી. મોદી વૈશાખ સુદ બીજ ઉપરાંત ત્રીજ ધારતા હોય તો જ આ બે વિધાન એકબીજા સાથે બંધબેસતાં થાય. પાટણ અખાત્રીજના દિવસે વસ્યું એવો ઉલ્લેખ 'મિરાતે સિકંદરી'માં[૧૦] છે અને પાટણની લોકપ્રચલિત અનુશ્રુતિ પ્રમાણે એ શનિવારે વસ્યું મનાય છે, એ ઉપરથી શ્રી. મોદી આ અનુમાન કરવા પ્રેરાયા લાગે છે. શ્રૌત યજ્ઞોનાં સત્ર લાંબા સમય સુધી ચાલે છે અને ગુજરાતમાં શ્રૌત યજ્ઞો થતા હતા એ ઇતિહાસસિદ્ધ છે એ જોતાં શ્રી. મોદીનું અનુમાન વિચારણાને પાત્ર છે. ગમે તેમ, પાટણની સ્થાપના અનુશ્રુતિ પ્રમાણે સં. ૮૦૨( ઈ. સ. ૭૫૬ )માં ગણાઈ છે.

**નામ**

એની સ્થાપના થયા પછી ગુજરાતમાં તેમજ ગુજરાત બહાર રચાયેલા સંસ્કૃત સાહિત્યમાં એ નગર अणहिलपाटक, अणहिलवाटक, अणहिलपत्तन, अणहिलपुर, अणहिलपाटक पत्तन, अणहिलवाड पत्तन, पत्तन, पुटमेदन આદિ નામોએ તથા પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં अणहिलवाड અથવા अणहिलवाडय, अणहिलपट्टण આદિ નામો એ અને આધુનિક ગુજરાતીમાં સામાન્યતઃ 'પાટણ' નામથી ઓળખાય

છે. પ્રભાસપાટણથી તથા ભારતવર્ષમાં જુદે જુદે સ્થળે આવેલાં 'પાટણ' નામનાં નગરોથી અલગ દર્શાવવા માટે એને ઘણી વાર 'સિદ્ધપુર પાટણ' પણ કહેવામાં આવે છે. સામાન્યતઃ મુસ્લિમ ઇતિહાસકારો એને 'નહરવાલા' કહે છે,[૧૧] જે 'અણહિલવાડા'નું મુસ્લિમ ઉચ્ચારણ છે. આધુનિક પાટણ શહેરથી આશરે બે માઇલ પશ્ચિમે, જૂના શહેરની જગા ઉપર, હાલ 'અનાવાડા' નામે એક નાનું ગામ છે, જે પ્રાચીન સ્થળનામનું અત્યાર સુધીનું સાતત્ય બતાવે છે.

ઉપર્યુક્ત નામો ઉપરાંત પાટણનું બીજું એક પર્યાય-નામ મળે છે, અને એ अइवड्डउ. એની વ્યુત્પત્તિ સંસ્કૃત अतिवृद्ध ઉપરથી સાધી શકાય, અને એનો શબ્દાર્થ 'અતિશય વૃદ્ધિ પામેલું-વિશાળ' એવો થાય. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં ઉજ્જયિનીનું એક નામ 'વિશાલા' છે, એના જેવું જ આ નામ ગણાય. દૂર કર્ણાટકમાં રચાયેલા, સ્વયંભૂ કવિના, અપભ્રંશ મહાકાવ્ય 'પઉમચરિઉ'(ઈ. સ. ૮૪૦ થી ૯૨૦ ની વચ્ચે)માં એ નામ મળે છે—

रामउरउ गुलु सरु पइठाणउ
अइवड्डउ भुजंगु वहु-जाणउ ।

(રામપુરનો ગોળ, પ્રતિષ્ઠાનનું બાણ અને અઇવડ્ડુનો બહુ જાણીતો વિલાસી)

'પઉમચરિઉ'ના સંસ્કૃત ટિપ્પણકારે अइवड्डउ श्रीमदणहिल्लपत्तनस्य नामेदम् (આ અણહિલપત્તનનું નામ છે) એવી સ્પષ્ટ સમજૂતી એ નામની આપી છે.

આ ઉલ્લેખ ઉપરથી જે તારણો બાંધી શકાય તે ઘણાં રસપ્રદ છે. ચાવડાઓના રાજ્યનો અંત આવ્યો અને ઈ. સ. ૯૪૨ માં ચૌલુક્ય વંશનો પહેલો રાજા મૂલરાજ પાટણની ગાદીએ આવ્યો ત્યાર પછી જ એક મહાનગર તરીકે પાટણનો વિકાસ થયો એવી એક માન્યતા ઇતિહાસકારોમાં પ્રચલિત છે, પણ 'પઉમચરિઉ'માં એક સુવિખ્યાત નગર अइवड्डउ તરીકે પાટણનો ઉલ્લેખ હોય એ બતાવે છે કે ગુજરાતમાં ચૌલુક્ય વંશની સ્થાપના થઈ એ પૂર્વે જ એ નામ પ્રચલિત થયું હતું અને દૂર કર્ણાટક સુધી (સંભવતઃ ભારતવર્ષના બીજા ભાગોમાં પણ) જાણીતું થયું હતું. વળી એ એમ પણ દર્શાવે છે કે વનરાજથી શરૂ થયેલું ચાવડાઓનું રાજ્ય આરંભમાં નાની ઠકરાત જેવું હશે, પણ નિદાન ઉત્તરકાલીન ચાવડાઓના રાજ્ય પહેલાં એની રાજધાની 'અતિવિશાળ' (अइवड्डउ) નગરરૂપે વિકસી હતી; અર્થાત્ મૂલરાજને ચાવડાઓ પાસેથી જ એક આબાદ નગર મળ્યું હતું, જેની જાહોજલાલી ચૌલુક્યકાલમાં કુમારપાલના સમય સુધી ઉત્તરોત્તર વધતી ગઈ. વળી અણહિલવાડ પાટણનાં બધાં પર્યાયનામોમાં પ્રસ્તુત

નામ નોંધપાત્ર એ રીતે છે કે બીજાં નામ ગુજરાતની અનુશ્રુતિમાં અમર બનેલ વનરાજ-મિત્ર અણહિલ ભરવાડના નામ સાથે સંબંધ ધરાવે છે ( જ્યાં 'પત્તન' કે 'પાટણ' કહેવત છે ત્યાં પણ એ મૂળ આખા નામનો સંક્ષેપ છે ), જ્યારે અદ્દવદ્દુલ નામ ચાવડા કાલના અંત પહેલાં જ વિકસેલા એ નગરની વિશાળતા અને મહત્તાનું દ્યોતક છે.[૧૨] પછીના સાહિત્યમાં પાટણ 'નરસમુદ્ર' તરીકે અનેક વાર વર્ણવાયું છે એ પણ આ દૃષ્ટિએ સૂચક છે.

**વર્ણન**

આચાર્ય હેમચંદ્રે સંસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્યમાં પાટણનું વર્ણન કરતાં કહ્યું છે :

> अस्ति स्वस्तिकवद् भूमेर्धर्मागारं नयास्पदम् ।
> पुरं श्रिया सदाश्लिष्टं नाम्नाणहिलपाटकम् ॥[१३]

( ભૂમિના સ્વસ્તિક જેવું, ધર્માગાર, નયના નિવાસરૂપ, શ્રી વડે સદા આશ્લિષ્ટ એવું અણહિલપાટક નામે નગર છે. )

અહીં પાટણને ભૂમિના સ્વસ્તિકની ઉપમા અપાઈ છે એ કેવળ કાવ્યમય અત્યુક્તિ ન પણ હોય. શિલ્પના ગ્રંથોમાં અષ્ટકોણાકૃતિ નગરને 'સ્વસ્તિક' કહે છે.[૧૪] 'માનસાર'માં સ્વસ્તિક આકારનું ગ્રામ ભૂપોને યોગ્ય માન્યું છે,[૧૫] એટલે હેમચંદ્રે પ્રયોજેલી ઉપમા વાસ્તુસ્થિતિદર્શક હોય અને પાટણનો સંનિવેશ સ્વસ્તિક આકારનો હોય.

સોલંકીકાલમાં રચાયેલા ગ્રંથોમાં 'દ્વયાશ્રય' ઉપરાંત હેમચંદ્રના 'કુમારપાલચરિત' અથવા પ્રાકૃત 'દ્વયાશ્રય'માં, સોમપ્રભસૂરિના પ્રાકૃત 'કુમારપાલપ્રતિબોધ'માં, મહામાત્ય વસ્તુપાલના મિત્ર અને ગુર્જરેશ્વરોના વંશપરંપરાગત પુરોહિત સોમેશ્વરના 'કીર્તિકૌમુદી' મહાકાવ્યમાં, બાલચંદ્રસૂરિના 'વસંતવિલાસ' મહાકાવ્યમાં, અરિસિંહના 'સુકૃતસંકીર્તન'માં તથા મંત્રી યશઃપાલના 'મોહરાજપરાજય' નાટકમાં પાટણનાં સુંદર વર્ણન છે.[૧૬] હેમચંદ્રશિષ્ય રામચંદ્રના 'કુમારવિહારશતક'માં રાજા કુમારપાલે બંધાવેલા ભવ્ય જૈન મંદિર કુમારવિહારનું અલંકૃત વર્ણન છે[૧૭] અને એ ઉપરથી પાટણનું ધાર્મિક-સામાજિક જીવન, ત્યાંનાં મંદિરોનાં સ્થાપત્ય અને શિલ્પ તથા નાગરિકોની સમૃદ્ધિ અને વિદગ્ધતાનો ખ્યાલ આવે છે. પાટણનાં ટૂંકાં વર્ણન કે પ્રાસંગિક ઉલ્લેખો બહુસંખ્ય સમકાલીન ગ્રંથોમાં છે. કાવ્યસહજ અત્યુક્તિઓ અને અલંકારો હોવા છતાં આ વર્ણનોમાં અભ્યાસીની ઇતિહાસલક્ષી કલ્પનાને ઉત્તેજે તેવી વાસ્તવદર્શિતા અવશ્ય રહેલી છે.

વનરાજે જાલિ–તરુની નીચે ધવલગૃહ કરાવ્યું. ધવલગૃહ એટલે રાજધાનીનું પહેલું પગરણ. વળી વનરાજે પંચાસરા પાર્શ્વનાથનું મંદિર પાટણના સ્થાપના-સમયે બંધાવ્યું હતું ત્યારથી માંડી ઘણાં ધાર્મિક સ્થાપત્ય અને રાજાઓ તથા ધનિકો આદિનાં ધવલગૃહ વગેરે પાટણમાં બંધાયાં હતાં. એમાંનાં કેટલાંયે વિશે સાહિત્યિક ઉલ્લેખો મળે છે. એ ઉપરથી અણહિલપુર ક્રમે ક્રમે વિકાસ પામ્યું એની માહિતી તારવી શકાય છે.[૧૮] વનરાજનાં કંટેશ્વરીપ્રાસાદ, અણહિલેશ્વર-નિકેતન અને ધવલગૃહ; યોગરાજનું યોગીશ્વરીનું મંદિર; ભૂયડનો ભૂયડેશ્વરપ્રાસાદ; મૂલરાજનાં મૂલરાજવસહિકા, મુંજાલદેવપ્રાસાદ અને ત્રિપુરુષપ્રાસાદ; ચામુંડનાં ચંદનાથનાં અને ચાચિણેશ્વરનાં મંદિર; દુર્લભરાજનાં મદનશંકરપ્રાસાદ, દુર્લભ-સરોવર, વ્યયકરણ–હસ્તિશાલા–ઘટિકાગૃહ સહિત સાત માળનું ધવલગૃહ અને વીર-પ્રાસાદ; ભીમદેવનો ત્રિપુરુષપ્રાસાદ, ભીમેશ્વરનું અને ભીરુઆણીનું મંદિર; ભીમ-દેવની રાણી ઉદયમતિએ બંધાવેલી રાણીની વાવ; મંત્રી દામોદરે બંધાવેલો સુંદર કૂવો; કર્ણદેવનો કર્ણમેરુપ્રાસાદ; સિદ્ધરાજનો કીર્તિસ્તંભ અને દુર્લભ સરોવરનો જીર્ણોદ્ધાર અને પુનર્વિધાન કરી બંધાવેલું સહસ્રલિંગ સરોવર તથા સરોવરના તીરે બાંધેલાં મંદિરો, સત્રાગારો અને વિદ્યામઠો; કુમારપાલનો કુમારવિહાર, ત્રિભુવનવિહાર અને કુમારપાલેશ્વર જેવાં બીજાં અનેક મંદિરો—આદિના ઉલ્લેખ કેવળ નમૂનારૂપ છે. ઉદયમતિની વાવ અને દામોદરે બાંધેલા કૂવાની ખ્યાતિ ઉપરથી ગુજરાતીમાં એક જોડકણું થયું છે કે

'રાણકી વાવ ને દામોદર કૂવો, જેણે ના જોયાં તે જીવતો મૂવો.'[૧૯]

**અવશેષો**

પંચાસરા પાર્શ્વનાથના મંદિરનું જીર્ણોદ્ધૃત સ્વરૂપ તથા સહસ્રલિંગ અને રાણીની વાવનાં ખંડેરોને બાદ કરતાં આ સ્થાપત્યોનો કે વિમલ, વસ્તુપાલ–તેજપાલ કે બીજા કોટ્યધીશોનાં ધવલગૃહોનો આજે ક્યાંય પત્તો નથી. સિદ્ધરાજના કીર્તિસ્તંભ ઉપરની રાજકવિ શ્રીપાલકૃત 'સહસ્રલિંગ સરોવર પ્રશસ્તિ'(જેમાંનાં ઉદ્ધરણ સાહિત્યિક સાધનોમાં છે)નો એક નાનો ટુકડો પાટણમાં વીજળીકૂવાના મહાદેવની ભીંતમાં ચણાયેલો મળ્યો છે. મહામાત્ય વસ્તુપાલના પૂર્વજોનું નામ કોતર્યું છે તેવા, સં. ૧૨૮૪ ના નિર્દેશવાળા, આરસના બે થાંભલા પાટણમાં કાલિકામાતાના મંદિરના બાંધકામમાં છે તથા વસ્તુપાલનાં સત્કૃત્યોની પ્રશસ્તિરૂપે ઉદયપ્રભસૂરિએ રચેલ 'સુકૃતકીર્તિ–કલ્લોલિની' કાવ્યમાંનો એક શ્લોક કોતર્યો છે તેવી કુંભી સ્થાનિક સંગ્રહાલયમાં છે. આ અવશેષ વસ્તુપાલ કે એમનાં કુટુંબીઓનાં નિવાસસ્થાનોના હોવા જોઈએ.

પ્રાચીન પાટણના અવશેષોમાં આજે રાજગઢીના કોટનો થોડોક ભાગ, જે કાલિકા માતાના, તુલનાએ અર્વાચીન, મંદિરની અડોઅડ હોવાથી સચવાયેલો છે, 'રાણીનો મહેલ' નામથી ઓળખાતો ટેકરો તથા કવિ નરસિંહરાવના શબ્દોમાં કહીએ તો 'રાણીવાવ તણાં આ હાડ' સિવાય કંઈ ખાસ બાકી રહ્યું નથી. સહસ્રલિંગ સરોવરનો એક પણ પથ્થર એ જગાએ ખોદકામ થયું તે પૂર્વે દેખાતો નહોતો. સરસ્વતી નદીના પટમાં આવેલ શેખ ફરીદની દરગાહ તથા નદીને ઉત્તર કિનારે આવેલી બાવા હાજીની દરગાહ કોઈ જૂના હિંદુ કે જૈન મંદિરનાં સ્વ-રૂપાંતર હોય એમ જણાય છે. હાલના પાટણની પશ્ચિમે કનસડા દરવાજા બહાર આવેલ પીર મુખ્તમશાહની દરગાહ એ મૂળ હેમચંદ્રાચાર્યનો ઉપાશ્રય હતો એવી સબળ સ્થાનિક અનુશ્રુતિ છે. થોડાક અપવાદ બાદ કરતાં સોલંકી કાલનાં વિપુલ સ્થાપત્યોનાં કોઈ નિશાન આજે સપાટી ઉપર નથી એ આશ્ચર્યજનક છે.

પણ સદીઓ સુધી પથ્થરની ખાણ તરીકે પાટણનો ઉપયોગ થયો હોય ત્યાં શું બાકી રહે? 'મિરાતે અહમદી'નો કર્તા ઈ. સ.ના અઢારમા શતકની અધવચમાં લખે છે કે અમદાવાદ અને બીજાં સ્થળોએ બધો પથ્થર પાટણથી લાવવામાં આવ્યો હતો. નવા પાટણનો કોટ, કાલિકા માતાનું વિશાળ મંદિર અને ઈ. સ.ના અઢારમા સૈકાના અંતમાં બારોટની વાવ જૂના પાટણના પથ્થરોથી બંધાયેલ છે. કોટમાં પણ કોતરણીવાળી શિલાઓ અને કલામય મૂર્તિઓ અવળી-સવળી ચણાયેલી છે એ એક ગ્લાનિકારક દૃશ્ય છે.[૨૦] પાટણમાં બહારનો પથ્થર સાઠેક વર્ષથી જ આવવો શરૂ થયો એટલે એ પહેલાંનાં એનાં મકાનોમાં પણ મોટે ભાગે જૂનો પથ્થર વપરાયો છે. એક સમય એવો હતો કે પાટણના પુરા-તન અવશેષો અને ખંડેરોમાંથી પથ્થર કાઢી જવા માટે ગાયકવાડી રાજ્ય તરફથી દર વર્ષે ઇજારો આપવામાં આવતો અને ઇજારાપદ્ધતિ બંધ થયા પછી પણ પથ્થરો કાઢી જવાનું તો ચાલુ જ રહ્યું હતું. 'મિરાતે અહમદી'ના કર્તાએ પાટણની આજુબાજુ માઈલો સુધી પથ્થરોના ઢગલા જોયેલા તેમાંનું આજે કંઈ નથી; જોકે માઈલો સુધી ખેતરોમાં જૂનાં મકાનોના પાયાઓનાં રોડાં નજરે પડે છે. ઈ. સ. ૧૮૨૨ આસપાસ કર્નલ ટૉડે ભવ્ય તોરણ અને નકશીકામવાળા દરવાજા જોયા હતા, જેની નોંધ એમણે *Travels in Western India*માં કરી છે, તે કેટલાંયે વર્ષોથી અદૃશ્ય થયા છે, એટલું જ નહિ, આ અવશેષ ચોક્કસ કયે સ્થાને હતા એનીયે કોઈને માહિતી નથી. રાણીની વાવમાં કૂવાને સામે છેડે પથ્થરના સ્તંભ હોવાનું બર્જેસે લખ્યું છે, તે પણ હાલ નથી; જોકે હમણાંનાં ઉત્ખનનોથી રાણીની વાવનું કેટલુંક દટાયેલું શિલ્પસૌંદર્ય પ્રત્યક્ષ

થયું છે. પાટણ એક રેતાળ પ્રદેશમાં આવેલું છે અને એની આસપાસ ક્યાંય પથ્થરની ખાણ નથી, છતાં જે કાળે ગાડાં સિવાય ભારવાહનનાં બીજાં સાધન નહોતાં તે કાળે પથ્થરોનો આ લગભગ અખૂટ જથ્થો ત્યાં ખેંચી લાવવા માટે જે ધર્મશ્રદ્ધાએ પ્રેરણા આપી હશે અને એની પાછળ જે નિરંતર પ્રયત્ન તેમજ આયાસ ચાલુ રહ્યો હશે તેની કલ્પના જ કરવાની રહે છે.

### વિદ્યાકેંદ્ર

પાટણ એ ગુજરાતની કેવળ રાજધાની નહોતું, વિદ્યાધાની અર્થાત્ વિદ્યાકેંદ્ર પણ હતું. 'વસંતવિલાસ' મહાકાવ્યના કર્તા બાલચંદ્રે એ નગર વિશે કહ્યું છે : कलहायते न सह शारदया कमलात्र वासरसलोभवती ।[૨૧] અર્થાત્ અહીં વાસ કરવાના રસલોભથી કમલા શારદા સાથે કલહ કરતી નથી. શ્રી અને સરસ્વતી બંનેનો નિવાસ અહીં હતો. પાટણની સીમાએ આવેલું, હજાર શિવાલયો વડે પરિવૃત સહસ્રલિંગ સરોવર નગરજનોનું પૂજાસ્થાન, વિદ્યાસ્થાન અને મનોવિનોદસ્થાન હતું. સરોવરના કિનારે રાજા સિદ્ધરાજે વિદ્યામઠ બાંધ્યા હતા, જેઓમાં વિદ્યાર્થીઓ તેમજ અધ્યાપકો માટે રહેવા–જમવાની અને અધ્યયનની વિનામૂલ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી. એમાં તર્ક, લક્ષણ(વ્યાકરણ) અને સાહિત્ય એ 'વિદ્યાત્રયી'નો અને વિવિધ દર્શનશાસ્ત્રોનો અભ્યાસ મુખ્યત્વે કરાવવામાં આવતો. ગુર્જરેશ્વરોની વિદ્વત્સભામાં દેશ–પરદેશના વિદ્વાન આવતા. સિદ્ધરાજની વિદ્વત્સભાની સારી વિગતો સમકાલીન યશશ્ચંદ્રના 'મુદ્રિતકુમુદચંદ્ર' નાટકમાં મળે છે.[૨૨] બ્રાહ્મણ વિદ્વાનો અને જૈન શ્રમણોએ પાટણને પોતાની કર્મભૂમિ બનાવ્યું હતું અને અહીંના વણિક ગૃહસ્થો પણ ઉત્તમ કવિ અને વિશિષ્ટ પંડિત હતા. મધ્યકાલમાં ગુજરાતે સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યમાં જે પ્રદાન કર્યું છે તેમાં પાટણના ગ્રંથકારોનો ફાળો સૌથી મોટો છે.[૨૩] એ કાલનાં પુસ્તકાલય એટલે પ્રાચીન હસ્તલિખિત જ્ઞાનભંડારો કે ગ્રંથભંડારો. સિદ્ધરાજ અને કુમારપાલ એ રાજવીઓએ, મહામાત્ય વસ્તુપાલે અને અન્ય ધનિકોએ પાટણમાં મોટા ખર્ચે જ્ઞાનભંડાર સ્થાપ્યા હતા. સોલંકી–વાઘેલા કાલમાં પાટણમાં લખાયેલી હસ્તપ્રતો આજે પણ પાટણ અને જેસલમેરના ગ્રંથભંડારોમાં સચવાયેલી છે.[૨૪]

### વેપારનું મથક

સમકાલીન સાહિત્યમાં પાટણનાં જે અલંકારપ્રચુર વર્ણન મળે છે તેઓમાંથી તથા પછીના સમયના પ્રબંધાત્મક સાહિત્યના ઉલ્લેખોમાંથી એટલું તો સ્પષ્ટ છે કે પાટણ વેપારનું મોટું મથક હતું અને ત્યાંના કેટલાક વેપારીઓની સમૃદ્ધિ રાજવી-

એની પણ સરસાઈ કરે તેવી હતી, પણ ઐતિહાસિકોને જેનાથી સંતોષ થાય તેવા પાટણ વિશેના વસ્તુલક્ષી સમકાલીન ઉલ્લેખ તો અરબ મુસાફરોની નોંધોમાંથી મળે છે;[૨૫] એ એમ પણ બતાવે છે કે પરદેશી પ્રવાસીઓ આ નગરમાં આવતા થાય એટલું એનું મહત્ત્વ હતું; જોકે ઈ. સ. ૯૫૧ માં અલ્ ઇસ્તખ્રી પહેલાંના કોઈ લેખકે આ નગરનો એના કોઈ પણ શબ્દરૂપાંતરે (જુઓ પાદટીપ ૧૧.) ઉલ્લેખ કર્યો નથી, એ બતાવે છે કે ચાવડા રાજવંશના ઉત્તરકાલમાં જ, અગાઉ अद्दवड्ड નામની ચર્ચા કરતાં કહ્યું છે તેમ, પાટણનો મહાનગરરૂપે વિકાસ થયો હશે. અલ્ બીરૂનીએ (ઈ. સ. ૯૭૦–૧૦૩૯) 'અણહિલવાડા'નો ઉલ્લેખ કર્યો છે અને એ એક ભાષાવિદ હોઈ, અન્ય કેટલાક અરબ લેખકોની જેમ, બીજા કોઈ ભ્રાંત શબ્દરૂપની એણે નોંધ સરખી લીધી નથી. પાટણમાં જુમા મસ્જિદ હોવાનું ઇબ્ન હોકલ (ઈ. સ. ૯૭૬) નોંધે છે એટલે કે એ સમય પહેલાં મુસ્લિમ વેપારીઓની એક વસાહત ગુજરાતના પાટનગરમાં થઈ હોવી જોઈએ. અલ્ ઇદ્રીસી (ઈ. સ.ના અગિયારમા સૈકાનો અંત) લખે છે કે ભરૂચથી 'નહરવાર'નો રસ્તો આઠ દિવસનો છે; એ નગરની અને ત્યાંના રાજાની સમૃદ્ધિ વિશે એ ઠીક ઠીક વિગતો આપે છે અને ઘણા મુસલમાનો ત્યાં ધંધા માટે આવે છે એમ લખે છે. અગિયારમા સૈકાના મુસ્લિમ ઇતિહાસકારો અણહિલવાડ વિશે ઘણા ઉલ્લેખ કરે છે. ફરિસ્તા લખે છે કે એ નગરની અનર્ગળ સમૃદ્ધિ જોઈ મહમૂદ ગઝનવીને પોતાની રાજધાની ત્યાં કરવાનો વિચાર થયો હતો, પણ એના વજીરોએ એમ કરતાં એને વાર્યો હતો; જોકે પાટણમાં મહમૂદે બાંધેલી બે મસ્જિદ એ નગર પ્રત્યેનું એનું આકર્ષણ બતાવે છે. નૂરુદ્દીન મુહમ્મદ ઉફી (ઈ. સ. ૧૨૧૧) લખે છે કે અણહિલવાડ જયરાજ-(જયસિંહ સિદ્ધરાજ)ની રાજધાની છે; ખંભાતની મસ્જિદ ત્યાંના હિંદુઓની ઉશ્કેરણીથી અગ્નિપૂજકોએ તોડી નાખી હોવાની ફરિયાદ ત્યાંના મુસ્લિમ ઉપદેશક તરફથી મળતાં ઝડપી સાંઢણી ઉપર બેસી રાજા એકલો ખંભાત ગયો હતો અને ત્યાં જાતતપાસ કરી ગુનેગારોને નશિયત કરી હતી તથા એમને ખર્ચે મસ્જિદ ફરી બંધાવવાનો હુકમ કર્યો હતો. સમુદ્રકિનારાનાં નગરોની જેમ પાટણમાં પણ વિદેશી વેપારીઓની સારી વસ્તી હશે એમ આવા ઉલ્લેખો ઉપરથી જણાય છે.

**નગર-વિસ્તાર**

જૂના પાટણનો નગર-વિસ્તાર ઘણો મોટો હશે, અહીં સાહિત્યિક અને અન્ય પ્રમાણોને આધારે એનો વિચાર કરીએ. પાટણની નજીક ઉત્તર દિશામાં સહસ્ર-લિંગ સરોવર હતું એમ સમકાલીન 'સરસ્વતીપુરાણ' નોંધે છે.[૨૬] અર્થાત્ નગરની ઉત્તર સીમા એટલે સહસ્રલિંગ સરોવર. એની પૂર્વ સીમા હાલના પાટણના બજાર

સુધી અથવા ત્યાંથી રેલવે સ્ટેશને જવાના રસ્તા ઉપર કંઈક આગળ હશે. હાલ જ્યાં 'ત્રિપોળિયું' અથવા ત્રણ દરવાજા છે ત્યાં સને ૧૯૨૭–૨૮ માં ખોદકામ થતાં પંદર ફૂટ ઊંડાઈએ આ દરવાજાની પ્રાચીન કુંભીઓ જોવામાં આવી હતી. ત્યાંથી પૂર્વ દિશાએ રેલવે સ્ટેશન તરફ જતાં હીંગળાજ ચાચર નામે લત્તો આવે છે ત્યાં પ્રાચીન કાલમાં સરસ્વતી નદીનું વહેણ હતું અને આ સ્થળ 'હીંગળાજનો આરો' કહેવાતું એવી સ્થાનિક અનુશ્રુતિ છે. એના સમર્થનમાં ત્યાં જમીનમાં દસ ફૂટ ઊંડાઈએ હીંગળાજ માતાનું સ્થાન બતાવાય છે; એટલે કે પ્રાચીન પાટણની પૂર્વ સીમા હાલના પાટણના બજાર સુધી હોય. દક્ષિણ દિશાએ, હાલના પાટણના મોતીશાના દરવાજાની બહાર, ઠીક ઠીક અંતર સુધી જૂનાં ઘરોના પાયા દેખાય છે, એટલે પ્રાચીન નગરનો વિસ્તાર એ તરફ હશે, પણ એની ચોક્કસ મર્યાદા રીતસરના ઉત્ખનન સિવાય નક્કી કરવી મુશ્કેલ છે. પશ્ચિમ દિશાએ હાલના કનસડા દરવાજાની બહારનો વિશાળ વિસ્તાર અને એમાંયે કાલિકા માતાના મંદિરને આધારે ઊભેલા પ્રાચીન રાજગઢીના કોટ આસપાસનો ટીંબો ચૌલુક્યકાલીન પાટણનો કેંદ્રીય વિસ્તાર હતો. પ્રાચીન પાટણની પશ્ચિમ સીમા હાલના પાટણથી પશ્ચિમ દિશાએ પાંચેક માઈલ દૂર વડલી ગામ સુધી નિદાન હશે; એ ગામ પાસેના એક ટેકરાને સ્થાનિક લોકો જૂના પાટણના ઘીકાંટા તરીકે ઓળખાવે છે. જૈન સાહિત્યમાં 'વટપલ્લી' તરીકે આ સ્થાનનો ઉલ્લેખ આવે છે અને ભોંયમાં દાટેલી સંખ્યાબંધ જૈન મૂર્તિઓ થોડાંક વર્ષ પહેલાં ત્યાંથી મળી હતી, એનાથી પણ ઉપર્યુક્ત અનુશ્રુતિને સમર્થન મળે છે.

ચૌલુક્યકાલના પાટણનો કેટલોક ભાગ હાલના પાટણના વસવાટવાળા વિસ્તાર સાથે ભેળસેળ પામેલો છે એ ઉપરની હકીકતોથી સ્પષ્ટ થશે. એના વિશેષ સમર્થનમાં બીજી કેટલીક સ્થાનિક વિગતો અને પ્રમાણો આપી શકાય, પણ આ ગ્રંથમાં એ આવશ્યક નથી.

ચૌલુક્યકાલીન પાટણનો નાશ સરસ્વતી નદીના પૂરથી થયો હશે એવી એક માન્યતા છે. પાટણના વાયવ્ય ખૂણાના દરવાજાનું નામ 'ફાટી પોલનો દરવાજો' એવું છે, એ ઉપરથી એવું અનુમાન થઈ શકે કે નદીની પાળ ત્યાં ફાટી હશે અને એ તરફ વહેણ થવાથી જૂના શહેરનો નાશ થયેલો.[૨૭] પૂરના કારણે નગરને નુકસાન થાય એ સમજાય એવું છે, પણ સરસ્વતી જેવી નાની નદીનું ગમે તેવું પ્રચંડ પૂર પણ આવા મહાનગરનો સંપૂર્ણ નાશ કરી નાખે અને પરિણામે નવું નગર વસે એ સંભવિત લાગતું નથી.

### નવું પાટણ

અલાઉદ્દીન ખલજીના સૈન્યે ઈ. સ. ૧૩૦૪ માં સોલંકી-વાઘેલા વંશના છેલ્લા રાજા કર્ણ પાસેથી પાટણનો કબજો લીધા પછી માત્ર અગિયાર વર્ષે ઈ. સ. ૧૩૧૫ (સં. ૧૩૭૧)માં રચાયેલ અંબદેવસૂરિકૃત 'સમરારાસુ'માં નવા પાટણનો સ્પષ્ટ નિર્દેશ છે : 'નવય પાટણિ નવઉ રંગુ અવતારિઉ' (ભાસ ૫, કડી ૬). એ ઉપરથી અનુમાન થાય છે કે વિજેતાઓની છાવણીની આસપાસ નવું નગર વિકસવા લાગ્યું હતું. શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવેએ પ્રગટ કરેલા, ઈ. સ. ૧૪૦૭ (સં. ૧૪૬૩)ના, એક સંસ્કૃત દસ્તાવેજમાંથી[૨૮] જાણવા મળે છે કે અણહિલ્લપત્તનમાં અર્થાત્ જૂના પાટણમાં વસતા એક નાગરિકે नव्यपत्तनमध्ये मणीयारहट्टीसमीपे (નવા પાટણમાં હાલના મણિયારી પાડા પાસે) બાંધેલું પોતાનું મકાન ગિરો મૂક્યું હતું. આવાં પ્રમાણોથી અનુમાન થાય છે કે જૂના પાટણની અવનતિ અને નવા પાટણનો રાજકીય અને બીજાં કારણોએ વિકાસ એ સમસામયિક ઘટના હતી; અમુક સમયે જૂનાં અને નવાં નગરોની સમકક્ષ આબાદી હશે. ચૌલુક્યકાલીન પાટણ ક્રમે ક્રમે ક્ષીણ થતું ગયું, ત્યાંની વસ્તીએ 'નવ્ય પત્તન' તરીકે વિકસતા નૂતન નગરમાં અથવા અન્યત્ર સ્થળાંતર કર્યું, જ્યાં એક વાર નાગરિકોના નિવાસ, શ્રેષ્ઠીઓનાં હર્મ્ય અને વિવિધ સંપ્રદાયોનાં દેવમંદિર હતાં ત્યાં ખેતી થવા લાગી, અને 'અનાવાડા' નામે નાનકડા ગામરૂપે ગુજરાતની ઇતિહાસપ્રસિદ્ધ રાજધાનીનો નામાવશેષ ત્યાં બાકી રહ્યો.

## પાદટીપો

૧. ગ્રંથ ૩, પૃ. ૧૨૫-૧૨૮—સં૦

૧અ. રસિકલાલ છો. પરીખ, "ગુજરાતની રાજધાનીઓ", પૃ. ૧૧૯

૨. ભારતનાં જૈન તીર્થોનું માહાત્મ્ય અને પરંપરાગત ઇતિહાસ આપતો આ ગ્રંથ છે. એની રચના ટુકડે ટુકડે થઈ હતી અને આખોય ગ્રંથ ચાળીસેક વર્ષમાં પૂરો થયો હોય એમ જણાય છે (જિનવિજયજી, "પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી," પૃ. ૨૮). એમાં જુદા જુદા કલ્પોને અંતે તે તે કલ્પનું જુદું જુદું રચનાવર્ષ આપ્યું છે. ગ્રંથસમાપ્તિનો અંતિમ ઉલ્લેખ સં. ૧૩૮૯ નો છે, પણ વચ્ચેના કેટલાક કલ્પ એ પછી પણ રચાયા હશે એવું અનુમાન ગ્રંથગત ઉલ્લેખો ઉપરથી થાય છે.

૩. અર્થાત્ विविधतीर्थकल्पમાંના પ્રસ્તુત કલ્પના રચના-સમયે.

૪. विविधतीर्थकल्प, પૃ. ૫૧

૫. ભો. જ. સાંડેસરા, 'જૂના અને નવા પાટણની સ્થાપનાનો સમય,' "બારમું ગુજરાતી

સાહિત્ય સંમેલન ( અમદાવાદ, ૧૯૩૬ ), અહેવાલ", ઇતિહાસ વિભાગ, પૃ. ૧૩-૧૬, આ કુંડળી ઉપરથી કોઈ જ્યોતિર્વિદ ફલાદેશ કાઢે તો એ રસપ્રદ થશે.

૬. વાર વંચાતો નથી. બીજી કુંડળીમાં ગુરુવાર છે.

૭. "કાન્તમાલા"(પૃ. ૧૫૭)માં શ્રી રામલાલ ચુનીલાલ મોદીનો લેખ 'પાટણ સ્થાપનાનાં તારીખ વાર તિથિ.' આ લેખ "રા. ચુ. મોદી લેખસંગ્રહ", ભાગ ૨( પૃ. ૩૯-૪૨ )માં ગ્રંથસ્થ થયો છે. શ્રી ભોગીલાલ સાંડેસરાને મળેલી કેટલીક જૂની રાજવંશાવલીઓ પૈકી એકમાં સં. ૮૦૨ ના વૈશાખ સુદ ૩ (વાર નથી) અને બીજીમાં સં. ૮૦૨ ના વૈશાખ સુદ ૩ ને રવિવાર પાટણની સ્થાપનાની મિતિ તરીકે આપેલ છે (ભો. જ. સાંડેસરા, 'ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની કેટલીક સાધન-સામગ્રી,' "શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક," પુ. ૬, પૃ. ૨૧૨-૨૨૮). સં. ૮૦૨ના વૈશાખ સુદ ૨ ના દિવસે સોમવાર હતો, તેથી અખાત્રીજે ભૌમવાર આવે. બીજી રાજવંશાવલીમાં તો અખાત્રીજે રવિવાર જણાવ્યો છે તે બંધ બેસે એમ નથી.

૮-૯. "કાન્તમાલા", પૃ. ૧૫૭

૧૦. શ્રી મોદીનો લેખ છપાયા બાદ કેટલાંક વર્ષે પ્રકાશિત થયેલી ઉપર્યુક્ત કુંડળીમાં તથા શ્રી કનૈયાલાલ દવેને મળેલી બીજી એક કુંડળીમાં પણ ("બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન, નિબંધસંગ્રહ," ઇતિહાસ વિભાગ, પૃ ૧૯ ) અખાત્રીજ છે. આ તિથિએ ગુરુવાર જણાવ્યો છે, ત્યાં પણ ભૌમવાર હોવો જોઈએ.

૧૧. જોકે અરબ લેખકોએ આગ્હલ, કાન્હલ, કામુહુલ, માકહુલ, એવાં નામ પણ નોંધ્યાં છે ( *Bombay Gazetteer*, Vol. 1, Pt. 1, p. 511 ), જે લોકમુખે એમણે સાંભળેલા ઉચ્ચારણનાં ભ્રષ્ટ રૂપાંતર સંભવે છે.

૧૨. ભો. જ. સાંડેસરા, 'अहवडुउ—અણહિલવાડ પાટણનું એક પર્યાયનામ,' "બુદ્ધિપ્રકાશ," પુ. ૧૧૦, પૃ. ૧૦૭-૧૦૮; "અન્વેષણા," પૃ. ૧૭૯-૮૩

પુ. ૧૧૦, પૃ. ૧૦૭-૧૦૮;

૧૩. द्वयाश्रय महाकाव्य, सर्ग १, श्लोक ४

૧૪. मण्डन, राजवल्लभ, अध्याय ४, श्लोक ६

૧૫. રસિકલાલ છો. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૧૩૫

૧૬. વિગતો માટે જુઓ એજન, પૃ. ૧૩૩-૪૪.

૧૭. વિગતો માટે જુઓ એજન, પૃ. ૧૨૮-૩૦.

૧૮. ક્રમિક વિકાસની વિગતો માટે જુઓ એજન, પૃ. ૧૨૪-૨૭.

૧૯. એજન, પૃ. ૧૨૬

૨૦. કોટનો કેટલોક ભાગ હમણાંનાં વર્ષોમાં પાટણ સુધરાઈએ તોડાવી નાખ્યો છે.

૨૧. वसन्तविलास, सर्ग २, श्लोक १

૨૨. રસિકલાલ છો. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૧૫૨-૫૩

૨૩. પાટણનિવાસી ગ્રંથકારો અને એમના ગ્રંથોની તપસીલ માટે જુઓ "બુદ્ધિપ્રકાશ," ફેબ્રુઆરી ૧૯૩૦ માં શ્રી રામલાલ ચુનીલાલ મોદીનો લેખ 'પાટણના ગ્રંથકારો'. એ લેખ પ્રગટ થયા પછી બીજા અનેક ગ્રંથો અને ગ્રંથકારો વિશે જાણકારી પ્રાપ્ત થઈ છે. સોલંકી કાલની સાહિત્ય-પ્રવૃત્તિ વિશે અલગ પ્રકરણ આ ગ્રંથમાં છે, પણ ગ્રંથારંભે વિદ્યાકેંદ્ર પાટણ અંગે વાત કરતાં ત્યાંની સાહિત્યરચનાઓ આદિ વિશે આ સંક્ષિપ્ત નિર્દેશ પ્રસ્તુત થશે.

૨૪. ભો. જ. સાંડેસરા, 'પાટણના ગ્રંથ ભંડારો,' "કુમાર", વર્ષ ૧૮, પૃ. ૧૩૬-૧૩૯; "ઇતિહાસની કેડી," પૃ. ૧૫, ૨૪

૨૫. *Bombay Gazetteer*, Vol. 1. Pt, 1, pp. 511 f.

૨૬. यत्सरो नगराभ्यासे उत्तरस्यां दिशि स्थितम् ।
 सरस्वतीपुराण, सर्ग १५, श्लोक १२०

૨૭. રામલાલ ચુનીલાલ મોદી, "પાટણ-સિદ્ધપુરનો પ્રવાસ," પૃ. ૨૬

૨૮. કનૈયાલાલ ભાઈશંકર દવે, 'પંદરમા સૈકાનો એક પ્રાચીન દસ્તાવેજ,' "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક," પુ. ૧૧, પૃ. ૮૯-૯૭

## પ્રકરણ ૨

# કુલોત્પત્તિ અને પૂર્વજો

ગુજરાતના ઇતિહાસમાં સોલંકી કાલ અનેક દૃષ્ટિએ સુવર્ણકાલ ગણાય છે. સોલંકી રાજ્ય એ કાલનું મુખ્ય અને સહુથી પ્રબળ રાજ્ય હતું. એના પ્રતાપી રાજાઓએ એ રાજ્યનો અમલ હાલના ગુજરાત રાજ્ય કરતાં વધુ વિશાળ પ્રદેશ પર વિસ્તાર્યો હતો. ભાષા, સાહિત્ય, ધર્મ, કલા ઇત્યાદિ વિવિધ સાંસ્કૃતિક ક્ષેત્રોમાં પણ ગુજરાતે આ કાલ દરમ્યાન ગણનાપાત્ર પ્રગતિ સાધી હતી. એમાં સોલંકી રાજાઓના પ્રોત્સાહનનો વિપુલ ફાળો રહેલો છે. ઉદ્યોગ, ધંધા અને વેપાર ખીલતાં ગુજરાતમાં આર્થિક સંપત્તિ વધી હતી. આ પ્રદેશને 'ગુર્જરદેશ' કે 'ગુજરાત' નામ મળ્યું એ પણ આ કાલમાં.

## ૧. કુલોત્પત્તિ

**કુલનું નામ**

ગુજરાતીમાં જેને 'સોલંકી' કહે છે તેને સંસ્કૃતમાં 'ચૌલુક્ય' કહેતા. મૂલરાજના વંશના અભિલેખોમાં શરૂઆતમાં 'શૌલિક્ક' ('ચૌલિક્ક')[૧] કે 'ચૌલિક્ક'[૨] અને આગળ જતાં હંમેશાં 'ચૌલુક્ય'[૩] રૂપ પ્રયોજાતું. એ કાલના સાહિત્યમાં ક્યારેક 'ચુલુક'[૪]-પ્રાકૃતમાં 'ચુલુગ'[૫] કે 'ચુલુક્ક'[૬] અને *ક્વચિત્* 'ચાલુક્ક'[૭] જેવાં ઇતર રૂપ પ્રયોજાતાં, પરંતુ સહુથી વધુ પ્રયોગ તો 'ચુલુક્ય'[૮] અને 'ચૌલુક્ય' રૂપનો જ થતો.[૯] વાઘેલા શાખાના અભિલેખોમાં[૧૦] તથા એના સમયના સાહિત્યમાં[૧૧] મુખ્યત્વે 'ચૌલુક્ય' રૂપ જ વપરાયું છે.

આ કાલ દરમ્યાન દક્ષિણ ગુજરાતમાં બારપ્પનો જે રાજવંશ પ્રવર્ત્યો તેના અભિલેખોમાં એ રાજવંશ માટે 'ચાલુક્ય'[૧૨] તથા 'ચૌલુક્ય'[૧૩] રૂપ પ્રયોજાયાં છે.

દખ્ખણના પ્રાચીન ચાલુક્ય વંશ(લગભગ ઈ. સ. ૫૩૫–૭૫૭)ના અભિલેખોમાં પ્રાયઃ 'ચલ્કય,' 'ચલિક્ય' અને 'ચલુક્ય' જેવાં રૂપ પ્રયોજાતાં, જ્યારે ત્યાંના ઉત્તરકાલીન ચાલુક્યો(લગભગ ઈ. સ. ૯૯૫–૧૧૮૯)ના અભિલેખોમાં સામાન્યતઃ 'ચાલુક્ય' રૂપ પ્રચલિત હતું.[૧૪]

મૂળમાં આ કુલનું નામ 'ચુલિક' કે 'શુલિક' નામે જાતિના નામ પરથી પડ્યું લાગે છે, જે પુરાણો, બૃહત્સંહિતા અને ચરકસંહિતામાં ઉલ્લિખિત એક પ્રાચીન જાતિ હતી.[૧૫] પરંતુ આગળ જતાં એ નામની આ ઉત્પત્તિ વિસારે

પડતાં એ દેશ્ય શબ્દનું સંસ્કૃતીકરણ કરવામાં આવ્યું ને ત્યારે એ નામ चुलुक (ખોબો કે કમંડલુ)–ક્યારેક चलुक રૂપે પણ–પરથી વ્યુત્પન્ન થયેલું ગણાયું, જેના માટે કોઈ ને કોઈના ચુલુકમાંથી થયેલી ઉત્પત્તિની અલૌકિક કથા પ્રચલિત થઈ.[16] પ્રાયઃ આ પ્રક્રિયાને લીધે ગુજરાતમાં चुलुक्य અને चौलुक्य (ને શરૂઆતમાં એ રીતે चौल्किक, चौलुकिक, चुलुक्क વગેરે) રૂપ પ્રચલિત થયાં. सालुक्कि[17] અને शौल्किक[18]ની જેમ એમાંથી ગુજરાતીમાં 'સોલંકી' રૂપ પ્રચલિત થયું.

આમ દખ્ખણના કુલના રાજાઓ સામાન્ય રીતે 'ચાલુક્ય' તરીકે અને ગુજરાતના કુલના રાજાઓ 'ચૌલુક્ય' તરીકે ઓળખાતા, પરંતુ એ પરથી એ બે રાજવંશ ભિન્ન કુલના હોવાનું ફલિત થતું નથી. દખ્ખણના ચાલુક્ય વંશોની જેમ ગુજરાતનો ચૌલુક્યવંશ માનવ્ય ગોત્ર અને હારીતી–હારીતિ સાથે સંબંધ દર્શાવતો નથી એ ખરું છે, પણ દખ્ખણના ચાલુક્યોએ એ ઉલ્લેખ કદંબો પાસેથી અપનાવી લીધા હતા;[19] આથી એ ઉલ્લેખો ચાલુક્યોની ઉત્પત્તિની ઐતિહાસિક રજૂઆત કરતા હોવાનું ફલિત થતું નથી. એવી રીતે દખ્ખણના ચાલુક્યો માનવ્ય ગોત્રના હતા, જ્યારે ગુજરાતના ચાલુક્યો ભારદ્વાજ ગોત્રના હતા એવો ભેદ[20] પણ યથાર્થ ન ગણાય. બીજું, દખ્ખણના ચાલુક્યોનું રાજચિહ્ન વરાહ હતું, જ્યારે ગુજરાતના ચૌલુક્યોનું રાજચિહ્ન નંદી હતું, એ ભેદ તરફ ડૉ. બ્યૂલરે ધ્યાન ખેંચ્યું છે.[21] પરંતુ લાંબા સમય દરમ્યાન ઇષ્ટ સંપ્રદાયનો ફેરફાર થયો હોવો સંભવે છે.[22] એનાથી ઊલટું, કુલોત્પત્તિને અંગે દખ્ખણના ઉત્તરકાલીન ચાલુક્યોની અને ગુજરાતના ચૌલુક્યોની બાબતમાં સમાન પૌરાણિક માન્યતાઓ પ્રચલિત થયેલી છે. વળી અગાઉ જણાવ્યા મુજબ चलुक्य–चालुक्य ને બદલે અહીં चुलुक्य–चौलुक्य રૂપ પ્રચલિત થયાં છે; ને એ બંને પ્રકારનાં નામોના મૂળમાં રહેલા મનાતા चलुक અને चुलुक શબ્દ પણ પર્યાયરૂપ છે. વળી આ કાલ દરમ્યાન પણ ક્યારેક આ બંને શબ્દ પર્યાયરૂપે પ્રયોજાયા છે.[23] આમ વાસ્તવમાં ચાલુક્યો અને ચૌલુક્યો એક જ કુલના છે, છતાં દખ્ખણના રાજવંશો માટે 'ચાલુક્ય' અને ગુજરાતના રાજવંશો માટે 'ચૌલુક્ય' શબ્દ રૂઢ થયો છે એ લક્ષમાં રાખવું ઘટે. ગુજરાતી 'સોલંકી' શબ્દ પણ 'ચૌલુક્ય' રૂપ સાથે સંબંધ ધરાવે છે.

### કુલની ઉત્પત્તિ

સોલંકી કાલ દરમ્યાન ચૌલુક્ય કુલની ઉત્પતિ માટે અમુક પૌરાણિક માન્યતાઓ પ્રવર્તતી હતી. દાનવોના ઉપદ્રવ સામે રક્ષણ માટે દેવોએ પ્રાર્થના કરતાં સંધ્યાવંદન સમયે બ્રહ્માએ પવિત્ર ગંગાજળ ભરેલા પોતાના ચુલુકમાંથી 'ચુલુક્ય' નામે વીર ઉત્પન્ન કર્યો તેનામાંથી ચૌલુક્ય વંશ પ્રવર્ત્યો[24] એ માન્યતા સ્પષ્ટતઃ

'ચૌલુક્ય' નામની સમજૂતી પૌરાણિક રીતે આપવા માટે ઊપજેલી છે. વળી આ રાજવંશને પૌરાણિક ચંદ્રવંશ સાથે સાંકળવામાં આવ્યો છે.[૨૫] આ માન્યતા સ્પષ્ટતઃ વર્તમાન રાજવંશોને પુરાણપ્રસિદ્ધ સૂર્યવંશ કે ચંદ્રવંશ સાથે સાંકળવાની એ કાલની અભિરુચિમાંથી ઉદ્‌ભવી છે.[૨૬] આ બંને પ્રકારની માન્યતા દખ્ખણના ઉત્તરકાલીન ચાલુક્યો માટે પણ પ્રચલિત થઈ હતી.[૨૭] એમાં કેટલીક વિગતભેદ પણ માલૂમ પડે છે.[૨૮] વસ્તુતઃ આ બંને માન્યતા પ્રાચીન ચાલુક્ય વંશના રાજ્યકાલ પછી સૈકાઓ બાદ પ્રચલિત થયેલી પૌરાણિક કથાઓ પર આધારિત છે ને એનું કંઈ ઐતિહાસિક મૂલ્ય રહેલું નથી.[૨૯]

જયસિંહસૂરિએ 'કુમારપાલભૂપાલચરિત'(ઈ. સ. ૧૩૬૬)માં વળી એવી અનુશ્રુતિ આપી છે કે ચુલુક્ય નામે વીર પુરુષે મધુપદ્મ(મથુરા) નગરમાં ચૌલુક્ય વંશ પ્રવર્તાવ્યો, એ વંશમાં સિંહવિક્રમ નામે રાજા થયો, જેણે પોતાનો સંવત ચલાવ્યો, એના પુત્ર હરિવિક્રમમાંથી ૮૫ તેજસ્વી વંશજ થયા ને એ પછી રામ, ભટ, દડ્ડક, કાંચિકવ્યાલ, રાજિ અને મૂલરાજ થયા.[૩૦] આ કથામાં મૂલરાજ ચૌલુક્યના જ્ઞાત પૂર્વજોને ઉત્તર ભારત સાથે સાંકળવાની તથા ચુલુક્ય અને એ પૂર્વજોની વચ્ચે કેટલાક રાજાઓનાં કલ્પિત નામ ઉમેરવાની વૃત્તિ રહેલી છે, જે કલ્યાણીના ચાલુક્યોને અયોધ્યા સાથે સાંકળતી કથાના મૂળમાં પણ રહેલી છે,[૩૧] પરંતુ આ માન્યતા પણ ઘણી ઉત્તરકાલીન હોઈ ઐતિહાસિક મહત્ત્વ વિનાની છે.

ભાટચારણોની અનુશ્રુતિમાં પરમાર, પ્રતીહાર, ચૌલુક્ય અને ચાહમાન એ ચાર રાજકુલોની ઉત્પત્તિ અર્બુદગિરિ પર વસિષ્ઠ ઋષિના અગ્નિકુંડમાંથી થઈ હોવાનું જણાવ્યું છે,[૩૨] પરંતુ ચૌલુક્યોનાં લખાણોમાં આવો ઉલ્લેખ માત્ર પરમારોની ઉત્પત્તિ માટે આવે છે.[૩૩] વસ્તુતઃ આ અનુશ્રુતિ ચુલુક અને ચંદ્રને લગતી માન્યતા કરતાંય મોડા સમયમાં ઊપજેલી છે ને એમાં જણાવેલી મુખ્ય બાબત સ્પષ્ટતઃ પૌરાણિક કથાના પ્રકારની છે.

છતાં આ અનુશ્રુતિમાં ચૌલુક્યોને પ્રતીહારો સાથે સાંકળવામાં આવ્યા છે ને પ્રતીહારો ગુર્જર જાતિના હોવાનું જણાય છે એ પરથી કેટલાક અર્વાચીન ઇતિહાસ-સંશોધકોએ ચૌલુક્યો ગુર્જર જાતિના હોવાનું સૂચવ્યું છે.[૩૪] 'ગુર્જર દેશ' કે 'ગુજરાત' જેવું નામ આ પ્રદેશને ચૌલુક્ય કાલમાં જ લાગુ પડયું ને ગુજરાતના ચૌલુક્ય વંશના સ્થાપક મૂલરાજનો પિતા રાજિ કલ્યાણકટક અર્થાત્‌ કનોજનો હોઈ ગુર્જર રાજ્યની રાજધાની સાથે સંકળાયેલો હતો એ બે બાબત આ સૂચનને સમર્થન આપે છે.[૩૫] ડૉ. દે. રા. ભાંડારકરે વળી એવી અટકળ કરી

છે કે ગુર્જરોનો એક સમૂહ છઠ્ઠી સદીમાં સવાલખ (સેવાલિક) પર્વતના પ્રદેશમાંથી આવી દક્ષિણ સુધી ફેલાયો તે 'ચાલુક્ય' નામે ઓળખાયો, જ્યારે તેઓનો બીજો સમૂહ ૧૦મી સદીમાં કનોજથી આવી ગુજરાતમાં વસ્યો તે 'ચૌલુક્ય' કે 'સોલંકી' નામે ઓળખાયો.[૩૬] આમ ચૌલુક્યો ગુર્જર જાતિના હોવાથી તેઓના શાસન નીચેના આ પ્રદેશને 'ગુર્જર દેશ' અને 'ગુજરાત' જેવું નામ લાગુ પડ્યું એવું મનાયું.

પરંતુ ચૌલુક્યો ગુર્જર જાતિના હતા એ સુનિશ્ચિત નથી. તેઓને પ્રતીહારો સાથે સાંકળતી અનુશ્રુતિ 'પૃથ્વીરાજ-રાસો' પર આધારિત છે, પરંતુ એ રાસાને તથા એમાં આપેલી આ અનુશ્રુતિને ઐતિહાસિક દૃષ્ટિએ પ્રમાણભૂત માની શકાય એમ નથી.[૩૭] વસ્તુતઃ એ રાસાની વર્તમાન આવૃત્તિમાં ઘણી ઐતિહાસિક ક્ષતિ હોવાનું પ્રતિપાદિત થયું છે, જ્યારે એના મૂળ અંશમાં અગ્નિકુલને લગતી અનુશ્રુતિનો સમાવેશ થયો નથી, આથી એમાં આ અનુશ્રુતિ પછીથી ઉમેરાઈ છે.[૩૮] બીજું, એ અનુશ્રુતિમાં જણાવ્યા મુજબ ચૌલુક્યો અને પ્રતીહારો એક જાતિના હોય તોપણ એ પરથી ચૌલુક્યો ગુર્જર જાતિના હોવાનું સુનિશ્ચિત થતું નથી, કેમકે પ્રતીહારો ગુર્જર જાતિના હતા કે કેમ એ વિવાદાસ્પદ છે. પ્રતીહારો અને આગળ જતાં ચૌલુક્યોના માટે પ્રયોજાયેલો 'ગુર્જર' શબ્દ તેઓની જાતિનો નહિ, પણ તેઓના પ્રદેશનો કે મૂળ વતનનો દ્યોતક હોય એ ઘણું સંભવિત છે.[૩૯] અર્થાત્ મૈત્રક કાલ દરમ્યાન ભિલ્લમાલની આસપાસનો પ્રદેશ 'ગુર્જરદેશ' તરીકે ઓળખાતો હતો, પરંતુ આગળ જતાં એ ગુર્જરદેશના દક્ષિણ ભાગમાં સત્તા ધરાવનાર ચૌલુક્ય રાજાઓનું રાજ્ય એની દક્ષિણે જેમ જેમ વિસ્તરતું ગયું તેમ તેમ એ નામ એમાં ઉમેરાતાં મંડલોને પણ લાગુ પડતું ગયું, જ્યારે આણુની ઉત્તરે આવેલા એના મૂળ પ્રદેશ માટે એ નામ લુપ્ત થઈ ગયું એવું લાગે છે.[૪૦] વળી શ્રીમાળી, પ્રાગ્વાટ વગેરે બીજી જે જાતિઓ ભિલ્લમાલની આસપાસના ગુર્જર-દેશમાંથી આવી આ પ્રદેશમાં વસી તે પણ તેઓના મૂળ વતન પરથી 'ગુર્જર' તરીકે ઓળખાતાં આ પ્રદેશને 'ગુર્જર' નામ લાગુ પડ્યું હોય એ પણ ઘણું સંભવિત છે. આમાં ગુર્જર ખેડૂતો અને પશુપાલકો તથા કારીગરોના વિપુલ વર્ગોનો ખાસ સમાવેશ થાય. આમ આ પ્રદેશને 'ગુર્જર દેશ' નામ ચૌલુક્ય કાલમાં લાગુ પડ્યું ને ચૌલુક્ય રાજાઓ 'ગુર્જર' કે 'ગુર્જરરાજ' કહેવાતા એ પરથી ચૌલુક્યો પોતે ગુર્જર જાતિના હોવાનું નિશ્ચિત થતું નથી.

ડૉ. ભાંડારકરના મતનું ખંડન કરતાં ડૉ. અશોકકુમાર મજુમદાર દલીલ કરે છે કે 'લાટ' નામ પ્રાક્-ચૌલુક્ય કાલમાં સમસ્ત ગુજરાત માટે પ્રયોજાતું

નહિ ને અહીં ચૌલુક્ય વંશની સત્તા સ્થપાઈ ત્યારે આ પ્રદેશ ક્યારનોય ‘ ગુર્જર-દેશ ’ તરીકે ઓળખાતો થઈ ચૂક્યો હતો.[૪૧] પરંતુ આ મુદ્દો યથાર્થ નથી. છતાં ચૌલુક્યો ગુર્જર કે ગુર્જરરાજ તરીકે ઓળખાયા એ ગુર્જરદેશને લઈ ને, પોતાની જાતિને લઈ ને નહિ, એવું ડૉ. મજુમદારનું પણ મંતવ્ય છે.[૪૨] ગુર્જરોને સામાન્ય રીતે હૂણોની સાથે સંકળાયેલી વિદેશી જાતિના માનવામાં આવે છે;[૪૩] ઉત્તર ભારતની અનેક જ્ઞાતિઓનાં નામોમાં તેમજ ત્યાંનાં અનેક સ્થળોનાં તથા પ્રદેશોનાં નામોના મૂળમાં ‘ ગુર્જર ’ શબ્દ રહેલો છે[૪૪] ને ‘ ગુજરાત ’ નામના મૂળમાં ગુર્જર જાતિનું નામ હોવાનું જણાય છે, પરંતુ ચૌલુક્યો ગુર્જર જાતિના હોવાનું નિશ્ચિત થતું ન હોઈ અહીં એ મુદ્દાનો વિસ્તાર કરવાની જરૂર નથી.

પુરાણો અને ચરકસંહિતામાં ‘ ચુલિક ’ ( કે ‘ શુલિક ’) જાતિને કિરાત, બાહ્‌લિક, પહ્‌લવ, ચીન, યવન અને શક જેવી વિદેશી જાતિઓ સાથે ગણાવેલી છે; મત્સ્ય પુરાણમાં ચુલિકોના દેશમાં થઈ ચક્ષુ ( ઑક્સસ ) નદી વહેતી હોવાનો ઉલ્લેખ છે ને તારાનાથ શુલિકોનું રાજ્ય તોગારા( મધ્ય એશિયામાંનું થોગારા )ની પાર આવેલું જણાવે છે.[૪૫] આ પરથી ચુલિકો–શુલિકો મધ્ય એશિયામાંથી ભારતમાં આવી વસ્યા લાગે છે. અર્થાત્ આ જાતિના લોકો મૂળમાં સોગડિયન હતા ને ચૌલુક્યો ‘ ચુલિક ’ કે ‘ શુલિક ’ નામે ઓળખાયેલા સોગડિયનોમાંથી ઉદ્‌ભવેલા છે એવું સૂચવાયું છે.[૪૫અ]

દખ્ખણમાં ‘ ચુલિક ’ નામ ‘ ચલ્કય ’ ‘ ચલિક્ય ’ કે ‘ ચલુક્ય ’ તરીકે પ્રચલિત થયું ને એ નામમાં ‘ ચલ્ક ’ ‘ ચલિક ’ કે ‘ ચલુક ’ જેવું મૂળ રહેલું હોવાનું મનાયું.[૪૬] નાગાર્જુનીકોંડ( આંધ્ર પ્રદેશ )ના એક અભિલેખમાં[૪૭] ઉલ્લિખિત મહાસેનાપતિના (‘ સ્કન્દ-ચલિકિ-રેમણક ’) નામમાં રહેલો વચલો શબ્દ ‘ ચલિકિ ’ આ સંભવને સમર્થન આપે છે.[૪૮] દક્ષિણ સૌરાષ્ટ્રમાં સત્તારૂઢ થયેલા ચાલુક્યો દખ્ખણની પરંપરાના લાગે છે, પરંતુ નવમી સદીમાં ચુલિકો–શુલિકોનું એક બીજું કુલ પ્રતીહાર રાજ્યના પાટનગર કનોજમાં વસ્યું ને દસમી સદીમાં એ કુલના મૂલરાજે અણહિલવાડમાં સત્તા પ્રાપ્ત કરી ત્યારે અહીં તેઓ શરૂઆતમાં ‘ ચૌલિકક ’–‘ શૌલિકક ’ તરીકે ને આગળ જતાં ‘ ચુલુક્ય ’ કે ‘ ચૌલુક્ય ’ અથવા ‘ સોલંકી ’ તરીકે ઓળખાયા[૪૮અ] એવું લાગે છે.

## ૨. પૂર્વજો

ગુજરાતના ચૌલુક્ય વંશના સ્થાપક મૂલરાજના વિ. સં. ૧૦૪૩(ઈ. સ. ૯૮૭)ના તામ્રપત્રમાં મૂલરાજને “ મહારાજાધિરાજ ” અને “ મહારાજાધિરાજશ્રી રાજિનો સુત ” કહ્યો છે.[૪૯] યુવરાજ ચામુંડરાજના વિ. સં. ૧૦૩૩(ઈ. સ.

૯૭૬)ના તામ્રપત્રમાં મૂલરાજને વળી 'વ્યાલકાંચિ પ્રભુના વંશમાં' થયેલો જણાવ્યો છે.[50]

હેમચંદ્રાચાર્યે "દ્વયાશ્રય"(૧૨ મી સદી)માં મૂલરાજનો રાજિના પુત્ર તરીકે[51] અને રાજિના નાના ભાઈનો 'દંડક' તરીકે[52] ઉલ્લેખ કર્યો છે. પ્રબંધચિંતામણિ-(ઈ. સ. ૧૩૦૫)માં રાજ, બીજ અને દંડક નામે ત્રણ ભાઈઓનો તથા તેઓ કનોજના રાજા ભૂયરાજના વંશજ મુંજાલદેવના પુત્ર હોવાનો ઉલ્લેખ આવે છે.[53]

જયસિંહસૂરિએ કુમારપાલભૂપાલચરિત(ઈ. સ. ૧૩૬૬)માં રામ–સહજરામ–ભટ–દડ્ડક–કાંચિકવ્યાલ–રાજિ–મૂલરાજ એવી વંશાવળી જણાવી છે.[54] જિન-મંડનગણિના કુમારપાલપ્રબંધ(ઈ. સ. ૧૪૩૬)માં[55] તથા કૃષ્ણ કવિની રત્નમાલા-(૧૭ મી–૧૮ મી સદી)માં[56] ભૂયડ (ભુઅર)–કર્ણાદિત્ય (કરન)–ચંદ્રાદિત્ય–સોમાદિત્ય–ભુવનાદિત્ય–રાજ એવી વંશાવળી આપી છે.

મૂલરાજના પોતાના અભિલેખમાં તથા સર્વ અનુકાલીન ગ્રંથોમાં જણાવ્યા મુજબ મૂલરાજના પિતાનું નામ 'રાજિ' હતું એ નિર્વિવાદ છે. યુવરાજ ચામુંડ-રાજના અભિલેખમાં જણાવેલો વ્યાલકાંચિપ્રભુ નામે પૂર્વજ એ કુમારપાલ-ભૂપાલચરિતના આધારે મૂલરાજનો પિતામહ કાંચિકવ્યાલ હોવાનું માલૂમ પડે છે.[57] એ ગ્રંથમાં જણાવેલ કાંચિકવ્યાલના પિતાનું નામ દડ્ડક પણ ઐતિહાસિક હોવું સંભવે છે, કેમકે રાજિના નાના ભાઈનું નામ દડ્ડક–દંડક હતું ને ઘણાં કુલોમાં પૂર્વજના નામનું પુનરાવર્તન થતું. દડ્ડક ૧ લાના પિતા તથા પિતામહ વિશે અન્ય ઉલ્લેખોનું સમર્થન મળ્યું નથી. આ ગ્રંથમાં મૂલરાજના પૂર્વજો મધુપદ્મમાં[58] રાજ્ય કરતા હોવાનું જણાવ્યું છે, પરંતુ એમાં આપેલી અનુશ્રુતિનો આરંભિક વૃત્તાંત ઐતિહાસિક હોવાની પ્રતીતિ થતી નથી.

પ્રબંધચિંતામણિમાં રાજિના પિતાનું નામ 'મુંજાલદેવ' જણાવ્યું છે તે કલ્પિત ન હોય તો કાંચિકવ્યાલનું બીજું નામ હોઈ શકે અથવા મૂળ નામ 'મુંજાલદેવ' હોય ને 'કાંચિકવ્યાલ' એનું પરાક્રમ-પ્રાપ્ત બિરુદ હોય. તો એવી રીતે 'ભુવનાદિત્ય' ( કે 'ભૌમાદિત્ય' ) પણ એ જ રાજાનું બીજું નામ હશે ? કુમારપાલપ્રબંધ અને રત્નમાલામાં આપેલાં ભૂયડ અને રાજિની વચ્ચેનાં નામ ઐતિહાસિક કરતાં કલ્પિત હોવાનો વિશેષ સંભવ લાગે છે.

પ્રબંધચિંતામણિમાં તથા રત્નમાલામાં મૂલરાજનો પૂર્વજ ભૂયરાજ અથવા ભૂયડ હોવાનું ને એ કલ્યાણકટક(કનોજ)નો રાજા હોવાનું જણાવ્યું છે એ પરથી મૂલરાજના પૂર્વજ કનોજ સાથે સંકળાયેલા હોવાનું સૂચિત થાય છે, પરંતુ એ

ભૂયરાજ પ્રાયઃ કનોજના પ્રતીહાર વંશનો રાજા ભોજ હોઈ ચૌલુક્ય કુલના મૂલ-રાજનો સીધો પૂર્વજ હોઈ શકે નહિ. ડૉ. મુનશીએ તો કાંચિકવ્યાલનો પિતા દડ્ડ તથા ભૌમાદિત્ય(ભુવનાદિત્ય)નો પિતા સોમાદિત્ય પ્રતીહાર નરેશ ભોજનો પુત્ર મહેંદ્રપાલ હોવાનું, 'સોમાદિત્ય' અને 'ચંદ્રાદિત્ય' પર્યાય હોવાનું અને કાંચિકવ્યાલ, મુંજાલ અને ભૌમાદિત્ય એ મહેંદ્રપાલનો પુત્ર મહીપાલ હોવાનું કલ્પીને રાજિ સૌરાષ્ટ્રના ચાલુક્ય રાજકુલનો હશે અને મહીપાલનો દૌહિત્ર કે જમાઈ હશે એવી અટકળ રજૂ કરી છે,[૫૯] પરંતુ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી નોંધે છે તેમ એમાં મુનશીએ દંતકથાઓના અભિલેખોના સ્પષ્ટ પુરાવાઓ સાથે કોઈ રીતે ન બેસતા મેળને તાણીતૂસીને મેળવવા માટે ઇતિહાસ સહી ન શકે તેટલી કલ્પના કરી છે.[૬૦] એના કરતાં આ પ્રદેશને 'ગુર્જરદેશ' જેવું નામ અને એના રાજાને 'ગુર્જરેશ્વર' જેવું પદ મળ્યું એ પરથી મૂલરાજનો પિતા રાજિ કનોજના પ્રતી-હાર રાજાધિરાજનો ભિલ્લમાલની આસપાસના ગુર્જરદેશનો સામંત હશે એ તર્ક[૬૧] વધુ વાસ્તવિક ગણાય.

કુમારપાલભૂપાલચરિતમાં મૂલરાજના પૂર્વજ રામને દાશરથિ રામની જેમ પરાક્રમી તથા ન્યાયી, સહજરામને ત્રણ લાખ અશ્વોનો સ્વામી તથા શકપતિને હણનાર, અને દડ્ડને પિપાસા નામે રાષ્ટ્રના રાજાને હરાવનાર કહ્યો છે.[૬૨] કાંચિકવ્યાલને કલ્પદ્રુમ જેવો પરમ દાની જણાવ્યો છે.[૬૩] રાજિ વિજયી હતો, સોમનાથની યાત્રાએ દેવનગર (દેવપત્તન–સોમનાથ પાટણ) ગયો હતો ને ગુર્જર દેશના રાજા સામંતસિંહની ભગિની લીલાને પરણ્યો હતો[૬૪] એવું પણ એમાં જણાવ્યું છે.

પ્રબંધચિંતામણિમાં રાજિ–સામંતસિંહને લગતો પ્રસંગ વિગતે નિરૂપાયો છે. એમાં જણાવ્યું છે કે રાજ, બીજ અને દંડક સોમનાથની યાત્રા કરી પાછા ફરતાં અણહિલપાટક આવ્યા, ત્યાં એક દિવસ ત્યાંનો રાજા સામંતસિંહ ઘોડે-સવારીની મોજ માણતો હતો ત્યારે એણે અશ્વને વગર કારણે ચાબૂક મારતાં કાર્પટિકના વેશમાં રહેલા રાજિએ 'અરેરે !' એવો ઉદ્ગાર કાઢ્યો, આ સાંભળી રાજાએ એનો સંપર્ક સાધ્યો ને ઘોડેસવારીમાં એની કુશળતા જોઈ એને મોટા કુલનો જાણીને એને પોતાની બહેન લીલાદેવી પરણાવી.[૬૫] એમાં જણાવ્યા મુજબ રાજિ ઘોડેસવારીમાં કુશળ હતો, સોમનાથની યાત્રા કરવા સૌરાષ્ટ્ર આવ્યો હતો ને અણહિલવાડના ચાવડા રાજા સામંતસિંહે એને પોતાની બહેન લીલાદેવી પરણાવી હતી, એ મુખ્ય મુદ્દા ઐતિહાસિક હોવા સંભવે છે.

## પાદટીપો

૧. ગુઐલે, લે. ૧૩૬ અ. શ્રી. ગિ. વ. આચાર્યે 'चौलिकक' વાંચેલું છે, જ્યારે મુનિ જિનવિજયજીએ 'चौलिकक' વાંચ્યું છે (भारतीय विद्या, ग्रं. १, भा. १, पृ. ७३).

૨. ગુઐલે, લે. ૧૩૭

૩. એજન, લે. ૧૪૫, ૧૪૬, ૧૫૪, ૧૫૭ ઇ, ૧૬૩, ૧૬૫, ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૨૦૧, ૨૦૨ અને ૨૦૫.

લે. ૧૪૭ માં આ વંશને 'चुलुक्य'માંથી ઉદ્ભવેલો વંશ કહ્યો છે.

૪. द्वयाश्रय, सर्ग ८, श्लो. १२४; सर्ग १४, श्लो. ७२

૫. हेमचन्द्राचार्य, कुमारपालचरित, सर्ग २, श्लो. ९१

૬. एजन, सर्ग १, श्लो. २२

૭. एजन, सर्ग ६, श्लो. ८४

૮. द्वयाश्रय, सर्ग २, श्लो. २; सर्ग ५, श्लो. १२७; सर्ग १४, श्लो. ५३, ७३; सर्ग १६, श्लो. १२; सर्ग १८, श्लो. २४, ८१, ९३, ९६

૯. एजन, सर्ग १, श्लो. ३; 'चुलुककुल'(ઉપર પા. ટી. ૪)માં પણ આ જ રૂપ અભિપ્રેત છે.

૧૦. ગુઐલે, લે. ૧૬૭, ૨૦૬, ૨૧૭, ૨૨૪, ૨૨૫, ૨૨૬

૧૧. कीर्तिकौमुदी, सर्ग २, श्लो. १; सुकृतसंकीर्तन, सर्ग २, श्लो. १; सुकृतकीर्तिकल्लोलिनी, श्लो. २३, ७४; धर्माभ्युदय, सर्ग १, श्लो. २१; वसन्तविलास, सर्ग १, श्लो. ५६; सर्ग ३, श्लो. २

ક્યારેક 'चुलुक्य' પ્રયોજાયું (वसन्तविलास, सर्ग ३, श्लो. ३८; हम्मीरमदमर्दन, पृ. २).

૧૨. गौ. ही. ओझा, सोलंकियों का प्राचीन इतिहास, पृ. १

૧૩. ગુઐલે, લે. ૨૩૯

૧૪. *The Classical Age, p. 227.* ક્યારેક चलुकिक, चलुक्कि કે सालुक्कि લખાતું. વેંગીના પૂર્વી ચાલુક્યોના અભિલેખો(ઈ. સ. ૬૩૨-૧૦૭૦)માં चलुक्कि, चल्कि અને चलुकी રૂપ પ્રયોજાતાં, (N. Venkataramanayya, *The Eastern Chalukyas of Vengi,* p. 8. નવસારીના ચાલુક્યોના અભિલેખો(ઈ. સ. ૬૭૧-૭૩૯)માં પણ चलिक्य અને चलुक्य રૂપ પ્રયોજાયાં છે, જ્યારે સૌરાષ્ટ્રના ચાલુક્યોના અભિલેખો(ઈ. સ. ૮૯૨-૯૦૦)માં चालुक्य રૂપ પ્રયોજાયું છે.

૧૫. A. K. Majumdar, *The Chaulukyas of Gujarat,* pp. 14 f.

મહાભારતની જૂની આવૃત્તિઓમાં 'ચુલુક' જાતિનો ઉલ્લેખ આવતો, પરંતુ પૂનાની સમીક્ષિત આવૃત્તિમાં 'ચુલુક' ને બદલે 'ચુચુપ' પાઠ પસંદ કરવામાં આવ્યો છે. અલબત્ત, કેટલીક હસ્તપ્રતોમાં 'ચુલુક' પાઠાંતર મળે છે ( Vol. VII, p. 394 ). કેટલાક પ્રાચીન અભિલેખોમાં 'શુલિક,' 'શલુકિક,' 'શલિક,' 'સલિક' અને 'શુલ્કિ' જેવાં રૂપ પ્રયોજાયાં છે, જે 'શુલિક' સાથે સામ્ય ધરાવે છે.

૧૬. *The Classical Age*, pp. 227 f.

૧૭. *Ibid*., p. 227

૧૮. જુઓ ઉપર પાદટીપ ૧.

૧૯. *The Classical Age*, p. 228

૨૦. C. V. Vaidya, *History of Mediaeval Hindu India*, Vol. III, p. 194

૨૧. *IA*, Vol. VI, p. 182

૨૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૫-૧૩૬

૨૩. સોલંકી કાલના રાજવંશના લાટના અભિલેખોમાં એના કુલ માટે 'ચાલુક્ય' અને 'ચૌલુક્ય' એ બંને રૂપ પ્રયોજાયાં છે (ઉપર પાદટીપ ૧૨-૧૩). विक्रमांकदेवचरितની હસ્તપ્રતોમાં चालुक्यને બદલે चौलुक्य શબ્દ પણ વપરાયો છે; ને कर्णसुन्दरीમાં ગુજરાતના ચૌલુક્યોને चालुक्य કહ્યા છે (A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, p. 11 ).

૨૪. ગુઐલે., નં. ૧૪૭, ૨૩૬ અને ૨૩૯; जयसिंह सूरि, वस्तुपालतेजःपालप्रशस्ति, શ્લો. ૪-૫; बालचन्द्र, वसन्तविलास, सर्ग ३, શ્લો. ૧-૨; अभयतिलकगणि, द्वयाश्रय-टीका, सर्ग १, શ્લો. ૨. વળી જુઓ प्रबन्धचिन्तामणि, पृ. २३.

૨૫. हेमचन्द्र. द्वयाश्रय, सर्ग १, श्लो. ४२. વળી જુઓ जिनहर्षगणि, वस्तुपालचरित, सर्ग १, શ્લો. ७९.

અહીં કંઈ વિગત આપી નથી, પરંતુ પૂર્વી ચાલુક્યોના અભિલેખોમાં બ્રહ્મા-અત્રિ-ચંદ્ર એવો સંબંધ યોજવામાં આવ્યો છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૧૨૯).

૨૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૨૯

૨૭. એજન, પૃ. ૧૨૭-૧૨૮; *The Classical Age*, p. 228

૨૮. દા. ત. આ ચુલુક કોઈ અભિલેખમાં ભારદ્વાજ (દ્રોણ) મુનિનો, કોઈમાં હારિતિ-પંચશિખ મુનિનો અને બીજે બધે બ્રહ્માનો હોવાનું જણાવ્યું છે.

૨૯. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૧-૧૩૩

૩૦. सर्ग १, શ્લો. १६-२१

૩૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૩

૩૨. એજન, પૃ. ૧૨૬; Tod, *Annals and Antiquities of Rajasthan*, pp. 69, 73

૩૩. ગુઐલે, લે. ૧૬૭, ૧૬૮ અને ૨૦૬

૩૪. *B. G.*, Vol. 1, Pt. 1, p. 443; Vol. IX, Pt. 1. p. 483; *JBBRAS*,

Vol. XXI, p. 413; *IA*, Vol. XL, p. 7

૩૫. *JBBRAS*, Vol. XXI, pp. 413 f.

૩૬. *IA*, Vol. XL, pp. 7 ff.

૩૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૪

૩૮. *C. G.*, pp. 8 f.

૩૯. ક. મા. મુનશી, 'ચક્રવર્તી ગૂર્જરો,' પૃ. ૧-૮

૪૦. એજન, પૃ. ૭-૧૧

૪૦. *C. G.*, pp. 12 f.

૪૨. *Ibid.*, pp. 13 f.

૪૩. *IA*, Vol. XL, pp. 7 ff.

૪૪. ક. મા. મુનશી, ઉપર્યુક્ત, પૃ. ૧૦

૪૫-૪૫અ. *C. G.*, pp. 14 ff.

૪૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૪; *The Classical Age*, p. 227

૪૭. *EI*, Vol. XX, pp. 18 .

૪૮. B. V. Krishnarao, "The Origin and the Original Home of the Chalukyas," *IHC, III, pp. 386 f.*

૪૮અ. એ વિદેશી નામના શ્રુતિભેદથી 'ચ' અને 'શ'ના વિકલ્પ થયા. ભાષામાં 'સ,' 'શ' અને 'ચ'નાં રૂપાંતર અજ્ઞાત નથી (*C. G.*, p. 16).

૪૯. ગુએલે, લે. ૧૩૭

૫૦. भारतीय विद्या, वर्ष १, पृ. ७३

૫૧. દ્વા. ત. सर्ग ४, श्लो. ६३

૫૨. एजन, सर्ग ३, श्लो. ९९

૫૩. पृ. १५

૫૪. सर्ग १, श्लो. २४-२९

૫૫. पृ. २. મુનશી "ભુવનાદિત્ય" ને બદલે 'ભૌમાદિત્ય' નોંધે છે!

૫૬. पृ. २२

૫૭. *Bhāratīya Vidyā*, Vol. VI, p. 90

૫૮. ડૉ. મિરાશીએ મધુપદ્મને બેટવામાં મળતી મધુવેણી (મહુવર) નદી પર આવેલું ધાર્યું છે *(Ibid., p. 90)*, જ્યારે ડૉ. મુનશી તથા ડૉ. અ. કુ. મજુમદાર એ મથુરા હોવાનો સંભવ માને છે ('ચક્રવર્તી ગૂર્જરો,' પૃ. ૧૧૮; *C. G.*, p. 22).

૫૯. "ચક્રવર્તી ગૂર્જરો," પૃ. ૧૧૯-૧૨૩

૬૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૮

૬૧. એજન, પૃ. ૧૩૯-૧૪૩

૬૨. सर्ग १. श्लो. २४-२६

૬૩. सर्ग १, श्लो. २७

૬૪. सर्ग १, श्लो. २८

૬૫. पृ. १५

# પ્રકરણ ૩
# સોલંકી રાજ્યનો અભ્યુદય

## સોલંકી રાજ્યની સ્થાપના

અણહિલપાટક(અણહિલવાડ)માં ચાપોત્કટ (ચાવડા) વંશની સત્તાનો અંત આવતાં ત્યાં ચૌલુક્ય (સોલંકી) વંશની સત્તા સ્થપાઈ. આ રાજવંશનો સ્થાપક હતો રાજિનો પુત્ર મૂલરાજ. મૂલરાજનું રાજ્યારોહણ પ્રબંધચિંતામણિમાં[1] વિ. સં. ૯૯૩ (કે ૯૯૮)માં અને વિચારશ્રેણીમાં[2] વિ. સં. ૧૦૧૭ માં થયું હોવાનું જણાવ્યું છે. સિદ્ધરાજ જયસિંહના સાંભર શિલાલેખમાંનો વધુ પ્રાચીન અને પ્રબળ ઉલ્લેખ[3] આ પૈકી વિ. સં. ૯૯૮ ના વર્ષને સમર્થન આપે છે. આ અનુસાર અણહિલવાડના સોલંકી રાજ્યની સ્થાપના ઈ. સ. ૯૪૨ માં થઈ.

## ૧. મૂલરાજ ૧ લો

મૂલરાજનો પિતા રાજિ પ્રાયઃ કનોજના પ્રતીહાર રાજ્યમાં ગુર્જરદેશનો સામંત હતો[4] ને અણહિલવાડના ચાવડા રાજા સામંતસિંહની બહેન લીલાદેવીને પરણ્યો હતો.[5] મૂલરાજનો જન્મ સગર્ભાવસ્થામાં લીલાદેવીનું મૃત્યુ થતાં માતાનું ઉદર ચીરીને કરાવવામાં આવેલો ને એ મૂલ નક્ષત્રમાં જન્મ્યો હોવાથી એનું નામ 'મૂલરાજ' પાડવામાં આવ્યું, એવી અનુશ્રુતિ છે.[6]

મૂલરાજ પુખ્ત વયનો થતાં પરાક્રમી નીવડ્યો ને મામાનું રાજ્ય વધારવા લાગ્યો એવું પ્રબંધચિંતામણિ જણાવે છે.[7] એમાં વળી એવું પણ જણાવ્યું છે કે રાજા સામંતસિંહ મદિરામત્ત અવસ્થામાં પોતાના ભાણેજ મૂલરાજને ગાદીએ બેસાડતો ને ભાન આવતાં ગાદી પરથી ઉઠાડી મૂકતો. આ રીતે વારંવાર પોતાનો ઉપહાસ થતો જોઈને, મૂલરાજ પોતાના માણસોને તૈયાર રાખી, એક વખત મદિરામત્ત મામાએ પોતાને ગાદીએ બેસાડ્યો ત્યારે એને મારીને પોતે ખરેખર રાજા થઈ પડ્યો.[8] સાડા ત્રણસો વર્ષ પછી નોંધાયેલી આ અનુશ્રુતિમાં ઐતિહાસિક તથ્ય કરતાં લોકકથાની ચમત્કૃતિ હોવાની શંકા સૂચવાઈ છે,[9] પરંતુ કુમારપાલના સમયના વડનગર શિલાલેખમાં[10] મૂલરાજે ચાપોત્કટ રાજાની રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરી હોવાનો તેમજ વિ. સં. ૧૨૩૦ ના અરસામાં રચાયેલા 'મોહરાજપરાજય' નાટકમાં[11] ચાપોત્કટ મદિરાસક્ત હતા ને એથી તેઓએ રાજ્ય ગુમાવેલું એવો ઉલ્લેખ આવે છે. વળી વસ્તુપાલના સમયમાં રચાયેલા 'સુકૃત-

સંકીર્તન'માં[12] તથા 'સુકૃતકીર્તિકલ્લોલિની'માં[13] મૂલરાજને ચાપોત્કટ વંશના છેલ્લા રાજાનો ભાણેજ કહ્યો છે, આથી મૂલરાજે મદિરામત્ત મામાને મારીને ચાપોત્કટોની રાજલક્ષ્મી હસ્તગત કરી હોવાની મુખ્ય હકીકત અશ્રદ્ધેય ન ગણાય. મૂલરાજના એક દાનપત્રમાં[14] એના ઉભય પક્ષ વિમલ હોવાનો તથા એણે પોતાનું રાજ્ય બાહુબળથી મેળવ્યું હોવાનો ઉલ્લેખ આવે છે એનાથી આ અનુમાનને બાધ આવતો નથી, કેમકે ઉભય પક્ષને લગતો ઉલ્લેખ પ્રશસ્ત્યાત્મક હોઈ અક્ષરશઃ યથાર્થ ન પણ હોય, જ્યારે મદિરામત્ત મામાને મારી રાજગાદી મેળવવામાંય બાહુબળનું પરાક્રમ અપેક્ષિત છે.

**મૂલરાજની રાજસત્તા—સમકાલીન ઉલ્લેખોના આધારે**

મૂલરાજે ૫૫ વર્ષ વિ. સં. ૯૯૮ થી ૧૦૫૩ (ઈ. સ. ૯૪૨ થી ૯૯૭) રાજ્ય કર્યું હોવાનું પ્રબંધચિંતામણિ જણાવે છે.[15] એના સમયનાં ચાર જ દાનશાસન પ્રાપ્ત થયાં છે ને એ એના રાજ્યકાલના ઉત્તરાર્ધનાં. વિ. સં. ૧૦૩૦ (ઈ. સ. ૯૭૪)માં મૂલરાજે વચ્છકાચાર્યને ગંભૂતા (ગાંભુ, જિ. મહેસાણા) વિષયનું એક ગામ દાનમાં દીધું.[16] વિ. સં. ૧૦૩૩(ઈ. સ. ૯૭૬)માં રાજપુત્ર ચામુંડરાજે વરુણશર્મક(વડસમા, જિ. મહેસાણા)માં જૈનગૃહને ભૂમિદાન દીધું.[17] ચામુંડરાજની માતા માધવી ચાહમાન (ચૌહાણ) કુલની હતી. વિ. સં. ૧૦૪૩(ઈ. સ. ૯૮૭)માં મહારાજાધિરાજ શ્રીમૂલરાજે સારસ્વતમંડલમાંના મોઢેરક–૭૫૦ વિભાગમાંનું એક ગામ વર્દ્ધિ–વિષયમાં મંડલી ગામમાં આવેલા મૂલનાથદેવને અર્પણ કર્યું.[18] વિ. સં. ૧૦૫૧(ઈ. સ. ૯૯૫)માં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીમૂલરાજદેવે સત્યપુર(સાંચોર)મંડલમાંનું એક ગામ દીર્ઘાચાર્યને દાનમાં દીધું.[19] આ દાનશાસનો પરથી મૂલરાજ સારસ્વતમંડલ તથા સત્યપુરમંડલ પર રાજ્ય કરતો હોવાની પ્રતીતિ થાય છે. સારસ્વતમંડલ સરસ્વતી નદી પર આવેલું મંડલ હતું, જેમાં અણહિલવાડ, સિદ્ધપુર, ગાંભુ, મોઢેરા, માંડલ, વીરમગામ, મહેસાણા વગેરેનો સમાવેશ થતો. સત્યપુરમંડલ એની ઉત્તરે આવેલું હતું. એનું વડું મથક સત્યપુર તે હાલનું સાંચોર (જિ. જોધપુર, રાજસ્થાન) છે. મૂલરાજ રાજાધિરાજનાં મહા-બિરુદ ધરાવતો.

વિ. સં. ૧૦૦૫(ઈ. સ. ૯૪૯)માં ખેટકમંડલમાં રાષ્ટ્રકૂટ રાજા અકાલવર્ષ-(કૃષ્ણરાજ ૩ જા)નું શાસન પ્રવર્તતું ને એમાંના મોહડવાસક (મોડાસા) વિષય પર પરમાર રાજા સીયક ૨ જાની સત્તા પ્રવર્તતી.[20] વિ. સં. ૧૦૨૬ (ઈ. સ. ૯૭૦)માં પણ સીયકની સત્તા ચાલુ હતી.[21] એ પછી ત્રણ–ચાર વર્ષમાં સીયકે રાષ્ટ્રકૂટ રાજાધિરાજનું આધિપત્ય ફગાવી દીધું ને દખ્ખણના રાષ્ટ્રકૂટ રાજ્યનો પણ અંત

આવ્યો,[૨૨] આથી ખેટકમંડલના મુખ્ય ભાગ પર મૂલરાજે પોતાની સત્તા પ્રસારી હોવી સંભવે છે, પરંતુ મોહડવાસક વિષય પર પરમાર વંશની સત્તા છેક મૂલરાજના પૌત્ર દુર્લભરાજના સમય સુધી ચાલુ હોવાનું વિ. સં. ૧૦૬૭(ઈ. સ. ૧૦૧૧)ના દાનશાસન પરથી માલૂમ પડે છે.[૨૩]

આ દરમ્યાન પરમાર વંશની સત્તા માળવામાં પ્રસરી ને એ વંશના પ્રતાપી રાજા મુંજે ગુર્જર રાજાને હરાવી હેરાનપરેશાન કરી દીધો.[૨૪] આ ગુર્જર રાજાને કેટલાક મૂલરાજ માન્યો છે,[૨૫] પરંતુ એ વસ્તુતઃ અવંતિનો પ્રતીહાર રાજા હોવો સંભવે છે.[૨૬] દખ્ખણમાં રાષ્ટ્રકૂટ વંશની જગ્યાએ ઉત્તરકાલીન ચાલુક્ય વંશની સત્તા પ્રવર્તી.

રાષ્ટ્રકૂટ રાજા ધવલના બીજાપુર અભિલેખ(ઈ. સ. ૯૯૭)માં મૂલરાજે ધરણીવરાહ નામે રાજાનું ઉન્મૂલન કર્યાનો અને ધવલે એને શરણ આપ્યાનો ઉલ્લેખ છે.[૨૭] આ ધરણીવરાહ આબુનો પરમાર રાજા ધરણીધર હોવાનું માલૂમ પડે છે.[૨૮] આગળ જતાં ધરણીધરનો પૌત્ર ધંધુક મૂલરાજના પૌત્ર ભીમદેવના સામંત તરીકે દેખા દે છે એ પરથી ધરણીવરાહે મૂલરાજના સામંતનું પદ સ્વીકારી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું લાગે છે.

**મૂલરાજનાં પરાક્રમ—અનુકાલીન ઉલ્લેખોના આધારે**

સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલના સમકાલીન હેમચંદ્રાચાર્યે મૂલરાજનાં કેટલાંક પરાક્રમ વિગતે નિરૂપ્યાં છે. એમાં પહેલું પરાક્રમ વર્ણવ્યું છે સૌરાષ્ટ્ર અને કચ્છના રાજાઓના પરાજયનું. આ પરાક્રમના નિરૂપણનો સાર આ પ્રમાણે છે: ભગવાન શંભુએ મૂલરાજને ગ્રાહરિપુ પર ચડાઈ કરવા સ્વપ્નમાં પ્રેરણા આપી. મંત્રી જમ્બક તથા જેહુલ સાથે મંત્રણા કરતાં તેઓએ પણ મૂલરાજને એવી સલાહ આપી.[૨૯] ગ્રાહરિપુ યાત્રાળુઓને કનડતો હતો ને પવિત્ર પ્રાણીઓના વધથી તથા ભોજનથી તીર્થોને ભ્રષ્ટ કરતો હતો. પરાજિત શત્રુઓ તરફનું એનું વર્તન ક્ષત્રિયોચિત નહોતું, પરંતુ એની રાજધાની પર્વત તથા સમુદ્રથી દૂર ન હોઈ સુરક્ષિત સ્થિતિ ધરાવતી. વળી કચ્છનો રાજા લક્ષ એનો પ્રબળ મિત્ર હતો, આથી મૂલરાજે વામનસ્થલી(વંથલી)ના રાજા ગ્રાહરિપુ પર જાતે ચડાઈ કરવા નિર્ણય કર્યો. બંને પક્ષે યુદ્ધની તૈયારી થઈ.[૩૦] જમ્બુમાલી[૩૧] નદીના કાંઠે બે દિવસ ભારે સંગ્રામ ખેલાયો. ત્રીજા દિવસે મૂલરાજે ગ્રાહરિપુને હરાવી કેદ કર્યો. હવે રાજા લક્ષ મૂલરાજ સામે ધસ્યો. મૂલરાજે દ્વંદ્વયુદ્ધમાં એને ભાલા વડે હણી નાખ્યો. ગ્રાહરિપુની રાણીઓની વિનવણીથી મૂલરાજે ગ્રાહરિપુને છોડી મૂક્યો ને સોમનાથની યાત્રા કરી. ૧૦૮ હાથી લઈ એ પાંચછ દિવસમાં પાટનગર પાછો ફર્યો.[૩૨]

ગ્રાહરિપુ પરની ચડાઈનું વર્ણન માત્ર હેમચંદ્રાચાર્યે કર્યું છે, વસ્તુપાલના સમયના કવિઓએ કે 'પ્રબંધચિંતામણિ'ના કર્તા મેરુતુંગે ય કર્યું નથી, આથી ઉત્તર ગુજરાતમાં નવું રાજ્ય સ્થાપનાર મૂલરાજે સૌરાષ્ટ્રમાં છેક વંથળી (જિ. જૂનાગઢ) જેટલે દૂર ચડાઈ કરવાનું સાહસ કરવા ધાર્યું હોય એ ભાગ્યેજ સંભવિત ગણાય એમ માનીને હેમચંદ્રાચાર્યે કરેલું મૂલરાજે કરેલા ગ્રાહરિપુના પરાજયનું લાંબું નિરૂપણ કલ્પિત હોવાની શંકા રજૂ કરવામાં આવી છે,[33] પરંતુ આટલા વિસ્તારથી નિરૂપાયેલો આ વૃત્તાંત સમૂળગો કલ્પનાના આધારે ઉપજાવવામાં આવ્યો હોય એવું પણ ભાગ્યેજ બને. મૂલરાજના સમયમાં દક્ષિણ સૌરાષ્ટ્રમાં વંથળીમાં ચૂડાસમા વંશનો રાજા ગ્રાહરિપુ રાજ્ય કરતો હશે ને મૂલરાજે ઉત્તર ગુજરાતમાં તથા દક્ષિણ રાજસ્થાનમાં પોતાની સત્તા દૃઢ થતાં એના રાજ્ય પર આક્રમણ કરી એનો પરાજય કર્યો હશે એ મુખ્ય હકીકતને અસ્વીકાર્ય ગણવી મુશ્કેલ છે.

કચ્છના રાજા લક્ષને મૂલરાજે યુદ્ધમાં માર્યાનો ઉલ્લેખ વસ્તુપાલના સમયનાં ચરિતકાવ્યોમાં[34] તેમજ પ્રબંધચિંતામણિમાં પણ કરેલો છે, આથી એ ઘટના વધુ સ્વીકાર્ય મનાય છે. પરંતુ મેરુતુંગે એ ઘટનાને જુદી રીતે નિરૂપી છે, જેમાં લક્ષ–મૂલરાજ–સંઘર્ષને સ્વતંત્ર ગણેલો છે, ગ્રાહરિપુ–મૂલરાજ સંઘર્ષના ભાગ–રૂપે નહિ. પ્રબંધચિંતામણિમાં જણાવ્યા મુજબ કચ્છના રાજા લક્ષે મૂલરાજના સૈન્યને અગિયાર વાર પાછું હઠાવેલું, પણ બારમી વાર એણે કપિલકોટને ઘેરો ઘાલ્યો ત્યારે લક્ષ મૂલરાજ સાથે લડતાં માર્યો ગયો.[35] આ ફુલ્લ–પુત્ર લક્ષ કચ્છના ઇતિહાસમાં સમા વંશના 'લાખા ફુલાણી' તરીકે જાણીતો છે. મૂલરાજનો રાજ્યપ્રદેશ કચ્છના નાના રણને અડીને હોવાથી એ બે રાજાઓ વચ્ચે સંઘર્ષ થાય ને મૂલરાજ કપિલકોટ–કેરાકોટ[36] સુધી ચડાઈ કરે એ સંભવિત ખરું.

હેમચંદ્રાચાર્યે પછી વર્ણવેલું પરાક્રમ લાટના દ્વારપ(બારપ)ના પરાજયનું છે. આ નિરૂપણનો સાર આ પ્રમાણે છે: સામંત તરીકે દ્વારપે મોકલેલા ગજનાં કુલક્ષણ જોઈ મૂલરાજના પુત્ર ચામુંડે શ્વભ્રવતી (સાબરમતી) નદી ઓળંગી લાટ પર ચડાઈ કરી ને ભરૂચના દ્વારપને હરાવી મારી નાખ્યો.[37] સોમેશ્વર તથા અરિસિંહ મૂલરાજે લાટના સેનાપતિ બારપને મારીને અનેક ગજ મેળવ્યાનું જણાવે છે,[38] પરંતુ મેરુતુંગ એવું જણાવે છે કે લાટના બારપે અને સપાદલક્ષના રાજાએ મૂલરાજના રાજ્ય પર એકીસાથે આક્રમણ કર્યું, મૂલરાજે વિચાર કરી કંથાદુર્ગમાં આશ્રય લીધો ને સપાદલક્ષના રાજા સાથે મૈત્રી સાધી, પછી મૂલરાજે બારપ પર ચડાઈ કરી ને એને મારી નાખ્યો.[39] દ્વારપ–બારપ એ ચાલુક્ય–ચૌલુક્ય કુલનો લાટેશ્વર બારપ[40] હતો ને પ્રાયઃ દખ્ખણના ચાલુક્ય નરેશ તૈલપનો મંડલેશ્વર

હતો.[૪૧] મૂલરાજે ખેટકમંડલ લેતાં બારપે એ પાછું લેવા પ્રયત્ન કર્યા હશે ને એમાં નિષ્ફળ જતાં દ્મ્મપના એ મંડલેશ્વર-કુલની સત્તા લાટમંડલમાં સીમિત રહી હશે.[૪૨] સપાદલક્ષનો રાજા એટલે શાકંભરી(સાંભર, અજમેર પાસે)નો ચાહમાન રાજા વિગ્રહરાજ ૨ જો.[૪૩] એણે ગુજરાત પર આક્રમણ કરતાં મૂલરાજને શરૂઆતમાં કંથાદુર્ગમાં ભરાઈ જવું પડેલું, પણ છેવટે મૂલરાજે એની સાથે સમાધાન કરી મૈત્રી સાધી લાગે છે. 'હમ્મીરમહાકાવ્ય'(લગભગ ઈ. સ. ૧૪૨૪)માં વિગ્રહરાજે મૂલરાજને યુદ્ધમાં હણીને ગુર્જર દેશને જર્જરિત કરી દીધાનો ઉલ્લેખ છે.[૪૪] એમાં ત્યાંના અનુકાલીન કવિની સ્પષ્ટ અત્યુક્તિ લાગે છે.[૪૫] અથવા વિગ્રહરાજે અવંતિના ગુર્જરરાજને યુદ્ધમાં માર્યો હોય ને પછીના લેખકને ગુર્જરરાજ એટલે ગુજરાતનો મૂલરાજ એવી ગેરસમજ થઈ હોય.

**સમગ્ર રાજ્યવિસ્તાર**

આમ મૂલરાજ અણહિલપાટકની આસપાસ આવેલા સારસ્વતમંડલ પર તેમજ જોધપુર-સાંચોરની આસપાસ આવેલા સત્યપુરમંડલ પર રાજ્ય કરતો એ નિર્વિવાદ છે. આસપાસના પ્રદેશોમાં એણે પ્રાયઃ લાટેશ્વરનો કોપ વહોરીને ખેટકમંડલ પર પોતાની સત્તા પ્રસારી તેમજ કચ્છ અને આબુનાં રાજ્યો પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવી 'મહારાજાધિરાજ' પદ પ્રાપ્ત કર્યું. સૌરાષ્ટ્રના ચૂડાસમા રાજ્ય સાથેનો એનો સબંધ નક્કી કરવો મુશ્કેલ છે. શાકંભરીના ચાહમાન રાજા પાસે મૂલરાજને કંઈ નમતું જોખવું પડ્યું લાગે છે.

**ઇતર પ્રવૃત્તિઓ**

મૂલરાજે કરનો દર હળવો કરી પ્રજાની પ્રીતિ પ્રાપ્ત કરી.[૪૬] એ પરમ માહેશ્વર હતો.[૪૭] મંડલી ગામમાં એણે મૂલનાથ-મૂલેશ્વરનું મંદિર બંધાવ્યું.[૪૮] અણહિલ-વાડમાં પણ સોમેશ્વરનો ત્રિપુરુષપ્રસાદ કરાવ્યો ને કાંથડી તપસ્વીના શિષ્ય વયજલ-દેવને એનો ચિંતાયક નીમ્યો.[૪૯] શ્રીસ્થલ(સિદ્ધપુર)ના રુદ્રમહાદેવનો એ પરમ ભક્ત હતો.[૫૦] અણહિલવાડમાં એણે મૂલરાજ-વસહિકા નામે જૈન ચૈત્ય અને મુંજાલદેવસ્વામીનો પ્રાસાદ પણ બંધાવ્યાં.[૫૧] મૂલરાજ દાનવીર હતો. નગર-(વડનગર)ના દૈવજ્ઞ ઊયાભટ્ટના પુત્ર માધવ, લાલ અને ભાભને મૂલરાજે વાપીકૂપાદિ પૂર્તકાર્યોની દેખરેખ રાખવાનું સોંપ્યું.[૫૨] મૂલરાજે ઉત્તર ભારતવર્ષમાંથી બ્રાહ્મણોને તેડાવી પોતાના રાજ્યમાં વસાવેલા ને તેઓને સિદ્ધપુર, સિહોર વગેરે ગામો દાનમાં આપેલાં એવી દંતકથા છે,[૫૩] પરંતુ એની વિગત ઐતિહાસિક હોવાનું ભાગ્યેજ સંભવે છે.[૫૪] નગરના બ્રાહ્મણ સોલશર્માને મૂલરાજે રાજપુરોહિત નીમ્યો.[૫૫] જમ્બક અને જેહુલ ઉપરાંત ચાવડા વંશના વખતનો વીર મહત્તમ મૂલરાજ-

નો મંત્રી હતો.[૫૬] મૂલરાજની રાણી માધવી ચાહમાન કુલની હતી ને એનો પુત્ર ચામુંડ યુવરાજ તરીકે અધિકાર ધરાવતો. માલવપતિ મુંજ, સપાદલક્ષનો વિગ્રહરાજ અને દક્ખણના રાજા તૈલપ જેવા પ્રબળ રાજવીઓનાં રાજ્યો વચ્ચે મૂલરાજે નવું રાજ્ય સ્થાપી એના વિસ્તારનાંય પગરણ કર્યાં એ એની અજબ સિદ્ધિ ગણાય.[૫૭] મૂલરાજે ૫૫ વર્ષ રાજ્ય કરી યુવરાજ ચામુંડનો રાજ્યાભિષેક કર્યો ને પોતે શ્રી-સ્થલમાં જઈ સરસ્વતી-તીરે ચિતામાં અગ્નિપ્રવેશ કરી મૃત્યુને ભેટચો એવી અનુશ્રુતિ છે.[૫૮]

## ૨. ચામુંડરાજ

મૂલરાજનો પુત્ર ચામુંડરાજ છેક વિ. સં. ૧૦૩૩(ઈ. સ. ૯૭૬)માં યુવરાજ તરીકે ભૂમિદાન દેવાનો અધિકાર ધરાવતો હતો, પરંતુ એનું રાજ્યારોહણ થયું વિ. સં. ૧૦૫૩ (ઈ. સ. ૯૯૭)માં,[૫૯] આથી એ સમયે એ પ્રૌઢ વયનો હોવો જોઈએ. મૂલરાજના રાજ્યકાલ દરમ્યાન ચામુંડરાજે લાટેશ્વર બારપ પર ચડાઈ કરી, એને હરાવી યુદ્ધમાં હણ્યાનું હેમચંદ્રાચાર્યે જણાવ્યું છે, એમાં વિગતોની અત્યુક્તિ લાગે છે, છતાં મૂલરાજે કરેલા બારપની છાવણી પરના આક્રમણમાં ચામુંડરાજે સક્રિય ભાગ લીધો હશે.

કુમારપાલના સમયના વડનગર-પ્રશસ્તિલેખમાં જણાવ્યા મુજબ ચામુંડરાજના ગંધહસ્તીઓના મદની દૂરથી ગંધ આવતાં સિંધુરાજ ભાગી ગયો ને યશ ગુમાવી બેઠો.[૬૦] અભયતિલકગણિ જણાવે છે કે ચામુંડરાજ અતિકામથી વિકળ થઈ જતાં[૬૦અ] વાચિણીદેવી (કે ચાચિણીદેવી) નામે એની બહેને એને રાજગાદી પરથી ઉઠાડી એના પુત્ર વલ્લભને ગાદીએ બેસાડચો. પછી ચામુંડરાજ આત્મસાધના માટે કાશી જવા નીકળ્યો ત્યારે રસ્તામાં માળવાવાળાએ એનાં છત્રચામરાદિ લૂંટી લીધાં. ચામુંડરાજે પાટણ પાછો આવી વલ્લભને એ રાજચિહ્ન પાછાં લઈ આવવા અનુરોધ કર્યો.[૬૧] હેમચંદ્રાચાર્ય જણાવે છે કે પિતાની આજ્ઞાથી વલ્લભે સૈન્ય લઈ શત્રુઓ સામે પ્રયાણ કર્યું, પરંતુ એને રસ્તામાં જ અસાધ્ય રોગ લાગુ પડતાં એ ધારાનગરી કબજે કર્યા વિના મૃત્યુ પામ્યો.[૬૨] પ્રબંધચિંતામણિમાં આ પ્રસંગના નિરૂપણમાં ચામુંડરાજની જગ્યાએ એના બીજા પુત્ર દુર્લભરાજનું અને વલ્લભરાજની જગ્યાએ એના ભત્રીજા ભીમદેવનું નામ આપેલું છે.[૬૩] જયસિંહસૂરિ ચામુંડરાજે સિંધુરાજનો યુદ્ધમાં વધ કર્યો હોવાનું જણાવે છે.[૬૪]

આ સિંધુરાજ એ સ્પષ્ટતઃ માળવાનો પરમાર રાજા સિંધુરાજ છે,[૬૫] જે મુંજનો નાનો ભાઈ અને ભોજનો પિતા હતો ને જે 'નવસાહસાંક' તરીકે ઓળખાતો. ઉપર જણાવેલા ઉલ્લેખો પરથી માલૂમ પડે છે કે માલવરાજ સિંધુરાજે

ચામુંડરાજ પર આક્રમણ કરવા પ્રયાણ કર્યું, પરંતુ ગમે તે કારણે એને અધવચ પાછું ચાલ્યા જવું પડ્યું. શ્રીપાલે કરેલા નિરૂપણમાં સિંધુરાજ માટે नष्टः (ભાગી ગયો) એટલું જ છે, જયસિંહસૂરિએ 'સિંધુરાજનો યુદ્ધમાં વધ કર્યો' એવું વિધાન કર્યું છે તે વજૂદ વગરનું લાગે છે.[૬૬] સિંધુરાજે લાટ પર આક્રમણ કર્યું લાગે છે. ચામુંડરાજના પ્રતાપથી પ્રાયઃ એ આ પ્રસંગે પલાયન કરી ગયો હશે.[૬૭] 'વસ્તુપાલતેજઃપાલપ્રશસ્તિ'માં ચામુંડરાજને ભારે પરાક્રમી દર્શાવ્યો છે.[૬૮]

પરંતુ પછી થોડા વખતમાં દખ્ખણના ચાલુક્ય રાજા સત્યાશ્રયે ગુર્જરરાજને હરાવ્યો લાગે છે ને બારપના પુત્ર ગોગ્ગિરાજે લાટનું બાપીકું રાજ્ય પાછું મેળવ્યું લાગે છે.[૬૯]

સોલશર્માનો પુત્ર લલ્લ ચામુંડરાજનો પુરોહિત હતો.

ચામુંડરાજે શ્રીપત્તન(પાટણ)માં ચંદનાથદેવનો તથા ચાચિણેશ્વરદેવનો પ્રાસાદ કરાવ્યો.[૭૦] ચામુંડરાજને ક્રમશઃ ત્રણ પુત્ર થયા : વલ્લભરાજ, દુર્લભરાજ અને નાગરાજ.[૭૧] ચામુંડરાજની રાણીઓને વીરસૂરિની કૃપાથી આ પુત્રો થયા હતા એવું 'પ્રભાવકચરિત'માં જણાવ્યું છે. ચામુંડરાજ જૈનધર્મમાં સક્રિય રસ ધરાવતો એ તો એના દાનશાસન પરથી પણ સ્પષ્ટ થાય છે. ચામુંડરાજે દુર્લભરાજને ગાદીએ બેસાડ્યા પછી તીર્થ(શુક્લતીર્થ)માં જઈ અનશનવ્રતથી દેહત્યાગ કર્યો એવું 'દ્વયાશ્રય'માં[૭૨] જણાવ્યું છે, એ પરથી ચામુંડરાજ છેલ્લાં વર્ષોમાં ગુજરાતમાં જ રહ્યો હોવાનું ને વલ્લભરાજના ટૂંકા રાજ્ય પછી દુર્લભરાજના રાજ્યકાલ દરમ્યાન મૃત્યુ પામ્યો હોવાનું સૂચિત થાય છે. ચામુંડરાજે વિ. સં. ૧૦૫૩(ઈ. સ. ૯૯૭)થી ૧૩ વર્ષ અર્થાત્ વિ. સં. ૧૦૬૬ (ઈ. સ. ૧૦૧૦) સુધી રાજ્ય કર્યું.[૭૩]

## ૩. વલ્લભરાજ

અગાઉ જણાવ્યા મુજબ ચામુંડરાજના જ્યેષ્ઠ પુત્ર વલ્લભરાજનો રાજ્યાભિષેક એના પિતાની હયાતી દરમ્યાન થયો હતો ને પિતાના અવસાનનો બદલો લેવા વલ્લભરાજને તરત જ માળવા પર ચડાઈ કરવા પ્રયાણ કરવું પડ્યું, પરંતુ રસ્તામાં જ અસાધ્ય રોગ લાગુ પડતાં એ અધવચ મરણ પામ્યો. એ રોગ શીતળાનો હતો, પરંતુ એનું નિદાન થતાં વાર લાગી હતી. રોગ અસાધ્ય જણાતાં વલ્લભરાજે સર્વ મંત્રીઓને બોલાવ્યા ને સેનાપતિને પોતાના મૃત્યુના સમાચાર ગુપ્ત રાખી તરત જ સૈન્ય સાથે અણહિલપાટક પાછા ફરવા આજ્ઞા કરી. એ અગત્યના સમાચાર ગુપ્ત રહી શક્યા નહિ, પરંતુ ચાલુક્ય સૈન્ય સહીસલામત પાટનગરમાં પાછું ફરી ગયું.[૭૪] પ્રબંધચિંતામણિમાં તો વલ્લભરાજે ધારાનગરીને ઘેરો ઘાલ્યો હોવાનું

જણાવ્યું છે ને જયસિંહસૂરિએ વળી ત્યારે માલવપતિ મુંજ ધ્રૂજી ગયો હોવાનું વર્ણવ્યું છે, પરંતુ આ બંને અનુકાલીન વિધાન યથાર્થ લાગતાં નથી. મુંજ તો વર્ષો પહેલાં મૃત્યુ પામ્યો હતો. હેમચંદ્રાચાર્ય અને વડનગરપ્રશસ્તિના આધારે માલૂમ પડે છે કે વલ્લભરાજે માળવા પર ચડાઈ કરવા માટે સીધો દક્ષિણપૂર્વનો રસ્તો ન લેતાં ઉત્તરપૂર્વનો રસ્તો લીધો ને એ માળવા પહોંચતાં પહેલાં અધવચ અકાળ અવસાન પામ્યો.[૭૫] છતાં એ 'જગત–ઝંપણ' તરીકે ખ્યાતિ પામ્યો હતો એ પરથી શત્રુઓ સામે કૂદી પડવામાં ઝડપી હોવાનું ફલિત થાય છે. વલ્લભરાજ 'રાજમદનશંકર' તરીકે પણ ઓળખાતો.

વલ્લભરાજે પ્રાયઃ વિ. સં. ૧૦૬૬–૬૭(ઈ. સ. ૧૦૧૦)માં માત્ર ૭ માસ જેટલું ટૂંકું રાજ્ય ભોગવ્યું.[૭૫] ચૌલુક્યવંશના કેટલાક અભિલેખોમાં[૭૬] તેમજ દ્વયાશ્રય કાવ્યમાં એ રાજવંશના નિરૂપણમાં વલ્લભરાજનો નિર્દેશ એ કારણે લુપ્ત થયો લાગે છે.[૭૭] ચૌલુક્યવંશના બીજા અનેક અભિલેખોમાં[૭૮] રાજવંશાવળીમાં વલ્લભરાજનું નામ આપેલું છે ને હેમચંદ્રાચાર્યે પણ 'શબ્દાનુશાસન'માં એ રાજાની પ્રશસ્તિનો શ્લોક આપ્યો છે, આથી ચામુંડરાજ પછી વલ્લભરાજ રાજા થયેલો એ હકીકત છે. વળી વલ્લભરાજના ટૂંકા રાજ્યકાલ દરમ્યાન એના પિતા હયાત હતા ને રાજ્યાસનના સંરક્ષણમાં સક્રિય રસ ધરાવતા એ કારણે પણ રાજવંશાવળીમાં વલ્લભરાજનું નામ ક્યારેક લુપ્ત થતું હશે.

## ૪. દુર્લભરાજ

વલ્લભરાજનું ઓચિંતું અવસાન થતાં રાજપિતા ચામુંડરાજે પોતાના બીજા પુત્ર દુર્લભરાજનો રાજ્યાભિષેક કરી તીર્થવાસ કર્યો. દુર્લભરાજે પ્રાયઃ વિ. સં. ૧૦૬૭(ઈ. સ. ૧૦૧૦)થી વિ. સં. ૧૦૭૮ (ઈ. સ. ૧૦૨૨) સુધી રાજ્ય કર્યું.[૭૯]

તાજેતરમાં દુર્લભરાજનું એક દાનપત્ર પ્રકાશિત થયું છે.[૮૦] એ વિ. સં. ૧૦૬૭ (ઈ. સ. ૧૦૧૧)ની માઘ સુદ ૧૫ નું છે. એમાં મહારાજાધિરાજ દુર્લભરાજના સેવક તંત્રપાલ ક્ષેમરાજે ભિલ્લમાલના એક બ્રાહ્મણને ભિલ્લમાલ મંડલમાંના એક ગામનું દાન દીધું હોવાનું જણાવ્યું છે. આ પરથી ભિલ્લમાલ પ્રદેશ પર ચૌલુક્ય રાજ્યનું સીધું શાસન પ્રવર્તતું હોવાનું માલૂમ પડે છે.

દુર્લભરાજે લાટ પર આક્રમણ કરી એ પ્રદેશ જીતી લીધો. મૂલરાજે બારપ પાસેથી લાટ જીતી લીધેલું. એ પછી બારપના પુત્ર ગોગ્ગિરાજે ચામુંડરાજના રાજ્યકાલ દરમ્યાન લાટ પાછું મેળવ્યું હતું. માળવાના રાજા સિંધુરાજે (ઈ. સ. ૯૯૫–૧૦૦૦) લાટને દબાવ્યું.[૮૧] મોહડવાસક (મોડાસા) મંડલ પર હજી પરમાર

વંશનું આધિપત્ય પ્રવર્તતું હતું. ઈ. સ. ૧૦૧૧ માં ત્યાં શાસન કરતો રાજપુત્ર વત્સરાજ ગોગ્ગિરાજના પુત્ર કીર્તિરાજનો પુત્ર હોવો સંભવે છે.[૮૨] કીર્તિરાજે શક વર્ષ ૯૪૦(ઈ. સ. ૧૦૧૮)માં તાપીના તટે આવેલા એક ગામનું દાન દીધેલું.[૮૩] એ કલ્યાણીના ચાલુક્ય રાજ્યનો મહામંડલેશ્વર હતો. કલ્યાણીનરેશ જયસિંહ જગદેકમલ્લ ઈ. સ. ૧૦૧૮ થી ૧૦૨૪ સુધી ચોળ રાજ્ય સાથે લડવામાં રોકાઈ રહ્યો હતો એ દરમ્યાન દુર્લભરાજે કીર્તિરાજને હરાવી લાટ પ્રદેશ જીતી લીધો લાગે છે.[૮૪] છતાં પરમાર ભોજરાજે થોડા વખતમાં લાટ અને કોંકણ પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવ્યું જણાય છે.[૮૫] નાંદિપુરનો રાજા વત્સરાજ તથા સંખેડાનો રાજા સુરાદિત્ય ભોજરાજના સામંત હતા.[૮૬]

મરુદેશના રાજા મહેંદ્રે યોજેલા પોતાની બહેન દુર્લભદેવીના સ્વયંવરમાં દુર્લભરાજ વરમાળ પામ્યાનું હેમચંદ્રાચાર્યે દ્વયાશ્રયકાવ્યમાં જણાવ્યું છે.[૮૭] રાજા મહેંદ્ર નડ્ડુલનો ચાહમાન રાજા હતો. દ્વયાશ્રયકાવ્યમાં આપેલું સ્વયંવરનું વર્ણન મહાકાવ્યમાં એક આવશ્યક વિષય તરીકે કવિએ કલ્પેલું હોય તોપણ દુર્લભરાજ નડ્ડુલની કુંવરી દુર્લભદેવીને પરણ્યો એ મુખ્ય હકીકત વાસ્તવિક લાગે છે. પછી મહેંદ્રે પોતાની નાની બહેન દુર્લભરાજના નાના ભાઈ નાગરાજ વેરે પરણાવી.[૮૮]

લલ્લનો પુત્ર મુંજ અને એ પછી મુંજનો પુત્ર સોમેશ્વર ૧ લો દુર્લભરાજનો પુરોહિત હતો.[૮૯] દુર્લભરાજે શ્રીપત્તન(અણહિલવાડ પાટણ)માં દુર્લભ–સરોવર કરાવ્યું તેમજ કોશગૃહ, હસ્તિશાલા અને ઘટિકાગૃહ સહિત સાત મજલાનું ધવલગૃહ કરાવ્યું. વળી વલ્લભરાજના શ્રેય અર્થે 'મદનશંકર–પ્રાસાદ' કરાવ્યો.[૯૦]

દુર્લભરાજ અનેકાંતમત (જૈન દર્શન) તરફ અનુરાગ ધરાવતો. આ રાજાએ જૈન મંદિર પણ બંધાવ્યાં. સુવિહિત (વસતિવાદી) વર્ધમાનસૂરિ અને એમના શિષ્ય જિનેશ્વર દુર્લભરાજના સમયમાં અણહિલપાટક આવ્યા ત્યારે ત્યાં ચૈત્ય-વાસીઓનું વર્ચસ હતું. પુરોહિત સોમેશ્વર અને માહેશ્વર આચાર્ય જ્ઞાનદેવની ભલામણથી સુવિહિતોને માંડ રહેવાનું મળ્યું. રાજસભામાં થયેલા વાદવિવાદમાં જિનેશ્વરનો વિજય થયો, તેથી રાજાએ વધુ તીક્ષ્ણ મેધા ધરાવતા એ વિદ્વાનને 'ખરતર' (વધુ તીક્ષ્ણ) બિરુદ આપ્યું. જિનેશ્વરસૂરિ થયા ત્યારે એમનો ગચ્છ 'ખરતર–ગચ્છ' તરીકે જાણીતો થયો.[૯૧] જ્ઞાનવિમલ 'શબ્દભેદપ્રકાશ' પરની ટીકાના અંતે આ ઘટના નિરૂપતાં વિ. સં. ૧૦૮૦ નું વર્ષ આપે છે, પરંતુ એ વર્ષ વાદવિવાદનું નહિ, પણ જિનેશ્વરના સૂરિપદનું ગણવું જોઈએ, કેમકે દુર્લભરાજનું રાજ્ય પ્રબંધો પ્રમાણે વિ. સં. ૧૦૭૮ માં સમાપ્ત થયું હતું.

'પ્રબંધચિંતામણિ'માં દુર્લભરાજ ભીમદેવ ૧ લાનો રાજ્યાભિષેક કરી તીર્થો-પાસન કરવા વારાણસી જવા માટે માલવમંડલમાં થઈ જતાં મુંજે એનાં છત્ર-ચામરાદિ રાજચિહ્ન ઉતરાવી લેતાં દુર્લભરાજે ભીમદેવને એ વૃત્તાંત જણાવી કાર્પટિકવેશે તીર્થગમન કર્યાનું જણાવ્યું છે,[૯૨] પરંતુ એ ઘટના હેમચંદ્રાચાર્યના જણાવ્યા મુજબ ચામુંડરાજના સંબંધમાં બની લાગે છે.

દુર્લભરાજ પોતે અપુત્ર હતો ને પોતાના નાના ભાઈ નાગરાજના પુત્ર ભીમને પોતાનો પુત્ર માનતો હતો. દુર્લભરાજ અને નાગરાજ ભીમદેવનો રાજ્યાભિષેક કરી મૃત્યુ પામ્યા.[૯૩]

## ૫. ભીમદેવ ૧ લો

ભીમદેવ નાગરાજ અને લક્ષ્મીનો પુત્ર અને દુર્લભરાજનો માનીતો ભત્રીજો હતો. દુર્લભરાજના આગ્રહથી વિ. સં. ૧૦૭૮(ઈ. સ. ૧૦૨૨)માં એનો રાજ્યાભિ-ષેક થયો.[૯૩અ]

**મહમૂદ ગઝનવીની ચડાઈ**

એ પછી થોડા વખતમાં ગુજરાત પર સુલતાન મહમૂદ ગઝનવીની ચડાઈ થઈ. ગઝના(અફઘાનિસ્તાન)ના એ સુલતાને ઈ. સ. ૧૦૦૦–૧૦૨૨ દરમ્યાન ઉત્તર ભારત-વર્ષમાં પેશાવર, ઉદ્ભાંડ, ભાટિયા, મુલતાન, થાણેસર, મથુરા, કનોજ, ગ્વાલિયર, કાલંજર વગેરે અનેક સ્થળો પર ચડાઈ કરી હતી, ગંધારના શાહી રાજ્યનો પ્રદેશ સર કર્યો હતો, અનેક કિલ્લા કબજે કર્યા હતા, મંદિરોનો નાશ કર્યો હતો ને અઢળક દ્રવ્ય લૂંટયું હતું.[૯૪] ઈ. સ. ૧૦૨૫ માં એણે સૌરાષ્ટ્રમાં આવેલા સુપ્રસિદ્ધ સોમનાથ મંદિર પર ચડાઈ કરવા પ્રયાણ કર્યું. મુલતાન પહોંચીને રણમાં થઈ જવા માટે ૩૦ હજાર ઊંટ ઉપર પૂરતા દાણાપાણીના પુરવઠાની જોગવાઈ કરી, મુલતાનથી લોદ્રવા (જેસલમીર પાસે) અને ચિકલોદર માતાનો ડુંગર વટાવી અણહિલવાડ તરફ કૂચ કરી. મહમૂદની ફોજ રણના વિકટ રસ્તે અણધારી ઝડપે આવી પહોંચી ત્યારે ભીમદેવ નિષ્ફળ સામનો કરવાનું ટાળી ત્યાંથી પલાયન કરી ગયો. અણહિલવાડમાં પુરવઠો ઉમેરી મહમૂદે ત્યાંથી સોમનાથ તરફ કૂચ કરી. મોઢેરામાં ૨૦ હજાર સૈનિકોએ મુસ્લિમ ફોજનો સામનો કર્યો, પણ આખરે એ નિષ્ફળ ગયા. ત્યાંથી મહમૂદે સૌરાષ્ટ્રમાં કૂચ કરી. સૌરાષ્ટ્રના દક્ષિણ ભાગમાં આવેલા ઊના પાસે દેલવાડા પર હુમલો કરી એને લૂંટયું ને ત્યાંના લોકોને મારી નાખ્યા. ત્યાંથી બે દિવસમાં એ સોમનાથ પાટણ પહોંચ્યો (૬ ઠ્ઠી જાન્યુઆરી, ઈ. સ. ૧૦૨૬). બીજે દિવસે સોમનાથના દુર્ગ પર હલ્લો કર્યો. બાણોના ભારે મારાથી મુસ્લિમ ફોજે દુર્ગના સૈનિકોને અંદર ભગાડયા ને કોટ પર ચડી અંદર

પ્રવેશ કર્યો. સોમનાથ મંદિરના પ્રવેશદ્વાર આગળ ભીષણ યુદ્ધ ખેલાયું ને લગભગ ૫૦ હજાર સૈનિકો મંદિરનું સંરક્ષણ કરતાં કરતાં ખપી ગયા. મંદિર ગઝનવી ફોજના કબજામાં આવ્યું. સોમનાથના લિંગને ઉખેડી એના ટુકડા કરવામાં આવ્યા, મંદિરને તોડીફોડી નુકસાન કરવામાં આવ્યું ને એમાંથી અઢળક સંપત્તિ લૂંટી લેવામાં આવી.[૯૫]

પરંતુ મહમૂદ અહીં કાયમી સત્તા સ્થાપી શક્યો નહિ. એ વંટોળિયાની જેમ આવ્યો હતો ને વંટોળિયાની જેમ ચાલ્યો ગયો. 'હિંદુઓનો બાદશાહ પરમદેવ' એનો માર્ગ આંતરી બેઠો હતો તેથી મહમૂદને કચ્છ અને સિંધનો વધુ વિકટ માર્ગ લેવો પડ્યો. એ રસ્તે એની ફોજને ભારે ખુવારી વેઠવી પડી. આ 'પરમદેવ' તે ભીમદેવ લાગે છે. એણે સંયોગાનુસાર અગાઉ અણહિલવાડમાં સામનો કરવાનું ટાળીને હવે પાછા ફરતી ફોજને માર્ગમાં આંતરવાનો વ્યૂહ રચ્યો લાગે છે, પરંતુ મહમૂદે પાછા ફરવાનો માર્ગ બદલતાં ભીમદેવનો વ્યૂહ કામિયાબ નીવડ્યો નહિ. કચ્છના દંડનાયકે મહમૂદની ફોજને હેરાન કરવા ધારી, પણ મહમૂદે એને હરાવી આગેકૂચ કરી.[૯૬]

હેમચંદ્રાચાર્યે દ્વયાશ્રયકાવ્યમાં ભીમદેવે સિંધુદેશના રાજા હમ્મુક પર ચડાઈ કરી એને હરાવ્યો હોવાનું પરાક્રમ વિગતે વર્ણવ્યું છે.[૯૭] એમાં કંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય તો એ પરાક્રમ કાં તો સિંધમાં થઈ પાછા ફરતાં મહમૂદની ફોજના સંબંધમાં થયું હોય અથવા તો મહમૂદના મરણ પછી સુલતાન મોદૂદના સમયમાં કેટલાક હિંદુ રાજાઓએ સંગઠિત થઈ પંજાબમાં મુસ્લિમ સત્તાનો નાશ કર્યો એના સંબંધમાં થયું હોય.[૯૮]

મહમૂદ ગઝનવીની આ ચડાઈનો વૃત્તાંત મુસ્લિમ ઇતિહાસકારોએ વર્ણવ્યો છે.[૯૯] પશ્ચિમ ભારતના પ્રાચીન સાહિત્યમાં એનો અછડતો ઉલ્લેખ થયો છે.[૧૦૦]

ગુજરાત પરની ગઝનવીની ચડાઈથી અહીંની પ્રજામાં હાહાકાર પ્રવર્ત્યો હશે, પરંતુ એ ચડાઈનું કંઈ સ્થાયી પરિણામ ન આવતાં એની અસર લાંબો વખત ટકી નહિ. સોમનાથ મંદિરના નાશથી ધાર્મિક ક્ષેત્રે આઘાત લાગ્યો હશે, પરંતુ ભીમદેવે થોડા વખતમાં પથ્થરનું નવું મંદિર બંધાવી દીધું, આથી રાજકીય તેમજ ધાર્મિક દૃષ્ટિએ મહમૂદ ગઝનવીની ચડાઈ દુઃસ્વપ્ન જેવી નીવડી.

મોઢેરાનું સૂર્યમંદિર પણ આ અરસામાં નિર્માણ કે સંસ્કરણ પામ્યું એવું એમાં એક શિલા પર કોતરેલા વિ. સં. ૧૦૮૩ ના વર્ષ પરથી માલૂમ પડે છે.

### આબુ પરનું આધિપત્ય

આબુનો પરમાર રાજા ધંધુક દુર્લભરાજનો સામંત હતો, પણ ભીમદેવના સમયમાં એણે સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. ભીમદેવે ધંધુકને વશ કર્યો, તો એણે માળવાના પરમાર રાજ્યમાં આવેલા ચિત્રકૂટમાં આશ્રય લીધો. ભીમદેવે વિમલ મંત્રીને આબુનો દંડનાયક નીમ્યો ને એ દંડનાયકે ધંધુકને સમજાવી ચંદ્રાવતીમાં પુનઃ પ્રતિષ્ઠિત કર્યો.[૧૦૧] દંડનાયક વિમલે વિ. સં. ૧૦૮૮(ઈ. સ. ૧૦૩૨)માં આબુ ઉપર આદિનાથનું આરસનું મંદિર બંધાવ્યું.[૧૦૨] એ 'વિમલ-વસતિ' તરીકે પણ ઓળખાય છે. ધંધુકે ફરી પાછા સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો, પરંતુ ચૌલુક્ય રાજ્યનું આધિપત્ય પુનઃ દૃઢ થયું, જે છેક તેરમી સદીના અંત સુધી ટકી રહ્યું.[૧૦૩]

### માળવા સાથેનો સંઘર્ષ

ગુજરાત અને માળવા વચ્ચેનો સંઘર્ષ ભીમદેવના સમયમાં ચાલુ રહ્યો. ધારાપતિ ભોજની રાજસભા વિદ્વત્તા તથા કાવ્યરચના માટે ખ્યાતિ ધરાવતી, આથી કોઈ વાર ભોજ ગુર્જરદેશની વિદ્વત્તાની ય કસોટી કરતો એવા પ્રસંગ 'પ્રબંધચિંતામણિ' નિરૂપે છે.[૧૦૪] વળી રાજકીય સંબંધને લગતા કેટલાક રસપ્રદ પ્રસંગ એમાં આલેખાયા છે; દા. ત. એક વર્ષ દુકાળ પડતાં ભોજના આક્રમણની તૈયારી જણાતાં ભીમે ડામર નામે સાંધિવિગ્રહકને ભોજ પાસે મોકલ્યો ને ડામરે રાજ-વિડંબનનું નાટક જોતાં તૈલપના સંદર્ભમાં ભોજને મુંજના વધનું સ્મરણ કરાવી એના સૈન્યને તૈલંગદેશ તરફ વાળ્યું.[૧૦૫] વળી ભીમ સિંધુદેશના વિજયમાં રોકાયેલો હતો ત્યારે ભોજે મોકલેલો સેનાપતિ કુલચંદ્ર અણહિલપુરનો ભંગ કરી રાજ-મહેલના દ્વાર આગળ કોડીઓ દાટીને જયપત્ર લઈ પાછો ફર્યો. ડામરે ભોજની સભામાં ભીમના અમાપ રૂપનું વર્ણન કરતાં ભોજના મનમાં ભીમને જોવાની ઇચ્છા જાગી ને ડામર વિપ્રના વેશમાં ભીમને ભોજની સભામાં લઈ પણ ગયો, પરંતુ ભોજને એનો ખરો ખ્યાલ આવે તે પહેલાં ભીમ ક્યાંય પલાયન થઈ ગયેલો.[૧૦૬] કોઈ વાર ભોજને ધારાનગરીમાં ગુર્જર સૈનિકો ઘેરી લેતા.[૧૦૭] આમ લાંબા કાલ લગી ભીમ અને ભોજ વચ્ચે મુત્સદ્દીગીરી-ભર્યો શાંતિમય સંબંધ રહ્યો લાગે છે, પરંતુ આખરે એ સબંધ સંઘર્ષમાં પરિણમ્યો.

ચેદિના કલચુરિ રાજા કર્ણને પણ માળવાના રાજા ભોજ સાથે સર્વોપરિ-સત્તા માટે સ્પર્ધા હતી. એમાં આખરે કર્ણે ભોજ પર ચડાઈ કરી ને ભોજનું અર્ધું રાજ્ય આપવાનું વચન આપી ભીમને માળવા પર પાછળથી ચડી આવવા નિમંત્ર્યો. આ બે રાજવીઓના સંયુક્ત આક્રમણ દરમ્યાન વયોવૃદ્ધ ભોજરાજ

માનભંગ પામી મૃત્યુ પામ્યો. કર્ણે ધારાના દુર્ગનો ભંગ કરી ભોજની સમગ્ર લક્ષ્મી કબજે કરી. ભીમે રાજ્યનો અર્ધો ભાગ પાડવા ડામરને કર્ણ પાસે મોકલ્યો. કર્ણે એક ભાગમાં નીલકંઠ મહાદેવ, ચિંતામણિ ગણપતિ વગેરે દેવોની મૂર્તિઓ અને બીજા ભાગમાં સમસ્ત રાજ્યની વસ્તુઓ મૂકી એ બે પૈકી ગમે તે એક ભાગ પસંદ કરવા કહ્યું તો ડામરે લાંબો વખત વિચાર કરી દેવોની મૂર્તિઓ પસંદ કરી. એમાં હેમની મંડપિકાનો સમાવેશ થયેલો.[૧૦૮] હેમચંદ્રાચાર્યે ભોજ સાથેના સંઘર્ષનો પ્રસંગ નિરૂપ્યો નથી, પરંતુ ભીમે સિંધુપતિના પરાજય પછી ચેદિપતિ કર્ણ પર આક્રમણ કરી, એની પાસે દામોદર(ડામર)ને મોકલી, પોતાનો પ્રભાવ દર્શાવી ભોજની સ્વર્ણમંડપિકા વગેરે મેળવ્યું હોવાની ઘટના નિરૂપી છે.[૧૦૯]

આ બંને વૃત્તાંતો પરથી એટલું સ્પષ્ટ થાય છે કે ધારાપતિ ભોજનો પરાભવ મુખ્યત્વે ચેદિપતિ કર્ણે કરેલો ને ભીમદેવે એમાં એને થોડી મદદ કરી હોઈ, એને એમાં થોડા લાભથી સંતોષ માનવો પડેલો. ભોજ પ્રબળ હતો ત્યારે ભીમદેવ એની શત્રુતા ટાળવા પ્રયત્નશીલ રહેલો; ભોજ નિર્બળ થતાં ચેદિપતિ કર્ણનું પ્રાબલ્ય પ્રવર્ત્યું, પરંતુ ચાલુક્ય રાજા સોમેશ્વરે કર્ણની સત્તાનો હ્રાસ કર્યો.[૧૧૦]

### નડ્ડુલના ચાહમાન રાજ્ય સાથે સંઘર્ષ

નડ્ડુલ(નડુલ)ના ચાહમાન રાજ્યને ગુજરાતના ચૌલુક્ય રાજ્ય સાથે સારો સબંધ હતો, પરંતુ ભીમદેવના સમયમાં એ બે વચ્ચે સંઘર્ષ થયો. ચાહમાન રાજા મહેંદ્રના પૌત્ર અહિલ્લે તથા એના કાકા અણહિલ્લે ભીમની સેનાને હરાવી હોવાનું એ રાજ્યના લેખમાં જણાવ્યું છે. વળી અણહિલ્લના પુત્ર બાલપ્રસાદે ભીમ-દેવના કારાગારમાંથી રાજા કૃષ્ણદેવને છોડાવ્યો એવો પણ એમાં ઉલ્લેખ આવે છે. બાલપ્રસાદના નાના ભાઈ જેંદ્રરાજે પણ જોવપુર પાસે આવેલા એક સ્થળે ભીમની સેનાને હરાવી હોવાનું જણાવ્યું છે. આ બધા ઉલ્લેખો પરથી ભીમદેવની સેનાએ નડ્ડુલના રાજ્ય પર આક્રમણ કર્યું હોવાનું અને એ પૂરું સફળ નીવડ્યું ન હોવાનું માલૂમ પડે છે. બાલપ્રસાદે છોડાવેલો કૃષ્ણદેવ આબુના પરમાર રાજા ધંધુકના ઉત્તરાધિકારી પૂર્ણપાલનો ભાઈ કૃષ્ણરાજ હોવાનું કેટલાક માનેલું, પરંતુ એ ભિન્નમાલના પરમાર વંશનો રાજા કૃષ્ણદેવ હતો એ વધુ સંભવિત છે.[૧૧૧]

### સાંસ્કૃતિક પ્રદાન

આમ ભીમદેવે પોતાના રાજ્યનાં સંરક્ષણ તથા અભ્યુદય માટે ઘણો પુરુષાર્થ આદર્યો. સોમનાથનું નવું મંદિર, આબુ પરની વિમલવસતિ અને મોઢેરાનું સૂર્યમંદિર એના સમયનાં મોટાં સ્થાપત્યકીય પ્રદાન છે. ભીમદેવે રાજધાનીમાં નવો ત્રિપુરુષ-

પ્રાસાદ કરાવ્યો, શ્રીપત્તનમાં ભીમેશ્વરદેવનો અને ભટ્ટારિકા ભીરુઆણીનો પ્રાસાદ કરાવ્યો. રાણી ઉદયમતિએ ત્યાં સહસ્રલિંગ સરોવરથી ચડિયાતી નવી વાવ કરાવી.[૧૧૨] મંત્રી દામોદરનો કૂવો પણ એ વાવ જેવો જ વિખ્યાત હતો.[૧૧૨ અ]

મહારાજાધિરાજ ભીમદેવે અનેક ભૂમિદાન દીધેલાં. એને લગતાં ૭ તામ્રશાસન મળ્યાં છે, જે વિ. સં ૧૦૮૬ (ઈ.સ. ૧૦૨૯) થી વિ. સં ૧૧૨૦ (ઈ.સ. ૧૦૬૩) નાં છે. એમાંનાં ત્રણ દાન કચ્છમંડલમાંની ભૂમિનાં છે, જેમાંનું એક દાન એક શૈવ આચાર્યને આપેલું છે,[૧૧૩] જ્યારે બીજાં બે દાન પ્રસન્નપુરથી આવેલા બ્રાહ્મણોને આપ્યાં છે.[૧૧૪] બે (કે ત્રણ,) દાન સારસ્વતમંડલને લગતાં છે. એમાંનું એક દાન[૧૧૫] વર્દ્ધિ વિષયમાં એક ઉદીચ્ય બ્રાહ્મણને, બીજું દાન[૧૧૬] પ્રસન્નપુરથી આવેલા એક બ્રાહ્મણને, અને ત્રીજું દાન[૧૧૭] ધાણદા આહારમાં એક મોઢ બ્રાહ્મણને આપેલું છે. આ દાનશાસન કાયસ્થ વટેશ્વર અને એના પછી એના પુત્ર કેક્કકે લખેલાં છે. દાનશાસનોનો દૂતક મહાસાંધિવિગ્રહિક ચંડશર્મા અને એના પછી એનો પુત્ર ભોગાદિત્ય હતો.

ભીમદેવના સમયમાં સુરાચાર્યે માળવા સાથેની વિદ્યાકીય સ્પર્ધામાં ગુજરાતની પ્રતિષ્ઠા રાખી. જિનેશ્વર, બુદ્ધિસાગર, ધર્મ, શાંતિસૂરિ વગેરે વિદ્વાનોએ પણ વિદ્યામાં ગણનાપાત્ર પ્રગતિ સાધી.[૧૧૭ અ]

### કુટુંબપરિવાર

ભીમદેવને ઉદયમતિ નામે રાણી હતી, જે સોરઠના ચૂડાસમા રાજા ખેંગારની પુત્રી હતી. બકુલાદેવી નામે પણ્યાંગના(વેશ્યા)ની રૂપસંપત્તિ તથા ગુણસંપત્તિથી પ્રભાવિત થઈ, એની શીલ–મર્યાદાની પ્રતીતિ થતાં ભીમદેવે એને પોતાના અંતઃપુરમાં સ્થાન આપ્યું હતું.[૧૧૮] ભીમદેવને મૂલરાજ નામે પુત્ર હતો. એણે દુકાળના વિષમ સંજોગોમાં રાજભાગ વસૂલ કરવા માટે અધિકારીઓ તરફથી ખેડૂતોને થતી કનડગત દૂર કરાવી હતી, પરંતુ એ નજર લાગવાથી ત્રીજા દિવસે અકાળ અવસાન પામ્યો. બીજા વર્ષે સુકાળ થતાં ખેડૂતોએ આપેલા રાજભાગમાં કોશદ્રવ્ય ઉમેરી રાજાએ કુમારના શ્રેય અર્થે ત્રિપુરુષપ્રાસાદ કરાવ્યો.[૧૧૯] બકુલાદેવીને ક્ષેમરાજ કે હરિપાલ નામે પુત્ર[૧૨૦] હતો ને ઉદયમતિને કર્ણ નામે પુત્ર હતો. ભીમદેવે લગભગ ૪૩ વર્ષ રાજ્ય કર્યું, વિ. સં. ૧૧૨૦ (ઈ. સ. ૧૦૬૪) સુધી.

## ૬. કર્ણદેવ ૧ લો

ભીમદેવના અંતિમ સમયે એના હયાત પુત્રોમાં ક્ષેમરાજ મોટો હોવાનું

માલૂમ પડે છે, કેમકે રાજવારસો લેવાને એનો અગ્રિમ અધિકાર હતો. હેમચંદ્રાચાર્ય જણાવે છે કે ક્ષેમરાજે તપ કરવાની ઇચ્છા દર્શાવી રાજવારસો લેવાની ના પાડતાં ભીમદેવે કર્ણનો રાજ્યાભિષેક કરાવ્યો (ઈ. સ. ૧૦૬૪); પછી ક્ષેમરાજ સરસ્વતી પાસે તીર્થમાં તપ કરવા ગયો ને કર્ણદેવે ક્ષેમરાજના પુત્ર દેવપ્રસાદને એની સમીપ આવેલું દધિસ્થલી ગામ (સિદ્ધપુર પાસેનું દેથળી) આપી એને પિતાની સંભાળ રાખવા મોકલ્યો.[૧૨૧] પરંતુ ક્ષેમરાજ વેશ્યાપુત્ર હોવાથી એને રાજગાદી ન મળી હોય, એથી એને અન્ય સ્થળે જવું પડયું હોય ને કર્ણદેવે એના પુત્રને પણ પાટનગરથી દૂર મોકલ્યો હોય એ વધુ સંભવિત છે.[૧૨૨]

**પરાક્રમો**

દ્વયાશ્રયકાવ્યમાં કર્ણદેવના કોઈ પરાક્રમનું નિરૂપણ કરેલું નથી ને 'પ્રબંધચિંતામણિ'માં માત્ર આશાપલ્લીને લગતું પરાક્રમ જ વર્ણવ્યું છે, પરંતુ અન્ય સાધનો પરથી કર્ણદેવે અનેક પરાક્રમ કર્યાં હોવાનું માલૂમ પડે છે.

માળવામાં ભોજના પુત્ર જયસિંહે દખ્ખણના ચાલુક્ય રાજા સોમેશ્વર ૧ લાની મદદ માગીને ચાલુક્ય રાજપુત્ર વિક્રમાદિત્યની મદદથી રાજગાદી મેળવી હતી, પરંતુ સોમેશ્વર ૧ લાના ઉત્તરાધિકારી સોમેશ્વર ૨ જાને જયસિંહ અને વિક્રમાદિત્ય વચ્ચેની ગાઢ મૈત્રીની ઈર્ષા આવી ને સોમેશ્વરે ચૌલુક્ય કર્ણદેવનો સાથ સાધી માળવા પર આક્રમણ કર્યું. યુદ્ધમાં જયસિંહ મૃત્યુ પામ્યો, પરંતુ થોડા સમયમાં ભોજના ભાઈ ઉદયાદિત્યે શાકંભરીના ચાહમાન રાજા વિગ્રહરાજ ૩ જાના અશ્વદળની મદદથી માળવાનું રાજ્ય મેળવ્યું.[૧૨૩] ઉદયાદિત્યના પુત્ર જગદેવ પરમારે આબુ પાસે ચૌલુક્ય સૈન્યનો પરાજય કર્યો.[૧૨૪] નાડોલના ચાહમાન રાજા પૃથ્વીપાલે કર્ણદેવનો હુમલો પાછો હઠાવ્યો.[૧૨૫] આમ ભીમદેવની જેમ કર્ણદેવ પણ માળવામાં ખાસ ફાવ્યો નહિ.

પરંતુ લાટની બાબતમાં એને યશ મળ્યો. ભીમદેવના સમયમાં ત્યાં ચાલુક્ય બારપનો વંશજ ત્રિલોચનપાલ રાજ્ય કરતો હતો એવું એના શક વર્ષ ૯૭૨ (ઈ. સ. ૧૦૫૧)ના દાનપત્ર[૧૨૬] પરથી માલૂમ પડે છે. પછી કલચુરિ કર્ણદેવે લાટ પર આક્રમણ કરી અર્જુન અર્થાત્ હૈહય (કલચુરિ) કુલના યશને દૂર કર્યો, અર્થાત્ કલચુરિ રાજા યશઃકર્ણની સત્તા દૂર કરી.[૧૨૭] આ ઘટના ઈ. સ. ૧૦૭૩ ના અરસામાં બની. વિ. સં. ૧૧૩૧(ઈ. સ. ૧૦૭૪)ના કાર્તિકમાં કર્ણદેવે નાગસારિકા (નવસારી) વિષયમાંનુ એક ગામ પંડિત મહીધરને દાનમાં દીધાનું દાનશાસન ફરમાવ્યું, એ પછી બીજે મહિને નાગસારિકાના મહામંડલેશ્વર દુર્લભરાજે એ દાન પોતાના નામે નોંધાવવાનો અપૂર્ણ પ્રયત્ન કર્યો.[૧૨૮]

આમ કર્ણદેવે લાટદેશના નવસારી પ્રદેશ પર પોતાની સીધી અને સંપૂર્ણ સત્તા પ્રવર્તાવી, પરંતુ આ સત્તા લાંબો વખત ટકી નહિ. લાટના રાજપુત્ર ત્રિવિક્રમપાલના કાકા જગત્પાલે વિશ્વામિત્રીના તટે શત્રુસૈન્યનો પરાજય કરી નાગસારિકા મંડલને મુક્ત કર્યું, રાજા ત્રિવિક્રમપાલે જગત્પાલના પુત્ર પદ્મદેવને નાગસારિકા મંડલના અષ્ટગ્રામ વિભાગના સામંતપદે સ્થાપ્યો ને શક વર્ષ ૯૯૯ (ઈ. સ. ૧૦૭૭)માં શુકલતીર્થ પાઠશાળાના નિર્વાહ અર્થે નંદિપુર વિષયમાંના એક ગામનું દાન દીધું.[૧૨૯] આ પરથી બારપના વંશજોએ લાટનો પ્રદેશ ત્રણચાર વર્ષમાં જ પાછો મેળવ્યો લાગે છે. છતાં એ પછી ત્યાં બારપ વંશની સત્તાના ઉલ્લેખ મળતા નહિ હોઈ, કર્ણદેવે થોડા સમયમાં લાટ પાછો કબજે કરીને 'ત્રૈલોક્યમલ' બિરુદ ધારણ કર્યું હોવું સંભવે છે. એનું આ બિરુદ નવસારીને લગતા વિ. સં. ૧૧૩૧ ના દાનપત્રમાં નથી ને વિ. સં. ૧૧૪૦(ઈ. સ. ૧૦૮૪)ના દાનપત્રમાં છે એ પરથી આ સંભવને સમર્થન મળે છે. આ બિરુદ સ્પષ્ટતઃ દખ્ખણના ચાલુક્ય રાજાઓનાં બિરુદોની અસર ધરાવે છે. એ અનુસાર આ ઘટના ઈ. સ. ૧૦૮૪ પહેલાં બની ગણાય.

કાશ્મીરનો કવિ બિલ્હણ દખ્ખણમાં થઈ ચાલુક્ય રાજ્યમાં જઈ વસ્યો તે પહેલાં થોડો વખત ગુજરાતમાં રહ્યો હતો. આ દરમ્યાન એણે કર્ણદેવના પ્રણય તથા પરિણય વિશે 'કર્ણસુંદરી' નામે નાટિકા રચેલી. એમાં એ નાયિકાનું નામ કલ્પિત મૂકેલું છે, પરંતુ 'કર્ણસુંદરી'ના નામે અને કલ્પિત પ્રસંગો દ્વારા એ કર્ણદેવના લગ્નની સત્ય ઘટના નિરૂપતો લાગે છે.[૧૩૦] દ્વ્યાશ્રયકાવ્યમાં હેમચંદ્રાચાર્યે કર્ણદેવ અને મયણલ્લાની વચ્ચેના પ્રણય તથા પરિણયનું વિસ્તૃત નિરૂપણ કર્યું છે.[૧૩૧] એમાં મયણલ્લાને દક્ષિણના ચંદ્રપુરના રાજા જયકેશીની પુત્રી જણાવી છે.[૧૩૨] આ ચંદ્રપુર તે ગોવાના સાલસેટ પરગણાનું ચંદોર છે ને જયકેશી ત્યાંના કદંબનો રાજા હતો. મયણલ્લા ચિત્ર દ્વારા કર્ણદેવના દર્શનીય સ્વરૂપથી આકર્ષાઈ પિતાની સંમતિથી અણહિલવાડ આવી કર્ણદેવને પરણી એવો એ પ્રસંગનો સાર છે. એમાં મયણલ્લાને પણ અતિશય સુંદર વર્ણવી છે.

આ પછી બસોથી વધુ વર્ષ બાદ લખાયેલ 'પ્રબંધચિંતામણિ'માં પણ આ પ્રસંગનું નિરૂપણ કરવામાં આવ્યું છે,[૧૩૩] પરંતુ એમાં કેટલોક વિગતફેર છે. એમાં જણાવ્યા મુજબ જયકેશી કર્ણાટકનો રાજા હતો, મયણલ્લદેવી પૂર્વભવના સંકલ્પ અનુસાર સોમનાથની યાત્રાનો વેરો કાઢી નખાવવા માટે ગુર્જરેશ્વરને પરણવા આતુર થયેલી, પણ કર્ણ એની કુરૂપતાને લઈને એને પરણવા ના પાડતો, ત્યારે મયણલ્લદેવી પ્રાણત્યાગ કરવા તૈયાર થતાં ને એની સાથે રાજમાતા

ઉદયમતિ પણ પ્રાણત્યાગ કરવા માગતાં, કર્ણ એને માતૃભક્તિના કારણે પરણ્યો, પરંતુ પછી એના તરફ નજર સરખી નાખતો નહિ. એક દિવસ મુંજાલ મંત્રીએ એને છાનીમાની કર્ણદેવની કોઈ હીનકુલ પ્રેયસીના સ્થાને ગોઠવી દીધી ને એ મિલનના ફળરૂપે એ પુત્ર જયસિંહની માતા બની.

બિલ્હણ ગુજરાતમાં ઈ. સ. ૧૦૭૨–૭૮ દરમ્યાન આવ્યો લાગે છે ને એ સમયે કર્ણદેવ-મયણલ્લાના લગ્નની ઘટના તાજી હોવાનું જણાય છે. એ પરથી આ ઘટના ઈ. સ. ૧૦૭૦ ના અરસામાં થઈ ગણાય.[૧૩૪] જયકેશીની બાબતમાં મણયલ્લદેવીના સમકાલીન હેમચંદ્રાચાર્યે આપેલી વિગત યથાર્થ છે, જ્યારે મેરુતુંગે આપેલી વિગત શ્રદ્ધેય નથી. જયકેશી પોતે કર્ણાટકનો નહિ, પણ કોંકણનો રાજા હતો ને કર્ણાટકના ચાલુક્ય રાજાનો સામંત હતો. પરંતુ મયણલ્લા કુરૂપ હતી ને કર્ણને ગમતી નહોતી એ બાબતમાં સમકાલીન કવિઓ કરતાં મેરુતુંગ વધુ શ્રદ્ધેય હોવા સંભવ છે. સોમનાથના યાત્રાવેરાને લગતા પ્રસંગમાં પૂર્વભવ-પ્રેરિત સંકલ્પની વાત આગળ જતાં રાજમાતા મીનળદેવીએ એ યાત્રાવેરો દૂર કરાવ્યો એ પરથી ઊપજી હોય, છતાં એના પ્રપિતામહે તથા પિતામહે સોમનાથ-યાત્રા કરી હતી એ જોતાં એ યાત્રાવેરાની વાત એ રાજપુત્રીના જાણવામાં આવી હોય ને એણે એ કાઢી નંખાવવાનો સંકલ્પ કર્યો હોય એ પણ સંભવિત ગણાય. અણમાનીતી મયણલ્લદેવીને રાજાની પ્રેયસીના વેશે મોકલીને મુંજાલ મંત્રીએ એને કર્ણદેવના પુત્રની માતા બનાવ્યાની વાત ઐતિહાસિક હોય કે ન હોય, રાજાના અંતઃપુરમાં ચાલતી ખટપટની દૃષ્ટિએ અવાસ્તવિક ન ગણાય.[૧૩૫]

પ્રબંધચિંતામણિમાં જણાવ્યા મુજબ કર્ણદેવ રાજપુત્ર જયસિંહનો રાજ્યાભિષેક કરાવી, પોતે આશાપલ્લીના આશા ભિલ્લ ઉપર આક્રમણ કરી, એને હરાવી, ત્યાં કર્ણાવતી નગરી વસાવી, ત્યાં રહી રાજ્ય કરવા લાગ્યો.[૧૩૬] પરંતુ દ્વયાશ્રય કાવ્યમાં તો કર્ણદેવ જયસિંહને ગાદીએ બેસાડયા પછી તરત જ મૃત્યુ પામ્યાનું જણાવ્યું છે.[૧૩૭] આ પરથી આ ઘટના જયસિંહદેવના રાજ્યાભિષેક પહેલાં કર્ણદેવના રાજ્યકાલના અંતિમ ભાગમાં બની હોવી સંભવે છે.

કર્ણદેવનું વિ. સં. ૧૧૩૧ નું દાનપત્ર નાગસારિકા વિષયને લગતું છે.[૧૩૮] વિ. સં. ૧૧૦૦ ( ઈ. સ. ૧૦૮૪ )માં ત્રૈલોક્યમલ્લ કર્ણદેવે ગંભૂતા ( ગાંભુ ) વિભાગમાં તીર્થંકર સુમતિનાથદેવની વસતિને ભૂમિદાન દીધેલું.[૧૩૯] વિ. સં ૧૧૪૮ ( ઈ. સ. ૧૦૯૨ )માં એણે આનંદપુર ( વડનગર ) વિભાગમાંની અમુક ભૂમિ સુનક ગામની વાવના નિભાવ માટે દાનમાં આપેલી.[૧૪૦]

કર્ણદેવ શૈવ હતો. ઉત્તરાવસ્થામાં લક્ષ્મી અને વિષ્ણુની પણ આરાધના કરતો.[૧૪૧]

કર્ણદેવે આશાપલ્લીમાં જ્યાં ભૈરવદેવીનાં શકુન થયેલાં ત્યાં કોછરબા નામે દેવીનો પ્રાસાદ કરાવ્યો, જ્યાં ભિલ્લ પર જય મેળવ્યો ત્યાં પ્રાસાદમાં જયંતીદેવીની સ્થાપના કરી, કર્ણેશ્વરનું દેવાલય કરાવ્યું તેમજ કર્ણાવતીને શોભાવતું કર્ણસાગર તળાવ કરાવ્યું. શ્રીપત્તન( પાટણ )માં કર્ણમેરુપ્રાસાદ કરાવ્યો.[૧૪૨] પ્રબંધચિંતામણિ પ્રમાણે કર્ણદેવે વિ. સં. ૧૧૨૦(ઈ. સ. ૧૦૬૪ )થી વિ. સં. ૧૧૫૦ ( ઈ. સ. ૧૦૯૪ ) સુધી અર્થાત્ લગભગ ૩૦ વર્ષ રાજ્ય કર્યું.[૧૪૩]

લાટ તથા આશાપલ્લી પરના વિજય વડે કર્ણદેવે ચૌલુક્ય રાજ્યની સત્તા સમસ્ત ગુજરાતમાં પ્રસારી એના અધિક વિસ્તારનો માર્ગ મોકળો કર્યો.

## પાદટીપો

૧. પૃ. ૧૬, ઘણી હસ્તપ્રતોમાં વિ. સં. ૯૯૩ આષાઢ સુદિ ૧૫ ને ગુરુવાર જણાવ્યો છે, જ્યારે થોડી હસ્તપ્રતોમાં સં. ૯૯૮ નું વર્ષ આપ્યું છે ને બીજી વિગત આપી નથી, પરંતુ અન્યત્ર મૂલરાજે સં. ૯૯૮ થી ૫૫ વર્ષ રાજ્ય કર્યાનું નોંધ્યું છે ( પૃ. ૧૯ ). ચાપોત્કટવંશનો અંત પણ સં. ૯૯૮ માં જણાવેલો છે (પૃ. ૧૫).

પ્ર. ચિં. માં ઘણી વાર રાજ્યાભિષેકનાં વર્ષ, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર આપવામાં આવે છે. સેવેલે આ વિગતોને પંચાંગગણિતની દૃષ્ટિએ તપાસી તો એમાં તિથિવાર કેટલીક વાર મળતાં આવે છે, પરંતુ નક્ષત્રો ઘણી વાર તદ્દન અસંભવિત હોવાનું માલૂમ પડે છે. લગ્નની વિગત પણ કેટલીક વાર ખોટી નીકળે છે *(C. G.,* pp. 198 f. ), આથી સમયનિર્દેશની આ વિગતો કપોલકલ્પિત હોવાનું ફલિત થાય છે.

છતાં સમકાલીન અભિલેખો તથા હસ્તપ્રતોમાં મળેલા સમયનિર્દેશ સાથે સરખાવતાં, પ્ર. ચિં. માં આપેલાં વર્ષ મોટે ભાગે ખરાં લાગે છે. ( અન્ય મેરુતુંગની ) 'વિચારશ્રેણી'માં આપેલાં શરૂઆતનાં વર્ષ પ્ર. ચિં. માં આપેલાં વર્ષોથી ઠીક ઠીક જુદાં પડે છે ને એ ઓછાં શ્રદ્ધેય છે. ભાંડારકરને મળેલી બે પટ્ટાવલીઓમાં આપેલાં વર્ષ એના કરતાં વધુ બંધ બેસે છે *(C. G.,* p. 200 ).

૨. પૃ ૯ ( जैन साहित्य संशोधक, खंड २, अंक ४ માં પ્રસિદ્ધ )

૩. वसु-नन्द-निधौ वर्षे व्यतीते विक्रमार्कतः। मूलदेवनरेशस्तु [ चूडाम]णिरभूद् भुवि ॥ *I. A.*, Vol. LXIII, p. 234

૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૩૯-૧૪૩

૫.-૮. પ્ર. चि., પૃ. ૧૫-૧૬

૯. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૪૯-૧૫૦

૧૦. ગુએલે, ભાગ ૨, લેખ ૧૪૭, શ્લો. ૫

૧૧. પૃ. ૧૦૮-૧૦૯

૧૨. सर्ग ૨, श्लो. ૧

૧૩. श्लो. ૨૨

૧૪. ગુએલે, ભા. ૨, લે. ૧૩૭

૧૫. પૃ. ૧૯–૨૦

૧૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૫૬

૧૭. भारतीय विद्या, पु. १, पृ. ७३–१००; *Bhāratīya Vidyā*, Vol. VI, pp. 90 ff.

૧૮. ગુએલે, ભા. ૨, લે. ૧૩૭

૧૯. એજન, લે. ૧૩૮

૨૦. ગુએલે, ભા. ૩, લે. ૨૩૭

૨૧. એજન, લે. ૨૩૮

૨૨. *A. I. K.*, p. 95

૨૩. *Bhāratīya Vidyā.*, Vol. V, pp. 37 f.; *EI*, Vol. XXXIII, pp. 192 ff.

૨૪. *Chaulukyas of Gujarat*, p. 30

૨૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૫૮

૨૬. *C. G.*, pp. 30 f.

૨૭. ગુએલે, ભા. ૩, લે. ૨૩૮ અ, શ્લો. ૧૨

૨૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૭૦; *C. G.*, p. 31

૨૯. અભયતિલકગણિ ટીકામાં જમ્બક 'મહામંત્રી' અને જેહુલ 'મહાપ્રધાન' હોવાનું જણાવે છે (द्वयाश्रय–टीका, पृ. १६७)

૩૦. અહીં જે રાજાઓ તથા મિત્રોની વિગત આપી છે તે બધી વાસ્તવિક લાગતી નથી.

૩૧. આ નદીને વઢવાણની પૂર્વે આવેલા જાંબુ ગામ પાસેથી વહેતા ભોગાવા તરીકે ઓળખાવવામાં આવી છે (*IA*, Vol. XII, p. 192), પરંતુ જાંબુ-જાંબુડા-જાંબુડી નામે ગામ સૌરાષ્ટ્રમાં અનેક ઠેકાણે આવેલાં હોઈ આ મુદ્દો પર્યાપ્ત ન ગણાય.

૩૨. द्वयाश्रय, सर्ग २–५

૩૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૧-૧૬૩

૩૪. कीर्तिकौमुदी, सर्ग २, श्लो. ४; सुकृतसंकीर्तन, सर्ग २, श्लो. ६; सुकृतकीर्तिकल्लोलिनी, श्लो. २४

૩૫. प्र. चि. पृ. १८, १९

૩૬. કપિલકોટ એ હાલનો કેરાકોટ (તા. ભૂજ) મનાય છે (ક. સં. ઇ., પૃ. ૧૩૯-૧૪૦).

૩૭. सर्ग ६, श्लो. २७–९६

૩૮. कीर्तिकौमुदी, सर्ग २, श्लो. ३; सुकृतसंकीर्तन, सर्ग २, श्लो. ५

૩૯. पृ. १६–१७

૪૦. એના વંશના અભિલેખોમાં 'बारप्प' રૂપ પ્રયોજાયું છે (દા. ત. ગુએલે, ભા. ૩, લે. ૨૩૯ માં), જ્યારે સાહિત્યમાં 'बारप' મળે છે. અહીં એકવાક્યતા પૂરતી 'બારપ' જોડણી સ્વીકારી છે.

૪૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૬-૧૬૭; *C. G.*, p. 29

૪૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૭

૪૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૮; *C. G.*, p. 28

૪૪. સર્ગ ૨, શ્લો. ९ ૪૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૯

૪૬. ગુઐલે, ભા. ૨, લે. ૧૪૭, શ્લો. ૪ ૪૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૭૩-૧૭૫

૪૮. ગુઐલે., ભા. ૨, લે. ૧૩૭; प्र. चि., पृ. १७ ૪૯. प्र. चि., पृ. १७-१८

૫૦. ગુઐલે, ભા. ૨, લે. ૧૩૭ માં જણાવેલું ગ્રામદાન મૂલરાજે શ્રીસ્થલકમાં પ્રાચી સરસ્વતીના જલમાં સ્નાન કરી રુદ્રમહાલયદેવનું પૂજન કરીને આપ્યાનું જણાવ્યું છે એ પરથી સિદ્ધપુરમાં ત્યારે રુદ્રમહાલય બંધાયો હોવાનું તથા એમાં રુદ્રની પ્રતિષ્ઠા થઈ ચૂકી હોવાનું માલૂમ પડે છે. એમાં એ મહાલય મૂલરાજે કરાવ્યો હોવાનો નિર્દેશ કરેલો નથી, છતાં એ ઘણું સંભવિત છે.

૫૧. प्र. चि., पृ. १७ ૫૨. ગુઐલે., ભા. ૨, લે. ૧૬૩, શ્લો. ૯-૧૦

૫૩. રાસમાળા, પુ ૧, પૃ. ૯૦-૯૧ ૫૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૭૬

૫૫. सोमेश्वर, सुरथोत्सव, स. १५, શ્લો. ૮

૫૬. લા. ભ. ગાંધી, 'ગુજરાતનો પ્રાચીન મંત્રીવંશ', "ઐતિહાસિક લેખસંગ્રહ", પૃ. ૨૧૧-૨૧૨

૫૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૮૧-૧૮૨

૫૮. द्वयाश्रय, सर्ग ६, શ્લો. १००-१०७; वसन्तविलास, सर्ग ३, શ્લો. ७; प्र. चि., पृ. १९

૫૯ प्र. चि., पृ. २० ૬૦. ગુઐલે, ભા. ૨, લે. ૧૪૭, શ્લો. ૧

૬૦ અ. એની રાણીઓને વારંવાર ગર્ભસ્રાવ થઈ જતો એ હકીકત આ સંદર્ભમાં લક્ષમાં લેતાં એને ગુહ્યરોગ હશે એવું લાગે છે ( R. C. Parikh, *I. H. G.*, p. CXXXII ).

૬૧. अभयतिलकगणि, द्वयाश्रय, सर्ग ७, શ્લો. ३१ પરની ટીકા

૬૨. द्वयाश्रय, सर्ग ७, શ્લો. ૩૧-૪૮. અભયતિલકગણિ એ રોગ શીતળાનો હોવાનું જણાવે છે (શ્લો. ૪૩ પરની ટીકા).

૬૩. प्र. चि., पृ. २० ૬૪. कुमारपालचरित, सर्ग १, શ્લો. ३२

૬૫. *C. G.*, p 34 ૬૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૮૫

૬૭. *C. G.*, p. 34 ૬૮. શ્લો. ૮-૯ ૬૯. *C. G.*, p. 35

૭૦. प्र. चि., पृ. २०. 'ચાચિણેશ્વર' ખરી રીતે વાચિણીદેવીના નામ પરથી 'વાચિણીશ્વર' હશે. પણ ચંદનાથ કોણ હશે? એ પણ રાજાનો કોઈ સંબંધી હશે એવી શ્રી. ર. છો. પરીખે અટકળ કરી છે ( *op. cit.*, p. CXXXIII ); અથવા ચંદ્રપ્રભ સ્વામી હશે!

૭૧. द्वयाश्रय, सर्ग ७, श्लो. ८–२०

૭૨. सर्ग ७, श्लो. ५६. અભયતિલકગણિ આ તીર્થ શુક્લતીર્થ હોવાનું જણાવે છે.

૭૩. प्र. चि., पृ. २०. આ દરમ્યાન કોઈ અભિલેખ મળ્યો નથી. प्र. चि.ની અમુક અમુક પ્રતમાં ચામુંડરાજના રાજ્યકાલની ઉત્તરમર્યાદા સં. ૧૦૬૫ (?) ના આશ્વિન સુદિ ૫ ની જણાવી છે, પરંતુ ભીમદેવ ૧ લાના રાજ્યાભિષેકની મિતિ પરથી આ સમયે સં. ૧૦૬૬ નો જ્યેષ્ઠ હોવો જોઈએ.

૭૪. द्वयाश्रय, सर्ग ७, श्लो. ३१–८१ અને એના પરની ટીકા

૭૫. *C. G.*, p. 38

૭૬. प्र. चि. ની અમુક હસ્તપ્રત જણાવે છે કે એણે વિ. સં. ૧૦૬૫(?)ના આશ્વિન સુદિ ૬ ભૌમ થી ૧૦૬૬ (?) ના ચૈત્ર સુદિ ૫ બુધ સુધી રાજ્ય કર્યું (પૃ. ૨૦). ભીમદેવ ૧ લાના રાજ્યાભિષેકની મિતિ અનુસાર વલ્લભરાજે વિ. સં. ૧૦૬૬ ના જ્યેષ્ઠ થી ૧૦૬૭ ના માર્ગશીર્ષ સુધી રાજ્ય કર્યું હોવાનું સંભવે.

૭૭. દા. ત. ગુઐલે, ભા. ૨, લે. ૧૪૧, ૧૪૧, ૧૫૮, ૧૬૦ અને ૧૬૨

૭૮. દા. ત. ગુઐલે, ભા. ૨, લે. ૧૪૭, ૧૬૫, ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૧૨૦ , ૨૦૨ અને ૨૦૫

૭૯. प्र. चि. (पृ. २०) એનો રાજ્યકાલ સં. ૧૦૬૬ (?)ના ચૈત્ર સુદિ ૬ થી સં. ૧૦૭૮ ના જ્યેષ્ઠ સુદિ ૧૧ સુધીનો જણાવે છે, પરંતુ એણે ૧૧ વર્ષ ૬ માસ રાજ્ય કર્યું હોય તો એનો રાજ્યાભિષેક સં. ૧૦૬૭ ના માગસરમાં થયો ગણાય.

૮૦. आचार्यजिनविजय अभिनंदन ग्रंथ, पृ. ५८–६१

૮૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૮૯

૮૨. भारतीय विद्या, पु. ५, पृ. २७.; *E I*, Vol. XXXIII, pp. 192 ff.

૮૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૮૯

૮૪. *C. G.*, pp. 39 f.

૮૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૦-૧૯૧

૮૬, A. V. Pandya, *New Dynasties of Gujarat History*, p. 8

૮૭. सर्ग ७, श्लो. ६६–१०८

૮૮. सर्ग ७, श्लो. ११३. અભયતિલક એ બહેનનું નામ લક્ષ્મી હોવાનું જણાવે છે.

૮૯. सोमेश्वर, सुरथोत्सव, स. १५, श्लो. ११–१४

૯૦. प्र. चि., पृ. २०

૯૧. *C. G.*, p. 41

૯૨. पृ. २०

૯૩. द्वयाश्रय, सर्ग ८, श्लो. १–२२

૯૩ અ. દુર્લભરાજના સમયમાં વિ. સ. ૧૦૮૦ માં ખરતરગચ્છ ઉત્પન્ન થયો એ અનુ-

શ્રુતિના આધારે ડો. અ. કુ. મજુમદાર દુર્લભરાજના રાજ્યકાલનો અંત તથા ભીમદેવનો રાજ્યાભિષેક વિ. સં. ૧૦૮૦માં થયો ગણે છે (*C. G.*, p. 201).

૯૪. *The Struggle for Empire*, pp. 6 ff.

૯૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૫-૨૦૫; *C. G.*, pp. 43 ff.

૯૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૦૫-૨૦૭; *C. G.*, pp. 46 ff.

૯૭. सर्ग ८, श्लो. ११३–१२५ ૯૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૦૬-૨૦૮

ડો. અ. કુ. મજુમદાર આ સૈંધવ રાજા સૌરાષ્ટ્રના સૈંધવ વંશનો રાજા હોવાનું ધારે છે (*C. G.*, p. 49), પરંતુ द्वयाश्रयમાંના વર્ણનમાં સિંધુના પ્રવાહનો તથા બંધનો સ્પષ્ટ ઉલ્લેખ છે. મહમૂદના અંગત મંત્રી જેવા અલ્-ઉતબીની 'કિતાબુલ-યમીની'માં સોમનાથ પરની ચડાઈનો ઉલ્લેખ નથી, કેમકે એમાં ૧૨૨૦ સુધીનો વૃત્તાંત આપેલો છે, પરંતુ એ પછી લખાયેલા એના 'ગ્રઈનુલ-અખબર'માં આ ચડાઈનો વૃત્તાંત આપેલો છે.

૯૯. વિગતો માટે જુઓ *C. G*,. pp. 431 f.

૧૦૦. *I. H. G.*, p. CXXXVII; ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૫

૧૦૧. એજન, પૃ. ૨૧૩-૨૧૪; *C. G.*, pp. 49 f. ૧૦૨. એજન, પૃ. ૨૧૪

૧૦૩. *C. G*, pp. 49 f. ૧૦૪. पृ. २८, ४५, ४६–४७

૧૦૫. प्र. चि; पृ. ३०–३१. આ ડામરની ચતુરાઈ પરથી ગુજરાતીમાં 'ડાહ્યો ડમરો' પ્રયોગ પ્રચલિત થયો હશે એવી અટકળ કરવામાં આવી છે (R. C. Parikh, *I. H. G.* p. CIXL).

૧૦૬. एजन, पृ. ३२ ૧૦૭. एजन, पृ. ४८ ૧૦૮. एजन, पृ. ५०–५२

૧૦૯. द्वयाश्रय, स. ९, श्लो. १–६४ ૧૧૦. *C. G.*, p. 55

૧૧૧. *C. G*, pp. 436, n. 55 ૧૧૨. प्र. चि., पृ. ५३–५४

૧૧૨અ. ર. છો. પરીખ, ગુજરાતની રાજધાનીઓ, પૃ. ૧૨૬

૧૧૩. વિ. સં. ૧૦૮૬ (ગુઐલે, ભા. ૨, લે. ૧૩૯)

૧૧૪. ગુઐલે, ભા. ૨, લે. ૧૫૯. આ દાનપત્રમાં વર્ષ ૯૩ આપેલું છે, તેને સિંહ સંવતનું વર્ષ (વિ. સં. ૧૨૬૩) માનીને લેખના સંપાદકે તથા સંગ્રાહકે એને ભીમદેવ ૨ જાનું માનેલું, પરંતુ દાનશાસનના લેખક તથા દૂતકની વિગત પરથી એ ભીમદેવ ૧ લાનું હોવાનું નિશ્ચિત છે (*IA*, Vol VI, p. 185 ), આથી એમાંના વર્ષને [૧૦]૯૩ ગણવું જોઈએ.

વિ. સં. ૧૧૨૭ના દાનપત્ર માટે જુઓ *Vallabh Vidyanagar Research Bulletin*, Vol. I, Issue 2, pp. 4 ff. અને "કચ્છનું સંસ્કૃતિદર્શન," પૃ. ૨૭૦

૧૧૫. વિ. સં. ૧૦૮૬ (ગુએલે, ભા. ૨, લે. ૧૪૦)
૧૧૬. વિ. સં. ૧૧૧૨ (*EI*, Vol XXXIII, pp. 235 ff.)
૧૧૭. વિ. સં. ૧૧૨૦ (ગુએલે, ભા. ૩, લે. ૧૪૦અ)
૧૧૭અ. વિગતો માટે જુઓ *I, H. G.*, pp. CXL–CXLVIII.
૧૧૮. प्र. चि. पृ. ૭૭. 'बकुला'નું પ્રાકૃત રૂપ 'बउला' થાય. એ સામાન્ય રીતે वउला તરીકે લખાતું. व અને च વચ્ચે સમાનતાની ભ્રાંતિ હોઈ व ના સ્થાને પણ च લખાયેલો ઘણાં સ્થળે મળે છે. આમ હસ્તપ્રતોમાં એ 'चउला' વંચાતાં, મૂળના ખ્યાલના અભાવે ગુજરાતીમાં 'ચૌલાદેવી' રૂપ પ્રચલિત થયું.
૧૧૯. प्र. चि., पृ. ५३
૧૨૦. द्वयाश्रयમાં 'ક્ષેમરાજ' નામ જણાવ્યું છે ને प्र. चि.માં 'હરિપાલ'.
૧૨૧. द्वयाश्रय, स. ९, श्लो. ७३–७७
ક્ષેમરાજે મંડૂકેશ્વરના સ્થાનમાં તપ કરેલું, જે દધિસ્થલી પાસે આવેલું હતું, એમ અભયતિલકગણિ જણાવે છે (શ્લો. ૭૬ પરની ટીકામાં).
૧૨૨. ગુ. મ. રા. ઇ, પૃ. ૨૩૦; *C. G.*, p. 56
૧૨૩. *The Struggle for Empire*, pp. 63, 67 f., 82, 173
૧૨૪. *Ibid.*, p. 69  ૧૨૫. *Ibid.*, p. 86  ૧૨૬. ગુએલે, ભા. ૩, લેખ ૨૩૯
૧૨૭. *C. G.*, p. 59  ૧૨૮. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૧–૧૪૨
૧૨૯. A. V. Pandya, *New Dynasties of Gujarat History*, pp. 13 f.
૧૩૦. R. C. Parikh, *I. H. G.*, pp. CLII–CLIV. કર્ણસુંદરી કર્ણાવતી નગરીના પ્રતીકરૂપે હોવાનું પણ સૂચવાયેલું એ યથાર્થ નથી.
૧૩૧. सर्ग ९, श्लो. ८९–१००  ૧૩૨. श्लो. ९९–१०१
૧૩૩. पृ. ५४–५५  ૧૩૪. *C. G.*, p. 63
૧૩૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૪૪–૨૪૫; *C. G.*, pp. 63 f.  ૧૩૬. पृ. ५५
૧૩૭. स. ११, श्लो. १११  ૧૩૮. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૨
૧૩૯. *J. O. I.*, Vol. II, p. 368  ૧૪૦. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૩
૧૪૧. R. C. Parikh, *I. H. G.*, p. CLVIII
૧૪૨. प्र. चि., पृ. ५५

આશાપલ્લીની પશ્ચિમ બાજુ કર્ણાવતી વસાવી. આગળ જતાં ૧૪૧૧ માં અહમદશાહે ઉત્તર બાજુમાં અમદાવાદ વસાવ્યું. 'કોછરબા' નામ અમદાવાદના 'કોચરબ' પરાના નામનું સ્મરણ કરાવે છે. અમદાવાદમાં હાલ આવા કોઈ પ્રાસાદ નથી. અહીં 'કર્ણસાગર' નામ પણ સદંતર લુપ્ત થઈ ગયું છે. એ કાંકરિયું હોવાની શકયતા છે.
૧૪૩. पृ. ५५

## પ્રકરણ ૪

# સોલંકી રાજ્યની જાહોજલાલી

આમ સોલંકી રાજ્યની સત્તા ઉત્તરોત્તર ગુજરાતના સમસ્ત પ્રદેશ પર પ્રસરી, એટલું જ નહિ, આબુ જેવા પડોશી પ્રદેશો પર પણ એની આણ વિસ્તરી તેમજ માળવા અને શાકંભરી જેવાં પ્રબળ રાજ્યો સાથે પણ એ સ્પર્ધા કરતી. સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલના સમયમાં સોલંકી રાજ્યની સત્તા સહુથી વધુ વિસ્તાર તથા પ્રાબલ્ય પામી તેમજ આર્થિક, સાહિત્યિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રે પણ ઘણી જાહોજલાલી પ્રવર્તી.

## ૭. સિદ્ધરાજ જયસિંહ

સિદ્ધરાજ જયસિંહ એ સોલંકી વંશનો સહુથી પ્રતાપી અને સહુથી લોકપ્રિય રાજવી છે. જયસિંહ કર્ણદેવ તથા મયણલ્લદેવીનો પુત્ર હતો. કર્ણદેવને એ પુત્ર લક્ષ્મીદેવીની ઉગ્ર આરાધના વડે પ્રાપ્ત થયેલો એવું હેમચંદ્રાચાર્ય નિરૂપે છે.[૧] એ પરથી જયસિંહનો જન્મ કર્ણદેવની પ્રૌઢ અવસ્થાએ થયો હોવા સંભવ છે. એનો જન્મ પાલણપુરમાં થયો હોવાની સ્થાનિક અનુશ્રુતિ છે,[૨] પરંતુ પાલણપુર તો ખરી રીતે જયસિંહના જન્મ પછી લગભગ સો વર્ષે આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદને વસાવ્યું હતું.[૩] પ્રબંધચિંતામણિ જણાવે છે કે જયસિંહ ત્રણ વર્ષનો થયો ત્યારે કર્ણદેવે એનો રાજ્યાભિષેક કર્યો ને પોતે કર્ણાવતીમાં રહી રાજ્ય કરવા લાગ્યો,[૪] પરંતુ હેમચંદ્ર જણાવે છે તેમ જયસિંહનો રાજ્યાભિષેક એ પુખ્ત વયનો થયો ને મલ્લવિદ્યા, ગજયુદ્ધ તથા શસ્ત્રવિદ્યામાં નિપુણ થયો ત્યારે થયો હોવો જોઈએ.[૫] અર્થાત્ ત્યારે એ ઓછામાં ઓછાં સોળ વર્ષનો હોવો જોઈએ.

પ્રબંધચિંતામણિમાં જણાવ્યા મુજબ એ વિ. સં. ૧૧૫૦ (ઈ. સ. ૧૦૯૪)માં ગાદીએ આવ્યો.[૬]

કર્ણદેવે ત્યારે એને પોતાના ભત્રીજા દેવપ્રસાદ સાથે સદ્વર્તાવ રાખવાની ભલામણ કરી હતી. પછી કર્ણદેવ મૃત્યુ પામ્યો, દેવપ્રસાદ અણહિલવાડ આવ્યો ને પોતાનો પુત્ર ત્રિભુવનપાલ જયસિંહદેવને સોંપી એણે કર્ણદેવની પાછળ ચિતાપ્રવેશ કર્યો. જયસિંહદેવે ત્રિભુવનપાલને પોતાના પુત્રની જેમ રાખ્યો. હેમચંદ્રાચાર્ય ક્ષેમરાજના વંશજો માટે આવી રજૂઆત કરે છે,[૭] પરંતુ કવિ અહીં સમકાલીન રાજાને લગતી કેટલીક પ્રતિકૂળ હકીકત છુપાવતા લાગે છે. સંભવ છે કે

કર્ણદેવની ગાદીના વારસ માટે દેવપ્રસાદે પ્રયત્ન કર્યો હોય, રાજમાતા મયણલ્લદેવી અને મહામાત્ય સાંતૂએ જયસિંહની સ્થિતિ દૃઢ કરી દેવપ્રસાદને અગ્નિપ્રવેશ કરવા અને ત્રિભુવનપાલને અણહિલવાડમાં જયસિંહની કડક દેખરેખ નીચે રહેવા ફરજ પાડી હોય.[૮]

જયસિંહના રાજ્યકાલના આરંભમાં કર્ણદેવનો મામો મદનપાલ ફાવે તેમ વર્તતો હતો. રાજવૈદ્ય લીલાવૈદ્યને પોતાની માંદગીના નામે ઘેર બોલાવી એને અટકમાં રાખી, એની પાસેથી મોટી રકમ પડાવી, મંત્રી સાંતૂએ જયસિંહદેવ પાસે અન્યાયકારી મદનપાલને મારી નંખાવ્યો.[૯]

**સોરઠ પરનો વિજય**

સોરઠના ચૂડાસમા વંશની રાજધાની હવે વંથળીને બદલે જૂનાગઢમાં હતી. એ વંશના રાજાઓ સૌરાષ્ટ્રમાં સહુથી પ્રબળ હતા, આથી ચૂડાસમાઓ અને સોલંકીઓ વચ્ચે અવારનવાર ઘર્ષણ થયા કરતું. રા' નવઘણ ૨ જો મૃત્યુ પામ્યો ત્યારે એના મનમાં ચાર મુરાદ રહી ગઈ હતી તે પાર પાડવા એના કનિષ્ઠ કુમાર ખેંગારે પ્રતિજ્ઞા લીધેલી એવું ભાટચારણોની અનુશ્રુતિ જણાવે છે. એમાંની એક પ્રતિજ્ઞા પાટણનો કિલ્લો તોડવાની હતી. જયસિંહ માળવા ગયો ત્યારે રા' ખેંગારે પાટણ જઈ ત્યાંનો પૂર્વ દરવાજો તોડી પાડ્યો. વળી રાણકદેવી નામે એક સુંદર કન્યા, જેનું વેવિશાળ જયસિંહદેવ સાથે થયું હતું તેને, રા' ખેંગાર ઉપાડી જઈ પરણી ગયો. મહત્ત્વાકાંક્ષી રાજવીઓને તો આવાં કારણ જોઈતાં જ હોય છે. જયસિંહદેવે માળવાથી પાછો ફરી સોરઠ પર આક્રમણ કરવા જબરજસ્ત તૈયારી કરી. એણે માર્ગમાં આવતાં વઢવાણ વગેરે સ્થળોએ કિલ્લા બંધાવ્યા ને આખરે એણે જાતે સૈન્યની આગેવાની લીધી. સોલંકી સૈન્યે જૂનાગઢ જઈ ત્યાંના ઉપરકોટને ઘેરો ઘાલ્યો. બાર વર્ષ લાગવા છતાં કોટ કબજે થયો નહિ ત્યારે રા' ખેંગારના ભાણેજ દેશળ અને વીશળને ફોડીને સોલંકી સૈન્યે ઉપરકોટમાં પ્રવેશ કર્યો. રા' ખેંગાર યુદ્ધમાં મરાયો, રાણકદેવીને જયસિંહદેવે કેદ કરી પોતાની સાથે લીધી, પણ એ માર્ગમાં વઢવાણ પાસે સતી થઈ.[૧૦] જયસિંહદેવે સોરઠ જીતીને ત્યાં દંડનાયક તરીકે સજ્જન મંત્રીની નિમણૂક કરી.[૧૧]

હેમચંદ્રાચાર્યે 'દ્વયાશ્રય'માં આ મહત્ત્વનો પ્રસંગ નિરૂપ્યો નથી, પરંતુ 'શબ્દાનુશાસન'માં સિદ્ધરાજે સૌરાષ્ટ્ર જીત્યું એવું દૃષ્ટાંત આપ્યું છે.[૧૨] જયસિંહદેવના વિ. સં. ૧૨૦૨ ના દાહોદ શિલાલેખમાં[૧૩] સુરાષ્ટ્રા અને માલવના રાજાઓને કારાગૃહમાં નાખ્યાનો નિર્દેશ આવે છે. કારાગૃહમાં નાખ્યાની હકીકત

માલવના રાજાને યથાર્થ લાગુ પડે છે તેવી રીતે સોરઠના રાજાને પણ લાગુ પડતી હોય તો જયસિંહદેવે એને યુદ્ધમાં હણ્યો એને બદલે એને કેદ પકડ્યો એવું માનવું પડે.[૧૪] તો કેદ થયેલો રા' ખેંગાર પછીથી વઢવાણ પાસે મૃત્યુ પામ્યો હોય.[૧૫] જયસિંહદેવના સોરઠ–વિજયનું પરાક્રમ કીર્તિકૌમુદીમાં તથા પ્રબંધચિંતામણિમાં નિરૂપાયું છે. પ્રબંધચિંતામણિમાં સિદ્ધરાજનું સૈન્ય અગાઉ ૧૧ વાર પરાજય પામ્યાનું જણાવ્યું છે.[૧૬] એ પરથી આ વિગ્રહ લાંબો વખત ચાલ્યો લાગે છે. પ્રબંધચિંતામણિમાં સોરઠના રાજાને આભીર રાણક નવઘણ કહ્યો છે ને સિદ્ધરાજે એને શસ્ત્રો વડે નહિ, પણ દ્રવ્યપાત્રો ( સિક્કાઓ ભરેલી પેટીઓ ) વડે માર્યાનું જણાવ્યું છે.[૧૭] પ્રભાવકચરિતમાં તથા પ્રબંધચિંતામણિમાં સોરઠના રાજા માટે 'નવઘણ' તથા 'ખંગાર' બંને નામ આપ્યાં છે, જ્યારે કીર્તિકૌમુદી, વિવિધ–તીર્થકલ્પ અને પુરાતનપ્રબંધસંગ્રહમાં 'ખંગાર' જ આપેલું છે. આ પરથી આ વૃત્તાંતમાં ક્યારેક 'નવઘણ' અને 'ખંગાર' વચ્ચે ગોટાળો થતો એવું ફલિત થાય છે. આ સર્વ ગ્રંથોમાં સોરઠના રાજાને મારી નાખ્યાનો ઉલ્લેખ કરેલો છે. પ્રબંધચિંતામણિમાં ખેંગારની રાણીનું નામ 'સૂનલદેવી' અને પુરાતનપ્રબંધસંગ્રહમાં 'સોનલદેવી' આપ્યું છે, આથી 'રાણકદેવી' સામાન્ય નામ જેવું હોય.[૧૮]

સોરઠના કેટલાક અભિલેખોમાં સિંહ સંવતનાં વર્ષ આપેલાં છે ને એ સંવત વિ. સં. ૧૧૭૦ માં શરૂ થયેલો છે[૧૯] એ પરથી સિંહ સંવત જયસિંહદેવે સોરઠ જીતીને એની યાદગીરીમાં ત્યાં પ્રચલિત કર્યો હોવો સંભવે છે. એ અગાઉ વિ. સં. ૧૧૬૬ ની એક હસ્તપ્રતમાં જયસિંહદેવને માટે 'ત્રૈલોક્યગંડ' બિરુદ પ્રયોજાયું છે.[૨૦] આ પરથી જયસિંહદેવે ત્યારે પોતાનું વિજયપ્રસ્થાન કર્યું હશે એવું સૂચવાયું છે.[૨૧] સોરઠના દંડનાયક સજ્જને ગિરનાર ઉપર નેમિનાથના લાકડાના મંદિરની જગ્યાએ નવું પથ્થરનું મંદિર વિ. સં. ૧૧૮૫ માં કરાવ્યું.[૨૨]

જયસિંહદેવે સોરઠ જીત્યા બાદ સોમનાથની યાત્રા કરેલી ને ત્યાંથી પાછો ફરતાં ગિરનાર પરનું મંદિર પણ જોયેલું.[૨૩] રાજમાતા મયણલ્લદેવીએ પણ સોમનાથની યાત્રા કરી ને બાહુલોડ[૨૩અ] આગળ લેવાતો યાત્રાવેરો કાઢી નંખાવ્યો.[૨૪] આમ મયણલ્લદેવીની મુરાદ પતિ કર્ણદેવના સમયમાં નહિ, તો પુત્ર જયસિંહદેવના સમયમાં પાર પડી.

સોરઠનો વિજય એ જયસિંહદેવની અજબ સિદ્ધિ હતી. વિ. સં. ૧૧૭૦ પછી પ્રચલિત થયેલું એનું 'સિદ્ધચક્રવર્તી' બિરુદ[૨૫] એના આ વિજયને લઈને પડ્યું હશે. આગળ જતાં પ્રબંધોમાં એને બદલે 'સિદ્ધરાજ' નામ પ્રચલિત થયું.

લોકસાહિત્યમાં જયસિંહદેવ 'સિદ્ધરાજ' તરીકે વધારે જાણીતો છે.[૨૫અ]

**માળવા પરનો વિજય**

સિદ્ધરાજ જયસિંહનું બીજું યશસ્વી પરાક્રમ માળવા પરનો વિજય છે. સોલંકી રાજાઓને માળવાના પરમાર રાજાઓ સાથે લાંબા સમયથી સંઘર્ષ ચાલતો હતો. માળવામાં ઉદયાદિત્ય પછી એનો પુત્ર લક્ષ્મદેવ અને લક્ષ્મદેવ પછી એનો ભાઈ નરવર્મા ગાદીએ આવ્યો હતો (ઈ. સ. ૧૦૯૪ સુધીમાં).[૨૬] નરવર્માનો ઉત્તરાધિકાર એના પુત્ર યશોવર્માને મળ્યો (ઈ. સ. ૧૧૩૩ સુધીમાં).[૨૭] નરવર્મા અને યશોવર્મા સિદ્ધરાજના સમકાલીન હતા.

હેમચંદ્રાચાર્યે માલવ-વિજયના નિરૂપણ માટે આખો સર્ગ રોકયો છે, પરંતુ એમાં ઐતિહાસિક વિગત ઘણી ઓછી મળે છે. એમાં જણાવ્યા મુજબ કાલિકાના પૂજન માટે સિદ્ધરાજને ઉજ્જન જવું હતું, પણ એ માલવપતિના તાબે હતું આથી એણે માળવા તરફ લશ્કરી કૂચ કરી. માર્ગમાં કિરાતોની મદદ મેળવતો એ ઉજ્જન પહોંચ્યો, યોગિનીઓની મદદથી એ નગરમાં દાખલ થયો, પછી એણે ધારાનગરીનો દુર્ગ જીતી માળવાના રાજા યશોવર્માને કેદ કર્યો.[૨૮]

માળવાના રાજાને કેદ કર્યાનો ઉલ્લેખ કુમારપાલના સમયની વિ. સં. ૧૨૦૮ ની વડનગર પ્રશસ્તિમાં પણ આવે છે. આગળ જતાં કવિ સોમેશ્વર સિદ્ધરાજે ધારાપતિને કાષ્ઠપિંજરમાં નાખ્યાનો ને ધારાનગરી કબજે કર્યાનો ઉલ્લેખ કરે છે.[૨૯] કવિ બાલચંદ્ર સિદ્ધરાજે ધારાપતિને પકડીને લાકડાના પાંજરામાં મૂકી ગુજરાત લાવ્યાનું જણાવે છે.[૩૦] જયસિંહ અને જયમંડન સિદ્ધરાજને ધારાનગરી કબજે કરતાં બાર વર્ષ લાગ્યાનું અને એનો રાજા નરવર્મા જીવતો પકડાતાં એની ચામડીમાંથી તલવારનું મ્યાન બનાવવાની સિદ્ધરાજની મુરાદ પાર ન પડચાનું નોંધે છે.[૩૧]

માળવા પરના વિજયનો વૃત્તાંત મેરુતુંગે વિગતવાર નિરૂપ્યો છે. એ જણાવે છે કે સિદ્ધરાજ સોમનાથની યાત્રાએ ગયો હતો એ દરમ્યાન માળવાના રાજા યશોવર્માએ ગુર્જરદેશ પર ચડાઈ કરી ત્યારે એને સાંતૂ મંત્રીએ રીઝવીને પાછો વાળ્યો. સિદ્ધરાજે પાટણ આવી આ જાણતાં માળવા તરફ પ્રયાણ કર્યું. ત્યાં બાર વર્ષનો વિગ્રહ થતાં એના દક્ષિણ દરવાજાને તોડીને યશોવર્માને બાંધીને, ત્યાં પોતાની આણ વર્તાવીને યશોવર્મારૂપી પ્રત્યક્ષ યશઃપતાકાથી શોભતો પાટણ પહોંચ્યો.[૩૨]

સિદ્ધરાજના સમયનાં લખાણોમાં વિ. સં. ૧૧૯૨ ના જ્યેષ્ઠ (ઈ. સ.

૧૧૩૫ કે ૧૧૩૬ નો મે )થી શરૂ થતાં લખાણોમાં એનું 'અવંતીનાથ' બિરુદ આપેલું છે, જ્યારે વિ. સં. ૧૧૯૧ (ઈ. સ. ૧૧૩૫) સુધીનાં લખાણોમાં એનાં બિરુદોમાં એ બિરુદનો સમાવેશ થયો નથી.[૩૩] વળી યશોવર્મા વિ. સં. ૧૧૯૨ ના માગસર (ઈ. સ. ૧૧૩૫ ના નવેમ્બર) સુધી તો માળવામાં અધિકાર ધરાવતો હતો, જ્યારે સિદ્ધરાજ એ વર્ષના જેઠ માસ (જે કાર્તિકાદિ ૧૧૯૨ નો જ્યેષ્ઠ હોવો જોઈએ.)માં 'અવંતીનાથ' કહેવાયો છે,[૩૪] એ પરથી યશોવર્માનો પરાજય અને સિદ્ધરાજનો વિજય વિ. સં. ૧૧૯૨( ઈ. સ. ૧૧૩૫–૩૬ )ના માગસર–જેઠ દરમ્યાન થયો હોવો જોઈએ.

એ અગાઉ સિદ્ધરાજને એ ચડાઈમાં સફળતા મેળવતાં બાર એટલે બાર જ નહિ, પણ અનેક વર્ષ લાગ્યાં હશે. પાટણથી ઉજ્જન જતાં માર્ગમાં કિરાતોની મદદ મળ્યાનો ઉલ્લેખ આવે છે તે પંચમહાલના ભીલ લોકોને લગતો લાગે છે.[૩૫] માળવાની ચડાઈ ને લગતા કેટલાક વૃત્તાંતોમાં નરવર્મા અને યશોવર્મા વચ્ચે ગોટાળો થયો લાગે છે. સિદ્ધરાજ સોરઠમાં યાત્રાએ ગયો ત્યારે આ સંઘર્ષનો આરંભ નરવર્માએ કર્યો હશે. સિદ્ધરાજે માળવા પર ચડાઈ કરવા પ્રયાણ કર્યું ત્યારે પણ માળવામાં નરવર્મા રાજ્ય કરતો હશે, પરંતુ સિદ્ધરાજે ધારાનો દુર્ગ કબજે કર્યો ત્યારે ત્યાં નરવર્માની જગ્યાએ યશોવર્મા રાજ્ય કરતો હતો.[૩૬]

માળવાના રાજા યશોવર્માને કેદ કરીને સિદ્ધરાજ જયસિંહ પોતે 'અવંતીનાથ' બન્યો ને માળવાના રાજ્યને પોતાના રાજ્યમાં ભેળવી દઈ નાગર દંડનાયક દાદાકના પુત્ર મહાદેવને અવંતિમંડલનો વહીવટ સોંપ્યો.[૩૭] દાહોદના શિલાલેખમાં જયસિંહદેવે માલવરાજને કારાગૃહમાં નાખ્યાનો અને સેનાપતિ કેશવને દધિપદ્ર ( દાહોદ ) આદિ મંડલોમાં સેનાપતિ નીમ્યાનો ઉલ્લેખ આવે છે, તેમજ ગોદ્રહક( ગોધરા )માં પણ સોલંકી રાજ્યનો મહામંડલેશ્વર નિમાયો હોવાનું સૂચિત થાય છે. માળવાના તાબે રહેલો મેવાડનો તથા ગુજરાત અને માળવાની વચ્ચે આવેલા વાગડ( વાંસવાડા-ડુંગરપુર )નો પણ હવે સોલંકી રાજ્યમાં સમાવેશ થયો હતો.

યશોવર્માનું પછી શું થયું એ જાણવા મળતું નથી. ઈ. સ. ૧૧૩૮ માં માળવામાં વર્ધમાનપુરની આસપાસના વિભાગમાં એનો પુત્ર જયવર્મા રાજ્ય કરતો હોવાનો ઉલ્લેખ મળ્યો છે, પરંતુ ધારા કે ઉજ્જનમાં પરમાર વંશને સત્તા પુનઃ પ્રાપ્ત થઈ જણાતી નથી.[૩૯]

માલવ-વિજયથી સિદ્ધરાજ જયસિંહ ઘણા પ્રતાપી રાજવી તરીકે ખ્યાતિ પામ્યો. એ વિજયથી ભોજ રાજાનો પ્રસિદ્ધ ગ્રંથભંડાર પાટણ આવ્યો. 'પ્રભાવક-

ચરિત'માં જણાવ્યા મુજબ એ ગ્રંથભંડારમાંનું 'ભોજવ્યાકરણ' જોઈ સિદ્ધરાજને હેમચંદ્રાચાર્ય પાસે એવું વ્યાકરણ તૈયાર કરાવવાની પ્રેરણા મળી. રાજાએ કાશ્મીર દેશના ભારતીદેવી–ગ્રંથભંડારમાંથી આઠેય પ્રચલિત વ્યાકરણોના ગ્રંથ મંગાવી લીધા ને હેમચંદ્રાચાર્યે એ સર્વનું અધિશીલન કરી 'સિદ્ધહૈમશબ્દાનુશાસન' નામે નવું વ્યાકરણ તૈયાર કર્યું. રાજાએ એની હાથી પર સવારી કાઢી એનું બહુમાન કર્યું ને એની નકલો કરાવી સર્વત્ર મોકલી આપી.[૪૦] પછી તો હેમચંદ્રાચાર્યે તેમજ એમના રામચંદ્ર જેવા શિષ્યોએ કાવ્ય તથા શાસ્ત્રોના ખેડાણમાં વિપુલ ગણનાપાત્ર પ્રદાન કર્યું. આમ માળવાના વિજયે આનુષંગિક રીતે ગુજરાતને વિદ્યા અને સાહિત્યનાં ક્ષેત્રોમાં પણ નામના અપાવી.

### સિંધુરાજનો પરાજય

દાહોદના શિલાલેખમાં જયસિંહદેવે સુરાષ્ટ્ર અને માલવના રાજાઓના પરાભવ ઉપરાંત સિંધુરાજ વગેરે રાજાઓનો નાશ કર્યાનો ઉલ્લેખ આવે છે. કવિ સોમેશ્વર પણ સિદ્ધરાજે સિંધુરાજને બાંધ્યાનું જણાવે છે.[૪૧] આ સિંધુરાજ કોણ એ એક પ્રશ્ન છે. લાટનો મંડલેશ્વર ચાહમાન શંખ, જે વસ્તુપાલનો સમકાલીન હતો, તેનો પિતા સિંધુરાજ એ આ સિંધુરાજ હોવાનું સૂચવાયું છે,[૪૨] પરંતુ વસ્તુપાલનો સમય (લગભગ ઈ. સ. ૧૨૨૦–૧૨૪૦) જોતાં શંખના પિતાનો સમય આટલો વહેલો ભાગ્યેજ હોઈ શકે.[૪૩] મરુમંડલના પરમાર વંશના રાજા સોમેશ્વરે જયસિંહદેવની મદદથી સિંધુરાજપુર પાછું મેળવ્યાનું કિરાડુના શિલાલેખમાં જણાવ્યું છે,[૪૪] તે રાજા સોમેશ્વરને અહીં 'સિંધુરાજ' ગણ્યો હોવાનું સૂચવાયું છે.[૪૫] પરંતુ સોમેશ્વર અને એના પિતા તો સિદ્ધરાજ જયસિંહને મદદગાર હતા, આથી આ સિંધુરાજ એ સિંધનો કોઈ સુમરા ઠાકોર હોવાનો તર્ક વધુ[૪૬] સંભવિત ગણાય.

### બર્બરકનો પરાભવ

હેમચંદ્રાચાર્યે જયસિંહદેવનાં પરાક્રમોમાં પહેલવહેલું બર્બરક–પરાભવના પરાક્રમનું વિસ્તૃત નિરૂપણ કર્યું છે.[૪૭] એમાં જણાવ્યા મુજબ શ્રીસ્થલ (સિદ્ધપુર) પાસે સરસ્વતીના તીરે આવેલા ઋષિઓના આશ્રમ પર બર્બરક નામે રાક્ષસ ઉપદ્રવ કરતો હોવાની ફરિયાદ થતાં જયસિંહદેવે એના પર આક્રમણ કર્યું ને બાહુયુદ્ધમાં એને હરાવી બાંધી લીધો. પછી બર્બરકની પત્ની પિંગલાની વિનવણીથી રાજાએ એને મુક્ત કર્યો ને બર્બરકે જયસિંહદેવને કિંમતી રત્નો ભેટ આપી એની સેવામાં રહેવાનું સ્વીકાર્યું. અરિસિંહે[૪૮] તથા સોમેશ્વરે[૪૯] પણ બર્બરકને અલૌકિક સિદ્ધિઓ આરોપી છે, એમાં સોમેશ્વર તો જયસિંહદેવ સ્મશાનમાં એ રાક્ષસ-

રાજને બાંધીને રાજાઓમાં 'સિદ્ધરાજ' તરીકે જાણીતો થયો હોવાનું જણાવે છે. ગુજરાતના લોકસાહિત્યમાં આ બર્બરક 'બાબરો ભૂત' તરીકે જાણીતો છે. બર્બરકના અલૌકિક સ્વરૂપની કલ્પના છેક હેમચંદ્રાચાર્યના સમયમાંય પ્રચલિત થઈ ચૂકેલી તે વસ્તુપાલના જમાનામાં આ પ્રકારે વિકસે એ સ્વાભાવિક છે, પરંતુ વસ્તુતઃ બર્બરક એ નામની કોઈ આર્યેતર જનજાતિનો જોરાવર સરદાર હોવો જોઈએ.[૫૦] નામસામ્ય પરથી બર્બરક એ બાબરિયો હોવા સંભવે છે.[૫૧]

સિદ્ધરાજ જયસિંહદેવનાં બિરુદોમાં હવે 'ત્રિભુવનગંડ,' 'સિદ્ધચક્રવર્તી' અને 'અવંતીનાથ' ઉપરાંત 'બર્બરકજિષ્ણુ'નો ઉમેરો થયો. એના સમયનાં લખાણોમાં આ ઉમેરો વિ. સં. ૧૧૯૩ માં નહિ, તો છેવટે વિ. સં. ૧૧૯૫ સુધીમાં થયેલો છે,[૫૨] આથી સિદ્ધરાજનું આ પરાક્રમ માલવ-વિજય (વિ. સં. ૧૧૯૨) પછી એકાદ વર્ષમાં બન્યું ગણાય.[૫૨અ] 'સિદ્ધચક્રવર્તી'નું બિરુદ તો એ પહેલાં ચૌદેક વર્ષથી પ્રચલિત હોઈ, એ બિરુદને આ પરાક્રમ સાથે કંઈ સંબંધ નથી.[૫૨આ]

### અન્ય રાજ્યો સાથેના સબંધ

દાહોદના શિલાલેખમાં જયસિંહદેવે ઉત્તરના રાજાઓ પર આણ વર્તાવ્યાનો ઉલ્લેખ છે. આ રાજાઓ કયા હશે? નડુલ(રાજસ્થાન)ના ચાહમાન રાજ્યમાં જિંદુરાજના ઉત્તરાધિકારીઓ પૈકી પૃથ્વીપાલ અને જોજલ્લ (ઈ. સ. ૧૦૯૦) સોલંકી રાજ્ય સાથે શત્રુતા રાખતા, પરંતુ જોજલ્લના ઉત્તરાધિકારી આશારાજે સોલંકી રાજ્ય સાથેનો સંબંધ સુધારી લીધો. એના અભિલેખ ઈ. સ. ૧૧૧૦ થી ૧૧૪૩ સુધીના મળ્યા છે. એ ઈ. સ. ૧૧૧૫ સુધી નડુલમાં રાજ્ય કરતો હતો, પરંતુ એ પછી બે-ત્રણ વર્ષમાં પૃથ્વીપાલના પુત્ર રત્નપાલે નડુલનું રાજ્ય પડાવી લીધું ને આશારાજ બાલી(રાજસ્થાન)માં રાજ્ય કરવા લાગ્યો. આશારાજે સિદ્ધરાજ જયસિંહનું આધિપત્ય અંગીકાર કર્યું ને એને માલવ-વિજયમાં મદદ કરી. એ પછી આશારાજનો સિદ્ધરાજ સાથેનો સબંધ વણસ્યો હતો, છતાં ઈ. સ. ૧૧૪૩ માં એ મહારાજાધિરાજ જયસિંહના આધિપત્યનો નિર્દેશ કરે છે. નડુલ પર તો રત્નપાલ પછી એના પુત્ર રાયપાલનું શાસન રહ્યું (ઈ. સ. ૧૧૩૨ થી ૧૧૪૫).[૫૩]

શાકંભરી(સાંભર)ના ચાહમાન રાજા વિગ્રહરાજ ૩ જાના તથા એના પુત્ર પૃથ્વીરાજ ૧ લા(ઈ. સ. ૧૧૦૫)ના સમયમાં એ રાજ્યને સોલંકી રાજ્ય સાથે સારો સંબંધ નહોતો. પૃથ્વીરાજના પુત્ર અજયરાજે પોતાની સત્તા આસપાસ વિસ્તારવા પ્રયત્ન કર્યો, પરંતુ એના પુત્ર અર્ણોરાજને સિદ્ધરાજ જયસિંહના પ્રાબલ્ય આગળ નમતું જોખવું પડ્યું. સિદ્ધરાજે કાંચનદેવી નામે પોતાની પુત્રી અર્ણોરાજને પરણાવી ને કાંચનદેવીના પુત્ર સોમેશ્વરને પાટણમાં પોતાની પાસે રાખી ઉછેર્યો.

અર્ણોરાજે પણ માલવરાજ નરવર્માની સત્તાનો હ્રાસ કરેલો.[૫૪]

માળવા પરના વિજયને લીધે સોલંકી રાજ્યની સીમા મહોબક(બુંદેલખંડ)ના ચંદેલ રાજ્યની તથા ત્રિપુરીના કલચુરિ રાજ્યની સીમાના સંપર્કમાં આવી. સોમેશ્વર જણાવે છે કે ધારાધ્વંસની ખબર મળતાં મહોબકનો રાજા ગભરાઈ ગયો ને એણે સિદ્ધરાજનું આધિપત્ય સ્વીકારી લીધું.[૫૫] પ્રબંધકોશ વગેરેમાં જણાવ્યું છે કે મહોબકના રાજા મદનવર્માના વિપુલ વૈભવની વાતથી વિસ્મિત થઈ સિદ્ધરાજે મહોબક પર ચડાઈ કરી, પણ મદનવર્માએ એને ૯૬ કરોડ સુવર્ણમુદ્રા આપી પાછો કાઢ્યો.[૫૬] મદનવર્માના પક્ષના એક અભિલેખમાં તો મદનવર્માએ ગુર્જર-રાજાને તરત જ હરાવી દીધાનો ઉલ્લેખ છે.[૫૭] આ પરથી સિદ્ધરાજને મહોબક પરના આક્રમણમાં ધારી સફળતા ન મળી હોય ને આર્થિક લાભ વડે સંતોષ માની પાછા ફરવું પડ્યું હોય એમ લાગે છે.[૫૮]

ત્રિપુરી(ડાહલ)નો રાજા કર્ણ ઘણો પ્રતાપી હતો ને એણે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો હતો, પરંતુ એના પુત્ર યશઃકર્ણનો અનેક પ્રતિસ્પર્ધીઓ વડે પરાજય થયો હતો.[૫૯] સિદ્ધરાજને યમલપત્ર (કરારનામું) લખી આપનાર ડાહલ–રાજ[૬૦] આ હોવો જોઈએ.[૬૧]

સિદ્ધરાજે કાશીના રાજા જયચંદ્ર પાસે સાંધિવિગ્રહિક મોકલેલો એવો ઉલ્લેખ મેરુતુંગ કરે છે,[૬૨] પરંતુ સિદ્ધરાજના સમયમાં ત્યાં જયચંદ્રનો પિતામહ ગોવિંદ-ચંદ્ર રાજ્ય કરતો હતો. એ કનોજના ગાહડવાલ વંશનો હતો, પરંતુ કાશી એના રાજ્યની અંતર્ગત હોઈ એ કાશીના રાજા તરીકે પણ ઓળખાતો. મેરુતુંગે ગોવિંદ-ચંદ્રની જગ્યાએ જયચંદ્રનું નામ મૂકી દીધું લાગે છે, જે શ્રીહર્ષના આશ્રયદાતા તરીકે જાણીતું હતું.[૬૩]

ભિલ્લમાલના પરમાર રાજા સોમેશ્વરને સિદ્ધરાજે એનું રાજ્ય પાછું અપાવ્યું.[૬૪]

જયસિંહદેવે પરમર્દીનું મર્દન કર્યું એવો તલવાડાના અભિલેખમાં ઉલ્લેખ છે,[૬૫] પરંતુ આ પરમર્દી કોણ એ એક પ્રશ્ન છે. એ કલ્યાણ(દખ્ખણ)નો ચાલુક્ય રાજા વિક્રમાદિત્ય ૬ ઠ્ઠો (જે પરમર્દી પણ કહેવાતો) હોવાનું સૂચવાયું છે,[૬૬] પરંતુ જયસિંહદેવે એવા પ્રતાપી રાજવીનો પરાભવ કર્યો હોય તો એનું વિસ્તૃત નિરૂપણ થયા વિના રહ્યું ન હોય, આથી એ પરમર્દી નામે કોઈ સામંત કે મંડલેશ્વર હોવો જોઈએ. એ સમયે પરમર્દી નામે એવા અનેક સામંત હતા.[૬૭] એમ તો ચાલુક્ય નરેશ વિક્રમાદિત્ય અને એના અધિકારીઓ પણ લાટ દેશ જીત્યાનો અને ગુર્જરરાજાને ગભરાવ્યાનો દાવો કરે છે, પણ એમાં મનની મુરાદ અને અત્યુક્તિ જ લાગે છે.[૬૮] જિનમંડને સિદ્ધરાજની રાજ્યસભામાં કલ્યાણ-

કટકના રાજા પરમર્દીનો દૂત આવ્યો હોવાનો ઉલ્લેખ કર્યો છે,[69] એ પરથી તો વિક્રમાદિત્યે સિદ્ધરાજ સાથે રાજકીય સંબંધ રાખેલો એટલું જ સૂચિત થાય છે.

સોમેશ્વરે જયસિંહદેવે ગૌડદેશના રાજાને જીત્યાનું અને ચારિત્રસુંદરગણિએ સિદ્ધરાજે મગધ કાશ્મીર અને કીર દેશોને જીત્યાનું જણાવ્યું છે એ સ્પષ્ટતઃ કવિઓની રૂઢ કલ્પના ગણાય.[70]

## રાજ્યવિસ્તાર

સિદ્ધરાજ જયસિંહે આમ સોલંકી રાજ્યને એક વિશાળ અને પ્રબળ રાજ્યમાં વિકસાવ્યું. તળ-ગુજરાતમાં એનું શાસન લાટદેશ પર પણ પ્રવર્તતું એની પ્રતીતિ ભૃગુકચ્છ-(ભરૂચ)માં લખાયેલી હસ્તપ્રતોની પુષ્પિકા પરથી થાય છે.[71] સૌરાષ્ટ્ર પર પણ હવે સિદ્ધરાજનું શાસન પ્રવર્તતું એને ગાળા(જિ. સુરેન્દ્રનગર)ના શિલાલેખ[72] પરથી તેમજ ગિરનાર પરના શિલાલેખ[73] પરથી સબળ સમર્થન મળે છે. ભદ્રેશ્વરના વિ. સં. ૧૧૯૫ (ઈ. સં. ૧૧૩૯)ના શિખાલેખ[74] પરથી કચ્છમાં સિદ્ધરાજનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે. પૂર્વમાં એની સત્તા છેક માળવા સુધી પ્રસરી હતી. ઉજ્જન અને દાહોદના શિલાલેખો[75] પરથી એનો સબળ પુરાવો સાંપડે છે. તલવાડા તથા ઉદયપુરના અભિલેખ આ બાબતનો પુરાવો પૂરો પાડે છે.[76] માળવાને લઈને વાગડ અને મેવાડ પણ સોલંકી રાજ્યની અંતર્ગત ગણાયા. ઉત્તરે રાજસ્થાનના કેટલાક ભાગમાં પણ જયસિંહદેવની આણ પ્રવર્તતી. કિરાડુ વિભાગમાં રાજ્ય કરતો સોમેશ્વર સિદ્ધરાજની કૃપાનો નિર્દેશ કરતો. ભીનમાલ, કિરાડુ અને બાલીના શિલાલેખો પરથી દક્ષિણ રાજસ્થાનમાં સિદ્ધરાજની સત્તા પ્રવર્તતી હોવાની પ્રતીતિ થાય છે.[77] સાંભરના શિલાલેખ પરથી શાકંભરી પણ થોડો વખત સિદ્ધરાજની સત્તા નીચે હોવાનું નિશ્ચિત થાય છે.[78] આમ સિદ્ધરાજ જયસિંહના સમયમાં સોલંકી રાજ્યની સત્તા સમસ્ત ગુજરાત ઉપરાંત માળવા, મેવાડ અને મારવાડ પર અને કેટલેક અંશે છેક સાંભર (અજમેર) સુધી પ્રવર્તી.

## સાંસ્કૃતિક સિદ્ધિઓ

સિદ્ધરાજે વિદ્યા તથા કલાના ક્ષેત્રે ગણનાપાત્ર પ્રદાન કર્યું. એણે હેમચંદ્રાચાર્યને નવું શબ્દાનુશાસન તૈયાર કરવા પ્રેરણા આપી, જરૂરી સાધનસામગ્રી મંગાવી આપી ને એ ગ્રંથ તૈયાર થયે એનું બહુમાન કર્યું. પ્રજ્ઞાચક્ષુ કવિ શ્રીપાલને સિદ્ધરાજ પોતાનો બંધુ માનતો. હેમચંદ્રાચાર્ય, રામચંદ્ર, શ્રીપાલ, વાગ્ભટ, જયમંગલ, યશશ્ચંદ્ર, વર્ધમાનસૂરિ, સાગરચંદ્ર ઇત્યાદિ અનેક વિદ્વાનો તથા કવિઓને

આ રાજાએ પ્રોત્સાહન આપ્યું હતું.[૭૯] પાઠશાળાઓમાં ઇનામો વગેરેની વ્યવસ્થા કરી એણે વિદ્યાભ્યાસને પણ ઉત્તેજન આપ્યું.[૮૦]

મંત્રીઓમાં સાંતૂ, મુંજાલ, આશુક, સજ્જન, ઉદયન વગેરે અનેક મંત્રીઓ નામાંકિત હતા. પુરોહિત કુમાર તથા શોભ પણ રાજાના માનીતા હતા.[૮૧]

સિદ્ધરાજ શૈવ હતો. એણે સૌરાષ્ટ્ર જીતી પગપાળા સોમનાથની યાત્રા કરી.[૮૧અ] માતા મયણલ્લદેવીના આગ્રહથી એણે સોમનાથનો યાત્રાવેરો કાઢી નાખ્યો. સરસ્વતીના તીરે આવેલા રુદ્રમહાલયને એણે મહાપ્રાસાદનું પૂર્ણ સ્વરૂપ આપ્યું ને શ્રીસ્થલ સિદ્ધરાજના નામ પરથી 'સિદ્ધપુર' તરીકે જાણીતું થયું. પાટનગર અણહિલપાટક પત્તનમાં સિદ્ધરાજ જયસિંહે સુકાઈ ગયેલા જૂના જળાશયના સ્થાને મોટું ભવ્ય જળાશય કરાવ્યું.[૮૧આ] એના કાંઠે ૧૦૦૮ શિવાલય બંધાવ્યાં, ને એથી એ 'સહસ્રલિંગ' નામે ખ્યાતિ પામ્યું. એ જળાશય ખોદાતું હતું ત્યારે જસમા નામે એક રૂપાળી ઓડણ પર સિદ્ધરાજ મોહિત થયો, પણ જસમા રાજાને વશ ન થતાં એને શાપ દઈ મરી ગઈ એવી લોકકથા ઘણી લોકપ્રિય થઈ હોવા છતાં એમાં ઐતિહાસિક તથ્ય રહેલું ભાગ્યે જ સંભવે છે.[૮૨]

સિદ્ધરાજ જયસિંહે રાજકોશની સમૃદ્ધિનો ઉપયોગ બીજાં અનેક દેવાલયો તથા જળાશયો બંધાવવામાં પણ કર્યો. ગુજરાતમાં એણે ઠેકઠેકાણે દેવાલય બંધાવ્યાં ને જળાશય બંધાવ્યાં, આથી અનેક પ્રાચીન દેવાલયો કે જળાશયોનું કર્તૃત્વ એને આરોપવામાં આવે છે.[૮૩] એણે સરસ્વતીના તીરે મહાવીરનું ચૈત્ય પણ બંધાવ્યું હતું.[૮૪] સહસ્રલિંગના તીરે એણે સત્રશાળાઓ તથા દાનશાળાઓ બંધાવી હતી.[૮૫] બ્રાહ્મણોને સિદ્ધપુર વગેરે ગામોનું દાન દીધું.[૮૫અ]

મહાલય (રુદ્રમહાલય), મહાયાત્રા (સોમનાથની પદયાત્રા), મહાસર (સહસ્રલિંગ સરોવર) અને મહાસ્થાન (દાનશાલા?)[૮૫આ] એ સિદ્ધરાજનાં અનુપમ સુકૃત ગણાય છે.[૮૫ઇ]

વિ. સં. ૧૧૮૧(ઈ. સ. ૧૧૨૫)માં સિદ્ધરાજની રાજસભામાં શ્વેતાંબર દેવસૂરિ અને દિગંબરસૂરિ કુમુદચંદ્ર વચ્ચે વાદવિવાદ થયો ને એમાં શ્વેતાંબરમતનો વિજય થયો.[૮૬]

સિદ્ધરાજ જૈન સૂરિઓને ઘણું માન આપતો. હેમચંદ્રાચાર્યના ઉપદેશથી એણે આખા રાજ્યમાં પર્વદિનોમાં અમારિ (પશુ વધની મનાઈ) ફરમાવી હતી.[૮૭] એણે સિદ્ધપુરમાં મહાવીરનું દેરાસર પણ બંધાવ્યું હતું.[૮૭અ] સોમનાથની યાત્રા સમયે ગિરનાર થઈ નેમિનાથનાંય દર્શન કર્યાં.[૮૭આ]

ખંભાતમાં અગ્નિપૂજકોએ મુસલમાનોની મસ્જિદ બાળાવી એવી ફરિયાદ થતાં સિદ્ધરાજે ગુપ્ત રીતે જાતે તપાસ કરીને એની ખાત્રી થતાં અપરાધીઓનો દંડ કર્યો એવો કિસ્સો મુહમ્મદ શફીએ ઈ. સ. ૧૨૧૧માં નોંધ્યો છે,[૮૮] એ સિદ્ધરાજની નિષ્પક્ષતા તથા ન્યાયપ્રિયતાનું સચોટ દૃષ્ટાંત છે.

ધર્મ તથા વિદ્યાકલાને પ્રોત્સાહન આપનાર આવો ઉદાર રાજવી જન-સમાજમાં ઉજ્જનના પરદુઃખભંજન વિક્રમાદિત્ય જેવો લોકપ્રિય થયો ને લોકોમાં એના પરમાર્થ માટે તથા એની અજબ સિદ્ધિઓ માટે તરેહ તરેહની વાતો પ્રચલિત થઈ.[૮૯]

સિદ્ધરાજ આમ અનેક રીતે સુખી હતો, પરંતુ એને પુત્રની ખોટ હતી. એણે અનેક દેવોની આરાધના કરી, પરંતુ એ છેવટ સુધી અપુત્ર રહ્યો. સિદ્ધરાજ ૪૯ વર્ષનું લાંબું રાજ્ય ભોગવી વિ. સં. ૧૦૯૯ (ઈ. સ, ૧૧૪૩)માં મૃત્યુ પામ્યો એવી અનુશ્રુતિ છે.[૯૦] જ્યારે એના બાલીના શિલાલેખમાં વિ. સં. [૧૨]૦૦ નું વર્ષ વાંચવામાં આવ્યું છે.[૯૧] જો આ વર્ષનું વાચન બરાબર હોય તો સિદ્ધરાજનું મૃત્યુ વિ. સં. ૧૨૦૦(ઈ. સ. ૧૧૪૩)માં, નહિ તો વિ. સં. ૧૧૯૯(ઈ. સ. ૧૧૪૨)માં થયું ગણાય.[૯૨]

## ૮. કુમારપાલ

### રાજ્યપ્રાપ્તિ

સિદ્ધરાજ અપુત્ર રહેતાં, ભીમદેવની રાણી ઉદયમતિના વંશનો અંત આવ્યો ને રાજગાદીનો વારસો છેવટે બકુલાદેવીના વંશને મળ્યો. બકુલાદેવીના પુત્ર ક્ષેમ-રાજના પુત્ર દેવપ્રસાદનો પુત્ર ત્રિભુવનપાલ સિદ્ધરાજનો સામંત અને સહાયક હતો એમ હેમચંદ્રાચાર્ય નોંધે છે.[૯૩] ત્રિભુવનપાલની પત્નીનું નામ કશ્મીરદેવી હતું. તેઓને ત્રણ પુત્ર હતા: કુમારપાલ, મહીપાલ અને કીર્તિપાલ. પુત્રી પ્રેમલદેવી અશ્વાધ્યક્ષ કૃષ્ણદેવને પરણી હતી, ને દેવલદેવી શાકંભરીના રાજા અર્ણોરાજને.[૯૪]

કૃષ્ણદેવ તથા કીર્તિપાલ સિદ્ધરાજના સૈન્યમાં ઊંચો અધિકાર ધરાવતા,[૯૫] પરંતુ પોતે અપુત્ર રહેવાથી પોતાની રાજગાદીનો ઉત્તરાધિકાર કુમારપાલને મળશે એ સ્થિતિ સિદ્ધરાજને ખૂંચતી હતી, સ્પષ્ટતઃ બકુલાદેવીના હીનકુલને લઈ ને, આથી કુમારપાલને રાજા તરફથી સતત ભય રહેતો હતો, ને એને સલામતી માટે ગુપ્ત વેશે વરસો સુધી ભટકતા રહેવું પડેલું. એ દરમ્યાન એને હેમચંદ્રાચાર્યનો ઠીક સહારો મળતો. ખંભાતમાં મંત્રી ઉદયને પણ કંઈ સહારો આપેલો. સિદ્ધરાજના મૃત્યુ સમયે કુમારપાલ માળવામાં હતો. સિદ્ધરાજના મૃત્યુની ખબર પડતાં એ ત્યાંથી

તરત અણહિલવાડ આવ્યો ને પોતાના બનેવી કૃષ્ણદેવના સૈન્યની સહાયથી ગાદી પર બેઠો. પ્રેમલદેવીના હસ્તે પટરાણી ભોપલદેવી સાથે કુમારપાલનો રાજ્યાભિષેક થયો. એણે ઉદયનના પુત્ર વાગ્ભટને મહામાત્ય નીમ્યો. કુમારપાલ ત્યારે ૫૦ વર્ષની પ્રૌઢ વયનો હતો.[૯૬]

પ્રબંધચિંતામણિમાં કુમારપાલનો રાજ્યાભિષેક સં. ૧૧૯૯ના કાર્તિક વદિ ૨ ને રવિવારે જણાવ્યો છે,[૯૭] જ્યારે 'વિચારશ્રેણી'માં જણાવ્યું છે કે સિદ્ધરાજ સં. ૧૧૯૯ના કાર્તિક સુદિ ૩ના રોજ મૃત્યુ પામ્યો. પછી ૩૦ દિવસ પાદુકાનું રાજ્ય રહ્યું ને માગસર સુદિ ૪ ને દિવસે કુમારપાલ ગાદીએ બેઠો.[૯૮] બાલીના શિલાલેખના વર્ષના વાચન પરથી ડૉ. અશોકકુમાર મજુમદારે, હેમચંદ્રાચાર્યની આગાહીમાં જણાવેલ 'વીર નિર્વાણથી ૧૬૬૯ વર્ષ (અર્થાત્ વિ. સં. નાં ૧૧૯૯ વર્ષ) વીતતાં'માં એ વર્ષોને ગત ગણી કુમારપાલનો રાજ્યાભિષેક વિ. સં. ૧૨૦૦ માં થયું હોવાનું સૂચવ્યું છે.[૯૯] પરંતુ 'સુપાસનાહચરિય'ની પ્રશસ્તિમાં સં. ૧૧૯૯ના માઘ સુદ ૧૦ ને ગુરુવારે કુમારપાલનું રાજ્ય જણાવ્યું હોઈ[૧૦૦] એ શિલાલેખના વર્ષનું વાચન સંદિગ્ધ ને પ્રબંધોમાં આપેલું વર્ષ સંભવિત ગણાય. આ અનુસાર સિદ્ધરાજનું મૃત્યુ ઈ. સ. ૧૧૪૨ના ઑક્ટોબરમાં ને કુમારપાલનું રાજ્યારોહણ એ પછીના માસમાં થયું હોવું સંભવે છે.[૧૦૧]

### આરંભિક ઉપદ્રવો

વય તથા અનુભવે પીઢ એવા રાજા કુમારપાલે સત્તાનાં સૂત્ર સંભાળી લીધાં ત્યારે વૃદ્ધ રાજપુરુષોએ એને મારી નાખવા કોશિશ કરી, પરંતુ ખબર પડતાં રાજાએ એ કાવતરાખોરોને મારી નંખાવ્યા. વળી કૃષ્ણદેવ હવે ફાવે તેમ વર્તતો હોવાથી એની પણ ખો ભુલાવી. આથી અન્ય સામંતો પણ સારી રીતે વર્તવા લાગ્યા.[૧૦૨]

### શાકંભરીના રાજાનો પરાજય

શાકંભરીના ચાહમાન રાજા અર્ણોરાજનો પરાજય એ કુમારપાલનું સુપ્રસિદ્ધ પરાક્રમ છે.

કુમારપાલના રાજ્યારોહણ પછી થોડા વખતમાં અર્ણોરાજે એના રાજ્ય પર ચડાઈ કરવા તૈયારી કરી. એમાં એને બલ્લાલ ચાહડ વગેરે રાજાઓનો સાથ હતો. અર્ણોરાજની હિલચાલની ખબર મળતાં કુમારપાલે નાંદીપુરના સૈન્યને બલ્લાલ સામે મોકલ્યું ને પોતે શાકંભરી તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં આબુના સામંત વિક્રમસિંહને સાથે લઈને કુમારપાલે અજમેર પર ચડાઈ કરી ને ત્યાંના ચાહમાન રાજાને

હરાવ્યો. અર્ણોરાજે પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી એની સાથે મૈત્રી સાધી.[૧૦૩]

સિદ્ધરાજે પુત્ર માનેલા ચાહડ નામે કુમારે અર્ણોરાજને કુમારપાલ સામે ઉશ્કેર્યો હોવાનું નિમિત્ત મેરુતુંગ જણાવે છે,[૧૦૪] જ્યારે રાજશેખર, જયસિંહસુરિ અને જિનમંડન કુમારપાલની બહેન દેવલદેવી સાથે દ્યૂત રમતાં એના પતિ અર્ણોરાજે ગુર્જરેશ્વર કુમારપાલ માટે અપમાનજનક શબ્દો બોલતાં એની ફરિયાદ પરથી કુમારપાલે અર્ણોરાજ પર ચડાઈ કર્યાનું કારણ નિરૂપે છે.[૧૦૫] અજમેરના યુદ્ધના વર્ણનમાં ચાહડે કુમારપાલના હાથીના મહાવતને ફોડ્યાની, પણ કુમારપાલે મહાવત બદલી દેતાં ને કુમારપાલના 'કલહપંચાનન' હાથી પર કૂદવા જતાં ચાહડ જમીન પર પડી ગયાની રસપ્રદ વિગત નિરૂપાઈ છે.[૧૦૬] અર્ણોરાજને કુમારપાલે બે વાર હરાવ્યો લાગે છે. આબુનો પરમાર રાજા વિક્રમસિંહ બેવફા નીવડતાં કુમારપાલે એને પદભ્રષ્ટ કરી એનું રાજ્ય એના ભત્રીજા યશોધવલને સોંપ્યું. યશોધવલના વિ. સં. ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૫)ના લેખ પરથી કુમારપાલની પહેલી ચડાઈ એ વર્ષ પહેલાં થઈ હોવાનું ફલિત થાય છે.[૧૦૭] એ ચડાઈના અંતે કુમારપાલે પોતાની બહેન દેવલદેવી અર્ણોરાજ વેરે પરણાવી હશે.[૧૦૮] અજમેર પરની બીજી ચડાઈ એ પછી સં. ૧૨૦૭ માં થઈ લાગે છે.[૧૦૯] એનું નિમિત્ત દેવલદેવીવાળો પ્રસંગ હોઈ શકે. બલ્લાલવાળો સંયોગ એ સમયે ઊભો થયો હશે. એમાં કુમારપાલે શાકંભરીના રાજાને પોતાના બાહુબળ વડે હરાવ્યો લાગે છે. અર્ણોરાજે પોતાની પુત્રી એને એ વખતે પરણાવી હશે.[૧૧૦] સં. ૧૨૦૮ થી કુમારપાલના તથા એના વંશજોના અનેક અભિલેખોમાં તેમજ કેટલીક હસ્તપ્રતોમાં કુમારપાલના આ પરાક્રમનો સગૌરવ નિર્દેશ કરવામાં આવે છે.[૧૧૧]

**બલ્લાલનો વધ**

હેમચંદ્રાચાર્ય જણાવે છે કે પૂર્વના રાજા બલ્લાલે અર્ણોરાજની ચડાઈ સમયે ગુજરાત પર ચડી આવવા હિલચાલ કરી ત્યારે કુમારપાલે નાંદીપુરના સૈન્યને બલ્લાલ સામે મોકલ્યું.[૧૧૨] આગળ જતાં શાકંભરીનો વિજય થતાં ખબર મળી કે વિજય અને કૃષ્ણ નામે સામંતોને બલ્લાલે ફોડ્યા, પણ કુમારપાલના પાંચ સામંતોએ મળીને બલ્લાલને યુદ્ધમાં પાડ્યો.[૧૧૩] આ સામંતોમાં આબુનો રાજા યશોધવલ ખાસ નોંધપાત્ર છે.[૧૧૪] અભયતિલક બલ્લાલને અવંતિદેશના રાજા તરીકે ઓળખાવે છે.[૧૧૫] વિ. સં. ૧૨૦૮ ની વડનગર પ્રશસ્તિમાં માલવેશ્વરના શિરને દરવાજે લટકાવ્યાનો ઉલ્લેખ છે[૧૧૬] તે માળવેશ્વર આ બલ્લાલ લાગે છે; એનો વધ શાકંભરીના બીજા વિજય પછી તરત જ થયો.

આ બલ્લાલ કોણ હતો એ એક પ્રશ્ન છે. સામાન્ય રીતે એ માળવાનો રાજા મનાયો છે, પણ માળવાના પરમાર રાજાઓની વંશાવળીમાં એવું નામ આવતું નથી. માળવાના રાજા જયસિંહને દબાવનાર ચાલુક્ય રાજાનો એ હોયસાળ સેનાપતિ હશે એવું સૂચવાયું છે,[117] પરંતુ એના કરતાં એ કોઈ પડોશના પ્રદેશનો, પ્રાયઃ પદ્માવતીનો, રાજા હોય એ વધુ સંભવિત છે.[118] વિ. સં. ૧૨૨૦ (ઈ. સ. ૧૧૬૪) અને ૧૨૨૨(ઈ. સ. ૧૧૬૬)ના ઉદેપુર શિલાલેખો પરથી ત્યારે માળવામાં ભીલસા પ્રદેશ કુમારપાલની સત્તા નીચે હોવાનું નિશ્ચિત છે.[119]

### ચાહમાન વીસલદેવનું પ્રાબલ્ય

શાકંભરી અજમેરના ચાહમાન રાજા અર્ણોરાજના પુત્ર વિગ્રહરાજ ૪ થા ઉર્ફે વીસલદેવે સોલંકી રાજ્યનું આધિપત્ય ફગાવી દઈ પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો. તોમર વંશ પાસેથી દિલ્હી લીધું, પંજાબમાં મુસ્લિમોનાં આક્રમણોનો સામનો કરી પોતાનું પ્રાબલ્ય પ્રવર્તાવ્યું.[120]

નાડોલના ચાહમાન રાજા આલ્હણદેવે કુમારપાલના સામંત તરીકે સૌરાષ્ટ્રમાં બંડ શમાવેલું. એ બંડ કોઈ આભીર સરદારે કર્યું હશે.[121] વીસલદેવે નાડોલ પર ચડાઈ કરી એને ખેદાનમેદાન કર્યું અને જાબાલિપુર(જાલોર)ને બાળ્યું.[122] વળી વીસલદેવે સજ્જનને હરાવ્યો. એ સૌરાષ્ટ્રનો મંડલેશ્વર નહિ, પણ ચિતોડનો સામંત હશે.[123] વીસલદેવનો પુત્ર સોમેશ્વર, જે સિદ્ધરાજનો દૌહિત્ર અને કુમારપાલનો વફાદાર સામંત હતો તે, શાકંભરીનો રાજા થતાં ચાહમાનો અને સોલંકીઓ વચ્ચેના સંબંધ સુધર્યા. વિ. સં. ૧૨૦૯–૧૨૧૮ (ઈ. સ. ૧૧૫૨–૧૧૬૨) દરમ્યાન નાડોલમાં કુમારપાલે દંડનાયકનો વહીવટ રાખેલો, પણ એ પછી ત્યાં આલ્હણને સત્તા સોંપેલી. વિ. સં. **૧૨૦૯** માં કિરાડુ પણ એને તાબે હતું.[124]

### મલ્લિકાર્જુનનો વધ

સોલંકી રાજ્યની દક્ષિણ સીમા હવે કોંકણ સુધી પ્રસરેલી હોઈ એને ઉત્તર કોંકણના શિલાહાર રાજ્ય સાથે સંઘર્ષ થયો. શરૂઆતમાં સોલંકી સૈનિકોનો પરાજય થયો, પરંતુ આખરે શિલાહાર રાજા મલ્લિકાર્જુન હાથી પરથી પડી જતાં સોલંકી સૈનિકોએ એનું શિર છેદી નાખ્યું.[125] આ આક્રમણની આગેવાની કુમારપાલે નહિ, પણ મંત્રી આંબડે લીધી હતી.[126] આંબડ પહેલા આક્રમણમાં પાછો પડ્યો હતો, બીજા આક્રમણમાં આબુના પરમાર રાજા ધારાવર્ષે મહત્ત્વનો ભાગ ભજવ્યો લાગે છે.[127] હેમચંદ્રાચાર્યે આ પરાક્રમનું નિરૂપણ સંસ્કૃત-પ્રાકૃત 'દ્વયાશ્રય'માં જ કર્યું છે, એથી એ કુમારપાલનું છેવટનું પરાક્રમ હોવું જોઈએ.[127અ]

### રાજ્યનો વિસ્તાર

હેમચંદ્રાચાર્યે પ્રાકૃત દ્વયાશ્રયમાં કુમારપાલનો દિગ્વિજય વર્ણવ્યો છે.[૧૨૮] એમાં સિંધુ, વારાણસી, મગધ, ગૌડ, કનોજ, દશાર્ણ, ચેદિ, દિલ્હી વગેરે રાજ્યોના વિજયનો ઉલ્લેખ કર્યો છે. એવી રીતે જયસિંહસૂરિએ તથા જિનમંડનગણિએ પણ કુમારપાલના દિગ્વિજયનું નિરૂપણ કર્યું છે, જેમાં કુરુ, શૂરસેન, પંચાલ, વિદેહ, મગધ, કાશ્મીર, ઉડ્ડીયાન, જાલંધર વગેરેનો સમાવેશ કેવળ કવિકલ્પના લાગે છે,[૧૨૯] પરંતુ કુમારપાલના સમયના જે અભિલેખ મળ્યા છે તે પરથી એના શાસનપ્રદેશ વિશે સબળ પુરાવા મળે છે. સૌરાષ્ટ્રમાંના લેખોમાં સં. ૧૨૦૧ માં (ઈ. સ. ૧૧૪૫) માં મહામાત્ય મહાદેવનો,[૧૩૧] સં. ૧૨૦૨ (ઈ. સ. ૧૧૪૬) માં માંગરોળ (સૌરાષ્ટ્ર) પાસે ગૂહિલ કુલના રાજા મૂલુકનો[૧૩૨] અને વિ. સં. ૮૫૦ (ઈ. સ. ૧૨૨૫) માં ભાવબૃહસ્પતિની પ્રેરણાથી કુમારપાલે સોમનાથ મંદિરના કરાવેલા જીર્ણોદ્ધારનો[૧૩૩] ઉલ્લેખ આવે છે. આ પરથી સૌરાષ્ટ્રમાં કુમારપાલનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે.

સં. ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૬) માં ગોદ્રહક (ગોધરા)માં મહામંડલેશ્વરનો વહીવટ હતો.[૧૩૪] આબુ પ્રદેશમાં યશોધવલ કુમારપાલનું આધિપત્ય અંગીકાર કરતો.[૧૩૫] સં. ૧૨૦૭ (ઈ. સ. ૧૧૫૧)માં કુમારપાલે ચિત્રકૂટ(ચિતોડ)ના એક શિવાલયને ગામનું દાન દીધું.[૧૩૬] સં. ૧૨૦૯ (ઈ. સ. ૧૧૫૩)માં આલણદેવ કિરાડુમાં કુમારપાલદેવના આધિપત્ય નીચે રાજ્ય કરતો.[૧૩૭] સં. ૧૨૦૯–૧૬(ઈ. સ. ૧૧૫૩–૧૧૬૦)માં મારવાડની પલ્લિકા(પાલી)માં પણ કુમારપાલનું આધિપત્ય હતું.[૧૩૮] સં. ૧૨૨૦–૨૨(ઈ. સ. ૧૧૬૪–૬૬)માં માળવાના ઉદેપુરમાં કુમારપાલનું શાસન પ્રવર્તતું.[૧૩૯] સં. ૧૨૧૩(ઈ. સ. ૧૧૫૭)માં નાડોલમાં કુમારપાલનું શાસન પ્રવર્તતું.[૧૪૦] સં. ૧૨૧૮(ઈ. સ. ૧૧૬૨)માં કિરાડુમાં કુમારપાલના સામંત તરીકે પરમાર રાજા સોમેશ્વરનું રાજ્ય હતું.[૧૪૧]

આ પરથી કુમારપાલ સૌરાષ્ટ્ર, ગોધરા, આબુ, મેવાડ, મારવાડ, ઉદેપુર (માળવા) વગેરે પ્રદેશો પર શાસન કે આધિપત્ય ધરાવતો એટલું નિશ્ચિત થાય છે. ઉત્તરે સાંભર–અજમેરના ચાહમાન રાજ્ય પર તથા દક્ષિણે ઉત્તર કોંકણના શિલાહાર રાજ્ય પર પણ એનો પ્રતાપ પ્રસર્યો હતો.

### જૈન ધર્મનો પ્રભાવક

કુલધર્મ અનુસાર કુમારપાલ શિવનો ઉપાસક હતો. એના અનેક અભિલેખોમાં એને 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કહ્યો છે. રાજ્યારોહણ પહેલાંની રખડપટ્ટી દરમ્યાન એ પરમ આર્હત ઉદયન મંત્રી તથા હેમચંદ્રાચાર્યના સંપર્કમાં આવ્યો

મનાય છે,[૧૪૨] પરંતુ રાજ્યારોહણ પછી અનેક વર્ષો સુધી એ યુદ્ધોમાં રોકાયેલો રહ્યો હતો. પચાસ વર્ષની વયે ગાદીએ આવેલો રાજા એમ કરતાં ૬૫ વર્ષનો થઈ ચૂક્યો હતો. હવે એ સાંગ્રામિક વિજયોની લાલસા તજી ધાર્મિક અભ્યુદયના માર્ગે વળ્યો. અમાત્ય વાહડ દ્વારા રાજાએ હેમચંદ્રાચાર્યનો સક્રિય સત્સંગ સાધ્યો ને દિનપ્રતિદિન જૈન ધર્મમાં એનો અનુરાગ વધતો ગયો.[૧૪૩] આખરે સં. ૧૨૧૬ (ઈ. સ. ૧૧૬૦)માં એણે જૈનધર્મ અંગીકાર કર્યો કહેવાય છે. યશઃપાલે રચેલા 'મોહરાજપરાજય' નાટકમાં કુમારપાલે મોહરાજનો પરાજય કરી કૃપાસુંદરીને કેવી રીતે પ્રાપ્ત કરી એ રૂપકો દ્વારા નિરૂપ્યું છે. શ્રાવક ધર્મ અંગીકાર કરતાં કુમારપાલે માંસ, મદ્ય, દ્યૂત, પરદારા, ચૌર્ય ઇત્યાદિના ત્યાગનાં વ્રત લીધાં કહેવાયાં છે. વળી પોતાના રાજ્યમાં અમારિઘોષણા કરી અર્થાત્ પ્રાણીઓને મારવાની મનાઈ ફરમાવી. કુમારપાલના પોતાના ઉપલબ્ધ લેખોમાં આ ઘોષણાનો ઉલ્લેખ મળતો નથી, પરંતુ મારવાડમાં મળેલા બે લેખોમાં એના સામંતોએ અમુક અમુક પર્વ દિનોએ જીવહિંસાની મનાઈ ફરમાવી છે.[૧૪૫] એક બાજુ સં. ૧૨૧૬(ઈ. સ. ૧૧૬૦) પછીયે સં. ૧૨૨૦(ઈ. સ. ૧૧૬૪)ના ઉદયપુર લેખમાં તેમજ સં. ૧૨૨૫ (ઈ. સ. ૧૧૬૯)ની હસ્તપ્રતમાં એને 'ઉમાપતિલબ્ધવરપ્રૌઢપ્રતાપ' કહ્યો છે, તો બીજી બાજુ સં. ૧૨૨૧(ઈ. સ. ૧૧૬૫)ના જાલોર લેખમાં તેમજ સં. ૧૨૨૧, ૧૨૨૭ અને ૧૨૨૮ (ઈ. સ. ૧૧૬૫, ૧૧૭૧ અને ૧૧૭૨)ની હસ્તપ્રતોની પુષ્પિકાઓમાં એને 'પરમ આર્હત' કે 'પરમ શ્રાવક' કહ્યો છે. વળી વ. સં. ૮૫૦(વિ. સં. ૧૨૨૫–ઈ. સ. ૧૧૬૯)ના અરસામાં કુમારપાલે સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. એવી રીતે કેદારેશ્વરના મંદિરનો પણ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો;[૧૪૫અ] અને અણહિલ્લપુરમાં કુમારપાલેશ્વર નામે શિવનું મંદિર બંધાવ્યું હતું.[૧૪૫આ] આ સર્વ ઉલ્લેખો પરથી કુમારપાલે કુલપરંપરાગત શૈવધર્મ ચાલુ રાખીને જૈનધર્મ અંગીકાર કર્યો હશે એવું ફલિત થાય છે.[૧૪૬]

કુમારપાલના સમયમાં મંત્રી ઉદયનના પુત્ર વાગ્ભટે સં. ૧૨૧૧(ઈ. સ. ૧૧૫૫)માં શત્રુંજય પર નવો પ્રાસાદ કરાવ્યો ને એની તળેટીમાં બાહડપુરમાં ત્રિભુવનપાલ–વિહાર કરાવી એમાં પાર્શ્વનાથ સ્થાપ્યા. એવી રીતે ઉદયનના પુત્ર આમ્રભટે ભૃગુપુરમાં શકુનિકા–વિહારનો જીર્ણોદ્ધાર કર્યો.[૧૪૭] અણહિલવાડમાં રાજાએ કુમારપાલ–વિહાર તથા ત્રિભુવન–વિહાર બંધાવ્યા તેમજ બીજા ૩૨ વિહાર કરાવ્યા.[૧૪૮] દેવપત્તન(પ્રભાસ)માં પાર્શ્વનાથનું મંદિર કરાવ્યું. જાબાલિપુર-(જાલોર)ના કાંચનગિરિગઢ પર 'કુમારવિહાર' નામે જૈન ચૈત્ય કરાવ્યું.[૧૪૯] કુમારપાલે જુદા જુદા પ્રદેશોમાં ૧૪૪૦ વિહાર કરાવ્યા[૧૫૦] એવી અનુશ્રુતિ છે.

એ પરથી આ રાજાએ ઠેકઠેકાણે જૈન ચૈત્ય કરાવ્યાં હોવાનું માલૂમ પડે છે. શત્રુંજય ગિરનાર વગેરે તીર્થોમાં કુમારપાલ–વિહાર બંધાવ્યો હોવાની અનુશ્રુતિ છે. ગુજરાતનાં ઘણાં જૂનાં દેરાસર રાજા કુમારપાલે કે મંત્રી વસ્તુપાલ–તેજપાલે કરાવ્યાં ગણાય છે. વિદ્યમાન દેરાસરોમાં તારંગા પરનું અજિતનાથ મંદિર કુમારપાલના સમયનું છે. હેમચંદ્રાચાર્યે સંસ્કૃત 'દ્વયાશ્રય'ની સમાપ્તિ કુમારપાલના ચરિતથી કરી તેમજ પ્રાકૃત 'દ્વયાશ્રય'માં કુમારપાલનું ચરિત આલેખ્યું. કુમારપાલની વિનંતીથી એણે 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત' તથા ૨૦ વીતરાગસ્તુતિઓ સમેત યોગશાસ્ત્ર રચ્યું.[૧૫૧] કુમારપાલે સોમનાથના મંદિરના જીર્ણોદ્ધાર સમયે સૌરાષ્ટ્રમાં તીર્થયાત્રા કરેલી ત્યારે હેમચંદ્રાચાર્ય પણ એની સાથે ત્યાં ગયા જણાય છે. આગળ જતાં રાજાએ સંઘ કાઢીને સૌરાષ્ટ્રમાં જૈન તીર્થોની પણ યાત્રા કરી હતી.[૧૫૧અ]

આમ જૈન ધર્મના પ્રભાવક તરીકે રાજા કુમારપાલ ગુજરાતમાં ઘણી નામના ધરાવે છે. બૌદ્ધ ધર્મના અભ્યુદયમાં જે સ્થાન મૌર્ય રાજા અશોકનું છે તે સ્થાન ગુજરાતમાં જૈન ધર્મના અભ્યુદયમાં સોલંકી રાજા કુમારપાલનું ગણાય છે.

ગુજરાતના પ્રવાસીઓ સોમનાથ જઈ કેદારેશ્વરનું મંદિર અને અણહિલવાડ જઈ કુમાર–વિહારનું ચૈત્ય જોવા તલસતા એવું હેમચંદ્રાચાર્ય વર્ણવે છે[૧૫૨] એ પરથી આ સમયની સ્થાપત્યસમૃદ્ધિનો સચોટ ખ્યાલ આવે છે.

### અપુત્રિકાધનનો ત્યાગ

જેમ સિદ્ધરાજે સોમનાથના યાત્રાવેરાનો ત્યાગ કરેલો તેમ કુમારપાલે અપુત્રિકાધનનો ત્યાગ કર્યો. જે વિધવાને કોઈ પુત્ર ન હોય તેનું ધન રાજા લઈ લેતા, આથી એ વિધવાની દુર્દશા થતી. અપુત્રિકા( અપુત્ર વિધવા )ના ધનને આથી 'રુદતીવિત્ત' (રડતીનું ધન ) કહેતા. કુમારપાલે આ ક્રૂર રિવાજ તજી રાજ્યની મોટી આવક જતી કરી.[૧૫૨અ]

### ઉત્તરાધિકાર

સં. ૧૨૨૯(ઈ. સ. ૧૧૭૩)માં ૮૪ વર્ષની વયે હેમચંદ્રાચાર્યનો દેહ પડ્યો. એ પછી ૭ મહિને રાજા કુમારપાલ મૃત્યુ પામ્યો. સિદ્ધરાજની જેમ કુમારપાલ પણ અપુત્ર હતો. એના પછી એના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ ગાદીએ આવ્યો. પ્રબંધચિંતામણિ જણાવે છે કે એણે સં. ૧૧૯૯(ઈ. સ. ૧૧૪૩) થી ૩૧ વર્ષ સુધી રાજ્ય કર્યું ને સં. ૧૨૩૦(ઈ. સ. ૧૧૭૪) માં અજયપાલનો રાજ્યાભિષેક થયો,[૧૫૩] પરંતુ સં. ૧૨૨૯ના વૈશાખ (ઈ. સ. ૧૧૭૩ ના એપ્રિલ)નો અજય-

પાલનો લેખ મળ્યો છે,[154] આથી 'વિચારશ્રેણી'માં આપેલી કુમારપાલના રાજ્યકાલની ઉત્તરમર્યાદા સં. ૧૨૨૯ ના પૌષ( ઈ. સ. ૧૧૭૨, ડિસેંબર )ની ખરી લાગે છે.

કુમારપાલની ઇચ્છા પોતાનો ઉત્તરાધિકાર દૌહિત્ર પ્રતાપમલ્લને આપવાની હતી, પરંતુ બાલચંદ્ર પાસેથી એ જાણતાં અજયપાલે કુમારપાલને ઝેર આપ્યું હતું એવી અનુશ્રુતિ પછીના જૈન સાહિત્યમાં નોંધાઈ છે,[155] પરંતુ પ્રભાવકચરિત અને પ્રબંધચિંતામણિ જેવા એ પહેલાંના ગ્રંથોમાં આવી કોઈ વાત આવી નથી, આથી એ વાત સાંપ્રદાયિક દૃષ્ટિએ પાછળથી ઊપજેલી જણાય છે.[156]

આમ સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાલના સમયમાં સોલંકી રાજ્ય પશ્ચિમ ભારતવર્ષમાં વિશાળ પ્રબળ રાજ્ય તરીકે સ્થાન પામ્યું ને એણે આર્થિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રે પણ જાહોજલાલી ભોગવી.

## પાદટીપો

૧. દ્વ્યાશ્રય, સ. ૧૦, શ્લો. ૧–૯૦

૨. રાસમાળા, ભા. ૧, પૃ. ૧૪૫ ૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૫૯

૪. પૃ. ૫૫ ૫. દ્વ્યાશ્રય, સ. ૧૧, શ્લો. ૪૪–૬૬

૬. સં. ૧૧૫૦ પૌષ વદ ૩ શનિવારે શ્રવણ નક્ષત્રે ( પૃ. ૫૫ )અર્થાત્ ૭ મી જાન્યુઆરી, ઈ. સ. ૧૦૯૪ ના રોજ. અહીં તિથિવાર બંધ બેસે છે, નક્ષત્ર બિલકુલ બંધ બેસે એમ નથી.

૭. દ્વ્યાશ્રય, સ. ૧૧, શ્લો. ૧૧૩–૧૧૬

૮. *C. G.*, p. 67 ૯. પ્ર. ચિ., પૃ. ૫૫–૫૬

૧૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૭૩–૨૭૮; શં. હ. દેશાઈ, "સૌરાષ્ટ્રનો ઇતિહાસ," પૃ. ૨૪૫-૨૫૯ ૧૧. પ્ર. ચ., પૃ. ૧૯૫, શ્લો. ૩૨૨; પ્ર. ચિ., પૃ. ૬૨

૧૨. શબ્દાનુશાસન ના સૂત્ર ૫–૨–૮ નાં ઉદાહરણોમાં अजयत्सिद्धः सौराष्ट्रान् ।

૧૩. ગુએલે., ભા. ૩, લેખ નં. ૧૪૪ ક ૧૪-૧૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૭૬-૨૭૭

૧૬. પૃ. ૬૪ ૧૭. પૃ. ૬૪–૬૫

૧૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૭૭ ૧૯. ગ્રંથ ૨, પૃ. ૪૯૦-૪૯૨

૨૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૬૩; કયારેક એને બદલે 'ત્રિભુવનગંડ' શબ્દ પ્રયોજાતો. 'ગંડ' દેશ્ય શબ્દ છે. એનો અર્થ દાંડપાશિક અર્થાત્ રક્ષક થાય છે (R. C. Parikh, *op. cit.*, p. CLXVII ).

૨૧. R. C. Parikh, *op. cit.*, p. CLXVII

૨૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૭૧, ૨૭૮–૨૭૯ ૨૩. પ્ર. ચિ., પૃ. ૬૫

૨૩અ. આ સ્થળના અભિજ્ઞાન માટે જુઓ R. C. Parikh, *op. cit.*, p. CLXV. શુક્લતીર્થ પાસેના ભાલોદ કરતાં ધોળકા પાસેનું ભાલોદ વધારે સંભવિત છે. પરંતુ સોમનાથ માટે ઘણું દૂર પડે. ગિરનારની તળેટી પાસે બાહુલોડ હતું એ વધારે બંધ બેસે.

૨૪. एजन, पृ. ५७. આ યાત્રાવેરા માટે ૭૨ લાખની સનદ આપવામાં આવેલી, તે જયદેવે ફાડી નાખી.

૨૫. આ બિરુદનો સહુથી વહેલો જ્ઞાત પ્રયોગ ઉત્તરાધ્યયન સૂત્રની વિ. સં. ૧૧૭૯ ની હસ્તપ્રતમાં મળ્યો છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૨૬૩).

૨૫અ. હેમચંદ્રાચાર્ય જયસિંહને 'સિદ્ધિરાજ' (સિદ્ધિઓનો રાજા) કહે છે. બર્બરકને સિદ્ધ કર્યો માટે એ 'સિદ્ધરાજ' કહેવાયો એવું જિનમંડન જણાવે છે. બર્બરો 'સિદ્ધ' કહેવાતા ને તેઓને જીત્યા માટે જયસિંહ 'સિદ્ધરાજ' કહેવાયો હશે એવું શ્રી ર. છો. પરીખ સૂચવે છે (*op. cit.*, pp. CLXII, CLXIII, CLXX). સમકાલીન અભિલેખોમાં તથા ગ્રંથપ્રશસ્તિઓમાં તો એના માટે 'સિદ્ધચક્રવર્તી' બિરુદ વપરાયું છે ને એ 'બર્બરકજિષ્ણુ' કરતાં ઘણાં વર્ષ વહેલું શરૂ થયું છે.

૨૬-૨૭. *The Struggle for Empire*, p. 69

૨૮. सर्ग १४

૨૯. कीर्तिकौमुदी, स. २, श्लो. ३१-३९

૩૦. वसन्तविलास, स. ३, श्लो. २१-२२

૩૧. कुमारपालभूपालचरित, स. १, श्लो. ४१; कुमारपालप्रबन्ध, पृ. ७

૩૨. प्र. चि., पृ. ५८-५९

૩૩. જુઓ ગુ. મ. રા. ઇ., પૃ. ૨૬૨-૨૬૬.

૩૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૮૮: શ્રી ર. છો. પરીખે જ્યેષ્ઠવાળા વિ. સં. ૧૧૯૨ ને ચૈત્રાદિ ગણ્યું છે (*op. cit.*, p. CLXXVI), પણ તો ત્યારે ઈ. સ. ૧૧૩૫ નો મે મહિનો આવે, જ્યારે એ વર્ષના નવેંબર સુધી તો યશોવર્મા માળવામાં રાજ્ય કરતો હતો.

૩૫. એજન, પૃ. ૨૮૬

૩૬. એજન, પૃ. ૨૮૪; *C. G.*, pp. 73 ff.

૩૭. ગુઐલે, ભા. ૩, લેખ નં. ૧૪૪ અ; ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૨

૩૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૧

૩૯. *C. G.*, p. 76

૪૦. प्रभावकचरित, हेमचन्द्रसूरिप्रबन्ध, श्लो. ७८-११५. વળી જુઓ प्र. चि., पृ. ६०-६१.

૪૧. सुरथोत्सव, स. १५, श्लो. २२; कीर्तिकौमुदी, स. २, श्लो. २६

૪૨. R. C. Parikh, *op. cit.*, p. CLXXX

૪૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૪-૨૯૫

૪૪. ગુઐલે., ભા. ૩, લેખ નં. ૧૪૯ બ

૪૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૪

૪૬. *C. G.*, p. 81

૪૭. सर्ग १२

૪૮. स. २, श्लो. ३३

૪૯. कीर्तिकौमुदी, स. २, श्लो. ३८; જયસિંહસૂરિ પણ એવું જણાવે છે (कुमारपाल-भूपालचरित, स. १, श्लो. ५२).

૫૦. ડૉ. બ્યૂલરે એ કોળી, ભીલ કે પ્રાયઃ મેર હોવાની કલ્પના કરેલી (*IA*, Vol. VI, p. 186).

૫૧. *B. G.*, Vol. I, Part 1, pp. 174 f.

૫૨. વિ. સં. ૧૧૯૩ ના ગાળા શિલાલેખમાં એ બિરુદ નથી, જ્યારે એ વર્ષના તામ્રપત્રમાં છે (ગુઐલે., ભા. ૩, લેખ નં. ૧૪૩ બ), પરંતુ આ દાનપત્ર ખરું હોવાની ખાતરી નથી. વિ. સં. ૧૧૯૫ ના ઉજ્જૈન શિલાલેખમાં ચારેય બિરુદ આપેલાં છે (ગુ. મ. રા ઈ., પૃ. ૨૬૬).

૫૨અ. वाग्भटालंकार માં બર્બરકે સિપ્રા નદી પર સેતુ બાંધ્યાનું જણાવ્યું છે (૪.૧૫૨). આ બનાવ માલવવિજય પહેલાં બન્યો હોય, તો બર્બરક પરનો વિજય એ પહેલાં ગણવો પડે. આથી સિપ્રા પરનો સેતુ માલવવિજય પછી બંધાયો હશે, માળવા સાથેના સંપર્કની સરળતા માટે.

૫૨આ. હેમચંદ્રાચાર્ય આ પરાક્રમને સહુથી પહેલાં નિરૂપે છે, પરંતુ એમાં કાલક્રમ ન પણ હોય.

૫૩. *The Struggle for Empire*, p. 86

૫૪. *Ibid.*, p. 82; ગુ મ. રા. ઇ., પૃ. ૨૯૧-૨૯૭; *C. G.*, p. 71

૫૫. कीर्तिकौमुदी, स. २, श्लो. ३३

૫૬. प्रबन्धकोश, पृ. ९१-९२; जिनमण्डन, कुमारपालप्रबन्ध, पृ. ७-८

૫૭. *C. G.*, p 77

૫૮. ગુ મ. રા. ઇ., પૃ, ૨૯૮-૨૯૯; *C. G.*, p. 77

૫૯. *The Struggle for Empire*, pp. 63 f.

૬૦. प्र. चि., पृ. ६४

૬૧. *C. G.*, p. 77

૬૨. प्र. चि., पृ. ७४

૬૩. *C. G.*, p. 445

૬૪ ગુઐલે, ભા. ૩, લેખ નં. ૧૪૯ બ

૬૫-૬૬. ગુ. મ. રા. ઇ, પૃ. ૨૯૭; *C. G.*, p. 80

૬૭. *C. G.*, p. 79

૬૮. *C. G.*, pp. 79 f.

૬૯. कुमारपालप्रबन्ध, पृ. ६

૭૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૯-૩૦૦

૭૧. એજન, પૃ. ૨૬૨, ૨૬૬; *C. G.*, pp. 82 f.

૭૨. ગુઐલે. ભા ૨, લેખ ૧૪૪

૭૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૭૮

૭૪. ગુઐલે, ભા. ૩, લેખ ૧૪૪ બ

૭૫. એજન, લેખ ૧૪૪ અ અને ૧૪૪ ક.

૭૬-૭૭ *C. G.*, p. 490

૭૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૬૬; *C. G.*, p. 82

૭૯. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૦૫-૩૦૭; *C. G.*, pp. 83 ff.

૮૦. ગુ મ. રા. ઇ., પૃ. ૩૦૭-૩૦૮

૮૧. એજન, પૃ. ૩૦૮-૩૧૧

૮૧અ. द्वयाश्रय, स १५, श्लो. १८-३६

૮૧આ. एजन, श्लो. ११४-१२३. એના કીર્તિસ્તંભ પર શ્રીપાલ-કૃત પ્રશસ્તિ કોતરી હતી, તેનો એક ખંડ મળ્યો છે.

૮૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૦૦-૩૦૩. શ્રી. ર. છો. પરીખ સૂચવે છે તેમ જસમા અને રાણકદેવીના સંબંધમાં પ્રચલિત થયેલ કલંકકથાઓ અલૌકિક વ્યક્તિત્વ ધરાવતી મહાન વ્યક્તિઓ માટે લોકોમાં પ્રચલિત કલંકકથાઓમાં પ્રતિબિંબિત થતા સામાજિક લોક-માનસની જ દ્યોતક ગણાય.

૮૩. એજન, પૃ. ૩૦૪-૩૦૫

૮૪. द्वयाश्रय, स. १५, श्लो. १६

૮૫. एजन, स. १५, श्लो. ११५

૮૫અ. द्वयाश्रय, स. १५, श्लो. ९७-९८

૮૫આ. R. C. Parikh, *op. cit.*, p. CLXXXV

૮૫ઈ. महालयो महायात्रा महास्थानं महासरः । यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥ प्र. चि., पृ. ७५

૮૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૧૪

૮૬અ. R. C. Parikh, *op. cit.*, pp. CCLIII–CCLIV

૮૭. ગુ. મ. રા ઇ, પૃ. ૩૧૮

૮૭અ. द्वयाश्रय, स. १५, श्लो. १६

૮૭આ. द्वयाश्रय, स. १५, श्लो. ६३-८८

૮૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૧૫-૩૧૬

૮૯. એજન, પૃ. ૩૧૦-૩૨૦. લોકકથામાં તથા ભવાઈમાં એ 'સધરા જેસંગ' તરીકે જાણીતો છે. વિક્રમની જેમ એ રાત્રે ગુપ્ત વેશે નગરચર્યાએ નીકળતો (द्वयाश्रय,स.१३). હેમચંદ્રાચાર્ય જેવા સમકાલીન કવિ પણ એની સિદ્ધિઓની વાતોથી પ્રભાવિત થયા હતા. શ્રી. ર. છો. પરીખ નોંધે છે તેમ જયસિંહ પોતાના સમયમાં અલૌકિક લક્ષણ ધરાવતો ગણાય એવું અસામાન્ય વ્યક્તિત્વ ધરાવતો (*I. H. G.*, p. CLXII).

૯૦. प्र. चि. સિદ્ધરાજ જયસિંહદેવે સં. ૧૧૫૦ થી ૪૯ વર્ષ રાજ્ય કર્યું (પૃ. ૭૬) ને કુમારપાલે સં. ૧૧૯૯ થી ૩૧ વર્ષ રાજ્ય કર્યું (પૃ. ૯૫) એવું જણાવે છે; વળી વિચારશ્રેણી હેમચંદ્રાચાર્યના મુખે સં. ૧૧૯૯ વર્ષે કાર્તિક વદિ ૨ રવિવારે કુમારપાલનો પટ્ટાભિષેક જણાવે છે (પૃ. ૬), અણહિલવાડના ચાવડા રાજાઓનો રાજ્યકાલ ૧૯ વર્ષ મોડો (સં. ૮૨૧ થી ૧૦૧૭) આપે છે ને એ અનુસાર સોલંકી વંશનો આરંભ સં. ૯૯૮ ને બદલે સં. ૧૦૧૭ માં જણાવે છે, પરંતુ પછી મૂલરાજનો રાજ્યકાલ ૫૫ ને બદલે ૩૫ વર્ષ આપતાં, ચામુંડરાજનાં ૧૩ વર્ષ સમૂળાં રદ કરતાં અને વલ્લભરાજનો રાજ્યકાલ ૦॥ વર્ષને બદલે ૧૪ વર્ષનો જણાવતાં, દુર્લભરાજના રાજ્યારંભથી प्र. चि. ની અને वि. श्रे.ની અનુશ્રુતિની વર્ષસંખ્યા સરખી આવે છે.

૯૧. *C. G.*, p. 473

૯૨. *C. G.*, p. 202

શ્રી. દુ. કે. શાસ્ત્રી વર્ષ ગણવાની જુદી પ્રદ્ધતિને લઈને આ લેખમાં જણાવેલું વર્ષ સં. ૧૨૦૦ હોવા છતાં ખરેખર સં. ૧૧૯૯ નું હોઈ શકે એવું સૂચવે છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૨૩). આવો ફેર ચૈત્રથી આસો સુધીના સમયને લાગુ પડે, પરંતુ કાર્તિકમાં તો એ બિલકુલ સંભવિત નથી.

પરંતુ બાલીના લેખમાં વંચાયેલા ૦૦ આંકડા સંદિગ્ધ ગણાય.

સં. ૧૧૯૯ ના માઘની પ્રશસ્તિમાં થયેલો કુમારપાલના રાજ્યનો ઉલ્લેખ (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૨૩) પરથી સં. ૧૧૯૯ ના વર્ષની અનુશ્રુતિને સબળ સમર્થન મળે છે. આથી બાલીના લેખમાંના આંકડા [૧૧]૮૦ કે [૧૧]૯૦ હોવા જોઈએ.

દાહોદના શિલાલેખમાં જણાવેલ સં. ૧૨૦૨ ને એના સંપાદક શ્રી. હરિ હર્ષદ ધ્રુવે સિદ્ધરાજના સમયનું માનીને એ રાજા સં. ૧૨૦૨ સુધી રાજ્ય કરતો હોવાનું ધારેલું (*IA*, Vol X, p. 161), પરંતુ ડૉ. બ્યૂલર નોંધે છે તેમ આ વર્ષને સિદ્ધરાજના રાજ્યકાલ પછીનું ગણવું જોઈએ (*Ibid.*, p. 162).

૯૩ द्व्याश्रय, स. ११, श्लो. ११५–११६

९४. जयसिंहसूरि, कुमारपालभूपालचरित्र, स. १, श्लो. ३५–३९; स २, श्लो. १–२०; जिनमण्डन, कुमारपालप्रबन्ध, पृ. ३–१७

૯૫. *C. G.*, p. 91

९६. प्रभावकचरित, २२, ३५६–४१७; प्र. चि., पृ ७७–७९; कुमारपालभूपालचरित्र, ३, २३–४७५; कुमारपालप्रबन्ध, पृ. १७–३४

९७. पृ. ७८

९८. पृ. ९

૯૯. *C. G.*, pp. 99 and 4 73 f.

૧૦૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૨૩

૧૦૧. દુ. કે. શાસ્ત્રી સિદ્ધરાજનું મૃત્યુ ઈ. સ. ૧૧૪૨ ના નવેંબરમાં અને કુમારપાલનું રાજ્યારોહણ ડિસેંબરની આખરમાં જણાવે છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૨૯) એમાં કંઈ સરતચૂક લાગે છે. એ વર્ષે કા. સુ. ૩ ઑક્ટોબરમાં ને મા. સુ. ૪ નવેંબરમાં હતી.

१०२. प्र. चि., पृ. ७८–७९; कु. भू. च., पृ. ४७६–५१६; कु. प्र., पृ. २७

१०३. द्व्याश्रय, स. १६–१९

१०४. प्र. चि., पृ. ७९. હેમચંદ્ર એને હસ્ત્યારોહીઓનો ઉપરી કહે છે (द्व्याश्रय, १६, २४). રાજશેખર એને માળવાનો રાજપુત્ર કહે છે (प्र. को., पृ. ५२).

१०५. प्र. को., पृ. ५२; कु. भू. च,. ४, १७२–२१२; कु. प्र., पृ. ३९

१०६. प्र. च., प्र. २२. श्लो. ४१७–४६२; प्र. चि., पृ. ७९; कु. भू. च., ४, २१३–४२१; कु. प्र., पृ. ३१–४१

૧૦૭. *C. G.*, p. 106

૧૦૮. *IA*, Vol. XLI, p. 194

૧૦૯. ચિતોડના સં. ૧૨૦૭ ના બે શિલાલેખ (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૨).

"પંચાશક વૃત્તિ"ની પુષ્પિકામાં પલ્લી(પાલી)માં લડાઈ થવાથી એ પ્રત અધૂરી રહેલી તે સં. ૧૨૦૭ માં અજમેરમાં પૂરી થયાનું જણાવ્યું છે (*C. G.*, pp. 106 f.). પાલીમાં કુમારપાલના સમયનો સં. ૧૨૩૯ નો લેખ મળ્યો છે (ગુએલે., ભા. ૩, લેખ નં. ૧૪૮ અ)

૧૧૦ *C.* G., pp. 106 ff.

૧૧૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૨–૩૩૩, ૩૪૩

११२. द्व्याश्रय, स. १६ श्लो. ८, २३

અભયતિલકગણિ એનો સેનાપતિ કાક નામે દ્વિજ હોવાનું જણાવે છે.

૧૧૩. एजन, स. १९, श्लो. ९५–१२५   ૧૧૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૪૮

૧૧૫. द्वयाश्रय, स. १६, श्लो. ८ પરની ટીકામાં

૧૧૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૪૭, શ્લો. ૧૫   ૧૧૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૪૬

૧૧૮. *C. G.*, pp. 454 f. અભયતિલકે તો એને માળવામાંના ગોનર્દનો વતની માન્યો છે (द्वयाश्रय, स. १६, श्लो. १७ પરની ટીકા).

૧૧૯. ગુઐલે, ભા. ૨, લે. ૧૫૦–૧૫૧

૧૨૦. *The Struggle for Empire*, pp. 82 f.

૧૨૧. *C. G.*, p. 116   ૧૨૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૫૪–૩૫૫; *C. G.*, p. 109

૧૨૩. *C. G.*, p. 109   ૧૨૪. *Ibid.*, pp. 110 f.

૧૨૫. द्वयाश्रय (प्राकृत), स. ६, श्लो. ४०–७२

૧૨૬. वसन्तविलास, स. ५, श्लो. ४३; प्रभावकचरित, २२, ७२६

૧૨૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૪૭–૩૫૧

૧૨૭અ. R. C. Parikh, *op. cit.*, p. CCXV

૧૨૮. स. ६, श्लो. ७२–९६

૧૨૯. स. १२, श्लो. ५२ (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૫૫, પા. ટી. ૩)

૧૩૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૫૫   ૧૩૧. ગુઐલે, ભા. ૩, લેખ ૧૪૪ ડ

૧૩૨. એજન, ભા. ૨, લેખ ૧૪૫   ૧૩૩. એજન, લેખ ૧૫૫

૧૩૪. એજન, ભા. ૩, લેખ ૧૪૪ ક   ૧૩૫. *EI*, Vol. II, pp. 421 ff.

૧૩૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૪૬   ૧૩૭. એજન, લેખ ૧૪૮ ક

૧૩૮. એજન, ભા. ૩, લેખ ૧૪૮ અ, ૧૪૮ બ, ૧૪૯ અ

૧૩૯. એજન, લેખ ૧૫૦–૧૫૧   ૧૪૦. એજન, ભા. ૩, લેખ ૧૪૮ ઠ

૧૪૧. એજન, લેખ ૧૪૯ બ   ૧૪૨. *C. G.*, pp. 92 ff.

૧૪૩. *Ibid.*, pp. 119 ff.   ૧૪૪. जिनमण्डन, कुमारपालप्रबन्ध, पृ. ६७

૧૪૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૬૪ બ   ૧૪૫અ. द्वयाश्रय, स. २०, श्लो. ९०–९७

૧૪૫આ. एजन, श्लो. १०१   ૧૪૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૬૭–૩૭૦

૧૪૭. प्र. चि., पृ. ८६–८८

૧૪૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૭૦; રાજાએ અણહિલ્લપુરમાં અને દેવપત્તનમાં પાર્શ્વનાથનાં દેરાસર બંધાવ્યાનું હેમચંદ્રાચાર્ય જણાવે છે (द्वयाश्रय, स. २०, श्लो. ९८–९९).

૧૪૯. ગુઐલે, ભા. ૩, લે. ૨૪૧ અ

૧૫૦. प्र. चि., पृ. ८६   ૧૫૧. प्र. चि., पृ. ८६

૧૫૨. द्वयाश्रय, स. २०, श्लो. ३८–८९; प्र. चि., पृ. ८६

૧૫૨અ. द्वयाश्रय, स. २०, श्लो. १००   ૧૫૩. प्र. चि., पृ. ९५–९६

૧૫૪. ગુઐલે, ભા. ૨, લેખ ૧૫૬. આ વર્ષ કાર્તિકાદિ છે.

૧૫૫. प्र. को., पृ. ९८; कु. भू. च., १०, १०७–२६७; कु. प्र., पृ. ११३–११४

૧૫૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૯૧; *C. G.*, pp. 125 ff.

## પ્રકરણ ૫

# સોલંકી રાજ્યની આથમતી કલા

સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાલના સમયમાં સોલંકી રાજ્યે ભોગવેલી સત્તા અને જાહોજલાલી તેઓના ઉત્તરાધિકારીઓના સમયમાં મંદ પડતી ગઈ. જૈન પ્રબંધો કુમારપાલના ઉત્તરાધિકારીઓ વિશે ઘણી ઓછી માહિતી આપે છે.

### ૯. અજયપાલ

કુમારપાલ અપુત્ર હોઈ એના મૃત્યુ પછી એના ભાઈ મહીપાલનો પુત્ર[1] અજયપાલ ગાદીએ આવ્યો ( સં. ૧૨૨૯–ઈ. સ. ૧૧૭૨ ). કુમારપાલ પોતાના દૌહિત્રને ગાદી આપવા માગતો હતો ને એથી અજયપાલે કુમારપાલને વિષ આપેલું એ અનુશ્રુતિ[2] પછીથી ઊપજી હોઈ શ્રદ્ધેય જણાતી નથી. એવી રીતે રાજા થયા પછી અજયપાલે પૂર્વજોના પ્રાસાદોનો નાશ કર્યો, કપર્દી મંત્રીને મહામાત્યપદ આપીને રાતે મારી નંખાવ્યો, કવિ રામચંદ્રને મારી નંખાવ્યો ને પોતાનો આદર ન કરનાર આમ્રભટને પણ મારી નંખાવ્યો એવી વાતો મેરુતુંગે પ્રબંધચિંતામણિમાં નોંધી છે,[3] પરંતુ આ વાતો સાંપ્રદાયિક દૃષ્ટિએ પાછળથી ઊપજી લાગે છે. અજયપાલ પોતે પરમ માહેશ્વર હતો એ ખરું છે,[4] પરંતુ એથી એ જૈનધર્મ-વિરોધી હતો એવું ફલિત થતું નથી. એના સમયના તેમજ એ પછીના નજીકના સમયના જૈન કવિઓ તો અજયપાલની પ્રશંસા કરે છે.[5]

અજયપાલ માળવાના ભીલસા પ્રદેશ પર સત્તા ધરાવતો હતો.[6] એનો મહામાત્ય સોમેશ્વર હતો. મંડલેશ્વર વયજલદેવ નર્મદાતટ મંડલનો વહીવટ કરતો હતો.[7] એને લગતા અભિલેખ સં. ૧૨૨૯ (ઈ. સ. ૧૧૭૩) અને સં. ૧૨૩૧ (ઈ. સ. ૧૧૭૫) ના છે. એનો ઊંઝા શિલાલેખ પણ સં. ૧૨૩૧ (ઈ. સ. ૧૧૭૫)નો છે.[8] એના સમયમાં લખાયેલી એક હસ્તપ્રત સં. ૧૨૩૨ (ઈ. સ. ૧૧૭૫)ની છે.[9]

અજયપાલના ઉત્તરાધિકારીઓના અભિલેખોમાં અજયપાલે શાકંભરીના રાજાને કર આપતો કર્યાનો ઉલ્લેખ આવે છે. એ સમયે શાકંભરીમાં સોમેશ્વર રાજ્ય કરતો હતો, જે સિદ્ધરાજનો દૌહિત્ર હતો. અજયપાલે સોમેશ્વરને વશ કરી એની પાસેથી હાથીઓ અને મંડપિકારૂપે કર લીધો લાગે છે.[10]

મેવાડના ગૂહિલ રાજા સામંતસિંહ સાથે સંઘર્ષ થતાં અજયપાલે એની સાથે યુદ્ધ કર્યું, ત્યારે અજયપાલ ઘવાતાં પુરોહિત કુમારે એને સાજો કરેલો ને આબુના

સામંત ધારાવર્ષના ભાઈ પ્રહ્લાદને એનું રક્ષણ કરેલું.[11] આ વિગ્રહથી સામંતસિંહને કંઈ પ્રાદેશિક લાભ મળ્યો લાગતો નથી.[12] આમ અજયપાલે પોતાના પૈતૃક રાજ્યને યથાતથ ટકાવી રાખ્યું.

પ્રબંધચિંતામણિમાં જણાવ્યા મુજબ વયજલદેવ નામે પ્રતીહારે છરી વડે અજયપાલને મારી નાંખ્યો.[13] આ રાજાએ માત્ર ત્રણ વર્ષ સં. ૧૨૨૯(ઈ. સ. ૧૧૭૨) થી સં. ૧૨૩૨ (ઈ. સ. ૧૧૭૬[14]) સુધી રાજ્ય કર્યું.

અજયપાલને બે પત્ની હતી–નાઇકિદેવી અને કર્પૂરદેવી; અને ઓછામાં ઓછા બે પુત્ર હતા: મૂલરાજ અને ભીમદેવ.

## ૧૦. મૂલરાજ ૨ જો

અજયપાલ પછી એનો મોટો પુત્ર મૂલરાજ ૨ જો ગાદીએ આવ્યો. પ્રબંધચિંતામણિમાં એને 'બાલ મૂલરાજ' અને વિચારશ્રેણીમાં 'લઘુ મૂલરાજ' કહ્યો છે. એની માતા નાઇકિદેવી પરમર્દી રાજાની પુત્રી હતી. એ પરમર્દી ગોવાનો કદંબ રાજા શિવચિત્ત–પરમર્દી હોવાનું મનાય છે, પરંતુ એ ચંદેલ્લ રાજા પરમર્દી હોવાનો વિશેષ સંભવ રહેલો છે.[15] મૂલરાજનો રાજ્યકાલ પ્રબંધચિંતામણિમાં[16] સં. ૧૨૩૩ થી ૧૨૩૫ (ઈ. સ. ૧૧૭૭ થી ૧૧૭૯) નો અને વિચારશ્રેણીમાં[17] સં. ૧૨૩૨ થી ૧૨૩૪ ( ઈ. સ. ૧૧૭૬ થી ૧૧૭૮ ) નો જણાવ્યો છે. મૂલરાજનું દાનશાસન[18] સં. ૧૨૩૨(ઈ. સ. ૧૧૭૬) નું મળ્યું હોઈ, અહીં વિચારશ્રેણીમાં જણાવેલું વર્ષ સ્વીકાર્ય છે.

એ વર્ષે મૂલરાજે અજયપાલની રાણી કર્પૂરદેવીની ઉત્તરક્રિયા દરમ્યાન એની શય્યાનું દાન લેનાર નાગર બ્રાહ્મણ પ્રભાકરને ભૂમિદાન દીધું. આ પરથી મૂલરાજની એ અપર માતાનું મૃત્યુ એના રાજ્યારોહણ પછી થયું જણાય છે.

એના ઉત્તરાધિકારીઓનાં ઘણાં દાનપત્રોમાં[19] 'મૂલરાજે ગર્જનકના દુર્જય અધિરાજને યુદ્ધમાં પરાભૂત કર્યાનો' ઉલ્લેખ આવે છે; ને બાકીનાં દાનપત્રોમાં[20] એને 'મ્લેચ્છરૂપી તમોરાશિથી છવાયેલા મહીવલયને ઉજાસ આપનાર બાલાર્ક' તરીકે વર્ણવ્યો છે. કીર્તિકૌમુદી, વસંતવિલાસ, સુકૃતસંકીર્તન અને સુકૃતકીર્તિકલ્લોલિનીમાં પણ મૂલરાજે મુસ્લિમોને હરાવ્યાનો ઉલ્લેખ આવે છે.[21] પ્રબંધચિંતામણિ જણાવે છે કે માતા નાઇકિદેવીએ બાલ સુતને ખોળામાં રાખીને ગાડરારઘટ્ટ નામના ઘાટમાં સંગ્રામ કરી મ્લેચ્છ રાજા પર વિજય મેળવ્યો.[22] એ સમયે મૂલરાજ ખોળામાં રાખવા જેટલો નાનો નહિ હોય, પરંતુ ઇંદ્રના પુત્ર જયંતનો પાઠ ભજવી શકે તેવડો 'બાલ' અથવા ઉત્તરાધિકારીઓનાં દાનશાસનો જણાવે

છે તેવો 'બાલ અર્ક' અર્થાત્ નવજવાન હોવો જોઈએ.[૨૩] એનું આ પરાક્રમ એના દાનશાસનના સમય સં. ૧૨૩૨ (ઈ. સ. ૧૧૭૬) પછી ને સં. ૧૨૩૪ (ઈ. સ. ૧૧૭૭-૭૮) સુધીમાં થયું હોવું જોઈએ, કેમકે એ વર્ષે એનું રાજ્ય સમાપ્ત થયું હતું.

મૂલરાજે પાછું હઠાવેલું આ મુસ્લિમ આક્રમણ કયું હશે ? મુસ્લિમ તવારીખ જણાવે છે કે હિ. સ. ૫૭૪ (ઈ. સ. ૧૧૭૮) માં ઘૂરના ઘિયાસુદ્દીન મુહમ્મદે નીમેલા ગઝનીના સૂબા શિહાબુદ્દીન ઉર્ફે મુઈઝુદ્દીન મુહમ્મદે નહરવાલા (અણહિલવાડ) પર ચડાઈ કરી; રાજા ભીમદેવ નાની વયનો હોવા છતાં મોટા લશ્કર સાથે સામો આવ્યો. એણે મુસલમાનોને હરાવી પાછા નસાડયા.[૨૪] અહીં મૂલરાજને બદલે થોડા વખતમાં એની જગ્યાએ ગાદીએ આવેલા ભીમદેવનું નામ આપ્યું છે એ દેખીતી ભૂલ છે. ગાડરારઘટ્ટ આબુની તળેટીમાં આવ્યું લાગે છે. આ લડાઈમાં નાડોલના ચાહમાન રાજા કેલ્હણે તથા એના ભાઈ કીર્તિપાલે પણ મુસ્લિમોને હરાવવામાં મદદ કરી હતી.[૨૫] આમ સિદ્ધરાજ તથા કુમારપાલના સમયમાં જામેલી સોલંકી સૈન્યની તાકાત હજી સાબૂત રહી હતી.

આ અરસામાં વળી ગુજરાતમાં ભારે દુકાળ પડયો. પુરોહિત કુમારે રાજા પાસે મહેસૂલ માફ કરાવ્યું.[૨૬]

સિદ્ધરાજના સમયથી માળવા ગુજરાતના સોલંકી રાજ્યનો અંતર્ગત ભાગ બની રહ્યું હતું, પરંતુ યશોવર્માના પૌત્ર વિંધ્યવર્માએ સોલંકી રાજ્યની આ વિષમ સ્થિતિનો લાભ લઈ સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. મહામાત્ય કુમારે સેનાની આગેવાની લઈ વિંધ્યવર્મા સામે આક્રમણ કર્યું ને એને સમરાંગણમાંથી ભગાડી, એના રાજ્યમાં આવેલા ગોગસ્થાનનો નાશ કરી ત્યાં કૂવો ખોદાવ્યો.[૨૭] આમ મૂલરાજ ૨ જાના સમયમાં માળવા પર સોલંકી રાજ્યનું શાસન ચાલુ રહ્યું લાગે છે.

ગર્જનક(ગઝના)ની મુસ્લિમ ફોજને પાછી હઠાવ્યા પછી મૂલરાજ થોડા જ સમયમાં અકાળ અવસાન પામ્યો. આમ એ નવજવાન રાજાએ માત્ર બે વર્ષ (ઈ. સ. ૧૨૭૬-૧૨૭૮) જ રાજ્ય ભોગવ્યું.

## ૧૧. ભીમદેવ ૨ જો

મૂલરાજ ૨ જા પછી એનો નાનો ભાઈ ભીમદેવ ૨ જો ગાદીએ આવ્યો. મૂલરાજની જેમ એ પણ રાજ્યારોહણ સમયે નાની વયનો અર્થાત્ નવજવાન હતો. એ વિ. સં. ૧૨૩૪(ચૈત્રાદિ ૧૨૩૫, ઈ. સ. ૧૧૭૮)માં ગાદીએ આવ્યો ને એણે ૬૩ વર્ષ અર્થાત્ વિ. સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨) સુધી રાજ્ય કર્યું.[૨૮]

## અભિલેખો

આ રાજાના સમયના અનેક અભિલેખ મળ્યા છે, જેમાંના ઘણા દાનશાસન-રૂપે છે. એમાંનો પહેલો લેખ (ઈ. સ. ૧૧૭૮) કિરાટકૂપ(કિરાડુ)માં ભીમદેવનું આધિપત્ય દર્શાવે છે.[૨૯] ત્યારે ત્યાં મહારાજપુત્ર મદનબ્રહ્મદેવ રાજ્ય કરતો હતો. આ લેખમાં તુરુષ્કોએ ભાંગેલી મૂર્તિની જગ્યાએ નવી મૂર્તિની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ આવે છે. તામ્રપત્રો પર કોતરેલાં દાનશાસન[૩૦] સં. ૧૨૪૨ થી ૧૨૯૬ (ઈ. સ. ૧૧૮૬ થી ૧૨૪૦)નાં છે, જેમાં મુખ્યત્વે સારસ્વતમંડલના જુદા જુદા પથકોનો ઉલ્લેખ આવે છે. એમાં ભીમદેવ માટે 'પરમભટ્ટારક–મહારાજાધિરાજ–પરમેશ્વર' એ ત્રણ મહાબિરુદો ઉપરાંત શરૂઆતમાં 'અભિનવસિદ્ધરાજ' (સં. ૧૨૫૬ થી ઈ. સ. ૧૨૦૦) અને આગળ જતાં વળી 'સપ્તમચક્રવર્તી' (સં. ૧૨૮૩ થી ઈ. સ. ૧૨૨૭) બિરુદ ઉમેરાય છે. ક્યારેક 'બાલનારાયણાવતાર' બિરુદ પણ પ્રયોજાતું. આ પરથી માલૂમ પડે છે કે આ રાજા પોતાના વંશમાં અભિનવ-સિદ્ધરાજ હોવાનો તથા પુરાણપ્રસિદ્ધ છ ચક્રવર્તીઓ[૩૧] પછીનો સાતમો ચક્રવર્તી હોવાનો દાવો કરતો.

આ રાજાએ જે દેવાલયોને ભૂમિદાન દીધાં તેઓમાંનાં કેટલાંક ખાસ નોંધ-પાત્ર છે. લીલાપુરમાં ભીમેશ્વરદેવ અને લીલેશ્વરદેવનાં મંદિર હતાં.[૩૨] લીલાપુર એની રાણી લીલાદેવીના નામ પરથી કરીરા ગ્રામ અને માલકતંરિ ગ્રામની વચ્ચે વસ્યું હતું. લીલાદેવી ચાહુઆણ(ચાહમાન કે ચૌહાણ) રાણક સમરસિંહની પુત્રી હતી. સમરસિંહ જાબાલિપુર(જાલોર)નો ચાહમાન રાણો હતો ને નાડોલના કીર્તિ-પાલનો પુત્ર હતો. લીલાપુરમાં આવેલાં આ બે મંદિર રાજા ભીમદેવ તથા રાણી લીલાદેવીનાં નામો પરથી બંધાવેલાં શિવાલય હતાં. મંડલીમાં આવેલું મૂલેશ્વર-દેવનું મંદિર[૩૩] તો મૂલરાજ ૧ લાના સમયનું હતું.[૩૪] બીજાં બે નવાં મંદિર સલખણપુરમાં આવેલાં હતાં. સોલંકી રાણા લૂણપસાકની માતા સલખણદેવીના નામ પરથી સલખણપુર વસ્યું હતું ને એમાં લૂણપસાકે પોતાનાં પિતા તથા માતાનાં નામો પરથી આનલેશ્વરદેવ અને સલખણેશ્વરદેવનાં મંદિર કરાવ્યાં હતાં.[૩૫] આ લૂણપસાક તે વાઘેલા–સોલંકી રાણો લવણપ્રસાદ છે, જે આનાક(અર્ણોરાજ)નો પુત્ર હતો. લૂણપસાકના પુત્ર રાણક વીરમે ઘૂસડી (વીરમગામ) ગામમાં વીરમેશ્વર-દેવ તથા સૂમલેશ્વરદેવનાં મંદિર બંધાવ્યાં હતાં.[૩૬] સૂમલેશ્વર મંદિર મહારાણી સૂમલદેવીના નામ પરથી બંધાયું હતું.

સૌરાષ્ટ્રને લગતા કેટલાક સમકાલીન શિલાલેખોમાં ભીમદેવના આધિપત્યનો નિર્દેશ આવે છે.[૩૭] સુરાષ્ટ્રમંડલમાં પહેલાં સોમરાજદેવ ને પછી સામંતસિંહ વહીવટ કરતો. ભીમદેવે સોમનાથ મંદિરમાં મેઘધ્વનિ કે મેઘનાદ નામે મંડપ

કરાવ્યો હતો. ટિમાણા ( જિ. ભાવનગર )માં જગમલ્લ નામે મેહર રાજા રાજ્ય કરતો હતો. આ પરથી સૌરાષ્ટ્રના જુદા જુદા ભાગમાં ભીમદેવના આધિપત્ય નીચે જુદા જુદા સામંતોનું રાજ્ય પ્રવર્તતું હોવાનું માલૂમ પડે છે.

વિ. સં. ૧૨૪૭(વિ. સ. ૧૧૯૧)ની હસ્તપ્રતની પુષ્પિકા પરથી ત્યારે ભરૂચમાં ભીમદેવનું શાસન પ્રવર્તતું હોવાની પ્રતીતિ થાય છે.[૩૮] વિ. સં. ૧૨૪૨(ઈ. સ. ૧૧૮૬)ના વીરપુરા તામ્રપત્ર પરથી તેમજ વિ. સં. ૧૨૫૩(ઈ. સ. ૧૧૯૭) ના દિવાસા પ્રતિમાલેખ પરથી વાગડ( ડુંગરપુર–વાંસાવાડા ) પ્રદેશમાં ભીમદેવની સત્તા ચાલુ હોવાનું માલૂમ પડે છે.[૩૯]

આહડના તામ્રપત્ર[૩૯અ] પરથી સં. ૧૨૬૩(ઈ. સ. ૧૨૦૭) સુધી સોલંકી રાજાઓની સત્તા મેવાડમાં ચાલુ રહી હોવાની પ્રતીતિ થાય છે, કેમકે એમાં ભીમદેવે મેદપાટમંડલમાંથી ભૂમિદાન દીધું છે.

એવી રીતે આબુના પરમાર રાજ્ય પર પણ સોલંકી રાજાઓનું આધિપત્ય ચાલુ હતું. સં. ૧૨૬૫(ઈ. સ. ૧૨૦૯)ના શિલાલેખમાં ચંદ્રાવતીના માંડલિક તરીકે ધારાવર્ષદેવનો તથા એના યુવરાજ તરીકે પ્રહ્‌લાદનદેવનો ઉલ્લેખ આવે છે.[૪૦] એમાં પ્રહ્‌લાદનદેવને ષડ્‌દર્શનોમાં તથા સકલ કલાઓમાં નિષ્ણાત કહ્યો છે. સં. ૧૨૮૭ (ઈ. સ. ૧૨૩૦)માં તેજપાલે આબુ પર નેમિનાથનું મંદિર બંધાવ્યું ત્યારે ત્યાં ધારાવર્ષનો પુત્ર મંડલેશ્વર સોમસિંહદેવ રાજ્ય કરતો હતો.[૪૧]

આમ ભીમદેવ સૌરાષ્ટ્ર, લાટ, વાગડ, મેવાડ, આબુ અને કિરાડુ પર આધિપત્ય ધરાવતો હતો, ને સારસ્વતમંડલનાં જુદાં જુદાં મથકોમાંથી અનેક ભૂમિદાન દેતો હતો.

### બાહ્ય આક્રમણો અને આંતરિક ખટપટો

ભીમદેવના સમયમાં આસપાસનાં રાજ્યો તરફથી સોલંકી રાજ્ય પર આક્રમણ થયા કર્યાં તેમજ રાજ્યમાં આંતરિક ખટપટો ચાલ્યા કરી.

દક્ષિણમાં કલ્યાણીના ચાલુક્યોની સત્તા કુમારપાલના સમયમાં અસ્ત પામી હતી ને ભીમદેવના સમયમાં દેવગિરિમાં યાદવોનું રાજ્ય સ્થપાયું હતું. એના રાજા ભિલ્લમ ૫ માએ માલવ અને ગુર્જર દેશ પર આક્રમણ કરીને નાડોલના ચાહમાન રાજ્યની સીમા સુધી વિજયકૂચ કરી, પરંતુ ચાહમાન રાજા કેલ્હણે એને હરાવી પાછો હઠાવ્યો.[૪૨]

માયસોરમાં હોયસાળ રાજ્યનો અભ્યુદય થયો. ત્યાંના પ્રતાપી રાજા બલ્લાલ ૨ જાથી માલવ અને ગુર્જર દેશના રાજા ગભરાતા.[૪૩]

શાકંભરીમાં સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ ૩ જો રાજ્ય કરતો હતો. એણે ભીમદેવને યુદ્ધમાં મારી નાખ્યો એ વાત ખોટી[૪૪] છે, કેમકે ભીમદેવ તો પૃથ્વીરાજના દેહાંત પછી લગભગ ૫૦ વર્ષ સુધી હયાત હતો, છતાં આબુ પાસે પૃથ્વીરાજ અને ભીમદેવનાં સૈન્યો વચ્ચે વિગ્રહ થયો હતો એ નિશ્ચિત છે. અંતે ભીમદેવના મહામાત્ય જગદેવ પ્રતીહારે પૃથ્વીરાજ સાથે સંધિ કરી(ઈ. સ. ૧૧૮૭ પહેલાં[૪૫]). ઈ. સ. ૧૧૯૨ માં પૃથ્વીરાજનો મુઈઝુદ્દીન મુહમ્મદના હાથે પરાજય થયો ને એને દેહાંત દંડની સજા થઈ. મુહમ્મદ ઘોરીના માનીતા અમીર કુત્બુદ્દીન અયબેકે ઈ. સ. ૧૧૯૭ માં અણહિલવાડ પર ચડાઈ કરી અને સોલંકી સેનાને હરાવી શહેર લૂંટ્યું. આ યુદ્ધમાં આબુના રાજા ધારાવર્ષ તથા એના ભાઈ પ્રહ્લાદનદેવે મુસ્લિમ ફોજનો સામનો કરવામાં ભીમદેવને મદદ કરી હતી. થોડા વખતમાં સોલંકી સૈન્યે મુસ્લિમ ફોજને પાછી ચાલી જવાની ફરજ પાડી. એમાં વાઘેલા રાણા લવણપ્રસાદે અગ્રિમ ભાગ લીધો હતો.[૪૬]

અયબેકે કનોજના રાજા જયચંદ્રને યુદ્ધમાં માર્યો. મુહમ્મદ ઘોરીનું મૃત્યુ થતાં અયબેકે હિંદુસ્તાનમાં પોતાની સલ્તનત સ્થાપી (ઈ. સ. ૧૨૦૬). એ પહેલાં એના સરદાર મુહમ્મદ બખ્તિયાર ખલજીએ બંગાળા અને બિહાર જીતી લીધાં.

છતાં ગુજરાતમાં સો વર્ષ સુધી હિંદુ રાજ્ય ટકી રહ્યું એ નોંધપાત્ર ગણાય.

માળવામાં પરમાર રાજા વિંધ્યવર્માએ ધારાનગરી કબજે કરી હતી. એના પુત્ર સુભટવર્માએ ગુજરાત પર ચડાઈ કરી ડભોઈ, ખંભાત, અણહિલવાડ અને સોમનાથ તરફ વિજયકૂચ કરી, પરંતુ સામંત લવણપ્રસાદને રસ્તામાં અડગ ઊભેલો જોઈને સુભટવર્મા પાછો વળી ગયો.[૪૭] સુભટવર્મા પછી એનો પુત્ર અર્જુનવર્મા ગાદીએ આવ્યો. એણે પણ ગુજરાત પર ચડાઈ કરી. આ સમયે જયસિંહ નામે ચૌલુક્ય ગુર્જરપતિ થઈ ગયો હતો. અર્જુનવર્માએ પર્વગિરિ(પાવાગઢ)ની તળેટીમાં જયસિંહને હરાવી એની પત્ની જયશ્રીનું હરણ કર્યું. મદન કૃત 'પારિજાત-મંજરી'માં આ યુદ્ધનું તથા જયશ્રીના લગ્નનું નિરૂપણ છે. આ યુદ્ધ સં. ૧૨૬૭ (ઈ. સ. ૧૨૧૧) પહેલાં બન્યું, કેમકે અર્જુનદેવના એ વર્ષના દાનપત્રમાં એનો ઉલ્લેખ થયો છે.[૪૮] ભીમદેવનો ઉલ્લેખ એ પહેલાં ઈ. સ. ૧૨૦૯ સુધીના લેખોમાં આવે છે.[૪૯]

અર્જુનવર્માએ સં. ૧૨૭૦(ઈ. સ. ૧૨૧૪)માં ભરૂચમાં સત્તા જમાવી હતી[૫૦] ત્યારે ત્યાં સિંહ નામે ચાહમાન સામંતની સત્તા પ્રવર્તતી હતી દેવગિરિના યાદવ રાજાએ લાટ પર ચડાઈ કરી ત્યારે પરમારોની મદદ ન મળતાં એ

ચૌલુક્યોનો સહારો શોધતો હતો. હવે સિંહની જગ્યાએ એનો ભત્રીજો શંખ (સંગ્રામસિંહ) સત્તારૂઢ થયો.[૫૧]

આમ સોલંકી રાજ્ય છિન્નભિન્ન થઈ ગયું. ભીમદેવના અમાત્યો અને માંડલિકો સ્વતંત્ર થઈ સત્તા પડાવતા ગયા. એમાં વાઘેલ ગામના ચૌલુક્ય(સોલંકી) લવણપ્રસાદ તથા એના પુત્ર વીરધવલે ધોળકામાં રાણક(રાણા) તરીકે સત્તા પ્રવર્તાવી. તેઓએ ધાર્યું હોત તો તેઓ અણહિલવાડની રાજગાદી લઈ શકત, પરંતુ તેઓ ગુર્જરરાજને વફાદાર રહ્યા.[૫૨] દરમ્યાન ઈ. સ. ૧૨૧૦ ના અરસામાં જયંતસિંહ નામે ચૌલુક્યે ભીમદેવનું રાજ્ય પડાવી લીધું.[૫૩] અર્જુનવર્માએ હરાવેલો ગુર્જરપતિ જયસિંહ તે આ છે. એ પરાજયના અંતે એણે પરમાર રાજા સાથે લગ્નસંબંધ બાંધી મૈત્રી સાધી.[૫૪] સં. ૧૨૮૦(ઈ. સ. ૧૨૨૩)માં એણે અણહિલપુરમાંથી ભૂમિદાન દીધું છે.[૫૫] એના દાનશાસનમાં મૂલરાજ ૧ લાથી ભીમદેવ ૨ જા સુધીની વંશાવળી આપીને એને 'એની (ભીમદેવની) પછી (એના) સ્થાને (રહેલો) મહારાજાધિરાજ–પરમેશ્વર–પરમભટ્ટારક' કહ્યો છે. એ પણ "ઉમાપતિવરલબ્ધપ્રસાદ' હતો. 'એને સંપાદિત રાજ્યલક્ષ્મીએ પોતે પસંદ કર્યો હતો.' એ ઘણો પ્રતાપી હતો. 'એણે ચૌલુક્યકુલની કલ્પલતાનું વિસ્તરણ કરીને દુઃસમયરૂપી જલધિના જલમાં ડૂબેલા ભૂમિમંડલનો ઉદ્ધાર કર્યો હતો. દુર્દૈવરૂપી દાવાનલમાં બળેલી ગુર્જર ધરાને બીજાંકુરિત કરી હતી.' એ 'એકાંગવીર' બિરુદ ધરાવતો ને 'અભિનવ સિદ્ધરાજ' કહેવાતો. આ પરથી જયંતસિંહદેવે ભીમદેવને પદભ્રષ્ટ કરી, એની જગ્યાએ પોતાની રાજસત્તા પ્રવર્તાવી ચૌલુક્ય રાજ્યનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કર્યો હોવાનું ફલિત થાય છે.

આ દરમ્યાન લવણપ્રસાદ–વીરધવલે ધોળકામાં રાણક તરીકે સત્તા દૃઢ કરી હતી. સં. ૧૨૭૬(ઈ. સ. ૧૨૨૦)માં પુરોહિત સોમેશ્વરની ભલામણથી, ભીમદેવને વિનંતી કરી, પ્રાગ્વાટ(પોરવાડ) કુલના વસ્તુપાલ તથા તેજપાલની પોતાના મહામાત્યો તરીકે નિમણૂક કરી હતી.[૫૬] યાદવ રાજા સિંઘણે લાટ દેશ પર ચડાઈ કરી ત્યારે વીરધવલે માંડલિક શંખ પાસેથી ખંભાત લઈ લીધું ને ત્યાં વસ્તુપાલની નિમણૂક કરી. શંખે ખંભાત પર ચડાઈ કરી, પણ એમાં એ ફાવ્યો નહિ. વસ્તુપાલે ખંભાતમાં વ્યવસ્થા સ્થાપી ત્યાં પોતાના પુત્ર જયંતસિંહને નીમ્યો (૧૨૨૩). સિંઘણે લાટ પર પહેલી વાર ચડાઈ કરી ત્યારે શંખે એને હરાવી પાછો કાઢેલો, પણ બીજી વાર ચડી આવીને સિંઘણે શંખને કેદ કર્યો.[૫૭]

અણહિલવાડમાં ભીમદેવની જગ્યાએ જયંતસિંહનું રાજ્ય પ્રવર્ત્યું ત્યારે લવણપ્રસાદે એ રાજા સાથે પણ સારો સબંધ રાખ્યો લાગે છે, કેમકે જયંતસિંહે

સં. ૧૨૮૦(ઈ. સ. ૧૨૨૪)માં જે ભૂમિદાન દીધું તે લવણપ્રસાદે પોતાનાં માતા-પિતાના નામે બંધાવેલાં શિવાલયોને દીધું હતું. જયંતસિંહની રાજસત્તા પંદરેક વર્ષ (લગભગ ઈ. સ. ૧૨૧૦ થી ૧૨૨૫) ટકી.

**સોલંકી રાજ્યનું સંરક્ષણ**

એ પછી થોડા વખતમાં ભીમદેવે પોતાની સત્તા પાછી મેળવી.[૫૭] એણે એ કેવી રીતે પાછી મેળવી એની માહિતી ઉપલબ્ધ નથી, પરંતુ સં. ૧૨૮૦ (ઈ. સ. ૧૨૨૪) પછી જયંતસિંહ વિશે કંઈ નિર્દેશ આવતો નથી, જ્યારે સં. ૧૨૮૩(ઈ. સ. ૧૨૨૬)થી ભીમદેવ પાછો દાનશાસન ફરમાવ્યા કરે છે એ હકીકત છે. હવે તો એ 'અભિનવ સિદ્ધરાજ' ઉપરાંત 'સપ્તમ ચક્રવર્તી' કહેવાતો, છતાં વાસ્તવમાં સોલંકી રાજ્યનું રક્ષણ લવણપ્રસાદ કરતો. ભીમદેવે એને પોતાના રાજ્યનો 'સર્વેશ્વર' બનાવ્યો ને વીરધવલને એનો યુવરાજ નીમ્યો.[૫૮]

થોડા વખતમાં દેવગિરિના યાદવ રાજા સિંઘણે ગુજરાત પર ચડાઈ કરવા પ્રયાણ કર્યું. લડાઈના ભયથી લોકોમાં ખળભળાટ મચ્યો. ખબર મળતાં લવણ-પ્રસાદ સૈન્ય લઈ સામો ગયો. સિંઘણની સેના તાપી સુધી આવી ને લવણપ્રસાદે મહી તરફ કૂચ કરી. ભરૂચ પાસે બંને સૈન્યોએ પડાવ નાખ્યો. એવામાં ઉત્તર-માંથી મારવાડના ચાર રાજાઓ ચડી આવ્યા. ગોધરા અને લાટના માંડલિક એમની સાથે ભળી ગયા. લવણપ્રસાદે સિંઘણ સાથે તાત્કાલિક સંધિ કરી એને પાછો કાઢયો (સં. ૧૨૮૮–ઈ. સ. ૧૨૩૨ માં કે એ પહેલાં[૫૯]). લવણપ્રસાદ-વીરધવલે મારવાડના રાજાઓને વશ કર્યા.[૬૦]

મીલચ્છીકાર અર્થાત્ પ્રાયઃ 'અમીરે શિકારે' મેવાડની રાજધાની નાગદા જીતી ગુજરાત પર ચડાઈ કરી ત્યારે વસ્તુપાલે આબુના રાજા ધારાવર્ષ પાસે મુસ્લિમ ફોજને આબુના ઘાટમાં અંતરાવી એના સૈનિકોમાં શિર ઉડાવી દીધાં એવી રજૂઆત થઈ છે.[૬૧] આ 'અમીરે શિકાર' તે અલ્તમશ શમ્સુદ્દીન હોવો જોઈએ.[૬૨] એવી રીતે મુઈઝુદ્દીનની માતા મક્કાની હજ કરવા જવા ગુજરાત આવી ત્યારે વસ્તુપાલે યુક્તિ વડે એને ઉપકૃત કરી સુલતાનની મૈત્રી સાધી એવી પણ અનુશ્રુતિ છે.[૬૩] આ મુઈઝુદ્દીન એ અલ્તમશનો પુત્ર મુઈઝુદ્દીન બહરામ (ઈ. સ. ૧૨૪૦–૧૨૪૨) હશે ?

તેજપાલે ગોધરાના રાજા ઘૂઘુલને વશ કર્યો.[૬૪]

સં. ૧૨૯૪(ઈ સ. ૧૨૩૮)માં વીરધવલનું અને સં. ૧૨૯૬(ઈ. સ. ૧૨૪૦) માં વસ્તુપાલનું મૃત્યુ થયું.[૬૫] વીરધવલનો ઉત્તરાધિકાર એના પુત્ર વીસલ-

દેવને મળ્યો. સં. ૧૨૯૮(ઈ. સ. ૧૨૪૨) માં ભીમદેવ ૨ જો મૃત્યુ પામ્યો.[૬૬] લવણપ્રસાદ-વીરધવલ તથા એમના મહામાત્ય વસ્તુપાલ-તેજપાલના સહારાને લઈને એનાં છેલ્લાં વર્ષ એકંદરે સુખશાંતિમાં ગયાં.

## ૧૨. ત્રિભુવનપાલ

સં. ૧૨૯૯(ઈ. સ. ૧૨૪૩)ના દાનશાસન[૬૭] પરથી ભીમદેવ ૨ જાનો ઉત્તરાધિકાર ત્રિભુવનપાલદેવને પ્રાપ્ત થયાનું માલૂમ પડે છે. પ્રબંધચિંતામણિ વિચારશ્રેણી વગેરેમાં આ રાજાનો નિર્દેશ કર્યો નથી, જ્યારે કેટલીક પટ્ટાવલીઓ ભીમદેવ ૨ જા પછી ત્રિભુવનપાલને ગણાવે[૬૮] છે ને એમાં એને ભીમદેવના પુત્ર તરીકે ઓળખાવે છે. એ સં. ૧૨૯૮(ઈ. સ. ૧૨૪૨) માં ગાદીએ આવ્યો હતો[૬૯] ને એણે બે વર્ષ અર્થાત્ સં. ૧૩૦૦(ઈ. સ. ૧૨૪૪) સુધી રાજ્ય કર્યું હતું.[૭૦] વિચારશ્રેણીમાં વીસલદેવના રાજ્યારોહણનું વર્ષ સં. ૧૩૦૦ આપેલું છે[૭૧] તેની સાથે આ વર્ષ બરાબર બંધ બેસે છે. જૈન પ્રબંધોમાં આ રાજાના આટલા ટૂંકા રાજ્યકાલનો નિર્દેશ કરવાનો પ્રસંગ પડચો નથી, પરંતુ પટ્ટાવલીઓમાં એના રાજ્યકાલનો સમાવેશ જરૂરી બન્યો છે.

ત્રિભુવનપાલે સં. ૧૨૯૯ માં વિષય પથક તથા દંડાહી પથકના એકેક ગામનું દાન રાણા લવણપ્રસાદે માતા સલખણદેવીના શ્રેય-અર્થે કરાવેલા સત્રાગાર માટે દીધું. એના દાનશાસનમાં ત્રિભુવનપાલ માટે ' મહારાજાધિરાજ-પરમેશ્વર-પરમ-ભટ્ટારક ' એ મહાબિરુદ પ્રયોજાયાં છે.

સુભટ-કૃત ' દૂતાંગદ ' નાટકની પ્રસ્તાવનામાં જણાવ્યા મુજબ એ નાટક દેવપત્તન(પ્રભાસ પાટણ)માં દોલપર્વના દિને મહારાજાધિરાજ ત્રિભુવનપાલની પરિષદની આજ્ઞાથી ભજવાયું હતું. આ પરથી ત્રિભુવનપાલના સમયમાં પણ સોલંકી રાજ્યની સત્તા સૌરાષ્ટ્રમાં ચાલુ હોવાની પ્રતીતિ થાય છે.

મેવાડમાં ગૂહિલ રાજા સામંતસિંહનો નાનો ભાઈ કુમારસિંહ આઘાટમાં ગાદીએ બેઠો હતો. ભીમદેવ ૨ જાના સમયમાં નાગદામાં ત્યાં એનો વંશજ જૈત્રસિંહ રાજ્ય કરતો હતો. એના રાજ્યમાં ચિતોડનો સમાવેશ થયો. કોટ્ટડક (કોટડા) લેતાં જૈત્રસિંહનો સેનાપતિ બાલાર્ક ત્રિભુવન રાણક સાથેના યુદ્ધમાં મરાયો હોવાના ઉલ્લેખ[૭૨] પરથી ત્રિભુવનપાલ અને જૈત્રસિંહ વચ્ચે યુદ્ધ થયાનું જાણવા મળે છે.

ત્રિભુવનપાલ એ મૂલરાજ ૧ લાના વંશનો છેલ્લો રાજા છે. એના પછી ધોળકાનો રાણો વીસલદેવ અણહિલવાડની ગાદીએ બેઠો, જે ચૌલુક્ય કુલની

બીજી શાખાનો હતો. આ રાજકુલ-પરિવર્તનનું કારણ જાણવા મળ્યું નથી. ભીમદેવ ૨ જાનું રાજ્ય ૬૩ વર્ષ જેટલો લાંબો સમય ચાલ્યું હોઈ ત્રિભુવનપાલ રાજ્યારોહણ સમયે જ વયોવૃદ્ધ હશે ને એથી એ બે વર્ષમાં કુદરતી મૃત્યુ પામ્યો હોવો સંભવે છે. એવી રીતે એ અપુત્ર હોય તો, જેમ સિદ્ધરાજથી ઉદયમતિનો વંશ અટકી ગયો તેમ, ત્રિભુવનપાલથી બકુલદેવીનો વંશ સમાપ્ત થયો હોય. પોતે સમર્થ હોવા છતાં લવણપ્રસાદ-વીરધવલે અણહિલવાડનું રાજ્ય પડાવી લીધું નહોતું તેમ વીસલદેવે પણ એ રાજ્ય બળજબરીથી પડાવી લીધું હોય એવું ભાગ્યેજ સંભવે.૭૩

આમ વિ. સં. ૯૯૮(ઈ. સ. ૯૪૨)માં સત્તારૂઢ થયેલા મૂલરાજ ૧ લાનો વંશ વિ. સં. ૧૩૦૦(ઈ. સ. ૧૨૪૪) સુધી અર્થાત્ એકંદરે ૩૦૨ વર્ષ જેટલો લાંબો સમય સત્તા પર રહ્યો.

## પાદટીપો

૧. प्र. चिं.(पृ. ९६) માં અજયદેવના સંદર્ભમાં કુમારપાલ માટે પ્રયોજાયેલા 'પિતા' શબ્દ પરથી, સોમેશ્વરે सुरथोत्सव(૧૫-૩૧) માં કુમારપાલના ઉત્તરાધિકારીનો 'સુત' તરીકે કરેલા ઉલ્લેખ પરથી અને कु. मू. च. (૧૦, ૧૧૨) માં એ બેને અપાયેલી કૂણિક-શ્રેણિકની ઉપમા પરથી ડૉ. અ. કુ. મજુમદાર અજયપાલ કુમારપાલનો પુત્ર હોવાનું અનુમાન તારવે છે *(C. G.*, pp. 126 f.*)*. પરંતુ બીજા મેરુતુંગ, અભયતિલકગણિ, રાજશેખર અને જિનમંડન એને સ્પષ્ટતઃ કુમારપાલનો ભત્રીજો કહે છે *(Ibid.)*.

२. प्र. को., पृ ९८; कु. मू. च., १०, श्लो. २०७-२९७; कु. प्र., ११३-११४

૩. पृ. ९६-९७   ૪. *C. G.*, p. 129   ૫. *Ibid.*, pp. 129 f.

૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૫૬   ૭ એજન, લેખ ૧૫૭

૮. ગુઐલે, ભા. ૩, લેખ ૧૫૭ અ   ૯. ગુ. મ. રા. ઇ, પૃ. ૩૯૩

૧૦. એજન, પૃ. ૩૯૩-૩૯૪; *C. G.*, p, 127

૧૧. એજન, પૃ. ૩૯૫-૩૯૬; *Ibid.*, p. 128   ૧૨. *Ibid.*, p. 128

૧૩. पृ. ९७

૧૪. प्र. चि. માં અજયદેવે સં. ૧૨૩૦ થી ૧૨૩૩ સુધી રાજ્ય કર્યાનું જણાવ્યું છે (पृ. ९६-९७), જ્યારે वि. श्रे. માં સં. ૧૨૨૯ થી ૧૨૩૨ નાં વર્ષ આપ્યાં છે (पृ. ९). 'नरपतिजयचर्या'ની પુષ્પિકામાં અજયપાલના સમયમાં સં. ૧૨૩૨ ના ચૈત્ર સુ. ૧ ભોમવાર (૨૫મી માર્ચ, ઈ. સ. ૧૧૭૫) જણાવ્યો છે. એનાં તિથિવાર ચૈત્રાદિ વર્ષ પ્રમાણે બંધ બેસે છે. અજયપાલના ઉત્તરાધિકારી મૂલરાજ ૨ જાનું તામ્રપત્ર સં. ૧૨૩૨ ના ચૈ. સુ. ૧૧ અને સોમવારનું છે. ડૉ. અ. કુ. મજુમદારે આ મિતિને ઈ. સ. ૧૧૭૫

ના એપ્રિલની (૬ ઠ્ઠી કે) ૭ મી માની છે (*C. G.*, p. 131), પરંતુ ત્યારે તો ચૌદસ હતી. આ તિથિવારનો મેળ કાર્ત્તિકાદિ વર્ષ પ્રમાણે જ મળે એમ છે. ને આથી આ મિતિને ઈ. સ. ૧૧૭૬ ની ૨૨ મી માર્ચ માનવી જોઈએ. विचारश्रेणी( पृ. ९ )-માં અજયદેવનું રાજ્ય સં. ૧૨૩૨ ના ફા. સુ. ૧૨ ને દિવસે પૂરું થયું જણાવ્યું છે એ ઈ. સ. ૧૧૭૬ ના ફેબ્રુઆરીની લગભગ ૨૩ મી હોવી જોઈએ.

૧૫. *C. G.*, p. 131 १६. पृ. ९७ १७. पृ. ९

૧૮. ગુએલે, ભા. ૩, લેખ ૧૫૭ ખ

૧૯. ગુએલે, ભા. ૨, લેખ નં. ૧૫૮, ૧૬૦, ૧૬૨, ૧૬૫. ૧૭૦, ૧૮૬, ૨૦૧ અને ૨૦૫

૨૦. ગુએલે, ભા. ૨, લેખ નં. ૧૬૬ અને ૨૦૨ ૨૧, *C. G.*, p. 131

૨૨. પૃ. ૬૭ ૨૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૯૯

૨૪. એજન, પૃ. ૪૦૦; *C. G.*, p. 135

૨૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૦૦-૪૦૧; *C. G.*, pp. 132 ff.

૨૬, એજન, પૃ, ૪૦૨ ૨૭. सुरथोत्सव, स. १५, श्लो. ३६-३८

૨૮. प्र. चि., पृ. ९७. वि. श्रे. એના રાજ્યારોહણ માટે સં. ૧૨૩૪ નું વર્ષ આપે છે, જ્યારે प्र. चि. એને બદલે સં. ૧૨૩૫ જણાવે છે. આ તફાવત ચૈત્રાદિ-કાર્ત્તિકાદિ વર્ષપદ્ધતિના ભેદને લઈને હોઈ શકે. ભીમદેવ સં. ૧૨૩૫ ના કાર્ત્તિકમાં અર્થાત્ ઈ. સ. ૧૧૭૮ ના ઓકટોબરમાં તો રાજા હતો જ એવું એના દાનપત્ર (ગુએલે, ભા. ૩, લેખ ૧૫૭ ક) પરથી માલૂમ પડે છે.

૨૯. ગુએલે, ભા. ૩, લેખ ૧૫૭ ક

૩૦. ગુએલે, ભા. ૨, લેખ ૧૫૮, ૧૬૦, ૧૬૨ ૧૬૫, ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૨૦૦ અને ૨૦૨ વેરાવળના સં. ૧૨૪૦-૫૯ ના લેખ માટે જુઓ *EI*, Vol. XXXIII, pp. 117 ff.

૩૧. માંધાતા, ધુંધુમાર, હરિશ્ચંદ્ર, પુરૂરવા, ભરત અને કાર્તવીર્ય ( अभिधान-चिन्तामणि, ७००-७०२ )

૩૨. ગુએલે, ભા. ૨, લેખ ૧૬૦ ૩૩. એજન, લેખ ૧૬૬

૩૪. એજન, લેખ ૧૩૭ ૩૫. એજન, લેખ ૧૬૫, ૧૭૦, ૧૮૬

૩૬. એજન, લેખ ૨૦૧, ૨૦૨

૩૭. એજન, ભા. ૩, લેખ ૧૫૭ ડ, ૧૫૮ અ, ૧૬૨, ૧૬૩, ૧૬૪, ૨૦૪ અને ૨૪૩. વળી જુઓ વેરાવળનો સં. ૧૨(૪૦) થી ૧૨(૫૯)નો અભિલેખ (*EI*, Vol. XXXIII, pp. 117 f.). ૩૮-૩૯. *C. G.*, p. 138

૩૯અ. *AIOC*, *VII*, PT, pp. 643 ff. ૪૦. ગુએલે, ભા. ૨, લેખ ૧૬૧

૪૧. એજન, લેખ ૧૬૭ ૪૨. *C. G.*, p. 140

૪૩. બલ્લાલ માલવ, ગુર્જર અને લાટના રાજાઓના સંયુક્ત આક્રમણને પાછું હઠાવ્યું હોવાનો દાવો કરે છે, પરંતુ એવું આક્રમણ થયું હોય એ ભાગ્યેજ સંભવિત છે, બહુમાં બહુ તો બલ્લાલે લાટ પર હલ્લો કર્યો હોય (*Ibid.*).

૪૪. પૃથ્વીરાજરાસો માં જણાવ્યું છે કે પૃથ્વીરાજની વાગ્દત્તા સાથે ભીમદેવ પરણવા માગતો હતો, તેથી એ બે રાજ્યો વચ્ચે વિગ્રહ થયો. શરૂઆતમાં સોમેશ્વર માર્યો ગયો ને પછી એના પુત્ર પૃથ્વીરાજે ભીમદેવને મારી નાખી વેર લીધું. પૃ. રા. ના શુદ્ધ પાઠ અનુસાર ભીમદેવ અને પૃથ્વીરાજ વચ્ચે બે યુદ્ધ થયાં હતાં : એક, નાગોર પાસે અને બીજું, આબુ પાસે *(C. G.*, p. 141*)*.

૪૫. *Ibid.*, p. 141

૪૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૦૭-૪૦૮; *C. G.*, pp. 141 ff.

૪૭. એજન, પૃ. ૪૧૪-૪૧૫; *Ibid.*, pp. 146 f.

સં. ૧૨૧૩ ની શ્રીધર-પ્રશસ્તિ(ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૩)માં જણાવ્યા મુજબ શ્રીધરે માળવાના યુદ્ધ-ગજોના આક્રમણ સામે દેવપાટણ(પ્રભાસ પાટણ)નું રક્ષણ કર્યું હતું (શ્લો. ૪૨).

૪૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૦૫-૪૦૬; *C. G.*, p. 148

૪૯. ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૦-૧૬૨

૫૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૧૬

૫૧. એજન, પૃ. ૪૩૫; *C. G.*, p. 149

૫૨. એજન, પૃ. ૪૨૫-૪૨૬; *Ibid.*, pp. 161 ff.

૫૩. *Ibid.*, p. 148. અર્જુનવર્માનું તામ્રપત્ર સં. ૧૨૬૭ ના ભા. સુ. ૧૫ ને બુધવારનું છે. એ મિતિ ઈ. સ. ૧૨૧૧ માં બંધ બેસે છે.

સં. ૧૨૬૬ (ઈ. સ. ૧૨૦૯) પછી સં. ૧૨૮૩ (ઈ. સ. ૧૨૨૬) સુધી ભીમદેવનું દાનશાસન મળ્યું નથી. એ દરમ્યાન સં. ૧૨૭૫ માં ભરાણા(સૌરાષ્ટ્ર)ના શિલાલેખમાં ભીમદેવનું રાજ્ય પ્રવર્તતું જણાવ્યું છે (ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૪), પરંતુ એમાં દશકનો આંકડો ૭ સંદિગ્ધ છે.

૫૪. *C. G.*, *The Struggle for Empire*, pp. 70 f.

૫૫. ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૫

૫૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૪૩-૪૪૪; *C. G.*, pp. 164 f.

ગિરનારના લેખો(ગુઐલે, ભા. ૩, લેખ ૨૦૭-૨૧૨)માં તેજપાલની નિયુક્તિનું વર્ષ ૧૨૭૬ જણાવેલું છે.

૫૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૩૨-૪૩૭; *C. G.*, p. 154

૫૭અ. કવિ સોમેશ્વરે 'સુરથોત્સવ' મહાકાવ્યમાં પૌરાણિક રાજા સુરથે પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યાનો વૃત્તાંત નિરૂપ્યો છે એ કથાવસ્તુની પસંદગી પાછળ આ સમકાલીન રાજા ભીમદેવે પોતાનું રાજ્ય પાછું મેળવ્યાની ઘટના અભિપ્રેત હોવી સંભવે છે.

૫૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૨૭

૫૯. એજન, પૃ. ૪૩૩-૪૩૯; *C. G.*, pp. 155 f.

૬૦. की.कौ.માં જણાવ્યું છે કે બંધુઓના અનુરોધને લઈને લવણપ્રસાદે, પોતે હૃદયથી વિરુદ્ધ હોવા છતાં, એ વીર નૃપો સાથે સંધિ કરી (स. ૫, શ્લો. ૬૭).

૬૧. ખાસ કરીને જયસિંહસૂરિકૃત हम्मीरमदमर्दन નાટકમાં. प्र. चि. તથા प्र. को. પણ આ પ્રસંગ નિરૂપે છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૪૪૦; *C. G.*, pp. 157 f.).

૬૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૪૧; *C. G.*, p. 159. કુત્બુદ્દીન અયબકે અલ્તમશને 'અમીરે શિકાર'નો ખિતાબ આપ્યો હતો.

૬૩. प्र. को., पृ. ११८–१२०

૬૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૩૬

૬૫. એજન, પૃ. ૪૫૧, ૪૫૩–૪૫૪

લવણપ્રસાદ વીરધવલની પહેલાં મૃત્યુ પામ્યો લાગે છે.

૬૬. એજન, પૃ. ૪૫૭; *C. G.*, p 203

૬૭. ગુઐલે, ભા. ૨, લેખ ૨૦૫

૬૮ *C. G.*, p. 167

૬૯–૭૦, *Ibid.*, p. 203

કેટલીક પટ્ટાવલીઓમાં ત્રિભુવનપાલે સં. ૧૩૦૨ સુધી અને વીસલદેવે સં. ૧૩૦૨ થી રાજ્ય કર્યાનું જણાવ્યું છે (*Ibid.*, pp. 203 f.).

૭૧. पृ. ९

૭૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૫૯; *C. G.*, pp. 167 f.

૭૩. *Ibid.*, p. 168

### પ્રકરણ ૬

# વાઘેલા સોલંકી રાજ્ય

વિ. સં. ૧૩૦૦(ઈ. સ. ૧૨૦૪) માં ગુજરાતની રાજધાની અણહિલવાડમાં ચૌલુક્ય રાજવી મૂલરાજ ૧ લાના વંશનો અંત આવ્યો અને ધોળકાના ચૌલુક્ય રાણા વીસલદેવે ત્યાં પોતાની સત્તા સ્થાપી.

**કુલ-નામ**

આ બીજા ચૌલુક્ય વંશના લેખોમાં તથા એના સમયમાં લખાયેલા ગ્રંથોમાં એ રાજાઓના કુલ-નામ તરીકે 'ચૌલુક્ય' શબ્દનો જ પ્રયોગ મળે છે. એમના રાજ્યના અંત પછીના નજીકના સમયમાં લખાયેલ પ્રબંધચિંતામણિમાં[1] અને ત્યાર પછીના સાહિત્યમાં એમને 'વ્યાઘ્રપલ્લીય' તરીકે ઓળખાવ્યા છે. આ પછી લગભગ બસો વર્ષ બાદ સલ્તનત સમયના માણસાના રાજવંશના એક શિલાલેખમાં 'વાઘેલા' રૂપ પ્રયોજાયું છે.[2] સામાન્યતઃ આ નામ પંદરમાથી સત્તરમા સૈકા દરમ્યાન રચાયેલી જણાતી સંસ્કૃત-ગુજરાતી રાજાવલીઓમાં તેમજ મિરાતે અહમદી (૧૮ મી સદી)માં અને ત્યાર પછી ૧૯ મી-૨૦ મી સદીના અરસામાં ગ્રંથસ્થ થયેલ ભાટ-ચારણોની અનુશ્રુતિઓમાં પ્રયોજાયેલું જોવા મળે છે.[3]

## કુલની ઉત્પત્તિ

ઉપર જણાવ્યા મુજબ આ વંશના રાજાઓ પોતાના સમયમાં 'ચૌલુક્યો' તરીકે ઓળખાતા, પણ કી. કૌ.માં જણાવ્યા પ્રમાણે તેઓ ચૌલુક્યોની બીજી શાખાના હતા.[4] પરંતુ આ શાખાને મૂલરાજની શાખા સાથે કેવો અને કઈ પેઢીથી સબંધ હતો એ ખાતરીપૂર્વક જાણવા મળતું નથી. માત્ર આ વંશનો રાણો આનાક મૂલરાજના વંશના રાજા કુમારપાલનો મસિયાઈ ભાઈ થતો હતો એટલો જ ઉલ્લેખ ઉપલબ્ધ છે,[5] પરંતુ પ્રાયઃ ચૌલુક્ય કુલની આ બે શાખાઓ વચ્ચે પિતૃપક્ષે પણ નજીકનો કે દૂરનો સબંધ રહેલો હશે.

ભાટચારણોની દંતકથાનુસાર વાઘેલા શાખાનો મૂળ પુરુષ રાકાયત મૂલરાજનો સાવકો ભાઈ થતો હતો.[6] આ દંતકથામાં કાંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય તો એ ઉપરના તર્કને સમર્થન આપી એની વિગત પૂરી પાડે છે.

આ શાખાના ચૌલુક્યો 'વ્યાઘ્રપલ્લીય' કે 'વાઘેલા' તરીકે ઓળખાયા, એ અંગે ભાટચારણોની દંતકથાઓમાં વાઘ સાથે સંબંધ જોડવામાં આવ્યો છે,[7]

પરંતુ ખરી હકીકત એ લાગે છે કે વીસલદેવના પૂર્વજો 'વ્યાઘ્રપલ્લી' (વાઘેલ) ગામના નિવાસી તરીકે જાણીતા થયા હોવાને લીધે તેઓ આ નામે ઓળખાયા.[૮]

આમ આ વંશના રાજાઓનું કુલ તો ચૌલુક્ય જ હતું અને તેઓ એ કુલની 'વ્યાઘ્રપલ્લીય' (વાઘેલા) શાખાના હતા. આથી ખરી રીતે તેઓને 'વ્યાઘ્ર-પલ્લીય ચૌલુક્યો' કે 'વાઘેલા સોલંકી' તરીકે ઓળખવા જોઈએ.[૯]

## વીસલદેવના પૂર્વજો

વીસલદેવના પૂર્વજોમાં વિશેષતઃ એના પ્રપિતામહ આનાકથી માહિતી મળે છે. આનાકના પિતાનું નામ 'ધવલ' હતું. વાઘેલા કાલના ઉલ્લેખોમાં ધવલ વિશે અન્ય કોઈ વિગત મળતી નથી. સ્થાનિક અનુશ્રુતિ ધોળકા ધવલના નામ પરથી વસાવાયું હોવાનું માને છે, પરંતુ ધોળકા વિશે એ નામે એના કરતાં વધારે પ્રાચીન ઉલ્લેખો મળે છે.[૧૦]

ધવલનો પુત્ર અર્ણોરાજ (આનાક) એ વ્યાઘ્રપલ્લીના રાજવંશનો મૂળ પુરુષ નહિ તો પ્રથમ મુખ્ય પુરુષ હતો. એ કુમારપાલનો મસિયાઈ ભાઈ થતો અને કુમારપાલની સેવામાં રહેતો હતો. એની સેવાથી ખુશ થઈને કુમારપાલે એને પોતાનો સામંત બનાવી ભીમપલ્લીનો સ્વામી બનાવ્યો.[૧૧] એણે 'રાવણ સમાન રણસિંહ'ને યુદ્ધમાં હણ્યો.[૧૨] આ રણસિંહ એ મેવાડના ગૂહિલવંશનો રાજા રણસિંહ હોવા સંભવ છે.[૧૩] અર્ણોરાજ ભીમદેવ ૨ જાના સમયમાં પાટણના વફાદાર સામંત તરીકે ચાલુ રહ્યો હોય એમ જણાય છે. ભીમદેવ ૨ જાના માંડ-લિકો ભીમદેવનું રાજ્ય પડાવી લેવા તૈયાર થયા ત્યારે અર્ણોરાજે ભીમદેવના પક્ષે રહીને એના રાજ્યને બચાવ્યું હતું.[૧૪] એ એના પુત્ર લવણપ્રસાદને ગુર્જર રાજ્યનું રખવાળું સોંપી યુદ્ધમાં મૃત્યુ પામ્યો.[૧૫]

અર્ણોરાજનો પુત્ર લવણપ્રસાદ પણ ભીમદેવ ૨ જાનો વફાદાર સામંત હતો. એણે ભીમદેવના રાજ્યને ટકાવી રાખવામાં પોતાનું સર્વ જીવન વ્યતીત કર્યું. એ ભીમદેવના રાજ્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો અને ધોળકામાં રહી સર્વ કારભાર કરતો હતો. જ્યારે ભીમદેવ ૨ જાની ઉપર બહારથી દુશ્મનો ધસી આવ્યા ત્યારે એણે પાટણને છિન્નભિન્ન થતું બચાવ્યું. ધીરે ધીરે લવણપ્રસાદ ભીમદેવના રાજ્યનો 'સર્વેશ્વર' બન્યો ને એનો યુવરાજ વીરધવલ ધોળકાનો રાણક (રાણો) બન્યો. લવણપ્રસાદે પોતાના પુત્ર વીરધવલની મદદથી સૌરાષ્ટ્રના રાજવીઓને હરાવ્યા, યાદવો અને મારવાડી રાજાઓના ત્રાસમાંથી ગુર્જરપ્રદેશને મુક્ત કર્યો, પોતાના મંત્રી વસ્તુપાલની મદદ વડે લાટના શંખને હરાવ્યો અને મંત્રી તેજપાલની મદદથી ગોધરાના ઘૂઘુલને હણ્યો, માળવાના રાજવીને ગુર્જર-

ભૂમિ તરફ આગળ વધતો અટકાવ્યો, દેવગિરિના સિંઘણને પાછો કાઢ્યો અને મુસલમાનોના હુમલાને અટકાવ્યા.[૧૬] લવણપ્રસાદ યુદ્ધમાં જ મૃત્યુ પામ્યો હોવાનું મનાય છે. એના પછી સત્તાનાં સૂત્ર એના પુત્ર વીરધવલે ધારણ કર્યાં.

રાણો વીરધવલ પોતાના પિતા લવણપ્રસાદને રાજ્યવહીવટમાં સક્રિય મદદ કરતો હતો. વીરધવલનો મોટો ભાઈ વીરમ વિજાપુરમાં મહામંડલેશ્વર રાણક તરીકે સત્તા ધરાવતો હતો. એ લવણપ્રસાદનો મોટો પુત્ર હતો છતાં લવણપ્રસાદે કાબેલિયતના લીધે વીરધવલને ધોળકાની ગાદીનાં સૂત્ર સોંપ્યાં હતાં. સમય જતાં પ્રબંધોએ વીરમને વીરધવલના મોટા ભાઈને બદલે વીસલદેવના મોટા ભાઈ તરીકે વર્ણવ્યો છે, પણ સ્પષ્ટતઃ એ ભૂલ છે. વીરધવલને બે પુત્ર હતા: પ્રતાપમલ્લ તથા વીસલદેવ. પ્રતાપમલ્લ પિતાની હયાતી દરમ્યાન મૃત્યુ પામ્યો હોય એવું લાગે છે. વીરધવલનું મૃત્યુ વિ. સં. ૧૨૯૪(ઈ. સ. ૧૨૩૭-૩૮)માં થયું હોવાનું જણાય છે.[૧૭]

લવણપ્રસાદ અને વીરધવલના રાજ્યને વ્યવસ્થિત કરવામાં મહામાત્ય વસ્તુપાલે અને મંત્રી તેજપાલે નોંધપાત્ર ફાળો આપ્યો છે. તેઓ અણહિલવાડ પાટણના પ્રાગ્વાટ(પોરવાડ) જ્ઞાતિના એક અગ્રગણ્ય કુટુંબમાં જન્મ્યા હતા. એમના પિતાનું નામ અશ્વરાજ અને માતાનું નામ કુમારદેવી હતું. રાજસેવા એમના કુટુંબમાં વંશપરંપરાથી ચાલી આવતી હતી. શરૂઆતમાં તેઓ પોતાના પૂર્વજોની માફક પાટણના સોલંકી રાજાની સેવામાં રહ્યા. પાછળથી તેઓએ ધોળકાના રાણા વીરધવલના મંત્રી તરીકે સ્થાન પ્રાપ્ત કર્યું. ઉપલબ્ધ અભિલેખો અને સાહિત્ય પરથી જણાય છે કે તેઓએ વીરધવલને અનેક યુદ્ધોમાં સાથ આપી દુશ્મનોને હંફાવ્યા હતા. લાટના શંખને હરાવવાનો યશ સ્પષ્ટતઃ વસ્તુપાલને ફાળે જાય છે. વસ્તુપાલ પોતે એક સમર્થ વિદ્વાન અને કલારસિક હતો. એણે અનેક કવિઓને આશ્રય આપી ઉત્તમ પ્રકારના સાહિત્યનું સર્જન કરાવ્યું હતું. ઠેર ઠેર મંદિરો, વાવ, કૂવા, તળાવો વગેરે બંધાવી અનેક લોકોપયોગી કાર્ય કર્યાં હતાં. એના સમયમાં બંધાયેલાં મંદિરોમાં ગિરનાર અને આબુનાં જૈન મંદિર ખાસ નોંધપાત્ર છે.[૧૮]

વિ. સં. ૧૨૯૪(ઈ. સ. ૧૨૩૮)માં વીરધવલનું મૃત્યુ થતાં ધોળકાના રાણા તરીકે એનો ઉત્તરાધિકાર વીસલદેવને મળ્યો. ઈ. સ. ૧૨૩૯ અને ૧૨૪૧ની વચ્ચે[૧૯] દક્ષિણેશ્વર સિંઘણે ખોલેશ્વરના પુત્ર રામની સરદારી હેઠળ ગુજરાત પર ચડાઈ કરવા સૈન્ય મોકલ્યું.[૨૦] વૈદ્યનાથ-પ્રશસ્તિ પ્રમાણે વીસલદેવે એ સૈન્યને પરાજિત કર્યું.[૨૧] સં. ૧૨૯૬માં વસ્તુપાલનું મૃત્યુ થતાં તેજપાલ મહામાત્યપદે નિમાયો.[૨૨] એના સમયમાં વિ. સં. ૧૨૯૮ થી ભીમદેવ ૨ જાનો પુત્ર ત્રિભુવન-

પાલ અણહિલવાડની ગાદી ભોગવતો હતો. વિ. સં. ૧૩૦૦ માં ત્રિભુવનપાલના રાજ્યનો અંત આવ્યો અને અણહિલવાડની ગાદીએ વીસલદેવ બેઠો. એ ચૌલુક્ય-વંશની બીજી શાખાનો હતો. સંભવ છે કે ત્રિભુવનપાલ વયોવૃદ્ધ થયો હશે અને અપુત્ર મૃત્યુ પામ્યો હશે, એથી વીસલદેવે નજીકના કે દૂરના સંબંધે પિતરાઈ તરીકેના હકના દાવે આ રાજગાદી મેળવી હશે. લવણપ્રસાદના કુલની વફાદારી જોતાં વીસલદેવે ત્રિભુવનપાલની નબળાઈનો લાભ લઈ રાજ્ય પડાવી લીધું હોય એવું ભાગ્યેજ સંભવે.

## ૧. વીસલદેવ

અણહિલવાડ પાટણની ગાદીએ આવનાર વીસલદેવ વાઘેલા-સોલંકી વંશનો પ્રથમ રાજવી હતો. વિચારશ્રેણીમાં વીસલદેવ વિ. સં. ૧૩૦૦ માં ગાદીએ આવ્યાનું જણાવ્યું છે.[૨૩] આ સમયે મહામાત્યપદે તેજપાલ હતો. લગભગ ચારેક વર્ષ બાદ વિ. સં. ૧૩૦૪(ઈ. સ. ૧૨૪૮) માં તેજપાલનું મૃત્યુ થતાં નાગડ નામે નાગર બ્રાહ્મણ મહામાત્યપદે આવ્યો.[૨૪] અન્ય સામંતો અને અધિકારીઓમાં સલખણ-સિંહ, મહાપ્રધાન રાણક, શ્રીવર્દ્ધમ, વસ્તુપાલનો પુત્ર જૈત્રસિંહ, કોષ્ઠાગારિક પદ્મ, સામંતસિંહ વગેરે મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા.[૨૫]

### માળવા-વિજય

વીસલદેવે ગાદીએ આવતાં જ પોતાના પૂર્વજોની માફક વિજયોત્સવ ઊજવવા માંડયો. પાટણના ચૌલુક્ય રાજવીઓ માળવા સાથે વંશપરંપરાથી યુદ્ધ કરતા આવ્યા હતા. વીસલદેવે પણ માળવા સાથે એ જ નીતિ અપનાવી. એણે માળવા ઉપર આક્રમણ કરી ધારાનો નાશ કર્યો. વિ. સં. ૧૩૧૧(ઈ. સ. ૧૨૫૩)ની વૈદ્યનાથ-પ્રશસ્તિમાં વીસલદેવને ધારાધીશ કહ્યો છે.[૨૬] વીસલદેવે માળવાના કયા રાજવીને હરાવ્યો એ જાણવા મળતું નથી. આ સમયે માળવામાં જૈતુગીદેવ અથવા જયવર્મા ૨ જો સત્તા પર હતો.[૨૭] જૈતુગીદેવના સમયમાં માળવા ઉપર મુસલમાનોએ અવારનવાર હુમલા કર્યા હતા અને એથી માળવાની નબળી સ્થિતિનો લાભ લઈ, સંભવ છે કે, વીસલદેવે આ જૈતુગીને હરાવ્યો હોય. આ વિજય એણે વિ. સં. ૧૩૧૧ (ઈ. સ. ૧૨૫૩) પહેલાં મેળવેલો.

### મેવાડ-વિજય

વીસલદેવના વિ. સં. ૧૩૧૭(ઈ. સ. ૧૨૬૧)ના લેખમાં એને 'મેદપાટકદેશકલુષરાજ્યવલ્લીકંદોચ્છેદનકુદ્દાલકલ્પ' કહ્યો છે.[૨૮] આ ઉપરથી જણાય છે કે એણે મેવાડ ઉપર ચડાઈ કરી હશે, પણ ત્યાંના કયા રાજાને હરાવ્યો એ જાણવા મળતું નથી. મેવાડના ગુહિલોત વંશનો રાજવી તેજસિંહ વીસલદેવનો

સમકાલીન હતો. સંભવ છે કે આ લડાઈ મેવાડના એ રાજવી સાથે થઈ હશે.[29]

**કર્ણાટકના રાજવી સાથે યુદ્ધ**

વિ. સં. ૧૩૧૭ (ઈ. સ. ૧૨૬૧)ના લેખમાં વીસલદેવે કર્ણાટકની રાજ્યલક્ષ્મી મેળવી એમ જણાવ્યું છે.[30] સંભવ છે કે કર્ણાટકનો આ રાજવી હોયસાળ વંશનો રાજવી વીર સોમેશ્વર હશે અથવા એ ઉત્તર કોંકણનો શિલાહાર રાજા સોમેશ્વર પણ હોઈ શકે.[31]

**યાદવ રાજવી કૃષ્ણ અને મહાદેવ સાથે યુદ્ધ**

વીસલદેવના સૈન્યને યાદવ રાજવી કૃષ્ણ અને મહાદેવના હાથે હાર મળી હોય એમ યાદવ રાજવી કૃષ્ણ અને મહાદેવના સમયના લેખોમાંથી જાણવા મળે છે.[32]

**બિરુદો**

વાઘેલા કાલના અભિલેખોમાં પરાક્રમોને અનુલક્ષીને વીસલદેવ માટે વપરાયેલાં જુદાં જુદાં બિરુદ મળી આવે છે. વિ. સં. ૧૩૧૭ (ઈ. સ. ૧૨૬૧)ના તામ્રપત્રમાં એને 'અભિનવ સિદ્ધરાજ' અને 'અપરાર્જુન' કહ્યો છે. વિ. સં. ૧૩૪૩ની દેવપટ્ટન-પ્રશસ્તિમાં એને 'રાજનારાયણ' કહ્યો છે.[33]

**વીસલદેવનાં સુકૃત્ય**

વીસલદેવ પોતે ધર્મિષ્ઠ, દાનવીર અને વિદ્યારસિક હતો. એણે પોતાના સમયમાં એકલાં યુદ્ધ જ કર્યાં છે એમ કહીએ તો એને ભારોભાર અન્યાય કર્યો કહેવાય. એનાં કેટલાક સુકૃત્યોની નોંધ પણ એના લેખોમાં લેવાઈ છે. એ પોતે શંકરભક્ત હતો. એણે દર્ભાવતીના વૈદ્યનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો તેમજ બીજાં કેટલાંક શિવાલય બંધાવ્યાં. મૂલસ્થાનના સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો.[34] આ ઉપરાંત અનુશ્રુતિ અનુસાર જાણવા મળે છે કે એણે અનેક બ્રાહ્મણોને દાન આપ્યાં હતાં. નાગર બ્રાહ્મણોને વસવા માટે બ્રહ્મપુરીઓ બંધાવી હતી. આ સર્વ કાર્ય એણે પોતાના પ્રિય કવિ નાનાકની પ્રેરણાથી કર્યાં હતાં.[35]

એ પોતે વિદ્યાભ્યાસંગી હતો. એના દરબારમાં અનેક નામાંકિત કવિઓને એણે સ્થાન આપ્યું હતું. કીર્તિકૌમુદી રચનાર કવિ સોમેશ્વર, કવિ નાનાક, કમલાદિત્ય, વામનસ્થલીનો સોમાદિત્ય, અરિસિંહ, અમરચંદ્ર, યશોધર વગેરે વિદ્વાનો વીસલદેવના દરબારને પોતાની પ્રિય કૃતિઓથી શોભાવતા હતા.[36]

**ત્રણ વર્ષનો દુકાળ**

વીસલદેવના સમયમાં સં. ૧૩૧૨ થી ૧૩૧૫ સુધીનો ત્રણ વર્ષનો લાંબો દુકાળ પડ્યો. આ સમયે ભદ્રેશ્વરના જગડૂશાહે લોકોને ઘણી મદદ કરી હતી. પુરાતનપ્રબંધસંગ્રહમાંથી જાણવા મળે છે કે જગડૂશાહે પાટણ આવી, ત્યાંના રાજાની વિનંતીને માન આપી પોતાના સંગ્રહમાંથી ગરીબોને છૂટે હાથે અનાજ આપ્યું હતું.[૩૭]

**વીસલદેવનો ઉત્તરાધિકાર**

વીસલદેવને નાગલ્લદેવી નામે પત્ની હતી. વિ. સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)ની દેવપટ્ટન-પ્રશસ્તિ તથા વિ. સં. ૧૩૫૪( ઈ. સ. ૧૨૯૭ )ની મુરલીધર મંદિરની પ્રશસ્તિ પરથી જણાય છે કે વીસલદેવ પોતાના સ્વર્ગસ્થ ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવનો રાજ્યાભિષેક કરી મૃત્યુ પામ્યો.[૩૮]

આ ઉપરથી ફલિત થાય છે કે વીસલદેવ પોતે અપુત્ર હતો અને તેથી એણે પોતાની હયાતી દરમ્યાન પોતાના ભાઈના પુત્ર અર્જુનદેવને ગાદી સોંપી હશે.

## ૨. અર્જુનદેવ

વીસલદેવ પછી વિ. સં. ૧૩૧૮( ઈ. સ. ૧૨૬૨ )માં અર્જુનદેવ પાટણની ગાદીએ આવ્યો.

એના સમયના કેટલાક લેખ મળ્યા છે તે ઉપરથી જણાય છે કે એની સત્તા સૌરાષ્ટ્રમાં છેક વેરાવળ સુધી, ઉત્તરપશ્ચિમે કચ્છ સુધી અને ઉત્તરમાં છેક ઈડર સુધી ચાલતી હતી.[૩૯] એના સમયમાં મહામાત્ય માલદેવ મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો.[૪૦] એ અર્જુનદેવના રાજ્યકાલની શરૂઆતથી તે અંત સુધી સત્તા પર રહ્યો એમ જણાય છે. સૌરાષ્ટ્રના અધિકારી તરીકે વીસલદેવના સમયનો મંત્રી ઉદયનનો વંશજ સામંતસિંહ ચાલુ હતો ( સં. ૧૩૨૦ ).[૪૧] વિ. સં. ૧૩૨૭ માં પાલ્હ અને સામંતસિંહ સાથે વહીવટ કરતા.[૪૨] વિ. સં. ૧૩૩૦ માં એકલો શ્રી પાલ્હ એ અધિકાર સંભાળતો.[૪૩]

**યુદ્ધો**

ઉપલબ્ધ લેખો પરથી અર્જુનદેવનાં પરાક્રમો વિશે કંઈ માહિતી મળતી નથી. યાદવ રાજા રામચંદ્રને શક સં. ૧૧૯૪( ઈ. સ. ૧૨૭૨ )ના દાનપત્રમાં "ગુર્જર-દલન-કંઠીરવ' ( ગુર્જર રાજાને પીડવામાં સિંહ ) કહ્યો છે,[૪૪] જ્યારે ત્રિપુરાંતક-પ્રશસ્તિમાં સારંગદેવે યાદવેશ્વરને હરાવ્યાનું જણાવ્યું છે.[૪૫] રામચંદ્રનું પરાક્રમ ઈ. સ. ૧૨૭૨ સુધીમાં થયું હોઈ અર્જુનદેવના રાજ્યકાલ દરમ્યાન થયું

હોવું જોઈએ ને તો આ યુદ્ધમાં અર્જુનદેવનો પુત્ર સારંગદેવ યુવરાજ તરીકે લડ્યો હોવો જોઈએ.[46] અને એથી એના આ પરાક્રમની નોંધ ત્રિપુરાંતક–પ્રશસ્તિમાં લેવાઈ હશે.

**સુકૃત્યો**

અર્જુનદેવ પોતે શૈવધર્મ પાળતો ને અન્ય ધર્મો તરફ પણ ઉદાર હતો. એણે સં. ૧૩૨૦માં સ્થાનિક પંચકુલની સંમતિથી નૌવાહ પીરોજને સોમનાથમાં મસ્જિદ બાંધવાની અનુમતિ આપી.[47]

નાનાક વીસલદેવના સમયનો મોટો વિદ્વાન હતો. એની બે પ્રશસ્તિ સ્થાયી છે : એક રત્નના પુત્ર અને 'કુવલયાશ્વચરિત'ના કર્તા અષ્ટાવધાની કૃષ્ણે[48] અને બીજી 'ધારાધ્વંસ'ના કર્તા ગણપતિ વ્યાસે રચેલી છે ( સં. ૧૩૨૮ ).[49]

આ ઉપરાંત સૌરાષ્ટ્રના અધિકારી સામંતસિંહે પોતાના મોટા ભાઈ સલક્ષના શ્રેય અર્થે સલક્ષનારાયણ વિષ્ણુનું મંદિર બંધાવ્યું, તથા ગિરનાર ઉપર નેમિનાથ મંદિર આગળ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું તેમજ દ્વારકા રસ્તે આવેલ રૈવતી-કુંડનો જીર્ણોદ્ધાર કરી ત્યાં સં. ૧૩૨૦માં શિવ, વિષ્ણુ, ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય વગેરે વિવિધ દેવોની પ્રતિમાઓ સ્થાપી.[50] મહં. શ્રીઅરિસિંહે અને ઠ. શ્રી જયસિંહે ભદ્રાણક( ભરાણા )માં માતરાદેવીની વાવ બંધાવી.[51]

**અર્જુનદેવના પુત્રો**

ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંથી મળેલ લેખ તથા મુરલીધર મંદિરની પ્રશસ્તિ ઉપરથી સ્પષ્ટ થાય છે કે અર્જુનદેવને 'રામ' અને 'સારંગ' નામે બે પુત્રો હતા અને બે રાજ્યવહીવટમાં પણ સક્રિય ભાગ લેતા હતા.[52]

વિ. સં. ૧૩૪૩( ઈ. સ. ૧૨૮૭ )માં લખાયેલી સિન્ટ્રા-પ્રશસ્તિમાં રામદેવનો ઉલ્લેખ નથી. એમાં અર્જુનદેવ પછી એનો પુત્ર સારંગદેવ ગાદીએ આવ્યો એમ જણાવ્યું છે.[53] વિ. સં. ૧૩૫૨( ઈ. સ. ૧૨૯૫–૯૬ )ના ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંથી મળી આવેલ લેખ પરથી રામદેવ સત્તા પર આવ્યો હશે કે કેમ, એ લેખ ખંડિત હોવાથી સ્પષ્ટ થતું નથી, પણ એ લેખના આધારે એ જ્યેષ્ઠ પુત્ર હતો એમ ચોક્કસ કહી શકાય. લેખમાં જણાવ્યું છે કે અર્જુનદેવને રામ નામે જ્યેષ્ઠ પુત્ર હતો અને રામ (બલરામ) અને કૃષ્ણના જેવા રામદેવ તથા સારંગદેવ બંને પ્રજાની ધુરા ધારણ કરવા શક્તિમાન હતા.[54]

કર્ણદેવ ૨ જાના સમયના વિ. સં. ૧૩૫૪ના લેખમાં પણ રામને અર્જુનદેવનો પુત્ર અને સારંગદેવને રામનો નાનો ભાઈ કહ્યો છે. વળી એમાં રામ માટે

'નૃપચક્રવર્તી' વિશેષણ આપ્યું છે.[૫૫]

આથી અર્જુનદેવનો ઉત્તરાધિકાર સીધો એના બીજા પુત્ર સારંગદેવને મળ્યો કે એ એની વચ્ચે થોડો વખત રામદેવ રાજા થયેલો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સં. ૧૩૫૨ના લેખ પરથી સૂચિત થાય છે તેમ રામદેવે તથા સારંગદેવે પિતાની હયાતીમાં રાજપુત્ર તરીકે રાજ્યવહીવટ સંભાળ્યો હશે એ ચોક્કસ છે, પરંતુ, સં. ૧૩૫૪ના લેખમાં એને લઈને અતિશયોક્તિથી રામને 'નૃપચક્રવર્તી' કહ્યો હશે, ને સં. ૧૩૪૩ના લેખમાં જણાવ્યા પ્રમાણે અર્જુનદેવનો ઉત્તરાધિકાર સીધો સારંગદેવને મળ્યો હશે[૫૬] એવું સૂચવાયું છે એ પૂરતું પ્રતીતિકારક લાગતું નથી. ચામુંડારાજના પુત્ર વલ્લભરાજની જેમ રામદેવ રાજા થયો હોય, પણ એનું રાજ્ય ઘણું અલ્પકાલીન નીવડ્યું હોય, તેથી કોઈ લેખમાં એનો ઉલ્લેખ કરાયો ન હોય એ વધુ સંભવિત છે.

વિચારશ્રેણીમાં અર્જુનદેવનો રાજ્યકાલ વિ. સં. ૧૩૧૮ થી ૧૩૩૧ (ઈ. સ. ૧૨૬૨ થી ૧૨૭૫) સુધીનો હોવાનું જણાવ્યું છે.[૫૭]

## ૩. રામદેવ

સં. ૧૩૫૪ના લેખ પરથી માલૂમ પડે છે તેમ અર્જુનદેવનો ઉત્તરાધિકાર એના મોટા પુત્ર રામદેવને પ્રાપ્ત થયો હતો, પરંતુ ઉપર જણાવ્યા મુજબ એનું રાજ્ય (ઈ. સ. ૧૨૭૫) ઘણું અલ્પકાલીન નીવડ્યું લાગે છે.

## ૪. સારંગદેવ

રામદેવ પછી એના નાના ભાઈ સારંગદેવના રાજ્યનો આરંભ લગભગ વિ. સં. ૧૩૩૧ (ઈ. સ. ૧૨૭૫)માં થયો.[૫૮] એ પોતે પરાક્રમી હતો. એણે પોતાના અમલ દરમ્યાન અનેક યુદ્ધ કરી ગુર્જરભૂમિને ભયમુક્ત કરી હતી.

### માલવ-વિજય

વિ. સં. ૧૩૩૩ (ઈ. સ. ૧૨૭૭)ના લેખમાં સારંગદેવને 'માલવધરા-ધૂમકેતુ' કહ્યો છે.[૫૯] વિ. સં. ૧૩૪૩ (ઈ. સ. ૧૨૮૭)ની ત્રિપુરાંતક-પ્રશસ્તિમાં સ્પષ્ટતઃ એણે માલવ-નરેશને હંફાવ્યાનું જણાવ્યું છે.[૬૦] આ પરથી સ્પષ્ટ થાય છે કે સારંગદેવે માળવા પર આક્રમણ કર્યું હશે અને જીત મેળવી હશે. એણે માળવાના કયા રાજાને હરાવ્યો એ અંગેનો સ્પષ્ટ ઉલ્લેખ મુરલીધર મંદિરની પ્રશસ્તિમાંથી મળે છે. એમાં જણાવ્યું છે કે લડાઈમાં સારંગદેવે ગોગને નસાડ્યો.[૬૧] આ ગોગનો ઉલ્લેખ અન્યત્ર ઉપલબ્ધ નથી, પણ શરૂઆતમાં માળવાના રાજા (જે જયસિંહ ૩ જો હોવો જોઈએ)ના મિત્ર અને પાછળથી અડધા

રાજ્યના માલિક થઈ પડેલા ગોગદેવને સારંગદેવે હરાવ્યો હતો એવો ઉલ્લેખ ફારસી તવારીખોમાં મળે છે.[૬૨]

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે માળવાનું રાજ્ય સારંગદેવના સમયમાં ઘણું નિર્બળ થયું હશે અને તેથી આ માળવાના અડધા રાજ્યના માલિક થઈ પડેલા ગોગને સારંગદેવે હરાવ્યો હશે.

### મુસલમાનોનું આક્રમણ

સારંગદેવના ઉપલબ્ધ લેખો પરથી એના સમયમાં મુસલમાનોએ ગુજરાત પર આક્રમણ કર્યું હોય એમ સ્પષ્ટ થતું નથી, છતાં મેવાડના ગૂહિલ રાજવી સમરસિંહે ગુર્જરભૂમિને તુરુષ્કોના ધસારામાંથી બચાવી હોવાનો આબુ ઉપરના વિ. સં. ૧૩૪૨( ઈ. સ. ૧૨૮૬ )ના લેખમાં ઉલ્લેખ છે.[૬૩] વિવિધતીર્થ-કલ્પમાં ' મુસલમાનોનું લશ્કર સાંચોરની સીમા સુધી આવી ગયું હતું, પણ સારંગ-દેવ સામો આવે છે જાણી એ પાછું વળી ગયું ' એમ જણાવ્યું છે.[૬૪]

આ સર્વ ઉપરથી જણાય છે કે મુસલમાનો સારંગદેવના સમયમાં આબુ સુધી ધસી આવ્યા હશે. આબુમાં આ સમયે પરમાર રાજવી પ્રતાપસિંહ સત્તા પર હતો. એના પર સારંગદેવના મંડલેશ્વર વીસલદેવની અધિસત્તા હતી.[૬૫] આ સર્વેએ બહાદુરીથી સામનો કરી મુસલમાનોના આક્રમણને પાછું હઠાવ્યું હશે.

આ ઉપરાંત સારંગદેવના સમયના વિ. સં. ૧૩૪૬( ઈ. સ. ૧૨૯૦ )ના વંથળી લેખ પરથી જણાય છે કે સારંગદેવના મહામંડલેશ્વર વિજયાનંદે ભૂભૃત્પલ્લી ( ધૂમલી ) પર ચડાઈ કરી હતી.[૬૬] આ ચડાઈ વખતે ભૂભૃત્પલ્લીમાં ભાનુ નામે રાજવી સત્તા પર હતો. આ ભાનુ તે ધૂમલીનો પ્રસિદ્ધ વીર ભાણ જેઠવો હોવાનું જણાય છે

### બિરુદો

સારંગદેવના સમયના ઉપલબ્ધ લેખોમાંથી સારંગદેવે જુદાં જુદાં જેવાં કે 'નારાયણાવતાર,' 'લક્ષ્મીસ્વયંવર,' 'માલવધરાધૂમકેતુ,' ' અભિનવસિદ્ધરાજ,' ' ભુજ-બલમલ્લ,' 'સપ્તમચક્રવર્તી' વગેરે બિરુદ ધારણ કર્યાં હોવાનું જાણવા મળે છે. આ સર્વ બિરુદ એનાં પરાક્રમોને અનુલક્ષીને પ્રયોજવામાં આવેલ હોવાનો સંભવ છે.[૬૭]

### સુકૃત્યો

સારંગદેવે સોમનાથનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. એના સમયમાં સોમનાથમાં ગંડ બૃહસ્પતિએ નીમેલા છઠ્ઠા મહંત ત્રિપુરાંતકે શંકરનાં પાંચ મંદિર બંધાવ્યાં.[૬૮]

પાલ્હણપુર( પાલનપુર )ના અધિકારી પેથડે કૃષ્ણનાં પૂજા અને નૈવેદ્ય માટે

લાગા બાંધી આપ્યા હતા. આ લાગા આપનારાઓમાં પંચકુલ, પુરોહિત, શેઠ, શાહુકાર, સોની, કંસારા, સમસ્ત મહાજન, સમસ્ત વણજાર અને સમસ્ત નૌવિત્તકનો સમાવેશ કર્યો હતો એમ સારંગદેવના સમયના વિ. સં. ૧૩૪૮ના અનાવાડામાંથી મળેલા લેખ પરથી જણાય છે.[૬૯]

સારંગદેવના મહામંડલેશ્વર ચંદ્રાવતીના મહારાજ વીસલદેવે આબુ ઉપરના વિમલવસહિ અને લૂણવસહિ નામનાં જૈન મંદિરોના નિભાવ તથા કલ્યાણક આદિ ઉત્સવો માટે વેપારીઓ તથા અન્ય ધંધાદારીઓ ઉપર અમુક કર નાખ્યા હતા. આ મંદિરની યાત્રાએ આવનારા યાત્રીઓ પાસેથી મૂંડકાવેરો ન લેવાનું ઠરાવ્યું હતું તેમજ યાત્રીઓની કોઈ પણ વસ્તુની ચોરી થાય તો એની જવાબદારી આબુના ઠાકોરો ઉપર નાખવામાં આવી હતી, એમ વિ. સં. ૧૩૫૦ના સારંગદેવના સમયના આબુ ઉપરના વિમલવસહિમાંના લેખ પરથી જણાય છે.[૭૦]

સ્તંભતીર્થ (ખંભાત)માં બાહડા નામે એક શ્રાવિકાએ પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું અને એનો જીર્ણોદ્ધાર એના વંશજ વિજયસિંહે કરેલો. આ મંદિરના નિભાવ માટે દાન આપવામાં આવ્યું હોવાનો ઉલ્લેખ ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાંથી મળેલા વિ. સં. ૧૩૫૨ના લેખ ઉપરથી જાણવા મળે છે.[૭૧]

**મહામાત્યો તથા અન્ય અધિકારીઓ**

ઉપલબ્ધ લેખોમાંથી સારંગદેવના કેટલાક અમાત્યો અને અધિકારીઓનાં નામ મળી આવે છે. એના સમયમાં શરૂઆતમાં અર્જુનદેવના સમયનો માલદેવ મહામાત્યપદે હતો.[૭૨] એ પછી કાન્હ, મધુસૂદન અને વાઘૂય મહામાત્યપદે હતા.[૭૩] સં. ૧૩૫૩માં ધોળકાના નાગર ચણ્ડૂએ નૈષધકાવ્ય પર દીપિકા નામે રચેલ વૃત્તિના પ્રશસ્તિ-શ્લોકમાં રાજા સારંગદેવ તથા મહામાત્ય માધવનો ઉલ્લેખ છે.[૭૪] આ પરથી સારંગદેવના છેવટના સમયમાં મહામાત્ય તરીકે માધવ હશે એમ જણાય છે. સૌરાષ્ટ્રની વ્યવસ્થા જાળવવા પંચકુલના અગ્રણી તરીકે 'પાલ્હ'ની નિમણૂક કરી હતી. ચંદ્રાવતીમાં વીસલદેવ સારંગદેવના મહામંડલેશ્વર તરીકે સત્તાસ્થાને હતો,[૭૫] જ્યારે વંથળીમાં વિજયાનંદ મહામંડલેશ્વર તરીકેનું સ્થાન ધરાવતો હતો.

**સારંગદેવના રાજ્યનો અંત**

સારંગદેવના સમયનો છેલ્લો લેખ વિ. સં. ૧૩૫૨ (ઈ. સ. ૧૨૯૫-૯૬)નો ખંભાતના પાર્શ્વનાથના મંદિરમાંથી મળી આવેલ છે.[૭૬] ધોળકાના ચણ્ડૂ પંડિતની નૈષધ કાવ્યની ટીકા પરથી સારંગદેવ વિ. સં. ૧૩૫૩માં સત્તા પર હતો એમ જણાય છે.[૭૭] વિચારશ્રેણીમાં કર્ણદેવ ૨ જાના રાજ્યની શરૂઆત સં. ૧૩૫૩માં

થઈ હોવાનું જણાવ્યું છે. સારંગદેવનો ૧૩૫૨ના ભાદ્રપદનો અને કર્ણદેવનો ૧૩૫૩ ના ચૈત્રનો ઉલ્લેખ મળે છે,[૭૮] તેથી આમાં સં. ૧૩૫૩ નું વર્ષ આષાઢાદિ ગણતરીએ જણાવેલું હોવું જોઈએ.

આમ સારંગદેવ લગભગ ૨૨ વર્ષ રાજ્ય કરી સંવત ૧૩૫૩(ઈ. સ. ૧૨૯૬)-માં મૃત્યુ પામ્યો. એના પછી એનો ભત્રીજો કર્ણદેવ ૨ જો ગાદીએ આવ્યો હોઈ સારંગદેવ અપુત્ર મૃત્યુ પામ્યો હશે એમ લાગે છે.[૭૯]

## ૫. કર્ણદેવ

સારંગદેવ પછી એના મોટા ભાઈ રામદેવનો પુત્ર કર્ણદેવ ૨ જો ગુજરાતની ગાદીએ આવ્યો (વિ. સં. ૧૩૫૩–ઈ. સ. ૧૨૯૬-૯૭). એના સમયના બે અભિલેખ ઉપલબ્ધ છે. માંગરોળનો ખંડિત લેખ જે સં. ૧૩૫(૩) ના ચૈત્રનો છે તેમાં કર્ણ અને સુરાષ્ટ્રમંડલનાં નામ સિવાય બીજી કોઈ વિગત ઉપલબ્ધ નથી. બીજો લેખ હાલના સાબરકાંઠા જિલ્લાના ભિલોડા તાલુકાના ભવનાથ ગામના ભુવનેશ્વર મંદિરની સામે આવેલા મુરલીધરના મંદિરમાંથી મળ્યો છે ને એ વિ. સં. ૧૩૫૪( ઈ. સ. ૧૨૯૭ )નો છે.[૮૦] લેખ કોઈ સૂર્યમંદિરની સ્થાપનાને લગતો છે.[૮૧] એમાં વાઘેલા રાજાઓની વંશાવળી આપી છે. એમાં વાઘેલા રાજવી કર્ણ ૨ જાનો નિર્દેશ કરતાં પ્રશસ્તિરૂપે જણાવ્યું છે કે એ શ્રુતિ અને શાસ્ત્ર અનુસાર પ્રજાનું પાલન કરે છે.[૮૨]

### મુસલમાનોનું આક્રમણ

આ સમયે દિલ્હીનો સુલતાન અલાઉદ્દીન ખલજી માળવા, રજપૂતાના, મેવાડ વગેરે પ્રદેશનાં રાજ્યો જીતી ધીરે ધીરે આગળ વધતો હતો. એણે પોતાના સરદાર ઉલુઘખાન અને નુસ્રતખાનની સરદારી હેઠળ સૈન્ય મોકલી ગુજરાત પર આક્રમણ કર્યું.[૮૩]

આ આક્રમણનું કારણ કોઈ મુસ્લિમ ઇતિહાસકારો સ્પષ્ટપણે જણાવતા નથી, પણ ઘણા હિંદુ લેખકો આના માટે કર્ણના મહામાત્ય માધવને જવાબદાર માને છે. વિચારશ્રેણી[૮૪] અને વિવિધતીર્થકલ્પ[૮૫] જેવા નજીકના સમયમાં રચાયેલા ગ્રંથોમાં ફક્ત માધવની પ્રેરણાથી મુસલમાનો ગુજરાત પર ચડી આવેલા એવો મોઘમ ઉલ્લેખ છે. પંદરમી સદીમાં રચાયેલા કાન્હડદેપ્રબંધમાંથી કંઈક વિશેષ હકીકત પ્રાપ્ત થાય છે. એમાં અનુશ્રુતિ અનુસાર જણાવ્યું છે કે 'કર્ણદેવ કામઘેલો થઈને માધવના નાના ભાઈ કેશવને હણી એની પત્નીને પોતાના અંતઃ-પુરમાં લાવ્યો આથી માધવ રિસાયો અને એણે 'જ્યારે મુસલમાનોને અહીં

લાવીશ ત્યારે અહીંનું ધાન ખાઈશ.[૮૬] એવી પ્રતિજ્ઞા લીધી. ત્યાર પછી રચાયેલ મુહણોત નેણસીની ખ્યાતમાં માધવની પુત્રી હર્યાનું કહેલ છે.[૮૭] ભાટચારણોની કથામાં માધવની પત્નીને હર્યાનું જણાવેલ છે.[૮૮] આમ જોતાં જણાય છે કે કર્ણદેવે માધવના કુટુંબની કોઈ સ્ત્રી પર અત્યાચાર કર્યો ને તેથી માધવે અત્યાચારી રાજાની સાન ઠેકાણે લાવવા પોતાના કુટુંબ ઉપર ગુજારેલ અત્યાચારનું વેર લેવા અલાઉદ્દીનને ગુજરાત પર આક્રમણ કરવા પ્રેર્યો.[૮૮અ]

આ ચડાઈનું વર્ણન કરતાં કાન્હડદેપ્રબંધ(ઈ. સ. ૧૫૧૨)માં જણાવ્યું છે કે 'માધવની માગણીથી સુલતાને લશ્કર તૈયાર કર્યું' અને એને પોતાના રાજ્યમાંથી પસાર થવા દેવા માટે જાલોરના ચહુઆણ રાજા કાન્હડદેને પોશાક મોકલી પુછાવ્યું, પરંતુ મુસલમાનોના લશ્કરના ત્રાસને જોઈ કાન્હડદેએ રસ્તો આપવાની ના પાડી. ચિતોડના સમરસી રાવળે મેવાડમાંથી જવાનો રસ્તો આપ્યો એટલે મુસલમાની લશ્કર બનાસકાંઠે થઈને મોડાસા આવ્યું. મોડાસામાં આ વખતે બત્તડ નામનો ઠાકોર સત્તા પર હતો. એણે બહાદુરીપૂર્વક લશ્કરનો સામનો કર્યો. અંતે એ યુદ્ધમાં મૃત્યુ પામ્યો. આ પછી મુસલમાન લશ્કરે મોડાસા ભાંગ્યું. એ પછી ઠેર ઠેર આગ લગાડતું ત્રાસ વર્તાવતું એ મુસલમાન સૈન્ય ધાનધાર (પાલણપુર–મહેસાણા), ઢંઢાવ્ય (મહેસાણા–ડાંગરવા) વગેરેનો નાશ કરી પાટણ પહોંચ્યું. પાટણ લૂંટયું અને ગઢને ઘેર્યો. પછી માધવની સલાહથી કર્ણદેવ છીંડુ પાડી નાસી ગયો અને એની સાથે એની રાણી પણ પગે ચાલતી નાઠી. આ પછી મુસલમાન સૈન્ય પાટણના ભંડાર લૂંટી તથા મંદિરોનો નાશ કરી આગળ વધ્યું. એ પછી એ સૌરાષ્ટ્ર તરફ વળ્યું. રસ્તામાં ઊના, દીવ, મંગલપુર વગેરેને છિન્નભિન્ન કરીને છેવટે સોમનાથ પહોંચ્યું. ત્યાં સોરઠના વાળા, વાજા, જેઠવા વગેરે રાજપૂતો સામે થયા, પણ મુસલમાન લશ્કરે કોટ તોડી નાખતાં દેવપટ્ટનને ખાનના અસવારોએ લૂંટયું. છેવટે સોમનાથના મંદિર આગળ ભયંકર યુદ્ધ ખેલાયું તેમાં આ સર્વ અનર્થનું મૂળ માધવ મહેતો કામ આવ્યો. અંતે સોમનાથનું મંદિર પડયું અને લૂંટાયું.[૮૯]

આમ કર્ણદેવ ૨ જો મુસલમાનોના હાથે સખ્ત હાર પામ્યો અને નાસી ગયો. આ હુમલામાં એની રાણી કમલાદેવી પકડાઈ ગઈ. સુલતાને અણહિલવાડમાં સદરખાનને નાઝિમ તરીકે મોકલ્યો. આ બનાવ ક્યારે બન્યો એ અંગે મુસલમાન લેખકો જુદાં જુદાં વર્ષ આપે છે. મિરાતે અહમદીમાં હિજરી સન ૬૯૬ (વિ. સં. ૧૩૫૩–૫૪), તારિખે ફરિશ્તહમાં હિ. સ. ૬૯૭(વિ. સં. ૧૩૫૪–૫૫), અને તારીખે ફીરોઝશાહીમાં હિ. સ. ૬૯૮(વિ. સં. ૧૩૫૫–૫૬) નાં વર્ષ આપેલાં છે.[૯૦] વિવિધતીર્થકલ્પમાં આપેલું વર્ષ વિ. સં. ૧૩૫૬(ઈ. સ. ૧૨૯૯–૧૩૦૦)

આ પૈકી હિ. સ. ૬૯૮(ઈ. સ. ૧૨૯૮–૯૯)ને સમર્થન આપે છે.[૯૦અ]

ઇસામીના જણાવ્યા પ્રમાણે આ પ્રથમ વખતના યુદ્ધમાં કર્ણ હાર્યો, પણ મુસલમાનો ગુજરાતમાં કાયમી સત્તા સ્થાપી શકયા નહિ. થોડાક વખત બાદ મુસલમાન સૈન્ય પોતાની જાતે પાછું વળતાં અથવા કર્ણે બળવો કરીને હાંકી કાઢતાં કર્ણ ફરી પાછો પાટણનો સત્તાધીશ બન્યો,[૯૧] આથી બાદશાહે બીજી વાર જહીતમ અને પંચમની નામના સરદારોની આગેવાની હેઠળ ગુજરાત પર ચડાઈ કરવા સૈન્ય મોકલ્યું. આ વખતે કર્ણ સંપૂર્ણપણે હાર્યો.[૯૨]

વિચારશ્રેણી, પ્રવચનપરીક્ષા વગેરેમાં કર્ણનો રાજ્યકાલ વિ. સં. ૧૩૫૩ થી ૧૩૬૦ સુધી આપેલો છે; સં. ૧૫૭૧ ની એક ગ્રંથપ્રશસ્તિમાં પણ સં. ૧૩૬૦ માં કર્ણદેવનું રાજ્ય હોવાનું જણાવ્યું છે,[૯૩] આથી એમ જણાય છે કે મુસલમાનોનું પ્રથમ આક્રમણ ઉપર જણાવ્યા પ્રમાણે વિ. સં. ૧૩૫૬(ઈ. સ. ૧૨૯૯–૧૩૦૦)માં થયું અને બીજું આક્રમણ વિ. સં. ૧૩૬૦(ઈ. સ. ૧૩૦૩–૦૪) માં થયું.[૯૩અ] કર્ણે એ પહેલાંના વર્ષે(વિ. સં. ૧૩૫૯ માં) પાટણની સત્તા પુનઃ પ્રાપ્ત કરી લાગે છે.[૯૩આ] બીજા આક્રમણ વખતે કર્ણ સંપૂર્ણપણે હારી ગયો.

### કર્ણદેવના અંતિમ દિવસ

કર્ણદેવ પોતે આસાવલમાંથી નાસીને દક્ષિણમાં દેવગિરિના યાદવ રાજા રામચંદ્રના આશ્રયે ગયો. ત્યાં ખાનદેશના નંદરબાર જિલ્લાના બાગલાણના કિલ્લામાં સામંત તરીકે રહીને એક નાની ઠકરાત ઉપર પોતાની સત્તા જમાવી. એની સાથે એની પુત્રી દેવળદેવી હતી.

રાજા કર્ણદેવ બાગલાણના કિલ્લામાં આશ્રય મેળવી રહેલો હતો ત્યારે રાજા રામચંદ્રના યુવરાજ સિંઘણદેવે[૯૪] દેવલદેવી સાથે લગ્ન કરવાની માગણી રાજા કર્ણદેવ સમક્ષ મૂકી હતી. એક મરાઠાને પોતાની રાજકુંવરી પરણાવવામાં આવે તો રાજપૂત ગૌરવને હાનિ પહોંચે એમ માનીને એણે એનો અનાદર કર્યો.[૯૫]

થોડાક વખત પછી એવું બન્યું કે દેવગિરિનો રાજા રામચંદ્ર પૂર્વશરત પ્રમાણે બાદશાહ અલાઉદ્દીનને ખંડણી મોકલતો ન હોવાથી તેમજ એણે કર્ણદેવને આશ્રય આપ્યો હોવાથી રામચંદ્રને સજા કરવા બાદશાહે મલેક કાફૂરને દક્ષિણમાં ચડાઈ કરવા હુકમ કર્યો (ઈ. સ. ૧૩૦૭).[૯૬] આની જાણ કમલાદેવીને થતાં એણે દક્ષિણમાં ગયેલા કર્ણદેવ પાસેથી પોતાની પુત્રી મંગાવી આપવાની બાદશાહને વિનંતી કરી. બાદશાહે મલેક કાફૂરને એ પ્રમાણે સૂચના આપી. ગુજરાતના સૂબા અલપખાનને પણ મલેક કાફૂરના સૈન્ય સાથે જોડાવાનો બાદશાહે હુકમ આપ્યો.

મલેક કાફૂરે દક્ષિણમાં જઈ ખાનદેશમાં આવેલા સુલતાનપુર આગળ પડાવ નાખી, બાગલાણમાં રહેલા કર્ણદેવને કાસદ મારફતે બાદશાહ અલાઉદ્દીનના હુકમની જાણ કરી ને એની પુત્રી દેવલદેવી સોંપી દેવા જણાવ્યું. રાજા કર્ણદેવે આ અપમાનજનક માગણી નકારી કાઢી અને મુસલમાન સૈન્યનો બહાદુરીથી સામનો કર્યો. મુસલમાન લશ્કર સામે એણે લગભગ બે માસ સુધી ટક્કર ઝીલી.[૯૭] મલેક કાફૂર થોડાક સમય પછી આ યુદ્ધની સરદારી અલપખાનને સોંપીને પોતે દેવગિરિ તરફ ગયો.[૯૮]

કર્ણ જ્યારે મુસલમાન સૈન્ય સામે ઝઝૂમી રહ્યો હતો ત્યારે એની મુશ્કેલીનો લાભ સિંઘણદેવે ઉઠાવ્યો. એણે એના પિતાની પરવાનગી લીધા વિના એના ભાઈ ભિલ્લમદેવને કિંમતી ભેટો સાથે રાજા કર્ણદેવ પાસે મોકલ્યો અને દેવલદેવીનું લગ્ન પોતાની સાથે કરવા માગણી કરી. મુશ્કેલીમાં આવી પડેલા રાજવી કર્ણે સમયને વિચારી પોતાનો વિચાર બદલ્યો. એને લાગ્યું કે પોતાની દીકરી એક મુસલમાનને આપવી એના કરતાં હિંદુ રાજા રામચંદ્રનો પુત્ર વધારે સારો છે, આથી એણે પોતાની પુત્રીને ભિલ્લમદેવ જોડે રવાના કરી. ભિલ્લમદેવ દેવલદેવીને લઈ છૂપા રસ્તે દેવગિરિ તરફ નીકળી ગયો. આ વાતની જ્યારે અલપખાનને જાણ થઈ ત્યારે એ ઘણો નિરાશ થયો અને બાદશાહનો ગુસ્સો પોતાના ઉપર ઊતરશે એમ માનીને એણે કર્ણ ઉપર ભારે આક્રમણ કર્યું. કર્ણ છેવટે હાર્યો અને દેવગિરિ તરફ નાસી છૂટયો.

આ બનાવ બન્યો તે સમય દરમ્યાન એવું બન્યું કે મુસલમાન સૈનિકોની એક ટુકડી અલપખાનની પરવાનગીથી ઇલોરાની ગુફાઓ તરફ ગઈ હતી, ત્યાં રસ્તામાં એમણે દેવગિરિના ધ્વજવાળા કેટલાક મરાઠા સરદારોને આવતા જોયા. એમને લાગ્યું કે તેઓ અમને પકડવા આવે છે, આથી એમણે તીરંદાજી શરૂ કરી. એક તીર દેવલદેવીના ઘોડાને વાગતાં એ જમીન પર પટકાઈ પડયો. અલપખાનના સૈનિકો એની નજીક પહોંચી ગયા. આ વખતે દેવલદેવીની દાસી ભયથી 'આ દેવલદેવી છે' એમ બોલી ઊઠતાં સૈનિકોએ દેવલદેવીને પકડી લીધી અને કેદ કરી અલપખાનની પાસે લઈ આવ્યા. અલપખાને દેવલદેવીને તરત જ દિલ્હી રવાના કરી દીધી. આ બનાવ કર્ણદેવે પાટણ છેવટનું ગુમાવ્યા પછી ત્રણચાર વર્ષે બન્યો. સમય જતાં બાદશાહના શાહજાદા ખિઝરખાન સાથે દેવલદેવીનું લગ્ન કરવામાં આવ્યું.[૯૯]

કર્ણ પોતે બાગલાણથી નાસીને રામચંદ્રનું શરણું લેવા દેવગિરિ ગયો, પણ

ત્યાં પરિસ્થિતિ જુદી હતી. મલેક કાફૂરે દેવગિરિનો કબજો મેળવ્યો હતો, આથી યાદવ રાજવી રામચંદ્ર આશ્રય આપી શકે એવી સ્થિતિમાં ન હતો. ત્યાંથી નિરાશ થઈ એ તેલંગણ તરફ આશ્રય મેળવવા ગયો.[100] પછી એનું શું થયું એ જાણવા મળતું નથી, પણ વિ. સં. ૧૩૯૩(ઈ. સ. ૧૩૩૭)માં રચાયેલા નાભિનંદનોદ્ધાર-પ્રબંધમાં જણાવ્યું છે કે 'અલાઉદ્દીનના પ્રતાપથી કર્ણ રાજા હારીને પરદેશમાં ગયો અને ત્યાં રખડી રઝળીને રાંક માણસ પેઠે મૃત્યુ પામ્યો.'[101]

આમ ગુજરાતનો વાઘેલા સોલંકી રાજવી કર્ણ માળવા, મેવાડ અને મારવાડના રાજાઓની માફક અલાઉદ્દીન ખલજી સામે પોતાનું રાજ્ય સાચવી શક્યો નહિ. એમાં કર્ણદેવની નિર્બળતા કે માધવની ફૂટ ઉપરાંત હિંદુ રાજાઓનો અંદર-અંદરનો કુસંપ, વંશપરંપરાથી વારસામાં ઊતરી આવેલી વૈરવૃત્તિ, ઊતરતી કક્ષાની લશ્કરી વ્યવસ્થા વગેરે પણ કારણભૂત ગણાય. કેટલાયે રાજપૂત રાજવીઓ મુસલમાનો સામે પોતાની પૂરી તાકાતથી લડવા છતાં સંપ, દૂરંદેશી અને મુત્સદ્દીગીરીના અભાવે મુસલમાનો સામે નિષ્ફળ નીવડચા. ગુજરાતના ઇતિહાસમાં એ નિષ્ફળતાનો અપયશ વાઘેલા કર્ણદેવને મળ્યો.

ટૂંકમાં, ભીમદેવ ૧ લો, કર્ણદેવ ૧ લો, સિદ્ધરાજ જયસિંહ, કુમારપાલ અને વીસલદેવ જેવા પરાક્રમી રાજવીઓના સમયમાં સોલંકી રાજ્યે ઘણો વિકાસ સાધ્યો હતો, જ્યારે વાઘેલા રાજવી કર્ણદેવ ૨ જાના સમયમાં એનો સંપૂર્ણપણે નાશ થયો ને ગુજરાતમાં દિલ્હીના સુલતાનોના નાઝિમો(સૂબેદારો)નું શાસન પ્રવર્ત્યું.

## પાદટીપો

૧. प्र. चि. ( સંપાદક, જિનવિજય મુનિ), पृ. ९८
૨. હ. ગં. શાસ્ત્રી, 'માણસાની વાવ અને એનો શિલાલેખ', "જનસત્તા, દીપોત્સવી અંક, વર્ષ ૨૦૧૭", પૃ. ૪૯
૩. દલપતરામ ડા. કવિ, "ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો," પૃ. ર૭૧; કૃષ્ણરામ ગ. ભટ્ટ, "વાઘેલા વૃત્તાંત," પૃ. ૧ થી ૧૨
४. की. कौ., स. २, श्लो. ६२
५. प्र. चि., पृ. ९४
૬. કૃ. ગ. ભટ્ટ, "વાઘેલા વૃત્તાંત", પૃ. ૧ થી ૧૨
૭. દલપતરામ ડા. કવિ, "ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો" પૃ. ર૭૧
८. प्र. चि., पृ. ९४
૯. હ. ગં. શાસ્ત્રી, ગુ. પ્રા. ઇ., પૃ. ૨૨૩
૧૦. નટવરલાલ ગાંધી, 'ધવલક્કનું ચોગઠું', "પથદીપ", ૧૯૫૭, પૃ. ૧
૧૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૨૩-૪૨૩
૧૨. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૫
૧૩. ન. આ. આચાર્ય, "વાઘેલાકાલીન ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ", પૃ. ૫૦

૧૪. की. कौ., स. २, श्लो. ६२–६३; ગુ. પ્રા. ઇ., પૃ. ૨૨૪
૧૫. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૫
૧૬. લવણપ્રસાદે અને વીરધવલે કરેલાં યુદ્ધોની વિગતો માટે જુઓ ઉપર પ્રકરણ ૫.
૧૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૫૧
૧૮. એજન, પૃ. ૪૫૪–૪૫૭
૧૯–૨૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૩૮
૨૧. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૨૧૫
૨૨. પ્રાચીન જૈન લેખસંગ્રહ (સંપાદક : જિનવિજય મુનિ), લેખ ૬૬; ગુ. મ. રા. ઇ., પૃ. ૪૫૪
૨૩. मेरुतुंग, विचारश्रेणी, पृ. ९
૨૪. *C. G.*, p. 178
૨૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૭
૨૬. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૫
૨૭. *C. G.*, p. 174
૨૮. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૬
૨૯. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૩
૩૦. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૬
૩૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૪
૩૨. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ માળવાનો આ રાજા જયસિંહ ૨ જો હોવાનું ધાર્યું છે ( ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૨ ), જ્યારે ડૉ. અશોકકુમાર મજુમદારે એ જૈતુગીદેવ હોવાનું માન્યું છે ( *C. G.*, p. 174 ). માળવાના ઇતિહાસમાં જૈતુગીદેવના રાજ્યનું જ્ઞાત વર્ષ ઈ. સ. ૧૨૪૩, જયવર્મા ૨ જાનું પ્રથમ જ્ઞાત વર્ષ ઈ. સ. ૧૨૫૬ અને જયસિંહ ૨ જાનાં જ્ઞાત વર્ષ ઈ. સ. ૧૨૬૯ અને ૧૨૭૪ મળે છે ( *The Struggle for Empire*, p. 71 ). ઈ. સ. ૧૨૫૩ સુધીમાં બનેલો આ બનાવ આથી કાં તો જૈતુગીદેવના રાજ્યકાલના અંતિમ ભાગમાં અથવા જયવર્મા ૨ જાના રાજ્યકાલના આરંભિક ભાગમાં બન્યો હોવો જોઈએ.
૩૩. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૬ અને ૨૨૨
૩૪. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૫
૩૫. એજન, લેખ ૨૧૮–૨૧૯
૩૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૫ થી ૪૭૭
૩૭. पु. प्र. सं., पृ. ८०
૩૮. એજન, લેખ ૨૨૨
૩૯. *C. G.*, p. 180
૪૦. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૭
૪૧. એજન, લેખ ૨૧૬ અ
૪૨. એજન, લેખ ૧૬૪ ( સુધારેલો)
૪૩. એજન, લેખ ૨૧૯ બ
૪૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૨
૪૫. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૨૨
૪૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૨
૪૭. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૧૭
૪૮. એજન, લેખ ૨૧૮
૪૯. એજન, લેખ ૨૧૯
૫૦. એજન, લેખ ૨૧૬ અ
૫૧. એજન, લેખ ૧૬૪ (સુધારેલો)
૫૨. એજન, લેખ ૨૨૪; બુ. પ્ર., પુ. ૫૭, પૃ. ૭૬
૫૩. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૨૨
૫૪. એજન, લેખ ૨૨૫
૫૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૭૮; મુરલીધર મંદિરની પ્રશસ્તિ, બુ. પ્ર., પુ. ૫૭, પૃ. ૭૭. રાસમાળામાં અર્જુનદેવ પછી લવણરાજ નામે વ્યક્તિનું નામ ભાટચારણોના વૃત્તાંત પરથી દર્શાવ્યું છે (ફાર્બસ, રાસમાળા, ગુ. અનુવાદ, આ. ૨, ભા. ૧, પૃ. ૪૦૯), પણ એના માટે પ્રાચીન લેખાદિરૂપે સબળ પ્રમાણ મળ્યું નથી.
૫૬. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૨૨
૫૭. मेरुतुंग, विचारश्रेणी, पृ. ९

૫૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૭૯
૫૯. ગુ. ઐ. લે. ભા. ૩, લેખ ૨૨૦ અ
૬૦. એજન, લેખ ૨૨૨
૬૧. બુ. પ્ર., પુ. ૫૭, પૃ. ૭૭
૬૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૧
૬૩. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૫૨
૬૪. जिनप्रभसूरि, विविधतीर्थकल्प, पृ. ३०; ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૬
૬૫. *C. G.*, p. 184
૬૬. ગુ. એ. લે., ભા. ૩, લેખ ૨૨૨અ; ગુ. પ્રા. ઇ., પૃ. ૨૩૦
૬૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૦-૪૮૧
૬૮. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૨૨
૬૯. એજન, લેખ ૨૨૩
૭૦. એજન. લેખ ૨૨૩અ
૭૧. એજન, લેખ ૨૨૪
૭૨. એજન. લેખ ૨૨૫અ
૭૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૮
૭૪. એજન, પૃ. ૪૮૭
૭૫. *C. G.*, p. 185
૭૬. ગુ. એ લે., ભા. ૩, લેખ ૨૨૪
૭૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૮
૭૮-૭૯. એજન, પૃ. ૪૮૯
૮૦. બુ. પ્ર., પુ. ૫૭, પૃ. ૭૬; *EI*, Vol. XXXIV, pp. 151 ff.
૮૧. આ મંદિર શાંડિલ્ય ગોત્રના મુંજાલદેવ અને કશ્યપ ગોત્રનાં આનલદેવીના પુત્ર વૈજલદેવે બંધાવ્યું હતું ને એ સૂર્યનું નામ 'મુંજાલસ્વામિદેવ' હતું.
૮૨. श्रुतिशास्त्राविरोधेन सोयं पालयति प्रजाः । એજન, શ્લો. ૧૩
૮૩ *C. G.*, p. 187
૮૪. यवना माधवनागरविप्रेणानीताः । (मेरुतुंग, विचारश्रेणी, पृ. ९)
૮૫. अह तेरसय-छप्पन्ने विक्कमवरिसे अल्लावदीणसुरत्ताणस्स कणिट्ठो भाया उलूखाननामधिज्जो ढिल्लीपुराओ मंतिमाहवपेरिओ गुज्जरधरं पट्ठिओ ।
—विविधतीर्थकल्प, पृ. ३०
૮૬. पद्मनाभ, कान्हडदेप्रबंध, प्रथम खंड, १३-१४
૮૭-૮૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૪
૮૮અ. જુઓ પરિશિષ્ટ
૮૯. कान्हडदेप्रबंध, प्रथम खंड, २९-९२; ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૫-૪૯૭
૯૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૫૦૦
૯૦અ. સોમનાથ પાટણના (કાર્તિકાદિ) સં. ૧૩૫૫ના શિલાલેખ( *Inscriptions of Kathiawad*, No. 17 )માં સોમનાથના દ્વારે થયેલા યુદ્ધનો ઉલ્લેખ છે તે સોમનાથ પરના આ આક્રમણને લગતો લાગે છે. ત્યારે ઈ. સ. ના ૧૨૯૯નો જૂન માસ ચાલતો હતો, આથી અણહિલવાડ પરનું આક્રમણ એ વર્ષમાં જૂન પહેલાં થયું હોવું જોઈએ ને विविधतीर्थकल्प માં જણાવેલું વર્ષ ૧૩૫૬ ચૈત્રાદિ હોવું જોઈએ. હિ. સ. ૬૯૮ ઈ. સ. ૧૨૯૮ ના આક્ટોબરથી ઈ. સ. ૧૨૯૯ ના આક્ટોબર સુધી હતું એ સાથે પણ આનો મેળ મળે છે.　—સં.
૯૧. ડૉ. છોટુભાઈ ર. નાયક અલાઉદ્દીન ખલજીના ગુજરાતમાંના વહીવટ અંગે નોંધતાં ત્રણ સરદારોનાં નામ અને વર્ષ આપે છે :—૧. ઉલુગખાન (ઈ. સ. ૧૨૯૭), ૨. સરવરખાન (ઈ. સ. ૧૨૯૭-૧૩૦૦), ૩. અલપખાન (ઈ. સ. ૧૩૦૦-૧૩૧૬).

સરવરખાન વિશે તેઓ નોંધે છે કે 'ગુજરાતની જીત પછી અલપખાને સરવરખાનને સૂબા તરીકે નીમ્યો હતો. તે ત્રણ વર્ષ ચાલુ રહ્યો. તે પછી ગુજરાતીઓએ બળવો કર્યો ત્યારે અલપખાનને ગુજરાતનો નાઝિમ (સૂબો) નીમવામાં આવ્યો.' (છોટુભાઈ ર. નાયક, "ગુજરાતી પર અરબી ફારસીની અસર," પૃ. ૧૫૫)

૯૨. *C. G.*, p. 192

૯૩. 'પુરાતત્ત્વ', પુ. ૧, પૃ. ૬૩; ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૯, પાદટીપ ૧

૯૩અ. ૯૩આ. જુઓ પરિશિષ્ટ.

૯૪. આ નામ અગાઉ 'સંકલદેવ' પરથી 'શંકરદેવ' ધારવામાં આવેલું, પરંતુ અમીર ખુસરોએ આપેલા 'સંખન' રૂપમાં મૂળ શબ્દ 'સિંઘણ' ઉદ્દિષ્ટ છે.

૯૫. *C. G.*, p. 191

૯૬. *The Delhi Sultanate*, p. 31

૯૭. *C. G.*, p. 191

૯૮. *The Delhi Sultanate*, p. 32

૯૯. *C. G.*, p. 191. વિગતવાર ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ.

૧૦૦. એજન, પૃ. ૧૯૨

૧૦૧. गुर्जरत्राधिपः कर्णस्तूर्णं यस्य प्रतापतः ।
नष्ट्वा गतो विदेशेषु भ्रान्त्वाथो रंकवन्मृतः ॥

ગુ. મ. રા. ઇ., પૃ. ૫૦૦

# કર્ણદેવ અને એના કુટુંબને લગતી સમસ્યાઓ

વાઘેલા ચૌલુક્ય રાજવી કર્ણદેવના સમયમાં દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખલજીની ફોજે ગુજરાત પર ચડાઈ કરી ને અંતે ગુજરાતમાં ચૌલુક્ય રાજ્યની જગ્યાએ દિલ્હી સલ્તનતની હકૂમત પ્રવર્તી એ નિઃસંશય છે. પરંતુ આ ચડાઈનું કારણ, ચડાઈની સંખ્યા અને રાણી કમલાદેવી તથા કુંવરી દેવલદેવીના વૃત્તાંતની યથાર્થતા વિવાદાસ્પદ હોઈ, એ સમસ્યાઓને એના વૃત્તાંતના સંદર્ભમાં તપાસીએ.

**માધવ મુસ્લિમ ચડાઈનું નિમિત્ત ખરો ? હોય તો શાથી ?**

અલાઉદ્દીન ખલજીએ ગુજરાત પર ફોજ મોકલી એ અંગે મુસ્લિમ તવારીખોમાં કંઈ કારણ આપેલું નથી, પરંતુ ઘણા હિંદુ લેખકો એને માટે કર્ણદેવના અમાત્ય માધવને જવાબદાર ગણાવે છે.

ચૌદમા શતકના પૂર્વાર્ધમાં રચાયેલ વિચારશ્રેણીમાં લખ્યું છે કે 'यवना माधवनागरविप्रेणानीताः ।[1] (યવનોને માધવ નાગર વિપ્રે આણ્યા.)' વિ. સં. ૧૩૮૯ (ઈ. સ. ૧૩૩૨-૩૩) ના અરસામાં રચાયેલ વિવિધતીર્થકલ્પમાં લખ્યું છે કે 'વિક્રમ વર્ષ તેરસો છપ્પનમાં અલાઉદ્દીન સુલતાનના ઉલુખાન નામે નાના ભાઈએ દિલ્હીથી મંત્રી માધવની પ્રેરણાથી ગુર્જરભૂમિ તરફ પ્રસ્થાન કર્યું.'[2]

સંવત ૧૩૫૬ થી ૧૫૦૦ સુધીમાં રચાયેલ મોઢ બ્રાહ્મણોના જ્ઞાતિપુરાણ 'ધર્મારણ્ય'માં જણાવ્યું છે કે 'પ્રતાપી મહારાજ કર્ણ ગાદી ઉપર હતો ત્યારે માધવ નામે એના દુષ્ટ અમાત્યે ક્ષત્રિય રાજ્યનો નાશ કર્યો અને મ્લેચ્છ રાજ્યની સ્થાપના કરી.'[3]

સંવત ૧૫૧૨ માં રચાયેલ કાન્હડદેપ્રબંધમાં "ઘેલા કર્ણદેવે બ્રાહ્મણ માધવને દૂભવ્યો, એના નાના ભાઈ કેશવને હણ્યો ને એની ગૃહિણીને પોતાને ઘેર રાખી, તેથી રિસાયેલા માધવે 'મુસલમાનોને અહીં લાવીશ ત્યારે જ અન્ન ખાઈશ' એવી પ્રતિજ્ઞા કરી" એમ જણાવ્યું છે.[4]

સંવત ૧૫૩૩માં લખાયેલ ગુર્જરરાજવંશાવલી(ગુટકો)માં 'નાગર બ્રાહ્મણ માધવ મુસલમાનોને લાવ્યો' એમ લખ્યું છે.[5]

સત્તરમા સૈકામાં રચાયેલ મુહણોત નેણસીની ખ્યાતમાં લખ્યું છે કે 'सं. १३४० में माधव ब्राह्मण प्रधान हुआ, उसकी स्त्री बघेलोंसे बिगड़ गई। वह जाकर अला-

उद्दीन बादशाहको लाया ' ને એ સંઘર્ષને લઈને રાજાએ માધવની પુત્રી હર્યાનું કારણ જણાવ્યું છે.[૬]

ભાટોની અનુશ્રુતિ પણ આવો જ વૃત્તાંત આપે છે, પરંતુ એમાં રાજાએ માધવની પત્ની હર્યાનું જણાવે છે.[૭]

ઉપરનાં વિધાનો પરથી જણાય છે કે કર્ણદેવે મંત્રી માધવને અવગણી, એના નાના ભાઈ કેશવને મારી નાખી અને મંત્રીના કુટુંબની કોઈ સ્ત્રીનું (પ્રાચીનતમ વૃત્તાંત પ્રમાણે કેશવની પત્નીનું) હરણ કરી એ કુટુંબ ઉપર અક્ષમ્ય અત્યાચાર કર્યો અને એથી કુપિત થયેલા માધવે રાજા ઉપર વેર લેવા માટે, દિલ્હી જઈ, ત્યાંના સુલતાનને મળી ગુજરાત પર એની ફોજનું આક્રમણ કરાવ્યું.

પરંતુ કેટલાક વિદ્વાનો આ માટે માધવને જવાબદાર માનતા નથી. શ્રી નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી જણાવે છે કે 'આ દંતકથા માનવા યોગ્ય નથી, કારણ કે જે સમકાલીન ગ્રંથોમાં એ મળે છે તે જૈનોના લખેલા છે, અને જૈનો અને શૈવો વચ્ચે હમેશાં વિરોધો હોવાથી બ્રાહ્મણોને ઉતારી પાડવા માટે એ લખાયેલ હોવાનું સંભવિત છે.'[૮] પણ પદ્મનાભ જૈન ન હતો, નાગર હતો, છતાં એણે પણ આ દંતકથા આપી છે.[૯]

માધવને લગતી અનુશ્રુતિને સમૂળી અશ્રદ્ધેય ગણી એ તો અલાઉદ્દીન ખલજીએ બીજા ઘણા પ્રદેશોની જેમ આ પ્રદેશ ઉપર ધનના કે સત્તાના લોભે ચડાઈ મોકલી હશે એમ ધારવું રહ્યું, પરંતુ એ ચડાઈ પછી ત્રણેક દસકામાં જ લખાયેલા ગ્રંથમાં માધવ મુસ્લિમોની ચડાઈ નોતરી લાવ્યાનો ઉલ્લેખ થયો હોવાથી એ ગમે તે કારણે આ ચડાઈનું નિમિત્ત બન્યો હોવાનું લગભગ નિશ્ચિત ગણાય. પરંતુ માધવ મંત્રીએ આવું શાથી કર્યું એ બાબતમાં વધુ મતભેદ રહેલો છે.

શ્રી રા. ચુ. મોદીનો મત છે કે "કર્ણનું ચારિત્ર્ય ધારવામાં આવે છે તેટલું દુષ્ટ નથી. મુરલીધરની પ્રશસ્તિમાં 'તે વેદ અને શાસ્ત્ર અનુસાર પ્રજાનું પાલન કરતો હતો' એમ લખ્યું છે. મુસલમાન લેખકોએ કર્ણના ચારિત્ર્ય વિરુદ્ધ એક અક્ષર પણ લખ્યો નથી, તેથી પરંપરાથી ચાલી આવતી વાતો બહુ વિશ્વાસ મૂકવા જેવી હોતી નથી."[૧૦]

શ્રી ક. મા. મુનશી જણાવે છે કે 'રાજા કર્ણદેવ દુષ્ટ ન હતો, પણ સંસ્કારી અને અમાત્યનો ઊંચો હોદ્દો ધરાવનાર બ્રાહ્મણ માધવે ગુજરાતનો દ્રોહ કર્યો છે."[૧૧]

માધવના કુટુંબ પર રાજા કર્ણે અત્યાચાર કર્યો એવી વાત પહેલવહેલી ૧૪ મી

સદીના નહિ, પણ ૧૫ મી સદીના ઘટનાના સમય પછી લગભગ દોઢસો વર્ષ બાદના, સાહિત્યમાં મળે છે એ ખરું છે, પરંતુ માધવ જેવો જૂનો મંત્રી આવું વિઘાતક પગલું ભરે તો એની પાછળ એવું કોઈ ગંભીર અને અક્ષમ્ય કારણ હોવું જોઈએ. સમકાલીન અભિલેખમાં રાજાની પ્રશસ્તિમાં એના સદાચારનો ઉલ્લેખ આવે એટલા ઉપરથી એના દુરાચારને લગતી આ ચિર-પ્રચલિત અનુશ્રુતિને અશ્રદ્ધેય માનવી અસ્થાને છે.[૧૧અ]

ઉપલબ્ધ વિધાનો પરથી વિચારતાં એમ જણાય છે કે રાજા કર્ણદેવે માધવના કુટુંબ ઉપર અત્યાચાર કર્યો હશે. રાજા પ્રજાનો પાલક થઈ આવું કૃત્ય કરે, પોતે રક્ષક થઈ ભક્ષક બને, ત્યારે એનો ભોગ બનનારમાં વૈરવૃત્તિ જાગે એ સ્વાભાવિક છે અને એ સમયે બીજો રસ્તો નહિ હોય તેથી અત્યાચારી રાજાની સાન ઠેકાણે લાવવા કે વેર વાળવા માધવને મુસલમાનોનું શરણ શોધવું પડ્યું હશે. પરિણામે માધવ ઇતિહાસમાં દેશદ્રોહી મનાયો.[૧૨]

**મુસ્લિમ ચડાઈ – એક કે બે ?**

કર્ણના રાજ્યનો અંત મુસલમાનોના એક આક્રમણથી આવ્યો કે બે આક્રમણથી એ પણ વિવાદગ્રસ્ત છે. વસ્તુતઃ આ આક્રમણ માટે જુદાં જુદાં વર્ષ મળે છે. પ્રવચનપરીક્ષામાં તથા વિચારશ્રેણીમાં મુસલમાનોનું આક્રમણ સં. ૧૩૬૦ માં થયું જણાવ્યું છે,[૧૩] જ્યારે વિવિધતીર્થકલ્પમાં મુસલમાનોના ગુજરાત પરના આક્રમણ માટેનું વર્ષ વિ. સં. ૧૩૫૬ જણાવેલ છે.[૧૪]

મુસલમાન લેખકો આ આક્રમણ માટે હિ. સ. ૬૯૬, ૬૯૭ અને ૬૯૮ એમ જુદાં જુદાં વર્ષ આપે છે.[૧૫] એમાં હિ. સ. ૬૯૮ અને વિ. સં. ૧૩૫૬ (કાર્તિકાદિ ૧૩૫૫) વચ્ચે મેળ મળે છે.[૧૬] તો આ આક્રમણ વિ. સં. ૧૩૫૬ (ઈ. સ. ૧૨૯૯)માં થયેલું કે સં. ૧૩૬૦ (ઈ. સ. ૧૩૦૩-૦૪)માં ?

કેટલાક મુસ્લિમ તવારીખકારો અલાઉદ્દીનની ફોજે ગુજરાત પર એક વાર અને બીજા કેટલાક બે વાર ચડાઈ કરી હોવાનું જણાવે છે.

અલાઉદ્દીન ખલજીના સમકાલીન અમીર ખુસરોએ પોતાના "ખઝાઇનુલ્ ફુતૂહ"(ઈ. સ. ૧૩૧૧-૧૨)માં ફક્ત હિ. સ. ૬૯૮(ઈ. સ. ૧૨૯૯)માં ગુજરાત પર આક્રમણ થયાનું જણાવ્યું છે, પણ આ ગ્રંથમાં ખુસરોએ ઘણા મહત્ત્વના બનાવ નોંધ્યા નથી.[૧૭]

આ જ લેખક પોતાના 'અશીકા' અથવા 'દવલરાની વ ખિઝ્રખાન' નામના કાવ્ય(ઈ. સ. ૧૩૧૬)માં અલાઉદ્દીને બે વખત ગુજરાત પર ચડાઈ

કર્યાનો ઉલ્લેખ કરે છે: પ્રથમ વારની ચડાઈમાં ઉલુઘખાને ગુજરાત લૂંટયું, મંદિર ભાંગ્યું અને કવલાદી(કમલાદેવી)ને પકડી, જે પછી અલાઉદ્દીનને પરણી. આઠ વર્ષ પછી કમલાદેવીએ કર્ણદેવ પાસેથી પોતાની પુત્રી દેવલદેવીને મંગાવી આપવાની વિનંતિ કરતાં અલાઉદ્દીને ઉલુઘખાન અને પંજમીનની સરદારી હેઠળ કર્ણદેવ સામે સૈન્ય મોકલ્યું. કર્ણ દેવગિરિ તરફ પલાયન થયો, પણ દેવલદેવી પંજમીનના હાથમાં આવી ગઈને એણે એને બાદશાહ પાસે મોકલી આપી.[૧૮]

ઇસામી 'ફુતૂહુલ-સલાતીન'( ઈ. સ. ૧૩૫૦ )માં જણાવે છે કે અલાઉદ્દીને ગુજરાત પર બે વાર ચડાઈ કરી. પ્રથમ ચડાઈ વખતે કર્ણ નાસી ગયો, પણ મુસલમાન સૈન્ય પાછું વળતાં એણે પાછા આવી પોતાની રાજધાની પાછી મેળવી. અલાઉદ્દીને ફરીથી મલીક ઝિતમ અને પાંચામીની સરદારી હેઠળ બીજી વાર સૈન્ય મોકલ્યું ( ઈ. સ. ૧૩૦૪–૫ ). આ વખતે કર્ણ સંપૂર્ણ રીતે હારીને દક્ષિણ તરફ નાસી ગયો. ઝિતમ દિલ્હી ગયો ને બાદશાહે ગુજરાતનો વહીવટ અલપખાનને સોંપ્યો.[૧૯]

ઝિયાઉદ્દીન બરની પોતાના 'તારીખે ફીરોઝશાહી'( ઈ. સ. ૧૩૫૯ )માં એક ચડાઈનો ઉલ્લેખ કરે છે. એમાં એ જણાવે છે કે અલાઉદ્દીને પોતે સત્તા પર આવ્યા પછી ત્રીજા વર્ષે અર્થાત્ ઈ. સ. ૧૨૯૯ માં ગુજરાત પર આક્રમણ કર્યું.[૨૦]

પછીના તવારીખકારોમાં નિઝામુદ્દીન ( ઈ. સ. ૧૫૯૫ ) અને બદાઊની (ઈ. સ. ૧૫૯૫ ) બરનીને અનુસરે છે.[૨૧]

ફરિસ્તા ( લગભગ ઈ. સ. ૧૬૦૬–૧૧ ) 'તારીખે ફરિસ્તહ'માં જણાવે છે કે પ્રથમ ચડાઈ વખતે મુસલમાનોએ કૌલાદેવીને કબજે કરી ને કર્ણે બાગલાણમાં આશ્રય લીધો, ત્યારબાદ જ્યારે અલાઉદ્દીન ઈ. સ. ૧૩૦૮ માં દખ્ખણમાં સૈન્ય મોકલતો હતો ત્યારે એણે કૌલાદેવીની વિનંતીને માન આપીને દેવલદેવીને પકડી લાવવાની મલેક કાફૂરને સૂચના આપી. મલેક કાફૂરે દખ્ખણમાં જઈ બાગલાણ ઉપર હુમલો કર્યો. કર્ણે બે મહિના સામનો કર્યો. મલેક કાફૂર એ કામ અલપખાનને સોંપી દેવગિરિ ગયો. દેવગિરિ મોકલાતી દેવલદેવી રસ્તામાં ઓચિંતી પકડાઈ ગઈ ને એને અલપખાને દિલ્હી મોકલી આપી.[૨૨]

આ સર્વ પરથી જણાય છે કે અલાઉદ્દીનની ફોજે ગુજરાત ઉપર એક વાર નહિ, પણ બે વખત ચડાઈ કરી હતી. એમાંની પહેલી ચડાઈ ઈ. સ. ૧૨૯૯ માં થઈ હતી. એનો સરદાર ઉલુઘખાન એ પછી બે વરસે રણથંભોરની લડાઈમાં

મારો ગયો હતો. એ પછી બીજી ચડાઈ ઈ સ. ૧૩૦૪-૫ માં મલીક ઝિતમ અને પાંચામીની સરદારી હેઠળ થઈ. અમીર ખુસરોએ ગુજરાત પરની આ બીજી ચડાઈના સરદાર પાંચામી અને મલેક કાફૂરે બાગલાણ પર કરેલી ચડાઈના સરદાર અલપખાન જેને એ ભૂલથી ઉલુઘખાન કહે છે તે બેને ભેગા વણી લીધા છે. ગુજરાત પરની બીજી ચડાઈનો ખરો વૃત્તાંત ઇસામીએ આપ્યો લાગે છે. બાગલાણ પરની મલેક કાફૂરની ચડાઈ તો છેક ઈ. સ. ૧૩૦૮ માં થઈ, જ્યારે ગુજરાત પરની બીજી ચડાઈ એ પહેલાં થઈ હતી એ સ્પષ્ટ છે. ઇસામીએ આ ચડાઈનું વર્ષ જણાવ્યું નથી, પરંતુ વિચારશ્રેણી વગેરેમાં સં. ૧૩૬૦ ( ઈ. સ. ૧૩૦૩-૪ ) નું વર્ષ આપેલું છે તે આ બીજી ચડાઈને બરાબર લાગુ પડે છે.

આ બે ચડાઈઓ વચ્ચે ચાર વર્ષોનો ગાળો રહેલો હોઈ એને મુસ્લિમ તવારીખ પરથી આડકતરું સમર્થન મળે છે. ગુજરાતની પહેલી જીત પછી ઉલુઘખાને સરવરખાનને કામચલાઉ વહીવટ સોંપ્યો હતો તે લગભગ ત્રણ વર્ષ ચાલુ રહ્યો હતો. એ પછી ગુજરાતીઓએ બળવો કર્યો. ત્યારબાદ અલપખાનની નિમણૂક કરવામાં આવી ( ઈ. સ. ૧૩૦૪ ).[૨૩]

આ હકીકતને ઇસામીએ જણાવેલા વૃત્તાંત સાથે સરખાવતાં ફલિત થાય છે કે સરવરખાનના વહીવટ દરમ્યાન ગુજરાતની પ્રજાએ દિલ્હીની હકૂમત સામે બળવો કર્યો હશે, ત્રણ વર્ષે કર્ણદેવ અણહિલવાડ પાછો ફરી એનો કબજો લઈ શક્યો હશે, એ પછી એક વર્ષમાં અલાઉદ્દીને ગુજરાત પર બીજી ચડાઈ મોકલી ગુજરાતનો કાયમી કબજો મેળવ્યો હશે, ને અલપખાનને નાઝિમ નીમ્યો હશે (ઈ. સ. ૧૩૦૪).

આ પછી કર્ણદેવ બાગલાણ રહ્યો હશે, ત્યાં મલેક કાફૂરે અને અલપખાને એ પછી ચારેક વર્ષે (ઈ. સ. ૧૩૦૮ માં) ચડાઈ કરી લાગે છે. એ ચડાઈ ખાનદેશમાં થઈ ગણાય. વળી ખરી રીતે એ ચડાઈ તો દેવગિરિ પરની ચડાઈના ફણગારૂપ હતી.

આ પછી કર્ણદેવને દેવગિરિમાં આશ્રય ન મળતાં એ તેલંગણના કાકતીય રાજા રુદ્રદેવના આશ્રયે ગયો ને એવી લાચાર દશામાં એણે પોતાનું શેષ જીવન વિતાવ્યું લાગે છે.

**દેવલદેવી : ઐતિહાસિકતા અને ઘટનાઓ**

ઉલુઘખાનની ચડાઈ પછી કર્ણદેવના કુટુંબનું શું થયું એ વિશે ભિન્ન ભિન્ન પ્રકારના હેવાલો મળે છે.

અલાઉદ્દીનના દરબારના કવિ અમીર ખુસરોએ પોતાના 'દવલરાની વ-ખિઝ્ર-ખાન' કાવ્ય(ઈ. સ. ૧૩૧૬–૨૦)માં જણાવ્યું છે કે ઉલુઘખાન કર્ણદેવની રાણી કવલાદી(કમલાદેવી)ને પકડી દિલ્હી લઈ ગયો. ત્યાં એ બાદશાહની માનીતી બેગમ બની. કર્ણદેવ પાસે રહેલી બે પુત્રીઓમાં મોટી પુત્રી મૃત્યુ પામી ને બીજી છ મહિનાની હતી. આગળ જતાં કમલાદેવીની ઇચ્છાથી બાદશાહે કર્ણદેવ પાસે એની નાની કુંવરી દેવલદેવીની માગણી કરી. અલાઉદ્દીને ઉલુઘખાન અને પંજમીનની સરદારી નીચે મોકલેલી ફોજથી ગભરાઈ જઈ કર્ણદેવે દેવગિરિના રાજાનું શરણ શોધ્યું ને દેવલદેવીને એના પુત્ર વેરે પરણાવવાનું કબૂલ કર્યું. કર્ણદેવ પુત્રીને ભેટસોગાદ સાથે મોકલવા તૈયાર થયો, પણ દેવલદેવી દેવગિરિ જતાં માર્ગમાં પકડાઈ જતાં પંજમીને એને દિલ્હી મોકલી દીધી. ત્યાં આઠ વર્ષની દવલદી ( દેવલદેવી ) અને દસ વર્ષના શાહજાદા ખિઝરખાન વચ્ચે પ્રીતિ બંધાઈ. ખિઝરખાનની માતા શાહજાદાને પોતાના ભાઈ અલપખાનની દીકરી સાથે પરણાવવા માગતી હતી તેથી એણે એ બેને છૂટાં પાડ્યાં ને એને અલપખાનની દીકરી સાથે પરણાવ્યો પણ ખરો (ઈ. સ. ૧૩૧૧), પણ ખિઝરખાન-દેવલદેવીની ગાઢ પ્રીતિ કામિયાબ નીવડી ને છેવટે બંનેનું લગ્ન થયું (ઈ. સ. ૧૩૧૩). આગળ જતાં મલેક કાફૂરે બાદશાહને ભંભેર્યો ને ખિઝરખાનને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૩૧૬ માં અલાઉદ્દીનનું મૃત્યુ થયું. મલેક કાફૂરે ખિઝરખાનની આંખો ફોડી નંખાવી. મલેક કાફૂરને મારી બીજો શાહજાદો તખ્તનશીન થયો. એણે ખિઝરખાનને મારી નંખાવીને લગ્ન કરવાની ઇચ્છાથી દેવલદેવીને પોતાના જનાનામાં દાખલ કરી (ઈ. સ. ૧૩૨૦).[૨૫] આ એક પ્રણયકાવ્ય હોઈ એમાં સ્વાભાવિક રીતે કેટલીક અવાસ્તવિક કલ્પનાઓ ઉમેરાઈ છે.

કવિ ઇસામી ( ઈ. સ. ૧૩૫૦ ) આ વાત જુદી રીતે જણાવે છે. બીજી વખત મુસલમાનોનું આક્રમણ થતાં કર્ણ હારીને દખ્ખણમાં નાસી ગયો તે દરમ્યાન એની રાણીઓ અને કુંવરીઓ મુસલમાનોના હાથે પકડાઈ ગઈ તેમાં દેવલદેવીનો પણ સમાવેશ થતો હતો.[૨૬]

પછીના લેખકોમાં બરની ( ઈ. સ. ૧૩૫૯ ) જણાવે છે કે કર્ણદેવ ઉલુઘખાન –નસરતખાનથી હારી દેવગિરિ ભાગી ગયો. એની રાણીઓ તથા પુત્રીઓ મુસલમાનોના હાથે કેદ પકડાઈ અને એમને દિલ્હી લઈ જવામાં આવી.[૨૭] બરની કોઈ સ્ત્રીઓનાં નામ જણાવતો નથી તેમજ દેવલદેવીનો પ્રેમપ્રસંગ નિરૂપતો નથી.

પછીના તવારીખકારોમાં નિઝામુદ્દીન ( ઈ. સ. ૧૫૯૫ ) અને બદાઊની ( ઈ. સ. ૧૫૯૫ ) ઉલુઘખાને દેવલદેવીને પકડ્યાનું જણાવે છે, પરંતુ બદાઊની

અમીર ખુસરોના કાવ્યની વિગતને સ્વીકારે છે, જ્યારે નિઝામુદ્દીન એને લેખામાં લેતો નથી. આ બંનેમાંથી કોઈ કૌલાદેવીના નામનો કે એની માગણીનો ઉલ્લેખ કરતો નથી.[૨૮]

ફરિસ્તા ( લગભગ ઈ. સ. ૧૬૦૬–૧૧ ) 'તારીખે ફરિસ્તહ'માં આ સર્વ વિગતો સાંકળી લે છે. એમાં કર્ણ હાર્યો, દખ્ખણ તરફ નાસી ગયો, મુસલમાનોનું આક્રમણ થતાં દેવગિરિ જતાં રસ્તામાં દેવલદેવી કેદ પકડાઈ, એને દિલ્હી લઈ જવામાં આવી, ત્યાં એનું શાહજાદા ખિઝરખાન સાથે લગ્ન થયું, એ સર્વ વિગતો આપી છે.[૨૯]

કાન્હડદેપ્રબંધ( ઈ. સ. ૧૪૫૫ )માં કવિ પદ્મનાભ 'કર્ણની રાણી પગપાળી નાઠી' એટલું જ જણાવે છે.[૩૦] હિંદુ લેખકો કમલાદેવી–દેવલદેવી વિશે કંઈ જણાવતા નથી.

અર્વાચીન ઇતિહાસકારોમાં શ્રી ફાર્બસ,[૩૧] શ્રી ભગવાનલાલ ઇંદ્રજી,[૩૨] શ્રી કોમિસેરિયટ[૩૩] વગેરે અમીર ખુસરોના કાવ્યમાં આપેલ વિગતોને સ્વીકારે છે.

પરંતુ કેટલાક બીજા ઇતિહાસકારો આ પ્રસંગને કપોલકલ્પિત માને છે. આ અંગે બાબુ જગનલાલ ગુપ્ત જણાવે છે કે 'કર્ણ પોતાની પુત્રી પ્રથમ મુસલમાની બાદશાહને પરણાવવાનું કબૂલ કરે છે ને હિંદુ શંકરદેવને આપવાની આનાકાની કરે છે એ વાત સંભવિત નથી. કર્ણની આર્ય સંસ્કારમાં ઊછરેલી રાણી પોતાના પતિના પુત્રને પોતાની પુત્રી પરણાવવા તૈયાર થાય એ સંભવિત નથી. ને વરકન્યાની વય આઠ-દસ વર્ષની જોતાં બંને વચ્ચે કલ્પેલો પત્રવહેવાર અશક્ય છે.' આમ તેઓ આ પ્રસંગને અસંભવિત માને છે અને સાથે સાથે આ પ્રસંગનું મૂળ આ પ્રમાણે જણાવે છે : 'રણથંભોરના ચૌહાણ રાજા હમ્મીરદેવની કન્યા દેવલદેવીને પોતાના પુત્ર માટે મેળવવામાં નિષ્ફળ ગયેલા અલાઉદ્દીનને ખુશ રાખવા અમીર ખુસરોએ કર્ણદેવની દેવલદેવીનો પ્રસંગ ઉપજાવી કાઢેલ છે.'[૩૪]

બાબુ જગનલાલ ગુપ્તના મંતવ્ય સાથે શ્રી રા. ચુ. મોદી,[૩૫] શ્રી દુ. કે. શાસ્ત્રી,[૩૬] તથા શ્રી ર. ભી. જોટ[૩૭] વગેરે સહમત થાય છે.

ડૉ. કે. આર. કાનૂનગો દેવલદેવીનો પ્રસંગ કવિકલ્પિત હોવા વિશેની માન્યતા માટે બાબુ જગનલાલ ગુપ્તનાં મંતવ્યો સાથે સહમત થાય છે, પણ એમણે આ પ્રસંગનું મૂળ બતાવતી જે દલીલ કરી છે તેની સાથે સહમત થતા નથી. એ જણાવે છે કે ખુસરોના કાવ્યની વાર્તાનો કોઈ પાયો જ નથી.[૩૮]

શ્રી મુનશી બાબુ જગનલાલ ગુપ્તનાં સર્વ મંતવ્ય સ્વીકારે છે ને અમીર

ખુસરોના પ્રણયકાવ્યની કેટલીક વધુ અસંગતિઓ દર્શાવે છે.[૩૯]

શ્રી બેનીપ્રસાદ પણ જાયસી-કૃત 'પદ્માવત'ની જેમ 'અશીકા'ના આખા વૃત્તાંતને ઉપજાવી કાઢેલો અને સમકાલીન આધાર વિનાનો ગણે છે.[૪૦]

આમ કેટલાક ઇતિહાસકારો અમીર ખુસરોના પ્રણયકાવ્યમાં નિરૂપાયેલી ઘટનાઓને ઐતિહાસિક માની લે છે, તો બીજા કેટલાક ઇતિહાસકારો એને સાવ કપોલકલ્પિત માની એનો સદંતર અસ્વીકાર કરે છે.

કેટલાક ઇતિહાસકારો આ બે નિતાંત વલણ તજીને એમાંની મુખ્ય બાબતોને ખરી માને છે અને ગૌણ વિગતોને કલ્પિત માને છે.

શ્રી હોડીવાલાએ મૂળ કાવ્યની વિગતો તપાસીને એના અનુવાદમાં થયેલી કેટલીક ગેરસમજો દર્શાવી છે.[૪૧]

ડૉ. અશોકકુમાર મજુમદાર અમીર ખુસરોના આખા કાવ્યને ખોટું માનતા નથી, પણ એમાં જણાવેલી કમલાદેવી અંગેની વિગત સ્વીકારતા નથી. તેઓ માને છે કે કમલાદેવીને બળજબરીથી બાદશાહની બેગમ બનાવવામાં આવી હશે તેવી રીતે દેવલદેવીની બાબતમાં પણ બન્યું હોય; એને બળજબરીથી ખિઝરખાન સાથે પરણાવવામાં આવી હશે.[૪૨]

ડૉ. રમેશચંદ્ર મજુમદાર પણ કમલાદેવીની માગણી અને દેવલદેવીના પ્રેમની વિગતો ખોટી માની, દેવલદેવી-ખિઝરખાનના લગ્નની મુખ્ય બીનાને સ્વીકાર્ય ગણે છે.[૪૩]

શ્રી શ્રીવાસ્તવ પણ માને છે કે કવિ ખુસરોએ કાવ્યમાં વર્ણવેલો પ્રસંગ એક સમકાલીન બનાવ છે ને એમાંનું એક પણ પાત્ર કલ્પિત નથી, આથી એમાં કેટલીક કાવ્યોચિત કલ્પનાઓ ઉમેરાઈ હોવા છતાં કાવ્યના મુખ્ય પ્રસંગને તદ્દન કલ્પિત માની શકાય એમ નથી. [૪૪]

ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી પણ આવું માને છે.[૪૪અ]

શ્રી સતીશચંદ્ર મિશ્ર કાવ્યની મુખ્ય બીના સાચી માની એની ઐતિહાસિકતા-ને નકારતા નથી.[૪૫]

આમ કવિ ખુસરોએ પોતાના કાવ્યમાં નિરૂપેલા પ્રસંગની ઐતિહાસિકતાને નકારી શકાય એમ નથી.

અમીર ખુસરો કવિ ઉપરાંત ઇતિહાસકાર પણ હતો. બાદશાહને રણ-થંભોરના રાજાની પુત્રી દેવલદેવી મેળવવામાં નિષ્ફળતા મળી અને તેથી બાદશાહને

ખુશ કરવા અમીર ખુસરોએ આ કાવ્ય રચ્યું એમ કહેવું એ બરાબર નથી. જો રણથંભોરની દેવલદેવીનો પ્રશ્ન હોત તો કવિ એ જ દેવલદેવીને કાવ્યની નાયિકા તરીકે કલ્પીને પોતાનું કાવ્ય રચી શક્યો હોત. એને બદલે કર્ણદેવની દીકરી દેવલદેવીને શા માટે વચમાં લાવવી પડે ?

સંભવ છે કે કર્ણની રાણી કમલાદેવીને મુસલમાનોના હાથે કેદ પકડાતાં અલ્લાઉદ્દીનના જનાનામાં પ્રવેશ કરવાની ફરજ પડી હોય, ને એવી રીતે કર્ણની પુત્રી દેવલદેવીને પણ મુસલમાનોના હાથે કેદ પકડાતાં બાદશાહના પુત્ર ખિઝરખાન સાથે લગ્ન કરવાની ફરજ પડી હોય, પણ કમલાદેવીએ પોતે પાછળથી દેવલદેવીને તેડાવીને એનું શાહજાદા સાથે લગ્ન કરાવી આપ્યું એ વાત ભાગ્યેજ માની શકાય. ફરિસ્તા, બદાઉની વગેરે મુસ્લિમ ઇતિહાસકારો પણ આ વિગત સ્વીકારતા નથી. ફરિસ્તા તો કર્ણ દેવલદેવીને મોકલવા તૈયાર હતો એ વાત પણ સ્વીકારતો નથી.

દેવલદેવીની ઉંમર વિશે વિચારતાં લાગે છે કે હિજરી ૭૦૪(ઈ. સ. ૧૩૦૪–૦૫)માં એ પકડાઈ દિલ્હી ગઈ ત્યારે નવ વર્ષની અને લગ્ન વખતે ૧૪ વર્ષની હતી.[૪૬] એ પાંચ વર્ષના વચગાળાના ઉત્તરાર્ધ દરમ્યાન એને શાહજાદા સાથે પ્રણય થયો હોય એ અસંભવિત ન ગણાય.[૪૭]

ખિઝરખાનના મૃત્યુ બાદ દેવલદેવીનું શું થયું એ વિશે કોઈ આધારભૂત માહિતી મળતી નથી. ઇલિયટ અને ડાઉસન પોતાના ગ્રંથમાં અમીર ખુસરોના કાવ્ય 'અશીકા'ની વિગત આપતાં જણાવે છે કે 'ખિઝરખાનના મૃત્યુ બાદ દેવલદેવી ખિઝરખાનને વળગી રહી ત્યારે એના હાથ કાપી નાખવામાં આવ્યા.' પરંતુ શ્રી હોડીવાલા મૂળ પાઠ તપાસીને જણાવે છે કે મૂળ કાવ્યમાં આવો કોઈ ઉલ્લેખ આવતો નથી.[૪૮]

ફરિસ્તા આવી કોઈ વાત કરતો નથી, પણ એ દેવલદેવીને ખિઝરખાનના મૃત્યુ બાદ કુત્બુદ્દીનના જનાનખાનામાં જવું પડ્યું હોવાનું જણાવે છે.[૪૯]

હાજી-ઉદ્-દબીર પોતાના 'ઝફરુલ્વાલિહ બ–મુઝફ્ફર વ આલિહ' ગ્રંથમાં લખે છે કે 'મુબારકના મૃત્યુ બાદ દેવલદેવી ખુસરોખાન નામના માણસના કબજામાં આવી.[૫૦] આ ખુસરોખાનને કેટલાક ઇતિહાસકારો હલકી જાતિનો માને છે.[૫૧]

આ કથનમાં કંઈક વજૂદ હોય તો એનો અર્થ એવો નીકળે કે દેવલદેવીને જેમ એક વાર ખિઝરખાનના મૃત્યુ બાદ કુત્બુદ્દીનના જનાનામાં જવાની ફરજ પડી હતી, તેમ ખુસરોખાનના પનારે પડવાની ફરજ પડી હશે. દેવલદેવી કદાચ

ખુસરોખાનના પનારે પડી હોય તોપણ એ હલકી જાતનો હતો એ માન્યતા શંકાસ્પદ છે.[૫૨]

માતા કમલાદેવી પકડાઈ જતાં માતૃછાયા ગુમાવી બેઠેલી દેવલદેવી આઠ વર્ષે દિલ્હીની ફોજ વડે પકડાઈ ગઈ. ત્યાં એ જુદા વાતાવરણને વશ થઈ શાહજાદા ખિઝરખાનને પરણી, પણ એ પછીય એના પર આપત્તિઓ આવ્યા કરી, એ જોતાં રાજ્યભ્રષ્ટ કર્ણદેવની જેમ એની એ કુંવરીના જીવનનો પણ કરુણ અંજામ આવ્યો ગણાય.

## પાદટીપો

૧. विचारश्रेणी, पृ. ९

૨. जिनप्रभसूरि, विविधतीर्थकल्प, पृ. ३०

૩. धर्मारण्य–माहात्म्य, अ. ६७, श्लो. ६८–६९

૪. कान्हडदेप्रबंध, प्रथम खंड, १३–१४ ( पृ. २ )

૫. *C. G.*, p. 193

૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૨, ૪૯૪, મુહણોત નેણસીએ વર્ષ ખોટું આપ્યું છે.

૭. ફાર્બસ, રાસમાળા ( ગુજ. અનુ. ), પૃ. ૩૮

૮. ન. ચ. દ્વિવેદી, "ગુજરાતનો બુઝાતો દીપક", પ્રવેશક. પૃ. ૧૬ ( ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૧, પા. ટી. ૩ )

૯. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૧, પા. ટી. ૩

૧૦. સ્વ. રા. ચુ. મોદી લેખસંગ્રહ, ભા. ૨, પૃ. ૫૭

૧૧. ક. મા. મુનશી, "ચક્રવર્તી ગુર્જરો," પૃ. ૩૬૦–૩૬૧

૧૧અ. પ્રશસ્તિકાર રાજાની સ્તુતિ જ કરે, આથી એનો આધાર પદ્મનાભનું વિગતવાર કથન ખોટું ઠરાવવા માટે પૂરતો ન ગણાય ( ગુ. મ. રા. ઇ, પૃ, ૪૯૪, પા. ટી. ૨ ). શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની જેમ શ્રી. રત્નમણિરાવ ( ગુ. સાં. ઇ., ખંડ ૧, પૃ. ૧૨૭ ), ડૉ. અ. કુ. મજુમદાર ( *C. G.*, pp. 149 ff. ), ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી ( ગુ. પ્રા. ઇ., પૃ. ૨૩૪ ) વગેરે પણ પદ્મનાભનું કથન ખરું ગણે છે. આ ચડાઈનું કારણ કોઈ જૂની મુસ્લિમ તવારીખમાં આપ્યું નથી, પરંતુ 'મિરાતે મોહમ્મદી'માં ભાટોની કથામાં જણાવેલું કારણ આપ્યું છે ( અબુઝફર નદવી, "ગુજરાતનો ઇતિહાસ." ભા. ૨, પૃ. ૬ ).

૧૨. 'धर्मारण्य–माहात्म्य' માં એને પાપી, દુષ્ટાત્મા, કુલાધમ અને દેશદ્રોહકર કહ્યો છે ( अ. ६७; श्लो. ६९ ), પરંતુ વસ્તુતઃ માધવનો ઇરાદો દેશદ્રોહનો ન ગણાય, રાજદ્રોહનો ગણાય ને પદ્મનાભના જણાવ્યા મુજબ તો એણે આખરે રાજાને પણ છટકવાનું બારું બતાવેલું ( कान्हडदेप्रबंध, खं. १, ६० ).

બાકી માધવે જે કર્યું તે 'અધર્મ' હતો ને એથી એની અપકીર્તિ થઈ એની ટીકા તો પદ્મનાભ પણ કરે છે (ગુ. સાં. ઇ., ખં. ૧, પૃ. ૧૨૭, પા. ટી. ૩).

૧૩. विचारश्रेणी, पृ. ९; ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૮-૪૯૯. ભાંડારકરને મળેલી બે પટ્ટાવલીઓમાં પણ આ વર્ષ આપ્યું છે (*C. G.*, p. 205).

૧૪. विविधतीर्थकल्प, पृ. ३०

૧૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૯૯

૧૬. જુઓ ઉપર પૃ. ૯૫.

૧૭. *C. G.*, p. 189

૧૮. *Ibid.*, p. 189

૧૯. *Ibid.*, p. 189

૨૦. *Ibid.*, p. 190

૨૧. *Ibid.*, p. 190

૨૨. *Ibid.*, p, 191

૨૩. છો. ર. નાયક, "ગુજરાતી પર અરબી ફારસીની અસર," ભા. ૧, પૃ. ૧૫૫, ટી.૨.

૨૪. ઇસામીએ આપેલા વૃત્તાંતને આધારે. *C. G.*, p. 190

૨૫. Elliot, *History of India*, Vol III, Appendix, pp. 551 ff.; છો. ર. નાયક, 'દવલરાની વ ખિઝ્રખાન', પુ. ૧૦૬, પૃ. ૩૩૨-૩૩૩

મૂળ કાવ્ય ઈ. સ. ૧૩૧૬ માં રચાયેલું. બાદ એમાં પુરવણી ઉમેરાઈ (ઈ.સ. ૧૩૨૦).

૨૬-૨૭. *C. G.*, p. 190

૨૮. *Ibid.*, pp. 190 f.

૨૯. *Ibid.*, p. 191

૩૦. कान्हडदेप्रबंध, खं. १, ६१ (पृ. ७)

૩૧. ફાર્બસ, રાસમાળા (ગુજરાતી ભાષાંતર), ભા. ૧ (આ. ૨), પૃ. ૫૧૪ થી ૫૨૧

૩૨. *B. G.*, Vol. I, Pt. I, p. 205

૩૩. M. S. Commissariat, *History of Gujarat*, Vol. I, pp. 5 ff. વળી જુઓ અબુઝફર નદવી, "ગુજરાતનો ઇતિહાસ," ભાગ ૨, પૃ. ૧૧-૧૪.

૩૪. नागरी प्रचारिणी पत्रिका, जिल्द ११, पृ. ४०७-४३९

૩૫. સ્વ. રા. સુ. મોદી લેખસંગ્રહ, ભા. ૨, પૃ. ૫૯

૩૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૫૦૧

૩૭. ર. ભી. જોટ, "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ", ખં. ૧, પૃ. ૧૩૬-૧૩૭

૩૮. *PIHC, Calcutta Session (1939)*. pp. 177 ff. (S. C. Misra, *Rise of Muslim Power in Gujarat*, p. 74)

૩૯. ક. મા. મુનશી, "ચક્રવર્તી ગુર્જરો," પૃ. ૩૬૩-૩૬૬; K. M. Munshi, *The Glory that was Gūrjaradeśa*, Part III (2nd edition), Appendix VIII, pp. 413 ff.

૪૦. *Ibid.*, Appendix IX, pp. 426 ff.

૪૧. S. H. Hodivala, *Studies in Indo-Muslim History*, pp. 308-369

૪૨. *C. G.*, p. 189

૪૩. R. C. Majumdar, *The Delhi Sultanate*, p. 50, *n.* 29

૪૪. A. L. Srivastava, "Historicity of Deval Rāṇī-Khizrkhan", *Islamic Culture*, 1950 (R. C. Majumdar, *The Delhi Sultanate*, p. 50, n. 29)

૪૪અ. ગુ. પ્રા. ઇ., પૃ. ૨૩૬-૨૩૭

૪૫. S. C. Misra, *op. cit.*, pp. 77 ff.

૪૬. *Ibid.*, p. 86

૪૭. ફિરિશ્તા તો દેવલદેવી દિલ્હી આવી ત્યારે ૧૨-૧૩ વર્ષની હતી એવું જણાવે છે (*Ibid.*, p. 86).

૪૮. S. H. Hodivala, *op. cit.*, p. 368

૪૯. *C. G.*, p. 195

૫૦. S. C. Misra, *op. cit.*, p. 87

૫૧. *C. G.*, p. 196

૫૨. શ્રી. હોડીવાલા ખુસરોખાનને હલકી જાતનો માનતા નથી. તેઓ જણાવે છે કે ખુસરોની ખરી જાતિ કઈ એ જાણવા બ્રીગ્સે ખોટી રીતે 'બરવાર'નું 'પરવાર' કર્યું છે; અને ટોમસે પરવારીનો અર્થ હલકી જ્ઞાતિ એવો કર્યો છે, પણ એ ખોટું છે (S. H. Hodivala, *op. cit.*, pp. 369 ff.).

## પ્રકરણ ૭

# નામાંકિત કુલો અને અધિકારીઓ

ખરો ઇતિહાસ રાજાઓને અનુલક્ષીને સીમિત રહેતો નથી; કોઈ પણ દેશ કે પ્રદેશના રાજકીય અભ્યુદયમાં રાજા ઉપરાંત એના અધિકારીઓનો મહત્ત્વનો ફાળો રહેલો હોય છે.

સોલંકી રાજ્યના અભ્યુદયના ઇતિહાસમાં સદ્ભાગ્યે અભિલેખો તથા પ્રબંધો પરથી અમાત્યો, સેનાપતિઓ, દૈવજ્ઞો, પુરોહિતો વગેરે વર્ગોના અનેક અધિકારીઓની માહિતી મળે છે. એમાંના કેટલાકની તો અનેક પેઢીઓની કુલપરંપરાગત કારકિર્દી જાણવા મળે છે.

એવી રીતે આ કાલના અનેક શ્રેષ્ઠીઓ, મહાજનો, કવિઓ, વિદ્વાનો વગેરેની પણ માહિતી મળે છે. સાંસ્કૃતિક ઇતિહાસના ખંડમાં તેઓનો યથાસ્થાન ઉલ્લેખ આવશે; અહીં રાજકીય ઇતિહાસના સંદર્ભમાં અધિકારીઓ અને તેઓનાં કેટલાંક કુલોની સંક્ષિપ્ત સમીક્ષા કરીએ.

**નિન્નયનું કુલ**–શ્રીમાલથી પહેલાં ગાંભુ અને પછી અણહિલવાડ આવી વસેલા તથા વનરાજ ચાવડાના માનીતા પોરવાડ ઠક્કુર નિન્નયનો પુત્ર લહર દંડનાયક હતો. એનો પુત્ર વીર મૂલરાજથી દુર્લભરાજ સુધીના ચૌલુક્ય રાજાઓનો મંત્રી હતો. વીરનો મોટો પુત્ર નેઢ ભીમદેવ ૧ લાનો મહામાત્ય હતો ને નાનો પુત્ર વિમલ ચંદ્રાવતીનો દંડનાયક હતો. એણે વિ. સં. ૧૦૮૮ માં આબુ ઉપર ઋષભદેવનું સુંદર મંદિર કરાવ્યું. નેઢનો પુત્ર ધવલ કર્ણદેવ ૧ લાનો સચિવ હતો. ધવલનો પુત્ર આનંદ જયસિંહદેવનો સચિવ થયો. એને પદ્માવતી નામે પત્ની હતી. તેઓનો પુત્ર પૃથ્વીપાલ સિદ્ધરાજ અને કુમારપાલના મંત્રી તરીકે ખ્યાતિ પામ્યો. એણે ચંદ્રાવતી અને અણહિલવાડમાં જૈન ચૈત્યો આગળ મંડપ કરાવ્યા, આબુ પર્વત પર વિમલ-વસહિમાં હસ્તિશાલા કરાવી ને એમાં પોતાના કુલના નામાંકિત પુરુષોની મૂર્તિઓ મુકાવી (વિ. સં. ૧૨૦૪).[1]

**ઊયા ભટ્ટ દૈવજ્ઞનું કુલ**–નગર (વડનગર)માં શાંડિલ્ય વંશમાં વસ્ત્રાકુલ નામે ગોત્રમાં ઊયાભટ્ટ નામે દૈવજ્ઞ(જોશી) થયો. એ અણહિલપુરના રાજા મૂલરાજ ૧ લાને આશિષ આપતો. એને માધવ, લૂલ અને ભાભ નામે ત્રણ પુત્ર હતા. મૂલરાજે એમને વાપી કૂપ તડાગ વગેરે પૂર્તકાર્યોની દેખરેખ સોંપી હતી. ચામુંડરાજે માધવને કન્હેશ્વર ગામ આપ્યું. ભાભ ભીમદેવ ૧ લાનો મિત્ર હતો. એનો

પુત્ર શોભ જયસિંહદેવનો પ્રિય મિત્ર હતો. એનો પુત્ર વલ્લ કુમારપાલનો સચિવ થયો. એની પત્ની રોહિણી હતી. એનો પુત્ર શ્રીધર ભીમદેવ ૨ જાના અધિકારીઓમાં પરમ માન્ય હતો. એ વિવિધગુણસંપન્ન હતો. એને સાવિત્રી, લક્ષ્મી અને સૌભાગ્યદેવી નામે ત્રણ પત્ની હતી. એણે માલવસેનાથી આક્રાંત થયેલા દેશને મંત્રબળથી સ્થિર કરી દેવપત્તન(સોમનાથ પાટણ)નું રક્ષણ કર્યું. વળી દુર્ગના દર્પરૂપ શ્રીધરે વીર હમ્મીરના સૈન્યને તૃણ સમાન કરી નાખ્યું. એણે માતાના શ્રેય અર્થે રોહિણીસ્વામી નામે કૃષ્ણનું મંદિર અને એક શિવાલય બંધાવ્યું. એની પ્રશસ્તિ સોમનાથ પાટણમાં કોતરેલી છે. એ ૬૦ શ્લોક જેટલી વિસ્તૃત છે, પરંતુ એનો ઘણો ભાગ ખંડિત છે. એ સં. ૧૨૭૩(ઈ. સ. ૧૨૧૬)માં રચાઈ છે.[૨]

**પુરોહિત સોલશર્માનું કુલ**–નગર(વડનગર)ના વસિષ્ઠ ગોત્રના ગુલેચા કુલમાં[૩] સોલશર્મા નામે ઋગ્વેદી બ્રાહ્મણ થયો. એ ગુર્જરેશ્વર મૂલરાજનો પુરોહિત હતો. એનો પુત્ર લલ્લશર્મા ચામુંડરાજનો પુરોહિત થયો. એનો પુત્ર મુંજ ૧ લો દુર્લભરાજનો પુરોહિત હતો. દુર્લભરાજના સમયમાં સુવિહિત જૈન સાધુઓને અણહિલવાડમાં વસવાટ કરવા દેવા માટે રાજાને ભલામણ કરનાર સોમ કે સોમેશ્વર[૪] મુંજનો પુત્ર સોમેશ્વર લાગે છે. એ ભીમદેવ ૧ લાના પુરોહિત તરીકે જાણીતો છે. સોમના પુત્ર આમશર્માએ 'સમ્રાટ' એવી યાજ્ઞિકી પદવી પ્રાપ્ત કરી. એણે શિવાલયો તથા સરોવરો બંધાવ્યાં. એ કર્ણદેવનો પુરોહિત હતો. એણે ધારાનગરીના પુરોહિતે કર્ણદેવ પર છોડેલી કૃત્યાને પોતાના મંત્રબળથી પાછી ધકેલી રાજાનું રક્ષણ કર્યું હતું. આમશર્માનો પુત્ર કુમાર ૧ લો સિદ્ધરાજ જયસિંહનો પુરોહિત હતો. એના પુત્ર સર્વદેવ ૧ લાએ યજ્ઞ કર્યા હતા ને દાન દીધાં હતાં. સર્વદેવની જેમ એનો પુત્ર આમિગ પણ ધર્મપરાયણ હતો. સિદ્ધરાજનો પ્રસિદ્ધ મંત્રી આલિગ કે આમિગ[૫] પ્રાયઃ એ હતો. એ કુમારપાલનો પણ સમકાલીન હતો.[૬] આમિગને ચાર પુત્ર હતા: સર્વદેવ ૨ જો, કુમાર ૨ જો, મુંજ ૨ જો અને આહડ. સર્વદેવે રાજા કુમારપાલનાં અસ્થિ ગંગામાં પધરાવ્યાં હતાં. એણે ઠેકઠેકાણે તળાવ કરાવ્યાં હતાં. કુમારે રાજા અજયપાલનો આગ્રહ છતાં સૂર્યગ્રહણ પ્રસંગે રત્નરાશિનો પ્રતિગ્રહ કર્યો નહોતો. એણે રાજાને યુદ્ધમાં પડેલા ઘા કટુકેશ્વરની આરાધના કરીને રૂઝવ્યા હતા. મૂલરાજ ૨ જાના સમયમાં એણે દુકાળના વખતે લોકોને કરમુક્ત કરાવ્યા હતા. રાષ્ટ્રકૂટ પ્રતાપમલ્લે કુમારને પ્રધાન મંત્રી નીમ્યો હતો. ચૌલુક્ય રાજાના સેનાપતિ તરીકે એણે અનેક પરાક્રમ કર્યાં હતાં. એ શાસ્ત્રમાં તેમજ શસ્ત્રમાં નિપુણ હતો. એને લક્ષ્મી નામે પત્નીથી મહાદેવ, સોમેશ્વર અને વિજય

નામે ત્રણ પુત્ર હતા. કુમારે ગુર્જર રાજ્યના અક્ષપટલાધ્યક્ષ તરીકે પણ ફરજ બજાવી હતી ને મુનિચંદ્રસૂરિકૃત 'અમમસ્વામિચરિત'નું સંશોધન કર્યું હતું.[૭]

કુમારનો વચેટ પુત્ર સોમેશ્વરદેવ 'ગુર્જરેશ્વર-પુરોહિત' હતો ને ચૌલુક્ય રાજાઓનો પૂજ્ય હતો. એ સુપ્રસિદ્ધ સાહિત્યકાર પણ હતો. એણે યામ(પ્રહર)માં નાટક રચીને ભીમદેવ ૨ જાની સભાને પ્રસન્ન કરી હતી. એ ચૌલુક્ય રાણા લવણપ્રસાદ અને વીરધવલ સાથે ગાઢ સંબંધ ધરાવતો. વસ્તુપાલ-તેજપાલને અમાત્ય નીમવા વીરધવલને એણે ભલામણ કરી હતી. વસ્તુપાલ એની સાહિત્યિક પ્રવૃત્તિઓને ભારે પ્રોત્સાહન આપતો. સોમેશ્વરદેવ વસ્તુપાલનો પરમ પ્રશંસક હતો. એણે વસ્તુપાલની પ્રશસ્તિરૂપે 'કીર્તિકૌમુદી' નામે મહાકાવ્ય રચ્યું છે તેમજ નાની મોટી અન્ય પ્રશસ્તિઓ રચી છે. એણે 'સુરથોત્સવ' નામે પૌરાણિક મહાકાવ્ય, 'ઉલ્લાઘરાઘવ' નામે નાટક, 'રામશતક' કાવ્ય અને 'કર્ણામૃત' નામે સુભાષિતાવલીની પણ રચના કરી છે. આબુ, ગિરનાર અને શત્રુંજય પર વસ્તુપાલ અને તેજપાલે બંધાવેલાં મંદિરોને લગતી એની પ્રશસ્તિઓ (વિ. સં. ૧૨૮૬-૮૮) જાણીતી છે. વીરધવલે બંધાવેલા વીરનારાયણ પ્રાસાદને લગતી એની પ્રશસ્તિ હાલ ઉપલબ્ધ નથી; ડભોઈના વૈદ્યનાથ મંદિરને લગતી વીસલદેવના સમયની એની પ્રશસ્તિ (વિ. સં. ૧૩૧૧) તૂટક તૂટક જળવાઈ છે. એને લલ્લશર્મા (૨ જો) નામે પુત્ર હતો.[૮] વસ્તુપાલના મૃત્યુ (વિ. સં. ૧૨૯૬) પછી સોમેશ્વરદેવે વ્યાસવિદ્યા છોડી દીધી હતી.[૯]

આમ સોમશર્માના કુલને ચૌલુક્ય રાજવંશ સાથે ત્રણ શતકો જેટલા લાંબા કાલનો સતત સંબંધ હતો ને એ કુલનો સોમેશ્વરદેવ સુપ્રસિદ્ધ સાહિત્યકાર હતો.

**મંત્રી ચંડપનું કુલ**–અણહિલપુરમાં પ્રાગ્વાટ(પોરવાડ) જ્ઞાતિના ચંડપનું કુલ[૧૦] પણ ગુર્જરેશ્વર ચૌલુક્ય વંશ સાથે સતત સંબંધ ધરાવતું. ચંડપ એ રાજ્યમાં મંત્રી-પદે હતો. એને ચાંપલદેવી નામે પત્ની હતી. એનો પુત્ર ચંડપ્રસાદ પણ મંત્રી હતો. એ પોતે શંકરભક્ત હતો, જ્યારે એની પત્ની જયશ્રી જૈન હતી. ચંડપ્રસાદને વામલદેવી નામે પત્નીથી સૂર અને સોમ નામે બે પુત્ર હતા. સોમ સિદ્ધરાજ જયસિંહના ખજાનચી તરીકે અધિકાર ધરાવતો. એને સીતાદેવી નામે પત્ની અને અશ્વરાજ નામે પુત્ર હતો. અશ્વરાજ પણ મંત્રી-પદ ધરાવતો. એને કુમારદેવી નામે પત્ની હતી. એ દંડપતિ આભૂની પુત્રી હતી. એ બાલવિધવા હતી ને એણે પુનર્લગ્ન કર્યું હતું.[૧૧] અશ્વરાજે વાવ, કૂવા, પરબ વગેરે બંધાવ્યાં ને માતાને પાલખીમાં બેસાડી યાત્રા કરાવી. એને ચાર પુત્ર હતા-લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાલ, અને સાત પુત્રીઓ હતી. લૂણિગ વહેલી વયે મૃત્યુ પામ્યો. મલ્લદેવને

પૂર્ણસિંહ નામે પુત્ર અને પેથડ નામે પૌત્ર હતો. વસ્તુપાલ–તેજપાલ રાજા ભીમદેવ ૨ જાની સેવામાં હતા. રાજાને વિનંતી કરી ધોળકાના રાણા વીરધવલે તેઓને પોતાના મહામાત્ય નીમ્યા(વિ. સં. ૧૨૭૬). વસ્તુપાલે ખંભાતનો વહીવટ વ્યવસ્થિત કરી ત્યાં પોતાના પુત્ર જયંતસિંહની નિમણૂક કરાવી ( વિ. સં. ૧૨૭૯).[૧૨] મહામાત્ય તરીકે એણે ધોળકાના અને ગુજરાતના રાજ્યને સુરક્ષિત રાખવામાં ઘણો ફાળો આપ્યો. એ કવિ હતો ને કવિઓને પ્રોત્સાહન આપતો. એ 'કૂર્ચાલ-સરસ્વતી,' 'સરસ્વતીકંઠાભરણ' કે 'સરસ્વતીધર્મપુત્ર' કહેવાતો.[૧૩] કવિ તરીકે એ 'વસંતપાલ' તરીકે ઓળખાતો.[૧૪] એણે 'નરનારાયણાનંદ' નામે મહાકાવ્ય રચ્યું છે. એણે કેટલાંક સ્તોત્ર પણ રચેલાં. એના મંડળમાં સોમેશ્વરદેવ, હરિહર, અરિસિંહ, અમરચંદ્રસૂરિ, વિજયસેનસૂરિ, ઉદયપ્રભસૂરિ, નરચંદ્રસૂરિ, નરેંદ્રપ્રભસૂરિ, બાલચંદ્ર, જયસિંહસૂરિ અને માણિક્યચંદ્ર જેવા અનેક વિદ્વાનો તથા સાહિત્ય-કારોનો સમાવેશ થતો.[૧૫] જાલોરનો વિદ્વાન મંત્રી યશોવીર એનો ગાઢ મિત્ર હતો.[૧૬]

વસ્તુપાલે ગિરનાર અને શત્રુંજયની તેર યાત્રા કરી હતી ને અનેક વાર સંઘ કાઢયો હતો. એમાં સં. ૧૨૭૭ની યાત્રા સુપ્રસિદ્ધ છે. એણે ગુજરાતમાં ઠેકઠેકાણે મંદિરોના જીર્ણોદ્ધાર કરાવ્યા ને નવાં મંદિર બંધાવ્યાં; જલાશયો ધર્મ-શાલાઓ પ્રાકારો વગેરે પણ કરાવ્યાં. એમાં શત્રુંજય અને ગિરનાર પરનાં મંદિર ખાસ નોંધપાત્ર છે. વળી અણહિલપુર, ભૃગુપુર, સ્તંભનકપુર, સ્તંભતીર્થ, દર્ભાવતી, ધવલક્કક આદિ નગરોમાં અનેક ધર્મસ્થાન કરાવ્યાં, જે હાલ મોજૂદ રહ્યાં નથી. એણે મસ્જિદો પણ બંધાવી હતી.[૧૭] એને લલિતાદેવીથી જયંતસિંહ નામે પુત્ર હતો.

તેજપાલ રાજ્યકાર્ય વધુ સંભાળતો. એણે ગોધરાના રાજા ઘૂઘુલનો પરાભવ કર્યો હતો. એણે પણ અનેક સુકૃત કરાવ્યાં છે, જેમાં આબુ પરના દેલવાડામાં બંધાયેલું નેમિનાથ–ચૈત્ય ખાસ નોંધપાત્ર છે. આ મંદિર એણે પત્ની અનુપમદેવી અને પુત્ર લૂણસિંહના શ્રેય અર્થે બંધાવેલું.[૧૮] અનુપમદેવી ચંદ્રાવતીના પ્રાગ્વાટ શ્રેષ્ઠી ધરણિગની પુત્રી હતી. એ દેખાવમાં વિરૂપ, પણ બુદ્ધિમાં નિપુણ હતી. એ 'ષડ્દર્શનમાતા' કહેવાઈ એટલી વિદ્વાન હતી ને કંકણકાવ્ય રચતી.[૧૯] તેજપાલને સુહડાદેવી નામે બીજી પત્ની હતી, જેના શ્રેય માટે એણે આબુના નેમિનાથ–ચૈત્યમાં બે સુંદર ગોખલા કરાવ્યા.[૨૦] એને સુહડસિંહ નામે પુત્ર હતો.

મહામાત્ય વસ્તુપાલ વિ. સં. ૧૨૯૬ માં અને મહામાત્ય તેજપાલ વિ. સં. ૧૩૦૪ માં મૃત્યુ પામ્યો.[૨૧] વિ સં. ૧૩૦૦ માં રાણો વીસલદેવ 'ગુર્જરેશ્વર' બન્યો હતો.

**જમ્બક**–મૂલરાજ ૧ લાનો મહામંત્રી[22]

**જેહુલ**–ખેરાલુનો રાણક અને મૂલરાજ ૧ લાનો મહાપ્રધાન[23]

**કાંચન**–કાયસ્થ જેજ્જનો પુત્ર, મૂલરાજ ૧ લાનાં કેટલાંક દાનશાસનોનો લેખક[24]

**શિવરાજ**–એક મહત્તમ, મૂલરાજ ૧ લાના એક દાનશાસનનો દૂતક[25]

**વાલાર્ક**–ચામુંડારાજના દાનશાસનનો લેખક[26]

**વટેશ્વર**–કાયસ્થ કાંચનનો પુત્ર, ભીમદેવ ૧ લાનાં દાનશાસનોનો લેખક[27]

**ચંડશર્મા**–મહાસાંધિવિગ્રહિક, ભીમદેવ ૧ લાનાં દાનશાસનોનો દૂતક[28]

**કૈક્કક**–કાયસ્થ વટેશ્વરનો પુત્ર, ભીમદેવ ૧ લાના દાનશાસનનો તથા કર્ણદેવ ૧ લાનાં દાનશાસનોનો લેખક.[29] એ આક્ષપટલિક હતો.[29અ]

**ભોગાદિત્ય**-મહાસાંધિવિગ્રહિક, ભીમદેવ ૧ લાના તથા કર્ણદેવ ૧ લાના દાનશાસનનો દૂતક[30]

**ડામર : દામર : દામોદર**–ભીમદેવ ૧ લાનો સાંધિવિગ્રહિક, જેની ચતુરાઈના અનેક પ્રસંગ પ્રબંધોમાં નિરૂપાયા છે.[31] પાટણનો પ્રસિદ્ધ ‘ દામોદર કૂવો ’ એણે બંધાવ્યો લાગે છે.[32]

**જાહિલ્લ**–ભીમદેવ ૧ લાનો વ્યયકરણનો અમાત્ય[33]

**ચાહિલ**–કર્ણદેવ ૧ લાનો મહાસાંધિવિગ્રહિક અને એના દાનશાસનનો દૂતક[34]

**સંપત્કર (સાંતૂ)**–કર્ણદેવ ૧ લાનો મહામાત્ય[35] તથા જયસિંહદેવનો મંત્રી.[36] એણે પાટણમાં ‘ સાંતૂ-વસહિકા ’ બંધાવી હતી. માળવાથી પાછા ફરતાં સિદ્ધરાજને રંજાડતા ભિલ્લોને એણે વશ કર્યા.[36અ] પોતાના ધવલગૃહતુલ્ય આવાસને પૌષધશાલા બનાવી.[36આ]

**મુંજાલ**–કર્ણદેવ ૧ લાનો તથા જયસિંહદેવનો મંત્રી[37]

**આશુક**-જયસિંહદેવનો મહામાત્ય (વિ. સં. ૧૧૭૯).[38] એ કુમુદચંદ્ર–દેવસૂરિના વાદ પ્રસંગે (વિ. સં. ૧૧૮૧) હાજર હતો; એની પ્રેરણાથી સિદ્ધરાજે શત્રુંજયની યાત્રા કરી.[38અ]

**ગાંગિલ**–જયસિંહદેવનો મહામાત્ય (વિ. સં. ૧૧૯૧).[39] એ કુમુદચંદ્ર–દેવસૂરિના વાદ પ્રસંગે ( વિ. સં. ૧૧૮૧ ) અક્ષપટલાધ્યક્ષ તરીકે હાજર હતો.[39અ]

**અંબપ્રસાદ**–જયસિંહદેવનો મહામાત્ય (વિ. સં. ૧૧૯૩)[40]

**દાદાક**-જયસિંહદેવનો મહામાત્ય (વિ. સં. ૧૧૯૫)[41]

**મહાદેવ**–નાગર જ્ઞાતિનો દંડનાયક દાદાકનો પુત્ર, અવંતિમંડલનો દંડનાયક (વિ. સં. ૧૧૯૫).[૪૨] કુમારપાલનો મહામાત્ય (વિ. સં. ૧૨૦૮–૧૨૧૬)[૪૨અ]

**કેશવ**–જયસિંહદેવનો સેનાપતિ, દધિપદ્રાદિમંડલમાં નિયુક્ત. એણે દધિપદ્ર(દાહોદ)માં ગોગનારાયણનું મંદિર બંધાવ્યું.[૪૩]

**ઉદયન(ઉદો)**–મરુમંડલનો શ્રીમાલી વણિક. અર્થોપાર્જન માટે કર્ણાવતીમાં આવ્યો ને લાછિ નામે છિંપિકા(છીપણ)ના સહકારથી ત્યાં વસી સંપત્તિમાન થયો. સમય જતાં એ 'ઉદયન મંત્રી' તરીકે ખ્યાતિ પામ્યો. સિદ્ધરાજના રાજ્ય-કાલના અંતિમ ભાગમાં એ સ્તંભતીર્થમાં હતો ને એણે ત્યાં ભાવી રાજા કુમારપાલને આશ્રય આપ્યો હતો.[૪૩અ] કર્ણાવતીમાં એણે 'ઉદયનવિહાર' બંધાવ્યો, જે ભૂત ભવિષ્ય અને વર્તમાન ચોવીસ તીર્થંકરોથી અલંકૃત હતો.[૪૪] એ કુમારપાલના સમયમાં સૌરાષ્ટ્રમાં યુદ્ધ કરતાં મૃત્યુ પામ્યો. શત્રુંજય અને શકુનિકાવિહારના જીર્ણોદ્ધારની એની ઇચ્છા એના પુત્ર વાગ્ભટ અને આમ્રભટે પાર પાડી.[૪૪અ] ઉદયનને સુરાદેવી નામે પત્ની હતી. એનાથી વાગ્ભટ (બાહડ) અને ચાહડ નામે બે પુત્ર હતા. એ વૃદ્ધ વયે વિધુર થતાં પુત્ર વાગ્ભટના આગ્રહથી ફરી પરણ્યો ને એનાથી એને આમ્રભટ (આંબડ) નામે પુત્ર થયો.[૪૪આ]

**સજ્જન**–મહં. જામ્બનો વંશજ. સિદ્ધરાજે નીમેલો સુરાષ્ટ્રનો દંડાધિપતિ. એણે ઉજ્જયંત પર નેમિનાથનું પથ્થરનું મંદિર બંધાવ્યું.[૪૫] કુમારપાલના સમયમાં સં. ૧૨૦૭માં દાન દેનાર ચિતોડનો દંડનાયક સજ્જન[૪૫અ] એ હશે.

**વાગ્ભટ**–સોમનો પુત્ર, જયસિંહદેવનો મહામાત્ય, 'વાગ્ભટાલંકાર'નો કર્તા[૪૬]

**લક્ષ્મ**-(?)–કાયસ્થ કુલના મહામાત્ય વિદ્યારોમનો સુત, કુમારપાલના બનાવટી દાનશાસન(વિ. સં. ૧૨૦૧)માંનો લેખક.[૪૭]

**પ્રભાકર** (?)–કુમારપાલનો મહાસાંધિવિગ્રહિક, કુમારપાલના બનાવટી દાનશાસન-(વિ. સં. ૧૨૦૧)માંનો દૂતક.[૪૮]

**વાપનદેવ**–મહામંડલેશ્વર. એની કૃપાથી રાણા સાંકરસિંહ(વિ. સં. ૧૨૦૨)ને ઉચ્ચ પદ મળેલું.[૪૯]

**સાંકરસિંહ**–રાણો. એણે દધિપદ્રમાંના ગોગનારાયણ મંદિરને ભૂમિદાન દીધું.[૫૦]

**વૈજાક–વયજલદેવ**–કુમારપાલના સમયનો નડૂલનો દંડનાયક.[૫૧] એણે વાલહી (બાલી) ગામના એક દેવીમંદિરને ભૂમિદાન દીધું હતું (વિ. સં. ૧૨૧૬).

**વોસરિ**–કુમારપાલના સમયનો લાટમંડલનો દંડનાયક[૫૨]

**વાહડ(વાગ્ભટ)**–કુમારપાલનો મહામાત્ય(વિ. સં. ૧૨૧૩).[૫૩] મંત્રી ઉદયનનો પુત્ર.[૫૩અ] એણે શત્રુંજયના આદિનાથના લાકડાના મંદિરને બદલે પથ્થરનું મંદિર બંધાવ્યું (વિ. સં. ૧૨૧૧) ને પોતાના નામે શત્રુંજયની તળેટીમાં વસાવેલા બાહડપુરમાં ત્રિભુવનપાલ-વિહારમાં પાર્શ્વનાથની સ્થાપના કરી. પૂજા માટે ૨૪ બગીચા અને નગરને ફરતો કોટ કરાવ્યો. આ તીર્થોદ્ધારમાં એણે એક કરોડ અને ૬૦ લાખનો ખર્ચ કર્યો.[૫૩આ]

**યશોધવલ**–કુમારપાલનો મહામાત્ય ( વિ. સં. ૧૨૧૮),[૫૪] કોશાગારાધિકારી[૫૪અ]

**આંબાક**–શ્રીમાલ જ્ઞાતિના મહં. શ્રી રાણિગનો પુત્ર. એણે ગિરનારમાં પાજ કરાવી (વિ. સં. ૧૨૨૨–૧૨૨૩).[૫૫] રાજા કુમારપાલે એને સુરાષ્ટ્રનો વહીવટ સોંપ્યો હતો.[૫૫અ]

**કુમરસિંહ**–કુમારપાલનો મહામાત્ય (વિ. સં. ૧૨૨૫).[૫૬] વિ. સં. ૧૨૩૧ માં ઊંઝાના કાલસ્વામિદેવને ભૂમિદાન દેનાર રાજ. કુમારસિંધ[૫૬અ] આ લાગે છે.

**વાધૂય**–કુમારપાલનો મહામાત્ય (વિ. સં. ૧૨૨૭)[૫૭]

**ધવલ**–કુમારપાલના સમયનો એક અમાત્ય. એની પત્નીએ અણહિલવાડમાં બે મંદિર બંધાવ્યાં ને એને ભૂમિદાન દીધું.[૫૮]

**આલિગ**–કુમારપાલનો વ્યાયાન પ્રધાન, વૃદ્ધ પ્રધાનપુરુષ[૫૯]

**ચાહડ**–કુમારપાલની હસ્તિશાલાનો ઉપરી,[૬૦] માળવાનો રાજપુત્ર, સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર. એ સપાદલક્ષના રાજા આનાકના પક્ષમાં ભળી ગયો હતો. એ પોતાનું કાવતરું નિષ્ફળ જતાં કુમારપાલને મારવા એના કલહપંચાનન ગજના કુંભસ્થલ પર પગ મૂકતાં ભૂમિ પર પડીને મૃત્યુ પામ્યો.[૬૧]

**ચાહડ**–ઉદયન મંત્રીનો પુત્ર.[૬૧અ] એને કુમારસિંહ વગેરે સાત પુત્ર હતા. ત્રીજો પુત્ર પદ્મસિંહ હતો.[૬૧આ]

**ચઉલિગ**–કુમારપાલનો એક મહાવત. એના અપરાધથી રાજા કુપિત થતાં એણે અંકુશ તજી દીધો.[૬૨]

**સામલ**–એક મહામાત્ર. કુમારપાલે ચઉલિગની જગ્યાએ નીમેલો કલહપંચાનન ગજનો મહાવત.[૬૩]

**આંબડ(આમ્રભટ)**–કુમારપાલનો મંત્રી. ઉદયન મંત્રીનો પુત્ર. એણે 'રાજપિતામહ' કહેવાતા કોંકણના રાજા મલ્લિકાર્જુનનો નાશ કરવાનું બીડું ઝડપ્યું

ને આખરે એનો યુદ્ધમાં વધ કરી એનું માથું કુમારપાલના ચરણમાં મૂક્યું. પ્રસન્ન થયેલા રાજાએ મહામંડલેશ્વર આંબડને 'રાજપિતામહ' બિરુદ આપ્યું.[૬૪] રાજાએ એને લાટદેશનો વહીવટ સોંપ્યો.[૬૪અ] એણે પિતાના શ્રેય અર્થે ભૃગુપુરમાં સુવ્રતસ્વામીના શકુનિકાવિહારનો જીર્ણોદ્ધાર કર્યો.[૬૪આ]

**કપર્દી**-કુમારપાલનો મંત્રી. એણે રાજાને વ્યાકરણ શીખવા પ્રેરણા આપી.[૬૫] આ મહામાત્ય કઠિન સમસ્યા પણ પૂરી શકતો ને એ પ્રાકૃતમાં તથા વ્યાકરણમાં પણ નિષ્ણાત હતો.[૬૬] એણે અજયપાલનું અમાત્યપદ સ્વીકાર્યું નહિ.[૬૬અ]

**કાક**-રાજા કુમારપાલે માળવાના બલ્લાલ સામે મોકલેલો ગુર્જર બ્રહ્મસેનાની (બ્રાહ્મણ સેનાપતિ).[૬૭]

**સોમેશ્વર**-અજયપાલદેવનો મહામાત્ય[૬૮]

**લૂણપસાક**-રાજા અજયપાલે નીમેલો ઉદયપુર(જિ. ગ્વાલિયર)નો દંડનાયક, જેણે ત્યાંના વૈદ્યનાથદેવને ગ્રામદાન દીધું.[૬૯]

**વૈજલ્લદેવ**-અજયપાલે નીમેલો નર્મદાતટ મંડલનો મહામંડલેશ્વર. એણે વિ. સં. ૧૨૩૧(૧૨૩૨)માં બ્રહ્મભોજન માટે ભૂમિદાન દીધું.[૭૦]

**શોભનદેવ**-મહામંડલેશ્વર વૈજલદેવનો દૂતક[૭૧] અને દંડનાયક[૭૧અ]

**તાત**-અજયપાલનો દંડનાયક[૭૨]

**વઇજલિક**-અજયપાલનો એક પદાતિ. એની માતા સ્વૈરિણી હતી. ધાંગા નામે પદાતિની મદદથી એણે અજયપાલની હત્યા કરી.[૭૩]

**રત્નસિંહ**-લાટદેશમાં શોભનદેવનો મુદ્રાધિકારી[૭૪]

**કુંવર**-મોઢ જ્ઞાતિનો, ઠ. વૈજલનો પુત્ર અને ભીમદેવ ૨ જાનો મહાક્ષપટલિક[૭૫]

**સજ્જન**-ભીમદેવ ૨ જાનો દંડનાયક, શ્રીમાલી જ્ઞાતિનો, જૈનધર્મપરાયણ. પાટણ પર તુરુષ્કોનું આક્રમણ થતાં એણે બનાસકાંઠે ગાડરારઘાટમાં રણક્ષેત્ર કરી તુરુષ્કોને હરાવ્યા. રાણી સહસ્રકલા ત્યાં હાજર હતી.[૭૫અ]

**ભીમાક**-ભીમદેવ ૨ જાનો મહાસાંધિવિગ્રહિક[૭૬]

**વોસરિ**-કાયસ્થ વંશનો, કુમરનો પુત્ર, ભીમદેવ ૨ જાનો મહાક્ષપટલિક[૭૭]

**ચાચિગદેવ**-ભીમદેવ ૨ જાનો મહામાત્ય, રાણક (વિ. સં. ૧૨૬૪)[૭૭અ]

**ડાભૂ**-ભીમદેવ ૨ જાનો મહામુદ્રામાત્ય, પંચકુલનો વડો (સં. ૧૨૬૫)[૭૭આ]

**રતનપાલ**-ભીમદેવ ૨ જાનો મહામાત્ય (વિ. સં. ૧૨૬૬)[૭૮]

**સોમરાજદેવ**-ભીમદેવ ૨ જાના સમયનો સુરાષ્ટ્રમંડલનો મહાપ્રતિ.(પ્રતિહાર)[૭૯]

**શોભનદેવ**-સુરાષ્ટ્રમંડલના મહાપ્રતિહાર સોમરાજદેવે નીમેલો પંચકુલનો વડો.[૮૦] એ વીરધવલની પત્ની જયતલદેવીનો પિતા હતો ને લવણપ્રસાદ-વીરધવલ સાથે સંઘર્ષ થતાં યુદ્ધમાં માર્યો ગયો હતો.[૮૦અ]

**સામંતસિંહ**-ભીમદેવ ૨ જાના સમયનો સૌરાષ્ટ્ર દેશનો અધિકારી,[૮૧] વીસલદેવના સમયમાં ચાલુ[૮૧અ]

**સોમસિંહ**-ભીમદેવ ૨ જાનો આક્ષપટલિક, કાયસ્થ કુલનો, ઠ. સાતિકુમારનો પુત્ર,[૮૨] આગળ જતાં મહાક્ષપટલિક[૮૨અ]

**વહુદેવ**-ભીમદેવ ૨ જાનો મહાસાંધિવિગ્રહિક, ઠક્કુર[૮૩]

**વયજલદેવ**-ભીમદેવ ૨ જાનો મહાસાંધિવિગ્રહિક, ઠક્કુર[૮૪]

**અંબડ**-ભીમદેવ ૨ જાનો મહામાત્ય (સં. ૧૨૯૬)[૮૫]

**તાત**-ભીમદેવ ૨ જાનો મહામાત્ય દંડકશ્રી[૮૬]

**ભૂણપાલ કે ભુવનપાલ**-સ્તંભતીર્થમાં વસ્તુપાલ અને શંખ વચ્ચે યુદ્ધ થયું ત્યારે આ સુભટે શંખને મારવાનું બીડું ઝડપ્યું ને શંખ હોવાનો દાવો કરતા ૭ સુભટોને મારી એ વીરગતિ પામ્યો. વસ્તુપાલે એની સ્મૃતિમાં ભૂણપાલેશ્વર-પ્રાસાદ કે ભુવનપાલેશ્વર-પ્રાસાદ બંધાવ્યો.[૮૬અ]

**સલખણસિંહ**-વીસલદેવનો મહામાત્ય (સં. ૧૩૦૫)[૮૭]

**વર્ધમ**-વીસલદેવે નીમેલો મહાપ્રધાન રાણક.[૮૮]

**પેઠડ**-સોઢલદેવીનો મસાહણી. એણે માહિસકમાં ઉત્તરેશ્વરદેવના મંડપમાં જાળી કરાવી (વિ. સં. ૧૩૦૮).[૮૯]

**નાગડ**-વીસલદેવનો મહામાત્ય (સં. ૧૩૧૦, ૧૩૧૩,[૯૦] ૧૩૧૫,[૯૧] ૧૩૧૭[૯૨])

**સામંતસિંહદેવ**-વીસલદેવના સમયનો મંડલીનો મહામંડલેશ્વર, રાણક. એણે પિતામહ રાણક લૂણપસાજદેવના શ્રેય અર્થે આશાપલ્લીમાં તથા મંડલીમાં દાન દીધું.[૯૩]

**શ્રીધર**-વીસલદેવનો મહાસાંધિવિગ્રહિક ઠક્કુર[૯૪]

**ગોવિંદ**-વીસલદેવનો મહાક્ષપટલિક[૯૫]

**પદ્મ**-વીસલદેવનો મંત્રી, કોષ્ઠાગારિક.[૯૫અ] પ્રાયઃ મંત્રી ઉદયનો પૌત્ર અને સામંતસિંહનો પિતા[૯૫આ]

**માલદેવ**-અર્જુનદેવનો મહામાત્ય, રાણક[૯૬]

**અભયસિંહ**–અર્જુનદેવના સમયમાં સોમનાથ પાટણના પંચકુલનો વડો સભ્ય[૯૭]

**સોમેશ્વરદેવ**–અર્જુનદેવના સમયમાં સોમનાથ પાટણનો બૃહત્પુરુષ, રાણક. એની સાથે બૃહત્પુરુષ ઠ. શ્રી પલુગિદેવ, બૃહત્પુરુષ ઠ. શ્રી રામદેવ, બૃહત્પુરુષ ઠ. શ્રી ભીમસીહ અને બૃહત્પુરુષ રાજ. શ્રી છાડાનો ઉલ્લેખ આવે છે.[૯૮]

**ઉદય(ઉદયન)**–શ્રીમાલી જ્ઞાતિનો મંત્રી, સામંતસિંહનો પ્રપિતામહ[૯૯]

**સલક્ષસિંહ**–શ્રીમાલી ઉદય(ઉદયન)નો પ્રપૌત્ર, ચાહડનો પૌત્ર અને પદ્મસિંહ–પથિમિદેવી(પૃથિવીદેવી)નો પુત્ર. વીસલદેવે એને સૌરાષ્ટ્રનો મુખ્ય અધિકાર સોંપેલો. પછી એ રાજાએ એને લાટદેશનો વહીવટ સોંપ્યો. એના શ્રેય માટે એના ભાઈ સામંતસિંહે 'સલક્ષનારાયણ'ની પ્રતિષ્ઠા કરી (સં. ૧૩૨૦).[૧૦૦]

**સામંતસિંહ**–શ્રીમાલી પદ્મસિંહ–પૃથિવીદેવીનો પુત્ર, મહણસિંહ અને સલક્ષસિંહનો ભાઈ.[૧૦૦અ] વીસલદેવે એને સુરાષ્ટ્રનો વહીવટ સોંપેલો. અર્જુનદેવે પણ એને એ હોદ્દા પર રાખેલો. એણે સલક્ષસિંહના શ્રેય અર્થે 'સલક્ષનારાયણ'ની સ્થાપના કરીને દ્વારકા જતાં માર્ગમાં સમુદ્રકાંઠે આવેલા રેવતીકુંડનો જીર્ણોદ્ધાર કર્યો, ત્યાં ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય, ચંડિકા, રેવતી અને બલદેવની મૂર્તિઓ પધરાવી ને કૂવો તથા હવાડો બંધાવ્યા (સં. ૧૩૧૦).[૧૦૧] સં. ૧૩૨૭માં એ પાલ્હ સાથે સૌરાષ્ટ્રનો વહીવટ કરતો.[૧૦૨] સામંતસિંહ તથા સલખણસિંહે ગિરનાર પર પાર્શ્વનાથનું બિંબ કરાવ્યું.[૧૦૨અ]

**પાલ્હ**–અર્જુનદેવના સમયમાં સં. ૧૩૨૭માં મહં. શ્રી ઠ. પાલ્હ અને ઠ. શ્રી સામંતસિંહ સૌરાષ્ટ્રમંડલનો વહીવટ કરતા.[૧૦૩] પ્રાયઃ ૧૩૨૩ માં પણ એ સોરાષ્ટ્રમંડલનો વહીવટ કરતો.[૧૦૩અ] સં. ૧૩૩૦ માં ઠ. પાલ્હ જ એ હોદ્દો સંભાળતો.[૧૦૪] સારંગદેવના સમયમાં પણ પાલ્હ એ હોદ્દા પર ચાલુ હતો.[૧૦૫]

**કાન્હ**–સારંગદેવનો મહામાત્ય (સં. ૧૩૩૨)[૧૦૬]

**ભોજદેવ**–ચાપોત્કટ કુલનો રાણક, જેના પુત્રે સુમતિનાથના મંદિરને વાડીનું દાન કરેલું.[૧૦૭]

**વિજયાનંદદેવ**–ક્ષેમાનંદનો પુત્ર. સારંગદેવના સમયમાં વામનસ્થલીનો મહામંડલેશ્વર.[૧૦૮] અરિસિંહનો પૌત્ર. વીરધવલની પુત્રી પ્રીમલદેવીનો પુત્ર. એની પત્ની નાગલદેવી રાષ્ટ્રકૂટ કુલના ભીમસિંહની પુત્રી હતી.[૧૦૯]

**હરિપાલ**–રાષ્ટ્રકૂટ કુલના મહ્લનો પુત્ર. વામનસ્થલીના મંડલેશ્વર વિજયાનંદનો

મહાસાધનિક. ધૂમલીના ભાનુ સામે લડતાં મૃત્યુ પામ્યો. એના ભાઈએ એનો પાળિયો કરાવ્યો.[૧૧૦]

**મધુસૂદન**–સારંગદેવનો મહામાત્ય (સં. ૧૩૪૮)[૧૧૧]

**પેથડ**–સારંગદેવના સમયમાં પાલ્હણપુરના પંચકુલનો વડો સભ્ય[૧૧૨]

**વાઘૂય**–સારંગદેવનો મહામાત્ય-(સં. ૧૩૫૦)[૧૧૩]

**માધવ**–પહેલાં સારંગદેવનો (સં. ૧૩૫૩)અને પછી[૧૧૪] કર્ણદેવ ૨ જાનો મહામાત્ય. એ નાગર બ્રાહ્મણ હતો. રાજાએ એના કુટુંબ પર અત્યાચાર કરતાં એણે અલાઉદ્દીન ખલજીને ગુજરાત પર હુમલો મોકલવા પ્રેરણા આપી.[૧૧૫]

## પાદટીપો

૧. हरिभद्रसूरि–कृत चंद्रप्रभचरित( वि. सं. १२०६ )ના આધારે—પં. લાલચંદ્ર ભ. ગાંધી, 'ગુજરાતનો પ્રાચીન મંત્રિ-વંશ', "ઐતિહાસિક લેખસંગ્રહ", પૃ. ૨૦૯–૨૧૮. વળી જુઓ. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૧૦.

૨. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભા. ૨, લેખ ૧૬૩

૩. આ કુલની ઘણી માહિતી સોમેશ્વરદેવે સુરથોત્સવના અંતિમ સર્ગમાં આપી છે. નાગરોમાં ગુલેચા કુલ હતું, પણ અન્ય ગોત્રોમાં. સોમેશ્વરે ક્યાંય પોતાની જ્ઞાતિ નાગર હોવાનો નિર્દેશ કર્યો નથી.

૪. प्रभावकचरित, पृ. १६२–१६३

૫. प्रबन्धकोश, पृ. ११५. વળી જુઓ प्रभावकचरित, पृ. १८८.

૬. प्रबन्धचिन्तामणि, पृ. ८२, ९१

૭ ભો. જ. સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો," પૃ. ૬૬

૮. સોમેશ્વરદેવના કુલ અને એની સાહિત્યકૃતિઓની વિગતો માટે જુઓ ભો. જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૬૨-૭૪.

૯. पुरातनप्रबन्धसंग्रह, पृ. ८०

૧૦. कीर्तिकौमुदी, स. ३; सुकृतसंकीर्तन स. ३; सुकृतकीर्तिकल्लोलिनी, श्लो. ९८–१७९; वसन्तविलास, स. ३, श्लो. ५३–८२; अर्बुदप्राचीनजैनलेखसंदोह, ले. २५०–४०६; प्र. चि., पृ. ९८–१०५; पु. प्र. सं., पृ. ५२–८०; प्र. को., पृ. १०१–१३०

૧૧. प्र. चि., पृ ५८; पु. प्र. सं., पृ. ५८
વસ્તુપાલના સમયના સાહિત્યમાં આનો ઉલ્લેખ નથી.

૧૨. ગુ. ઐ લે., ભા. ૩, લેખ ૨૦૭-૨૧૨.

૧૩. कीर्तिकौमुदी, स. १, श्लो. २९; प्र. चि., पृ. १००; पुरातनप्रबन्धसंग्रह, पृ. ५५

१४. नरनारायणानंद, स. १६, श्लो. ३८

૧૫-૧૬. ભો. જે. સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો", પ્ર. ૫

૧૭. એજન, પૃ. ૪૯-૫૩; ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૦૭-૨૧૨

૧૮. ગુ. ઐ. લે., ભા. ૨, લેખ ૧૬૭-૧૬૮. સં. ૧૨૯૮ માં એ ભરૂચનો દંડનાયક નિમાયો હતો (ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૦).

१९. प्र. चि., पृ. ९८–१०५; पुरातनप्रबन्धसंग्रह, पृ. ५३–७८

२०. अर्बुदप्राचीनजैनलेखसंग्रह लेख २६१–२६२

૨૧. દુ. કે. શાસ્ત્રી, ગુ. મ. રા. ઇ., પૃ. ૪૫૩-૫૪, ૪૬૧

૨૨–૨૩. हेमचन्द्र, द्वयाश्रय, स. २, श्लो. ५६ અને એના પરની અભયતિલકગણિકૃત ટીકા

૨૪. ગુ. ઐ. લે., ભા. ૨, લેખ ૧૩૭ ( સં. ૧૦૪૩ ), ૧૩૮ ( સં. ૧૦૫૧ )

૨૫. એજન, લેખ ૧૩૮ ( સં. ૧૦૫૧ )

૨૬. એજન, લેખ ૧૩૬અ

૨૭. એજન, લેખ ૧૩૯, ૧૪૦, ૧૫૯

૨૮. એજન, લેખ ૧૩૯, ૧૪૦, ૧૫૯

૨૯. એજન, લેખ ૧૪૦અ, ૧૪૨, ૧૪૩

૨૯અ. એજન, લેખ ૧૪૩

૩૦. એજન, લેખ ૧૪૦અ, ૧૪૨

३१. प्र. चि., पृ. ३०–३४; पु. प्र. सं., पृ. २१, શ્રી ર. છો. પરીખે એને प्र. चि. નો બીરબલ કહ્યો છે ને ગુજરાતીમાં 'ડાહ્યો ડમરો થજે' કહેવત એના પરથી પડી હોવાનું ધાર્યું છે (*I. H. G.*, p. CIXL f. n.).

૩૨. "રાણીકી વાવ ને દામોદર કૂવો, જેણે ન જોયો તે જીવતાં મૂઓ." (*Ibid.*, p. CL)

૩૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૨૬

૩૪. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૪૩

३५. कर्णसुन्दरी, पृ. ३

३६. प्र. चि., पृ. ५६–५८. જયસિંહદેવના વિ. સં. ૧૧૮૫ ના બનાવટી દાનપત્રમાં એને 'મહામાત્ય' કહ્યો છે (ગુ. ઐ. લે., ૧૪૩અ).

३६अ. प्र. चि., पृ. ७५

३६आ. पु. प्र. सं., पृ. ३१

३७. प्र. चि., पृ. ५४

૩૮. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૬૩

૩૮અ. એજન. પૃ. ૩૦૮

૩૯. એજન, પૃ. ૨૬૫

૩૯અ. એજન, પૃ. ૩૦૯

૪૦. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૪૪

૪૧. એજન, ભા. ૩, લે. ૧૪૪ અ, ૧૪૪ બ

૪૨. એજન, લેખ ૧૪૪ અ

૪૨અ. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૭૬

૪૩. લેખ ૧૪૪ ક

४३अ. प्र. चि., पृ. ७७

४४. एजन, पृ. ५६

४४अ. एजन, पृ. ८६–८७

૪૪આ. વિશેષ વિગતો માટે જુઓ પુ. પ્ર. સં., પૃ. ૩૨.
૪૫. प्र. चि., पृ. ६५; पु. प्र. सं., पृ. ३४
૪૫અ. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૪૬
૪૬. वाग्भटालंकार, श्लो. १४८
૪૭-૪૮. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૧૪૪ ઇ; ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૨
૪૯-૫૦. ગુ. ઐ. લે., લે. ૧૪૪ ક
૫૧. એજન, લે. ૧૪૮ ખ, ૧૪૯ અ
૫૨ ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૪
૫૩. ગુ. ઐ. લે., લે. ૧૯૮ ક.
૫૩અ. प्र. चि., पृ. ७९; पु. प्र. सं., पृ. ३२
૫૩આ. एजन, पृ. ८७
૫૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૫
૫૪અ. Diskalkar, *op. cit.*, No. 18
૫૫. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૫૨-૧૫૩; पु. प्र. सं., पृ. ३४
૫૫અ. पु. प्र. सं., पृ. ३४
૫૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૬
૫૬અ. ગુ ઐ. લે., ભા. ૩, લે. ૧૫૭ અ
૫૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૬-૩૩૭
૫૮. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૫૪
૫૯. प्र. चि., प. ७९, ९१
૬૦. द्व्याश्रय, स. १६, श्लो १४
૬૧. प्र. चि., पृ. ७९
૬૧અ. पु. प्र. सं., पृ. ३१
૬૧આ. Diskalkar, *op. cit.*, No. 18
૬૨-૬૩. प्र. च., पृ. ७८
૬૪. एजन, पृ. ८०-८१; पु. प्र. सं., ३९-४०, ४६
૬૪અ. पु. प्र. सं., पृ. ४०
૬૪આ. प्र. चि., पृ. ८७-८८; पु. प्र. सं., पृ. ४०
૬૫. प्र. चि., पृ. ८८-८९
૬૬. एजन, पृ. ८९-९०
૬૬અ. एजन, पृ. ९६; पु. प्र. सं., पृ. ४८
૬૭. द्व्याश्रय, स. १६, श्लो. २३ અને એ પરની અભયતિલકની ટીકા
૬૮-૬૯. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૫૬, ૧૫૭
૭૦-૭૧. એજન, લે. ૧૫૭
૭૧ અ. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૦૬
૭૨. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૧૫૭અ
૭૩. पु. प्र. सं., पृ. ४८
૭૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૦૬
૭૫. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૫૮
૭૫અ. पु. प्र. सं., पृ. ४९
૭૬. ગુ. ઐ. લે., ભા. ૨, લે. ૧૫૮
૭૭. એજન, લે. ૧૬૦
૭૭અ. એજન, ભા. ૩, લે. ૨૪૩
૭૭આ. એજન, ભા. ૨, લે. ૧૬૧
૭૮-૮૦. એજન, લે. ૧૬૨
૮૦અ. प्र. चि., पृ. १०४. प्र. को. માં શોભનદેવની જગ્યાએ ભીમસિંહનું નામ આવે છે (पृ. १०४). વીરધવલના જમાઈ ક્ષેમાનંદનો વેવાઈ રાષ્ટ્રકૂટ ભીમસિંહ (ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૨૨૫) એ ભીમસિંહ હોઈ શકે (ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૦).
૮૧. એજન, લેખ ૧૬૪
૮૧અ. એજન, ભા ૩, લે. ૨૧૩
૮૨. એજન, ભા. ૨, લે. ૧૬૬
૮૨અ. એજન, લે. ૧૮૬, ૨૦૧, ૨૦૨, ૨૦૫
૮૩. એજન, લે. ૧૬૬, ૧૮૬
૮૪. એજન, લે. ૨૦૧, ૨૦૨, ૨૦૫
૮૫-૮૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૨૧
૮૬અ. प्र. चि., पृ. १०२; पु. प्र. सं., पृ. ५६

૮૬. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૨૧૩

૮૮–૮૯. એજન, લે. ૨૧૪

૯૦. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૧, ટી. ૩

૯૧. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૨૧૫અ

૯૨–૯૫. એજન, લે. ૨૧૬

૯૫અ. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૮

૯૫આ. ગુ. ઐ. લે., ભા. ૩, લે. ૨૧૬ અ

૯૬–૯૮. એજન, લે. ૨૧૭, ૨૧૯ અ, ૨૨૫ અ

૯૯–૧૦૦. એજન, લે. ૨૧૬ અ; Diskalkar, *op. cit.*, No. 18. આ ઉદયન એ સિદ્ધરાજ–કુમારપાલના સમયનો ઉદયન મંત્રી હોવા સંભવ છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૭). વીસલદેવનો મહામાત્ય સલખણસિંહ અને આ સલક્ષસિંહ એક હોઈ શકે, પરંતુ આ સામંતસિંહ લૂણપસાજના પૌત્ર સામંતસિંહથી ભિન્ન છે.

૧૦૦અ. કાંટેલા લેખમાંના ક્રમ પરથી શ્રી. દુ. કે. શાસ્ત્રીએ સલખણસિંહને વચેટ પુત્ર ધાર્યો છે (ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૮), પરંતુ ત્યાં સામંતસિંહને સ્પષ્ટતઃ મહણસિંહનો નાનો ભાઈ અને સલક્ષસિંહનો મોટો ભાઈ કહ્યો છે. ગિરનારના લેખમાં મહણસિંહ, સામંતસિંહ અને સલ્લક્ષ–એવો સ્પષ્ટ ક્રમ આપ્યો છે (Diskalkar, *op. cit.*, No. 18).

૧૦૧. ગુ ઐ. લે., લે. ૨૧૬ અ; Diskalkar, *op. cit.*, No. 18

૧૦૨. એજન, લે. ૧૬૪

૧૦૨અ. Diskalkar., *op. cit.*, No. 10

૧૦૩. ગુ. ઐ. લે., લે. ૧૬૪. સં. ૧૩૩૪ના પોરબંદરના લેખમાં પણ એ બેનાં નામ સાથે આપેલાં છે (Diskalkar, *op. cit.*, No. 18).

૧૦૪. ગુ. ઐ. લે., લે. ૨૧૯ બ

૧૦૫. એજન, લે. ૨૨૦ અ

૧૦૬. એજન, લે. ૨૨૦

૧૦૭. એજન, લે. ૨૨૦ અ

૧૦૮. એજન, લે. ૨૨૨ અ

૧૦૯. એજન, લે. ૨૨૫

૧૧૦. એજન, લે. ૨૨૨ અ

૧૧૧–૧૧૨. એજન, લે. ૨૨૩

૧૧૩. એજન, લે. ૨૨૩ અ

૧૧૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૮૮

૧૧૫. એજન, પૃ. ૪૯૨–૪૯૪

## પ્રકરણ ૮

# સમકાલીન રાજ્યો

સોલંકીકાલ દરમ્યાન ગુજરાતમાં કચ્છ, સૌરાષ્ટ્ર અને લાટમાં સોલંકી રાજ્ય ઉપરાંત મોટાં નાનાં બીજાં અનેક રાજ્ય થયાં. એમાં સૌરાષ્ટ્રમાં વંથળી–જૂનાગઢના ચૂડાસમાવંશ ઉપરાંત બીજા અનેક રાજવંશોનો ઉદય થયો.

પૂર્વે માળવાનો પરમારવંશ સોલંકીવંશનો પ્રતિસ્પર્ધી રહ્યો. ઉત્તરે રાજસ્થાનમાં અનેક મોટાં નાનાં રાજ્ય પ્રવર્ત્યાં. એમાંનાં કેટલાંક રાજ્ય સમય જતાં ગુજરાતના સોલંકી રાજ્યનું આધિપત્ય અંગીકાર કરતાં થયેલાં, તો કેટલાંક બીજાં રાજ્ય સમકક્ષતા કે પ્રતિસ્પર્ધાના સંબંધ ધરાવતાં. દક્ષિણે કોંકણ, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં કેટલાંક પ્રબળ રાજ્ય હતાં, જે ગુજરાતના સોલંકી રાજ્ય સાથે સારાનરસા સંબંધ ધરાવતાં.

વર્તમાન ગુજરાતના ભૂભાગમાં આવેલાં તેમજ સોલંકી રાજ્યના આધિપત્ય નીચે રહેલાં સમકાલીન રાજ્યોના સળંગ ઇતિહાસની રૂપરેખા સોલંકીકાલના ઇતિહાસ માટે અનિવાર્ય છે. વળી સમકાલીન પડોશી અને પ્રતિસ્પર્ધી રાજ્યોના ઇતિહાસની આછી રૂપરેખા પણ સોલંકી રાજ્યનો ઇતિહાસ સમજવા આવશ્યક છે.

પ્રથમ કચ્છ-સૌરાષ્ટ્ર અને લાટનાં સમકાલીન રાજ્યોની સમીક્ષા કરીએ.

### ૧. કચ્છનો સમાવંશ

**લાખો ફુલાણી**

સમા વંશના રાજા ફૂલનો પુત્ર લાખાક અર્થાત્ લાખો ફુલાણી કચ્છ દેશનો અધિપતિ હતો. 'યશોરાજ'ના વરદાનની કૃપા થવાથી એ અજેય કહેવાતો હતો. એને મૂલરાજના સૈન્ય સાથે અગિયાર વાર અથડામણ થઈ હતી અને એમાં એણે મૂલરાજના સૈન્યને ત્રાસ આપ્યો હતો. એ જ્યારે કપિલકોટ્ટદુર્ગ(આજના કેરાકોટ)માં હતો ત્યારે મૂલરાજે એને સકંજામાં લીધો હતો. ત્યાં દ્વંદ્વયુદ્ધમાં મૂલરાજે લાખાકનો નાશ કર્યો હતો.[1]

અહીં કપિલકોટ્ટદુર્ગમાં લાખાની સ્થિતિ, યશોરાજની કૃપા અને દ્વંદ્વયુદ્ધમાં મૂલરાજને હાથે લાખાનો વધ એ ત્રણ મહત્ત્વની ઐતિહાસિક વસ્તુ તરી આવે છે.

યશોરાજ કેરાકોટમાં અત્યારે જે ભગ્ન શિવાલય છે તેના અધિષ્ઠાતા દેવ લાગે છે. મૂલરાજના સમયમાં મંદિર–સ્થાપત્ય વિધાનનો જે એક ચોક્કસ પ્રકારનો

ઘાટ અસ્તિત્વમાં આવ્યો હતો તેનું આદ્ય રૂપ કપિલકોટ(કેરાકોટ)ના ભગ્નાવશિષ્ટ સ્વરૂપમાં સચવાયેલું જોવા મળે છે. એ શિવાલય એટલા સમય સુધી સરળતાથી જઈ શકે છે અને તો એ લાખા ફુલાણીનું હોવાની સંપૂર્ણ શક્યતા છે.

એક ઐતિહાસિક મુદ્દો લાખાના કપિલકોટદુર્ગની મૂલરાજની ચડાઈ વખતે દ્વંદ્વયુદ્ધમાં મૂલરાજને હાથે લાખો મરાયાનો છે. દ્વયાશ્રય કાવ્યમાં તો આ. હેમચંદ્રે મૂલરાજ ગ્રાહરિપુ ઉપર ચડી ગયો ત્યારે લાખો અને સિંધુરાજ ગ્રાહરિપુની મદદે દોડી ગયા, એમાં લાખો મૂલરાજને હાથે જંબુમાલી નદીને કાંઠે થયેલા યુદ્ધમાં મરાયો અને ગ્રાહરિપુ તથા સિંધુરાજ કેદ પકડાયા એવું જણાવ્યું છે.[૨] પ્રબંધચિંતામણિકાર મેરુતુંગને આ. હેમચંદ્રનું દ્વયાશ્રય કાવ્ય અજાણ્યું કહી શકાય નહિ, છતાં આ. હેમચંદ્રને ન અનુસરતાં એ જુદી અનુશ્રુતિ આપે છે તેથી સંભવ છે કે આ. હેમચંદ્રે કવિસંપ્રદાયના સંદર્ભમાં લાખો સૌરાષ્ટ્રમાં જંબુમાલી નદીને કાંઠે મરાયાનું નોંધ્યું હોય.[૩] આ બંનેમાં એક તથ્ય સ્પષ્ટ છે કે લાખા ફુલાણીનું અવસાન મૂલરાજને હાથે થયું. આ સમય ઈ. સ. ૯૭૯ આસપાસનો હોવો અસંભવિત નથી. બર્જેસે લાખા ફુલાણીનો સમય ઈ. સ. ૧૩૨૦-૧૩૪૪નો આંક્યો છે[૪] અને આ પૂર્વે મૂલરાજે લાખાને આટકોટ પાસે માર્યાનો નિર્દેશ કરી, એને સમયની દૃષ્ટિએ સ્વીકારવા અરુચિ બતાવી છે.[૫] ત્યાં બર્જેસે એમ પણ કહ્યું છે કે મેજર જે. ડબલ્યૂ. વૉટ્સન દલીલ કરે છે તે પ્રમાણે લાખાને મૂલજી વાઘેલાએ માર્યો છે.

લાખા ફુલાણીને કપિલકોટદુર્ગ પર ચડાઈ કરી દ્વંદ્વયુદ્ધમાં માર્યાનું મેરુતુંગ એના ગ્રંથ(સં. ૧૩૬૧-ઈ. સ. ૧૩૦૫)માં કહે છે, જ્યારે બર્જેસ તો લાખો ફુલાણી ઈ. સ. ૧૩૨૦(વિ. સં. ૧૩૭૬)માં સત્તા ઉપર આવ્યાનું જણાવે છે. આમ બર્જેસની સાલવારી તદ્દન નિરર્થક નીવડે છે અને લાખો ફુલાણી મૂલરાજ સોલંકીનો સમકાલીન હોવાની વાત આ. હેમચંદ્ર તેમજ મેરુતુંગના કથાનક પ્રમાણે અબાધિત બની જાય છે. માત્ર લાખા ફુલાણીનું મૂલરાજને હાથે ક્યાં મરણ થયું એટલું જ નિશ્ચિત કરવું બાકી રહે છે.

**જામ પુંઅ રા'**

લાખા ફુલાણીએ કેરાકોટના વાસ્તુમાં પોતાના નાના ભાઈ ઘાઓના પુત્ર પુંઅ રા'ને બોલાવ્યો હતો એ વખતે કાંઈ મનદુઃખનું કારણ થતાં પુંઅ રા' ભુજથી પશ્ચિમે વીસેક કિ. મી. ઉપર આવેલા એક સ્થાન ઉપર, પધરગઢ નામથી પાછળથી જાણીતો, કિલ્લો બનાવી ત્યાં રહેતો હતો. લાખાનું મૂલરાજ સોલંકીને હાથે

અવસાન થયા પછી પુંઅ રા'ના હાથમાં કચ્છના આ પ્રદેશનાં સત્તાસૂત્ર આવેલાં હતાં. પુંઅ રા'ને ધૂમલી(?)ના વિયડ ગુજર (?) સાથે અગાઉ અથડામણ થઈ હતી એનો બદલો લેવા વિયડ પધરગઢ ઉપર ચઢી આવ્યો. આ સમયે પુંઅ રા'એ સિંધના હમીર સુમરાને મદદે બોલાવ્યો. યુદ્ધમાં વિયડ માર્યો ગયો અને હમીરને એ મદદના બદલામાં પુંઅ રા'એ પોતાની પુત્રી પરણાવી. અનુશ્રુતિ પ્રમાણે હમીર તોરણે આવતાં કોઈએ મશ્કરી કરી એટલે એ ચાલ્યો ગયો. પુંઅ રા'ને એની જાણ થતાં સમજુ માણસો મોકલી એને મનાવી લેવામાં આવ્યો. હમીરે શરત કરી કે તમારે ત્યાં અધાટવેચાણનાં ખત થતાં દસ્તાવેજોમાં 'અધાટ હમીરા વાર' એવી નોંધ લેવાય. ત્યારથી એ જાતની નોંધ કચ્છમાં થતી આવી છે.

પુંઅ રા'નો રાજ્યકાલ છએક વર્ષથી વધુ ચાલ્યો નહિ. પુંઅ રા' તરફથી સંધાર લોકોને ભારે રંજાડ અનુભવવો પડ્યો હતો. એ લોકોએ જખૌ બંદરના વિસ્તારમાં આવી રહેલા રૂમી કે ઈરાની લોકોની મદદ માગી પધરગઢ ઉપર હલ્લો કર્યો. ઘોડેસવાર થઈ આવેલા એ બોત્તેર વિદેશીઓએ પધરગઢ ઉપર સંધારો સાથે હલ્લો કર્યો, જેમાં પુંઅ રા' માર્યો ગયો અને સંભવ છે કે એ વિદેશીઓ પણ માર્યા ગયા. સંધારોએ પધરગઢથી પશ્ચિમે એક ટેકરી ઉપર એ લોકોની યાદગીરી જાળવી કે જ્યાં પાછળથી એ ઘોડેસવારોનાં પથ્થરનાં પૂતળાં ઊભાં કરવામાં આવ્યાં. ત્યારથી ભાદરવા મહિનાના સોમવારે ત્યાં દર વર્ષે મોટો મેળો ભરાય છે.[૬] આ વિદેશીઓને અત્યારે 'જખ' કહેવામાં આવે છે. 'જખૌ' બંદરના નામ સાથે પણ આ 'જખ' લોકો જોડાયેલા કહેવાય છે. આ વિદેશી લોકો કોણ હતા, એ લોકો 'જખ' (સંભવતઃ સં. यक्ष–પ્રા. जक्ख) શા માટે કહેવાયા અને પુંઅ રા'ના વિનાશમાં તેઓ કારણભૂત હતા કે નહિ એની પ્રમાણપુષ્ટ ઐતિહાસિક વિગતો ખૂટે છે.

## ૨. કચ્છનો જાડેજા વંશ

પુંઅ રા'ની રાણી રાજીએ પતિના અવસાન પછી ઠઠ્ઠાના જામ જાડાના દત્તક પુત્ર લાખા જાડેજા(જાડાના પુત્ર)ને કચ્છનું રાજ્ય ચલાવવા નિમંત્રણ આપ્યા(ઈ. સ. ૧૩૫૦–સં. ૧૪૦૬ લગભગ)નું બર્જેસ લખે છે[૭], પરંતુ પુંઅ રા'ના ઉપરના સમય સાથે આ સમયનો તો સર્વથા મેળ નથી, પરંતુ જૂના મત પ્રમાણે પણ લાખા-જાડેજાનો કચ્છનો રાજ્યારંભ સં. ૧૨૦૩(ઈ. સ. ૧૧૪૭)થી શરૂ થતો હોઈ વચ્ચે (ઈ. સ. ૯૮૫–૧૧૪૭=૧૬૨ વર્ષોનો) ભારે મોટો ગાળો પડે છે. સંભવ એ છે કે મૂલરાજ સોલંકીને હાથે કેરાકોટમાં લાખો ફુલાણી મરાયા પછી મૂલરાજની સત્તા કચ્છના કેરાકોટના વિસ્તાર સુધી પ્રસરી

હોય અને પધરગઢમાં સંઘારોને હાથે પુંઅ રા'નો અંત આવ્યા પછી વધુ વિસ્તાર પર સાર્વભૌમ સત્તા મૂલરાજની પ્રવર્તી હોય. સં. ૧૦૯૩(ઈ. સ. ૧૦૩૭)નો ભીમદેવ ૧ લાના સમયનો અભિલેખ ભીમદેવની કચ્છ મંડલ ઉપર સત્તા હોવાનું કહે છે.[૮] સં. ૧૧૯૫(ઈ. સ. ૧૧૩૯)નો ભદ્રેશ્વરની દક્ષિણે આવેલા ચોખંડા મહાદેવની બાજુના બહારના ઓટલામાં જડેલો સિદ્ધરાજ જયસિંહનો અભિલેખ પણ એ પ્રદેશ ઉપર સોલંકી સત્તાનો ખ્યાલ આપે છે.[૯] વળી સૂચક એ છે કે વાગડમાં રવ પાસે રવેચી માતાના બહારના ઓટલે ઊભો જડેલો સં. ૧૩૨૮ (ઈ. સ. ૧૨૭૨)નો અર્જુનદેવ (વાઘેલા-સોલંકી)ના સમયનો અભિલેખ કચ્છના ગેડી વિભાગ ઉપર અણહિલપાટકના રાજવીની સત્તા હોવાનું કહે છે.[૧૦] એ પછી સં. ૧૩૩૨(ઈ. સ. ૧૨૭૫)નો સારંગદેવ વાઘેલાનો ભદ્રેશ્વરમાંથી ખોખરા ગામમાં ગયેલો અભિલેખ પણ કચ્છ ઉપર અણહિલપાટકની સત્તા બતાવે છે.

એ પ્રશ્ન રહે જ કે અણહિલવાડના બંને સોલંકી-વંશોની સત્તા શું સમગ્ર કચ્છ ઉપર હતી, કેરાકોટથી લઈ સમગ્ર પૂર્વ અર્ધ ભાગ ઉપર હતી કે માત્ર વાગડ ઉપર મર્યાદિત હતી. બર્જેસના મતે તો લાખો જાડેજો છેક ઈ. સ. ૧૩૫૦માં કચ્છના પશ્ચિમ ભાગ ઉપર આધિપત્ય મેળવતો જોવા મળે છે. જૂના નવા મતનો તફાવત નીચે મુજબ છે :

| | આ. કે. દ્વિવેદી | બર્જેસ |
|---|---|---|
| જામ લાખો જાડેજો | સં. ૧૨૦૩–ઈ. સ. ૧૧૪૭ | સં. ૧૪૦૬–ઈ. સ. ૧૩૫૦ |
| રતો રાયધણ | સં. ૧૨૩૧–ઈ. સ. ૧૧૭૫ | સં. ૧૪૨૧–ઈ. સ. ૧૩૬૫ |
| ઓઢોજી | સં. ૧૨૭૧–ઈ. સ. ૧૨૧૫ | સં. ૧૪૪૧–ઈ. સ. ૧૩૮૫ |
| ગાહોજી | સં. ૧૩૧૧–ઈ. સ. ૧૨૫૫ | સં. ૧૪૬૧–ઈ. સ. ૧૪૦૫ |
| વેહેણજી | સં. ૧૩૪૧–ઈ. સ. ૧૨૮૫ | સં. ૧૪૮૬–ઈ. સ. ૧૪૩૦ |
| મૂળવોજી | સં. ૧૩૭૭–ઈ. સ. ૧૩૨૧ | સં. ૧૫૦૬–ઈ. સ. ૧૪૫૦ |

મૂળવોજી સુધીમાં ૧૨૯ વર્ષોનો તફાવત રહે છે.

શ્રી આત્મારામ કે. દ્વિવેદી લાખો જાડેજો કચ્છમાં આવ્યાનું કારણ એવું બતાવે છે કે મોડ અને મનાઈનો ભાઈ જામ ઉન્નડ (૧૪૮) નગરસમૈમાં સત્તા ઉપર રહેલો તેનાથી છઠ્ઠી પેઢીએ (૧૫૪) જામ જાડો થયો. એને સંતાન નહોતું તેથી નાના ભાઈ વેરૈજીના પુત્ર લાખાને દત્તક લીધો, પણ પછીથી જાડાને ધાઓ નામનો ઔરસ પુત્ર જન્મ્યો. એ ઉંમરલાયક થતાં ઝઘડો ન થાય એ માટે લાખો પોતાના નાના ભાઈ લાખિયાર સાથે કચ્છમાં ચાલ્યો આવ્યો અને મધ્ય કચ્છમાં પધર-ગઢથી ઉત્તર દિશામાં નદીકાંઠે લાખિયારના નામથી લાખિયાર વિયરો નામે નગર

વસાવી, ત્યાં રાજધાની બનાવી આસપાસનો પ્રદેશ હસ્તગત કરી રાજ્ય ચલાવવા લાગ્યો.[૧૧] એના સં. ૧૨૩૧ (ઈ. સ. ૧૧૭૫)માં થયેલા અવસાને એનો પુત્ર રતો રાયધણ સત્તા ઉપર આવ્યો, એના સમયમાં જત લોકોએ થોડો ઉપદ્રવ મચાવેલો, પણ તેઓને તાબે કરી એણે રાજ્ય નિષ્કંટક કરેલું. એ સં. ૧૨૭૧ (ઈ. સ. ૧૨૧૫)માં અવસાન પામતાં એનો પુત્ર ઓઠો ગાદીએ આવ્યો. એના સમયમાં પણ જતોએ તોફાન કરેલું, પરંતુ બારામાં જામ ગજણ સત્તા ઉપર હતો તેના પુત્ર હાલાની મદદથી જતને કાબૂમાં લીધા.

ઓઠોજી સં. ૧૩૧૧(ઈ. સ. ૧૨૫૫)માં મરણ પામતાં એનો પુત્ર ગાહોજી સત્તાધીશ બન્યો. આના સમયમાં જતોએ માથું ઊંચકેલું, પણ બારાના ગજણના પુત્ર જિયોનો પુત્ર અબડો ગાહોજીને ત્યાં હતો અને જોરાવર હતો એટલે એણે જતોને દબાવી દીધા.

ગાહોજીનું સં. ૧૩૪૧(ઈ. સ. ૧૨૮૫)માં અવસાન થતાં એનો પુત્ર વેહેણજી સત્તા ઉપર આવ્યો.

એણે અબડાને રજા આપતાં અબડો ખુશીથી છોડી ગયો અને પોતાના નાના ભાઈની સાથે રહી અબડાસા અને મોડાસા નામે પછીથી જાહેર થયેલા તે તે પ્રદેશમાં બેઉ ભાઈ સ્વતંત્ર રીતે સત્તા ભોગવવા લાગ્યા.

વેહેણજી સં. ૧૩૭૭ (ઈ. સ. ૧૩૨૧)માં મરણ પામતાં એનો પુત્ર મૂળવોજી સત્તા ઉપર આવ્યો. વેહેણજીના સમયમાં જ અણહિલ્લપુર પાટણને અલાઉદ્દીન ખલજીની ફોજે કબજે લઈ ગુજરાતમાંથી રાજપૂત-સત્તા નાબૂદ કરી નાખી તેથી કચ્છ ઉપર હવે ગુજરાતના સોલંકી-વાઘેલાઓની સત્તા રહી નહોતી. એ સમયે જાડેજાઓની મુખ્ય સત્તા લાખિયાર વિયરોમાં રાજધાની રાખી ચાલુ રહી હતી, જ્યારે અબડાસામાં અને મોડાસામાં અબડો અને એના નાના ભાઈ મોડની સત્તા હતી. અબડાસાની રાજધાની અબડાના દાદાના વખતથી બારામાં હતી અને એ જ અબડાસાની પણ હોવાની શકયતા છે.

## ૩. ભદ્રેશ્વરનું પડિયાર રાજ્ય

વીરધવલના સમયમાં ભદ્રેશ્વરમાં ભીમસિંહ પડિયારની સત્તા હતી. એના દરબારમાં સામંતપાલ, અનંગપાલ અને ત્રિલોકપાલ એ નામના ત્રણ નોકર હતા. તેઓ પ્રથમ વીરધવલ પાસે નોકરી માટે ગયેલા, પણ મોટા દરમાયા માગતાં વીરધવલે પાનનું બીડું આપી વિદાય કર્યા હતા. વીરધવલે ભદ્રેશ્વરમાં માથું ઊંચકીને રહેલા ભીમસિંહને પોતાની આણ સ્વીકારવા કહેણ મોકલ્યું હતું, પણ

એણે સામે શરણ માગવા કહેતાં વીરધવલ ભદ્રેશ્વર ઉપર ચડી આવ્યો હતો. યુદ્ધમાં એ વિજયી તો નહોતો બન્યો, પણ પાછળથી યુક્તિથી એણે ભીમસિંહ પાસેથી રાજ્ય કબજે કરી લીધું હતું.[૧૨]

બીજાં નાનાં કોઈ રાજ્ય હોય તો એ વિશે માહિતી ઉપલબ્ધ નથી.

## ૪. ચૂડાસમા વંશ

અનુમૈત્રક કાલનાં રાજ્યોના વૃત્તાંતમાં આ પૂર્વે સૂચવવામાં આવ્યું છે કે સિંધના સમાવંશના ચંદ્રચૂડે કે ચૂડાચંદ્રે વામનસ્થલી–વંથળીમાં મોસાળમાં આવી પોતાના મામા વાળા રામની પછી એ પ્રદેશમાં સત્તાસૂત્ર હાથ કર્યાં (ઈ. સ. ૮૭૫).[૧૩] એનો પુત્ર હમીર પિતાની હયાતીમાં જ મૃત્યુ પામેલો હોઈ, ઈ. સ. ૯૦૭ આસપાસ ચંદ્રચૂડ મરણ પામતાં હમીરનો પુત્ર મૂલરાજ દાદા પછી વંથળીનો રાજા બન્યો.[૧૪] વિરોધ કરનારા આસપાસના રાજાઓને હરાવી એણે પોતાનાં મૂળ મજબૂત કર્યાં. પછી ઈ. સ. ૯૧૫માં એ મૃત્યુ પામતાં એનો પુત્ર વિશ્વવરાહ સત્તા ઉપર આવ્યો. એણે પણ પ્રપિતામહ અને પિતાની જેમ સમકાલીન રાજવીઓ ઉપર પોતાનું પ્રભુત્વ જાળવી રાખ્યું. એના પછી ઘણું કરી એનો પુત્ર ગ્રાહરિપુ કિંવા ગ્રાહારિ સોરઠપ્રદેશમાં સત્તા ઉપર આવ્યો. ચૂડાસમા રાજવંશનો સંસ્થાપક ચંદ્રચૂડ જેમ મામાના વારસે સોરઠનો સત્તાધીશ બન્યો, તેમ એ પછી લગભગ ૬૭ વર્ષે સોલંકી રાજવંશનો સંસ્થાપક મૂલરાજ સોલંકી મામાના વારસે સારસ્વત–મંડલની સત્તા હાથ કરી અણહિલવાડ પાટણમાં શાસક બન્યો (ઈ. સ. ૯૪૨).[૧૫] આ. હેમચંદ્રે સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મૂલરાજના જીવનના જે ત્રણચાર પ્રસંગ વર્ણવ્યા છે તેઓમાં પહેલા પ્રસંગ તરીકે સોરઠના આ ગ્રાહરિપુ ઉપરની ચડાઈનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આ સમયે પ્રભાસપાટણ ઉપર ચાવડાઓની સત્તા હતી. દેશદેશાવરમાંથી લોકો પ્રભાસની યાત્રાએ જતાં ગ્રાહરિપુની સત્તા નીચેના સોરઠ પ્રદેશમાંથી પસાર થતા હતા. ગ્રાહરિપુ આ યાત્રાળુઓને પજવતો હતો એની ફરિયાદ મૂલરાજ પાસે આવતાં ગ્રાહરિપુને ચેતવવામાં આવ્યો, પરંતુ એણે ધ્યાન ન આપતાં મૂલરાજ પ્રબળ સૈન્ય સાથે ગ્રાહરિપુના પ્રદેશ ઉપર ચડી આવ્યો અને, આ. હેમચંદ્રના જણાવ્યા પ્રમાણે, જંબુમાલી નદીને કાંઠે થયેલા યુદ્ધમાં મૂલરાજે ગ્રાહરિપુ ઉપર વિજય મેળવી એને કેદ કર્યો અને ભવિષ્યમાં યાત્રાળુઓને ન પજવવાની શરતે એને મુક્ત કરવામાં આવ્યો.[૧૬]

ચૂડાસમાઓની રાજધાની વામનસ્થલી–વંથળીમાં હતી, પરંતુ એમની પાસે સમગ્ર પશ્ચિમ ભારતમાં લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનો કિલ્લો (ગિરનારની તળેટીમાં

આજનો 'ઉપરકોટ' કહેવાય છે તે કિલ્લો) હતો. વિલ્બરફોર્સ નોંધે છે કે આ કિલ્લો ગ્રાહરિપુએ બંધાવ્યો હતો.[17] સંભવ છે કે પ્રાચીન કાલના કિલ્લાની એણે મરામત કરાવી હશે, કારણ કે જૈન પ્રબંધોમાં તો એ કિલ્લાનું જૂનું નામ उग्रसेनगढ (પ્રા. उग्गसेणगढ) જોવા મળે છે, જ્યાં એનાં બીજાં નામ खंगारगढ અને जुण्णदुग्ग પણ મળે છે, જે એવી સંભાવના બતાવે છે કે ઈ. સ. ૧૦૪૪ માં સત્તા ઉપર આવેલા રા' ખેંગાર ૧ લાએ મરામત કરાવી હોય. जुण्णदुग्ग(સં. जूर्णदुर्ग) એવું સૂચવે છે કે એ કિલ્લો ઘણો જૂનો હતો. उग्गसेणगढ તો પૌરાણિક પ્રકારનું નામ છે, પરંતુ ગિરનાર(પ્રાચીન उज्जयंत ગિરિ)ની તળેટીમાં આવેલા અને ક્ષત્રપ-કાલમાં સંભવતઃ સુવર્ણરેખાના ઉત્તર-દક્ષિણ કાંઠાઓ ઉપર વિકસેલા ગિરિનગરમાં છેક ચંદ્રગુપ્ત મૌર્યથી લઈ સ્કંદગુપ્તના સમય સુધીના તે તે સમ્રાટના પ્રતિનિધિઓએ ઉપ-રાજધાની રાખેલી તેના રક્ષણ માટે એ કિલ્લાને આબાદ રાખ્યો હશે, જેની પાકી મરામત થવાને કારણે પછીનાં આક્રમણોની સામે વર્ષો સુધી રક્ષણ મળ્યા કર્યું હશે. જૈન પ્રબંધોમાં जुण्णदुग्ग નામ નોંધાયું હતું તેના વિકલ્પમાં ખેંગારને કારણે खंगारगढ પણ નોંધાયું.

**રા' ગ્રાહરિપુ** (સંભવતઃ ૯૪૫-૯૮૨)

મૂલરાજ અને ગ્રાહરિપુ વચ્ચેનો સંગ્રામ મૂલરાજે સારસ્વતમંડલ અને સત્યપુરમંડલ ઉપર સંપૂર્ણ કબજો જમાવ્યા પછીનો કહી શકાય. ગ્રાહરિપુ સાથેના વિગ્રહમાં એની મદદે આવેલો કચ્છકેરાનો લાખો ફુલાણી મૂલરાજને હાથે માર્યો ગયાનું આ. હેમચંદ્ર નોંધે છે, પરંતુ પ્રબંધચિંતામણિ તો સ્વતંત્ર રીતે મૂલરાજે કચ્છકેરા ઉપર ચડાઈ કરી એને માર્યાનું લખે છે,[19] જે વધારે શ્રદ્ધેય લાગે છે. લાખો ઈ. સ. ૯૭૭ પૂર્વે મરણ પામ્યાની એક શકયતા છે, એટલે ગ્રાહરિપુ સાથેનો વિગ્રહ પણ એ પૂર્વે અથવા ગ્રાહરિપુ ઈ. સ. ૯૮૨ આસપાસ મરણ પામ્યો હોય તો એની પૂર્વે થોડાં વર્ષ ઉપર થયો હોવાનું માની શકાય.

**રા' કવાત ૧ લો** (ઈ. સ. ૯૮૨-૧૦૦૩)

ગ્રાહરિપુ પછી સંભવતઃ એનો પુત્ર રા' કવાત ૧ લો ઈ. સ. ૯૮૨ માં સત્તા ઉપર આવ્યો. એક અનુશ્રુતિ પ્રમાણે શિયાળબેટના સત્તાધીશ અનંતસેન ચાવડાએ સૌરાષ્ટ્રના નાનામોટા કેટલાક રાજવીઓને કેદ પકડ્યા હતા તેમાં રા' કવાતને પણ પ્રભાસપાટણ પાસે સમુદ્રમાં મળવા બોલાવી કેદ કર્યો. રા' કવાતને એના મામા ઉગા વાળા (તળાજાના શાસક) સાથે અણબનાવ હતો, પરંતુ ભાણેજને અનંતસેને દગાથી પકડેલ હોઈ ઉગાએ શિયાળબેટ ઉપર ચડાઈ કરી યુદ્ધમાં અનંતસેનને ખતમ કર્યો અને ભાણેજને છોડાવ્યો. બેશક, છોડાવતી વખતે એણે ભાણેજનો

અકસ્માત્ લાત મારી, આનો રોષ રાખી રા' કવાતે ઉગા વાળાના પ્રદેશ ઉપર ચડાઈ કરી, બાબરિયાવાડમાં ચિત્રાસર પાસે હરાવી યુદ્ધમાં એનો નાશ કર્યો. રા' કવાત ઈ. સ. ૧૦૦૩ માં મરણ પામ્યો.[૨૧]

**રા' દયાસ** (ઈ. સ. ૧૦૦૩ થી ૧૦૧૦)

રા' કવાત પછી એનો પુત્ર દયાસ ગાદીએ આવ્યો. ગુજરાતનાં ઐતિહાસિક સાધનોમાં જાણવામાં આવ્યું નથી, પરંતુ એક અનુશ્રુતિ ખૂબ જાણીતી છે કે અણહિલવાડ પાટણના સોલંકીરાજ દુર્લભરાજ(ઈ. સ. ૧૦૧૦–૧૦૨૨)ની રાણી ગિરનારની યાત્રાએ ગયેલી ત્યાં એને દામોદર કુંડમાં નાહવા કર આપવાનું કહેતાં રાણીના એ અપમાન બદલ દુર્લભરાજને સોરઠ ઉપર ચડાઈ કરવી પડી. દુર્લભરાજે વંથળી કબજે કર્યું. રા' કવાત ગિરનારની તળેટીમાં આવેલા ઉપરકોટમાં ભરાઈ ગયો. દુર્લભરાજે ઉપરકોટ ઉપર હલ્લો કર્યો, લાંબા યુદ્ધમાં રા' દયાસ અને એના સાથીદારો માર્યા ગયા અને સોરઠ પ્રદેશ સોલંકીઓની સત્તા નીચે આવ્યો. દુર્લભરાજે ત્યાં પોતાના પ્રતિનિધિને ગોઠવ્યો (ઈ. સ. ૧૦૧૦). રા' દયાસના મૃત્યુ વખતે એનો પુત્ર નોંઘણ બાળક હતો. ગુપ્ત રીતે ઊછરેલા નોંઘણે પુખ્ત વયનો થતાં સોરઠનું રાજ્ય હસ્તગત કર્યું અને પોતાની સત્તા સમગ્ર પ્રદેશ ઉપર જમાવી લીધી (સંભવતઃ ઈ. સ. ૧૦૨૬).[૨૨]

**રા' નોંઘણ ૧ લો** (ઈ. સ. ૧૦૨૬–૧૦૪૪)

આ એવે ટાંકણે બન્યું કે જે સમયે મહમૂદ ગઝનવીની સોમનાથ ઉપરની ચડાઈ પતી ગઈ હશે. એક વાત સ્પષ્ટ છે કે સોરઠમાં કોઈ પણ કારણે ગુજરાતની સત્તા નબળી પડી ચૂકી હતી. રા' નોંઘણની ઉંમર આ સમયે પંદર વર્ષની હોવાનું કહેવાય છે.[૨૩] એને માટે રા' દયાસના મૃત્યુ પૂર્વે એનો નજીકમાં જન્મ માનવો પડે. માતા ધાવણા બાળકને મૂકી સતી થવાની શકયતા નથી, તેથી એ ત્યારે પાંચેક વર્ષનો હોય તો એકવીસમે વર્ષે એણે સત્તા હાથ ધરી હોય. ગમે તે હોય, પરંતુ એ રાજ્ય ચલાવી શકે એટલી ઉંમરનો હતો.

એની સત્તા પ્રભાસપાટણ સહિત સમગ્ર સોરઠ પ્રદેશ ઉપર હતી કે પ્રભાસ-પાટણ કોઈ બીજી સત્તા નીચે હતું એનો નિશ્ચય સરળ નથી. કોડીનાર નજીકના બોડીદરમાં નોંઘણને આશ્રય મળ્યો હતો. એટલું તો કહી શકાય કે એ પ્રદેશ ઉપર મૂળ સત્તા ચૂડાસમાઓની હતી, તો પ્રભાસપાટણ ઉપર પણ એમની સત્તા હોય, જે થોડા સમય માટે ગુજરાતના સોલંકીઓ નીચે હતું. ઈ. સ. ૧૦૨૬ ના જાન્યુઆરી માસની ૬ ઠ્ઠી તારીખે મહમૂદ, વચ્ચે અણહિલવાડ પાટણ ઉપર પકડ જમાવી આગળ વધતો, પ્રભાસપાટણ આવી પહોંચ્યો. ભીમદેવ ૧ લો સૌરાષ્ટ્ર–સમુદ્રકાંઠાની પશ્ચિમે મિયાણી પાસે ગાંધવીના કિલ્લામાં આશ્રય લેવા જઈ રહ્યો.[૨૪]

પરિણામે પ્રભાસપાટણમાં લાંબો સમય લડાઈ ચાલી નહિ. સ્થાનિક વીરોએ, એ પછી ગુજરાતના સૈનિકો હોય, સોરઠના સૈનિકો હોય કે ગીરના અમુક ભાગમાં ચાવડાઓની સત્તા હતી તેમના સૈનિકો હોય, યા ત્રણેના સૈનિકો સંયુક્ત થઈ લડ્યા હોય, એ દિવસ તો મુસ્લિમ સૈનિકોનો ભારે પ્રબળ સામનો કર્યો, પરંતુ નાસીપાસ ન થતાં તા. ૨ જી ફેબ્રુઆરીએ મહમૂદે સામનો ખાળ્યો, સોમનાથના મંદિરને ધ્વસ્ત કર્યું અને શિવલિંગના ટુકડા કરી નાખ્યા. લૂંટ લઈ એ ત્યાં માત્ર અઢાર દિવસ રહી સ્વદેશ ભણી રવાના થયો. આ વખતે ટૂંકો રસ્તો લેવાના લોભે યા તો અસલ માર્ગ ઉપર ઠેર ઠેર રાજપૂતોની થયેલી તૈયારીના કારણે એણે કચ્છનો માર્ગ લીધો, જેમાં એના સૈન્યની સારી એવી પાયમાલી થઈ છતાંય એ છટકી ગયો.[૨૫]

પ્રભાસપાટણના ભદ્રકાલીના મંદિરમાંના શિલાલેખ(વિ. સં. ૧૨૨૫–ઈ. સ. ૧૧૬૯)માં જણાવ્યા પ્રમાણે ભીમદેવ ૧ લાએ સોમનાથનું મંદિર 'रुचिरतरमहाग्रावभिः' (વધુ સુંદર એવા વિશાળ પથ્થરોથી) બંધાવ્યું હતું,[૨૬] અને એનો રાજ્યકાલ ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૬૪નો છે.[૨૭] રા' નોંઘણ ૧ લો સત્તા હાથ કરે છે સંભવતઃ ઈ. સ. ૧૦૨૬ માં, એ જોતાં એ મહમૂદની ચડાઈ પછી જ ચૌલુક્ય સત્તા નબળી પડતાં માથું ઊંચકે છે એમ કહેવું યુક્તિયુક્ત કહી શકાય.

શક્ય એ છે કે ભીમદેવ ૧ લો *ગાદીએ આવ્યો તે પહેલાં જ યુવરાજ* અવસ્થામાં સોલંકીઓના સોરઠના આધિપત્યના સમયમાં જ એના પ્રબંધથી સોમનાથનું મંદિર નવી માંડણી પામ્યું હતું. અને મહમૂદે ઈજા કરી તે આ નવા મંદિરને. નવા લિંગની સ્થાપના અને બીજી મહત્ત્વની મરામત ભીમદેવ ૧ લાના લાંબા રાજ્યકાલ દરમ્યાન થઈ અને એ પછીના સમયમાં ખારી હવાને કારણે જે નુકસાન થયું હશે તેને લક્ષ્યમાં લઈ ઈ. સ. ૧૧૬૯ સુધીના ગાળામાં કુમારપાલના રાજ્યકાલ દરમ્યાન મંદિરની અસલ બેસણી(plinth)થી દોઢેક ફૂટ ઉપરથી નવા મંદિરની મૂળના ૬૪ ફૂટના લંબચોરસ મંદિરના સ્થાને પૂર્વમાં આગળ વધી, ૯૮ ફૂટની લંબાઈ આપી 'મેરુપ્રાસાદ'ના રૂપના નવનિર્માણની રચના કરાઈ. મંદિરની ચોગમ વિશાળ પથ્થરોની ફરસબંધી ભીમના સમયની હતી તેના ઉપર પુરાણ થયા પછી કુમારપાલના સમયની ફરસબંધી ફરીથી કરવામાં આવેલી સ્પષ્ટ રીતે માલૂમ પડી આવી છે.

મહમૂદના આક્રમણ પછી જે કાંઈ અવ્યવસ્થા થોડા સમય સુધી થઈ હશે તેનો લાભ રા' નોંઘણ ૧ લાને પોતાનું રાજ્ય સ્થિર કરવામાં મળ્યો. આ બધો સમય પ્રભાસપાટણ ઉપર તો સત્તા સોલંકીઓની જ રહી હોય એમ લાગે છે.

રા' નોંઘણ ૧ લાએ એના રાજ્યકાલના છેલ્લા વર્ષમાં વંથળીથી રાજધાની જૂનાગઢ ફેરવી હતી.

**રા' ખેંગાર ૧ લો** ( ઈ. સ. ૧૦૪૪-૧૦૬૭ )

એનો પુત્ર રા' ખેંગાર ૧ લો પિતાના અવસાન પછી સત્તા ઉપર આવ્યો. એના ૨૩ વર્ષોના રાજ્યકાલ દરમ્યાન કોઈ પ્રસંગ જાણવામાં આવ્યો નથી. ભીમદેવ ૧ લાની રાણી ઉદયમતિ આ ખેંગાર ૧ લાની પુત્રી હતી. આ ખેંગારે કિલ્લાની સારી મરામત કરી સંભવે છે, જેને કારણે કિલ્લાનું એક નામ ખંગારગઢ નોંધાયું.

**રા' નોંઘણ ૨ જો** ( ઈ. સ. ૧૦૬૭-૧૦૯૮ )[૨૯]

રા' ખેંગાર ૧ લાના અવસાન પછી એનો પુત્ર રા' નોંઘણ ગાદીએ આવ્યો. સિદ્ધરાજની ઉંમર જોતાં સિદ્ધરાજનો વિગ્રહ રા' નોંઘણ ૨ જા સાથે નહિ, પરંતુ એના પુત્ર રા' ખેંગાર ૨ જા સાથે થયો હતો. એ સમય ઈ. સ. ૧૧૧૪ આસપાસનો શકય છે.

**રા' ખેંગાર ૨ જો** ( ઈ. સ. ૧૦૯૮-૧૧૨૫ )[૩૦]

રા' ખેંગાર ૨ જા સાથે ઈ. સ. ૧૧૧૪માં સિદ્ધરાજને પહેલી જીત મળી હોવાની શકયતા છે. એક 'સિંહ સંવત' માત્ર સોરઠમાંથી મળેલા ચાર લેખોમાં જ મળતો હોઈ અને વિ. સં. ૧૧૭૦( ઈ. સ. ૧૧૧૪ )માં શરૂ થતો હોઈ અહીં સોરઠમાં એ સંવત એ વર્ષમાં શરૂ થયો એ શકય છે.[૩૧]

રાસમાલાનો હવાલો આપી શ્રી હુ. કે. શાસ્ત્રી નોંધે છે કે જૂનાગઢના રા' ખેંગારના પિતા રા' નોંધણને સિદ્ધરાજ સોલંકીએ નળકાંઠાની બાજુએ પંચાળમાં ભિડાવ્યો અને એની તલવાર આંચકી લઈ, એણે મોઢામાં તરણું લીધું ત્યારે એને જવા દીધો. આ અપમાનનો બદલો પાટણનો દરવાજો તોડીને લેવાની એણે પ્રતિજ્ઞા લીધી, પણ એ પ્રતિજ્ઞા મરવા ટાણા સુધી પાળી શક્યો નહિ એટલે મરતી વખતે પોતાના ચારે પુત્રોને પોતાની પાસે બોલાવી જે પોતાની પ્રતિજ્ઞાઓ પૂરી કરી શકે તેને જ પોતાની ગાદી આપવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો, અને સૌથી નાના ખેંગારે ચારેય પ્રતિજ્ઞા પૂરી કરવાનું માથે લીધું એટલે જૂનાગઢની ગાદી એને મળી. પછી એક વખત સિદ્ધરાજ માળવા ગયો હતો ત્યારે ખેંગારે પાટણનો પૂર્વ ભણીનો દરવાજો તોડી પાડ્યો, વળી રાણકદેવી નામની એક સુંદર કન્યા, જેનું જયસિંહ સાથે વેવિશાળ થયું હતું, તેને એ પરણી ગયો. આ બે કારણોથી જયસિંહને ઘણો ક્રોધ ચડ્યો અને એણે જૂનાગઢ ઉપર ચડાઈ કરી.[૩૨]

વિ. સં. ૧૧૯૬( ઈ. સ. ૧૧૪૦ )ના દાહોદના શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે 'સિદ્ધરાજે સોરઠના રાજાને કારાગૃહમાં નાખ્યો' અને એ સમય તે ઈ. સ. ૧૧૧૪ નો-સિંહ સંવત ૧ નો કહી શકાય. પ્રબંધોમાં આપેલી રા' ખેંગારની

રાણી સોનલ કે ભાટચારણોની વાતોમાંની રાણકદેવીને લગતી દંતકથાઓને હજીય પ્રબળ પ્રમાણોની અપેક્ષા રહે છે. શ્રી દુ. કે. શાસ્ત્રીનો અભિપ્રાય ઠીક લાગે છે કે 'જેમ માળવાના રાજાને કેદ કરીને સિદ્ધરાજ પાટણ લઈ ગયો હતો તેમ સોરઠના રાજાને પણ લઈ ગયો હતો એમ માનવામાં વાંધો નથી અને સિદ્ધરાજની અધીનતા સ્વીકારવાને પરિણામે ખેંગાર પાછળથી છૂટો થયો હશે. મોઢામાં તરણું લેવરાવી નોંઘણને છોડી મૂકવાની દંતકથા આ રીતે બંધ બેસે છે. અને સોરઠ તરફ પાછા ફરતાં વઢવાણ આગળ કોઈ કારણથી ખેંગારનું મોત થતાં એની રાણી ત્યાં આગળ સતી થઈ હશે.'[૩૩]

અને આ સમય ઈ. સ. ૧૧૨૫ નો હોય તો કદાચ ખેંગાર ૨ જાને બાર વર્ષોનો સમય અણહિલપુર પાટણમાં અટકમાં ગાળવાં પડ્યાં હોઈ શકે. એ બાર વર્ષોના ગાળામાં, પ્રબંધચિંતામણિ અને પ્રભાવકચરિત વગેરે ગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે, સિદ્ધરાજે સજ્જન મંત્રીને સોરઠના રાજ્યનો દંડાધિપતિ નીમ્યો સંભવિત બની રહે.[૩૪] આ મંત્રીએ ગિરનાર ઉપર શ્રીનેમિનાથના લાકડાના મંદિરને ઠેકાણે પથ્થરનું નવું મંદિર ઈ. સ. ૧૧૨૯ (વિ. સં. ૧૧૮૫) માં બંધાવ્યું છે,[૩૫] એ જોતાં રા' ખેંગાર ૨ જાના મૃત્યુ પછી પણ સાર્વભૌમ સત્તા સોલંકીઓની ચાલુ રહી હતી અને દંડાધિપતિ જૂનાગઢમાં રહેતો હતો એમ સ્વીકારવામાં અડચણ નથી.

### રા' નોંઘણ ૩ જો (ઈ. સ. ૧૧૩૬-૧૧૪૦)[૩૬]

રા' ખેંગારની પહેલી જેઠવી રાણીથી થયેલો કુમાર નોંઘણ રા' ખેંગારના અવસાન પછી મોસાળમાં આશ્રય લઈ રહ્યો હતો. સિદ્ધરાજની પ્રબળ સત્તા સામે માથું ઊંચકવાની એની ગુંજાયેશ નહોતી. રા' ખેંગારના એક મંત્રી સોમરાજે યુક્તિથી સમગ્ર સોરઠમાં અણહિલવાડની સત્તા સામે પ્રજાને ઉશ્કેરી મૂકવામાં સફળતા મેળવી અને સિદ્ધરાજ માળવા સામે યુદ્ધમાં રોકાયો હતો ત્યારે જેઠવા રાણા નાગજીની મદદથી રા' નોંઘણે સોરઠની સત્તા હસ્તગત કરી અને સોમરાજની યોજના પ્રમાણે પછીથી અણહિલપુર પાટણ જઈ સિદ્ધરાજનું સાર્વભૌમત્વ સ્વીકારી લીધું (ઈ. સ. ૧૧૩૬).

### રા' કવાત ૨ જો (ઈ. સ. ૧૧૪૦-૧૧૫૨)

રા' નોંઘણ ઈ. સ. ૧૧૪૦ માં ગુજરી જતાં એનો પુત્ર કવાત સોરઠનો સત્તાધીશ બન્યો. ઈ. સ. ૧૧૪૨ માં સિદ્ધરાજનું મૃત્યુ થતાં કુમારપાલ ગાદીએ આવ્યો. આ સમયની અણહિલપુર પાટણની થોડી અવ્યવસ્થાનો લાભ લઈ રા'

કવાતે ત્યાંની સત્તાનો અનાદર કરી ખંડણી આપવાનું બંધ કર્યું. અને કુમારપાલ ઉપરની આફતમાં એ મદદ માટે ગયો નહિ, પરંતુ સૌરાષ્ટ્રમાં એનું મોસાળ કે બીજા રાજવંશો એની મદદમાં નહોતા તેથી ફરી સોલંકીઓનું સાર્વભૌમત્વ સ્વીકારવું પડ્યું.

રા' કવાત કુમારપાલનાં સૈન્યો સામે લડતાં માર્યો ગયો અને સોલંકીઓની સત્તા નીચે એનો પુત્ર રા' જયસિંહ ૧ લો સોરઠની ગાદીએ આવ્યો.

**રા' જયસિંહ ૧ લો** (ઈ. સ. ૧૧૫૨-૧૧૮૦)

અહીં એવું જણાય છે કે પ્રભાસપાટણના પ્રદેશ ઉપર ચૌલુક્ય સત્તા હતી અને એના સંદર્ભમાં કુમારપાલની હૂંફથી ભાવબૃહસ્પતિએ સોમનાથના મંદિરની ગઝનવીએ કરેલી ખરાબીની, નવા જીર્ણોદ્ધારના–મૂળ મંદિરથી દોઢેક ફૂટ ઊંચે લઈ ને મેરુપ્રાસાદના રૂપમાં મરામત કરી (ઈ. સ. ૧૧૬૮).

ઈ. સ. ૧૧૭૨ માં કુમારપાલના અવસાન પછી અજયપાલ ગાદીએ આવ્યો અને ઈ. સ. ૧૧૭૬ માં એ ગુજરી ગયો એટલે સગીર કુમાર બાલ મૂલરાજ ગાદીનશીન થયો. એ સમયે રાજ્યના વાલી તરીકે ભોળો ભીમદેવ હતો. ઈ. સ. ૧૧૭૮ માં ગઝનીનો મયુઝ્ઝુદ્દીન છેક ગુજરાત ઉપર ચડી આવ્યો તે વખતે જે સામંતો એની મદદે પહોંચ્યા તેમાં રા' જયસિંહ પણ હતો, આ કારણે પાટણ અને સોરઠ વચ્ચે મૈત્રી મજબૂત બની, એને કારણે સોલંકી ચડાઈઓ બંધ થઈ. ભીમદેવને કન્યાની બાબતમાં આબુના જેતસી પરમાર સાથે મનદુઃખ થતાં એણે આબુ પર ચડાઈ કરી ત્યારે રા' જયસિંહ એની મદદે ગયો, જ્યાં યુદ્ધમાં એ મરાઈ ગયો (ઈ. સ. ૧૧૮૦).

**રા' રાયસિંહ** (ઈ. સ. ૧૧૮૦-૧૧૮૪)

રા' જયસિંહ પછી એનો પુત્ર રા' રાયસિંહ ગાદીએ આવ્યો, જે ઈ. સ. ૧૧૮૪માં મરણ પામ્યો.

**રા' મહીપાલ ૨ જો** (ઈ. સ. ૧૧૮૪-૧૨૦૧)

રા' રાયસિંહ પછી એનો પુત્ર ગજરાજ રા' મહીપાલ નામ ધારણ કરીને સોરઠનો સત્તાધીશ બન્યો. એના સેનાપતિ ચૂડામણિએ વાયવ્ય સરહદેથી ચડી આવેલા વત્સરાજને સૌરાષ્ટ્રના ઉત્તર કિનારે પરાજય આપી માર્યો. ચૂડામણિની હૂંફથી રા' મહીપાલની આકાંક્ષા તળ-ગુજરાત સર કરવાની હતી. કુત્બુદ્દીન ઐબક આ અરસામાં ગુજરાત–સૌરાષ્ટ્રને રગદોળવા લાગ્યો હતો, પણ આમ છતાં ભીમદેવની સામે થવાની હિંમત કરી શકાઈ નહોતી. ચૂડામણિ પાટણ તરફ ન જતાં વત્સરાજના સાળાઓ આલા અને ઉદલની રાજધાની મહોલા (વિંધ્ય) ઉપર ચડાઈ

લઈ ગયો ત્યાં એ મરાયો અને સોરઠી સેના રગદોળાઈ ગઈ. ચૂડામણિએ ઘૂમલીના મેહ જેઠવાની સત્તા નીચેથી માંગરોળ અને ચોરવાડનો પ્રદેશ ઝૂંટવી લીધેલો. એ મરાઈ જતાં ઘૂમલીના જેઠવાઓએ પોરબંદર–બળેજ–માધુપુર કબજે કર્યાં અને કુતિયાણાનો પ્રદેશ પણ ઝૂંટવી લીધો. ઈ. સ. ૧૨૦૦માં રાણાના યુવરાજ વીકિયોજી અને રા' વચ્ચે સાકુકા(અજ્ઞાત)ના પાદરમાં યુદ્ધ થયું તેમાં વીકિયાજીને સખ્ત હાર મળી. રા'એ એ પ્રદેશ હસ્તગત કર્યો.

આ રા'ના સમયમાં ભીમદેવની હૂંફથી ગિરનાર ઉપર જૈનોનાં ઘણાં મંદિર બંધાયાં હતાં. રા' મહીપાલ ૨ જો ઈ. સ. ૧૨૦૧ માં મરણ પામ્યો.

**રા' જયમલ** (ઈ. સ. ૧૨૦૧–૧૨૩૦)

ઈ. સ. ૧૨૦૧ માં એ સોરઠની ગાદીએ આવ્યો ત્યારે એ નાની ઉંમરનો હતો એનો લાભ પડોશી રાજ્ય લેવા મંડ્યાં. એ સમયના ઘૂમલીના રાણા વીકિયાજીએ ઢાંક અને કંડોરણા( રાણાવાવ મહાલ, જિ. જૂનાગઢ)ની વચ્ચે આલેચની પર્વતમાળામાં છાવણી નાખી સોરઠની જમીન દબાવવાનો પ્રયાસ કર્યો. રા' જયમલે સામે જઈ પ્રબળ સામનો આપ્યો અને ઓસમ માતરીના ડુંગર પાસેના યુદ્ધમાં વીકિયાજીને સખત હાર આપી. રાણાએ સંધિ કરી ઢાંકથી બરડા સુધીના પ્રદેશમાં રા'એ ન જવું અને ઘેડ તથા આસપાસના પ્રદેશમાં રાણાએ ન જવું એવી બંધણી સ્વીકારી. વીકિયોજી ઈ. સ. ૧૨૨૦ માં અવસાન પામતાં એના અનુગામી વજેસંગે સંધિનો ભંગ કરી આક્રમણ કર્યું, પણ રા'એ ફરીથી સજ્જડ હાર આપી અને મોટો દંડ વસૂલ કર્યો. રા' જયમલના પાછલા દિવસોમાં દક્ષિણ સૌરાષ્ટ્રના વાજાઓએ અને પશ્ચિમ સૌરાષ્ટ્રના જેઠવાઓએ એની સામે નિરંતર યુદ્ધ આપ્યાં હતાં, છતાં એણે મક્કમ સામનો આપી સોરઠના રાજ્યને સાચવી રાખ્યું હતું. એ ઈ. સ. ૧૨૩૦ માં અવસાન પામ્યો.

**રા' મહીપાલ ૩ જો** (ઈ. સ. ૧૨૩૦–૧૨૫૩)

રા' જયમલ પછી એનો પુત્ર મહીપાલ સત્તા ઉપર આવ્યો. એ એવો નબળો નીકળ્યો કે જૂનાગઢથી નવ માઈલ ઉપરનું મૂળ રાજધાનીનું સ્થાન વંથળી પણ એની સત્તામાં ન રહ્યું. સાર્વભૌમ સત્તા સોલંકીઓના હાથમાં હતી.

રા' મહીપાલના સમયમાં કાઠીઓએ માથું ઊંચક્યું હતું. રા'ના આશ્રિત કાઠીઓએ બળવો કર્યો તેમાં રા'નો પ્રધાન મોતીશા માર્યો ગયો, તેથી રા'એ એના માંડલિક કાઠીઓને હરાવ્યા. એટલે કાઠીઓ ઢાંક તરફ વળ્યા અને એમણે એનો કેટલોક પ્રદેશ કબજે કર્યો. ઈ. સ. ૧૨૫૩ માં રા'એ આ સામે જઈ

કાઠીઓને પરાજય આપી નસાડી મૂકયા, પરંતુ એ પાછો આવતો હતો ત્યારે પાછળથી અચાનક હલ્લો કરી કાઠીઓએ રસ્તામાં રા'ની હત્યા કરી.

**રા' ખેંગાર ૩ જો** (ઈ. સ. ૧૨૫૩-૧૨૬૦)

પિતા મરાઈ જતાં એનો પુત્ર ખેંગાર ગાદીએ આવ્યો. કાઠીઓનાં ધીંગાણાં ચાલુ હતાં તેથી ગાદીએ આવીને તરતમાં જ ખેંગારે કાઠીઓને દબાવવા પગલાં લીધાં. એમાં ઢાંકના અર્જુનસિંહની પણ એને સારી મદદ હતી. અંતે કાઠીઓને પૂરા સકંજામાં લઈ, ઢાંક અને આસપાસનાં ગામોમાં ખેતી માટે જમીનો આપી ટાઢા પાડયા. જુવાનીમાં એ આડે રસ્તે ચડયો અને પરિણામે મેરોની સાથે શત્રુતા થતાં મેરોએ રા' ખેંગાર અને એના ઢાંકના મિત્ર અર્જુનસિંહને ખતમ કરી નાખ્યા.

**રા' માંડલિક ૧ લો** (ઈ. સ. ૧૨૬૦-૧૩૦૬)

ઈ. સ. ૧૨૬૦ માં જુવાન રા' ખેંગાર ૩ જો મરણ પામ્યો ત્યારે એનો કુમાર નાની ઉંમરનો હતો અને રાજ્યનો ભાર મંત્રી મહીધર ઉપર હતો. વીસલદેવ વાઘેલો ગુજરાતનો સર્વસત્તાધીશ હતો અને સૌરાષ્ટ્રના રાજવીઓ એના સામંત બની રહ્યા હતા. રા' પાસે એ સમયે જૂનાગઢ અને આસપાસનો થોડો પ્રદેશ માત્ર હતાં. ઈ. સ. ૧૨૬૧ માં જગતસિંહ નામનો કોઈ રાજપૂત જૂનાગઢમાં આંતરિક ઝઘડાનો લાભ લઈ ચડી આવેલો, પરંતુ એને સફળતા ન મળી. એણે સુલેહ માગતાં રા' માંડલિકે એને જતો કર્યો અને વંથળીમાં એને જાગીર આપી.

રા' માંડલિકના રાજ્યકાલ દરમ્યાન ઈ. સ. ૧૨૬૨ માં વીસલદેવ વાઘેલો, ઈ. સ. ૧૨૭૫ માં અર્જુનદેવ વાઘેલો અને ઈ. સ. ૧૨૯૬ માં સારંગદેવ વાઘેલો અવસાન પામ્યા. ઈ. સ. ૧૨૯૯ માં અલાઉદ્દીન ખલજીએ ગુજરાત–સૌરાષ્ટ્ર ઉપર પકડ જમાવવા ફોજ મોકલી અને અણહિલપુર પાટણ ઉપર એણે પકડ જમાવી. કર્ણ વાઘેલો ત્યાંથી નાસી છૂટયો. મુસ્લિમ સત્તાએ ઉત્તર ગુજરાત ઉપર વર્ચસ જમાવી સોમનાથ તરફ મીટ માંડી.[૩૭] એ વખતે સૌરાષ્ટ્રના હિંદુ રાજવીઓ એનો સામનો કરવા તૈયાર થયા, પરંતુ મુસ્લિમ સેના ઝડપથી સોમનાથનો ધ્વંસ કરી, માંગરોળને રસ્તે આગળ વધી માધવપુરનું માધવરાયજી મંદિર, બરડાનું બિલેશ્વરનું મંદિર અને દ્વારકાના જગતમંદિરનો ધ્વંસ કરી, કચ્છમાં કંથકોટ પહોંચી અને ત્યાંના મંદિરોનો ધ્વંસ કરી અણહિલપુર પાટણ પાછી આવી ગઈ. રા' માંડલિકે પ્રભાસપાટણ ઉપર હલ્લો કરી, ત્યાંના મુસ્લિમ અધિકારીનો નાશ કરી વાજા વયજલદેવને પ્રભાસપાટણનો અધિકાર સોંપ્યો. એણે મુસ્લિમો ઉપર વિજય મેળવ્યાની હકીકત દામોદરકુંડના શિલાલેખમાં જણાવવામાં આવી છે. રા' માંડલિક ઈ. સ. ૧૩૦૬ માં અવસાન પામ્યો અને

એનો પુત્ર સોરઠનો સત્તાધીશ બન્યો.

## ૫. વંથળીનો અજ્ઞાત વંશ

થોડા સમય માટે વંથળીમાં એક અન્ય કુલનું શાસન જોવા મળે છે. શ્રી શં. હ. દેશાઈના જણાવ્યા પ્રમાણે કોઈ જગતસિંહ નામનો સરદાર જૂનાગઢ ઉપર ચડી આવ્યો હતો. શરૂઆતમાં તો એણે યાત્રા માટે જૂનાગઢ આવું છું એવું કહેણ મોકલ્યું હતું, તેથી રા' માંડલિક ૧ લાએ એનું ભાવભીનું સ્વાગત કર્યું. પરંતુ માંડલિક હજી તાજો જ ગાદીએ આવેલો હોઈ, એ તકનો લાભ લઈ, જગતસિંહે રાજમહેલને ઘેરી લીધો ને રા'ને કેદ કરી લીધો, પણ રા'ના સરદારો ચેતી ગયા અને તેઓએ જગતસિંહને સપડાવ્યો. જ્યારે જોયું કે પરિણામ વિનાશમાં આવશે એટલે સુલેહ યાચી. રા'એ એને માફી આપી, ઉપરાંત વંથળીની જાગીર આપી.[૩૮]

વંથળી-સોરઠમાંથી વર્ષ વિનાનો એક અભિલેખ મળ્યો છે તેમાં એક જગતસિંહે मंडलिक-निवह = મંડલિકની સેનાને હરાવ્યાનું નોંધાયું છે.[૩૯] આ લેખ તૂટક હોઈ એમાં અભિલેખનું વર્ષ ગયું છે, પણ એ લેખમાં વામન-પુર-વામનસ્થલી-વંથળીને લગતી મહત્ત્વની ઐતિહાસિક વસ્તુ જોવા મળે છે. પ્રથમ તો, જગતસિંહની માતાનું નામ 'વિંઝલદેવી' હતું કે જેના સ્મારકમાં જગત-સિંહે વિંઝલેશ્વર મહાદેવનું મંદિર કરાવ્યું હતું. જગતસિંહનો ભાઈ અરિસિંહ હતો, જેનો પુત્ર ક્ષેમાનંદ હતો. આ ક્ષેમાનંદ ચૌલુક્ય નૃપતિ વીરધવલની પુત્રી પ્રીમલદેવીને પરણ્યો હતો, જેમાં એને વિજયાનંદ નામનો પુત્ર થયો હતો. (ત્યાં જ બીજું નામ 'વિદ્યાનંદ' પણ મળે છે.) ચૌલુક્યોના સમયમાં રાષ્ટ્રકૂટવંશનો ઉદ્દાલ નામનો વીર યોદ્ધો હતો. એ ઉદ્દાલનો જૈત્રસિંહ અને એનો ભીમસિંહ થયો. એ ભીમસિંહને આણુલદેવીમાં નાગલદેવી નામની પુત્રી થઈ હતી, જેનાં લગ્ન વિજયાનંદ સાથે થયાં હતાં. તેઓને સામંતસિંહ તથા તેજસિંહ નામે બે પુત્ર અને હીરાદેવી તથા તારાદેવી નામે બે પુત્રી થઈ હતી.

આ વિજયાનંદ (વાઘેલા) વામનસ્થલીમાં સારંગદેવનો મહામંડલેશ્વર (અર્થાત્ સામંત પ્રતિનિધિ) હતો અને ક્ષેમાનંદનો એ પુત્ર 'ભૂભૃત્પલ્લી'(ધૂમલી)ના ભાનુ (ભાણુ જેઠવા) ઉપર ચડાઈ લઈ ગયો હતો (વિ. સં. ૧૩૪૬-ઈ. સ. ૧૨૯૦ પહેલાં). આ વખતે રાષ્ટ્રકૂટવંશના મલ્લનો પુત્ર હરિપાલ પણ સાથે ગયો હતો.[૪૦]

## ૬. જેઠવા વંશ

ધૂમલીના છેલ્લા જ્ઞાત સૈંધવ રાજા જાઈક ૨ જાનું છેલ્લું દાનશાસન ઈ. સ. ૯૧૫નું જાણવામાં આવ્યું છે.[૪૧] આ સૈંધવ વંશનું પછી શું થયું એ જાણવામાં આવ્યું

નથી, પરંતુ ઈ. સ. ૯૮૯ માં ધૂમલી ઉપર રાણક બાષ્કલદેવનું શાસન હોવાનું એના જાણવામાં આવેલા એક માત્ર દાનશાસન ઉપરથી સમજાય છે.[૪૨] આ 'રાણક' કે 'રાણો' કયા વંશનો હતો એ પકડી શકાતું નથી, પરંતુ ભૂતાંબિલી-(ભૂમલી–ધૂમલી)માં રાજધાની રાખી જે પ્રદેશમાં એ રાજ્ય કરતો હતો તેને नवसुराष्ट्रामंडलांतःपाति–ज्येष्टुक દેશ કહેવામાં આવ્યો છે. સૈંધવોના સમયમાં તો એ 'अपरसुराष्ट्रामंडल'નો પ્રદેશ હતો.[૪૩] આમાંથી ફલિત એ થાય કે સૈંધવોની પછી આ પ્રદેશનો ગમે તે કારણે નામપલટો થયો. હકીકતે 'જેઠવાઓનો પ્રદેશ' તરીકે સ્થાપિત થતાં એ સંસ્કૃતીકરણ પામી ज्येष्टुक પ્રદેશ બન્યો, જે એમ સૂચવે કે રાણક બાષ્કલદેવ 'જેઠવા' કુલનો હશે. સૈંધવોનાં દાનશાસન ગુપ્ત સંવત્સર ધરાવે છે, ત્યારે રાણક બાષ્કલદેવના દાનશાસનમાં श्रीनृपविक्रम संवत् १०४५ મળે છે. એમાં જણાવેલું દાન પણ અણહિલપુર–નિવાસી ભારદ્વાજગોત્રના દામોદર અધ્વર્યુને આપવામાં આવ્યું છે. દાનશાસનમાં વિક્રમ સંવત્સરનો ઉપયોગ અને પુરોહિત તરીકે અણહિલપુર પાટણના બ્રાહ્મણ તરફ સમાદર એનો અણહિલપુર સાથેનો વિશિષ્ટ રાજકીય સંબંધ સૂચવે છે: એ રાણક ઈ. સ. ૯૪૨ માં સારસ્વતમંડલ ઉપર સત્તા કબજે કરી અણહિલપુર પાટણમાં રાજત્વ પામેલા મૂલરાજ સોલંકીનો સામંત બની ચૂક્યો હોય.

આ. હેમચંદ્રે મૂલરાજે આહરિપુના પરાજય સાથે કચ્છના લાખા ફુલાણીના વધ અને સિંધુરાજના પરાજયની વાત કરી છે.[૪૪] શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ આ. હેમચંદ્રનો હવાલો નોંધી ત્યાં 'સુકૃતકીર્તિકલ્લોલિની' (શ્લોક ૨૪) અને 'વસ્તુપાલ-તેજપાલપ્રબંધ' (શ્લોક ૬)નો પણ 'સિંધુરાજ' વિશે હવાલો આપ્યો છે અને કહ્યું છે કે એ રાધણપુર કે પાલણપુર સંસ્થાનના રણકાંઠા ભાગનો ઠાકરડો હોય.[૪૫] એ કલ્પિત વાત ન હોય તો આ એમની સંભાવના છે. અને ઉપરના ત્રણે બનાવ ઈ. સ. ૯૮૯ (વિ. સં. ૧૦૪૫–બાષ્કલદેવના તામ્રદાનશાસનનું વર્ષ) પૂર્વે બનવા વિશે શંકા નથી. આ 'સિંધુરાજ' તે કાં તો બાષ્કલદેવને જેની પાસેથી ધૂમલીની સત્તા મળી હોય તે સૈંધવ રાજા અથવા બાષ્કલદેવ પોતે કે એનો પિતા શૂર હોય, યા દાદો (હિરણ્યમુખ [?] હમ્મુક) હોય. બાષ્કલદેવના દાનશાસનમાં એના પિતાનું નામ 'શૂર' અને એના પિતાનું નામ हिरण्यमुख આપેલાં જ છે. આ પાછલું નામ કોઈ સ્થાનિક સંજ્ઞાનું સંસ્કૃતીકરણ પામેલું રૂપ લાગે છે અને સંભવતઃ हम्मुक જેવા નામનો ખ્યાલ આપે છે. સૈંધવ જાઇક ૨ જા અને રાણક બાષ્કલદેવ વચ્ચે ૭૦–૭૫ વર્ષનો ગાળો છે. રાજવંશનો પલટો થયો કે જાઇકની પરંપરામાં હમ્મુક, એનો શૂર, અને એનો બાષ્કલ અનુગામી બન્યો, એ કહેવું

મુશ્કેલ છે. બાષ્કલ જ્યેષ્ટુક દેશનો રાજા છે, પણ પોતે કયા વંશનો છે એ વિશે કશું જણાવતો નથી. ધૂમલી-પોરબંદરના જેઠવારાણાઓની જે વંશાવળી જાણવામાં આવી છે તેમાં 'હિરણ્યમુખ' કે 'શૂર' જેવાં કોઈ નામ જોવામાં આવતાં નથી. ૧૩૭ રાણો હરિયાદ, ૧૩૮ રાણો બખુજી અને ૧૩૯ રાણો સરતાનજી મળે છે, 'બખુજી' અને 'બાષ્કલ' એકાત્મક હોઈ શકે. બખુજીના અનુગામી તરીકે ૧૩૯ રાણો સરતાનજી કહ્યો છે, પરંતુ એ સમયે 'સરતાનજી-સુલતાનજી' નામની શક્યતા નથી, એ 'શૂર' હોય, અને પિતા-પુત્ર ઊલટપાલટ થયા હોય તો 'હરિયાદ' 'શૂર' 'બખુ' એવો ક્રમ મેળવી શકાય; તો 'હિરણ્યમુખ' (=હમ્મુક) અને 'હરિયાદ' એકાત્મક હોય. જેઠવાઓની વંશાવળીમાં આ રાજાઓનો સમય અપાયો નથી. વર્ષ મળે છે તે ૧૪૭ મા રાણા સંઘજીનું, જે વિ. સં. ૧૧૭૬-૧૨૦૬ (ઈ. સ. ૧૧૨૦-૧૧૫૦)માં સત્તા ઉપર હતો.[૪૬] ૧૪૦ ભાણજી (૧), ૧૪૧ વિકુજી (૧), ૧૪૨ કાનજી, ૧૪૩ વનવીરજી, ૧૪૪ નાગાર્જુન (૧), ૧૪૫ ભાણજી, (૨), ૧૪૬ હરિયાદજી (૨) અને ૧૪૭ સંઘજી (૧)-ઈ. સ. ૧૧૨૦; વચ્ચેના ૬ રાજાઓનાં સરેરાશ વીસ વર્ષ ગણીએ તો રાણક બાષ્કલદેવ ઈ. સ. ૧૦૦૦ સુધીમાં થવાની શકયતા છે, જે એના દાનશાસનમાં વિ. સં. ૧૦૪૫-ઈ. સ. ૯૮૯ ના વર્ષથી નજીકમાં છે.

અણહિલપુર પાટણના સોલંકી રાજા ભીમદેવ ૧ લાએ (ઈ. સ. ૧૦૨૨-૧૦૬૪) સિંધુદેશના રાજા હમ્મુકને હરાવી કેદ પકડયાનું આ. હેમચંદ્રે નોંધ્યું છે,[૪૭] પરંતુ આવા નામનો કોઈ હિંદુ યા મુસ્લિમ રાજા સિંધમાં એ સમયે હોવાનું જાણવામાં આવ્યું નથી. એ સિંધુ દેશનો નહિ, પરંતુ 'સૈંધવ' વંશનો હોય, તો ધૂમલીના સૈંધવોમાંનો કોઈ હોય. સૈંધવોમાં 'અગ્ગુક' 'રાણુક' 'જાઈક' એવાં નામોને 'હમ્મુક' મળતું આવે છે, પરંતુ જેઠવાઓની વંશાવળીમાં બાષ્કલદેવ-બખુજી પછી સંઘજી (૧) સુધીમાં આવું કોઈ નામ નથી. ૧૪૧ વિકુજી (૧) અને ૧૪૨ કાનજી એ બે જેઠવા રાણા ભીમદેવ ૧ લાના સમકાલીન હોય અને વંશાવળીનાં નામોની ગરબડમાં એ બેમાંથી કોઈ એકનું ખરું નામ 'હમ્મુક' હોય તો જ મેળ બેસે. પરંતુ આપણી પાસે અત્યાર સુધીમાં કોઈ એવું સાધન ઉપલબ્ધ નથી કે નિશ્ચયાત્મક રીતે કાંઈ કહી શકાય.

જેઠવાઓની વંશાવળીમાં સંઘજી (૧) પછીનો ક્રમ આ પ્રમાણે છે:

| | |
|---|---|
| ૧૪૮ રાણોજી (૧) | ૧૧૫૦ (થોડા મહિના) |
| ૧૪૯ નાગજી (૨) | ૧૧૫૦ |
| ૧૫૦ ભારમલજી (૧) | ૧૧૫૫ |

| | | |
|---|---|---|
| ૧૫૧ | ભાણજી (૩) | ૧૧૭૨ |
| ૧૫૨ | મેહજી | ૧૧૭૯ |
| ૧૫૩ | નાગજી (૩) | ૧૧૯૦ |
| ૧૫૪ | વીકિયોજી (૨) | ૧૧૯૩ |

રાણા રાણોજીની રાજ્યનો વિસ્તાર કરવાની આકાંક્ષા હતી, પરંતુ એનું અચાનક અવસાન થયું અને એની પછી રાણો નાગજી ૨ જો સત્તા પર આવ્યો. એણે ધૂમલીની સરહદ ખૂબ વધારી દીધી અને જૂનાગઢ હસ્તગત કરવાની ઇચ્છાએ સૈન્યો સુસજ્જિત કર્યાં. રા' જયસિંહ આ સમયે ઉત્તર ભારતમાં હતો. સમાચાર સાંભળી એ તાબડતોબ સોરઠમાં આવી પહોંચ્યો. યુદ્ધમાં રાણો નાગજી મરાઈ ગયો (ઈ. સ. ૧૧૫૫) અને રા' જયસિંહે રાણા ભારમલને ધૂમલીની ગાદીએ બેસાડ્યો અને મોટો દંડ વસૂલ કર્યો. ઈ. સ. ૧૧૭૨ માં એ ગુજરી જતાં રાણો ભાણજી ધૂમલીનો શાસક બન્યો. અનુશ્રુતિ પ્રમાણે રાણા ભાણજીએ માનીતી રાણીનો ક્રોધાવેશમાં ત્યાગ કરી લગ્નવિચ્છેદ કરી નાખ્યો, પરંતુ પછીથી પશ્ચાત્તાપ થતાં પ્રાયશ્ચિત્તરૂપે બ્રાહ્મણોની સલાહથી ૧૮૦૦ કન્યાઓનું દાન કરી રાણીનો ફરી સ્વીકાર કર્યો. કન્યાદાન એણે માંગરોળમાં એક વિશાળ મંડપવાળા નવા મકાનમાં કર્યો, જ્યાં પાછળથી શમ્શુદ્દીન અન્વરે જુમામસ્જિદમાં એ સ્થળનું પરિવર્તન કરી નાખ્યું. સં. ૧૩૫*( છેલ્લો અંક તૂટેલો છે )નો સારંગદેવ વાઘેલાના સમયનો અભિલેખ આ મસ્જિદને આંગણેથી મળ્યો હતો.

ભાણજી ઈ. સ. ૧૧૭૯ માં અવસાન પામતાં એનો પુત્ર રાણો મેહ સત્તા ઉપર આવ્યો. એના સમયમાં રા' મહીપાલ ૨ જાના મદોન્મત્ત સેનાપતિ ચૂડામણિએ મેહ જેઠવાને પરાજય આપી માંગરોળ અને ચોરવાડનો પ્રદેશ કબજે કરી લીધો, પણ પછી ચૂડામણિનો વત્સરાજના સેનાપતિના સાળાઓ સાથેના મહોબાનાના યુદ્ધમાં પરાજય થતાં એ તકનો લાભ લઈ મેહ રાણાએ પોરબંદર–બળેજ–માધવપુર તથા વર્તમાન કુતિયાણાનો પ્રદેશ ફરીથી હાથ કરી લીધાં.

મકરધ્વજવંશી મહીપમાળામાં ૧૪૦ થી ૧૫૩ સુધીના રાણાઓને મોરબીમાં રાજ્ય કરતા કહ્યા છે, જ્યારે વીકિયોજી (૨) ઈ. સ. ૧૧૯૩ માં ધૂમલીમાં આવી સ્થિર રહ્યાનું કહ્યું છે.[૪૮] નવસુરાષ્ટ્રામંડલાંતઃપાતિ જ્યેષ્ટુક દેશમાં બાષ્કલદેવ–બખુજી ભૂતાંબિલી માં રહી રાજ્ય કરતો હતો એ નિશ્ચિત હોઈ મોરબીનો સંબંધ હોવાની સંભાવના સર્વથા ટકી શકે એમ નથી.

વિસાવાડા( જિ. પોરબંદર )ના સિદ્ધેશ્વર મંદિરમાં પશ્ચિમની અંદરની

દીવાલ ઉપર 'રાણુશ્રીસીહ'ના રાજ્યકાલનો સં. ૧૨૬૨(તા. ૨૦-૧-૧૨૦૬)નો અભિલેખ છે, જેમાં 'રાણુશ્રી વિક્રમાદિત્વ'ની મૂર્તિ કોઈ અધિકારી 'રાજશ્રી વિક્રમાદિત્યે' કોતરાવ્યાનું મળે છે.૪૯

આ 'રાણુશ્રી વિક્રમાદિત્ય' એ રાણો વીકિયોજી હોવા વિશે કોઈ શંકા નથી. માંગરોળ-સીલ નજીકના આજક ગામનો 'ભૂતાંબિલી'માં 'રાણશ્રીસિંહ'ના ઉલ્લેખ-વાળો સં. ૧૨૬૨(તા. ૧૦-૩-૧૧૦૬)નો જ અભિલેખ મળે છે,૫૦ જે આને બળ આપે છે. રાણો સિંહ વીકિયાજીનો અનુગામી સ્પષ્ટ છે, પરંતુ વંશાવળીમાં '૧૫૫ વિજયસિંહજી (૨) ઈ. સ. ૧૨૨૦' (?) છે, જે બંધ બેસતું નથી, તેથી વંશાવળીમાં વીકિયાજીનાં વર્ષ સં. ૧૨૪૯-૧૨૭૬ (ઈ. સ. ૧૧૯૩-૧૨૨૦) અસિદ્ધ ઠરે છે. વિ. સં. ૧૨૬૨-ઈ. સ. ૧૨૦૬ પહેલાં જ એ અવસાન પામ્યો છે, એ સાથે સૌથી પ્રથમ મોરબી ઉપર કુત્બુદ્દીન ઐબકના હલ્લાને કારણે આ વીકિયોજી મોરબી છોડી ધૂમલીમાં આવ્યો અને રાજધાની કરી૫૧ એ પણ સર્વથા અશ્રદ્ધેય ઠરે છે. આ પ્રમાણે થતાં વંશાવળી—

| | | |
|---|---|---|
| ૧૫૪ | વીકિયોજી (૨) | ૧૧૯૩ |
| ૧૫૫ | વિજયસિંહજી-સીહ (૨) | ૧૨૦૬ |
| ૧૫૬ | ભોજરાજ (૧) | ૧૨૪૫ |
| ૧૫૭ | રામદેવ (૧) | ૧૨૭૦ |
| ૧૫૮ | રાણોજી (?) (૨) | ૧૨૯૧ (?) |

રાણા મેહજી પછી નાગજી ૩ જો ઈ. સ. ૧૧૯૦ થી ૧૧૯૩ સુધી રાણા તરીકે સત્તા ઉપર હતો. એના અવસાન પછી વીકિયોજી સત્તા ઉપર આવ્યો.

જેઠવા રાણાએ રા' મહીપાલ ૨ જાના સમયમાં પોરબંદર વગેરે પ્રદેશો અને કુતિયાણા સહિત આસપાસનો પ્રદેશ કબજે કરી લીધા હતા. ઈ. સ. ૧૨૦૦ માં રા' મહીપાલ ૨ જો જાતે ધૂમલીના પ્રદેશ ઉપર ચડી આવ્યો. વીકિયાજી અને રા' વચ્ચે સાકુકા(અજ્ઞાત)ના પાદરમાં યુદ્ધ થયું, જેમાં રાણાના સૈન્યને સખત હાર મળી અને રા'એ કેટલોક પ્રદેશ પાછો કબજે કર્યો.

રા' મહીપાલ ૨ જાના ઈ. સ. ૧૨૦૧ માં થયેલા અવસાન પછી રા' જયમલ ગાદીએ આવતાં રાણા વીકિયાજી તરફથી રા' સામે ઢાંક અને રાણાકંડોરણા વચ્ચેના પહાડી પ્રદેશમાં છાવણી નાખી રા'ના પ્રદેશ ઉપર સત્તા જમાવવામાં આવી. ઓસમ-માતરીના ડુંગર નજીક પાટણવાવ પાસે ખૂનખાર યુદ્ધ થયું તેમાં બંને પક્ષોને ખૂબ સહન કરવું પડ્યું. બંને રાજવીઓ વચ્ચે સંધિ થઈ અને રા'એ બરડાના

પ્રદેશમાં ન જવું અને રાણાએ ઘેડના પ્રદેશમાં ન જવું એવું ઠર્યું. વીકિયોજી ઈ. સ. ૧૨૦૬ માં અવસાન પામતાં એની પછી એનો પુત્ર વિજયસિંહ-સીહ (સિયો) રાણો થયો. એણે કરારનો ભંગ કરી આક્રમણ કર્યું, પણ રા'એ એને ફરી સજ્જડ હાર આપી મોટો દંડ વસૂલ કર્યો.

રાણા વિજયસિંહ પછી ઈ. સ. ૧૨૪૫ માં રાણો ભોજરાજ ૧ લો ગાદીએ આવ્યો. એના સમયનો પોરબંદરમાં સચવાયેલો વીસલદેવ વાઘેલાના સુરાષ્ટ્ર-મંડળના પ્રતિનિધિ મહામાત્ય નાગડનો અભિલેખ વિ. સં. ૧૩૧૫(ઈ. સ. ૧૨૫૯)નો મળ્યો છે, જેમાં भूमलिका ઉલ્લિખિત થયેલ છે. લેખ ખંડિત હોઈ એમાંથી એટલું જ તારવી શકાય છે કે સુરાષ્ટ્રમંડલ વાઘેલાઓની સાર્વભૌમ સત્તામાં હતું અને જેઠવા પણ સામંત દરજ્જે હશે.[૫૨] પોણાપાંચ વર્ષ પછીનો કાંટેલા ગામના રેવતીકુંડ ઉપરના મહાદેવના મંદિરમાંનો અભિલેખ અર્જુનદેવ વાઘેલાના સમયનો વિ. સં. ૧૩૨૦(ઈ. સ. ૧૧૬૪)નો મળ્યો છે, જેમાં સુરાષ્ટ્ર ઉપર સામંતસિંહ નામનો વાઘેલાઓનો પ્રતિનિધિ સત્તા ઉપર હતો. આ પણ જેઠવાઓ સામંત હોવાની વાતને ટેકો આપે છે.[૫૩] સામંતસિંહનો સંભવિત નામોલ્લેખ ખુદ ઘૂમલીના વિ. સં. ૧૩૧૮(ઈ. સ. ૧૨૬૨)ના એક અભિલેખમાં પણ 'મહા-મંડલેશ્વર' તરીકે મળે છે.[૫૪] સામંતસિંહનો બીજા શ્રીપાલ્હ સાથે થયેલો ઉલ્લેખ પોરબંદરની ખારવાવાડમાંની પદ્મિણીમાતાના મંદિરના વિ. સં. ૧૩૩૪(ઈ. સ. ૧૨૭૭)ના સમયના અભિલેખમાં થયેલો છે,[૫૫] આમાંના પાલ્હનો ઉલ્લેખ માંગરોળ પાસે લાઠોદરામાંથી મળેલા વિ. સં. ૧૩૨૩(ઈ. સ. ૧૨૬૬)ના એક અભિલેખમાં પણ થયેલો છે. એ ધ્યાનમાં રહે કે ભોજરાજ ૧ લા પછી રામદેવ ૧ લો ઘૂમલીની સત્તા ઉપર ઈ. સ. ૧૨૭૦ માં આવ્યો હતો, એટલે કાંટેલાનો અભિલેખ ઉટંકિત થયો ત્યારે એ પ્રદેશ ઉપર સ્થાનિક સત્તા રાણા રામદેવ ૧ લાની હતી.

આ રામદેવ ૧ લા પછી 'મકરધ્વજવંશી મહીપમાળા'માં ૧૫૮ મો રાણોજી ઈ. સ. ૧૨૯૧(વિ. સં. ૧૩૪૭)માં સત્તા ઉપર આવ્યો કહ્યો છે, પરંતુ ઘૂમલીની પશ્ચિમે આશાપુરાના નાના શિખરની પાછળ કંસારીના તળાવને ઉત્તરકાંઠે આવેલાં સોનકંસારીનાં કહેવાતાં દેરાંઓના સમૂહમાં પ્રવેશ કરતાં સામે ઊભેલા વિ. સં. ૧૩૪૮(ઈ. સ. ૧૨૯૨)ના પાળિયામાં 'રાણકશ્રી ભાણુરાજે' જોવા મળે છે,[૫૬] વળી સારંગદેવ વાઘેલાના સમયમાં ઈ. સ. ૧૨૯૦ ના વંથળીના અભિલેખમાં સારંગદેવનો પ્રતિનિધિ વિજયાનંદ 'ભાનુ' (ભાણુ) જેઠવાની સામે યુદ્ધ કરવાની ઇચ્છાએ ભૂભતૃપલ્લી (ભૂતાંબિલી, ભૂમલી, ઘૂમલી) જઈ પહોંચ્યાનું લખ્યું છે,[૫૭] એટલે રાણોજીને થોડો વહેલો મૂકવો પડે; એમ

| | | | |
|---|---|---|---|
| ૧૫૮ | રાણોજી | (૨) | ૧૨૯૦ પહેલાં |
| ૧૫૯ | ભાણજી | (૪) | ૧૨૯૦ |

વંશાવળીમાં ૧૫૮ રાણોજી (૨) પછી ૧૫૯ ના આંક ઉપર નાગજી વિ. સં. ૧૩૫૮(ઈ. સ. ૧૩૦૨) કહેલ છે, અને પછી તરત જ ૧૬૦ મા આંક ઉપર ભાણજી–વિ. સં. ૧૩૬૩(ઈ. સ. ૧૩૦૭) બતાવેલ છે. આ ઉપરના બે અભિલેખોથી મોડું થાય છે, એટલે વચ્ચે નાગજીને ઉડાવી નાખવો પડે છે. ગુજરાતમાં અલપખાને અણહિલપુર પાટણમાં કર્ણ વાઘેલાને નસાડી મુસ્લિમ શાસન સ્થાપ્યું ત્યારે ધૂમલીમાં ભાણજી જેઠવાનું શાસન જામેલું જોવા મળે છે.

## ૭. દક્ષિણ સૌરાષ્ટ્રમાં વાજા વંશ

એવી એક અનુશ્રુતિ છે કે દ્વારકામાં કોઈ અનંતદેવ ચાવડાનો પુત્ર ભીખનસિંહ સત્તા ઉપર હતો ત્યારે મારવાડના અજ નામના એક રાઠોડ સરદારે હેરોલ અને ચાવડાઓના ઝઘડામાં હેરોલ રાજપૂતોની મદદે આવતાં ભીખનસિંહને મારી દ્વારકા પ્રદેશમાંથી ચાવડા સત્તાનો અંત આણ્યો અને પછી હેરોલોને પણ દબાવી દઈ એ પ્રદેશનું આધિપત્ય હાથ કર્યું. એ અજના બે પુત્રોમાંનો વેરાવળજી દ્વારકામાં સ્થિર થયો અને એના વંશજો 'વાઢેલ' કહેવાયા, જ્યારે બીજો પુત્ર વીંજોજી દક્ષિણ સૌરાષ્ટ્ર તરફ ઊતરી આવ્યો અને એણે માધવપુર–માંગરોળ–સોમનાથ–પાટણ–ઊના અને ઝાંઝમેર (તા. ઉમરાળા, મહાલ, જિ. ભાવનગર) સુધીનો પ્રદેશ હસ્તગત કરી ત્યાં પોતાનું આધિપત્ય સ્થાપ્યું અને એના વંશજ 'વાજા' કહેવાયા[૫૮] એમ કહેવામાં આવ્યું છે.

સોમનાથ પાટણમાંથી મળેલી શ્રીધરની પાટણ–પ્રશસ્તિ (ઈ. સ. ૧૨૧૬) પ્રમાણે તો ત્યારે સ્પષ્ટ રીતે સોમનાથ પાટણના પ્રદેશ ઉપર અણહિલપાટકના સોલંકી રાજા ભીમદેવ ૨ જાની આણ પ્રવર્તતી હતી.[૫૯] સંભવ છે કે શ્રીધર પછી સોમનાથ પાટણના રક્ષક તરીકે આવેલા કોઈ અધિકારી પાસેથી વીંજાજીને આ પ્રદેશનો અધિકાર મળ્યો હોય. અહીં એ પણ ઉમેરવું જોઈએ કે અણહિલપાટકના રાજા વીસલદેવે સોમનાથની યાત્રા કરી તે વખતે ત્યાં એની સભાના અમાત્ય અને કવિ નાનાકને સોમનાથનું નિત્યપૂજન કરવા ત્યાં રાખવામાં આવ્યો અને પોતે બંધાવેલી બ્રહ્મપુરીમાં એક ઘર પણ એને રહેવા કાઢી આપ્યું.[૬૦] નાનાકની પહેલી પ્રશસ્તિમાં કોઈ વર્ષ નોંધાયું નથી. વીસલદેવના ઈ. સ. ૧૨૬૪ માં અવસાન થયા પછી દસ વર્ષે ઈ. સ. ૧૨૭૪ માં નાનાકની બીજી પ્રશસ્તિ રચવામાં આવી જેમાં संवत १३२८ वर्षे गंडश्रीभाव यजुर्वेद आगा० बृहत्पुरुष राजश्री छाडा श्रीअभयसिंहप्रतिपत्तौ प्रशस्तिरुद्धहीता।[૬૧] અને સં. ૧૩૨૮(ઈ. સ. ૧૨૭૨) પહેલાં

જ એ પ્રદેશમાં રાજ૦ શ્રી છાડાનું અસ્તિત્વ જાણવામાં આવ્યું પણ છે. અત્યારે વેરાવળના વિ. સં. ૧૩૨૦(ઈ. સ. ૧૨૬૩)ના અભિલેખમાં મહારાજાધિરાજ તરીકે અર્જુનદેવ (વાઘેલો), એના પ્રતિનિધિ તરીકે મહામાત્ય રાણક શ્રીમાલદેવ, પાશુપતાચાર્ય ગંડશ્રીપરવીરભદ્ર અને શ્રીઅભયસીહ પંચકુલના અધિકારી અને બૃહત્પુરુષ તરીકે શ્રી રામદેવ, શ્રી ભીમસીહ, રાજ૦ શ્રી છાડાનો નિર્દેશ થયા પછી 'રાજ૦ શ્રી નાનસીહના પુત્ર બૃહ. રાજ૦ શ્રી છાડા વગેરેની પાસે એવું નોંધાયું છે; નીચે ત્રીજી વાર બૃહ. રાજ૦ શ્રી છાડાનો પીરોજના 'સખાય' તરીકે નિર્દેશ થયો છે. રામદેવ અને ભીમસીહ 'બૃહત્પુરુષ' છે અને 'ઠ૦' છે, જ્યારે નાનસીહ અને છાડા 'રાજ૦શ્રી' ઉપરાંત છાડા 'બૃહત્પુરુષ' પણ છે.[૬૨]

'રાજ૦શ્રી' વિશેષણથી એનો બીજાઓની સરખામણીએ થોડો અધિકાર વધુ લાગે છે, એ સાર્વભૌમ સત્તા નહિ સૂચવે. તેથી અનુશ્રુતિ પ્રમાણે વીંજાજીએ આ પ્રદેશમાં અધિકાર મેળવ્યો હોય તો એ કોઈ સાર્વભૌમ પ્રકારનો નહિ, પરંતુ રાજ્યના અધિકારી તરીકેનો. નાનસીહ 'રાજ૦શ્રી' કહેવાયો છે, પરંતુ વીંજાજીનો લિપિસ્થ ઉલ્લેખ જેમ નથી તેમ નાનસીહ સાથે કયા પ્રકારનો સબંધ હતો એવું કહેનારું કોઈ પ્રમાણ પણ અદ્યાપિ મળ્યું નથી, એટલે વીંજાજીનું અસ્તિત્વ અનુશ્રુતિથી વિશેષ કાંઈ લાગતું નથી.

આ વંશનો પહેલો પુરુષ નાનસીહ હોવાનું વેરાવળના લેખથી સમજાય છે, અને એનો પુત્ર તે છાડા. એ વંશનો આ પ્રદેશનો પહેલો પુરુષ આમ 'નાનસીહ' મળે છે. એ 'રાઠોડ' હતો એવું સીધું સ્પષ્ટ પ્રમાણ આપણને હજી સુધી મળ્યું નથી, પરંતુ સોમનાથ પાટણના તૂટેલા એક લેખમાં વંશાવલીના આરંભે राठोडचूडामणि મળતું હોઈ અને પછી વંશ ચાલ્યો આવતાં એમાં 'छोहाक' અને 'वाच्छिग' ક્રમે આવતા હોઈ આ વંશ રાઠોડ હોવાનું કહી શકાય.[૬૩]

શ્રી શંભુપ્રસાદ દેશાઈ ઈ. સ. ૧૩૦૦માં છાડા અવસાન પામ્યાનું અને એના પછી એનો પુત્ર વીંજલદેવ બુઢ્ઢો ગાદીએ આવ્યાનું જણાવે છે. છાડા અલપખાન(?)ના સૈન્ય સાથે લડતાં મરાયો કહ્યો છે.[૬૪] જરૂર એક યુદ્ધ તુર્કો (મુસ્લિમો) સાથે વિ. સં. ૧૩૫૫(ઈ. સ. ૧૨૯૯)માં થયાનું સોમનાથ પાટણના જ એક પાળિયામાં નોંધાયું છે, જેમાં 'સોમનાથને બારણે વાજા માલના પુત્ર...હ વાજા પદમલ ભાઈ દેપાલસીહ' યુદ્ધ કરતાં બેઉ મરાયા છે.[૬૫] આ યુદ્ધ ઉલુઘખાનના સૈન્ય સાથેનું હોવામાં કશો વાંધો નથી. શ્રી દ. બા. ડિસકળકર આ લેખથી ઉલુઘખાનના સોમનાથ-આક્રમણના સમયની પુષ્ટિ સ્વીકારે છે. શ્રી શંભુપ્રસાદ દેશાઈ 'અલપખાન' કહે છે તે આ ઉલુઘખાન છે. તેઓ આ યુદ્ધમાં છાડાને મરાયેલો

કહે છે, જે ઉપરના અભિલેખ પ્રમાણે વિ. સં. ૧૩૫૫ હોઈ ઈ. સ. ૧૨૯૯ થઈ રહે છે. પરંતુ છાડા પછી વાચ્છિગ, વાચ્છિગ પછી કાન્હડદેવ અને પછી વયજલદેવ સં. ૧૩૫૧(ઈ. સ. ૧૨૯૫)માં અધિકારપદે હોઈ છાડા ઈ. સ. ૧૨૯૯માં મરાયાની કોઈ શકયતા નથી. વળી શ્રી શંભુપ્રસાદ દેશાઈ છાડાના પુત્ર તરીકે 'વિંઝલદેવ ચુડા'નો નિર્દેશ કરે છે, પરંતુ છાડાનો પુત્ર 'વિંજલદેવ ચુડો' નહિ, પરંતુ 'વાચ્છિગ' હતો એવું શ્રી હરિશંકર પ્ર. શાસ્ત્રીએ બતાવ્યું જ છે.[૬૬] વળી સોમનાથ પાટણના પૂર્વ દરવાજે આવેલા ગૌરીકુંડના વર્ષ વિનાના (જ્યેષ્ઠ સુદિ ૨ રવિ)ના લેખમાં 'બૃહત્પુરુષ રાજ૦શ્રી વાચ્છિગના સુત બૃહત્પુરુષ કાન્હડદેવ'નો પણ ઉલ્લેખ થયો છે.

ગૌરીકુંડવાળા આ લેખનો વર્ષવાળો ભાગ તૂટેલો છે, પરંતુ માસ–પક્ષ–તિથિ–વાર આપેલાં હોઈ એ વિ. સં. ૧૩૨૫ (તા. ૧૪–૫–૧૨૭૯) આવી રહે છે. સૂત્રાપાડાના સૂર્યમંદિરમાંના એક લેખમાં 'સં. ૧૩૫૭ના વર્ષમાં......ઠ. વયજલદેવ ચુટાકે કરાવી'[૬૭] એવો નિર્દેશ મળતો હોઈ એ બૃહત્પુરુષ રાજ૦શ્રી કાન્હડદેવનો અનુગામી હોવાનું માનવામાં આવ્યું છે. કોડીનાર પાસેના આદપોકાર ગામમાંના આદિનાથ મહાદેવના મંદિરમાં વર્ષ તુટી ગયું હોય તેવો એક લેખ મળ્યો છે તેમાં 'રાજરાજ૦ શ્રી વયજલદેવને માટે રાણક મંડલિક સૈન્ય સાથે લડતા કોઈ (રાજ૦)શ્રી વીસલસુત...રાજ૦ શ્રી કાન્હડદેવ' મરાયાનું નોંધાયું છે.[૬૮] એમાંનો વયજલદેવ અને સૂત્રાપાડાના લેખનો ઠ૦ વયજલદેવ અભિન્ન લાગે છે. અહીં મરાયેલો કાન્હડદેવ તે વીસલસુત હોઈ વાચ્છિગસુત કાન્હડદેવથી જુદો છે, જે કાન્હડદેવનો વયજલદેવ અનુગામી હોવાની સંભાવના કરવામાં આવી છે.[૬૯]

આમ વયજલદેવ ચુટા છાડાનો પુત્ર નહિ પરંતુ પ્રપૌત્ર હોય એવું દેખાય છે. અને એ સં. ૧૩૫૭–ઈ. સ. ૧૩૦૧ સુધી હયાત હતો જ. એનું શાસન ઊના સુધી વિસ્તરેલું હતું.[૭૦] એ સં. ૧૩૫૧(ઈ. સ. ૧૨૯૫)ના ઊનાના બે પાળિયાઓના લેખથી સમજાય છે. બેશક, સાર્વભૌમ સત્તા તો એ વખતે નહિ જ. આદપોકારના વર્ષ વિનાના લેખમાં પણ 'રાજરાજ૦ શ્રી' વિશેષણ છે, જે પણ ચોક્કસ પ્રકારના વહીવટી અધિકારથી વિશેષ નથી.

સોમનાથના આ અધિકારી વહીવટદારોને વાજા કહેવામાં આવ્યા છે, પરંતુ વયજલદેવ સુધીના કોઈને એમના મળેલા અભિલેખોમાં 'વાજા' કહ્યા નથી. ઈ. સ. ૧૨૯૯માં મુસ્લિમો સાથે સોમનાથનાં આંગણામાં બે વાજા મરાયા છે તેઓનો સબંધ આ શાસકો સાથે પકડાતો નથી, પરંતુ છેક સં. ૧૪૩૭(ઈ સ. ૧૩૮૦)માં

સોમનાથ પાટણના શાસક તરીકે 'ભર્મ્મભૂપ' કહ્યો છે, જ્યાં એના મંત્રી કર્મસિંહને 'वाजकराजकार्यचतुर' કહ્યો છે.[૭૦અ] એ પછીના સોમનાથ પાટણના સં. ૧૪૪૨(ઈ. સ. ૧૩૮૫)ના લેખમાં શાસકનું નામ ધર્મ (? मर्म) છે અને એને 'राष्ट्रोढवंश'નો કહ્યો છે.[૭૦આ] એ પછીના રાજશ્રી શવગણ અને રાજશ્રી બ્રહ્મદાસ[૭૦ઇ] વિશે મૌન છે, પછી લોઢવાના લેખમાં 'વાજા શ્રી રામદેવ'નું આ સ્થાન કહી 'વાજા રામ–સુત ગોધ'ના મરણની નોંધ છે.[૭૧] આ રામદેવ કોઈ નાનો વાજે જમીનદાર સમજાય છે, જેનો બ્રહ્મદાસ વગેરે સાથે સબંધ પકડાતો નથી. ઉપરનાં છેલ્લાં વિધાનો ઉપરથી જ સિદ્ધ કરી શકાય કે સોમનાથ પાટણના આ અધિકારી શાસકો રાઠોડ અને એમાં વાજા શાખાના હતા.

## ૮. સૌરાષ્ટ્રની બે ગૂહિલશાખા

### (૧) માંગરોળ(સોરઠ)ના ગૂહિલો

માંગરોળ (સોરઠ)ની સોઢળી વાવની દીવાલમાં ચોડેલા, કુમારપાલના રાજ્યકાલના સં. ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૬)ના અભિલેખમાં સોલંકીઓના સામંત અને 'सुराष्ट्रानायक' તરીકે ગૂહિલવંશનો મૂલુક જોવા મળે છે. આ ગૂહિલો 'સૌરાષ્ટ્રના રક્ષાક્ષમ' કહેવાયા છે, એટલે કે સમગ્ર સૌરાષ્ટ્રના તેઓ સોલંકીવંશના પ્રતિનિધિ હોવાનું ફલિત થાય છે. એ અભિલેખમાં એના દાદાનું નામ 'સાહાર,' પિતાનું નામ 'સહજિગ' અને ભાઈનું નામ 'સોમરાજ' જોવા મળે છે. સોમરાજે પિતાના નામે 'શ્રી સહજિગેશ્વર મહાદેવ'નું મંદિર કરાવ્યું હતું, જેના નિભાવને માટે ઠા. મૂલુકે મંગલપુર(માંગરોળ), ચોરુખાવાડ(ચોરવાડ), વલઈજ(બળેજ), લાઠિવદ્રાપથક(લાડોદરાની આસપાસનો પ્રદેશ), વામનસ્થલી(વંથળી)-એ ગામોમાંના જુદા જુદા પદાર્થોના વેચાણ ઉપર લાગા કરી આપ્યા. ચોરવાડથી વિસણવેલિ (વિસણવેલ) ગામ જતા રસ્તા ઉપરની એક વાવ પણ મહાદેવને અર્પણ કરી હતી.[૭૨] આ અભિલેખ, સંભવ છે કે, ચોરવાડના ઉગમણે પાદર આવેલા જડેશ્વર મહાદેવના મંદિરમાં હશે (સહજિગેશ્વર'માંથી 'જાગેશ્વર' થયા પછી 'જડેશ્વર'ની સંભાવના છે.) તે સં. ૧૩૭૫(ઈ. સ. ૧૩૧૯)માં મોઢ જ્ઞાતિના બલી સોઢલે પોતાના શ્રેય માટે જૂનાગઢના રાઉલ શ્રી મહિપાલદેવના રાજ્યમાં (માંગરોળમાં) વાવ કરાવી[૭૩] તેમાં સુરક્ષિતતા કે એવા કારણે લાવી જડવામાં આવ્યો હશે.

ઠા. મૂલુકના અભિલેખથી એટલું સ્પષ્ટ થાય છે કે એનો પિતામહ 'સાહાર' હતો અને પિતા સહજિગ હતો કે જે चौलुक्यांगनिगूहक એટલે ચૌલુક્યવંશનો અંગરક્ષક હતો અને સહજિગના પુત્રો સૌરાષ્ટ્રભૂમિનું રક્ષણ કરવાની શક્તિ ધરાવતા હતા. એ સહજિગના બળવાન પુત્રોમાં એક 'સોમરાજ' હતો, જ્યારે

સુરાષ્ટ્રા-નાયક 'મૂલુક' હતો તે માંગરોળમાં થાણું નાખી સૌરાષ્ટ્ર પ્રદેશ ઉપર સોલંકીઓ વતી દેખરેખ રાખતો હશે.

ઠા. મૂલુકના પુત્ર રાણકના રાજ્યકાલમાં માંગરોળથી પૂર્વ દિશાએ માળિયા-હાટીનાના માર્ગે નોળી નદી ઉપર આવેલા પદ્મકુંડ ઉપરના એ વખતે 'ભૃગુમઠ' તરીકે જાણીતા સ્થાનના કામનાથ મહાદેવના મંદિરમાંની ઓરસિયા તરીકે ધ્યાનમાં આવેલી પૂજાની શિલા ઉપરનો તૂટક અભિલેખ વ. સં. ૬૧૧(વિ. સં. ૧૨૮૬-ઈ. સ. ૧૨૩૦)નો મળ્યો છે.[૭૪] એ આમ સોઢળી વાવના અભિલેખથી ૮૪ વર્ષ પછીનો છે.

આ રાણક વિશે પછી કશું જાણવામાં આવ્યું નથી. આ ગૂહિલો સોલંકી રાજ્યના પ્રતિનિધિ તરીકે ક્યાંથી આવ્યા હતા એ વિશે પણ કોઈ માહિતી મળતી નથી.[૭૫]

## (૨) 'ગોહિલવાડ' નામ આપનારા ગૂહિલો

સૌરાષ્ટ્રના દક્ષિણ-પૂર્વ વિશાળ ભૂભાગને ગોહિલવાડ એવું નામ આપનાર ગૂહિલોનો સંબંધ માંગરોળ-સોરઠના ગૂહિલો સાથે હોવાની કોઈ સાંકળ પકડાતી નથી. ગોહિલવાડના ગૂહિલોનો આદ્ય પુરુષ તો 'સેજકજી' હતો. ભાવનગર રાજકુટુંબના આનુશ્રુતિક ઇતિહાસ અનુસાર એના એક પૂર્વજે મારવાડમાં લૂણી નદીના કાંઠે આવેલા ખેરગઢના ભીલ રાજા ખેડવા પાસેથી એનું રાજ્ય પૂંચવી લઈ પોતાની સત્તા સ્થાપી હતી. એ સત્તા આ કુળના વીસ રાજવીઓ પાસે ચાલુ રહી હતી. આમાં છેલ્લો રાજા મોહદાસ હતો તેને કનોજના જયચંદ્ર રાઠોડના ભત્રીજા શિયાજીએ મારી ગૂહિલોને મારવાડમાંથી હાંકી કાઢ્યા. મોહદાસનો પૌત્ર સેજકજી સં. ૧૩૦૬-૭(ઈ. સ. ૧૨૫૦)માં સૌરાષ્ટ્રમાં આવ્યો. સેજકજીના પિતાનું નામ 'ઝાંગરજી' હતું એ રણક્ષેત્રમાં વીરગતિને પામ્યો હશે. મોહદાસના વારસ તરીકે સેજકજી ખેરગઢની ગાદીએ હતો અને એને જ ત્યાંથી ખસવું પડ્યું.[૭૬]

શ્રી શં. હ. દેશાઈના નોંધ્યા મુજબ ગુજરાતમાં સિદ્ધરાજ રાજ્ય કરતો હતો તે સમયે ગૂહિલવંશીઓ ખેડ(જિ. જોધપર)થી અણહિલપુર જઈ એની સેવામાં રહ્યા હતા. આ ગૂહિલો તે 'સાહાર,' 'સહજિગ,' 'સોમરાજ,' 'મૂલુક' એ માંગરોળ સાથે સંબંધ ધરાવનારા ગૂહિલો છે.[૭૭] આ ગૂહિલવંશ પૂર્વ સૌરાષ્ટ્રના ગૂહિલવંશથી ભિન્ન છે. બંને ગૂહિલવંશોની એકતા શ્રી દેશાઈને પણ અભીષ્ટ નથી. અને એ જ વધુ સંભવિત છે.

સેજકજી પોતાના કુટુંબ અને રસાલા સાથે છેક સૌરાષ્ટ્રમાં પંચાળમાં આવ્યો હતો અને ત્યાં મુકામ કર્યા પછી જૂનાગઢના રા' મહીપાલદેના દરબારમાં મહેમાન થયો હતો. રા'એ એક રાજવીને છાજે તેવા પ્રકારનું માન સેજકજીને આપી પંચાળના શાહપુર અને ફરતાં બાર ગામની જાગીર આપી. સેજકજીએ પોતાની કુંવરી મહીપાલદેના કુમાર ખેંગારને આપી હતી, જે ઈ. સ. ૧૨૫૩માં પિતાની પાછળ જૂનાગઢની સત્તા ઉપર આવ્યો હતો.[૭૮] સેજકજીના શાહજી અને સારંગજીને રા'ની સેવાના ફળ તરીકે માંડવી (તા. ગારિયાધાર, જિ. ભાવનગર)ની ચોર્યાસી અને અર્થીલાની ચોવીસી જાગીરમાં મળી હતી. આ માંડવી બનતાં સુધી શેત્રુંજા ડુંગર નજીક અને અર્થીલા તો એ પછી જાણીતું થયેલું લાઠી.[૭૯]

એમ કહેવાય છે કે વંથળી રાઠોડોના કબજામાં હતું એનું જોર તોડવા સેજકજી દ્વારા 'શાહપર' વસાવવામાં આવ્યું, જે નામ તો સેજકજીના પુત્ર શાહજી પરથી પડ્યું.[૮૦] ગેઝેટિયર શાહપુર નવું વસાવ્યાનું કહેતાં પંચાળના શાહપુરની જાગીર સેજકજીને આપવામાં આવ્યાનું કહે છે. પરંતુ 'શાહપર' એવાં બેઉ સ્થળોનાં નામ અને શાહજી એવું સેજકજીના નવી રાણીના મોટા પુત્રનું નામ બંને કાલ્પનિક લાગે છે, કારણ કે 'શાહ' નામ તો સુલતાનજીની જેમ બહુ મોડું આવેલું છે. હકીકત તો એ લાગે છે કે પંચાળમાં રા'એ સેજકજીને બાર ગામોની જાગીર આપી ત્યારે એની રાજધાની તરીકે જ સેજકપર (તા. સાયલા, જિ. સુરેંદ્રનગર) વસાવવામાં આવ્યું.

સેજકજી પછી એની પહેલી રાણીનો પુત્ર રાણોજી ઈ. સ. ૧૨૯૦ માં ગાદી ઉપર આવતાં એણે રાણપર વસાવ્યું અને ત્યાં રાજધાની લઈ ગયો. રાણોજી એક શૂરવીર અને પરાક્રમી રાજવી હતો. એ ધીમે ધીમે પોતાના પ્રદેશની આસપાસ પોતાની સત્તા વિસ્તાર્યે જતો હતો. એના રાજ્યકાલ દરમ્યાન અણહિલપુર પાટણ અલાઉદ્દીન ખલજીની સત્તા નીચે આવી ગયું હતું, અને અલપખાન પછી ઝફરખાન પાટણના સૂબા તરીકે આવ્યો હતો. સૌરાષ્ટ્રમાં રાણોજી ગૂહિલ માથા ભારે છે એવું જાણતાં ઝફરખાને એના ઉપર ચડાઈ કરી. એ સમયે મામાની મદદે રા' ખેંગારનો પૌત્ર રા' નોંઘણ પણ આવ્યો હતો. આ યુદ્ધમાં રાજપૂતોએ ભારે પ્રબળ સામનો કર્યો, પરંતુ અંતે તેઓ હારી ગયા. રાણોજી ગૂહિલ અને રા' નોંઘણ બંને માર્યા ગયા અને રાણપુર મુસ્લિમોની સત્તા નીચે જઈ પડ્યું (ઈ. સ. ૧૩૦૮).

## ૯. વાળા રાજવંશ

વંથળી( હાલ જિ. જૂનાગઢ )ની ગાદીએ ચૂડાસમા વંશનો સંસ્થાપક ચંદ્રચૂડ કે ચૂડાચંદ્ર એના મામા વાળા રામના વારસ તરીકે આવ્યો તે વાળા રામ વાળા વંશનો જાણવામાં આવેલો પેલો ઐતિહાસિક પુરુષ કહી શકાય. એનું રાજ્ય વંથળીમાં કેવી રીતે હતું અને એ કે એના પૂર્વજો વંથળીમાં ક્યાંથી આવ્યા એ વિશે કોઈ માહિતી ઉપલબ્ધ નથી. ચૂડાસમા વંશ સાથે સંકળાયેલો વાળા વંશનો બીજો એક રાજવી ઉગા વાળો જાણવામાં આવ્યો છે, જે દક્ષિણ-પૂર્વ સૌરાષ્ટ્રના તળાજા ( હાલ જિ. ભાવનગર ) માં રાજ્ય કરતો હતો અને વંથળીના ચૂડાસમા રા' ક્વાત ૧ લા( ઈ. સ. ૯૮૨–૧૦૦૩ )નો મામો થતો હતો. જ્યારે રા'ને શિયાળબેટ( તા. જાફરાબાદ મહાલ, જિ. અમરેલી )ના અનંતસેન ચાવડાએ દગાથી પકડી લઈ શિયાળબેટમાં કેદ કર્યો હતો ત્યારે ભાણેજને દગાથી કેદ કરેલો જાણી ઉગા વાળો અનંતસેન ચાવડા ઉપર ચડાઈ લઈ ગયો હતો અને અનંતસેનને યુદ્ધમાં ખતમ કરી એણે ભાણેજને છોડાવ્યો હતો. એ વખતે ઉગા વાળાથી અકસ્માત રીતે ભાણેજને લાત મરાઈ જતાં આનો રોષ રાખી રા' ક્વાત પાછળથી તળાજા ઉપર ચડી ગયો હતો અને એણે બાબરિયાવાડમાં ચિત્રાસર ( ચિત્રાવાવ, તા. ઉમરાળા, જિ. ભાવનગર ) પાસે હરાવી યુદ્ધમાં ઉગા વાળાનો ઘાત કર્યો હતો.[૮૧] રા' ક્વાતે આબુ ઉપર જ્યારે પૂર્વે ચડાઈ કરવા વિચાર્યું હતું ત્યારે ઉગા વાળાને મોકલ્યો હતો, જેણે આબુરાજને દસ વાર હરાવ્યાની અનુશ્રુતિ છે.[૮૨] આ કારણે રા' ક્વાતના દરબારમાં ઉગા વાળાનું માન ઘણું હતું. એનો અંજામ તો છેવટ ઉગા વાળાના મૃત્યુમાં આવ્યો.

વાળાઓનું રાજ્ય તળાજામાં કેવી રીતે અને ક્યારે થયું એ વિશે કોઈ પ્રામાણિક વિગતો મળતી નથી. વાળાઓની વંશાવળી પણ જુદી જુદી રીતે બારોટોના ચોપડામાં પડી છે, જેમાંની કઈ શ્રદ્ધેય માનવી એ એક પ્રશ્ન છે. તળાજાના પહાડ ઉપર ઉત્તર બાજુ એક વિશાળ બૌદ્ધ ગુફા છે તેને 'એભલ વાળાનો મંડપ' કહેવામાં આવે છે, પરંતુ એ એભલ વાળો કયો અને ક્યારે થયો એ નક્કી કરવું મુશ્કેલ છે.

શ્રી. શં. હ. દેશાઈએ સિદ્ધ કરી આપેલી વંશાવળીમાં સં. ૧૦૫૫–ઈ. સ. ૯૯૯ માં ઉગ્રસિંહ(ઉગા વાળા)ને શીલાદિત્ય ૭ માથી ચોથો પુરુષ કહ્યો છે. શીલાદિત્ય ૭ મો ઈ. સ. ૭૮૮ માં ખતમ થાય છે. એ અને ઉગા વાળા વચ્ચે ખાસાં ૨૨૧ વર્ષોનું અંતર છે તેથી નવ દસ વંશધરો ખૂટે છે. વંશાવળી ઉપરથી તો એવું લાગે છે કે ઉગા વાળો પણ તળાજામાં નથી, કારણ કે એનો પુત્ર એભલ ૧ લો

સં. ૧૧૦૦(ઈ. સ. ૧૦૪૪)માં તળાજામાં જઈ ગાદી સ્થાપે છે.[૮૩] આના મૂળમાં તાલવ દૈત્યને મારી એભલ વાળાએ તળાજા જીત્યું[૮૪] ને ત્યાં ગાદી સ્થાપી એવી પ્રચલિત અનુશ્રુતિ કારણભૂત લાગે છે, જેમાં અનુશ્રુતિ સિવાય બીજું કોઈ તથ્ય નહિ હોય. એભલ ૧ લા પછી સં. ૧૧૨૨(ઈ. સ. ૧૦૬૬)માં સૂરોજી અને સં. ૧૧૬૫(ઈ. સ. ૧૧૦૯)માં એનો પુત્ર એભલ ૨ જો સત્તા ઉપર આવે છે. એભલ ૨ જાનો પુત્ર અણા વાળો(અણસિંહ) સં. ૧૨૦૫(ઈ. સ. ૧૧૪૯)માં અને એનો પુત્ર એભલ ૩ જો એના પછી (સમય નિશ્ચિત નથી.) સત્તા ઉપર આવ્યો. આ એભલ ૩ જાએ તળાજામાં વાલમ ગોરોના લોભથી ત્રાસેલા કામરથોની સંખ્યાબંધ કન્યાઓનું દાન દીધાનું જાણવા મળે છે. તળાજામાં એભલ ૩ જો સત્તા ઉપર હતો ત્યારે રાણજી ગૂહિલ ચડી આવ્યો અને એણે તળાજા અને વળા કબજે કરી લીધાં, જેને કારણે એભલ ૩ જો ઢાંક(હાલ તા. ઉપલેટા, જિ. રાજકોટ)માં ચાલ્યો ગયો, વચલો ભાઈ સાના વાળો ભાદ્રોડ(તા. મહુવા, જિ. ભાવનગર) જઈ વસ્યો અને નાનો ભાઈ ચાંપરાજ ત્રાપજ(તા. તળાજા–દાંતા, જિ. ભાવનગર)માં ગયો.

એભલ ૩ જાનો પુત્ર અર્જુનસિંહ (ઉર્ફે ઉગા વાળો) એના પિતા જેવો પરાક્રમી હતો કે જેણે તળાજાથી હાર ખાધા પછી ઢાંક કબજે કરી ત્યાં રાજધાની ફેરવી. અર્જુનસિંહને રા' ખેંગાર ૩ જા સાથે મૈત્રી હતી, સંભવતઃ આશ્રિત પ્રકારની. કાઠીઓનો પરાજય કરવામાં રા'ને અર્જુનસિંહની સહાય મળી હતી.[૮૫] એ સં. ૧૨૬૦(ઈ. સ. ૧૨૦૪)માં એક યુદ્ધમાં માર્યો ગયો અને બીજો ભાઈ હાથી વાળો ગુજરાતમાં ઈડર જઈ ત્યાંના રાજા અમરસિંહનો સરદાર બન્યો અને સં. ૧૨૩૦(ઈ. સ. ૧૧૭૪)માં ઈડરનો રાજા થઈ પડ્યો. એના પછી એના પુત્ર સામળા પાસે એના સત્તાકાલના બીજા વર્ષે સં. ૧૨૫૫(ઈ. સ. ૧૧૯૯)માં સોનિંગ નામના રાઠોડ સરદારે એનો ઘાત કરી ઈડરનું રાજ્ય હસ્તગત કર્યું, સામળાનો પુત્ર ખોખાસિંહ ઉર્ફે સરવણ મેવાડ ગયો અને સરવણ(મેવાડ)નો રાજવંશ એનાથી આગળ ચાલ્યો.[૮૬]

અર્જુનસિંહ પછી વંશાવળીમાં સં. ૧૩૨૪(ઈ. સ. ૧૨૬૮)માં એભલ ૪ થો કહ્યો છે. આમ વચ્ચે ૬૪ વર્ષોનો ગાળો પડે છે, જેમાં ઓછામાં ઓછા ત્રણ રાજા હોઈ શકે એભલ ૪ થા પછી ધાન વાળો સં. ૧૪૦૦(ઈ. સ. ૧૩૪૪)માં કહ્યો હોઈ એ બંને વચ્ચેનો ગાળો પણ ૭૬ વર્ષોનો છે.[૮૭] આમ ઢાંકના વાળાઓની વંશાવળી પણ તૂટક જ મળે છે.

તળાજા ઉપરની ઉત્તર તરફની ગુફાઓમાંની સૌથી મોટી ગુફા અંદાજે ઈ.–

સ.ની પહેલી પાંચ સદીઓમાંની છે, તેને 'એભલ વાળાનો મંડપ' સંજ્ઞા આગળ જતાં એભલ વાળા ૧ લા કે ૨ જાના નામ ઉપરથી મળી હોવાની શક્યતા છે. સંભવ છે કે એ આ જૂના સુંદર સ્થાનમાં બેસી રાજદરબાર ભરતો હોય.

## ૧૦. સૌરાષ્ટ્રમાં ચાવડા

**શિયાળબેટનો અનંતસેન ચાવડો**

રા' કવાત ૧ લો (ઈ. સ. ૯૮૨–૧૦૦૩) સોરઠમાં સત્તા ઉપર હતો તે સમયે અનંતસેન નામના ચાવડા રાજાની સત્તા દીવમાં હતી.[૮૮] કહેવાય છે કે એણે કેટલાક રાજાઓને પકડી શિયાળબેટમાં કેદ કર્યા હતા, પણ રા' કવાતની સાથે મુકાબલો કરવાની હિંમત ચાલતી નહોતી, તેથી એ યાત્રાને બહાને સોમનાથ આવ્યો અને રા'ને ભોજન માટે સમુદ્રમાં રાખેલા વહાણમાં નિમંત્રણ આપ્યું, વિશ્વાસે રા' આવતાં એને કબજે કરી એ રા'ને શિયાળબેટ લઈ ગયો. રા' કવાત અને તળાજાના ઉગા વાળાને બનાવ નહોતો, પરંતુ જ્યારે એણે જાણ્યું કે ભાણેજને દગાથી પકડવામાં આવ્યો છે ત્યારે એ શિયાળબેટ ઉપર ચડાઈ લઈ ગયો અને યુદ્ધમાં અનંતસેન ચાવડાને હણી ભાણેજને છોડાવી લાવ્યો.[૮૯] આ પ્રસંગ બન્યો હોય તો એ ઈ. સ. ૧૦૦૩માં રા' કવાત ૧ લાનું અવસાન થયું તે પહેલાંનો હોઈ શકે. એમ દસમી સદીના છેલ્લા દાયકામાં સંભવિત આ બનાવથી અનંતસેન ચાવડાનો સમય દસમી સદીનો ઉત્તરાર્ધ કહી શકાય.

એના પછી શિયાળબેટ ઉપર એનો કોઈ પુત્ર કે વંશજ ચાલુ રહ્યો હતો કે ત્યાં જ એ વંશ ખતમ થયો એ વિશે કશું જાણી શકાતું નથી.[૯૦] દ્વારકામાં સત્તા સ્થાપનાર અનંતદેવ ચાવડો કોઈ જુદો જ જણાય છે.

## ૧૧. ઝાલા વંશ

**(૧) પાટડી શાખા**

સેંધવો જેમ સિંધમાંથી આવી સૌરાષ્ટ્રમાં સ્થિર થયા હતા તે પ્રમાણે ઝાલા પણ સિંધના નગરપારકર પ્રદેશમાંથી આવ્યા હોવાનું કહેવાય છે. પાછળથી ઝાલાવંશ તરીકે જાણીતો આ રાજવંશ મૂળ મકવાણુ(સિંધ)નો મકવાણા વંશ હતો અને સિંધના નગર પારકરના નજીકના 'કેરંતી' નગરમાં શાસક હતો.

ઈ. સ. ૧૦૫૫ માં મકવાણાઓને કેરંતીમાંથી હાંકી કાઢવામાં આવ્યા એમાં કેસરદેવ મકવાણો મરાયો અને એના પુત્ર હરપાલદેવે અણહિલપુર પાટણ આવી કર્ણદેવ સોલંકી(ઈ. સ. ૧૦૬૪–૧૦૯૪)નું શરણ માગ્યું. એની સેવાઓના ઉપલક્ષ્યમાં સૌરાષ્ટ્રમાં ૧૮૦૦ અને ભાલમાં ૫૦૦ ગામ એને જાગીરમાં આપવામાં આવ્યાં. એના પરાક્રમથી પ્રસન્ન થયેલી કર્ણદેવની રાણીએ એને ધર્મનો ભાઈ

કરેલો તેથી હરપાલદેવે ભાલનાં ગામ રાણીને પસલીમાં પાછાં વાળ્યાં.

હરપાલદેવને લગતી અનુશ્રુતિ 'રાસમાલા'માં નોંધાયેલી છે,[૯૧] પણ એનો કોઈ જૂના પ્રબંધોમાં અણસાર મળતો નથી. સંભવ છે કે હરપાલદેવ આશ્રય ખોળતો અણહિલપુરમાં આવ્યો હોય અને એને કર્ણદેવે સૌરાષ્ટ્ર–ગુજરાતના સંધિ–પ્રદેશમાં ઉત્તર બાજુ પાટડી(હાલ તા. દસાડા, જિ. સુરેંદ્રનગર)માં મૂક્યો હોય. હરપાલદેવની સત્તા પાટડીમાં ઈ. સ. ૧૦૯૦ થી ૧૧૩૦ સુધી હતી. એને બાર પુત્રો હતા તેમાંના બીજા મંગુજીનો વંશ લીંબડીમાં આવ્યો, ત્રીજા શેખરાજજીનો વંશ છોર(અજ્ઞાત) અને સચાણા(અજ્ઞાત)માં સ્થિર થયો. અને ખાવડોજી કાઠીમાં ભળતાં એના વંશજ 'ખાવડા કાઠી' કહેવાયા.

'ઝાલા' અવટંક મકવાણા વંશને કેમ મળી એ વિશે અનુશ્રુતિ છે તે શ્રદ્ધેય નથી, કારણ કે એમાં પાટડીમાં એક હાથી મસ્તીએ ચડતાં સોલંકી રાણીએ કુમારોના હાથ ઝાલી બચાવી લીધા માટે 'ઝાલા' કહેવાયા એમ કહ્યું છે. જેમ 'ઝાલા'ઓ ઉપરથી ઉત્તરપૂર્વ સૌરાષ્ટ્રનો પ્રદેશ 'ઝાલાવાડ' કહેવાયો છે તેમ રાજસ્થાનમાં રતલામ પાસેનો પ્રદેશ 'ઝાલાવાડ' કહેવાય છે. રાજસ્થાનના ઝાલાઓ સૌરાષ્ટ્રમાંથી ગયેલા છે કે સ્વતંત્ર રાજકુલ છે એ વિશે નક્કી કરવું મુશ્કેલ છે. 'झल्ल' કોઈ દેશ્ય શબ્દ છે.

હરપાલદેવ પછી એક પછી એક નીચેના વંશજ સત્તા ઉપર આવ્યા.[૯૨]

૨. સોઢોજી ઈ. સ. ૧૧૩૦
૩. દુર્જનસાલજી ઈ. સ. ૧૧૬૦
૪. જાલકદેવજી ઈ. સ. ૧૧૮૫
૫. અર્જુનસિંહજી ઈ. સ. ૧૨૧૦
૬. દેવરાજજી ઈ. સ. ૧૨૪૦
૭. દૂદોજી ઈ. સ. ૧૨૬૫
૮. સૂરસિંહજી ઈ. સ. ૧૨૮૦
૯. સાંતલજી ઈ. સ. ૧૩૦૫

આ રાજવીએ સાંતલપુર (જિ. બનાસકાંઠા) વસાવ્યું અને પોતાના સૌથી નાના કુમાર સૂરજમલજીને જાગીરમાં આપ્યું.

**(૨) લીંબડી શાખા**

હરપાલના બીજા પુત્ર માંગુજીને પિતા તરફથી જાંબુ(તા. લીંબડી, જિ. સુરેંદ્રનગર) અને કુંડ (તા. ધ્રાંગધ્રા, જિ. સુરેંદ્રનગર)ની ચોરાસીઓ જાગીરમાં

મળી હતી. માંગુજીનું અવસાન થતાં એનો પુત્ર મધુપાલ (કે મુંજપાલ) સત્તા ઉપર આવ્યો. એના અવસાને એનો પુત્ર ધવલ (કે ધમલ) સત્તા ઉપર આવ્યો. રાજધાની જાંબુમાં હતી ત્યાં સં. ૧૨૫૦–ઈ. સ. ૧૧૯૪ માં દિલ્હીના સુલતાન કુત્બુદ્દીન ઐબકે ચઢી આવી એને હાંકી કાઢયો, પરંતુ પોતાના સસરાની મદદથી સમુદ્રકાંઠાનાં એકતાળીસ ગામ એણે કબજે લઈ, 'ધામલેજ' ગામ (? ધલમપુર, તા. વાંકાનેર, જિ. રાજકોટ) પોતાના નામ ઉપરથી વસાવી ત્યાં રાજધાની રાખી. મુસ્લિમ લશ્કરો ચાલ્યાં ગયા બાદ એ જાંબુમાં આવ્યો, પરંતુ જાંબુને વેરાન જોઈ પાછો ધામલેજમાં આવી રહ્યો. આ ગામના નામ ઉપરથી ધવલની એક શાખા 'ધામલેજિયા ઝાલા' તરીકે પાછળથી જાણીતી થઈ.

ધવલ પછી એનો પુત્ર કાલુજી થયો તેણે ધામલેજથી રાજધાની ખસેડી કુડા(તા. ધ્રાંગધ્રા, જિ. સુરેંદ્રનગર)માં કરી. એનો પુત્ર ધનરાજ અને એના પછી એનો પુત્ર લાખો સત્તા ઉપર આવ્યો હતો. લાખા પછી ભોજરાજજી ૧ લો, એના પછી એનો પુત્ર કરણસિંહજી, એના પછી પુત્ર આસકરણજી અને એના પછી સાધોજી એક પછી એક આવ્યા.[૯૨અ] આ રાજાઓ કુડામાં જ રાજ્ય કરતા હતા. આ રાજવીઓનાં વર્ષો જાણવામાં નથી. સાધોજી, સંભવ છે કે, ચૌદમી સદીના મધ્યભાગમાં થયો હોય.

## ૧૨. અહિવનરાજ ચાવડો

મૂલરાજે મામાની પાસેથી સારસ્વત મંડલનો કબજો લીધો ત્યારે છેલ્લા રાજા ભૂયડદેવ(ભૂભટ)ની રાણી સગર્ભા હતી, એ ભટ્ટી કુલની હોઈ લોદ્રવા (જેસલમેર વસ્યું તે પહેલાંની રાજધાની[૯૩]) જઈ રહી હતી, જ્યાં એણે 'અહિવનરાજ' નામના પુત્રને જન્મ આપ્યો હતો. આ કુમારે મોટો થતાં મૂલરાજ સામે બારવટું ખેડયું હતું અને કચ્છનાં ૯૦૦ ગામ તાબે કરી, એ મોરગઢ વસાવી ત્યાં રહ્યો હતો. આ બનાવ બન્યો હોય તો એ મુંઅ રા'ના અવસાન પછી બન્યો સંભવે. અનુશ્રુતિ સિવાય બીજું કોઈ પ્રમાણ આ વિષયમાં જાણવામાં આવ્યું નથી.

## ૧૩. મેહર રાજા જગમલ્લ

ભાવનગર પાસેના ટિમાણા (તા. તળાજા–દાંતા, જિ. ભાવનગર) ગામમાંથી મળેલા એક માત્ર તામ્રદાનશાસન ઉપરથી જાણવા મળે છે કે સં. ૧૨૬૪ (ઈ. સ. ૧૨૦૭)માં મેહરરાજ જગમલ્લે 'ટિમ્બાણક' ગામમાં રહીને 'તલાઝા' મહાસ્થાનમાં બે શિવાલય કરાવી એના નિભાવ માટે જમીન આપી હતી. આ દાનશાસન ઉપરથી જણાય છે કે એ ભીમદેવ ૨ જાના સમયમાં મહામાત્ય રાણક

શ્રી ચાચિગદેવ આ પંચકમાં ભીમદેવના પ્રતિનિધિ તરીકે સત્તા ઉપર હતો ત્યારે આ દાન આપ્યું હતું. એ આ રીતે સામંત હતો, સ્વતંત્ર સાર્વભૌમ સત્તાધારી નહોતો.

આ દાનશાસન પ્રમાણે એના પિતાનું નામ 'ચઉંડરા' હતું અને દાદાનું નામ 'મેહરરાજ આન' હતું, આ સિવાય આ નાના વંશ વિશે બીજી કશી માહિતી ઉપલબ્ધ નથી.[૯૪] એ કહેવું મુશ્કેલ છે કે મેહરરાજ જગમલ્લ તળાજાનો શાસક હતો. સંભવ છે કે તળાજા તીર્થ હોઈ ત્યાં એણે સખાવત કરી એ શિવાલય બનાવ્યાં હોય. એની સત્તા તો માત્ર ટિમ્બાણુક ઉપર તેમજ કાંબલઉલિ ફૂલસર અને બાલાક એ ત્રણ ગામ ઉપર હશે.

મહુવાના સં. ૧૨૭૨–ઈ. સ. ૧૨૧૬ ના જૈન પ્રતિમા પરના અભિલેખમાં 'ટિંબાનક'માં મેહરરાજ રણસિંહની સત્તા કહી છે.[૯૫] તદ્દન સંભવિત છે કે આ રણસિંહ મેહરરાજ જગમલ્લનો પુત્ર છે.

આ મેહર–કુલનો આ એ સિવાય બીજો કોઈ અભિલેખ હજી મળેલ નથી. એક બીજા મેહરકુલનો અભિલેખ ગોહિલવાડના હટાસણી ગામમાંથી સં. ૧૩૮૬ (ઈ. સ. ૧૩૩૦)નો મળ્યો છે, જેનો તાલધ્વજ(તળાજા)માં અધિકાર હતો,[૯૬] પરંતુ એનો જગમલ્લના કુળ સાથે કશો સંબંધ પકડાતો નથી.

## ૧૪. લાટનો ચાલુક્ય વંશ

### (૧) પહેલી શાખા : સેનાપતિ બારપ્પ અને ગોગ્ગિરાજ

કલ્યાણીના ચાલુક્ય તલ ૨ જાએ લાટ ઉપર વિજય મેળવ્યા (ઈ. સ. ૯૮૦ પૂર્વે)[૯૭] પછી પોતાના જ એક ચાલુક્ય વંશના સેનાપતિ બારપ્પને લાટના સામંત તરીકે સ્થાપ્યો હતો. જ્યારે ગુજરાત ઉપર શાકંભરીના ચૌહાણ વિગ્રહરાજ ૧ લાએ ઉત્તર બાજુથી ચડાઈ કરી ત્યારે આ બારપ્પે દક્ષિણ બાજુએથી હુમલો કર્યો. એ વખતે મૂલરાજે વિગ્રહરાજ સાથે સંધિ કરી બારપ્પની સામે પોતાના પુત્ર ચામુંડરાજને મોકલ્યો, જેની સામેના યુદ્ધમાં બારપ્પ માર્યો ગયો.[૯૮] આ પ્રમાણે લાટ ગુર્જરેશ્વર મૂલરાજના કબજામાં આવી તો ગયું, પણ થોડા જ સમયમાં બારપ્પના પુત્ર ગોગ્ગિરાજે (ઉર્ફે અગ્નિરાજે) પોતાના જમાઈ યાદવરાજ વેસુક, ચાલુક્યો અને દક્ષિણના બીજા રાજવીઓની સહાયથી એવે સમયે લાટનો કબજો લીધો કે જે સમયે માળવાના સિંધુરાજના હુમલાને કારણે એને ખાળવા માટે ચામુંડરાજને લાટ છોડવું પડ્યું હતું.[૯૯]

દ્વયાશ્રય જણાવે છે કે ચૌલુક્ય ચામુંડરાજે વલ્લભરાજને સત્તા સોંપ્યા પછી

નિવૃત્તિ લીધી ત્યારે ગોગ્ગિરાજના શાસન નીચેના શુકલતીર્થમાં નર્મદાના કિનારે આવી વાસ કર્યો હતો.[૧૦૦]

**કીર્તિરાજ**

ગોગ્ગિરાજ ક્યારે મરણ પામ્યો અને એનો પુત્ર કીર્તિરાજ ક્યારે સત્તા પર આવ્યો એ જાણવામાં નથી આવ્યું, પરંતુ એટલું જાણવામાં આવ્યું છે કે ચૌલુક્ય વલ્લભરાજના અનુગામી દુર્લભરાજે ગોગ્ગિરાજના પુત્ર કીર્તિરાજ પાસેથી ઈ. સ. ૧૦૧૮ પહેલાં લાટનો કબ્જો મેળવ્યો હતો.[૧૦૧]

કીર્તિરાજે થોડા વખતમાં લાટ પાછું મેળવ્યું અને શ. સં. ૯૪૦(ઈ. સ. ૧૦૧૮)માં તાપી-તટ પરની પલાશવા દેવીની મઠિકાને ગામનું દાન દીધું.[૧૦૨] આ અરસામાં પરમાર ભોજદેવે લાટ પર પોતાની સત્તા પ્રસારી.[૧૦૩] કીર્તિરાજ હવે 'મહારાજ'ની ઊતરતી પદવી પામ્યો લાગે છે. વિ. સં. ૧૦૬૭(ઈ. સ. ૧૦૧૧)માં પરમાર મહારાજાધિરાજ ભોજદેવના આધિપત્ય નીચે મોહડવાસક-૭૫૦ મંડલમાંથી મહારાજ વત્સરાજે ભૂમિદાન દીધું[૧૦૪] તે વત્સરાજ આ મહારાજ કીર્તિરાજનો પુત્ર હોવો સંભવે છે.

**વત્સરાજ**

વત્સરાજ 'મહારાજ' કહેવાતો. નર્મદાની ઉત્તરે આવેલા પ્રદેશના રાજા સુરાદિત્યની જેમ વત્સરાજ પણ પરમાર ભોજદેવનો સામંત લાગે છે. લાટરાજ વત્સરાજની પ્રેરણાથી કવિ સોડ્ઢલે *उदयसुन्दरीकथा*ની રચના કરી હતી.[૧૦૫] વત્સરાજે શ. સં. ૯૭૨(ઈ. સ. ૧૦૫૦-૫૧)માં સોમનાથ પાટણમાં સોમનાથ મહાદેવ માટે સોના અને રત્નોથી ભરેલું છત્ર અર્પણ કર્યું હતું.[૧૦૬]

**ત્રિલોચનપાલ**

વત્સરાજ પછી એનો પુત્ર ત્રિલોચનપાલ ગાદીએ આવ્યો. એણે શક વર્ષ ૯૭૨(ઈ. સ. ૧૦૫૦)માં માધવ નામે ભાર્ગવ બ્રાહ્મણને ગામનું દાન દીધું હતું.[૧૦૭] ચૌલુક્ય ભીમદેવ ૧ લાએ અને ચેદિરાજ કર્ણે ધારાના ભોજદેવ ઉપર ચડાઈ કરી એનો પરાજય કર્યો તે વિજયના અનુસંધાનમાં ત્રિલોચનપાલ પાસેથી ચૌહાણવંશના સિંહે લાટનો કબ્જો લઈ પોતાની સત્તા એ પ્રદેશમાં વિસ્તાર્યાનું જાણવામાં આવ્યું છે.[૧૦૮]

**ત્રિવિક્રમપાલ**

ત્રિલોચનપાલના પુત્ર ત્રિવિક્રમપાલનું શક ૯૯૯(ઈ. સ. ૧૦૭૭)નું દાન-શાસન મળી આવ્યું છે. એણે એના પુરોગામીના હાથમાંથી ચાલ્યા ગયેલા રાજ્યનો

કબજો લેવા પ્રયત્ન કરી ચૌલુક્યરાજ કર્ણની સત્તા નીચેથી નાગસારિકામંડલ કઢાવી એના ઉપર આધિપત્ય મેળવ્યું હતું.[૧૦૯] એવી સંભાવના છે કે કલચુરિ કર્ણના સેનાપતિ વપ્પલ્લકે લાટના ત્રિલોચનપાલને હરાવ્યો હશે. કંદબકુલના રાજા જયકેશીએ સોમનાથની યાત્રા દરમ્યાન લાટ પર આક્રમણ કર્યું હતું. ચૌલુક્યરાજ કર્ણદેવે ઈ.સ. ૧૦૭૪ પહેલાં લાટ જીતી લીધું હતું અને ત્યાં ચૌલુક્ય દુર્લભ-રાજને મંડલેશ્વર નીમ્યો હતો.[૧૧૦]

ત્રિવિક્રમપાલને લાટ હસ્તગત કરવામાં એના કાકા જગતપાલની મુખ્ય સહાય હતી. આ કારણે એણે પાછળથી જગતપાલના પુત્ર પદ્મપાલને ૫૦૦ ગામોનો અષ્ટગ્રામવિષય બક્ષિસ આપ્યો હતો. આ ત્રિવિક્રમપાલની પાસેથી લાટની સત્તા દક્ષિણના ચાલુક્યરાજ વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાના ભાઈ જયસિંહે ઉખેડી નાખી અને દક્ષિણની સત્તા નીચે એ પ્રદેશ લઈ લીધો. આ જયસિંહે પાછળથી બળવો કર્યો, પરંતુ એ હારી ગયો તેથી સહ્યાદ્રિ કે પશ્ચિમ ઘાટના પ્રદેશમાં ગુપ્ત વાસે રહેવા લાગ્યો. લાગ મળતાં સોનગઢ અને વ્યારાના તાલુકા તથા ડાંગનાં જંગલોનો પ્રદેશ કબજે કરી, જયસિંહના પુત્ર વિજયસિંહે મંગલપુરને રાજધાની બનાવી આ નાના ભૂ-ભાગ ઉપર અમલ કરવાનો આરંભ કર્યો.[૧૧૧]

**(૨) બીજી શાખા**

વિજયસિંહના પિતા જયસિંહે જયસિંહ ૩ જા તરીકે માથું ઊંચકેલું, પણ એ નિષ્ફળ ગયો. એ પછી વિજયસિંહે આ પૂર્વે જણાવ્યા પ્રમાણે દક્ષિણ ગુજરાતના થોડા ભાગમાં સત્તાસૂત્ર ધારણ કર્યાં. એના વિ. સં. ૧૧૪૯(ઈ. સ. ૧૦૯૩)-ના મળેલા દાનશાસનમાં રાજધાનીનું નામ ‘મંગલપુરી’ જણાવવામાં આવ્યું છે.[૧૧૨] આ નગરી વ્યારા તાલુકાનું મંગલદેવ હોવાનું વાંસદાનો ઇતિહાસ લખનાર શ્રી શ્રીવાસ્તવે જણાવ્યું છે, જ્યારે મણિભાઈ દ્વિવેદીએ એ જ તાલુકાનું મંગલિયા કહ્યું છે.[૧૧૩] વિજયસિંહે વિજયાપુર વસાવ્યું; આ નગરનો સ્થળનિર્ણય થયો નથી.

આ વંશના ‘મહારાજાધિરાજ પરમેશ્વર ભટ્ટારક’ શ્રી વીરસિંહદેવના વિ. સં. ૧૨૩૫(ઈ. સ. ૧૧૭૯)ના દાનશાસન પરથી જાણવામાં આવે છે કે વિજયસિંહનો અનુગામી મહા૦ પરમે૦ ૫૦ ભ૦ શ્રીધવલદેવ, એનો પુત્ર મહાસામંત મહારાજ શ્રીવાસંતદેવ અને એનો પુત્ર સામંતરાજ રામદેવ, જેનો ભત્રીજો વીરસિંહદેવ એનો અનુગામી હતો.[૧૧૪] વીરસિંહદેવના પિતાનું નામ લક્ષ્મણદેવ

હતું. રામદેવે વાસંતપુર નામની નગરી વસાવી છે, જે વ્યારા પાસેનું 'બિસનપુર' છે. વીરસિંહદેવે પાટણનું આધિપત્ય ફગાવી દીધું, રાજધાની વસંતપુરમાં રાખી અને બ્રાહ્મણોને પૂર્ણા નદી પરના એક ગામનું દાન દીધું.[૧૧૫] વીરસિંહ પછી એનો પુત્ર કર્ણદેવ સત્તા ઉપર આવ્યો હતો કે જેણે વિ. સં. ૧૨૭૭(ઈ. સ. ૧૨૨૦)માં વૈહારિકા વિષય(વ્યારા તાલુકા)માં આવેલું કર્પૂરા (કાપુર, તા. વ્યારા, જિ. સુરત) અગિયાર બ્રાહ્મણોને દાનમાં આપ્યાનું એના પ્રાપ્ત થયેલા એક દાનશાસનથી જાણવામાં આવ્યું છે.[૧૧૬]

'વસંતામૃત' નામના એક હસ્તલિખિત ગ્રંથની સં. ૧૪૪૪(ઈ. સ. ૧૩૮૮)-ની પ્રશસ્તિમાં જણાવ્યા પ્રમાણે કર્ણદેવના ત્રણ પુત્ર-સિદ્ધેશ્વર વિશાલ અને ધવલ એક પછી એક સત્તા ઉપર આવ્યા હતા. ત્રીજા ભાઈ ધવલ પછી એનો પુત્ર વાસુદેવ અને એના પછી ભીમ સત્તા ઉપર આવ્યો હતો.[૧૧૭] એ વાસુદેવના નામ ઉપરથી 'વાસુદેવપુર' અસ્તિત્વમાં આવ્યું, જે 'વાંસદા' તરીકે જાણીતું થયું. આ વંશમાંથી વાસંદાનું સોલંકી રાજ્ય ઊતરી આવ્યું.

### (૩) ત્રીજી શાખા

વીરસિંહદેવે મંગલપુરીમાંથી ખસેડી રાજધાની વિજયાપુરમાં કરી ત્યારે એનો નાનો પુત્ર કૃષ્ણદેવ મંગલપુરીમાં રહી આસપાસના પ્રદેશનો સત્તાધારી બન્યો હતો. એ વંશના કુંભદેવના વિ. સં. ૧૩૭૩ (ઈ. સ. ૧૩૧૭)ના અભિલેખથી જાણી શકાય છે કે પ૦ ભ૦ પરમે૦ મહારાજ શ્રીકૃષ્ણરાજ પછી એ બિરુદ ધારણ કરનારા અનુક્રમે ઉદયરાજ, રુદ્રદેવ, ક્ષેમરાજ અને કૃષ્ણરાજ રાજા થયા હતા, જેમાંના કૃષ્ણરાજનો કુંભદેવ નાનો ભાઈ હતો.[૧૧૮]

## ૧૫. લાટનો ચૌહાણ વંશ

લાટ(દક્ષિણ ગુજરાત)માં ચાલુક્ય વંશમાં બારપ્પથી ત્રિવિક્રમપાલ સુધીના ૭ રાજવીઓમાંના પહેલા ત્રણ પશ્ચિમી ચાલુક્યોના સામંત તરીકે અને ત્રીજા પરના વિજય પછી એના સહિતના બાકીના ત્રણ અણહિલવાડ પાટણના સામંત દરજ્જે હતા અને પછી ભીમદેવ ૨ જાના સમયમાં ભરૂચના શાસક તરીકે ચાહમાન સિંહનું નામ જાણવામાં આવે છે.[૧૧૯] એણે ત્રિવિક્રમપાલ પાસેથી ભરૂચ વિભાગનો કબજો મેળવ્યો સંભવે છે. એ શરૂમાં તો પરમારોની મૈત્રીની હૂંફમાં હતો, પરંતુ દેવગિરિનો યાદવ રાજા એના પર ચડી આવ્યો ત્યારે પરમારોનો સબંધ છોડી એણે ભીમદેવ ૨ જાના સામંતપદનો સ્વીકાર કર્યો સંભવે છે.[૧૨૦] આ સિંહના નાના ભાઈ સિંધુરાજના પુત્ર સંગ્રામસિંહ ઉર્ફે સંગ્રામરાજ કિંવા શંખના હાથે

યાદવરાજે ભારે પરાજય વહોર્યો(ઈ. સ. ૧૨૧૩). દસેક વર્ષ પછી યાદવરાજ સિંઘણે ગુજરાત ઉપર ચડાઈ કરી તે પૂર્વે શંખે ખંભાત ઉપર હલ્લો કર્યો હતો, પણ એને વસ્તુપાલે ભારે પરાજય આપ્યો હતો, આથી ચિડાઈ ને જ શંખે યાદવરાજ સિંઘણને ગુજરાત ઉપર ચડી આવવા પ્રેરણા કરી હતી. પરિસ્થિતિ એવી હતી કે આ સમયે મારવાડના રાજવીઓએ ગુજરાત સામે આંખ ઊંચી કરી હતી, માળવાનો પરમાર દેવપાલ પણ ચડાઈ કરવા તૈયાર થયેલો, અને મુસ્લિમ આક્રમણના પણ ડંકા વાગી રહ્યા હતા. આ સમયે મહામાત્ય વસ્તુપાલે ચાણક્યનીતિનો આશ્રય કરી શંખ અને સિંઘણ વચ્ચે ભેદ પડાવ્યો, જેને પરિણામે શંખે વીરધવલનું પ્રભુત્વ સ્વીકારી લીધું.[૧૨૧]

ચૌલુક્ય–વાઘેલાઓનો લાટના ચૌહાણો સાથે આટલો સંબંધ જાણવામાં આવ્યો છે.

## ૧૬. નંદિપદ્રનો વૈજવાપાયન વંશ

નંદિપદ્ર(આજના રાજપીપળા)ના જાણવામાં આવેલા એક ત્રૂટક તામ્રદાનશાસન ઉપરથી વિ. સં. ૧૩૪૭(ઈ. સ. ૧૨૯૦)માં એ પ્રદેશમાં વૈજવાપાયન રાજવંશની સત્તા હોવાનું જાણવામાં આવ્યું છે.[૧૨૨] દાતા 'મહારાણક શ્રી જેસલદેવનો પુત્ર મહારાજકુંવર શ્રી જૈત્રસિંહ' છે. અર્થાત્ પિતાની હયાતીમાં 'મહારાજકુંવર' તરીકે એણે દાન આપ્યું છે.[૧૨૩] આ અભિલેખમાં 'મહારાજકુલ શ્રી ચાચિગદેવ'થી શરૂઆત કરી એનો પુત્ર 'મહારાણક શ્રી સોઢલદેવ,' એનો પુત્ર 'મહારાણક શ્રી જેસલદેવ' અને એનો જૈત્રસિંહ, આમ માત્ર ચાર પુરુષ ઉલ્લિખિત થયા છે.[૧૨૪] ચાચિગદેવ 'મહારાજકુલ' (=મહારાવળ) છે અને પછીના બે 'મહારાણક' છે એટલે કોઈ મોટા રાજ્યના સામંત સમજાય છે. દાનશાસનના આરંભે ચાચિગદેવને 'નૃપ' કહ્યો જ છે અને વિશેષમાં એને માળવાના રાજવીનું ઉન્મૂલન કરનારો કહ્યો છે,[૧૨૫] જ્યારે સોઢલને 'મંડલેશગજ–કેસરી' કહ્યો છે, અર્થાત્ કોઈ મંડલેશ્વર(અન્યના સામંત)ને એણે હરાવ્યો હતો. જેસલને 'મરુન્મહીમંડલમંડન' કહ્યો છે, એ તદ્દન અસ્પષ્ટ છે. 'મરુન્'નો સંબંધ ઉત્તરપદ સાથે નથી. જેસલના મોટા પુત્રનું નામ 'વીસલદેવ' છે. અને એણે 'ગુર્જરાધીશ્વર અર્જુન'ને સંતોષ આપ્યાનું કાર્ય સૂચવાયું છે, વિશેષમાં એ તુરુષ્કો સાથે યુદ્ધ કરતાં માર્યો ગયાનું પણ જણાવાયું છે.[૧૨૬] રાજપીપળાના વાયવ્ય ખૂણે વીસેક કિ. મી. ઉપર આવેલા વાઘોડિયા ગામમાં સચવાયેલા વિ. સં. ૧૩૧૧(ઈ. સ. ૧૨૫૫)ના બે પાળિયાઓમાં પણ 'વિશલ-'નો ઉલ્લેખ થયેલો છે. પહેલો નામ આપી તૂટે છે, પરંતુ બીજામાં 'વિશલપ્રભુ' અને 'મંત્રી દેવપાલ'નો નિર્દેશ થયો છે. વાઘેલા–સોલંકી અર્જુનદેવનો સમર્

વિ. સં. ૧૩૧૮ થી ૧૩૩૧ (ઈ. સ. ૧૨૬૨ થી ૧૨૭૫) નિશ્ચિત હોઈ વીસલે એ ગાળામાં અર્જુનદેવના સંતોષનું કાર્ય કર્યું સંભવે. વાઘોડિયાના પાળિયામાં એને 'પ્રભુ' કહે છે, એ ત્યાંનો એનો કોઈ અધિકાર માત્ર સૂચવે છે. અને એ સમય વાઘેલા-સોલંકી વીસલદેવના સમયમાં પડે છે. અર્જુનદેવના સંતોષનું કારણ પકડાતું નથી, પરંતુ તુરુષ્કોની સાથે લડતાં વીસલ મરાયાનો પ્રસંગ પકડાય છે.[૧૨૭] વીસલના અવસાનના કારણે સારંગદેવ (વિ. સં. ૧૩૩૧ થી ૧૩૫૩–ઈ. સ. ૧૨૭૫ થી ૧૨૯૬)ના રાજ્યકાલ દરમ્યાન જૈત્રસિંહ 'મહારાજકુંવર' તરીકે વિ. સં. ૧૩૪૭ (ઈ. સ. ૧૨૯૦)માં જોવા મળે છે. આ સમય સુધી જેસલનું અસ્તિત્વ સ્પષ્ટ છે.

પૂર્વપુરુષ ચાચિગદેવ 'મહારાજકુલ' તરીકે નંદપદ્રમાં (સામંત) રાજા હતો એ તો જૈત્રસિંહના દાનશાસનથી સ્પષ્ટ છે. એક ચાચિગદેવ ભીમદેવ ૨ જાના સમયમાં એના પાદપદ્મોપજીવી તરીકે 'રાણક'ની પદવી ધરાવતો તળાજા નજીકના ટીંબાણા ગામના મેહરરાજ જગમલના સં. ૧૨૬૪ (ઈ. સ. ૧૨૦૮)ના તામ્રશાસનમાં જોવા મળે છે.[૧૨૮] સુરથોત્સવમાં સોમેશ્વરે ઈ. સ. ૧૨૦૯ પૂર્વે સોલંકી રાજાએ કુમાર નામના સેનાપતિને માળવાના વિંધ્યવર્માને કાબૂમાં લેવા મોકલ્યો તે સમયે સાથે ચાચિગદેવ ગયો હોય તો વિંધ્યવર્મા રણભૂમિ છોડીને નાસી જતાં એનું ગોગાસ્થાન નામનું નગર ભાંગી એના રાજમહેલને સ્થાને કૂવો ખોદાવ્યાનું નોંધ્યું છે.[૧૨૯] એ કાર્યમાં ચાચિગદેવે મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય અને એના બદલામાં ભીમદેવ તરફથી નંદપદ્રના પ્રદેશનું સામંતપદ એને મળ્યું હોય, તો જૈત્રસિંહ વંશનો આરંભ ચાચિગદેવથી કરે છે એ બંધ બેસી શકે. એ નવા વંશનો આરંભ તેથી ઈ. સ. ૧૨૦૮ પછી નજીકનાં વર્ષોમાં થયો હોય.

સોઢલે તો કોઈ મંડલેશ્વરને હરાવ્યો છે. લાટની ચાલુક્ય શાખા (૨)ના રામદેવના ભત્રીજા વીરસિંહદેવનો પુત્ર કર્ણદેવ ઈ. સ. ૧૨૨૦માં હયાત હતો,[૧૩૦] જ્યારે વીરસિંહદેવનું જ્ઞાત વર્ષ ઈ. સ. ૧૧૭૯ છે એ જોતાં, સંભવ છે કે, સોઢલને આ કર્ણદેવ સાથે અથડામણ થઈ હોય અને એમાં વિજય મળ્યો હોય, અને એ સમય પણ ઈ. સ. ૧૨૨૦ પછીનો હોય.

જેસલને 'મહીમંડલમંડન' કહ્યો છે ઈ. સ. ૧૨૯૦ માં હજી જૈત્રસિંહ 'મહારાજકુંવર' હોઈ જેસલ હયાત છે, એટલું જ નહિ, સામંત રાજા પણ હોવા વિશે શંકા નથી. અને આ વિશેષણ પણ 'પૃથ્વીમંડલના અલંકારરૂપ'થી વિશેષ કશું કહેતું નથી. હકીકતે જેસલના દીર્ઘ રાજ્યકાલમાં અથડામણ થઈ છે તે 'યાદવરાજ' સાથે,[૧૩૧] અને એમાં પણ મોટો પુત્ર વીસલ મરીભાગી સમ-

જાય છે. અને સરહદી પ્રદેશને કારણે જ થતી અથડામણ થતી હશે એટલું જ.

આ પછી આ વંશ વિશે કંઈ જાણવા મળતું નથી. ઈ. સ. ૧૩૫૦ આસપાસમાં ત્યાં સંભવતઃ પરમાર વંશના રાજા મુંગુલનું શાસન જાણવામાં આવે છે.[૧૩૨]

## ૧૭. આશાપલ્લીનો ભિલ્લ રાજવંશ

આજના અમદાવાદના કોટની બહાર દક્ષિણ ભાગે સારા વિસ્તારમાં આશાપલ્લી નામનું નગર લગભગ પંદરમી સદી સુધી હોવાનું જાણવામાં આવ્યું છે.[૧૩૩] અનુશ્રુતિ પ્રમાણે આસા નામના કોઈ ભિલ્લે આ નગર વસાવ્યું હતું, પરંતુ ક્યારે એ જાણવામાં આવ્યું નથી. ઐતિહાસિક સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી, પરંતુ પ્રબંધો ઉપરથી જાણી શકાય છે કે સિદ્ધરાજના પિતા કર્ણદેવના સમયમાં આ નગર ઉપર ભિલ્લોનું શાસન હતું; કર્ણના સમકાલીન રાજવી તરીકે ભિલ્લરાજનું નામ ' આસોરાજ ' આપવામાં આવ્યું છે.[૧૩૪] બાલ સિદ્ધરાજને અણહિલવાડની ગાદીએ બેસાડચા પછી કર્ણદેવ આશાપલ્લી ઉપર હલ્લો કરી, ભિલ્લરાજની સત્તા નિર્મૂળ કરી એના નજીકના ભાગમાં ' કર્ણાવતી ' નામની નવીન નગરીનું નિર્માણ કરી રહેવા લાગ્યો. અહીં જ્યાં એને શુકન થયેલાં ત્યાં એણે ' કોચ્છરબા ' દેવીનું મંદિર કરાવ્યું[૧૩૫] અને વિજયના સ્થળે જયંતદેવીનું મંદિર કરાવ્યું.

હવે ગુજરાતની પડોશમાં આવેલાં રાજ્યોની સમીક્ષા કરીએ.

## ૧૮. મેવાડના ગૂહિલો ( રાવલ )

**(૧) રાવલ**

સોલંકી વંશના મૂલરાજે ઈ. સ. ૯૪૨( વિ. સં. ૯૯૮ )માં અણહિલવાડ પાટણમાં સત્તા હાથ કરી ત્યારે મેવાડના રાવલ તરીકે ખુમાણ ૩ જો અથવા તો એનો પુત્ર ભર્તૃભટ એની રાજધાનીના નગર નાગદામાં સત્તા ઉપર હતો. વિ. સં. ૯૯૯( ઈ. સ. ૯૪૨ )માં ભર્તૃભટનો એક દાનલેખ જાણવામાં આવ્યો છે.

ધ્યાનમાં રાખવા જેવું એ છે કે ઈ. સ. ૧૯૪૭માં મેવાડના મહારાજાએ ભારતના સમવાયતંત્રને મેવાડનું રાજ્ય સોંપી દીધું ત્યાંસુધીમાં આ રાજવંશે લગભગ ચૌદસોક વર્ષ જેટલો સમય સળંગ રાજસત્તા ભોગવી છે. આ વંશનો સંસ્થાપક ગૂહિલ કે ગુહદત્ત કરીને ક્ષત્રિય વીર હતો કે જેના ચાંદીના ૨૦૦૦થી વધુ સિક્કા ઉત્તર પ્રદેશના આગરામાં મળ્યા જાણવામાં આવ્યા છે. એના વિશે બીજી કોઈ પ્રામાણિક માહિતી એના સમયની તો નથી, પણ એના પુત્રના પ્રપૌત્ર શીલાદિત્યના સામોલી ગામમાંના વિ. સં. ૭૦૩( ઈ. સ. ૬૪૬ )ના શિલાલેખથી વંશસંસ્થાપક ગૂહિલ, એનો પુત્ર ભોજ, એનો મહેંદ્ર, એનો નાગ અને એનો

શીલાદિત્ય, એ રીતે પાંચ રાજા મેવાડમાં રાજ્ય કરતા હોવાનું જાણવામાં આવ્યું છે. શીલાદિત્ય પછી અપરાજિત (વિ. સં. ૭૧૮–ઈ. સ. ૬૬૧ ના લેખમાં રાજાને 'ગૂહિલવંશ'નો કહેવામાં આવ્યો છે, એટલે હવે વંશ 'ગૂહિલ' અને પછી 'गूहिलपुत्र' દ્વારા 'गुहिलुत्त' થઈ આગળ જતાં 'ગૂહિલોત' વંશવાચક શબ્દ બન્યો.), મહેંદ્ર ૨ જો, કાલભોજ કિંવા બાપા રાવલ (વિ. સં. ૭૯૧–૮૧૦, ઈ. સ. ૭૩૫–૭૫૪, જેનો સોનાનો એક સિક્કો જાણવામાં આવ્યો છે), ખુમાણ ૧ લો, મત્તટ, ભર્તૃભટ ૧ લો, સિંહ, ખુમાણ ૨ જો, મહાયક અને ખુમાણ ૩ જો સત્તા ઉપર આવ્યા હતા. આ ખુમાણ ૩ જાનો અનુગામી ભર્તૃભટ તે મૂલરાજનો સમકાલીન. એનો બીજો લેખ વિ. સં. ૧૦૦૦ (ઈ. સ. ૯૪૩)નો મળ્યો છે અને એના પુત્ર અલ્લટના સમયનો લેખ આહાડમાંથી વિ. સં. ૧૦૦૮ (ઈ. સ. ૯૫૧)–વિ. સં. ૧૦૧૦ (ઈ. સ. ૯૫૩) નો મળ્યો છે, જ્યારે એના પુત્ર નરવાહનનો એકલિંગજીના સુપ્રસિદ્ધ સ્થાનનો વિ. સં. ૧૦૨૮ (ઈ. સ. ૯૭૧)નો મળ્યો છે. આ નરવાહન પછી એનો પુત્ર શાલિવાહન સત્તા ઉપર આવેલો, પરંતુ એણે થોડો જ સમય રાજ્ય કર્યું હતું, કેમકે આહાડમાંથી મળેલા વિ. સં. ૧૦૩૪ (ઈ. સ. ૯૭૭)ના લેખમાં એનો પુત્ર શક્તિકુમાર સત્તા ઉપર હોવાનું જાણવામાં આવ્યું છે. આ શક્તિકુમારના સમયમાં માળવાના મુંજે મેવાડનો ચિતોડ સહિતનો કેટલોક ભાગ પોતાની સત્તા નીચે લઈ લીધો. આ પછી સિદ્ધરાજ જયસિંહે માળવા ઉપર ચડાઈ કરી યશોવર્મા પાસેથી ઈ. સ. ૧૧૩૨ માં માળવા હસ્તગત કર્યું તે સમયે ચિતોડનો પ્રદેશ પણ ગુજરાતની રાજસત્તા નીચે આવ્યો, જે કુમારપાલના સમય સુધી તો નિશ્ચિત રીતે હતો જ.

શક્તિકુમાર પછી અંબાપ્રસાદ કે આમ્રપ્રસાદ, શુચિવર્મા, નરવર્મા, કીર્તિવર્મા, યોગરાજ, વૈરાટ, હંસપાલ કે વંશપાલ, વૈરિસિંહ, વિજયસિંહ (આહાડનો એના સમયનો લેખ વિ. સં. ૧૧૭૩–ઈ. સ. ૧૧૧૬ નો), અરિસિંહ, ચોડસિંહ, વિક્રમસિંહ, અને રણસિંહ (કર્ણસિંહ કે કર્ણ), એક પછી એક સત્તા ઉપર આવ્યા હતા. ગુજરાતના વાઘેલા અર્ણોરાજે રણાંગણમાં હણેલો રણસિંહ આ હોય એમ લાગે છે.[૧૩૫] આ રણસિંહ કે કર્ણસિંહથી વંશની બે શાખા ફૂટી: (૧) રાવલ, અને (૨) રાણા. મુખ્ય શાખા મેવાડની સત્તા ઉપર 'રાવલ' તરીકે ચાલુ હતી, જ્યારે રાણા સિસોદ ગામના સામંત તરીકે સત્તા ભોગવ્યે જતા હતા, અને સિસોદને કારણે આ ફાંટો 'સિસોદિયા રાણા' તરીકે ત્યારથી ખ્યાત થયો.

રણસિંહ પછી એનો પુત્ર ક્ષેમસિંહ અને એના પછી એનો પુત્ર સામંતસિંહ સત્તા ઉપર આવ્યો. આ સામંતસિંહને ગુજરાતના સોલંકીરાજ સાથે સારી અથડામણ થયાનું આબુ–દેલવાડાની લૂણિગ–વસહીમાંના પુરોહિત સોમેશ્વરે રચેલી પ્રશસ્તિવાળા

લેખમાં જોવા મળે છે,[૧૩૬] જેમાં સામંતસિંહે ગુજરાતના રાજવીનું બળ તોડી નાખ્યું ત્યારે આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનદેવે પોતાની તલવારના બળે રાજાનું રક્ષણ કરી લીધું હતું. સામંતસિંહના રાજ્યકાલ દરમ્યાન અણહિલવાડ પાટણમાં કુમારપાલ, અજયપાલ, બાલ મૂલરાજ અને ભીમદેવ ૨ જો એ ચાર રાજવીઓ એક પછી એક સત્તા ઉપર હતા. 'સુરથોત્સવ'માંના એક શ્લોક તથા એ પરની ટીકા પરથી માલૂમ પડે છે કે આ ગુર્જરરાજ અજયપાલ (ઈ. સ. ૧૧૭૩–૭૬) હતો.[૧૩૭] સુરથોત્સવ કાવ્યના ટીકાકારે 'સામંતસિંહ સાથેના યુદ્ધમાં અજયપાલ સખ્ત રીતે ઘવાયેલો તેને કુમાર પુરોહિતે સાજો કર્યો'નું નોંધ્યું છે.

આ સામંતસિંહ ગુજરાત સાથેના યુદ્ધથી નબળો પડ્યો હતો અને સામંત રાજાઓ પાસેથી જાગીરો છીનવી લીધી હતી એટલે સામંતો અનુકૂળ નહોતા. આ તકનો લાભ લઈ નડૂલના ચૌહાણ રાજા કીતુએ મેવાડ ઉપર ચડાઈ કરી સામંત-સિંહને હાંકી કાઢ્યો.[૧૩૯] સામંતસિંહ નાસીને રાજસ્થાન–મધ્યપ્રદેશ–ગુજરાતની સીમાના વાગડ પ્રદેશમાં ચાલ્યો ગયો અને ડુંગરપુરમાં જઈ નાના ભૂભાગ પર શાસક બની રહ્યો. સામંતસિંહના પરાજયનો એના નાના ભાઈ કુમારસિંહને ખટકો હતો. એણે સેના એકત્રિત કરી, ગુજરાતના રાજાને પ્રસન્ન કરી, કીતુ પાસેથી મેવાડની સત્તા હસ્તગત કરી રાવલ–શાખાને અવિચ્છિન્ન રાખી. આ એવો સમય છે કે જે વખતે ભીમદેવ ૨ જા ની સાર્વભૌમ સત્તા મેવાડ ઉપર હોય અને મેવાડનો રાવલ એનો સામંત હોય, કારણ કે આહાડથી મળેલા વિ. સં. ૧૨૬૩ (ઈ. સ. ૧૨૦૬)ના લેખમાં 'મેદપાટ'ના પ્રદેશને ભીમદેવની સત્તા નીચે કહ્યો છે.[૧૪૦]

કુમારસિંહ પછી મથનસિંહ, પદ્મસિંહ, અને એના પછી એનો પુત્ર જૈત્ર-સિંહ સત્તા ઉપર આવ્યો. આ જૈત્રસિંહને ગુજરાતના સોલંકી વંશની મુખ્ય શાખાના છેલ્લા રાજા ત્રિભુવનપાલ(ઈ. સ. ૧૨૪૨–૧૨૪૪) સાથે યુદ્ધ થયું હતું. ગુજરાતના બીજા સોલંકી વંશના રાણા વીરધવલ સાથે આ જૈત્રસિંહને અણ-બનાવ હોવાનું 'હમ્મીરમદમર્દન' નાટકમાં નોંધ્યું છે.[૧૪૧] આ જૈત્રસિંહને સુલતાન નાસિરુદ્દીન મહમૂદનો પણ સામનો થવાનો યોગ આવ્યો હતો(ઈ. સ. ૧૨૪૮). આ જૈત્રસિંહનો દેહાંત ઈ સ. ૧૨૫૩ ને ૧૨૬૧ વચ્ચે થયો હતો. એના ઉત્તરાધિકારી તરીકે તેજસિંહ આવ્યો, જેનાં બિરુદ 'પરમભટ્ટારક–મહા-રાજાધિરાજ–પરમેશ્વર' એવાં મળે છે. આ તેજસિંહને વીસલદેવ સાથે યુદ્ધ થયાનું શક્ય રીતે જાણવામાં આવ્યું છે.[૧૪૨]

આ તેજસિંહ પછી એનો પુત્ર સમરસિંહ સત્તા ઉપર આવ્યો( ઈ. સ. ૧૨૬૭ અને ૧૨૭૩ વચ્ચે ). એના આબુના લેખ(ઈ. સ. ૧૨૮૫)થી જાણી શકાય છે કે સમરસિંહે તુરુષ્કરૂપી સમુદ્રમાં ડૂબી ગયેલા ગુજરાત દેશનો ઉદ્ધાર કર્યો હતો. આ મુસ્લિમ ચડાઈ કોઈ સામાન્ય મુસ્લિમ સરદારની હોવાની શક્યતા છે. મુસ્લિમ તવારીખોમાં આવી કોઈ ચડાઈ નોંધાઈ નથી.

જ્યારે અલાઉદ્દીનનો સરદાર ( નાનો ભાઈ ) ઉલુઘખાન ઈ. સ. ૧૨૯૯ માં ગુજરાત ઉપર ચડી આવ્યો ત્યારે સમરસિંહે દંડ ભરી મેવાડ દેશ બચાવી લીધો એવું જિનપ્રભસૂરિના વિવિધતીર્થકલ્પથી[૧૪૩] જાણવામાં આવ્યું છે.

એનો છેલ્લો લેખ ઈ. સ. ૧૩૦૨ નો મળ્યો છે અને એના પછી સત્તા ઉપર આવેલો એનો પુત્ર રત્નસિંહ ઈ. સ. ૧૩૦૩ માં અલાઉદ્દીનની ચિતોડ ઉપરની ચડાઈ વખતે માર્યો ગયો એટલે સમરસિંહ ઈ. સ. ૧૩૦૩ પૂર્વે બેચાર વર્ષ ઉપર મરણ પામ્યો હશે, અને રત્નસિંહ સત્તા ઉપર આવ્યો હશે. સુપ્રસિદ્ધ રાણી પદ્મિની તે આ રત્નસિંહની રાણી હતી.

રત્નસિંહના દેહાંત સાથે ચિતોડ સહિતનો મેવાડનો પ્રદેશ મુસ્લિમ સત્તા નીચે આવ્યો અને સુલતાન તરફથી કુમાર ખિઝરખાનને મેવાડ રાજ્યની સત્તા સોંપવામાં આવી ( ઈ. સ. ૧૩૦૪ ).

(૨) રાણા

ઉપર જોયું છે કે રણસિંહ કિંવા કર્ણસિંહના સમયથી બે શાખા જુદી પડી. કર્ણસિંહના પુત્ર માહપ અને રાહપ સિસોદમાં જઈ રહ્યા, જ્યાં એક પછી એક એ બે ભાઈઓ પછી નરપતિ, દિનકર, જસકરણ, નાગપાલ, પૂર્ણપાલ, પૃથ્વીમલ્લ, ભુવનસિંહ, ભીમસિંહ, જયસિંહ, અને લક્ષ્મસિંહ સામંત થયા હતા. લક્ષ્મસિંહ ઈ. સ. ૧૩૦૪ માં સત્તા ઉપર હોવાનું જાણવામાં આવ્યું છે.

મેવાડ ઉપર ખિઝરખાનનો અધિકાર હતો, પણ પછીથી અલાઉદ્દીને જાલોરના સોનગરા ચૌહાણ માલદેવને મેવાડનાં સત્તાસૂત્ર સોંપ્યાં હતાં. લક્ષ્મસિંહના જીવનકાલ દરમ્યાન એનો પુત્ર અરસી એક યુદ્ધમાં માર્યો ગયો હતો, એટલે લક્ષ્મસિંહ પછી એનો નાનો પુત્ર અજયસિંહ સત્તા ઉપર આવ્યો હતો, જેના પછી હમ્મીર સત્તાધારી બન્યો હતો. માલદેવના દેહાંત પછી એના પુત્ર જેસા પાસેથી હમ્મીરે મેવાડનો સમગ્ર પ્રદેશ હસ્તગત કરી રાજવંશને ફરી ઉદ્ધત કર્યો ( સંભવતઃ ઈ. સ. ૧૩૪૧ ) ત્યારથી એ વંશ ઇતિહાસમાં ‘ સિસોદિયા ’ તરીકે જાણીતો થયો.

(૩) ડુંગરપુરના રાવલ

આ પૂર્વે સ્પષ્ટ થયું છે કે નડૂલના ચૌહાણ રાજા કીતુએ મેવાડ ઉપર ચડાઈ કરી, ગુજરાત સાથે યુદ્ધ કરી, સામંતોની જાગીરો ઝૂંટવી લઈ નબળા પડેલા સામંતસિંહ પાસેથી મેવાડની સત્તા ઝૂંટવી લીધી ત્યારે સામંતસિંહ મેવાડની સત્તામાંથી બચી ગયેલા (ડુંગરપુર-વાંસવાડાના) વાગડ પ્રદેશમાં ગયો અને ડુંગરપુરને રાજધાની કરી ત્યાં રાજ્ય કરવા લાગ્યો.[૧૪૪] ડુંગરપુર જિલ્લાના બોરેશ્વર મંદિરના વિ. સં. ૧૨૩૬ (ઈ. સ. ૧૧૭૯)ના લેખથી એ સમયે સામંતસિંહની વાગડ ઉપર સત્તા સ્પષ્ટ સમજાય છે.

આ પછીના છઠ્ઠા વર્ષે વિ. સં. ૧૨૪૨ (ઈ. સ. ૧૧૮૫)ના ઢેબર સરોવર નજીકના વીરપર (ગાલોડા) ગામમાંથી મળેલા લેખમાં ગુજરાતના ભીમદેવ ૨ જાના સામંત ગૂહિલવંશના મહારાજાધિરાજ અમૃતપાલની સત્તા, વટપ્રદ્રક(વાગડના વડોદરા)માં રાજધાની હતી એ રીતે, સમગ્ર વાગડ ઉપર હતી. અર્થાત્ ગુજરાતી સત્તાએ સામંતસિંહને ઉખેડી નાખી ગૂહિલવંશના અમૃતપાલને સત્તાધારી બનાવ્યો. સામંતસિંહનું શું થયું એ વિશે પછી જાણવામાં આવ્યું નથી, અને ઈ. સ. ૧૧૯૬ સુધી તો હજી ભીમદેવની સાર્વભૌમ સત્તા વાગડ ઉપર હોવાનું જાણવા મળ્યું છે.[૧૪૫]

એક કોઈ સીહડદેવ વાગડની સત્તા ઉપર હોય એ પ્રકારનો લેખ સં. ૧૨૭૭ (ઈ. સ. ૧૨૨૦)નો મળ્યો છે, જેમાં એના પિતાનું નામ નથી, પરંતુ જગત નામના ગામમાંથી મળેલા વિ. સં. ૧૩૦૬ (ઈ. સ. ૧૨૫૦)ના લેખમાં સીહડદેવના પિતાનું નામ જયતસિંહ આપવામાં આવ્યું છે; એટલે કે અમૃતપાલ પાસેથી જયતસિંહે વાગડનાં સત્તાસૂત્ર ધારણ કર્યાં હોય. આમ જગતસિંહનો સબંધ નથી પકડાતો સામંતસિંહ સાથે કે નથી પકડાતો અમૃતપાલ સાથે, છતાં એ ગૂહિલવંશી છે એમાં સંશય નથી.

જયતસિંહ યા એના પુત્ર સીહડદેવે ઈ. સ. ૧૨૨૧ પૂર્વે વાગડ ઉપર સંપૂર્ણ આધિપત્ય જમાવ્યું, અર્થાત્ ગુજરાતની ભીમદેવ ૨ જાની સત્તા વાગડમાંથી સર્વથા ઉચ્છિન્ન થઈ ગઈ

સીહડદેવના અવસાનથી એનો પુત્ર વિજયસિંહદેવ કે જયસિંહદેવ સત્તા ઉપર આવ્યો, જેના વિ. સં. ૧૩૦૬ (ઈ. સ. ૧૨૫૦) અને વિ. સં. ૧૩૦૮ (ઈ. સ. ૧૨૫૧)ના એમ બે લેખ મળ્યા છે. આણે મેવાડનો છપ્પનનો પ્રદેશ અને અથૂણાનું પરમાર રાજ્ય હટાવી, અથૂણા અને ગલિયાકોટનો પ્રદેશ પણ હસ્તગત કરી, રાજ્યનો વિસ્તાર વધારી લીધો હતો. એના પુત્ર મહારાવ વીરસિંહ-

દેવનું વિ. સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)નું દાનશાસન મળતું હોઈ એ પૂર્વે પિતાની પાછળ એ વાગડનો સત્તાધીશ બન્યો સમજાય છે. રાજધાની વાગડના વડોદરામાં હતી. એના મળેલા ચાર અભિલેખોમાં છેલ્લો વરવાસા ગામનો વિ. સં. ૧૩૫૯ (ઈ. સ. ૧૩૦૨)નો છે. ચોક્કસ સમય કહી ન શકાય છતાં એના પછી એનો પુત્ર ભચુંડ સત્તા ઉપર આવ્યો હતો, જે સંભવતઃ વિ. સં. ૧૩૬૦(ઈ. સ. ૧૩૦૩-૪)થી વિ. સં. ૧૩૮૮(ઈ. સ. ૧૩૩૧) સુધી વાગડનો મહારાવલ હતો.

## ૧૯. પરમાર વંશો

ગુજરાત સાથે સબંધ ધરાવનારા રાજવંશો પૈકી પરમાર, પ્રતીહાર, ચૌહાણ અને ચૌલુક્ય એ ચાર રાજવંશોની ઉત્પત્તિ આબુપર્વત ઉપર વશિષ્ઠે કરેલા યજ્ઞમાંથી થઈ મનાતી હોઈ એ ચારેને 'અગ્નિકુલ'ના કહેવાનું થયું છે. 'નવ-સાહસાંકચરિત' મહાકાવ્ય(૧૧-૬૪ થી ૭૬)માં તથા કેટલાક અભિલેખોમાં આદિ પુરુષ પરમારની ચમત્કારિક ઉત્પત્તિ કહેવામાં આવી છે,[૧૪૬] પણ એ વિશ્વસ્ત ઠરી શકતી નથી. પરમારોનો પૂર્વજ ઉપેંદ્ર દક્ષિણના રાષ્ટ્રકૂટોના એક પદાધિકારી તરીકે માળવામાં મુકાયો હતો, જેણે પ્રતીહારોને થોડા સમય માટે દૂર કર્યા હતા ઉપેંદ્રના હાથમાં માળવા આવ્યાનો સમય ૯ મી સદીની પહેલી પચીસી ગણી શકાય એમ છે.[૧૪૭] આ ઉપેંદ્ર એ જ ઉપેંદ્ર કૃષ્ણરાજ. અને એ ગુજરાતની સરહદ ઉપરનાં ભિન્ન ભિન્ન પરમાર રાજ્યોનો આદિ પુરુષ હતો. ગુજરાતનું ખેટકમંડલ જે સીયક ૨ જા કિંવા હર્ષના તાબામાં હતું અને જે રાષ્ટ્રકૂટોનો સામંત હતો તે પ્રાચીન ઉપેંદ્ર કૃષ્ણરાજનો પુત્ર વૈરિસિંહ, એનો પુત્ર સીયક ૧ લો, એનો પુત્ર વાક્પતિરાજ ૧ લો, એનો પુત્ર વૈરિસિંહ ૨ જો, એનો પુત્ર હતો.[૧૪૮]

બીજી બાજુ આબુની શાખાના મૂળ પુરુષ તરીકે સિંધુરાજ જાણવામાં આવ્યો છે, જેનો પુત્ર ઉત્પલરાજ હતો. આ જ ઉત્પલરાજ વાક્પતિરાજ ૨ જો કિંવા સુપ્રસિદ્ધ મુંજ (ભોજનો કાકો) હતો એવી માન્યતા પ્રવર્તે છે અને અરણ્ય-રાજને આ મુંજનો પુત્ર કહેવામાં આવ્યો છે.[૧૪૯] સમયાનુપૂર્વી પ્રમાણે મુંજ અરણ્યરાજના પૌત્ર ધરણીવરાહનો સમકાલીન છે.

આબુ શાખાના સંસ્થાપક સિંધુરાજનો સંબંધ ઉપેંદ્ર કૃષ્ણરાજ સાથે પકડાતો નથી. વંશાવલી જોતાં બંને સમકાલીન જણાય છે, એટલે સંભવ છે કે બંને ભાઈ હોય અને રાષ્ટ્રકૂટોએ એકને આબુમાં અને બીજાને માળવામાં સત્તા સોંપી હોય.

**(૧) માળવાની શાખા**

ઈ. સ. ૯૪૨(વિ. સં. ૯૯૮)માં ચૌલુક્ય મૂલરાજે અણહિલપુર પાટણમાં ગાદી સ્થાપી ત્યારે માન્યખેટના રાષ્ટ્રકૂટ રાજવંશના સામંત સીયક(૨ જા)ની સત્તા ખેટકમંડલ(મધ્ય ગુજરાત) ઉપર હતી.[૧૫૦] પરમાર વંશના આ સીયકની સત્તા ઈ. સ. ૯૪૭(વિ. સં. ૧૦૦૩) સુધી તો હજી માળવા ઉપર નહોતી, કેમકે માળવા તો આ સમયે કનોજના મહેંદ્રપાલ ૨ જાની સત્તા નીચે હતું,[૧૫૧] જ્યારે સીયક(૨ જો) મોહડવાસક(મોડાસા) વિષયનાં બે ગામ આનંદનગરના બ્રાહ્મણોને ઈ. સ. ૯૪૯(વિ. સં. ૧૦૦૫)માં અર્પણ કરે છે ત્યારે માળવાનો શાસક લાગતો નથી.[૧૫૨] એ 'હર્ષ' નામ ધારણ કરી, ઉપરી સત્તાની સામે થઈ માન્યખેટના રાષ્ટ્રકૂટ ખોટ્ટિગદેવ(ઈ. સ. ૯૬૭-૯૭૨)નો વિનાશ કરે છે ત્યારે 'માલવ-નરેંદ્ર' થઈ ચૂકયો છે. સીયક ૨ જો ઈ. સ. ૯૭૦(વિ. સં. ૧૦૨૬) સુધી તો ખેટકમંડલ પર સત્તા ધરાવતો હતો જ.[૧૫૩] સીયક ૨ જા પછી માળવાની તેમજ ખેટકમંડલની સત્તા એના મોટા પુત્ર વાક્‌પતિરાજ મુંજના હાથમાં ઈ. સ. ૯૭૪(વિ. સં. ૧૦૩૦)માં આવી એવું અગાઉ ધારવામાં આવેલું, પરંતુ મુંજે કોઈ ગુર્જરેશને લડાઈમાં મેવાડના રાજાની સાથે નસાડી મૂકયો તે 'ગુર્જરેશ' મુંજની પહેલાં ઉજ્જનનો જે ગુર્જર-પ્રતીહાર શાસક હતો તે છે, નહિ કે મૂલરાજ.[૧૫૪]

મુંજનું મૃત્યુ ઈ. સ. ૯૯૫(વિ. સં. ૧૦૫૧)માં તૈલપને હાથે થયું અને એની ગાદીએ એનો નાનો ભાઈ સિંધુરાજ આવ્યો ત્યારે મૂલરાજે બારપ્પને હરાવી લાટ ઉપર સત્તા જમાવી લીધી હતી.[૧૫૫] પરંતુ પશ્ચિમી ચાલુક્યોએ લાટનો કબજો મેળવી ત્યાં બારપ્પના પુત્ર ગોગ્ગિરાજને પિતાની ગાદી પાછી અપાવી.

સિંધુરાજ ઈ. સ. ૧૦૧૧(વિ. સં. ૧૦૬૭)માં મરણ પામ્યો ત્યારે એનો પુત્ર ભોજદેવ ગાદીએ આવ્યો. લાટનો સુરાદિત્ય અને નાંદીપુરનો વત્સરાજ ભોજના સામંત હતા.[૧૫૬] ભોજે કોઈ 'गुर्जरराट्'નો પરાભવ કર્યો હતો,[૧૫૭] પણ એ દુર્લભરાજ હતો કે ભીમદેવ ૧ લો હતો એ કહેવું મુશ્કેલ છે. બાકી ભીમદેવ ૧ લાના રાજ્યકાલમાં ભોજની સાથે એકંદરે મીઠાશવાળો સંબંધ હતો. ભીમદેવ અને ચેદિનો લક્ષ્મીકર્ણ ભોજના પ્રદેશ ઉપર ચડી ગયા એ દરમ્યાન ભોજ મરણ પામ્યો અને લક્ષ્મીકર્ણે ધારાની લૂંટ ચલાવી. ભોજનું મરણ વિ. સં. ૧૦૯૯-૧૧૧૨(ઈ. સ. ૧૦૪૩-૧૦૫૬)ની વચ્ચેના ગાળામાં થયું અને એના પછી એના ઉત્તરાધિકારી તરીકે એનો નાનો ભાઈ જયસિંહ આવ્યો. ભીમદેવ ૧ લાને એની સાથે કોઈ અથડામણ થઈ જાણવામાં આવી નથી. જયસિંહનું મૃત્યુ વિ. સં.

૧૧૧૬(ઈ. સ. ૧૦૬૦) લગભગમાં થયું અને એના ઉત્તરાધિકારી તરીકે ભોજનો એક બીજો ભાઈ ઉદયાદિત્ય આવ્યો. જયસિંહ અને ઉદયાદિત્ય બંનેના હાથમાં માળવાના ગુમાઈ ગયેલા ભાગ હજી આવ્યા નહોતા.[૧૫૭]

ઉદયાદિત્ય પછી એના બે પુત્ર—લક્ષ્મદેવ અને નરવર્મા એક પછી એક ગાદીએ આવ્યા. આ દરમ્યાન સિદ્ધરાજ જયસિંહ ગાદીએ આવ્યો. નરવર્મા (વિ. સં. ૧૧૫૦-૧૧૯૦=ઈ. સ. ૧૦૯૪-૧૧૩૩)ના સમયમાં જ્યારે સિદ્ધરાજ પોતાની માતા મીનલદેવી સાથે સોમનાથની યાત્રાએ ગયો હતો ત્યારે નરવર્મા ગુજરાત ઉપર ચઢી આવ્યો હતો, પરંતુ જયસિંહના એક પ્રધાન સાંતૂ મહેતાએ એને કુનેહથી પાછો વાળ્યો હતો. આ યાત્રામાંથી પાછો આવ્યા પછી જયસિંહ માળવા ઉપર ચઢી ગયો હતો અને ધીમે ધીમે માળવાનો કેટલોક પ્રદેશ દબાવી નરવર્માને હરાવ્યો હતો. વિ. સં. ૧૧૯૦(ઈ. સ. ૧૧૩૩)માં નરવર્માનું મૃત્યુ થયું અને એનો પુત્ર યશોવર્મા ગાદીએ આવ્યો. આની સાથે પણ સિદ્ધરાજની લડાઈઓ સતત ચાલુ હતી. અંતે વિ. સં. ૧૧૯૨(ઈ. સ. ૧૧૩૬)માં યશોવર્માને કેદ કરી માળવાને ગુજરાતની સાથે ભેળવી દેવામાં આવ્યું.[૧૬૦] યશોવર્માનો પુત્ર જયવર્મા માળવાના ખંડિયા રાજા તરીકે ચાલુ રહ્યો હોય ને એના નાના ભાઈ અજયવર્માએ એની પાસેથી એનો પ્રદેશ ખૂંચવી લીધો હોય એવું લાગે છે. જયવર્માના પુત્ર લક્ષ્મીવર્માએ 'મહારાજકુમાર' સંજ્ઞાથી નાની શાખા શરૂ કરી, જે ત્રણેક પેઢી ચાલી જણાય છે.[૧૬૧] અજયવર્મા પછી એનો પુત્ર વિંધ્યવર્મા આવ્યો. ભીમદેવ ૨ જાના સમયમાં ગુજરાતની નબળી પડતી સત્તાને ધ્યાનમાં લઈ વિંધ્યવર્માએ માથું ઊંચક્યું હતું,[૧૬૨] પરંતુ એમાં એનો પરાજય થયો. વિંધ્યવર્મા પછી એનો પુત્ર સુભટવર્મા ગાદીએ આવ્યો તે પણ ગુજરાત ઉપર ચડી આવ્યો. સુભટવર્મા પછી એનો પુત્ર અર્જુનવર્મા ગાદીએ આવ્યો તેને ભીમદેવ ૨ જાના એક સામંત જયંતસિંહ સાથે સામનો થયેલો, જેમાં એને વિજય પ્રાપ્ત થયો હતો.[૧૬૩] એ સં. ૧૨૭૫(ઈ. સ. ૧૨૧૯)માં મરણ પામ્યો ત્યારે માળવાના મોટા ભાગનો જૂનો પ્રદેશ ગુજરાતની ધૂંસરીમાંથી છોડાવવા શક્તિમાન થયો હતો. એ નિર્વંશ મરી જતાં એના પછી 'મહારાજકુમાર' શાખાના ઉદયવર્માનો નાનો ભાઈ દેવપાલ માળવાની ગાદીએ આવ્યો. એના પછી એનો પુત્ર જયસિંહદેવ, ને એ સં. ૧૩૧૪(ઈ. સ. ૧૨૫૮)માં મરી જતાં એનો નાનો ભાઈ જયવર્મા ૨ જો ગાદીએ આવ્યો. સંભવતઃ આ બેમાંથી એક ઉપર વીસલદેવ વાઘેલાએ વિજય પ્રાપ્ત કર્યો હતો, જેમાંથી શક્યતા તો જયતસિંહદેવ ઉપર વિજય મેળવ્યાની છે.[૧૬૪] એના પછી અર્જુનદેવ, પછી એનો

પિતરાઈ ભોજ ૨ જો અને એના પછી એવો જ પિતરાઈ જયસિંહ ૪ થો ગાદીએ આવેલો. મુસલમાનોના વારંવાર હુમલાઓથી માળવાનું શાસન ખળભળી ઊઠયું હતું. એમાં માલવરાજનો જ પ્રધાન ગોગ પોતાના સ્વામીના પ્રદેશમાંથી અર્ધો ભાગ છૂટો પાડી ધણી થઈ પડયો હતો. ગુજરાતના વાઘેલા-સોલંકી રાજા સારંગદેવે માળવાના ગોગને હરાવ્યાનું જાણવા મળે છે.[૧૬૯] એ સ્પષ્ટ છે કે જલાલુદ્દીન ફીરોઝશાહ ખલજીએ વિ. સં. ૧૩૪૮(ઈ. સ. ૧૨૯૨) માં માળવા ઉપર ચડાઈ કરી ઉજ્જન લૂંટયું અને મંદિરો તોડ્યાં. બે વર્ષ પછી એના ભત્રીજા અલાઉદ્દીને ભીલસા જીતી માળવાના પૂર્વ પ્રદેશનો કબજો કર્યો, અને મહમ્મદ તઘલખના સમયમાં, વિ. સં. ૧૪૦૦(ઈ. સ. ૧૩૪૪–હિ. સ. ૭૪૪) આસપાસ, માળવા સંપૂર્ણ રીતે મુસ્લિમ સત્તા નીચે ગયું.[૧૬૬]

**(૨) આબુની શાખા**

મૂલરાજના સમયમાં આબુ-ચંદ્રાવતીમાં એક પરમાર વંશનું શાસન હતું. મૂલરાજે ઈ. સ. ૯૯૭(વિ. સં. ૧૦૫૩) પૂર્વે ત્યાંના ધરણીવરાહ નામના રાજવીનો પરાભવ કરતાં એ હસ્તિકુંડી-મારવાડના રાષ્ટ્રકૂટ રાજા ધવલને શરણે ગયો હતો.[૧૬૭] આ ધરણીવરાહનો જાણવામાં આવેલો પૂર્વજ સિંધુરાજ હતો, જેના ઉત્તરાધિકારી તરીકે ઉત્પલરાજ, એના પછી એનો પુત્ર અરણ્યરાજ, એનો કૃષ્ણરાજ, અને એનો ધરણીવરાહ.[૧૬૮] પાછળથી ધરણીવરાહે મૂલરાજનું સામંતપદ સ્વીકારતાં એને એનું રાજ્ય પાછું સોંપવામાં આવ્યું હતું. ધરણીવરાહ પછી એનો પુત્ર મહીપાલ,[૧૬૯] અને એના પછી એનો પુત્ર ધંધુક ગાદીએ આવ્યો હતો. આ બેઉ જણા પાટણના રાજવંશના સામંત હતા. ભીમદેવ ૧ લાના સમયમાં ધંધુકે માથું ઊંચકવાનો પ્રયત્ન કરતાં ભીમદેવે એને હરાવ્યો એટલે ધંધુક ચિતોડમાં માળવાના ભોજને શરણે જઈ રહ્યો, એટલે મંત્રી વિમલને ચંદ્રાવતીના દંડનાયક તરીકે નીમી ચંદ્રાવતીનો હવાલો સોંપ્યો. ત્યાં વિમલે એને કુનેહથી બોલાવી ફરી સામંતપદે સ્થાપિત કર્યો. આ સમય ઈ. સ. ૧૦૨૭(વિ. સં. ૧૦૮૩) હોવાની શક્યતા છે, કેમકે આ પછી વિમલ આબુમાં અચલેશ્વરના માર્ગે રસિયા વાલમના સ્થાન નજીક 'વિમલવસહી'નાં સુપ્રસિદ્ધ જૈન મંદિર બંધાવવા ચાલ્યો ગયો હતો, જે ઈ. સ. ૧૦૩૨(વિ. સં. ૧૦૮૮)માં પૂર્ણ થયાં હતાં.[૧૭૦] ધંધુકે ફરી પણ માથું ઊંચક્યું હોય એમ જણાય છે. એ સમય ઈ. સ. ૧૦૪૨(વિ. સં. ૧૦૯૯)નો હોવાની શક્યતા છે.[૧૭૧] એ સમયે શત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરી એ અર્બુદમંડલનો 'મહારાજાધિરાજ' હતો, પરંતુ ઈ. સ ૧૦૬૨(વિ. સં. ૧૧૧૯)માં તો એનો પ્રદેશ ભીમદેવ ૧ લાના શાસન નીચેનો સામંત-પ્રદેશ હતો.

ધંધુક પછી એનો પુત્ર પૂર્ણપાલ, એના પછી એનો નાનો ભાઈ કૃષ્ણરાજ ૨ જો,[૧૭૩] જેના ઉપર ભીમદેવ ૧ લાએ ચડાઈ કરી હરાવ્યો હતો. એના પછી જાણવામાં આવેલાં નામ ધ્રુવભટ, રામદેવ અને વિક્રમસિંહનાં છે. (દ્વાશ્રયમાં જણાવ્યા પ્રમાણે) કુમારપાલે જ્યારે અજમેરના અર્ણોરાજ ઉપર ચડાઈ કરી ત્યારે આબુનો આ રાજા વિક્રમસિંહ સાથે હતો.[૧૭૪] એ ફૂટી જઈ અર્ણોરાજને મળી જતાં પાછળથી કુમારપાલે એને કેદ કર્યો અને એના ભત્રીજા યશોધવલને આબુનું રાજ્ય સોંપ્યું.[૧૭૫] એ ઈ. સ. ૧૧૪૬(વિ. સં. ૧૨૦૨)માં હતો અને એણે માળવામાં થયેલા યુદ્ધમાં કુમારપાલને પક્ષે રહી કુમારપાલના શત્રુ, દ્વાર-સમુદ્રના રાજા, વીર બલ્લાલને લડાઈમાં પરાસ્ત કર્યો હતો.[૧૭૬] યશોધવલ પછી એનો પુત્ર ધારાવર્ષ ગાદીએ આવ્યો અને કુમારપાલે જ્યારે કોંકણના મલ્લિકાર્જુન ઉપર એ ચડાઈ મોકલી એનો વિનાશ કરાવ્યો ત્યારે કુમારપાલની સેના સાથે ધારાવર્ષ ગયો હતો અને એણે પોતાનું પરાક્રમ બતાવ્યું હતું.[૧૭૭] ઈ. સ. ૧૧૯૬(વિ. સં. ૧૨૫૩-હિ. સ. ૫૯૩)માં જ્યારે કુતુબુદ્દીન ઐબકે અણહિલવાડ ઉપર ચડાઈ કરી હતી ત્યારની એ લડાઈઓમાં પણ ધારાવર્ષે સારું પરાક્રમ બતાવ્યું હતું. કુમારપાલ, અજયપાલ, મૂલરાજ ૨ જો અને ભીમદેવ ૨ જો આ ચારે રાજવીઓના સમયમાં ધારાવર્ષ હતો. જ્યારે ગુજરાત ઉપર દેવગિરિના યાદવરાજા સિંઘણે અને પછી દિલ્હીના સુલતાન અલ્તમશે ચડાઈ કરી હતી ત્યારે ધોળકાના વાઘેલા સામંત વીરધવલ અને મારવાડના બીજા રાજવીઓ સાથે વસ્તુપાલ-તેજપાલના આગ્રહથી ધારાવર્ષ પણ મદદમાં આવ્યો હતો.[૧૭૮] ધારાવર્ષે ૫૭ વર્ષ રાજ્ય કર્યું હતું.

ધારાવર્ષના નાના ભાઈ પ્રહ્લાદનદેવે મેવાડના સામંતસિંહ અને ગુજરાતના અજયપાલ વચ્ચેની લડાઈમાં અજયપાલપક્ષે વીરતાથી લડી ગુજરાતનું રક્ષણ કર્યું હતું.[૧૭૯] આ એ જ પ્રહ્લાદનદેવ કે જેણે પાલનપુર વસાવ્યું અને 'પાર્થપરાક્રમ' નામનો 'વ્યાયોગ' (નાટ્યપ્રકાર) રચ્યો.

ધારાવર્ષ પછી એનો પુત્ર સોમસિંહ આવ્યો. એ પણ પરંપરા પ્રમાણે ભીમદેવ ૨ જાનો સામંત રહ્યો હતો. એના પછી એનો પુત્ર કૃષ્ણરાજ ૩ જો (કાન્હડદેવ) અને એના પછી એનો પુત્ર પ્રતાપસિંહ ગાદીએ આવ્યો. કોઈ જૈત્રકર્ણે ચંદ્રાવતીનો કબજો જમાવ્યો હતો તેને હરાવી એણે ચંદ્રાવતી પાછું પોતાના કબજામાં લીધું.[૧૮૦]

એના પછી એના ઉત્તરાધિકારી તરીકે કોઈ વિક્રમસિંહ આવ્યો. એના સમયમાં જાલોરના ચૌહાણે પશ્ચિમ પ્રદેશ કબજે કરી લીધો અને એની પાસેથી

એના વંશજ પાસેથી જાલોરના રાવ લુંભાએ ઈ. સ. ૧૩૧૧ (વિ. સં. ૧૩૬૮) આસપાસ આબુ તથા ચંદ્રાવતી છીનવી લઈ પરમારનું મૂળ ઉખેડી નાખ્યું અને ત્યાં ચૌહાણ સત્તા સ્થાપિત કરી.[૧૮૧]

(૩) વાગડની શાખા

રાષ્ટ્રકૂટોના પ્રતિનિધિ તરીકે નિમાયેલા ઉપેંદ્ર કૃષ્ણરાજના બીજા પુત્ર ડંબરસિંહથી એ વંશની બીજી શાખા ડુંગરપર–વાંસવાડાના ભીલી પ્રદેશ 'વાગડ'માં ચાલી, જ્યાં અર્થૂણાને રાજધાની બનાવવામાં આવી હતી. એના પછી ધનિક, ચચ્ચ અને કંકદેવ થયા. આ કંકદેવ સીયક ૨ જાના સમયમાં કર્ણાટકના રાજા ખોટ્ટિગદેવની સાથે લડતાં માર્યો ગયો હતો.[૧૮૨] એનો પુત્ર ચંડપ અને એનો સત્યરાજ.

સત્યરાજ પછી લિંબરાજ, મંડલિક, ચામુંડરાજ, વિજયરાજ–એટલા જાણવામાં આવ્યા છે. અર્થૂણાનાં પ્રાચીન મંદિરોના અવશેષોમાંથી મળતી માહિતી પ્રમાણે એક સમયે અર્થૂણા સમૃદ્ધ નગર હતું. ચૌલુક્યકાલીન શિલ્પસમૃદ્ધિ ત્યાંનાં ભગ્ન મંદિરોમાં આજે પણ એની પ્રાચીન ભવ્યતાની આછી ઝાંખી કરાવી જાય છે. ઈ. સ. ૧૧૭૯ (વિ. સં. ૧૨૩૬) પૂર્વે જ વિજયરાજના વારસો પાસેથી વાગડનો પ્રદેશ મેવાડના રાજવીઓએ ઝૂંટવી લીધો અને પરમારોનો વાગડમાં અંત આવ્યો.[૧૮૩]

(૪–૫) ભિન્નમાલ અને કિરાડુની શાખા

આબુ–ચંદ્રાવતીના પરમારવંશના સંસ્થાપક સિંધુરાજના પુત્ર દુઃશલને હાથે ભિન્નમાલમાં પરમાર-શાખા સ્થપાઈ હતી. અગિયારમી સદીનાં શરૂનાં વર્ષોમાં દુઃશલની પછી આવેલા દેવરાજે શાકંભરીના ચૌહાણ દુર્લભરાજના હાથમાંથી (પશ્ચિમ) મરુમંડલ લઈ લીધું.[૧૮૩] દેવરાજનો વિ. સં. ૧૦૫૨ (ઈ. સ. ૯૯૬)નો એક લેખ જાણવામાં આવ્યો છે.[૧૮૪] દેવરાજના પૌત્ર કૃષ્ણદેવરાજને ભીમદેવ ૧ લાએ કોઈ કારણે કેદ પકડ્યો હતો તેને નડૂલના ચૌહાણ બાલપ્રસાદે છોડાવ્યો હતો એમ નોંધાયું છે.[૧૮૫] આ જ કૃષ્ણદેવરાજ તે આબુના પૂર્ણપાલનો નાનો ભાઈ કૃષ્ણરાજ છે અને આબુ–ચંદ્રાવતી મુખ્ય શાખામાં રહેવા દઈ એણે જ મારવાડના કિરાડુની પરમારની પણ શાખા શરૂ કરી એમ કહેવામાં આવે છે; પરંતુ આ બેઉ વાતનો મેળ બેસતો નથી, કેમકે કૃષ્ણરાજ ૨ જો તો ધંધુકનો બીજો પુત્ર છે, એ ભિન્નમાલના દેવરાજનો પૌત્ર નથી.[૧૮૬]

આ કૃષ્ણદેવરાજનો એક પુત્ર જયંતસિંહ હતો. એના બીજા પુત્ર સોછરાજના

હાથે કિરાડુની શાખા સ્થપાઈ. એનો ઉદયરાજ અને એનો સોમેશ્વર, જે સિદ્ધરાજનો સામંત હતો.

કુમારપાલના સમયમાં પણ એ સામંતપદે ચાલુ હતો.[૧૮૭] જોધપુરપ્રદેશમાં આવેલા કિરાડુના આ પરમાર રાજવીએ સિદ્ધરાજની સહાયથી ઈ. સ. ૧૧૪૨ (વિ. સં. ૧૧૯૮) માં કોઈ 'સિદ્ધપુર'નો કબજો મેળવ્યો હતો અને કુમારપાલની હૂંફથી ઈ. સ. ૧૧૪૯(વિ. સં. ૧૨૦૫) માં પોતાનું રાજ્ય સ્થિર કર્યું હતું. એણે ઈ. સ. ૧૧૬૨(વિ. સં. ૧૨૧૮) માં જેસલમેર અને જોધપુરના પ્રદેશમાંથી અનુક્રમે તણુકોટ અને નવસર—એ બે કિલ્લા હસ્તગત કર્યા હતા અને ત્યાંના સત્તાધીશ જાજ્જક ઉપર કુમારપાલની આણ વરતાવી હતી. નડૂલના ચૌહાણ આલ્હણે થોડા સમય માટે કિરાડુનો કબજો લીધો, પરંતુ પછીથી સોમેશ્વરે એ પાછું હાથ કરી લીધું હતું.[૧૮૮] ભિન્નમાલ અને કિરાડુના પરમારોનું પછી શું થયું એ વિશે કાંઈ માહિતી મળતી નથી.

**(૬) જાલોરની શાખા**

વાક્પતિ મુંજનો પુત્ર ચંદન જાલોરની પરમાર શાખાનો સ્થાપક હતો[૧૮૯] એમ કહેવામાં આવે છે, પણ એ શક્ય નથી. વાક્પતિ મુંજને સંતાન નહોતું અને એણે ભોજને વારસ નીમ્યો હતો. ભોજ નાનો હોવાથી એના પિતા સિંધુરાજે સત્તા હાથ કરી હતી, એટલે ચંદનનો પિતા વાક્પતિરાજ જુદો છે અને એ ઘણું કરીને આબુના ધરણીવરાહની શાખાનો હોવાની સંભાવના છે.[૧૯૦] ચંદન પછી દેવરાજ, અપરાજિત, વિજ્જલ, ધારાવર્ષ અને વીસલ ૭ મો ક્રમે ગાદીએ આવેલા. વીસલની રાણી મેલરદેવીનો જાલોરનો વિ. સં. ૧૧૪૪( ઈ. સ. ૧૦૮૭)નો લેખ મળે છે તેની સાથે ઉપરની વંશાવલી મળે છે. આ વંશમાં છેલ્લો રાજા કુંતપાલ થયો, જેણે બારમી સદીના ઉત્તરાર્ધમાં નડૂલના ચૌહાણ કીર્તિપાલને જાલોરનું રાજ્ય સોંપી દીધું.[૧૯૧]

## ૨૦. ચૌહાણ વંશો

ચાહમાન કે ચૌહાણના મૂળ પુરુષની ઉત્પત્તિ પણ આબુ ઉપર અગ્નિકુંડમાંથી થઈ હતી એવી કિંવદંતીને કોઈ પણ પ્રકારનું ઐતિહાસિક બળ અત્યાર સુધી મળ્યું નથી. 'પરમાર' શબ્દ જે પ્રમાણે સંસ્કૃત હોવાનું માની લેવામાં આવ્યું છે તે પ્રમાણે 'ચાહમાન' શબ્દનું પણ છે. સંસ્કૃત ભાષામાં આવો કોઈ સાર્થ શબ્દ અદ્યાપિ જાણવામાં આવ્યો નથી. 'પૃથ્વીરાજવિજય' અને 'હમ્મીર મહાકાવ્ય' પ્રમાણે મૂળ 'ચાહમાન' પુરુષનું અવતરણ 'સૂર્ય'માંથી

થયું કહ્યું છે. આ કુળનો જૂનામાં જૂનો પુરુષ અહિચ્છત્રપુરમાં વત્સ ગોત્રનો હતો; જોકે ઉપરનાં બે કાવ્યોમાં એવો કોઈ નિર્દેશ નથી, તેઓ તો રાજસ્થાનના 'શાકંભરી' નગર સાથે જ સંબંધ આપે છે. એટલું સ્પષ્ટ છે કે આ વંશનું વિકાસસ્થાન તો 'શાકંભરી'(સાંભર) જ છે. ચૌહાણો અને દિલ્હીના તોમાર-વંશની સાથેની અથડામણોને લઈ ને આ કુલનો સંચાર ગંગાજમનાના દોઆબના પ્રદેશથી આરંભાયો હોય એવી ધારણા છે.[૧૮૯] પશ્ચિમ ભારતમાં ચૌહાણ વંશના જે ભિન્ન ભિન્ન ફાંટા વિસ્તર્યા છે તેઓનો એક મૂળ પુરુષ કોણ એ હજીયે નિશ્ચયાત્મક રીતે કહી શકાતું નથી. અહીં એ ભિન્ન ભિન્ન ફાંટા જોઈએ.

### (૧) શાકંભરીની શાખા (રણથંભોરની શાખા સાથે)

લાટના ચૌહાણવંશ સાથે શાકંભરીના ચૌહાણવંશનો સંબંધ હજી સુધી પકડી શકાયો નથી. જાણવામાં આવ્યું છે તે પ્રમાણે શાકંભરીના ચૌહાણોના પૂર્વ પુરુષ તરીકે મળતું નામ વાસુદેવનું છે. એના વંશમાં સામંતરાજ કિંવા અનંત વત્સ ગોત્રનો બ્રાહ્મણ હતો અને અહિચ્છત્રનગર–હાલના નાગોર(જોધપુર નજીક)માં જન્મ્યો હતો. આ સામંત વિગ્રહરાજ ૨ જા(ઈ. સ. ૯૭૩)થી પૂર્વે ૧૨ મો પુરુષ હતો, એટલે અંદાજે એનો રાજ્યકાલ ૭ મી સદીના મધ્યમાં આવે. આ સામંતના પદવી પૂર્ણતલ્લ, જયરાજ, વિગ્રહરાજ ૧ લો, ચંદ્રરાજ, એનો ભાઈ ગોપેંદ્રરાજ, અને ચંદ્રરાજનો પુત્ર દુર્લભરાજ ૧ લો, એના પછી ગોવિંદરાજ, આ ક્રમે શાકંભરીના રાજા થયા હતા.[૧૯૦] આ ગોવિંદરાજનું બીજું નામ 'ગુવાક' હતું. એ હકીકતે ગુર્જર–પ્રતીહાર નાગાવલોક કિંવા નાગભટ ૨ જા-(ઈ.સ. ૮૧૫)નો સામંત હતો. ગોવિંદરાજ પછી એનો પુત્ર ચંદ્રરાજ ૨ જો સત્તા ઉપર આવ્યો હતો. એના પછી ગુવાક ૨ જો ગાદીએ આવ્યો હતો. ગુવાક પછી આવેલો એનો પુત્ર ચંદન રાજા થયો. તોમાર વંશનો પ્રસાર દિલ્હી આસ-પાસ ૯ મી સદીમાં થયો હતો. ચંદન પછી એનો પુત્ર મહારાજ વાક્પતિરાજ અને એના પછી એનો પુત્ર સિંહરાજ ગાદીએ આવેલો. આ સિંહરાજ પણ ગુર્જર પ્રતીહારોનો સામંત હતો. સિંહરાજ પછી એનો પુત્ર વિગ્રહરાજ ૨ જો આવ્યો, જે હવે કનોજના ગુર્જર–પ્રતીહારોની સત્તા નીચેથી નીકળી ગયો હતો. આ સમય અંદાજે ઈ.સ. ૯૭૩(વિ. સં. ૧૦૩૦) પહેલાંનો છે.[૧૯૧] આ વિગ્રહરાજ ૨ જો છેક નર્મદાના પ્રદેશ સુધી પહોંચી વળ્યો હતો અને એણે ચૌલુક્ય મૂલરાજને હરાવ્યો હતો. એના પછી એનો નાનો ભાઈ દુર્લભરાજ ૨ જો અને એના પછી એનો પુત્ર ગોવિંદરાજ ૨ જો સત્તા ઉપર આવ્યો હતો, જેણે

મહમૂદ ગઝનીને શિકસ્ત આપી હોવાનું જાણવામાં આવ્યું છે.[૧૯૨] ગોવિંદરાજ પછી એનો પુત્ર વાક્પતિરાજ ૨ જો, અને એના પછી એનો પુત્ર વીર્યરાજ આવ્યો હતો, જે ધારાપતિ પરમાર ભોજદેવ સાથેના વિગ્રહમાં ભોજને હાથે માર્યો ગયો હતો. એના પછી એનો નાનો ભાઈ ચામુંડરાજ અને એના પછી વીર્યરાજના પુત્રો સિંઘટ અને દુર્લભરાજ ૩ જો એક પછી એક સત્તા ઉપર આવ્યા હતા. દુર્લભરાજ પછી એના ભાઈઓ વીરસિંહ અને વિગ્રહરાજ ૩ જો એક પછી એક ગાદીએ આવ્યા હતા.[૧૯૩] આ વિગ્રહરાજે ગુજરાતના કર્ણદેવની સામે માળવાના ઉદયાદિત્યને ઘોડેસવાર સેનાની મદદ આપી હતી.[૧૯૪]

વિગ્રહરાજ પછી પૃથ્વીરાજ ૧ લો ગાદીએ આવ્યો હતો. એ ઈ. સ. ૧૦૧૫ માં સત્તા ઉપર હતો.[૧૯૫] એના પછી એનો પુત્ર અજયરાજ ઉર્ફે સલ્હણ સત્તા ઉપર આવ્યો હતો. એણે પોતાના નામે અજયમેરુ(અજમેર) દુર્ગ વસાવ્યો હતો.

અજયરાજ પછી એનો પુત્ર અર્ણોરાજ ઉર્ફે આન્ન ગાદીએ આવ્યો. અર્ણોરાજને સિદ્ધરાજે પોતાની પુત્રી પરણાવી હતી. સિદ્ધરાજને માળવાના નરવર્મા સાથેના વિગ્રહમાં અર્ણોરાજે સહાય આપી હતી; પાછળથી અર્ણોરાજ અને રાણી કાંચનદેવીને થયેલા અણબનાવે રાણી પુત્ર સોમેશ્વરને લઈને પાટણ ચાલી આવી. સોમેશ્વરનો ઉછેર પાટણમાં થયો. આવા કોઈ દુમેળને પરિણામે જ્યારે કુમારપાલ ગાદીએ આવ્યો ત્યારે અર્ણોરાજ ગુજરાત ઉપર ચઢી આવવાની પેરવી કરી રહ્યો હતો. એ શાકંભરી ઉપર ચડી ગયો હતો. યુદ્ધમાં અર્ણોરાજનો પરાજય થયો અને એણે પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી સંધિ કરી લીધી.[૧૯૬] બીજી વાર પણ કોઈ કારણ ઊભું થતાં બંને વચ્ચે વિગ્રહ થયો હતો, જેમાં પણ કુમારપાલનો વિજય થયો હતો. કુમારપાલ અને અર્ણોરાજ વચ્ચેના વિગ્રહોમાં ગુજરાતના કેટલાક માણસ અર્ણોરાજને પક્ષે જઈ રહ્યા હતા, જેમાં સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર ચાહડ પણ એક હોવાનું જાણવામાં આવ્યું છે. સિદ્ધરાજના મૃત્યુ પછી ચાહડે પાટણની ગાદી ઉપર અધિકાર માગ્યો હતો, પણ અધિકારીઓએ એને કોઠું ન આપતાં કુમારપાલની જ પસંદગી કરી હતી, આથી દુભાઈને ચાહડ અને એના મળતિયાઓ અર્ણોરાજને જઈ મળ્યા હતા.

અર્ણોરાજ પરાક્રમી હતો અને એણે સપાદલક્ષ ઉપર ચડી આવેલા તુર્કોને ભારે પરાજય આપ્યો હતો. અર્ણોરાજની બીજી રાણી સધવાને ત્રણ પુત્રો હતા, તેઓમાંના મોટા પુત્ર જગદેવે ઈ. સ. ૧૧૫૩ પૂર્વે જ પિતાનું ખૂન કરી શાકંભરીની સત્તા હસ્તગત કરી હતી. આ જગદેવે થોડો સમય રાજ્ય કર્યા પછી એના નાના ભાઈ વિગ્રહરાજ ૪ થાએ (વીસલદેવે) સત્તા હાથ કરી. એણે ૧૧૫૩–

૧૧૬૩ દરમ્યાન રાજ્ય કર્યું અને એ ગાળામાં શાકંભરીની સત્તાને મહારાજ્યમાં ફેરવવા બાથ ભીડી. પંજાબમાં લડતાં એણે મુસ્લિમો સાથે પણ અનેક લડાઈ ખેડી. વળી મારવાડમાં દક્ષિણે પલ્લિકા( પાલી–જોધપુર નજીક ) લૂંટી, જાબાલિપુર (જાલોર) બાળ્યું અને નડૂલનો પણ કચ્ચરઘાણ વાળ્યો. આ બધા પ્રદેશ ચૌલુક્ય કુમારપાલની સત્તા નીચે હતા.[૧૯૭]

વિગ્રહરાજ ૪ થા પછી એનો પુત્ર અપર ગાંગેય ગાદીએ આવ્યો, પણ એ થોડા સમયમાં જ મરણ પામતાં અર્ણોરાજની બીજી રાણી સધવાના મોટા પુત્રનો પુત્ર પૃથ્વીભટ ઉર્ફે પૃથ્વીરાજ ૨ જો ગાદીએ આવ્યો. આ પૃથ્વીભટે શાકંભરીના શાસકને હરાવ્યાનું સૂચવાયું હોઈ એમ લાગે છે કે પૃથ્વીભટે હવે અજમેરને રાજધાની બનાવી. એણે પણ મુસ્લિમોના આક્રમણને ખાળવા સારી વ્યવસ્થા કરી હતી.

પૃથ્વીભટ પછી એનો કાકો અને સિદ્ધરાજ જયસિંહનો દૌહિત્ર સોમેશ્વર ઈ. સ. ૧૧૬૮–૬૯ માં ગાદીએ આવ્યો. આ પૂર્વે એ પાટણમાં જ હતો અને કુમારપાલ તરફથી કોંકણના મલ્લિકાર્જુન સામે લડ્યો હતો અને કોંકણ–નરેશનો વધ કરવામાં સમર્થ થયો હતો. પાટણમાં હતો ત્યારે જ એ ત્રિપુરીના હૈહયરાજ અચલરાજની કર્પૂરદેવી નામની રાજકન્યાને પરણ્યો હતો, જેમાં એને પૃથ્વીરાજ અને હરિરાજ એ બે પુત્ર થયા હતા.[૧૯૮] પૃથ્વીભટના ગુજરી ગયા પછી સપાદલક્ષ–શાકંભરી–અજમેરના સામંતોએ બોલાવતાં એ અજમેર ગયો હતો અને રાજપદે સ્થાપિત થયો હતો.

અજયપાલ અને સોમેશ્વર વચ્ચે વિગ્રહ થયાનું અને એમાં અજયપાલનો વિજય થતાં સોમેશ્વરે એને ભેટો મોકલ્યાનું જાણવામાં આવ્યું છે, પરંતુ યુદ્ધ થયાનો સ્પષ્ટ નિર્દેશ નથી મળતો.[૧૯૯]

એના મૃત્યુ પછી ઈ. સ. ૧૧૭૭ માં એનો મોટો પુત્ર પૃથ્વીરાજ ૩ જો ગાદીએ આવ્યો.[૨૦૦] એ હજી સગીર હોઈ વિધવા રાણી કર્પૂરદેવીએ વાલીપદ સંભાળ્યું હતું.[૨૦૧]

ભીમદેવ ૨ જો અને પૃથ્વીરાજ ૩ જો પ્રત્યક્ષ રીતે વિગ્રહમાં લડ્યા હતા કે નહિ એ સિદ્ધ થતું નથી, પરંતુ અજયપાલે સોમેશ્વરને હરાવ્યાનું જે કંઈ કલંક હતું તે દૂર કરવા પૃથ્વીરાજ ગુજરાતના શાસક સાથે કોઈ વિગ્રહમાં ખેંચાયાનું જાણવામાં આવ્યું છે. આમ છતાં બંને રાજ્યો વચ્ચે ઈ. સ. ૧૧૮૭ સુધીમાં મૈત્રીનું સંપૂર્ણ વાતાવરણ સ્થપાઈ ચૂક્યું હતું.[૨૦૨]

મુસ્લિમો સાથે એકથી વધુ વારની અથડામણોમાં પૃથ્વીરાજ ઈ. સ. ૧૧૯૨

માં કેદ પકડાયો અને માર્યો ગયો. એના મરણ પછી નાના ભાઈ હરિરાજે અજમેરનાં સત્તાસૂત્ર હાથ કર્યાં, પણ કત્બુદ્દીને છેવટે એનો પરાજય કર્યો અને અજમેરમાં મુસ્લિમ શાસન સ્થાપ્યું.[૨૦૩] આ હરિરાજ અને એના કુટુંબને રણથંભોરમાં ગાદી સ્થાપીને રહેલા એના કુટુંબી ગોવિંદરાજે આશ્રય આપ્યો. બેશક, થોડા સમયમાં ગોવિંદરાજે મુસ્લિમ સત્તાની આણ સ્વીકારી લીધી. એના પછી એના પુત્ર ગઢપતિ બાલ્હણદેવે માથું ઊંચકેલું, પણ ઈ. સ. ૧૨૨૬ માં અલ્તમશે ચડાઈ કરી અને રણથંભોર ઉપર વિજય મેળવ્યો.[૨૦૪] બાલ્હણદેવને બે પુત્ર હતા, પ્રહ્લાદ અને વાગ્ભટ. પોતે વૃદ્ધ થતાં એણે પ્રહ્લાદને ગાદી સોંપી. પ્રહ્લાદ શિકારમાં મૃત્યુ પામતાં એનો પુત્ર વીરનારાયણ સત્તા ઉપર આવ્યો. એને હાથે વાગ્ભટનું અવમાન થતાં એ માળવા ચાલ્યો ગયો. દરમ્યાન અલ્તમશે રણથંભોર કબજે કરી લીધું. એ પછી વાગ્ભટે માળવાના રાજવીનો વિનાશ કરી રણથંભોર મુસ્લિમોની પાસેથી હાથ કરી લીધું, ઉલુઘખાને (બલ્બને) ઈ. સ. ૧૨૪૮ અને ૧૨૫૩ માં વાગ્ભટ રણથંભોરમાં સત્તા ઉપર હતો ત્યારે ચડાઈ કરી, પરંતુ એમાં સફળતા મળી નહોતી. એના પછી એનો પુત્ર જૈત્રસિંહ સત્તા ઉપર આવ્યો. જૈત્રસિંહ પણ વાગ્ભટ જેવો પરાક્રમી હતો. એને ઈ. સ. ૧૨૫૯ માં નાસિરુદ્દીન સુલતાને હાર આપી. એના પછી એના ત્રણ પુત્રોમાંનો મોટો હમ્મીર ગાદીએ આવ્યો હતો. આ હમ્મીર ઘણો પ્રતાપી રાજા હતો અને એણે સંખ્યાબંધ પ્રદેશો ઉપર ચડાઈ કરી વિજય પ્રાપ્ત કર્યો હતો, જેમાં માળવા અને ગુજરાતનો પણ સમાવેશ થાય છે. મુસ્લિમો સાથેના વિગ્રહોમાં છેવટે અલાઉદ્દીને જાતે રણથંભોર ઉપર ચડાઈ કરી, ઈ. સ. ૧૩૦૧ માં હમ્મીરનો વિનાશ કરી રણથંભોરનું–હકીકતે સપાદલક્ષ–શાકંભરી–અજમેરનું હવે સંપૂર્ણ રાજ્ય દિલ્હીની સલ્તનતમાં ઉમેરી લીધું.[૨૦૫]

**(૨) નડૂલની શાખા**

આ ચૌહાણવંશના પૂર્વ પુરુષ તરીકે લક્ષ્મણનું નામ મળી આવે છે, જે શાકંભરીના વાક્પતિરાજનો પુત્ર અને તેથી સિંહરાજનો નાનો ભાઈ થાય. એણે દસમી શતાબ્દીના મધ્ય ભાગમાં શાકંભરીથી આવી નડૂલનો કિલ્લો બંધાવ્યો અને એને પોતાની રાજધાની બનાવી એણે આસપાસના પ્રદેશમાં પોતાની આણ વરતાવી. એના પછી એનો પુત્ર શોભિત ગાદીએ આવ્યો, જેણે પોતાના સમકાલીન આબુના પરમારવંશના રાજવીને હરાવ્યો હતો. એના પછી એનો પુત્ર બલિરાજ આવ્યો, જેણે માળવાના રાજવી મુંજ (ઈ. સ. ૯૭૪–૯૫)ને પરાજય આપ્યો હતો. બલિરાજ પછી એના કાકા વિગ્રહપાલનો પુત્ર મહેંદ્ર ગાદીએ આવ્યો. ચૌલુક્ય દુર્લભ-

રોજે જ્યારે મહેંદ્રને હેરાન કર્યો ત્યારે હસ્તિકુંડીના રાષ્ટ્રકૂટ ધવલે મહેંદ્રનું રક્ષણ કર્યું હતું. આ જ મહેંદ્રની બે પુત્રીઓનાં લગ્ન દુર્લભરાજ અને એના નાના ભાઈ નાગરાજ સાથે થયાં હતાં.[૨૦૬]

મહેંદ્ર પછી એનો પુત્ર અશ્વપાલ અને પછી એનો પુત્ર અહિલ ગાદીએ આવ્યો. ભીમદેવ ૧ લો જ્યારે પ્રથમ નડૂલ ઉપર ચઢી આવ્યો ત્યારે આ અહિલે એને પાછો કાઢ્યો હતો.[૨૦૭] અહિલ પછી એનો કાકો-મહેંદ્રનો પુત્ર અણહિલ સત્તા ઉપર આવ્યો ત્યારે પણ આ ચૌહાણો અને ચૌલુક્યો વચ્ચે વિગ્રહ ચાલુ રહ્યો હતો. ચઢી આવેલા ભીમદેવ ૧ લાના સૈન્યને અણહિલે ભારે પરાજય આપ્યો હતો.

અણહિલ પછી એનો પુત્ર બાલાપ્રસાદ ગાદીએ આવ્યો, જેણે ભીમદેવ ૧ લાના કબજામાંથી ભિન્નમાલના કૃષ્ણરાજને છોડાવ્યો હતો.

બાલાપ્રસાદ પછી એનો નાનો ભાઈ જિંદુરાજ સત્તા ઉપર આવ્યો. એના પછી ગાદીએ આવેલા પૃથ્વીપાલને ચૌલુક્ય કર્ણદેવ સાથે અથડામણ થઈ હતી, જેમાં એણે કર્ણનો પરાજય કર્યો હતો.[૨૦૮] પૃથ્વીપાલ પછી ગાદીએ આવેલો એનો નાનો ભાઈ જોજ્જલ છેક અણહિલપુર પાટણ સુધી ધસી આવ્યો હતો અને એનો કબજો કર્યો હતો. સંભવ છે કે કર્ણદેવ પછી સિદ્ધરાજની સગીરાવસ્થામાં આ બનાવ બન્યો હોય.[૨૦૯]

જોજ્જલ પછી એનો સૌથી નાનો ભાઈ આશરાજ સત્તા ઉપર આવ્યો. આ આશરાજે પૃથ્વીપાલના પુત્ર-પોતાના ભત્રીજાને નડૂલની ગાદી ખાલી કરી આપી હતી અને પોતે ગોડવાડ(મારવાડ)ના બાલીમાં જઈ રાજ્ય કરવા લાગ્યો હતો.[૨૧૦] એના મનમાં નડૂલની સત્તા હાથ કરવાનું હશે, કારણ કે એણે સિદ્ધ-રાજના વિગ્રહમાં સિદ્ધરાજને સહાય આપી હતી.

રત્નપાલ પછી એનો પુત્ર રાયપાલ ગાદીએ આવ્યો હતો. રાયપાલની પાસેથી આશરાજના પુત્ર કટુદેવે થોડા સમય માટે નડૂલનો કબજો ઈ. સ. ૧૧૪૩-૪૪ પૂર્વે લઈ લીધો હતો, પણ ઈ. સ. ૧૧૪૫ માં રાયપાલે એ ફરી હસ્તગત કરી લીધું હતું.[૨૧૧] કટુદેવ પાછો બાલી ચાલ્યો ગયો હશે.

રાયપાલ અને કટુદેવ બંનેએ સિદ્ધરાજ સાથે સારાસારી રાખી જણાતી નથી, અને પરિણામે સિદ્ધરાજના મરણ પછી કુમારપાલે વિ. સં. ૧૨૧૦(ઈ. સ. ૧૧૫૪) સુધીમાં બંનેના પ્રદેશ ચૌલુક્ય સત્તા નીચે લઈ ત્યાં વૈજલદેવને દંડનાયક તરીકે નીમી દીધો હતો. દંડનાયકની દેખરેખ નીચે રાયપાલના પુત્ર પૂનપાક્ષદેવને જોધપુર

નજીકના રતનપુરના પ્રદેશનું રાજ્ય સોંપ્યું હતું. એના નાના ભાઈ સહજપાલને જોધપુરની ઉત્તરે આવેલું મંડોર સોંપ્યું હતું.

આશરાજના બીજા પુત્ર આલ્હણદેવે કુમારપાલને એની સૌરાષ્ટ્રની લડાઈમાં સાથ આપ્યો હતો એને લઈ કુમારપાલે એને કિરાડુ લાટહ્રદ અને શિવા ઈ. સ. ૧૧૫૨ પૂર્વે સોંપ્યાં હતાં. ઈ. સ. ૧૧૦૯–૧૧૬૧ વચ્ચે કુમારપાલની કૃપાથી એને નડૂલનું રાજ્ય મળ્યું, જે ઉત્તરે મંડોર સુધી વિસ્તરેલું હતું.

આશરાજ પછી એના પુત્ર કેલ્હણે પણ કુમારપાલનું સામંતપદ ચાલુ રાખ્યું હતું. ઈ. સ. ૧૧૭૮ પછી કેલ્હણે પોતાના ભાઈ કીર્તિપાલની સહાયથી સ્વતંત્રતા ધારણ કરી હતી, આમ છતાં જ્યારે મહમદ ઘોરીએ આવી નડૂલની લૂંટ ચલાવી ત્યારે ચૌલુક્ય સૈન્યોની મદદથી કાશહ્રદ પાસે મુસ્લિમ સૈન્યને પરાજય આપ્યો હતો. ઈ. સ. ૧૧૭૮ પછી કીર્તિપાલે ગૂહિલ સામંતસિંહને હરાવી મેવાડ ઉપર વિજય મેળવ્યો હતો, પણ પછી સામંતસિંહના ભાઈ કુમારસિંહે એને પાછો કાઢયો હતો. એણે ભીમદેવ ૨ જાના સામંત કિરાડુના આસલને હરાવ્યો હતો અને પરમારો પાસેથી જાલોર કબજે લીધું હતું.

કેલ્હણના મૃત્યુ પછી ઈ. સ. ૧૧૫૪ પૂર્વે એનો પુત્ર જયતસિંહ સત્તા ઉપર આવ્યો હતો. આ જયતસિંહના સમયમાં કુત્બુદ્દીને નડૂલના રાજ્ય ઉપર ચડાઈ કરી હતી. ગોડવાડ અને શિરોહીના થોડા ભાગ ઉપર રાજ્ય કરનારો મહારાજ સામંતસિંહ ઘણું કરીને જયતસિંહનો અનુગામી હતો. વીરધવલદેવ ચૌહાણનો પુત્ર ધંધલદેવ ઈ. સ. ૧૨૦૯–૧૨૨૬ વચ્ચે ભીમદેવ ૨ જાના સામંત તરીકે ગોડવાડમાં રાજ્ય કરતો હતો. જાલોરના ઉદયસિંહ ચોહાણે ચૌલુક્યોની ગોડવાડ ઉપરની સત્તા દૂર કરી હતી; ૧૪ મી સદીમાં પણ ગોડવાડમાં ચોહાણોની સત્તા ચાલુ હતી.[૨૧૩]

### (૩) જાલોરની શાખા : સોનગિરા–ચોહાણ

નડૂલના કેલ્હણના નાના ભાઈ કીર્તિપાલે જાલોરમાં ગાદી સ્થાપી હોય એમ જણાય છે. એના વંશજ જાલોરના નજીકના સુવર્ણગિરિ પહાડના સંબંધે 'સોનગિરા ચૌહાણ' તરીકે જાણીતા થયેલા. કીર્તિપાલ પછી એનો પુત્ર સમરસિંહ ગાદીએ આવ્યો હતો. સમરસિંહને માનવસિંહ કે મહનસિંહ અને ઉદયસિંહ નામના બે પુત્રો અને લીલાદેવી નામે પુત્રી હતી, જે ચૌલુક્ય ભીમદેવ ૨ જાને પરણાવવામાં આવી હતી. સમરસિંહ પછી જાલોરની ગાદીએ ઉદયસિંહ આવ્યો હતો. માનવસિંહના વંશજોએ દેવડા(તા. સિરોહી) જઈ ગાદી સ્થાપી હતી. એણે ભીમદેવ ૨ જાની સત્તા નીચેથી ઈ. સ. ૧૨૨૬ પછી નડૂલ હાથ કરી લીધું હતું અને લાટના સિંધુ-

રાજ ચૌહાણને હાર આપી હતી. પછી ઈ. સ. ૧૨૧૧ અને ૧૨૧૬ વચ્ચે અલ્તમશે જાલોરનો કબજો લઈ લીધો. ઉદયસિંહની સહાયની આશાએ જ્યારે અલ્તમશે ગુજરાત પર ચડાઈ કરી ત્યારે ઉદયસિંહે મુસ્લિમોને હાંકી કાઢવામાં વાઘેલા વીરધવલને સહાય કરી અને પોતાની પુત્રી વીરમદેવને પરણાવી. ઈ. સ. ૧૨૬૨ પૂર્વે જ એના પછી એનો પુત્ર ચાચિગ આવ્યો, જેણે વાઘેલા વીરમદેવની સત્તાને ફગાવી દીધી અને અન્યત્ર બીજા પણ વિજય મેળવ્યા. ઈ. સ. ૧૨૭૭–૧૨૮૧ વચ્ચે એના પછી એનો પુત્ર સામંતસિંહ અને ઈ. સ. ૧૨૯૬ પછી એનો પુત્ર કાન્હડદેવ ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૩૧૦–૧૧ માં અલાઉદ્દીને કરેલી ગુજરાતની સવારીમાં અડચણ કરતો હોઈ જાલોર ઉપર ચડી જઈ કાન્હડદેવને અને એના પુત્રને વીરમને હરાવી, એને મારી નાખી જાલોર અને સાંચોર દિલ્હીની સલ્તનત સાથે જોડી દીધાં.[૨૧૪]

સાંચોર અને દેવડામાં ચૌહાણવંશની શાખાઓ સ્થપાયેલી તેઓનો ગુજરાતના ચૌલુક્યો સાથે કોઈ વિગ્રહ જાણવામાં આવ્યો નથી.

## ૨૧. રાષ્ટ્રકૂટવંશ

મૈત્રકકાલના અંતભાગથી ગુજરાતમાં રાષ્ટ્રકૂટોની સત્તા પ્રસરી હતી ને એ સોલંકીકાલના આરંભમાં અહીં લુપ્ત થઈ હતી.[૨૧૫] ગુજરાતની નજીકમાં આ કાલ દરમ્યાન રાષ્ટ્રકૂટો(રાઠોડો)નાં બે રાજકુલ થયાં.

### (૧) હસ્તિકુંડી(ગોડવાડ)ની શાખા

આ વંશનો મૂળ પુરુષ કોઈ હરિવર્મા હતો. જ્યારે મૂલરાજ સોલંકી ગાદીએ આવ્યો ત્યારે હરિવર્માના પુત્ર વિદગ્ધરાજની સત્તા નીચે ગોડવાડ(રાજસ્થાન–મારવાડ)નો પ્રદેશ હતો. એના પછી એનો પુત્ર મમ્મટ, અને એના પછી એનો પુત્ર ધવલ ગાદીએ આવ્યો હતો.[૨૧૬] આ ધવલે, મૂલરાજે જ્યારે આબુના ધરણીવરાહ ઉપર હુમલો કરી એને નસાડી મૂકેલો ત્યારે, ધરણીવરાહને રક્ષણ આપ્યું હતું.[૨૧૭]

ધવલ પછી એનો પુત્ર બાલપ્રસાદ ગાદીએ આવ્યો હતો. એ પછી આ વંશ વિશે કશી માહિતી મળતી નથી. અને સિદ્ધરાજ જયસિંહના સમયમાં તો 'ગોડવાડ'નો પ્રદેશ નડ્ડૂલના ચૌહાણ આશરાજની સત્તા નીચે હતો.[૨૧૮] હકીકતે ચૌહાણ રત્નમાલ આશરાજને નડ્ડૂલથી હાંકી કાઢચા પછી ગોડવાડમાં આવી રાજ્ય કરવા લાગ્યો હતો.[૨૧૯]

### (૨) જોધપુર(મારવાડ)ની શાખા

રાષ્ટ્રકૂટની એક શાખા તરીકે સ્વીકારેલા ગઢવાલ રાજવંશનું શાસન કોઈ

યશોવિગ્રહના પુત્ર મહીચંદ્રના પુત્ર ચંદ્રદેવે ઈ. સ. ૧૧૦૪ સુધીમાં ગુર્જર પ્રતીહારોને દૂર કરી કનોજમાં જમાવ્યું હતું. કાશી, ઇંદ્રપ્રસ્થ, અયોધ્યા અને પાંચાલદેશ એની સત્તા નીચે હતાં. એના પછી પાંચમો રાજા જયચંદ્ર થયો. ઈ. સ. ૧૧૯૪ માં શાહબુદ્દીન ઘોરીએ એને હરાવ્યો ત્યારે એણે ગંગામાં પ્રવેશી આત્મઘાત કર્યો.[૨૨૦] એના પછી એનો પુત્ર હરિશ્ચંદ્ર સત્તા ઉપર આવેલો, પરંતુ ઈ. સ. ૧૨૨૬ આસપાસ શમ્સુદ્દીન અલ્તમશે કનોજ ઉપર વિજય મેળવી એને ખાલસા કર્યું. હરિશ્ચંદ્ર અને એનો પુત્ર સેતરામ વતન છોડી ચાલી નીકળ્યા. આ સેતરામનો પુત્ર સીહાજી ત્યાંથી ઈ. સ. ૧૨૨૭ ના નજીકના સમયમાં નીકળી દ્વારકાની યાત્રા કરવા ગયો અને પાછો વળતાં થોડો સમય અણહિલપુર પાટણમાં પણ રહ્યો. એણે મૂલરાજની સાથે જઈ સૌરાષ્ટ્રના વિગ્રહમાં ગ્રાહરિપુ સામે યુદ્ધ કર્યું હતું. કચ્છના લાખા ફુલાણીને યુદ્ધમાં એણે માર્યો એમ કહેવાય છે;[૨૨૧] સંભવ માત્ર લડાઈ થયાનો જ છે, કેમકે લાખા ફુલાણીને તો મૂલરાજે કચ્છમાં જઈ એની રાજધાની કેરાકોટમાં માર્યો હતો.[૨૨૨]

આ સીહાજી પાટણથી નીકળી મારવાડમાં પાલીથી પસાર થયો ત્યારે બ્રાહ્મણોની વિનંતિથી એણે એ પ્રદેશમાં સ્થિર થઈ જોધપુરને રાજધાની બનાવી સત્તા જમાવવાનો આરંભ કર્યો. નજીકના ખેડ ઉપર ગૂહિલ રાજપૂતોની સત્તા હતી તેમને દબાવવા સીહાજી ગયો તે જ અરસામાં પાલી ઉપર મુસલમાન આક્રમણ આવ્યું. આ સમાચાર મળતાં જ સીહાજીએ ધસી જઈ, પ્રબળ સામનો આપી આક્રમણને પાછું વાળ્યું, પણ નવી કૂમક આવી મળતાં મુસલમાનોએ ફરીથી આક્રમણ કર્યું તેમાં સીહાજી માર્યો ગયો અને એની રાણી પાર્વતી એની પાછળ સતી થઈ (ઈ. સ. ૧૨૭૩). પછી રાવ આસથાનજી સત્તા ઉપર આવ્યો.[૨૨૩] એનાથી લઈ ઈ. સ. ૧૯૪૭ માં જોધપુર રાજ્ય ભારત પ્રજાસત્તાકમાં સામેલ થયું ત્યાંસુધી આ રાજવંશ અવિચ્છિન્ન ચાલ્યો. આ દરમ્યાન ગુજરાત સાથેનો કોઈ વિગ્રહ નોંધાયો નથી.

## ૨૨. જેજાભુક્તિ (બુંદેલખંડ)નો ચંદેલ્લ-વંશ[૨૨૪]

જેજાભુક્તિમાં પોતાને ચંદ્રવંશનો કહેવડાવતો ચંદેલ્લવંશ કનોજના ગુર્જર પ્રતીહારોના સામંત તરીકે ઈ. સ.ની નવમી સદીની બીજી પચીસીમાં સત્તા ઉપર આવ્યો હતો અને ખજુરાહો (જિ. છત્તરપુર, મધ્યપ્રદેશ)માં રાજધાની રાખી નાના નાના દેશવિભાગ ઉપર રાજ્ય કરતો હતો. આ વંશનો જાણવામાં આવેલો પહેલો રાજવી નન્નુક છે. એના પછી એનો પુત્ર વાક્પતિ અને વાક્પતિ પછી એનો પુત્ર જયશક્તિ કિંવા જેજ્જાક કે જેજ્જા રાજા થયો હતો. આ જેજ્જાના

નામ ઉપરથી પોતાના શાસન-પ્રદેશને 'જેજાભુક્તિ' એવું નામ મળ્યું. એના પછી એનો નાનો ભાઈ વિજયશક્તિ કિંવા વિજય વિજ્જ કે વીજે, એના પછી એનો પુત્ર રાહિલ, એનો પુત્ર હર્ષ અને એના પછી યશોવર્મા કિંવા લક્ષવર્મા સત્તા ઉપર હતો. યશોવર્મા પછી એનો પ્રતાપી પુત્ર ધંગ ઈ. સ.ની દસમી સદીના ઉત્તરાર્ધમાં સત્તા ઉપર રહ્યો. ખજુરાહોનાં કેટલાંક મહત્ત્વનાં મંદિર આ ધંગના શાસનકાલમાં અસ્તિત્વમાં આવ્યાં હતાં. ધંગના ૪૮ થી વધુ વર્ષો(ઈ. સ. ૯૪૪-૧૦૦૨ )ના રાજ્યકાલમાં કનોજના ગુર્જર-પ્રતીહાર ઉત્તરમાં જે સત્તા ભોગવતા હતા તે ધંગે હસ્તગત કરી હતી, આમ છતાં એ કનોજની સત્તાથી સ્વતંત્ર નહોતો બન્યો. ધંગના અવસાને એનો પુત્ર ગંડ, એના પછી એનો પુત્ર વિદ્યાધર (ઈ. સ. ૧૦૧૯), પછી એનો પુત્ર વિજયપાલ (ઈ. સ. ૧૦૨૨), એના પછી એનો પુત્ર દેવવર્મા (ઈ. સ. ૧૦૫૧) અને એના પછી દેવવર્માનો નાનો ભાઈ કીર્તિવર્મા (ઈ. સ. ૧૦૯૮) સત્તા ઉપર આવેલો. કીર્તિવર્મા પછી એનો પુત્ર સલક્ષણવર્મા, એના પછી એનો પુત્ર જયવર્મા (ઈ. સ. ૧૧૧૭) આવ્યા પછી કીર્તિવર્માનો નાનો પુત્ર પૃથ્વીવર્મા અને એના પછી એનો પુત્ર મદનવર્મા (ઈ.સ. ૧૧૨૯ માં સત્તા લઈ ૧૧૬૩ સુધી હયાત) જેજાભુક્તિનો શાસક બન્યો હતો. મહમૂદ ગઝનવીએ કનોજના ગુર્જર-પ્રતીહારોને ખોખરા કરી એક જ દિવસમાં એના સાત કિલ્લા કબજે કર્યા એ તકે ચંદેલ્લો સ્વતંત્ર થઈ ગયા, અને વિજયપાલે મૈત્રીસંબંધ પણ ગઝનવી સાથે બાંધી લીધો, જે ઈ. સ. ૧૦૨૯ માં પરસ્પરના ઝઘડાથી પૂરો થઈ ગયો હતો. કીર્તિવર્માના સમયથી ચંદેલ્લો નબળા પડ્યા હતા, છતાં પોતાના દેશનો કેટલોક ભાગ સાચવી રહ્યા હતા.

મદનવર્માના સમયમાં ચંદેલ્લોની સત્તા ઠીક ઠીક વૃદ્ધિ પામી હતી. એની સત્તા નીચે કાલિંજર, ખજુરાહો અને અલીગઢ અને મહોબાના કિલ્લા ઉપરાંત બંદા અને ઝાંસીના જિલ્લા આવી ગયા હતા, અને એનાં સૈન્ય માળવાની સરહદ સુધી જઈ પહોંચ્યાં હતાં. માલવેશને નબળો પાડ્યો ત્યારે ચૌલુક્ય રાજવી સિદ્ધરાજ સભાન બની ગયો અને 'દ્વ્યાશ્રયકાવ્ય'માં જણાવ્યા પ્રમાણે માળવા ઉપર આગળ વધી ઉજ્જન કબજે કર્યું, અને 'કીર્તિકૌમુદી'માં જણાવ્યા પ્રમાણે ધારા થઈને સિદ્ધરાજ છેક કાલંજર સુધી ધસી ગયો. 'કુમારપાલચરિત'-(પ્રાકૃત દ્વ્યાશ્રય)'માં જણાવ્યા પ્રમાણે સિદ્ધરાજ અને મદનવર્મા વચ્ચે સમાધાન થયું હતું. શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી ચતુર્વિંશતિ પ્રબંધમાંની હકીકતને અશ્રદ્ધેય માની બંને વચ્ચે ભેટસોગાદો થઈ હશે એવા અનુમાન પર આવ્યા છે.[૨૨૫] આ જ વાતને મદનવર્માના કાલંજરના લેખમાં સિદ્ધરાજ ઉપરની મદનવર્માની પ્રભુતા

તરીકે બિરદાવવામાં આવી છે.[૨૨૬] મદનવર્મા પછી યશોવર્મા ૨ જો, એનો પુત્ર પરમર્દી (ઈ. સ. ૧૧૬૭ થી ૧૨૦૨), ત્રિલોક્યવર્મા (ઈ. સ. ૧૨૦૫ થી ૧૨૪૭), વીરવર્મા (ઈ. સ. ૧૨૬૧ થી ૧૨૮૬), ભોજવર્મા (ઈ. સ. ૧૨૮૮) અને હમીરવર્મા (ઈ. સ. ૧૩૦૮) એક પછી એક પુત્રો સત્તા ઉપર આવ્યા હતા. આમાંના પરમર્દીની પુત્રી નાઇકિદેવી મૂલરાજ ૨ જા કિંવા બાલમૂલરાજની માતા, અર્થાત્ અજયપાલની રાણી, હતી.[૨૨૬અ]

## ૨૩. ચેદિનો કલચુરિવંશ

'કલચુરિ' વંશવાચક નામ છે અને એ 'કટચ્ચુરિ' 'કલચુરિ' 'કાલચ્ચુરિ' 'કલચ્ચુર્ય' અને 'કલચુરિ' એમ વિવિધ રીતે લખાતું હતું. મૂળમાં એ આર્યેતર શબ્દ છે અને તુર્કીમાં ઉચ્ચ હોદ્દો ધરાવનારા અમલદારને માટે વપરાતા શબ્દ સાથે સમાનતા ધરાવે છે. સમજાય છે એમ કે હૂણો અને ગુર્જરોની સાથોસાથ એ ભારતવર્ષમાં ઊતરી આવ્યા. પાછળથી માહિષ્મતીના પ્રદેશમાં સ્થિર થયા પછી એમણે પોતાને 'હૈહય' કહેડાવી કાર્તવીર્ય અર્જુનના વંશના હોવાનું પ્રસિદ્ધ કર્યું હતું. આ લોકોએ છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં તો ઉત્તર મહારાષ્ટ્ર, ગુજરાતનો પ્રદેશ, તેમજ માળવાનો અમુક ભાગ પોતાની સત્તા નીચે લઈ લીધો હતો.[૨૨૭]

આ પછી 'ચેદિ' કિંવા 'ડાહલ' મંડલમાં ઈ. સ ૮૪૨ માં કલચુરિ કોક્કલ ૧ લો ગાદીએ આવ્યો હતો. એની રાજધાની ત્રિપુરી (અર્વાચીન તેર, તા. જબલપુર, મધ્ય પ્રદેશ) હતી. એ પરાક્રમી હતો અને આસપાસના રાજવીઓ ઉપર પોતાનો કડપ જમાવવા શક્તિમાન થયો હતો. એણે તુરુષ્કોને પણ હંફાવ્યા હતા. એના પછી શંકરગણ સત્તા ઉપર આવ્યો હતો. એ પણ પિતા જેવો જ પરાક્રમી હતો. એના પછી યુવરાજ ૧ લો ગાદીએ આવ્યો હતો. કવિ રાજશેખરને આ કલચુરિ શાસક શંકરગણ સાથે પણ સારો નાતો હતો. યુવરાજદેવ ૧ લાને સંતોષ આપવા એણે 'વિદ્ધશાલભંજિકા' નાટિકા લખી હતી. યુવરાજ ૧ લા પછી એનો પુત્ર લક્ષ્મણરાજ અને એના પછી નાનો ભાઈ યુવરાજ ૨ જો સત્તા ઉપર આવ્યો હતો. માળવાના મુંજે ચડાઈ કરી રાજધાની ત્રિપુરીનો થોડા સમયમાં કબજો કરી લીધો હતો. મુંજે કબજો છોડયો ત્યારે નાસી ગયેલો યુવરાજ ૨ જો પાછો આવતાં, મંત્રીઓએ એને સત્તા ન આપતાં એના પુત્ર કોક્કલ ૨ જાનો રાજ્યાભિષેક કર્યો. એના સમયમાં કલચુરિઓએ સત્તા અને યશની સંપ્રાપ્તિ કરી. આ કોક્કલ ૨ જો ગુજરાત ઉપર ચડી આવ્યો હતો અને ચૌલુક્ય મૂલરાજને હાર આપી હતી.

એના પછી એનો પુત્ર ગાંગેયદેવ ઈ. સ. ૧૦૧૯ પૂર્વે સત્તા ઉપર આવ્યો

અને એણે પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા ઘણાં યુદ્ધ ખેલ્યાં. એણે કાશી સુધી સત્તા જમાવી હતી. એના સમયમાં અહમદ નિયાલ્તિગીને પંજાબથી આવી, હુમલો કરી કાશીની લૂંટ ચલાવી હતી. ગાંગેયદેવે વળતી ચડાઈ કરી, પંજાબના કીર પરગણા સુધી વધી સફળતા પ્રાપ્ત કરી હતી. એના પછી એનો પુત્ર લક્ષ્મીકર્ણ કિંવા કર્ણ ઈ. સ. ૧૦૩૪–૪૨ વચ્ચે ગાદીએ આવ્યો. એ પણ એના પૂર્વજો જેવો પ્રબળ પરાક્રમી હતો. એ સમયે કાશી અને પ્રયાગ સુધી એની સત્તા હતી. કેટલોક સમય રાઢ (પૂર્વબંગાળા) પણ એની સત્તા નીચે હતું. એણે ધારાનરેશ ભોજદેવની સામે પડવા ગુજરાતના ભીમદેવ ૧ લાની મદદ મેળવી અને માળવા ઉપર ચડાઈ કરી. દરમ્યાન બીમાર પડેલો ભોજદેવ ઈ. સ. ૧૦૫૫ના વર્ષમાં મરણ પામ્યો અને બેઉએ માળવાનો કબજો કરી લીધો. આ આપત્તિમાં ભોજના પુત્ર જયસિંહે પશ્ચિમી ચાલુક્ય સોમેશ્વર ૧ લાની સહાય માગતાં સોમેશ્વરે પોતાના પુત્ર વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાને મોકલી આપ્યો, જેણે લક્ષ્મીકર્ણ અને ભીમદેવને હાંકી કાઢી માળવાના રાજ્યનો હવાલો જયસિંહને સોંપ્યો. આ પ્રસંગે ભાગીદારીમાં લક્ષ્મીકર્ણ અને ભીમદેવ વચ્ચે આંટ પડી અને ભીમદેવે ચેદિ પ્રદેશ ઉપર પ્રબળ આક્રમણ કરી લક્ષ્મીકર્ણને નમાવ્યો અને ભોજદેવ પાસેથી મેળવેલી સુવર્ણ-મંડપિકા અને કેટલાક હાથી-ઘોડા એની પાસેથી મેળવ્યાં. એણે વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્ર યશઃકર્ણનો રાજ્યાભિષેક ઈ. સ. ૧૦૭૩ પહેલાં થોડા વખત પર કરી આપ્યો.[૨૨૮]

યશઃકર્ણ સત્તા ઉપર આવતાં ચારે બાજુએથી શત્રુ રાજાઓએ એને ભીંસમાં લીધો હતો, જેને લઈ ને રાજ્યને ભારે આપત્તિમાંથી પસાર થવું પડ્યું હતું.[૨૨૯] યશઃકર્ણના સમયમાં એના કોઈ સેનાપતિએ લાટ ઉપર ચડાઈ કરી ત્યાં પકડ જમાવી હતી, એ પકડને ગુજરાતના ચૌલુક્ય કર્ણે ઉખેડી નાખી લાટને પોતાની સત્તા નીચે લાવી મૂક્યું હતું.[૨૩૦]

કહેવાય છે કે આ યશઃકર્ણે સિદ્ધરાજ જયસિંહને એક સંધિપત્ર લખી મોકલ્યું હતું.[૨૩૧] યશઃકર્ણ પછી એનો પુત્ર ગયાકર્ણ સત્તા ઉપર આવ્યો. આરંભમાં જ એને ચંદેલ્લના મદનવર્માને હાથે પરાજય મળ્યો. ગયાકર્ણ ગુજ-રાતના ચૌલુક્ય કુમારપાલ ઉપર ચડાઈ કરવા નીકળ્યો, પણ માર્ગમાં જ કોઈ અકસ્માતમાં માર્યો ગયો. ઈ. સ. ૧૧૫૧–૫૪ નાં વર્ષો દરમ્યાન ગયાકર્ણ પછી એનો પુત્ર નરસિંહ અને ૧૧૫૯–૬૭ વચ્ચે એનો પુત્ર જયસિંહ સત્તા ઉપર આવ્યો. રાજ્યારંભની નજીકનાં જ વર્ષોમાં એને કુમારપાલ સાથે વિગ્રહ થયો અને એમાં એને સફળતા મળી હતી. એણે આવી ચડેલા તુરુષ્કોને પણ સારો

પરાજય આપ્યો હતો. ઈ. સ. ૧૧૭૭–૮૦ વચ્ચે જયસિંહ પછી એનો પુત્ર વિજયસિંહ ગાદીએ આવ્યો. ચંદેલ્લના ત્રૈલોક્યવર્માએ બાઘેલખંડ(મ. પ્ર.) અને કદાચ ચેદિનો પ્રદેશ પણ કબજે કરી લીધો. વિજયસિંહને અજયસિંહ નામનો પુત્ર હતો, પણ એના વિશે કે આ વંશ વિશે પછી વિશેષ કશું જાણવામાં આવ્યું નથી.[૨૩૧]

## ૨૪. દેવગિરિનો યાદવવંશ[૨૩૨]

દક્ષિણમાં આવેલા દેવગિરિમાં એક યાદવવંશ સોલંકીકાલની પૂર્વે માન્યખેટના રાષ્ટ્રકૂટો અને કલ્યાણના ચાલુક્યોના સામંત તરીકે સત્તા ઉપર હતો. આ વંશનો ત્યાંનો સ્થાપક દ્વારકાના સુબાહુ નામના યાદવ રાજાનો પુત્ર દૃઢપ્રહાર કહેવામાં આવ્યો છે. દૃઢપ્રહારનો સમય ઈ. સ.ની નવમી સદી કહેવાય છે. મુશ્કેલી એ છે કે સૌરાષ્ટ્રમાં આવેલી દ્વારકામાં એ સદીની પછી તો ઠીક, પણ પૂર્વે પણ દ્વારકાના વિનાશ પછીના લાંબા ગાળામાં, યાદવ રાજ્ય જાણવામાં આવ્યું નથી. સંભવ છે કે ત્યાં કોઈ સામાન્ય યાદવ રાજપૂત હોય અને એનો પુત્ર દૃઢપ્રહાર દક્ષિણમાં પહોંચ્યો હોય. એની પહેલી રાજધાની ચંદ્રાદિત્યપુર( નાસિક જિલ્લાના ચંદોર )માં હતી. એના અનુગામી અને પુત્ર સેઉણચંદ્રે પોતાના નામ ઉપરથી નગર તેમજ પોતાની સત્તાના પ્રદેશને પોતાનું નામ આપી સેઉણ અને સેઉણદેશ પ્રસિદ્ધ કર્યાં હતાં. આ પ્રદેશ દંડકારણ્યની સીમાએ આવેલો હતો. એમાં પછીના દેવગિરિ( અર્વાચીન દોલતાબાદ )નો સમાવેશ થતો હતો. આ સેઉણચંદ્રના વંશમાં થયેલા કર્ણનો પુત્ર ભિલ્લમ ૫ મો એ વંશનો પહેલો સ્વતંત્ર રાજા હતો. એ ઈ. સ. ૧૧૮૫ માં સત્તા ઉપર આવ્યો. એ સમય દક્ષિણમાં ભારે ઊથલપાથલનો હતો. એણે ઘણા પ્રદેશ દબાવેલા, ખુદ ચાલુક્યવંશને કલ્યાણમાંથી નાબૂદ કરી એ પ્રદેશને પોતાની સત્તા નીચે લીધો. ઈ સ. ૧૧૮૮–૮૯ માં આ ભિલ્લમનું માથું તોડે તેવો હોયસાળનો બલ્લાળ ૨ જો નીવડ્યો. એના પ્રતીકારને કારણે ભિલ્લમને હોયસાળના પ્રદેશમાંથી દૂર થવું પડ્યું. આ પછી ભિલ્લમે પોતાના ઉત્તરના પડોશીઓ તરફ નજર દોડાવી. માળવાના સમકાલીન પરમાર વિંધ્યવર્મા અને ગુજરાતના ભીમદેવ ૨ જાને પરાજય આપી એ જૂના સિરોહી રાજ્યમાં આવેલાં નડૂલના રાજ્ય સુધી પહોંચ્યો. અહીં નડૂલના કલ્હણે એને હાર આપી તેથી ભિલ્લમ પાછો પોતાના પ્રદેશમાં ચાલ્યો આવ્યો. એનાં પાછલાં વર્ષ મોટે ભાગે હોયસાળના રાજવી સાથે સંઘર્ષમાં પસાર થયાં હતાં. એ ઈ. સ. ૧૧૯૩ પછી અવસાન પામ્યો તે પહેલાં એણે દેવગિરિ ( દોલતાબાદ, જિ. ઔરંગાબાદ, મહારાષ્ટ્ર ) વસાવી ત્યાંના સલામત સ્થળે રાજધાની ખસેડી લીધી હતી.

એના પછી એનો પુત્ર જૈતુગી ઉર્ફે જૈત્રપાલ સત્તા ઉપર આવ્યો. એના સમયમાં પણ અનેક અથડામણો થઈ હતી. ધારાના પરમાર સુભટવર્મા અને ગુજરાતના ભીમદેવ ૨ જાના પ્રદેશો ઉપર પણ સેઉણુ લોકો ચઢી આવ્યા હતા અને એમાં લૂંટફાટ ચલાવી ગયા હતા. જૈતુગીના અવસાને ઈ. સ. ૧૨૦૦ માં એનો પુત્ર સિંઘણ સત્તા ઉપર આવ્યો. એની ભાવના દક્ષિણમાં સામ્રાજ્ય સ્થાપવાની હતી. અને એ દિશામાં એણે બલિષ્ઠ આરંભ કરી દીધો. ઘણાં રાજ્યોને સત્તા નીચે લીધા પછી પશ્ચિમસમુદ્રપ્રાંતનાં રાજ્યો તરફ વળ્યો અને ભોજ ૨ જાને ઉથલાવી કોંકણના એક શિલાહારવંશનો ઉચ્છેદ કરી નાખ્યો. એ ઉત્તરમાં છેક ચાહડ (આજના ચાંદા, જિ. નાગપુર, મહારાષ્ટ્ર) સુધી વધ્યો અને પરમારોની બચેલી એક નાની શાખાના ભોજને પરાસ્ત કર્યો. એ પછી એણે ગુજરાત તરફ નજર દોડાવી. થાણાના પ્રદેશ સાથે સમગ્ર લાટપ્રદેશ ઉપર એ સમયે ધારાના પરમાર અર્જુનવર્માની સત્તા હતી અને એના વતી સિંધુરાજ નામનો પ્રતિનિધિ ભૃગુકચ્છમાં રહી એ પ્રદેશ ઉપર શાસન કરતો હતો. સિંઘણે આ પ્રદેશ ઉપર ચડાઈ કરી એમાં સિંધુરાજ માર્યો ગયો, એથી ઉત્સાહિત થઈ એ ઉત્તર ગુજરાત તરફ ધસી ગયો. આ સમયે લવણપ્રસાદ ગુજરાતનું રક્ષણ કરી રહ્યો હતો તેને સિંઘણ સામે સફળતા મળી નહિ અને એ પાછો ફરી આવ્યો. થોડા સમય પછી સિંઘણે ફરી લાટ ઉપર આક્રમણ કર્યું અને સિંધુરાજના પુત્ર શંખને પરાજય આપ્યો. એ પછી ફરી બે વાર સિંઘણ ચઢી આવ્યો, આમાં પહેલી વખતે શંખે સિંઘણને હાર આપી, પરંતુ બીજી વખતે શંખ સિંઘણને હાથે કેદ પકડાઈ ગયો, પરંતુ એણે ચતુરાઈથી પોતાનો બચાવ કર્યો અને ત્યારથી એ સિંઘણનો મિત્ર બની ગયો.

આ પછી સિંઘણે ઉત્તર ગુજરાતના પ્રદેશ ઉપર ફરી બે વાર આક્રમણ કર્યું હતું. એ ગામડાં બાળતો અને ઉજાડતો આવતો હતો તે જ સમયે લવણપ્રસાદને મારવાડના આક્રમણનો સામનો કરવા જવું પડ્યું. દરમ્યાન ગુજરાત ઉપર મુસ્લિમ આક્રમણનો ભય ઊભો થતાં વીરધવલ અમાત્ય વસ્તુપાલને યુદ્ધની નેતાગીરી સોંપી મુસ્લિમોથી દેશનું રક્ષણ કરવા ઉત્તર બાજુ વધ્યો. વસ્તુપાલે સિંઘણના મોટા સૈન્ય સાથે ઝઘડો વધારવાનું યોગ્ય ન માન્યું, એણે પોતાના ગુપ્તચરો દ્વારા સિંઘણના મનમાં એના સહાયકોના વિષયમાં ઝેર ભરવામાં સફળતા મેળવી. સિંઘણે ઈ. સ. ૧૨૩૧ માં લવણપ્રસાદ સાથે સંધિ કરી અને એકબીજાના પ્રદેશ ઉપર આક્રમણ ન કરવાના કરાર કર્યા. સિંઘણે લવણપ્રસાદ અને વીરધવલ જીવતા હતા ત્યાંસુધી તો આ કરારનું પાલન કર્યું, પરંતુ વીસલદેવ સત્તા ઉપર આવતાં એનાં સૈન્યોએ નર્મદા ઓળંગી ગુજરાત ઉપર આક્રમણ

કર્યું, પરંતુ એમાં એને સરિયામ નિષ્ફળતા મળી.

એ ઈ. સ. ૧૨૪૭ માં અવસાન પામ્યો. એના પુત્ર કૃષ્ણે રાજ્યનાં સત્તાસૂત્ર હાથમાં લીધાં. એણે પણ પરંપરાએ માળવાના પરમાર અને ગુજરાતના વાઘેલા-ચૌલુક્યો સાથે અથડામણ ચાલુ રાખી હતી.

ઈ. સ. ૧૨૬૧ માં એના અવસાન પછી એની ઇચ્છા પ્રમાણે એનો નાનો ભાઈ મહાદેવ સત્તા ઉપર આવ્યો, કૃષ્ણને રામચંદ્ર નામનો પુત્ર હોવા છતાં. એના સમયમાં કોંકણના બીજા શિલાહારવંશનો પણ એના સૈન્યને હાથે કરુણ ફેજ થયો. મહાદેવ ગુજરાત ઉપર પણ ચડી આવ્યો અને એણે ચૌલુક્ય વીસલદેવને પરાજય આપ્યો.

મહાદેવ ઈ. સ. ૧૨૭૦-૭૧ માં અવસાન પામતાં એના પુત્ર આમણ અને કૃષ્ણના પુત્ર રામચંદ્ર વચ્ચે વારસા માટે ઝઘડો ઊભો થયો. આમણે પોતાને રાજા જાહેર કર્યો, પરંતુ એ દેવગિરિનો કબજો મેળવી શક્યો નહિ. એણે દગાથી કિલ્લાનો કબજો કરવા પ્રયત્ન કર્યો, પણ દંગલમાં એ પકડાઈ ગયો અને માર્યો ગયો, રામચંદ્ર સર્વસત્તાધારી બન્યો. પૂર્વવત્ એણે પડોશનાં રાજ્યો સામે અથડામણ ચાલુ રાખી હતી. એણે જેમ હોયસાળ સામે નિષ્ફળતા મેળવી તેમ ગુજરાત ઉપર ચડી આવતાં વાઘેલા-ચૌલુક્ય સારંગદેવને હાથે નિષ્ફળતા મેળવી.

આ અરસામાં ઈ. સ. ૧૨૯૪ માં દેવગિરિના પ્રદેશ ઉપર નાઝિમ અલાઉદ્દીન ચડી આવ્યો હતો, જેની સાથેના સંઘર્ષમાં રામચંદ્ર દેવગિરિને ટકાવી રાખી શક્યો નહિ. એણે લોકોની સારી એવી અવગણના વહોરી લીધી, સેઉણ સૈન્યની પણ સારી એવી નાલેશી ગવાઈ.

રામચંદ્રે આગળ જતાં દિલ્હીના સુલતાનને ખંડણી આપવા આનાકાની કરી ત્યારે અલાઉદ્દીને મલેક કાફૂર ને દેવગિરિ પણ આક્રમણ કરવા મોકલ્યો. ગુજરાતના રાજા કર્ણદેવે કુંવરી દેવલદેવીનું સગપણ રામચંદ્રના કુમાર સિંઘણ[૫૦] સાથે કર્યું હતું. કર્ણ ઉપર આવેલી આપત્તિને કારણે રામચંદ્રનો નાનો કુમાર ભિલ્લમ દેવલદેવીને લઈ દેવગિરિ તરફ જતો હતો ત્યારે નંદુરબાર પાસે મુસ્લિમ સેના સાથે અથડામણમાં આવ્યો. અહીં મુસ્લિમોએ દેવલદેવીને કબજે કરી દિલ્હી તરફ મોકલી આપી. એ પછી આ રામચંદ્રે મુસ્લિમ સત્તા સાથે સંધિ કરી લીધી. એ ઈ. સ. ૧૩૧૦ માં અવસાન પામ્યો અને એના પછી એનો પુત્ર સિંઘણદેવ સત્તા ઉપર આવ્યો. એણે મુસ્લિમો સામે માથું ઊંચકવાના પ્રયત્ન કર્યા, પરંતુ એમાં એને સંપૂર્ણ નિષ્ફળતા મળી. છેલ્લા સંઘર્ષમાં ઈ. સ. ૧૩૧૩ માં એ માર્યો ગયો અને દેવગિરિનો સંપૂર્ણ સેઉણપ્રદેશ દિલ્હી સલ્તનતમાં ભેળવી દેવામાં આવ્યો.

થોડા સમય પછી દિલ્હીમાં ધાંધલ થઈ સાંભળી રામચંદ્રના જમાઈ હરપાલદેવે બળ કરી મુસ્લિમોને હાંકી કાઢચા અને દેવગિરિ હસ્તગત કરી સત્તા હાથ ધરી, પરંતુ ઈ. સ. ૧૩૧૭ માં અલાઉદ્દીનના અનુગામી મુબારકે દેવગિરિનો ફરી કબજો મેળવ્યો અને મોટો સંહાર આપી સેઉણની રહીસહી સત્તાનો પણ અંત આણ્યો.

## ૨૫. કોંકણનો શિલાહારવંશ

દક્ષિણમાં જ્યારે રાષ્ટ્રકૂટોની સત્તા હતી ત્યારે એમના સામંત દરજ્જે શિલાહાર વંશની ત્રણ શાખા કોંકણમાં અસ્તિત્વમાં આવી હતી. આમાંની બે શાખા ઈ.સ.ની નવમી સદીમાં અને ત્રીજી શાખા દસમી સદીમાં સ્થાપિત થઈ હતી. રાષ્ટ્રકૂટોના અંત પછી આ ત્રણે વંશ સ્વતંત્ર કે અર્ધસ્વતંત્ર સત્તા ભોગવતા હતા. કોંકણનો દક્ષિણ વિભાગ ઈ. સ. ૧૦૫૮ આસપાસ આ લોકોની સત્તા નીચે આવ્યો હતો.

આમાંની કોલ્હાપુરમાં આવેલી શાખાના છેલ્લા રાજા ભોજ ૨ જાનો વિનાશ કરી દેવગિરિના સિંઘણે અંત આણ્યો હતો.[૨૩૫]

બીજી શાખા ઉત્તર કોંકણમાં હતી અને ત્રીજી દક્ષિણ કોંકણમાં હતી.[૨૩૬] આમાંની ઉત્તર કોંકણની શાખામાં થયેલા એ વંશના ૧૭ મા રાજવી મલ્લિકાર્જુનને કુમારપાલ સાથે સંઘર્ષ થયો હતો. પ્રબંધો પ્રમાણે મલ્લિકાર્જુનના મદને તોડવાને કુમારપાલે ઉદા મહેતાના પુત્ર આંબડને સૈન્ય સાથે મોકલ્યો હતો, પરંતુ એ ચીખલી અને વલસાડ પાસે વહેતી નદી ઊતરી સામે કાંઠે પડાવ નાખી રહ્યો હતો ત્યાં અચાનક મલ્લિકાર્જુન આવી પહોંચ્યો અને ગુજરાતના સૈન્યનો ભારે પરાજય કરી એ પાછો વળી ગયો. કુમારપાલે પાછા આવેલ આંબડને વધુ પ્રબળ સૈન્ય સાથે પાછો મોકલ્યો. એ જ નદીના સામે કાંઠે ફરી સંઘર્ષ થયો અને એમાં મલ્લિકાર્જુન માર્યો ગયો (ઈ. સ. ૧૨૧૬–૧૨૧૮ વચ્ચે).[૨૩૭] આ યુદ્ધમાં ચંદ્રાવતીનો પરમાર ધારાવર્ષ અને અજમેરનો ચૌહાણ સોમેશ્વર(ઈ. સ. ૧૨૨૬ માં ગાદીએ બેઠા પહેલાં પાટણમાં રહેતો હતો તે) આંબડની સહાયમાં ગયા હતા એવી શક્યતા છે.[૨૩૮]

## ૨૬. ચાલુક્યવંશ[૨૩૯]

દખ્ખણમાં આઠમી સદીમાં વાતાપી(બાદામી)ના ચાલુક્યવંશની સત્તાનો અંત આણી રાષ્ટ્રકૂટોએ પોતાની સત્તા સ્થાપી હતી. સોલંકી રાજા મૂલરાજ ૧ લાના સમયમાં મોડાસાના પ્રદેશમાં પરમાર રાજ્ય પર રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજ અકાલવર્ષ ૨ જાનું આધિપત્ય પ્રવર્તતું હતું. પરમાર રાજા સીયક ૨ જાએ

કૃષ્ણરાજના ઉત્તરાધિકારીઓ ખોટ્ટિગ(ઈ. સ. ૯૭૪)ના સમયમાં એ આધિપત્ય ફગાવી દીધું. એ પછી થોડાં વર્ષોમાં ચાલુક્યકુલના તૈલ ઉર્ફે ખોટ્ટિગના ઉત્તરાધિકારી કર્કરાજ ૩ જાના સમયમાં રાષ્ટ્રકૂટ સત્તાનો નાશ કરી ચાલુક્યવંશની રાજસત્તા સ્થાપી (ઈ. સ. ૯૭૩-૭૪) ત્યારથી દખ્ખણમાં ફરી ચાલુક્યવંશનું રાજ્ય પ્રવર્ત્યું. આ વંશના રાજાઓને 'અનુકાલીન ચાલુક્યો' કહે છે.

**(૧) કલ્યાણીની શાખા**

આરંભમાં તો તૈલપ ઉર્ફે તૈલ ૨ જો માન્યખેટના રાષ્ટ્રકૂટ કૃષ્ણ ૩ જાનો સામંત હતો. આગળ જતાં એણે કર્કને હરાવી પોતાની રાજધાની માન્યખેટમાં કરી, જે ઈ. સ. ૯૯૩ સુધી ત્યાં હતી. દક્ષિણમાં બધું ઠીકઠાક કરી એણે કોંકણના શિલાહારો તરફ નજર ફેરવી અને શિલાહાર અપરાજ કે પછી એના પુત્ર રટ્ટરાજને પોતાનો ખંડિયો બનાવ્યો. દેવગિરિના યાદવ રાજા ભિલ્લમે એનું સ્વામિત્વ સ્વીકારી લીધું. આમ પોતાના રાજ્યની આસપાસના રાજવીઓ ઉપર પોતાની આણ વરતાવ્યા પછી એણે લાટના પ્રદેશ ઉપર ચડાઈ કરી અને કબજે કરી ત્યાં પોતાના એક સેનાપતિ બારપ્પને સત્તાસ્થાને મૂક્યો. એણે માળવા ઉપર ચડાઈ કરી, પણ એને પાછું પડવું પડ્યું. ઊલટું, મુંજ વળતી ચડાઈ કરી છેક ગોદાવરી સુધી ધસી ગયો. તૈલ ૨ જાએ દેવગિરિના યાદવ ભિલ્લમ ૨ જાની મદદથી પ્રબળ સામનો આપ્યો, જેમાં મુંજ હારી ગયો અને કેદ પકડાયો. થોડા સમય પછી તૈલે મુંજનો શિરચ્છેદ કરાવી નાખ્યો. તૈલ ૨ જાના સમયમાં એના રાજ્યની સીમા ખૂબ વિસ્તરી હતી.

એના પછી એનો પુત્ર સત્યાશ્રય ઈ. સ. ૯૯૭ માં ગાદીએ આવ્યો. માળવાના સિંધુરાજે થોડા જ સમયમાં એના પ્રદેશ ઉપર ચડાઈ કરી મુંજની સત્તામાંથી ચાલુક્યોએ લીધેલા પ્રદેશ પાછા હાથ કરી લીધા. એણે ગુજરાત ઉપર ચડાઈ કરી ચામુંડરાજને હાર આપી. એના પછી એનો ભત્રીજો વિક્રમાદિત્ય ૫ મો સત્તા ઉપર આવ્યો. એના પછી એનો નાનો ભાઈ અય્યણ ૨ જો અને એના પછી નાનો ભાઈ જયસિંહ ૨ જો સત્તા ઉપર આવ્યો. ઈ. સ. ૧૦૧૯ પૂર્વે કલચુરિ ગાંગેયદેવ, માળવાનો પરમાર ભોજદેવ અને રાજેંદ્ર ચોળ એ ત્રણ જણાઓએ એકઠા મળી જયસિંહના પ્રદેશ ઉપર ચડાઈ કરી, જેને જયસિંહે હાંકી કાઢ્યા, પરંતુ આ ગરબડમાં ભોજે ઉત્તર કોંકણનો પ્રદેશ કબજે કરી લીધો. ઈ. સ. ૯૯૩ પછી તરતમાં જ માન્યખેટમાંથી રાજધાની ખસેડી લેવામાં આવી હતી, અને જયસિંહે કલ્યાણી(જિ. ગુલબર્ગ, મૈસૂર રાજ્ય)માં રહી સત્તાશાસન ચલાવતો હતો. એના પછી ઈ. સ. ૧૦૪૩ માં એનો પુત્ર સોમેશ્વર સત્તા ઉપર આવ્યો. એના સમયમાં

ચોળ રાજાધિરાજ એના ભાઈ રાજેંદ્ર સાથે ચડી આવ્યો, પરંતુ એને સોમેશ્વરે સારો પરાજય આપ્યો. પણ પછીના હલ્લામાં સારો પરાજય સહન કર્યો. એ પછી પણ વિગ્રહ ચાલુ હતો, અને એમાં સોમેશ્વરે આંધ્રમાંના ચાલુક્યોની પૂર્વીય શાખાના રાજરાજ પાસે પોતાનું આધિપત્ય સ્વીકારાવ્યું હતું. એક વાર એ લાટ અને ગુજરાત ઉપર ચડી આવ્યો હતો. લાટ તરફથી બારપ્પના વંશજ ચાલુક્ય વત્સરાજ કે એના અનુગામી ત્રિલોચનપાલે અને ગુજરાત તરફથી ભીમદેવ ૧ લાએ સામનો કર્યો હતો. સોમેશ્વરે પોતાના સમર્થ સેનાપતિઓ સાથે માળવા ઉપર ચડાઈ લઈ જઈ મંડપ, ઉજ્જન અને રાજધાની ધારામાં લૂંટ ચલાવી હતી. ઈ. સ. ૧૦૫૫ માં કલચુરિ કર્ણ અને ચૌલુક્ય ભીમદેવ ૧ લાએ માળવાનો કબજો લીધો હતો ત્યારે સોમેશ્વરે પોતાના પુત્ર વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાને મોકલ્યો હતો, જેણે બંનેને હરાવી ભોજના અનુગામી જયસિંહને માળવા સોંપી દીધું હતું. એ પોતાના મોટા પુત્ર સોમેશ્વર ૨ જાને ગાદી સોંપી ઈ. સ. ૧૦૬૮ માં મરણ પામ્યો. શરૂનાં વર્ષોમાં એને એના નાના ભાઈ વિક્રમાદિત્ય ૬ ઠ્ઠા સાથે અથડામણ થઈ હતી. એમાં સસરાની મદદ લઈ વિક્રમાદિત્યે લડાઈઓ કરી હતી, પણ પછી સમાધાન કરી એ સોમેશ્વર પાસે આવી રહ્યો હતો. ચોળ ઉપર વિજય મેળવ્યા પછી સોમેશ્વર ૨ જાએ ગુજરાતના ચૌલુક્ય કર્ણદેવની સાથે મળી, માળવાના જયસિંહ ઉપર ચડાઈ કરી માળવા કબજે કર્યું હતું, પરંતુ જયસિંહના અનુગામી ઉદયાદિત્યે ચૌહાણોની મદદથી માળવા પાછું હસ્તગત કરી લીધું હતું. છેલ્લાં વર્ષોમાં બંને ભાઈઓ વચ્ચે અથડામણ થઈ હતી, તેમાં વિક્રમાદિત્યે સોમેશ્વરને કેદ પકડી ઈ. સ. ૧૦૭૬ માં સત્તાસૂત્ર ધારણ કર્યાં હતાં.

ઈ. સ. ૧૦૮૮ માં વિક્રમાદિત્ય ૬ ઠ્ઠો છેક નર્મદા સુધી ધસી આવ્યો હતો. એણે લાટના પ્રદેશમાં લૂંટ ચલાવી હતી અને કર્ણદેવની સત્તાના ગુજરાતમાંનું કોઈ એક નગર બાળ્યું હતું. વિક્રમાદિત્ય ૬ ઠ્ઠો વિદ્વાનોને પણ સંમાનતો હતો. 'વિક્રમાંકદેવ-ચરિત'કાર કાશ્મીરી કવિ બિલ્હણ અને યાજ્ઞવલ્કયસ્મૃતિની 'મિતાક્ષરા' ટીકાનો કર્તા વિજ્ઞાનેશ્વર વિક્રમાદિત્ય ૬ ઠ્ઠાના આશ્રિત હતા. એના મૃત્યુ પછી એનો ત્રીજો પુત્ર સોમેશ્વર ૩ જો ઈ. સ. ૧૧૨૬ માં ગાદીએ આવ્યો. શિલ્પાદિ શાસ્ત્રને લગતા 'માનસોલ્લાસ' કિંવા 'અભિલષિતાર્થ-ચિંતામણિ' નામના સંસ્કૃત ગ્રંથની રચના આ સોમેશ્વર ૩ જાએ કરી હતી. એના પછી એનો પુત્ર જગદેકમલ્લ ઈ. સ. ૧૧૩૮ માં અને પછી એનો મોટો ભાઈ તૈલ ૩ જો ઈ. સ. ૧૧૫૧ માં ગાદીએ આવ્યો. ઈ. સ. ૧૧૪૩ માં જગદેકમલ્લે માળવા ઉપર

ચડાઈ કરી, પરમાર જયવર્માને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી બલ્લાલ નામના વીરને માળવાનું રાજ્ય સોંપ્યું હતું. આ જ પ્રસંગે જગદેકમલ્લે લાટ લૂંટ્યું અને કુમારપાલની સાથેની લડાઈમાં જય મેળવ્યો. ઈ. સ. ૧૧૫૩ પૂર્વે ચૌલુક્ય કુમારપાલ અને ચોળ કુલોત્તુંગ ૨ જાના હુમલાને તેલ ૩ જાએ પાછા ખાળ્યા હતા; પરંતુ અનેક લડાઈઓને લઈ નબળા પડેલા આ રાજ્ય ઉપર ઈ. સ. ૧૧૫૬ માં કલચુરિના એક સામંત રાજા બિજ્જલે ચડાઈ કરી, પ્રદેશ ઉપરની ચૌલુક્યોની સત્ત પાંગળી કરી પચીસેક વર્ષ સુધી તેલ ૩ જાના નામના સામંત દરજ્જે વહીવટ ચલાવ્યો. બિજ્જલ નજીકનાં રાજ્યો સાથે અથડામણોમાં આવી સફળ થયેલો તે પ્રમાણે ચૌલુક્ય કુમારપાલની સાથેની અથડામણમાં પણ સફળ થયેલો. એના પછી એના પુત્ર સોમેશ્વરના હાથમાં સત્તા આવી હતી. ઈ. સ. ૧૧૭૨ પહેલાં એણે ચોળ, ગુર્જર અને લાટ પ્રદેશ ઉપર પણ વિજય મેળવ્યો હતો. એણે બીજા દેશોની જેમ સૌરાષ્ટ્રમાં જઈને પણ લૂંટ હાંસલ કરી હતી. એના પછી શંકમ ૨ જો ઈ. સ. ૧૧૭૭ આસપાસ સત્તા ઉપર આવ્યો. એના સેનાપતિ કાવણે અન્ય દેશોની સાથેના વિગ્રહોની જેમ ચૌલુક્ય ભીમદેવ ૨ જાની સાથે પણ વિગ્રહમાં પડી સારી એવી હેરાનગત કરી હતી.

એના પછી શંકમનો નાનો ભાઈ આહવમલ્લ સત્તા ઉપર આવ્યો. આના સમયમાં તેલ ૩ જાના પુત્ર સોમેશ્વર ૪ થાએ માથું ઊંચું કર્યું હતું. શરૂઆતમાં તો સફળતા ન મળી, પરંતુ પછી ઈ. સ. ૧૧૮૧ માં આહવમલ્લ પાસેથી કલ્યાણી સહિતનો પોતાના મોટા ભાગનો પ્રદેશ પાછો મેળવી લીધો હતો. આહવમલ્લ પછી આવેલા એના પુત્ર સિંઘણે પણ સોમેશ્વર ૪ થાનું આધિપત્ય સ્વીકારી નાના પ્રદેશમાં સત્તા ચાલુ રાખી હતી. ઈ. સ. ૧૧૮૪ આસપાસ દેવગિરિના ભિલ્લમે એની પાસેથી દક્ષિણની સત્તા કબજે કરી લીધી.[૨૪]

## ૨૭. કદંબવંશ

### (૧) વાતાપીની શાખા

કુંદંબવંશનો મૂળ સંસ્થાપક મયૂરશર્મા (ઈ. સ. ૩૪૫-૩૭૦) બ્રાહ્મણ હતો. સમુદ્રગુપ્તની ચડાઈ વખતે દક્ષિણમાં પ્રસરેલી અવ્યવસ્થાનો લાભ લઈ એણે ગોવાની આસપાસનો થોડો પ્રદેશ કબજે કરી બનવાસી (જિ. શિમોગા, મૈસૂર)ને રાજધાની બનાવી ત્યાં સત્તા સ્થાપી દીધી. એના પછી આ કદંબવંશ સાતમી સદી સુધી અવિચ્છિન્ન ચાલુ રહ્યો. પાંચમી સદીમાં બે શાખા પડી : મોટી શાખાના રાજા હરિવર્મા( ઈ. સ. ૫૩૭-૪૭ )ના સમયમાં એના સામંત પશ્ચિમી ચાલુક્ય પુલકેશી ૧ લાએ વાતાપી (બદામી)માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. હરિવર્માથી મોટી

શાખા બંધ પડી, જ્યારે નાની શાખા કૃષ્ણવર્માના સમયમાં અસ્ત પામી.

આ પછી ત્રણસો વર્ષ બાદ બનવાસી અને હંગલ( જિ. ધારવાડ, મૈસૂર )ના સંયુક્ત પ્રદેશ ઉપર રાજ્ય કરનાર કદંબવંશ વિશે જાણવામાં આવ્યું છે, જેનો છટ્ટિવેદંગદેવ (ઈ. સ. ૯૬૭-૯૮૦) પહેલો જ્ઞાત રાજા છે. એના પછી એનો પુત્ર ચટ્ટદેવ(ઈ. સ. ૯૮૦-૧૦૩૧) ગાદીએ આવ્યો તેણે પશ્ચિમી ચાલુક્ય તૈલ ૨ જાને રાષ્ટ્રકૂટ શાસનનો પરાભવ કરવામાં મદદ કરી હતી. એના વંશમાં આગળ જતાં કીર્તિદેવ (ઈ. સ. ૧૧૫૧-૮૦) સત્તા ઉપર આવ્યો, જેણે પશ્ચિમી ચાલુક્યોની સત્તા સ્વીકારી હતી. એની પાસેથી કલચુરિઓએ બનવાસી પ્રદેશ પડાવી લીધો અને એને ખંડિયો બનાવ્યો. એના પછી કામદેવ (ઈ. સ. ૧૧૮૦-૧૨૧૧) સત્તા ઉપર આવ્યો, જેણે હોયસાળોની સાથેના વિગ્રહોમાં કલચુરિઓને મદદ કરી હતી. કાવદેવે (ઈ. સ. ૧૨૬૦-૧૩૫૦) દેવગિરિના યાદવોનું આધિપત્ય સ્વીકાર્યું હતું. મલિક કાફૂરે આક્રમણ કરી કંદબરાજ્યને પાયમાલ કરી નાખ્યું હતું, કાવદેવ પછી જાણવામાં આવેલ પુરંદરરાય (ઈ. સ. ૧૩૧૫-૪૭) નો વિજયનગરના હરિહરના નાના ભાઈ મારપે પરાજય કરી કદંબરરાજ્યવંશને બનવાસી-હંગલ પ્રદેશમાંથી નામશેષ કરી નાખ્યો.

(૨) ગોવાની શાખા

બનવાસી-હંગલના કદંબરાજ્યવંશની સમાંતર કહી શકાય તેવો ગોવાનો કદંબવંશ પણ હતો. આ વંશનો કંટકાચાર્ય કિંવા ષષ્ઠ ૧ લો (ઈ. સ. ૯૬૬-૯૮૦) પહેલો રાજવી જાણવામાં આવ્યો છે, જેનું કોંકણમાં શાસન હતું. ઇતિહાસમાં કેટલીક વાર આને ‘ગોવાના કદંબ’ કહ્યા છે, કારણ કે પાછળથી ગોવા રાજધાની હતું. એનો નાગવર્મા, એનો ગૂહલ્લદેવ અને એનો ષષ્ઠરાજ કે ષષ્ઠ ૨ જો (ઈ. સ. ૧૦૦૫-૫૦) થયો, જે પ્રતાપી રાજવી હતો.[૨૪૩] આ ષષ્ઠદેવના ઉત્કીર્ણ લેખોમાં ‘ચટ્ટ’ ‘ચટ્ટલ’ અને ‘ચટ્ટય’ એવાં નામ પણ મળે છે.[૨૪૪] પિતાએ કરેલા આરંભને એણે ઉપાડી લઈ રાજ્યને બળવાન કરવામાં ઠીક ઠીક જહેમત ઉઠાવી હતી અને આખા કોંકણ ઉપર પ્રભુત્વ સ્થાપી લીધું હતું. દક્ષિણના શિલાહારો સાથે એના વિગ્રહ થયેલા હતા, જેમાં એનો આશય એમના ઉપર પ્રભુત્વ સ્થાપવા પૂરતો હતો, જેમાં એને સફળતા મળી.

પિતા પુત્ર બેઉએ જુદે જુદે સમયે સૌરાષ્ટ્રમાં સોમનાથની યાત્રા કરી હતી. ગૂહલ્લદેવ પોતાની રાજધાની ચંદ્રપુરથી દરિયાવાટે નીકળતાં તોફાનમાં ફસાયો અને નજીકના બંદર ગોવાનો એને આશ્રય કરવો પડ્યો. અહીંના મહમૂદ નામના એક મુસ્લિમ સમૃદ્ધ પ્રજાજને આ રાજાને સારી એવી આર્થિક મદદ પણ કરી

અને રાજાએ સોમનાથની યાત્રા સિદ્ધ કરી. એ જ પ્રમાણે ષષ્ઠદેવે પણ પોતાના સમયમાં દરિયાવાટે આ યાત્રા સિદ્ધ કરી. એણે કપૂરના ભાવ નીચા ચલાવ્યા, એ માટે કે સામાન્ય માનવી પણ દેવની પૂજામાં એનો છૂટે હાથે ઉપયોગ કરી શકે.

ષષ્ઠદેવના સમયમાં ગોવા હાથ આવી ગયું હતું અને ત્યાં રહી એનો પુત્ર જયકેશી ૧ લો(ઈ. સ. ૧૦૫૦–૮૦) દરિયાપારના દૂર દૂરના વેપારીઓ પાસેથી જકાત મેળવતો હતો. પિતાના સમયમાં સમૃદ્ધ થયેલા ગોવાને જયકેશીએ વધુ સમૃદ્ધ કર્યું હતું. એણે દક્ષિણના શિલાહારોની એક વખતની રાજધાની ગોવાને પોતાની રાજધાની બનાવ્યું. નોંધપાત્ર એ છે કે આ જ ચંદ્રપુરના કદંબરાજ જયકેશીની કુંવરી મયણલ્લાનાં લગ્ન ગુજરાતના ચૌલુક્ય કર્ણદેવ સાથે થયાં હતાં, જેમાં સિદ્ધરાજ જયસિંહનો જન્મ થયો હતો.[૨૪૫] આ જયકેશી લાટ સુધી પણ ચડી આવ્યો હતો.[૨૪૬] એના પછી એનો પુત્ર ગૂહલ્લદેવ ૩ જો(ઈ. સ. ૧૦૮૦–૧૧૦૦), એના પછી નાનો ભાઈ વિજયાદિત્ય (ઈ. સ. ૧૧૦૦–૧૧૦૪), એના પછી એનો પુત્ર જયકેશી ૨ જો(ઈ. સ. ૧૧૦૪–૧૧૪૮) આવ્યો, જે ઘણો પરાક્રમી નોંધાયો છે. આ પૂર્વે વિજયાદિત્યે શિલાહારવંશના મલ્લિકાર્જુનને કોંકણનો થોડો પ્રદેશ પાછો આપ્યો હતો, જ્યાં એણે કદંબવંશના ખંડિયા તરીકે રાજ્ય શરૂ કર્યું હતું.

જયકેશી પછી એનો પુત્ર પરમર્દી ઉર્ફે શિવચિત્ત (ઈ. સ. ૧૧૪૮–૧૧૮૧) આવ્યો હતો. એ એની રાજધાની ગોવામાં રહેતો હતો.[૨૪૭]

શિવચિત્તનો ભાઈ વિષ્ણુચિત્ત ઉર્ફે વિજયાદિત્ય ૨ જો (૧૧૪૮–૧૧૮૮) જોડિયો રાજા લાગે છે, જેણે શિવચિત્તના મૃત્યુ પછી સ્વતંત્ર સત્તા ધારણ કરી હતી. પશ્ચિમી ચાલુક્યોનો ઈ. સ. ૧૧૫૬ માં અંત આવ્યો ત્યાંસુધી શિવચિત્ત એમનો ખંડિયો હતો. પછી હોયસાળના વીર બલ્લાળ ૨ જાનું આધિપત્ય સ્વીકારી લીધું હતું. વિજયાદિત્યના અંત સમયે હંગલના કદંબરાજ કામદેવે ગોવાના કદંબ-વંશને ખંડિયો બનાવ્યો હતો. વિક્રમાદિત્યના પુત્ર જયકેશી ૩ જાએ(ઈ. સ. ૧૧૮૮–૧૨૧૫) સત્તા ઉપર આવતાં સ્વતંત્રતા ધારણ કરી લીધી હતી. એના પછી સોવદેવ ઉર્ફે ત્રિભુવનમલ્લ (ઈ. સ. ૧૨૧૬–૩૮) સત્તા ઉપર આવ્યો હતો, જેણે સ્વતંત્રતા સાચવી રાખી હતી, માત્ર રાજ્યકાલના અંતભાગમાં દેવગિરિના યાદવોને હાથે સહન કરવાનું આવ્યું હતું. દેવગિરિના યાદવો આસપાસના પ્રદેશમાં પ્રભુત્વ જમાવવામાં પડયા હતા. એવા એક વિગ્રહમાં ત્રિભુવનમલ્લે પ્રાણ ગુમાવ્યા. એની પછી આવેલા એના પુત્ર ષષ્ઠદેવ ૩ જાને મોટા ભાગની સત્તા ગુમાવવી પડી હતી. દસેક વર્ષ બાદ એણે પોતાના બનેવી કામદેવની મદદથી કેટલોક ભાગ પાછો

મેળવ્યો હતો. એ થોડા જ સમયમાં ગુજરી જતાં એના બનેવી કામદેવે સત્તા હાથ ધરી અને આમ ગોવાના કદંબવંશની પણ ઇતિશ્રી થઈ.[૨૪૮]

## પાદટીપો

૧. प्रबन्धचिन्तामणि, पृ. १८, १९　　　　२. द्वयाश्रय काव्य, ५–११ थी १२७

૩. જંબુમાલી નદી ( સંભવતઃ 'ભાદર')ને કાંઠે આટકોટ પાસે લાખાનો પાળિયો પણ કહેવામાં આવ્યો છે, જે માત્ર ખાંભીના રૂપમાં છે, ઉપર કોઈ અક્ષરો નથી. આ દ્વયાશ્રય કાવ્યની પરંપરાએ ધારી લેવામાં આવેલું હોય એ વધુ સંભવિત છે. પાળિયાની માહિતી માટે જુઓ આત્મારામ કે. દ્વિવેદી, "કચ્છદેશનો ઇતિહાસ," પૃ. ૧૫. (દ્વિવેદીએ ત્યાં લાખાના મૃત્યુનો દિવસ શાકે ૯૦૧ ના કાર્તિક સુદ ૩, ઈ. સ. ૯૭૯ આપેલ છે.)

૪. James Burgess, *Report on the Antiquities of Kathiawod and Kachh.*, p. 199　　　　૫. *Ibid.*, p. 197

૬. ભૂજની પૂર્વે માધાપુરમાં પણ એક નાની ટેકરી ઉપર આ ઘોડેસવારોનાં પૂતળાંઓનું સ્થાન છે, તેમ ભૂજમાં પણ એક લત્તામાં એક મકાનમાં થોડાં પૂતળાં છે, તો મુંદ્રા તાલુકાના છસરામાં પણ એક મકાનમાં છે.

૭. James Burgess, *op. cit.*, p. 199

૮. આ. કે. દ્વિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૧૭–૧૮, ભીમદેવ ૧ લાનાં કચ્છમંડળનાં ત્રણ તામ્રશાસન મળ્યાં છે. જુઓ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ", ગ્રંથ ૩, પ્ર. ૮. પૃ. ૩૮

૯. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", લેખ નં. ૧૪૪ બ, પૃ. ૧૯૦

૧૦. આ કે. દ્વિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૧૮–૧૯ અને ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત નં. ૨૧૯ અ, પૃ. ૨૦૯

૧૧. જાડેજાઓમાં કુંવરીઓને દૂધ પીતી કરવાનો ચાલ લાખા જાડેજાથી શરૂ થયો કહેવાય છે, જમાઈઓ શોધવાની મુશ્કેલીને કારણે. જુઓ આ. કે. દ્વિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૩.

૧૨. આ. કે. દ્વિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૧૯–૨૦　　　　૧૩. ગ્રંથ ૩, પૃ. ૧૪૬

૧૪. H. Wilberforce–Bell, *History of Kathiawod.*, p. 55

૧૫. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," પૃ. ૧૫૦

१६. द्वयाश्रय काव्य, ५–१२९ थी १३१

૧૭. H. Wilberforce–Bell, *op. cit.*, p. 55

१८. विविधतीर्थकल्प, ̣ १०

१९. द्वयाश्रय काव्य, ५–१२७; प्रबन्धचिन्तामणि, पृ. १९

૨૦. કે. કા. શાસ્ત્રી, 'લાખો ફુલાણી અને કેરા-કોટ', "ગુજરાત" —દીપોત્સવાંક ( સં. ૨૦૨૩ ), પૃ. ૧૯૦

૨૧. H. Wilberporce-Bell, *op. cit.*, pp. 57-58, વિલ્બરફોર્સ-બેલ 'વીરમદેવ' નામ આપે છે, શ્રી. શંભુપ્રસાદ હ. દેશાઈ 'અનંતસેન ચાવડો' નામ આપે છે, એ વધુ શ્રદ્ધેય લાગે છે. "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" (૨ જી આવૃત્તિ), પૃ. ૨૨૦-૨૨૪

૨૨. શંભુપ્રસાદ દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૭-૨૮. જાસલનાં લગ્ન શ્રી. દેશાઈ જૂનાગઢમાં ગોઠવાયાનું લખે છે, એ અને નગારાનો પ્રસંગ દંતકથાથી વધુ મૂલ્ય ધરાવતાં નથી.

૨૩. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૮

૨૪. શં. હ. દેશાઈ, "પ્રભાસ અને સોમનાથ", પૃ. ૧૮૬, ૧૮૭

૨૫. H. Wilberporce-Bell, *op. cit.*, pp. 68-69, અને શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૮૬ વગેરે

૨૬. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", લેખ નં. ૧૫૫, પૃ. ૬૨

૨૭. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૯૪

૨૮. H. Wilberforce-Bell, *op. cit.*, p. 65

૨૯. *Ibid.*, pp. 65, 68

૩૦. *Ibid.*, p. 68

૩૧. ગ્રંથ ૪, પૃ. ૫૦

૩૨. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૭૩

૩૩. એજન, પૃ. ૨૭૭

૩૪. એજન, પૃ. ૨૭૮

૩૫. એજન, પૃ. ૨૭૮

૩૬. અહીંથી ચૂડાસમા-રાજવીઓની વિગતનો મુખ્ય આધાર શં. હ. દેશાઈ "સૌરાષ્ટ્રનો ઇતિહાસ", પૃ ૨૩૪થી ૩૧૩

૩૭. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, pp. 189-90. શ્રી. મજૂમદાર મુસ્લિમ અને હિંદુ જૈન ગ્રંથોની સહાયથી ઈ. સ. ૧૨૯૯ અને ઈ. સ. ૧૩૦૪ એમ બે વાર મુસ્લિમ આક્રમણ બતાવે છે.

૩૮. શં. હ. દેશાઈ, "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" (૨ જી આ.), પૃ. ૨૯૯.૨૯૮-૩૦૧ માં શ્રી. દેશાઈએ 'જગતસિંહ'ને 'રાઠોડ' કહ્યો છે, પણ એવું નથી, જગતસિંહના ભાઈ અરિસિંહનો પુત્ર વિજયાનંદ તો રાઠોડ ભીમસિંહની પુત્રી નાગલદેવીને પરણે છે– એમ એક જ વંશમાં લગ્ન ન હોય.

૩૯. ગિ. વ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", લે. નં. ૨૨૫, પૃ. ૯૯-૧૦૧

૪૦. એજન, લેખ નં. ૨૨૨ અ, પૃ. ૨૧૪

૪૧. *Epigrahia Indica*, Vol. XXVI, pp. ff. 222-226

૪૨. *Ibid.*, Vol. XXI, pp. 5-11

૪૩. *Ibid.*, Vol, XXVI pp. 200, 204, 213, 219, 223

૪૪. द्वयाश्रय काव्य, ૪-૮૬

૪૫. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૬૫

૪૬. જગજીવન કા. પાઠક, "મકરધ્વજવંશી મહીપમાળા," પૃ. ૧૧૮

૪૭. द्वयाश्रय काव्य, ૮-૪૦ થી ૧૨૫

૪૮. જ. કા. પાઠક, ઉપર્યુક્ત, પૃ. ૧૧૯-૨૦

૪૯. D. B. Diskatkar, *Inscriptions of Kathiawad*, No. 2, p. 686

૫૦. *Ibid*, No. 3, 5, p. 687

૫૧. જ. કા. પાઠક, ઉપર્યુક્ત, પૃ. ૧૧૯-૨૦

પર. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, નં. ૨૧૫ અ, પૃ. ૨૦૩
૫૩. એજન, ખં. ૨૧૬ થી, પૃ. ૨૦૬
૫૪. D. B. Diskalkar, *op. cit.*, No. 11, p. 692
૫૫. *Ibid.*, No. 14., No. 13 and p. 693
૫૬. *Ibid.*, No. 15 p. 694
૫૭. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, લેખ નં. ૨૨૨ અ, પૃ.૨૧૪
૫૮. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૮૫-૮૬
૫૯. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, લેખ નં. ૧૬૩, પૃ. ૧૦૪-૧૦૯
૬૦. એજન, લેખ નં. ૨૧૮ (૧ લી પ્રશસ્તિ), પૃ. ૬૭-૬૯
૬૧. હરિશંકર પ્ર. શાસ્ત્રી, 'પ્રભાસપાટણના વાજા રાજવંશનો ઇતિહાસ', "ઊર્મિ અને નવરચના", અંક ૫૦૧, ડિસેમ્બર, ૧૯૭૧, પૃ. ૬૪૫

શ્રી. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, લેખ નં. ૨૧૮ ની બીજી પ્રશસ્તિમાં राज० श्री छाडा એ અક્ષરોને સ્થાને राज लाडाणरिव એવા અક્ષરો છપાયા છે, પૃ. ૭૪૭. અહીં શાસ્ત્રી હ. પ્ર. તરફથી ફરી થયેલા વાચનનું પરિણામ राज० श्री छाडा છે. શાસ્ત્રી णरिव ને માટે 'ત્રણ અક્ષરો બહુ ઝાંખા થઈ ગયેલા હોવાથી ઉકેલી શકાયા નથી' એમ નોંધે છે; અને જૂના વંચાયેલા णरिव નો કશો અર્થ ઊભો થતો નથી જ. શાસ્ત્રીએ છેલ્લા ચાર અક્ષર उद्धहीता વાંચ્યા છે; ગિ. વ. આચાર્યમાં उद्धाटिता છે. પહેલા उद्धहीता નો કોઈ અર્થ થતો નથી.

૬૨. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત, લેખ નં. ૨૧૭ પૃ. ૬૦
૬૩. સોમનાથ પાટણના એક તૂટેલા લેખમાં (D. B. Diskalkar, *op. cit.*, No. 22, p. 729) राठौडचूडामणि: શબ્દ છે. એમાં પૂરા દસ શ્લોક પછી छोहाव અને પછી ચોથા શ્લોકમાં वाघ्छिग्गा આવે છે. એ પિતા-પુત્ર સમજાય છે. એમનો વંશ રાઠોડ હોવાનું સર્વથા શક્ય છે.

પૂર્વ વંશની વાત કરતાં શં. હ. દેશાઈને 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ' પૃ. ૨૮૬ વગેરે અને 'પ્રભાસ અને સોમનાથ', પૃ. ૨૩૦ વગેરેમાં અપાયેલા વૃત્તાંતને વાજાઓના બારોટ બડુવાના સાગર દાનજીના ચોપડાનો આધાર છે. એમાં વીજાજી ઈ. સ. ૧૨૧૪ માં પ્રભાસ આવ્યાનું મળતું લાગે છે, જેનો શ્રી. દેશાઈ પ્રતિવાદ કરી એ વર્ષ દ્વારકા આવ્યાનું કહે છે (પૃ. ૨૩૦).

૬૪. શં. હ. દેશાઈ, "પ્રભાસ અને સોમનાથ", પૃ. ૨૩૨
૬૫. D. B. Diskalkar, *op. cit.*, No. 17, p. 695
૬૬. હ. પ્ર. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૬૪૭. એને સોમનાથ પાટણના વર્ષ વિનાના લેખનો ટેકો છે. જુઓ D. B. Diskalkar, *op. cit.*, No. 22, p. 729.
૬૭. D. B. Diskalkar, *op. cit.*, No. 23, p. 729
૬૮. *Ibid.*, No. 29, p. 735
૬૯. હ. પ્ર. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૬૪૮

૭૦. હ. પ્ર. શાસ્ત્રી, 'રા' માંડલિક અને વિજલ વાજાનો પ્રસંગ', "ઊર્મિ અને નવરચના", ઓગસ્ટ, ૧૯૭૧, પૃ. ૩૧૭. સં. ૧૩૫૧ ના એ બેઉ લેખોમાં उन्नतदुर्गे राजश्री वयजल प्रभृति

૭૦અ. D. B. Diskalkar, *op. cit.*, No. 39, p. 27

૭૦આ. *Ibid.*, No. 44, p. 33

૭૦ઇ. *Ibid.*, No. 45, p. 34 ( A. D. 1386), No. 50. p, 40 ( A. D. 1391), No. 52, p. 41 ( शिवराज, A. D. 1383 ), No. 62, p. 694 ( षिगनाषपुतर राजश्री ब्रह्मदास, A. D. 1406 )

૭૧. *Ibid.*, No. 72, p. 605

૭૨. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત નં. ૧૪૫, પૃ. ૩૧-૩૨

૭૩. D. B. Diskalkar, *op, cit.*, No. 25, p. 730

૭૪. *Ibid.*, No. 5, p. 688

'ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ' ( પૃ. ૫-૭ ) અને Prakrit and Sanskrit *Iuscriptions of kathiawad* ( p. 160 )માં આ લેખ છપાયેલો. ત્યાં એને 'ઘેલાણા' ગામની નજીકના કામનાથ મહાદેવના મંદિરનો કહ્યો છે. આ ગામનું નામ 'ઘેલાણા' નહિ, પણ 'ઢેલાણા' છે.

૭૫. શં. હ. દેશાઈ, 'માંગરોળના ગોહિલો ગુહાના વંશજ હતા અને સંભવતઃ વલભીના કુલમાંથી ઊતરી આવેલા હતા' એવું જણાવે છે (સૌ. ઇતિ., ૨ જી આ., પૃ. ૨૯૧, પા. ટી. ૨ ). આ ગૂહિલો ગમે ત્યાંથી–રાજસ્થાનમાંથી સંભવતઃ–અણહિલપુર પાટણ આવ્યા પછી સૌરાષ્ટ્રમાં આવ્યા હતા એટલું જ તારવી શકાય.

૭૬. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૯૧-૨૯૨

૭૭. એજન, પૃ. ૨૯૩

૭૮. *Bombay Gazctteer*, Vol. VIII, p. 496

૭૯. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૯૨

૮૦. એજન, પૃ. ૨૯૨, પા. ટી. ૩

૮૧. H. Wilberforce–Bell, *op. cit.*, p. 57–58

૮૨. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત પૃ. ૨૧૯

૮૩. એજન, પૃ. ૧૭૭

૮૪. એજન, પૃ. ૨૪૩

૮૫. એજન, પૃ. ૨૯૫-૯૬

૮૬. એજન, પૃ. ૧૭૭

૮૭. એજન, પૃ. ૧૭૭

૮૮. ગુ. રા. સાં. ઇતિ., ગ્રં. ૪, પૃ. ૧૩૪

૮૯. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૦-૨૧

૯૦. શં. હ. દેશાઈ, એક અન્ય મત નોંધી અનંતસેનને 'ભાદરોડ'નો ઠાકોર કહી, 'રાજસ્થાન–જૂના ( તા. બાડમેર )નો ઠાકોર અનંતરાવ હતો, તેણે કવાટને પકડેલો તે વાર્તા રાજસ્થાનમાં પ્રચલિત છે' એમ કહે છે. ઉપર્યુક્ત, પૃ. ૨૨૨-૨૩ વગેરે.

૯૧. આવૃત્તિ ૩ જી, પૃ. ૪૦૪

૯૨. H. Wilberforce-Bell, *op. cit.*, pp. 66 ff. રાજાઓનાં વર્ષ આને આધારે.

૯૨અ. *Bom. Gaz.*, Vol. VIII, p. 530

૯૩. આ. કે. દ્વિવેદી, "કચ્છ દેશનો ઇતિહાસ", પૃ. ૧૭, દ્વિવેદી 'જેસલમેર' કહે છે, પરંતુ 'જેસલમેર' તો સં. ૧૨૧૨ (ઈ. સ. ૧૧૫૬)માં વસેલું છે. એ પહેલાં તો 'લોદરવા' રાજધાની હતી, જેનો મહમ્મદ ગઝનવીએ સોમનાથ ઉપર ચડી આવ્યો ત્યારે નાશ કર્યો હતો.

૯૪. ગિ. વ. આચાર્ય, ઉપર્યુક્ત નં. ૨૪૩, પૃ. ૬૩-૬૪

૯૫. D. B. Diskalkar, *op. cit.*, No. 4, p. 687

૯૬. *Ibid.*, No. 27, p. 732–733

૯૭. R. C. Majumdar, *op. cit.*, p. 192

૯૮. द्वयाश्रय, ६–१ थी १६. कीर्तिकौमुदी ( २–२ ) બારપ્પને માર્યાનો યશ મૂલરાજને આપે છે. દુર્ગાશંકર શાસ્ત્રી એમ માને છે કે લાટનો કબજો મળ્યો નહોતો, બારપ્પના હાથીઓ ભેટ મળ્યા હતા ( ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૭ની પાદટીપ ૨ )

૯૯. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, p, 35

૧૦૦. द्वयाश्रय काव्य, ७–५८; *N. D. M. G.*, p. 52

૧૦૧. દુ. કે. શાસ્ત્રી, ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, પૃ. ૧૮૯; A. V. Pandya, *New Dynasties of Medival Gujarat*, p. 52

૧૦૨. *Ibid.*, p. 52

૧૦૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૦-૧૯૨

૧૦૪. *Epigraphia Indica*, Vol, XXXIII, pp. 192 f.

૧૦૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૧-૧૯૨

૧૦૬. A. V. Pandya, *op. cit.*, p. 53. ત્રિલોચનપાલનું શક વર્ષ ૯૭૨ નું દાન-શાસન, શ્લોક ૨૭ના આધારે. उदयसुन्दरीकथाना આરંભમાં જણાવ્યા મુજબ લાટરાજ વત્સરાજની પ્રેરણાથી કવિ સોડ્ઢલે એ 'ચંપૂ'ની રચના કરી હતી. એ આ વત્સરાજ છે. એ પરમાર ભોજદેવનો સામંત હશે ( *Ibid.*, p. 52 ).

પરમાર મહારાજાધિરાજ ભોજદેવના આધિપત્ય નીચે અગાઉ સં. ૧૦૬૭ ( ઈ. સ. ૧૦૧૧ )માં મહારાજ–પુત્ર વત્સરાજે મોહડવાસક ૭૫૦ મંડલમાંથી ભૂમિ-દાન આપેલું ( *E. I.*, XXXIII, pp. 192 f. ) તે વત્સરાજ આ હોઈ શકે, તો રાજપુત્ર તરીકે ત્યારે એણે એ મંડલનો ભોગવટો કર્યો લાગે છે.

૧૦૭. H. C. Ray, *Dynastic History of Northern India*, Vol. II, p. 869

૧૦૮. દુ. કે. શાસ્ત્રી, ગુ. મ. રા. ઇ., પૃ. ૪૩૫ની પાદટીપ ૧ માં સિંહને લાટદેશનો મંડલેશ્વર કહે છે; ઘણું કરી એ ભીમદેવ ૧ લાનો સામંત હોવાની શક્યતા છે.

૧૦૯. A. V. Pandya, *op. cit.*, p. 54

૧૧૦. કર્ણદેવે વિ. સં. ૧૧૩૧( ઈ સ. ૧૦૭૪ )માં નાગસારિકા( નવસારી )વિષયમાંથી ગામનું દાન દીધેલું; મંડલેશ્વર દુર્લભરાજે એ દાન પોતાના નામે કરવાનો વિશેષ પ્રયત્ન કરેલો એવું એના શક વર્ષ ૯૯૬( ઈ. સ. ૧૦૭૪ )ના દાનશાસનથી સમજાય છે. જુઓ : ગુ. એ. લે, લેખ નં. ૧૪૨, પૃ. ૨૨-૩૩

૧૧૧. A. V. Pandya *op. cit.*, p. 58

૧૧૨. *Ibid.*, p. 58

૧૧૩. *Ibid.*, p. 60　　૧૧૪. *Ibid.*, p. 58
૧૧૫. *Ibid.*, p. 58　　૧૧૬. *Ibid.*, p. 58
૧૧૭. *Ibid.*, p. 59　　૧૧૮. *Ibid.*, p. 60
૧૧૯. દુ. કે. શાસ્ત્રી. ઉપર્યુક્ત, પૃ. ૪૩૫ (પાદટીપ)
૧૨૦. A. K. Majumdar, *op. cit.*, p. 148. એઓ ટેકો મેળવવાનું લખે છે; શક્ય છે કે એ સામંત-પદ હશે.
૧૨૧. *Ibid.*, pp. 149, 150
૧૨૨. A. V. Pandya, *op. cit.*, pp. 7–10
૧૨૩. *Ibid.*, p–9 (lines 32–33)　　૧૨૪. *Ibid.*, p. 9 (lines 32–33
૧૨૫. *Ibid.*, p. 8 (lines 2–3)　　૧૨૬. *Ibid.*, p. 8 (lines 5–17
૧૨૭. *Ibid*, p–63; પ્રતાપસિંહના પટનારાયણ ઉત્કીર્ણ લેખ (વિ. સં. ૧૩૪૪–ઈ. સ. ૧૨૮૮) અને સમરસિંહના (વિં. સં. ૧૩૧૧–ઈ. સ. ૧૩૫૫)ના આબુના લેખથી ઈ. સ. ૧૨૮૫ આસપાસ થયેલા તુરુષ્કોના હુમલા સાથે આનો સંબંધ શક્ય છે.
૧૨૮. ગુ. ઐ. લે., લેખ નં. ૨૪૩, પૃ. ૬૩–૬૪
૧૨૯. सुरथोत्सव, १५–३५, ३६
૧૩૦. જુઓ આ પૂર્વે પા. ૧૬૨.
૧૩૧. A. V. Pandya, *op. cit.*, p. 8. પૃ. ૬૩ ઉપર પંડ્યાએ ભીમદેવ ૨ જાના સમયનાં ગોદ્રહક-લાટદેશ-મરુના નાથો સાથેના વિગ્રહમાં જેસલને ભાગ લેતો માન્યો છે, જે સમયની દૃષ્ટિએ જેસલને માટે અસંભવિત લાગે છે.
૧૩૨. *Ibid.*, pp. 67 f.
૧૩૩. ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ ૧, પૃ. ૩૭૯–૮૦
૧૩૪. प्रबन्धचिन्तामणि, पृ. ५५
૧૩૫. અત્યારના સંસ્કાર કેંદ્રવાળા ભાગમાં જે ટીંબા હતા તે ખોદી નાખવામાં આવ્યા ત્યારે જૂના સ્થાપત્યના પથ્થરો–મૂર્તિઓ વગેરે મળ્યાં હતાં, ત્યાં એણે એ મંદિર બંધાવ્યું હોય. જયંતદેવીનું મંદિર અને કર્ણેશ્વર મંદિર પેલે પાર, સાબરમતીના પૂર્વ તટે આવ્યાં હશે. પ્ર. ચિ. પ્રમાણે કર્ણે વસાવેલી કર્ણાવતી કર્ણસાગર તળાવથી શોભાયમાન હતી ( प्र. चिं, पृ. ५५ )
૧૩૬. *Epigraphia Indica.*, Vol. VIII, p. 211
૧૩૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૯૫–૯૬ અને उदयपुर राज्यका इतिहास, पृ. १४५
૧૩૮. सुरथोत्सव, १५–३२ ની ટીકા　૧૩૯. उदयपुर राज्यका इतिहास, पृ. १४६
१४०. डूंगरपुर राज्यका इतिहास, पृ. ४८–४९　　१४१. हम्मीरमदमर्दन, पृ. २७
૧૪૨. *Indian Autiquary*, Vol. VI, p. 210
१४३. विविधतीर्थकल्प, पृ. १०
१४४. उदयपुर राज्यका इतिहासમાં ગૌ. હી. ઓઝાએ કટચ્છુરિએ હરાવ્યાનું લખ્યું છે

( पृ. १४९ ), परंतु डूंगरपुर राज्यका इतिहासમાં ગુજરાતવાળાઓએ સામંત-સિંહને હરાવી મેવાડમાંથી નસાડયાનું લખ્યું છે ( પૃ. ૪૯ ).

१४५. डूंगरपुर राज्यका इतिहास, पृ. ५१

૧૪૬. આવી 'પરમાર'ની ચમત્કારિક ઉત્પત્તિ 'ઉદયપુરપ્રશસ્તિ' ( *E. I.*, Vol. I, p. 236 ), નાગપુરનો શિલાલેખ ( *Ibid.*, Vol. II, p. 180 ), પૂર્ણપાલનો વસંતગઢનો ઉત્કીર્ણ લેખ ( *Ibid.*, Vol. IX, p. 11 ), આંક ૧ અને ૩ ના આબુના લેખ ( *Ibid.*, Vol. VIII, p. 200 ), અચલેશ્વર મહાદેવના મંદિરનો લેખ ( *I. A.*, Vol. XLIII, p. 193, footnote 2 ), પઢનારાયણનો લેખ ( *Ibid.*, Vol. XLV, p. 77 ), પરમાર ચામુંડરાજનો અર્થૂણાનો લેખ ( . , V. XIV, p. 295 ) અને આબુનો લેખ ( *Ibid.*, Vol. IXV, p. 148 )—આ અભિલેખોમાં પણ મળે છે.

૧૪૭. Ganguli, *History of Parmar Dynasty*, pp. 18–19

१४८. गौ. ही. ओझा, राजपूतानेका इतिहास, पृ. १८४

૧૪૯. શ્રી. ગાંગુલી પણ એવું માને છે ( *op. cit.*, p. 22 )

૧૫૦. ગુ. ઐ. લે., લેખ ૨૩૭, પૃ. ૪૦-૫૦

૧૫૧. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૫૫

૧૫૨. ગુ. ઐ. લે., લેખ ૨૩૭, પૃ. ૪૦-૫૦

૧૫૩. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૫૩

૧૫૪. A. K. Majumdar, *op. cit.*, p. 31

૧૫૫. *Ibid.*, p. 35

૧૫૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૯૨

૧૫૭. એજન, પૃ. ૨૧૮

૧૫૮. એજન, પૃ. ૨૩૧

१५९. गौ. ही. ओझा, उपर्युक्त, ग्रं. १, पृ. १९५

१६०. एजन, पृ. १९७

१६१. एजन, पृ. १९८

१६२. एजन, पृ. १९९

१६३. एजन, पृ. २००

૧૬૪. ગુ. મ. રા. ઇ., પૃ. ૪૬૨

૧૬૫. એજન, પૃ. ૪૮૧

१६६. गौ. ही. ओझा, उपर्युक्त, पृ. २०४–५

૧૬૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૬૯-૭૦. આ પૂર્વે ધરણીવરાહે મૂલરાજને પણ એક પ્રસંગે સહાય કરી હતી. પૃ. ૧૭૧

१६८. गौ. ही. ओझा, उपर्युक्त., पृ. १७१

१६९. एजन, पृ. १७२

૧૭૦-૧૭૧. A. K. Majumdar, *op. cit.*, p. 49

૧૭૨. એના ઈ. સ. ૧૦૪૨ ( વિ. સં. ૧૦૯૯ )ના બે અને ઈ. સ. ૧૦૪૫ ( વિ. સં. ૧૧૦૨ )નો એક એમ ત્રણ શિલાલેખ મળ્યા છે. ( गौ. ही. ओझा, उपर्युक्त, पृ. १७४; ગુ. મ. રા. ઇ., પૃ. ૨૨૫ )

૧૭૩. એના સમયના ઈ.સ. ૧૦૬૦ ( વિ. સં. ૧૧૧૭ ) અને ઈ. સ. ૧૦૬૬ ( વિ. સં. ૧૧૨૩ )ના બે લેખ મળ્યા છે ( गौ. ही. ओझा, उपर्युक्त, पृ. १७४ ).

१७४. द्वयाश्रय काव्य, १६–३३, ३४

१७५. गौ. ही. ओझा, उपर्युक्त, पृ. १७५; A. K. Majumdar, *op. cit.*, pp. 110–111
૧૭૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૪૬
१७७. गौ. ही. ओझा, उपर्युक्त, पृ. १७६　　　१७८. एजन, पृ. १७६–७७
१७९. एजन, पृ. १७८; ગુ. મ. રા. ઇ., પૃ. ૩૯૫
१८०. गौ. ही. ओझा, उपर्युक्त, पृ. १७९–८०　　　१८१. एजन, पृ. १८०
१८२. एजन, प. २०६　　　१८३. एजन, पृ. २०८
૧૮૩અ. R. C. Majumdar, *Struggle for Empire*, pp. 73–74
૧૮૪–૧૮૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૫૨૬
१८६. गौ. ही. ओझा, उर्पुक्त, प. १८२; ત્યાં આબુના મહીપાલને જ દેવરાજ કહ્યો છે.
૧૮૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૮૧
૧૮૮. એજન, પૃ. ૩૮૧–૮૨; A. K. Majumdar, *op. cit.*, p. 111
૧૮૯. R. C. Majumdar, *op. cit.*, p. 73
१९०. गौ. ही. ओझा, उपर्युक्त, . १८२
૧૯૧. R. C. Majumdar, *op. cit.*, p. 73
૧૯૧અ. H. C. Ray, *op. cti.*, Vol. II, pp. 1053–54
૧૯૧આ. *Ibid.*, pp. 1061–62　　　૧૯૧ઇ. *Ibid.*, pp. 1065–67
૧૯૨. *Ibid.*, p. 1068; R. C. Majumdar, *op. cit.*, p. 81
૧૯૩. R. C. Majumdar, *op. cit.*, pp. 81–82
૧૯૪. એચ. સી. રાય, સારંગ નામનો ઘોડો આપ્યાનું કહે છે, જ્યારે આર. સી. મજૂમદાર ઘોડેસવાર સેના આપ્યાનું લખે છે. સ્વ. દુ. કે. શાસ્ત્રી પણ ઘોડાનું જ કહે છે. (જુઓ અનુક્રમે : H. C. Ray, *op. cit.*, p. 1070; R. C. Majumdar, *op. cit.*, p. 82; ગુ. મ. રા. ઇ., પૃ. ૨૩.)
૧૯૫. R. C. Majumdar, *op. cit.*, p. 82　　　૧૯૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૩૯
૧૯૭. R. C. Mafumdar, *op. cit.*, pp. 82–83　　　૧૯૮. *Ibid.*, p. 104
૧૯૯. A. K. Majumdar, *op. cit.*, p. 127
૨૦૦. R. C. Majumdar, *op. cit.*, p. 83　　　૨૦૧. *Ibid.*, p. 104
૨૦૨. A. K. Majumdar, *op. cit.*, pp. 140–140
૨૦૩. *Ibid.*, p. 142　　　૨૦૪. R. C. Majumdar, *op. cit.*, p. 84
૨૦૫. *Ibid.*, pp. 85–86　　　૨૦૬. H. C. Ray. *op. cit.*, pp. 1105–1106 અશોકકુમાર મજૂમદાર (*op. cit.*, p. 40) પર નોંધે છે કે મહેંદ્રે પોતાની મોટી કન્યા દુર્લભાનો સ્વયંવર કર્યો હતો તેમાં દુર્લભાએ દુર્લભરાજને પસંદ કર્યો હતો. આ સંબંધે નાની બહેન લક્ષ્મીનાં લગ્ન નાના ભાઈ નાગરાજ સાથે

થયાં હતાં, પરંતુ પછી એઓ જણાવે છે કે હેમચંદ્રે દ્વયાશ્રયમાં આપેલો આ બનાવ બનાવટ લાગે છે.

૨૦૭. R. C. Majumdar, *op. cit.*, p. 86; H. C. Ray, *op. cit.*, p. 1106

૨૦૮. H. C. Ray, *op. cit.*, p. 1108

૨૦૯. R. C. Majumdar, *op. cit.*, p. 86
પરંતુ અશોકકુમાર મજુમદાર કર્ણ ક્યાંક બીજે રોકાયેલો હશે ત્યારે આ બનાવની શક્યતા જુએ છે (A. K. Majumdar, *Op. cit.*, p. 60).

૨૧૦-૨૧૧. R. C. Majumdar, *op. cit.*, p. 86

૨૧૨. *Ibid.*, p. 87

૨૧૩. *Ibid.* p. 87

૨૧૪. *Ibid.*, pp. 87-88

૨૧૫. ગ્રંથ ૩, પૃ. ૧૫૫-૧૬૪

२१६. भारतके प्राचीन राजवंश, ग्रं. ३, पृ. ९२

२१७. एजन, पृ. ९२; પરંતુ શ્રી. વિશ્વેશ્વરનાથ આ ધરણીવરાહને 'મારવાડને પડિહાર' પ્રતીહાર) કહે છે એ બરોબર નથી. જુઓ ગુ. મ. રા. ઇ., પૃ. ૧૭૧.

૨૧૮. A. K. Majumdar, *op. cit.*, p. 82

૨૧૯. R. C. Majumdar, *op. cit.*, p. 86

२२०. भारतके प्राचीन राजवंश, ग्रं. ३, पृ. १११

२२१. एजन, पृ. ११९-२०

२२२. द्वयाश्रय काव्य (૫-૧૨૭)માં તો મૂલરાજે સૌરાષ્ટ્રમાં જ લાખાને યુદ્ધમાં માર્યાનું મળે છે. આ સ્થલ ગોંડળ નજીકનું આટકોટ કહેવાય છે, પરંતુ હવે એ સિદ્ધ થઈ ચૂક્યું છે કે મૂલરાજે કચ્છ ઉપર ચડાઈ કરી લાખાની રાજધાની કેરા-કોટના યુદ્ધમાં લાખાને માર્યો.

२२३. भारतके प्राचीन राजवंश, ग्रं. ३, पृ. १२३

૨૨૪. આ વંશની વિગત માટે જુઓ, H. C. Ray, *op. cit.*, Vol. II. pp. 665-636

૨૨૫. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૯૭

૨૨૬. એજન, પૃ. ૨૯૯

૨૨૬અ. જુઓ ગુ. રા. સાં. ઇ., ગ્રં. ૪, પૃ. ૭૨

૨૨૭. જુઓ ગ્રંથ ૩, પૃ.: ૧૪૯-૧૫૧

૨૨૯. *Ibid.*, p. 63

૨૩૦. A. K. Majumdar, *op. cit.*, p. 59

૨૩૧. *Ibid.*, p. 77

૨૩૨. R. C. Majumdar, *op. cit.*, pp. 63-64

૨૩૩. આ વંશની વિગત માટે જુઓ R. C. Majumdar, *op cit*, pp. 185-197.

૨૩૪. જુઓ ઉપર પૃ. ૯૭.

૨૩૫. R. C. Majumdar, *op. cit.*, p. 184

૨૩૬. દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ, પૃ. ૨૦૩-૨૦૪

૨૩૭. ગુ. મ. રા. ઇ., પૃ. ૩૪૭-૪૯ ૨૩૮. એજન, પૃ. ૩૫૦

૨૩૯. આ વંશ માટે જુઓ R. C. Majumdar, *op. cit.*, pp. 161–179

૨૪૦ દક્ષિણના આ કલ્યાણીના ચાલુક્યોની વિગતના મુખ્ય આધાર માટે જુઓ R. C. Majumdar, *op. cit.*, pp. 161–183.

૨૪૧. આ વંશ માટે જુઓ, G. M. Moraes, *Kadambakula*, p. 93–167.

૨૪૨. G. M. Moraes, *op. cit.*, pp. 93–163

૨૪૩. *Importanat Inscriptions from Baroda Statc.*, Vol. I, pp. 64–66. 'કદંબકુલ'માં થોડી ગરબડ થયેલી છે. એમાં કેટકાચાર્યનો નાગવર્મા, એનો ગૂહલ્લદેવ ૧ લો, એનો ષષ્ઠદેવ ૧ લો કે ચતુર્ભુજ (ઈ. સ. ૯૬૬-૯૮૦), એનો ગૂહલ્લદેવ ૨ જો (ઈ. સ. ૯૮૦-૧૦૦૫) અને એનો ષષ્ઠદેવ ૨ જો (ઈ. સ. ૧૦૦૫-૧૦૫૦) આમ અપાયેલ છે. નવસારીના ઊત્કીર્ણ લેખના બળે આ ખોટું ઠરે છે. G. M. Moraes, *op. cit.*, p. 167 સામે વંશાવળી આપી છે.)

૨૪૪. G. M. Moraes, *op. cit.*, p. 173

૨૪૫. *Ibid.*, pp. 167–168 ૨૪૬. ગુ. મ. રા. ઇ., પૃ. ૨૪૫

૨૪૭. G. M. Moraes, *op. cit.*, pp. 190–198

૨૪૮. *Ibid.*, pp. 203–210

# પ્રકરણ ૯

# રાજ્યતંત્ર

સોલંકી રાજ્ય નાના રાજ્યમાંથી ધીમે ધીમે વિશાળ પ્રબળ રાજ્યમાં તથા કેટલેક અંશે સામ્રાજ્યમાં વિકસ્યું; સાથે સાથે એના રાજ્યતંત્રનો પણ વિકાસ થતો ગયો.

## રાજા

રાજ્યતંત્રમાં સર્વોપરિ સ્થાન રાજાનું હતું, સોલંકી રાજ્યની આરંભિક અવસ્થામાં રાજા 'મહારાજાધિરાજ' બિરુદ ધરાવતો.[1] આગળ જતાં એ 'પરમ-ભટ્ટારક,' 'મહારાજાધિરાજ' અને 'પરમેશ્વર'–એ ત્રણેય મહાબિરુદ ધારણ કરતો.[2] આ ઉપરાંત અમુક રાજાઓ 'ત્રૈલોક્યમલ્લ,' 'ત્રૈલોકયગંડ,' 'સિદ્ધ–ચક્રવર્તી,' 'અવંતીનાથ,' 'બર્બરકજિષ્ણુ,' 'અભિનવસિદ્ધરાજ,' 'બાલનારાયણાવતાર,' 'એકાંગવીર,' 'સમપ્ત ચક્રવર્તી,' 'અપરાર્જુન,' 'રાજનારાયણ,' 'લક્ષ્મી-સ્વયંવર,' 'માલવધરાધૂમકેતુ,' 'ભુજબલમલ્લ' જેવાં વિશિષ્ટ બિરુદ ધરાવતા.[3] એમાં અવંતીનાથ, બર્બરકજિષ્ણુ અને માલવધરાધૂમકેતુ જેવાં બિરુદો વિશિષ્ટ પરાક્રમોનાં દ્યોતક છે. વળી તેઓ ઘણી વાર 'ઉમાપતિવરલબ્ધપ્રૌઢપ્રતાપ,' 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કે 'પરમમાહેશ્વર' જેવાં ધાર્મિક બિરુદ પણ ધરાવતા.[4]

સામંત રાજાઓ 'મંડલેશ્વર' કે 'મહામંડલેશ્વર' તરીકે ઓળખાતા. ક્વચિત્ 'માંડલિક' કે 'મહામાંડલિક' કહેવાતા. ઠકરાતના માલિકો 'રાણક' (રાણો) બિરુદ ધરાવતા. મોટા સામંતો 'મહારાજ' કહેવાતા. રાણીઓ માટે 'મહારાજ્ઞી' બિરુદ મળે છે. મૂલરાજ ૧ લાના રાજ્યકાલ દરમ્યાન ચામુંડરાજે ભૂમિદાન દીધેલું તે યુવરાજ તરીકે દીધું લાગે છે, પરંતુ એમાં એને માટે 'યુવરાજ' બિરુદ પ્રયોજાયું નથી. આબુના રાજા ધારાવર્ષના સમયમાં એનો નાનો ભાઈ પ્રહ્લાદન યુવરાજ તરીકે અધિકાર ધરાવતો. ક્વચિત્ 'મહારાજપુત્ર' બિરુદ જોવામાં આવે છે.[5]

રાજાનો ઉત્તરાધિકાર સામાન્ય રીતે એના જ્યેષ્ઠ પુત્રને મળતો. જો રાજા અપુત્ર હોય તો એના નાના ભાઈને કે એ નાના ભાઈના પુત્રને રાજવારસો મળતો. સગો નાનો ભાઈ કે ભત્રીજો ન હોય તો નજીકના પિતરાઈને મળતો. કેટલીક વાર રાજાઓ પોતાના ઉત્તરાધિકારીનો રાજ્યાભિષેક કરી રાજપદથી નિવૃત્તિ લેતા.[6]

**સામંતો**

પ્રબળ રાજાએ આસપાસના રાજાઓને પોતાનું આધિપત્ય સ્વીકારવાની ફરજ પાડતા ને એ સામંતો લાગ આવ્યે સ્વતંત્ર થવા પ્રયત્નશાલી રહેતા. કેટલીક વાર વિરોધી સામંતને પદભ્રષ્ટ કરી, એની જગ્યાએ એના કુટુંબના કોઈ અન્યને સ્થાપવામાં આવતો. કેટલીક વાર સામંત પર દેખરેખ રાખવા દંડનાયક, મંડલેશ્વર કે તંત્રપાલની નિયુક્તિ કરવામાં આવતી. વફાદાર સામંતો યુદ્ધમાં પોતાના અધિપતિને સક્રિય મદદ કરતા. સામંતો અધિપતિને દ્રવ્યરૂપે તથા ભાગરૂપે કંઈ વાર્ષિક(સાંવત્સરિક) ખંડણી આપતા.[૬અ]

**રાજધર્મ**

પ્રજાનું રક્ષણ કરવું એ રાજાનો મુખ્ય ધર્મ ગણાતો. પોતાના રાજ્ય પર આક્રમણ થતાં રાજા એ આક્રમણનો સબળ સામનો કરતો ને શત્રુસૈન્યનું પ્રાબલ્ય જોતાં સામનો કરવો શક્ય ન લાગે તો જ એમાં પાછી પાની કરતો. મહત્ત્વાકાંક્ષી રાજા પોતાના રાજ્યનો વિસ્તાર કરવા તથા આસપાસનાં રાજ્યો પર પોતાનું આધિપત્ય પ્રવર્તાવવા પ્રવૃત્ત રહેતો. રાજ્યના વહીવટ માટે મોટા નાના અધિકારીઓની નિમણૂક કરતો ને પ્રજા પર વિવિધ કરવેરા નાખતો. દુકાળમાં જમીન–મહેસૂલ માફ કરતો.[૭] અન્યાયી કરવેરા કે રિવાજ દૂર કરવા મોટી આવક પણ જતી કરતો.[૮] પોતાનાં પ્રજાજનોના હિત માટે એ કોમનો ભેદભાવ ન રાખતો.

રાજા બ્રાહ્મણો, મંદિરો અને દેરાસરોને આર્થિક પ્રોત્સાહન આપતો. એને ભૂમિદાન કરી એનાં તામ્રશાસન કરાવી આપતો. રાજધાનીમાં તથા અન્ય મહત્ત્વનાં સ્થળોએ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવતો ને નવાં મંદિર બંધાવતો. જળાશયો અને કિલ્લા પણ બંધાવતો. કવિઓ તથા વિદ્વાનોને પ્રોત્સાહન આપતી વિદ્યા તથા સાહિત્યની પ્રવૃત્તિને ઉત્તેજન આપતો. ઉદ્યોગ ધંધા તથા વેપારવણજને ઉત્તેજન આપી રાજ્યની આર્થિક સંપત્તિ વધારતો.

**મહામાત્ય**

રાજાના અધિકારીઓમાં મહામાત્ય સહુથી ઉચ્ચ સ્થાન ધરાવતો. ઘણા અભિલેખોમાં તે તે સમયના રાજાના નિર્દેશ પછી તે તે સમયના મહામાત્યનો પણ નિર્દેશ આવે છે. રાણા વીરધવલના રાજ્યમાં મહામાત્ય વસ્તુપાલ તથા તેજપાલ ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવતા. મહામાત્યો શ્રીકરણાદિ કરણો(અધિકરણો)ના સર્વ મુદ્રા વ્યાપાર ( મુદ્રાધિકાર સાથેના વ્યાપાર ) સંભાળતા.[૯]

**રાજ્યના વિવિધ કરણ**

રાજ્યના વહીવટ માટે રાજ્યતંત્રને વિવિધ કરણો (અધિકરણો) કે ખાતાંઓમાં

વહેંચવામાં આવતું.

જુદા જુદા પ્રકારના શાસનલેખોના સંગ્રહરૂપે લખાયેલા 'લેખપદ્ધતિ' નામે ગ્રંથમાં ઘણાં ઉદાહરણ સોલંકીકાલને લગતા શાસનલેખોનાં આપવામાં આવ્યાં છે.[૧૦] એમાં શરૂઆતમાં ૩૨ કરણ ગણાવવામાં આવ્યાં છે: શ્રીકરણ(આવક-ખાતું), વ્યયકરણ(ખર્ચ–ખાતું), ધર્માધિકરણ(ન્યાય–ખાતું), મંડપિકાકરણ(માંડવી-ખાતું), વેલાકુલકરણ(બંદર-ખાતું), જલપથકકરણ(જલમાર્ગો અને માર્ગોનું ખાતું), ઘટિકાગૃહકરણ (શાળાનાં મકાનોનું ખાતું), ટંકશાલાકરણ, દ્રવ્યભાંડારકરણ, અંશુકભાંડારકરણ( વસ્ત્રભંડારનું ખાતું ), વારિગૃહકરણ, દેવવેશ્મકરણ(રાજમહેલનું ખાતુ), ગણિકાકરણ, હસ્તિશાલાકરણ, અશ્વશાલાકરણ, કલભશાલાકરણ (ઊંટ-શાળાનું ખાતું), શ્રેણિકરણ, વ્યાપારકરણ, તંત્રકરણ (રાજકીય ખાતું), કોષ્ઠાગારકરણ (કોઠારનું ખાતું), ઉપક્રમકરણ(અમાત્યપરીક્ષાનું ખાતું), કર્મકરકરણ સ્થાનકરણ (જાહેર બાંધકામનું ખાતું), દેવકરણ(દેવસ્થાનનું ખાતું), સંધિ(વિગ્રહ)કરણ, મહાક્ષ-પટલકરણ(દફતરનું ખાતું), મહાનસકરણ(રસોડાનું ખાતું), જયનશાલાકરણ(આયુધા-ગારનું ખાતું), સત્રાગારકરણ(સદાવ્રતનું ખાતું), અંતઃપુરકરણ અને સુવર્ણકરણ.[૧૧] સોલંકી રાજ્યના અભિલેખો અને હસ્તલિખિત ગ્રંથોમાં આ પૈકી શ્રીકરણ, વ્યયકરણ, વ્યાપાર, દેવકરણ, મંડપિકા, મહાક્ષપટલ, સંધિવિગ્રહ અને શ્રેણીનો ઉલ્લેખ આવે છે.[૧૨] આથી લેખપદ્ધતિમાં જણાવેલાં ઘણાંખરાં કરણ સોલંકી રાજ્યને લાગુ પડતાં હોવા સંભવ છે.

### મંત્રી, પ્રધાન અને સચિવ

આમ તો દરેક કરણના વડાને 'મહામાત્ય' કહેતા, પરંતુ એમાં જે મહામાત્ય શ્રીકરણાદિનો મુદ્રાવ્યાપાર સંભાળતો તે સમસ્ત રાજ્યતંત્રનો મુખ્ય મહામાત્ય ગણાતો.[૧૩] અન્ય અમાત્યોમાં કેટલાક મંત્રી, પ્રધાન કે સચિવ તરીકે અધિકાર ધરાવતા; દા. ત. મૂલરાજ ૧ લાએ ગ્રાહરિપુને લગતા સ્વપ્ન પછી જે જમ્બક અને જેહુલ સાથે વિચારણા કરી તેઓમાંનો જમ્બક એ મહામંત્રી અને જેહુલ એ મહાપ્રધાન હતો એવું અભયતિલક જણાવે છે.[૧૪] વીસલદેવના સં. ૧૩૦૮(ઈ. સ. ૧૨૫૨) ના શિલાલેખમાં એના બે મહાપ્રધાનોનો ઉલ્લેખ આવે છે.[૧૫] ચામુંડરાજને માધવ નામે મહામંત્રી હતો એવું શ્રીધર–પ્રશસ્તિ જણાવે છે.[૧૬] માધવનો વંશજ વલ્લ કુમારપાલનો સચિવ હતો એવું પણ એમાં જણાવ્યું છે.[૧૭] આબુના સં. ૧૨૮૭(ઈ. સ. ૧૨૩૧)ના શિલાલેખમાં લૂણિગ, મલ્લ-દેવ, વસ્તુપાલ અને તેજપાલ માટે 'સચિવ' તથા 'મંત્રી' શબ્દ પ્રયોજાયા

છે.[18] એવી રીતે અર્જુનદેવના સં. ૧૩૨૦(ઈ. સ. ૧૨૬૪)ના શિલાલેખમાં પણ એ બે શબ્દ એક અર્થમાં વપરાયા છે.[19] સિદ્ધરાજ જયસિંહના દાહોદ શિલાલેખમાં દધિપદ્રમંડલનો વહીવટ મંત્રી તરીકે નિમાયેલો સેનાપતિ કેશવ કરતો હોવાનું જણાવ્યું છે.[20] આ પરથી 'મંત્રી' અને 'સચિવ' શબ્દ ઘણી વાર એક જ અર્થમાં વપરાતા અને મહામાત્યને 'મહામંત્રી' પણ કહેતા એવું માલૂમ પડે છે. પરંતુ 'મહાપ્રધાન' એ 'મહામંત્રી'થી જુદો હોદ્દો હતો. એનો ચોક્કસ અધિકાર નક્કી કરવો મુશ્કેલ છે, પરંતુ એ મહામંત્રીના અધિકાર જેવો અધિકાર હતો એ સ્પષ્ટ છે.

**અન્ય અધિકારીઓ**

દાનશાસનોમાં બે અધિકારીઓનો ઉલ્લેખ ઘણી વાર આવે છે: રાજશાસનના દૂતક તરીકે મોટે ભાગે મહાસાંધિવિગ્રહિકનો અને દાનશાસન લખનાર તરીકે મહાક્ષપટલિક કે આક્ષપટલિકનો. મહાસાંધિવિગ્રહિક એ સંધિ અને વિગ્રહને લગતા કરણનો વડો હતો. અન્ય રાજ્યો સાથેના રાજકીય સંબંધમાં સાંધિવિગ્રહિકે કેવી કુનેહ, સાવધતા અને મુત્સદ્દીગીરી રાખવી પડે એ 'પ્રબંધચિંતામણિ'માં ભીમદેવ ૧ લાના સાંધિવિગ્રહિક ડામર(દામોદર)ને લગતા જે વિવિધ પ્રસંગ નિરૂપ્યા છે[21] તે પરથી સ્પષ્ટતઃ ઉદાહૃત થાય છે. ક્યારેક પ્રતીહાર પણ દૂતક તરીકેની ફરજ બજાવતો.[22] દાનશાસનોનું લખાણ તૈયાર કરવાનું કામ અક્ષપટલ(દફતર) ખાતાના અધિકારી કે વડા અધિકારી કરતા. આ હોદ્દા પર મોટે ભાગે કાયસ્થની નિમણૂક થતી.

અજયપાલના સમયના સં. ૧૨૩૧(ઈ. સ. ૧૧૭૫)ના તામ્રપત્રમાં દાનશાસન દંડનાયક, દેશ-ઠક્કુર, અધિષ્ઠાનક, કરણપુરુષ, શય્યાપાલ, ભટ્ટપુત્ર ઇત્યાદિ રાજપુરુષોને તથા બ્રાહ્મણો વગેરે નિવાસીઓને ફરમાવવામાં આવ્યું છે.[23] 'દંડનાયક' એટલે બલાધ્યક્ષ-સેનાધ્યક્ષ એવો અર્થ ઉદ્દિષ્ટ છે.[24] 'દેશઠક્કુર' એ દેશ કે મંડલનો મુખ્ય ઠક્કુર લાગે છે.[25] 'ઠક્કુર' એ સોલંકી સમયમાં ઉચ્ચ કોટિની વ્યક્તિઓ માટે પ્રચલિત માનવાચક શબ્દ હતો. 'અધિષ્ઠાનક' અધિષ્ઠાન-(વડા મથક)નો વહીવટ કરનાર અધિકારી હતો.[26] 'કરણપુરુષ' એટલે સચિવાલયમાં કામ કરતો અધિકારી કે કારકુન.[27] 'શય્યાપાલક' એ રાજા કે મહામંડલેશ્વરના શય્યાગૃહનો રક્ષક લાગે છે.[28] 'ભટ્ટપુત્ર'નો અર્થ ભટ(સૈનિક) જેવો લાગે છે.[29] આ દાનપત્રમાં અંતે 'ઉપરોરિ' નામે અધિકારીનું નામ આપ્યું છે તે પ્રાયઃ 'ઉપરિક'ના અર્થમાં લાગે છે.[30] મૈત્રકકાલમાં 'ઉપરિક' એ ઉચ્ચ કોટિનો અધિકારી હતો.[31] 'બલાધિ'[32] એ બલાધિકૃત(સૈન્યાધિકૃત)નું

સંક્ષિપ્ત રૂપ છે, 'પૂજામાત્ય'[૩૩] એ દેવકરણનો અધિકારી છે. રાજાઓ દૈવજ્ઞ (જોશી) અને મહામૌહૂર્તિકની પણ નિમણૂક કરતા.[૩૪] અંગનિગૂહક[૩૫] રાજાનો અંગરક્ષક હતો.

**આદેશક અધિકારીઓ**

રાજ્યના મુખ્ય વહીવટી વિભાગને 'મંડલ' કહેતા ને એના વડા અધિકારીને 'મંડલેશ્વર' કે 'મહામંડલેશ્વર' કહેતા. કેટલીક વાર એ અધિકાર દંડનાયકને પણ સોંપવામાં આવતો. સામાન્ય રીતે દંડનાયકનો હોદ્દો મહામંડલેશ્વરના હોદ્દાથી ઊતરતો હતો. કેટલીક વાર દંડનાયકને આગળ જતાં મહામંડલેશ્વરનો હોદ્દો મળતો; દા. ત. વયજલ્લદેવને. કેટલીક વાર મંડલેશ્વરની એક મંડલમાંથી બીજા મંડલમાં બદલી થતી; દા. ત. વીસલદેવે સૌરાષ્ટ્રના મંડલેશ્વર સલક્ષને છેવટે લાટમંડલમાં મૂક્યો હતો. કોઈ વાર મંડલેશ્વર કે દંડનાયક કોઈ નાના વહીવટી વિભાગ પર કે કોઈ અમુક ગામ પર અધિકાર ધરાવતો.[૩૬]

નવા જિતાયેલા મંડલમાં ઘણી વાર દંડનાયક કે સેનાપતિને નીમવાની જરૂર રહેતી; દા. ત. ચંદ્રાવતીમાં ભીમદેવ ૧ લાએ દંડનાયક વિમલને અને સિદ્ધરાજે સૌરાષ્ટ્રમાં દંડનાયક સજ્જનને તથા દધિપદ્રાદિ મંડલમાં સેનાપતિ કેશવને નીમેલો. મંડલેશ્વર દંડનાયક વગેરેને પોતાના હાથ નીચેના અધિકારી નીમવાનો અધિકાર રહેતો.[૩૭] મંડલના સર્વ અધિકારીઓ પર દંડનાયકનો અધિકાર રહેતો; એ પોતાના મંડલને લગતી માહિતી હંમેશાં રાજાને મોકલતો રહેતો.[૩૮]

કેટલાક અભિલેખોમાં 'મહાસાધનિક' નામે અધિકારીનો ઉલ્લેખ આવે છે.[૩૯] એ સાધનિકો અર્થાત્ નગરના પોલીસોનો વડો લાગે છે.[૪૦] 'દેશાધિકારી' નામે અધિકારીનો પણ અનેક અભિલેખોમાં ઉલ્લેખ આવે છે. એ દેશ અને મંડલનો મુખ્ય મહેસૂલ-અધિકારી લાગે છે.[૪૧] 'નાયક'[૪૨] 'દંડનાયક'ના અર્થમાં વપરાયો લાગે છે.[૪૩]

પ્રાદેશિક રાજ્યતંત્રમાં પણ શ્રીકરણ આદિ કરણ હતાં.[૪૪]

**નગરનો વહીવટ**

નગરનો વહીવટ પંચકુલને સોંપવામાં આવતો. આ પંચકુલ નગરપંચાયત જેવું હતું. એનો ઉલ્લેખ હંમેશાં એના વડા સભ્યના નામ સાથે થતો; જેમકે સોમનાથ દેવપત્તનમાં અર્જુનદેવના સમયમાં અભયસિંહ-પ્રમૃતિ પંચકુલ હતું, જેની મંજૂરીથી નાખુદા પીરોજે એ નગરની બહારના ભાગમાં મસ્જિદ બંધાવેલી.[૪૫] અથવા પાલ્હણપુરમાં પેથડ-પ્રમૃતિ પંચકુલની મંજૂરીથી શ્રીકૃષ્ણની પૂજા માટે

દાન દેવામાં આવ્યું.[૪૬] ત્યાં કરણ તથા મંડપિકા (માંડવી) હોવાનો પણ એમાં ઉલ્લેખ આવે છે. પાલ્હણપુરના 'પંચમુખસમસ્તનગર' નામે મોટા વહીવટી મંડલમાં ત્યાંના પંચકુલ ઉપરાંત પુરોહિતો, સાધુઓ (શાહુકારો), શ્રેષ્ઠીઓ (શેઠો), ઠક્કુરો, સોની, કંસારા વગેરે મહાજનો, વણજારા અને નૌવિત્તકો(નાખુદાઓ)-નો સમાવેશ થતો. આ પંચમુખનગરે શ્રીકૃષ્ણનાં પૂજા, નૈવેદ્ય, અને પ્રેક્ષણક (ખેલ) માટે અમુક વસ્તુઓનાં ખરીદ-વેચાણ પર અમુક લાગા નાખ્યા હતા. આ લાગાઓની વસૂલાત ઉદ્દકરણ અને શુલ્ક-મંડપિકા(દાણ-મંડવી)ના અધિકારી સંભાળતા હશે.[૪૭] ગૃહવિક્રય તથા દાસીવિક્રય અંગે પંચમુખનગરને જાણ કરવી આવશ્યક ગણાતી એવું એને લગતા શાસનલેખોનાં ઉદાહરણો પરથી માલૂમ પડે છે.[૪૮] ધર્મચીરિકાના ઉદાહરણમાં જણાવ્યા મુજબ અનપરાધિતાનું પ્રતિજ્ઞાપૂર્વક નિવેદન પણ પંચમુખનગર સમક્ષ કરવું પડતું.[૪૯] નગરના વહીવટમાં પંચકુલ અને પંચમુખનગર ઉપરાંત મહાસાધનિક, તલાર(રક્ષક) અને અધિષ્ઠાનક જેવા અધિકારીઓની પણ જરૂર પડતી હોવી જોઈએ.[૫૦]

**ગ્રામ-વહીવટ**

ગ્રામ એ વહીવટ માટેનો સહુથી નાનો એકમ હતું. દરેક ગામની ચારે બાજુની સીમા નિશ્ચિત કરવામાં આવતી. ક્યારેક નજીકનાં ગામો વચ્ચે તકરાર થતી તો એ પ્રાયઃ એ બે ગામો વચ્ચેની સીમા માટે થતી.[૫૧] ત્યારે બંને પક્ષોને એકઠા કરી એનો સર્વસંમત નિર્ણય કરવામાં આવતો ને એનું કરારનામું કરવામાં આવતું. એને 'શીલપત્ર' કહેતા.

અભિલેખો તથા 'લેખપદ્ધતિ'માં આવતા ઉલ્લેખો પરથી ગ્રામના કેટલાક અધિકારીઓ વિશે જાણવા મળે છે. સારંગદેવના આબુ શિલાલેખ(વિ. સં. ૧૩૫૦-ઈ. સ. ૧૨૯૪)માં સેલહથ(સેલહસ્ત), તલાર વગેરેનો ઉલ્લેખ છે.[૫૨] 'સેલહસ્ત' પ્રાયઃ મહેસૂલી અધિકારી હશે.[૫૩] 'તલાર'નો ઉલ્લેખ 'લેખપદ્ધતિ'માં પણ આવે છે.[૫૪] હેમચંદ્રાચાર્યે 'દેશીનામમાલા'માં 'તલાર' એટલે નગર-રક્ષક એવો અર્થ આપ્યો છે.[૫૫] નગર-તલારની જેમ ગ્રામ-તલાર પણ હતા.[૫૬] એનો અર્થ કોટવાળ થાય છે.[૫૭] 'હિંડીપક'[૫૮] હિંડીને (ફરીને) કર ઉઘરાવનાર અધિકારી હશે.[૫૯] 'પ્રતીસારક'નો ઉલ્લેખ ભીમદેવ ૨ જાના સં. ૧૨૮૭ ના દાનપત્રમાં[૬૦] તેમજ 'લેખપદ્ધતિ'માં[૬૧] આવે છે. એક સ્થાનથી બીજે સ્થાન જવાની પરવાનગી ('દેશોત્તાર') મેળવવા માટે નાળિયામાં રોકી રાખેલાં વાહનોને જકાત લઈ આગળ જવા દેનાર અધિકારીને 'પ્રતીસારક' કહેતા.[૬૨] 'ઠક્કુર' બે પ્રકારના હતા: 'દેશઠક્કુર'[૬૩] અને 'ગ્રામઠક્કુર.'[૬૪] 'દેશઠક્કુર'

એટલે દેશાધિપ અને 'ગ્રામઠક્કુર' એટલે ગ્રામપતિ.[૬૫] 'વેલાપિક'[૬૬] એટલે વાટમાં સંભાળ રાખનાર વળાવિયો, જેને 'વુલાપિકા' (વળામણ) નામે મહેનતાણું આપવામાં આવતું.[૬૭] 'મહંતક' એટલે મહેતો (કારકુન કે ગુમાસ્તો.[૬૮]) 'બૃહદ્દાજિક' એટલે ઘોડેસવાર પોલીસ અધિકારી.[૬૯] 'નિર્યામક' એટલે પરવાનાવાળી ચીજોને જવા દેનાર અધિકારી.[૭૦] કેટલીક વાર ગામનો મુખ્ય અધિકારી 'બલાધિકૃત' હોતો.[૭૧] 'શીલપત્ર'ના ઉદાહરણમાં 'અધિકારી' અને 'ખેતમંત્રી'નો ઉલ્લેખ આવે છે.[૭૨] 'અધિકારી'નો ઉલ્લેખ બુદ્ધવર્ષના સંજાણ તામ્રપત્રમાં પણ આવે છે; અહીં એનો અર્થ મહેસૂલી અધિકારી થાય છે.[૭૩] 'દાનમંડપિકા'ને લગતા ખતના ઉદાહરણમાં માંડવી, પથકીયક અને ઉપરહીંડીયાનો ઉલ્લેખ આવે છે.[૭૪] માંડવી(જકાત લેવાની જગ્યા)એ દાણ લેવા માટે ખાસ અધિકારી રહેતો. 'પથકીયક' માર્ગ પરનો વેરો ઉઘરાવતો. 'ઉપરહીંડીયા' કરનો નિરીક્ષક હતો.[૭૫] વળી 'દોકર' નામે પણ એક ગ્રામ–અધિકારી હતો.[૭૬]

### પંચકુલ

શ્રીકરણ, વ્યયકરણ આદિ કરણોના મહામાત્ય સાથે કે દંડનાયક સાથે કેટલીક વાર પંચકુલનો ઉલ્લેખ આવે છે.[૭૭] કેટલાક અભિલેખોમાં, ખાસ કરીને સૌરાષ્ટ્ર મંડલના અભિલેખોમાં, સ્થાનિક વેચાણ તથા વહીવટના સંદર્ભમાં પંચકુલનો ઉલ્લેખ આવે છે.[૭૮] એમાં એ પંચકુલ મુખ્ય સભ્યના નામે ઓળખાય છે; જેમકે અભયસિંહ–પ્રભૃતિ પંચકુલ કે પેથડ–પ્રભૃતિ પંચકુલ.[૭૯] પંચકુલ મૂળમાં પાંચ અધિકારીઓનું રચાતું; પંચકુલના સભ્યને 'પંચકુલિક' (પંચોળી) કહેતા.[૮૦]

સ્થાનિક વહીવટમાં પંચકુલ અનેક પ્રકારની ફરજ બજાવતું; દા. ત. અપુત્રિકાધન જપ્ત કરવાનો રિવાજ હતો ત્યારે એ કામ પંચકુલને સોંપાતું. પંચકુલ જરૂર પડ્યે સૈનિકોને એકત્ર કરતું, મહેસૂલ કે યાત્રાવેરો વસૂલ કરતું, બાંધકામની દેખરેખ રાખતું, જીવહિંસાની મનાઈના પાલનનું ધ્યાન રાખતું, રાજરસોડાની દેખરેખ રાખતું.[૮૧]

પંચકુલની રાજા વડે નિયુક્તિ થતી.[૮૨]

### વહીવટી વિભાગો અને પેટા વિભાગો

સોલંકી રાજ્યમાં તળ-ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપરાંત મારવાડ, મેવાડ અને પશ્ચિમ માળવાનો સમાવેશ થતો. આટલા વિશાળ રાજ્યના વહીવટ માટે એને અનેક વહીવટી વિભાગો તથા પેટા વિભાગોમાં વિભક્ત કરવામાં આવતું.

મૈત્રકકાલીન 'વિષય' વિભાગ કરતાં અનુમૈત્રકકાલીન 'મંડલ' અને નાના મોટા ગ્રામસમૂહોના વિભાગ વધુ પ્રચલિત રહ્યા. નાના વિભાગોમાં 'પથક' પ્રચલિત રહ્યો.

રાજ્યનો મોટામાં મોટો વહીવટી વિભાગ 'મંડલ' તરીકે ઓળખાતો. લાટ અને સૌરાષ્ટ્રનો કેટલીક વાર 'મંડલ' ને બદલે 'દેશ' તરીકે ય ઉલ્લેખ થતો.[૮૩]

મૂલરાજ ૧ લાએ સારસ્વતમંડલમાં સોલંકી રાજ્યની સ્થાપના કરી હતી. એ સત્યપુરમંડલ પર પણ સત્તા ધરાવતો. દુર્લભરાજ ભિલ્લમાલમંડલ પર શાસન કરતો હતો. ભીમદેવ ૧ લાએ કચ્છમંડલ પર અને કર્ણદેવે લાટમંડલ પર સત્તા પ્રવર્તાવી હતી. સિદ્ધરાજ જયસિંહે સુરાષ્ટ્રમંડલ, અવંતિમંડલ, દધિપદ્રમંડલ, ગોદ્રહકમંડલ, ભાઇલસ્વામિ-મહાદ્વાદશકમંડલ વગેરે મંડલો પર સત્તા પ્રસારી હતી, જેમાં મારવાડ અને મેવાડનો પણ સમાવેશ થતો. મેવાડનો ઉલ્લેખ ભીમદેવ ૨ જાના સમયમાં મેદપાટ-મંડલ તરીકે આવે છે. અજયપાલના સં. ૧૨૩૧(ઈ. સ. ૧૧૭૫)ના તામ્રપત્રમાં નર્મદાતટમંડલનો ઉલ્લેખ આવે છે. 'લેખપદ્ધતિ'માં ખેટકાધારમંડલનો ઉલ્લેખ આવે છે. સારંગદેવના સં. ૧૩૫૦ (ઈ. સ. ૧૨૯૪)ના શિલાલેખમાં અષ્ટાદશશત-મંડલનો નિર્દેશ છે.[૮૪] (નકશો ૨)

વિષય નામે વહીવટી વિભાગ હવે જવલ્લે પ્રચલિત હતા, જ્યારે પથક નામે પેટા-વિભાગ ઠીક ઠીક પ્રચલિત હતા. ક્યારેક અમુક સંખ્યામાં ગામોના સમૂહ પણ પ્રચલિત હતા

**સારસ્વતમંડલ અને એના પથક (નકશો ૧)**

સારસ્વતમંડલ એ સોલંકી રાજ્યનું મૂળ મંડલ હતું, જેમાં સોલંકી રાજ્યની રાજધાની આવેલી હતી. રાજધાની અણહિલપાટક પત્તન (અણહિલવાડ પાટણ) સરસ્વતી નદીના કિનારે વસી હતી. સરસ્વતી(ઉત્તર ગુજરાત)ની આસપાસ આવેલો આ પ્રદેશ ભૌગોલિક દૃષ્ટિએ સારસ્વત દેશ તરીકે ઓળખાતો.[૮૫] સારસ્વતમંડલમાં શરૂઆતમાં વર્દ્ધિવિષય અને ગંભૂતાવિષય જેવા વિષય હતા.[૮૫અ] સારસ્વતમંડલનો ઉલ્લેખ મૂલરાજ ૧ લાના સં. ૧૦૪૩(ઈ. સ. ૯૮૭) ના દાનપત્રમાં જ આવે છે,[૮૬] ને એમાં તો એ મંડલની અંદર મોઢેરકીય અર્ધાષ્ટમ નામે પેટા વિભાગ જણાવ્યો છે. આ વિભાગ શરૂઆતમાં ૭૫૦ ગામોનો વિસ્તાર હશે ને એનું વડું મથક મોઢેરક (મોઢેરા) હશે, પરંતુ આગળ જતાં એને સ્થાને ગંભૂતા, વર્દ્ધિ, વાલોય, ધાણદા, વિષય, દંડાહી, ચાલિસા વગેરે પથક પ્રચલિત થયા. આ બધા પથકોને દાનપત્રોમાં સ્પષ્ટતઃ સારસ્વતમંડલમાં જણાવ્યા નથી, પરંતુ ભૌગોલિક સંદર્ભ પરથી આ સર્વ પથક સારસ્વતમંડલની અંતર્ગત

હોવાનું સૂચવાયું છે એ યથાર્થ લાગે છે.[૮૭] આગળ જતાં, તેરમી સદીમાં, એની અંદર માત્ર પથકો હોવાનું માલૂમ પડે છે. વર્દ્ધિ અને ગંભૂતા વિભાગ પણ પછી પથક તરીકે જ દેખા દે છે.[૮૮] સોલંકી વંશનાં દાનશાસનોમાં સહુથી વધુ ઉલ્લેખ આ બે પેટા વિભાગોનાં ગામોના આવે છે.

ગંભૂતા-પથકનું વડું મથક ગંભૂતા મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકામાં આવેલું ગાંભુ છે, જે પુષ્પાવતી નદીના દક્ષિણ તટ પાસે વસેલું છે. મોઢેરા એની દક્ષિણપશ્ચિમે આવેલું છે. ગંભૂતા પથકમાં જણાવેલાં ગામ ચાણસ્મા તાલુકામાં ખારી-પુષ્પાવતી-રૂપેણ નદીના પ્રદેશમાં આવેલાં છે. ગંભૂતા-પથકમાં ચાણસ્મા તાલુકાની ઉત્તરે આવેલા પાટણ તાલુકાના દક્ષિણપૂર્વ ભાગ(જેમાં સંડેર આવેલું છે)નો તથા સિદ્ધપુર તાલુકાના દક્ષિણપશ્ચિમ ભાગ(જેમાં સુનક અને ડાભી આવેલાં છે)નો પણ સમાવેશ થતો હશે[૮૯] એવું સૂચવાયું છે, પરંતુ એ ગામોનો સમાવેશ વિષય-પથકમાં થતો હોય એ વધુ સંભવિત છે.

વર્દ્ધિપથક ગંભૂતાપથકની પશ્ચિમે તથા દક્ષિણ-પશ્ચિમે હતો, ભૌગોલિક દૃષ્ટિએ આ પ્રદેશ હાલ 'વઢિયાર' તરીકે જાણીતો છે. આ પથકનું વડું મથક મંડલી હતું, જ્યાં મૂલરાજ ૧ લાએ મૂલેશ્વરનું મંદિર બંધાવ્યું હતું. મંડલી અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકામાં આવેલું માંડલ છે, જે વીરમગામની ઉત્તરપશ્ચિમે આવેલું જૂનું નગર છે. હાલ વીરમગામ છે ત્યાં ધૂસડી નામે ગામ હતું, ત્યાં રાણા લવણપ્રસાદના પુત્ર રાણા વીરમે વીરમેશ્વરનું મંદિર બંધાવ્યું હતું.[૯૦] આગળ જતાં ધૂસડી આ કારણે 'વીરમગામ' તરીકે જાણીતું થયું લાગે છે. આ ગામ વર્દ્ધિપથકના દક્ષિણ ભાગમાં હતું. એની દક્ષિણ-પશ્ચિમે લીલાપુર નામે ગામ ભીમદેવ ૨ જાની રાણી લીલાદેવીના નામે વસ્યું હતું ને એમાં ભીમેશ્વર તથા લીલેશ્વરનાં મંદિર બંધાયાં હતાં.[૯૧] સલખણપુર રાણા લવણપ્રસાદે પોતાની માતા સલખણદેવીના નામે વસાવેલું ને ત્યાં પિતાના નામે આનલેશ્વરનું તથા માતાના નામે સલખણેશ્વરનું મંદિર બંધાવેલું.[૯૨] એ ચાણસ્મા તાલુકાના દક્ષિણ-પશ્ચિમ ભાગમાં આવેલું હાલનું શંખલપુર હોઈ વર્દ્ધિપથકના ઉત્તર ભાગમાં આવેલું ગણાય. શંખલપુરની પાસે આવેલા બહુચરાજી ગામનો બહિચર ગ્રામ તરીકે ઉલ્લેખ આવે છે.[૯૩] આમ વૃદ્ધિપથકમાં ચાણસ્મા તાલુકાના પશ્ચિમ ભાગથી માંડીને એની દક્ષિણે વીરમગામ તાલુકા સુધીના વિસ્તારનો સમાવેશ થતો.[૯૪]

અણહિલવાડની ઉત્તરે વાલૌય-પથક હતો, જેનો ઉલ્લેખ ભીમદેવ ૨ જાના એક તામ્રપત્રમાં મળ્યો છે.[૯૫] એમાં જણાવેલુ એ પથકનું ગામ મહેસાણા જિલ્લાના પાટણ તાલુકામાં વેહો નદીના દક્ષિણ કાંઠે આવેલું બાલવા હોઈ શકે.[૯૬]

આ પથકમાં પાટણ તાલુકા ઉપરાંત સિદ્ધપુર તાલુકાના ઉત્તર ભાગનો પણ સમાવેશ થતો હશે.

વાલૌય-પથકની પૂર્વે આવેલો ધાણુદાહાર–પથક એ સારસ્વતમંડલના ઉત્તર ભાગમાં આવેલો પથક છે. એનો ઉલ્લેખ ભીમદેવ ૧ લાના પાલનપુર તામ્રપત્રમાં થયો છે.[૯૮] આ પથકનું વડું મથક ધાણુદા એ બનાસકાંઠા જિલ્લાના પાલનપુર તાલુકાના પૂર્વ ભાગમાં આવેલું હાલનું ધાણધા છે. આ પથકમાં પાલનપુર તાલુકા ઉપરાંત ડીસા તાલુકાનો સમાવેશ થતો હશે.[૯૯] ધાણુદા અગાઉ આહારનુંય વડું મથક હશે, તેથી પથક 'ધાણુદાહાર' નામે ઓળખાતો હશે.

આ પથકની દક્ષિણે વિષય–પથક નામે પથક હતો. એનો ઉલ્લેખ ત્રિભુવનપાલના દાનપત્રમાં થયો છે.[૧૦૦] વિષય પથકમાં આવેલાં ભાંપર અને એની આસપાસનાં ગામો પૈકા ઘણુંખરાં ગામ સિદ્ધપુર તાલુકાના દક્ષિણ ભાગમાં આવેલાં છે.[૧૦૧] કુમારપાલના સં. ૧૧૯૯(ઈ. સ. ૧૧૪૩)ના અપ્રસિદ્ધ દાનપત્રમાં જણાવેલું વિષય–પથકમાંનું મૂણવદ ગામ પાટણ તાલુકાના દક્ષિણપૂર્વ ભાગમાં આવેલું મણુંદ લાગે છે, આથી વિષય–પથક પાટણ તાલુકાના દક્ષિણપૂર્વ ભાગમાં, સિદ્ધપુર તાલુકાના દક્ષિણ ભાગમાં અને વીસનગર તાલુકાના ઉત્તર ભાગમાં આવેલો ગણાય.[૧૦૨] આ પથકનું વડું મથક જાણવા મળ્યું નથી. કર્ણદેવ ૧ લાના સં. ૧૧૪૮(ઈ. સ. ૧૦૯૨)ના દાનપત્રમાં જણાવેલા આનંદપુર–૧૨૬ વિભાગમાં સિદ્ધપુર–પાટણ તાલુકાઓના દક્ષિણ ભાગમાં આવેલાં ગામોનો સમાવેશ થતો હોઈ એ વિભાગ આગળ જતાં વિષય–પથકમાં ફેરવાયો લાગે છે. તો એનું વડું મથક આનંદપુર(વડનગર) હોઈ શકે. મૂળમાં આનંદપુર વિષય હશે તે પથક થતાં 'વિષય–પથક' તરીકે પ્રચલિત થયો હશે.

વિષય–પથકની દક્ષિણે દંડાહી–પથક હતો.[૧૦૩] એનો ઉલ્લેખ ભીમદેવ ૨ જાના સં. ૧૨૫૬(ઈ. સ. ૧૨૦૦)ના તામ્રપત્રમાં તેમજ ત્રિભુવનપાલના તામ્રપત્રમાં થયો છે.[૧૦૪] પહેલા તામ્રપત્રમાં જણાવેલાં કડાગ્રામ અને એની આસપાસનાં અભિજ્ઞાત ગામ તથા મહિસાણા(મહેસાણા) ગામ હાલના વીસનગર તાલુકાના દક્ષિણ ભાગમાં અને મહેસાણા તાલુકાના ઉત્તર ભાગમાં આવેલાં છે.[૧૦૫] ત્રિભુવનપાલના તામ્રપત્રમાં જણાવેલાં રાજપુરિગ્રામ અને એની આસપાસનાં ગામ કડી તાલુકાના ઉત્તરપૂર્વ ભાગમાં આવેલાં છે.[૧૦૬] 'મહાપુરિસચરિય'ની સં. ૧૨૨૭ (ઈ. સ. ૧૧૭૧)ની તાડપત્રીય પ્રતિની પ્રશસ્તિમાં જણાવેલું પાલાઉદ્ર ગ્રામ મહેસાણાની નજીક આવેલું હોઈ દંડાન્ય(દંડાહી) પથકની અંતર્ગત લાગે છે.[૧૦૭] 'લેખપદ્ધતિ'માં દન્દાહીય(દંડાહી) પથકમાં જણાવેલું બાલૂઆ[૧૦૮] કલોલ તાલુકાના

ઉત્તરપૂર્વ ભાગમાં આવેલું બાલવા હોઈ શકે. આમ દંડાહી–પથકનો વિસ્તાર મહેસાણા–વીસનગર તાલુકાથી માંડીને કડી–કલોલ તાલુકાના ઉત્તર ભાગ સુધી હોવાનું માલૂમ પડે છે.

દંડાહી–પથકની દક્ષિણપૂર્વે ચાલીસા–પથક હતો. એનો ઉલ્લેખ ભીમદેવ ૨ જાના સં. ૧૨૮૩(ઈ. સ. ૧૨૨૭)ના દાનપત્રમાં થયો છે. એમાં જણાવેલાં વડસર તથા ચુયાંતિજ ગામ કલોલ તાલુકાના દક્ષિણપૂર્વ ભાગમાં આવેલાં છે ને બાજુનું એક ગામ કલોલ તાલુકાની પૂર્વે આવેલા દસક્રોઈ તાલુકા(જિ. અમદાવાદ)ના ઉત્તરપશ્ચિમ ભાગમાં આવેલું છે.[૧૧૦] આ પથકનું વડું મથક ચાલીસા કડી તાલુકાના ઉત્તર ભાગમાં આવેલું ચલાસણ હોવાનું સૂચવાયું છે,[૧૧૧] પરંતુ 'ચાલીસા' નામ ચાલીસ ગામોની સંખ્યા પરથી પડ્યું હોય એ વધુ સંભવિત છે.

આ પથકોના સૂચિત વિસ્તાર પરથી સારસ્વતમંડલ ઉત્તરપશ્ચિમે બનાસ નદી સુધી, પૂર્વે સાબરમતી નદી સુધી, ઉત્તરે બનાસકાંઠા જિલ્લાના પાલનપુર તાલુકા સુધી, દક્ષિણપૂર્વે અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકા સુધી, દક્ષિણે મહેસાણા જિલ્લાના કડી–કલોલ તાલુકાઓ સુધી અને દક્ષિણપશ્ચિમે અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકા સુધી વિસ્તૃત હોવાનું માલૂમ પડે છે. ટૂંકમાં, એમાં હાલના મહેસાણા જિલ્લાનો ઘણોખરો ભાગ સમાઈ જતો ને ઉપરાંત આજુબાજુના જિલ્લાઓના સમીપવર્તી ભાગોનો પણ સમાવેશ થતો.

**અન્ય મંડલો**

કચ્છ પ્રદેશનો વહીવટ કચ્છમંડલ તરીકે થતો. આ મંડલનો ઉલ્લેખ ખાસ કરીને ભીમદેવ ૧ લાનાં દાનશાસનોમાં થયો છે.[૧૧૨] સં. ૧૦૮૬(ઈ. સ. ૧૦૩૦)ના દાનપત્રમાં ઘડહડિકા–૧૨ નામે પેટા વિભાગનો પણ ઉલ્લેખ છે. ઘડહડિકા એ ગેડી(તા. રાપર) હોઈ શકે; અલબત્ત ગેડીને સં. ૧૩૨૮(ઈ. સ. ૧૨૭૨)ના શિલાલેખમાં 'ઘૃતઘટી' કહી છે. ઘડહડિકા–૧૨ માં જણાવેલાં સ્થળ ઓળખી શકાતાં નથી. એવી રીતે સં. ૧૦૯૩(ઈ. સ. ૧૦૩૭)ના દાનપત્રમાં જણાવેલું સહસચાણા ગામ પણ ઓળખાતું નથી.[૧૧૨અ] એની સાથે જણાવેલું વેકરિયા હાલનું વેકરા (તા. રાપર તેમજ તા. માંડવી) હોઈ શકે. જભગત ગામનું દાન જણાવતું સં. ૧૧૧૭(ઈ. સ. ૧૦૬૧)નું દાનપત્ર ભદ્રેશ્વર(તા. મુંદ્રા)માં મળ્યું છે. એમાં જણાવેલાં સ્થળ પણ ઓળખી શકાયાં નથી.

સિદ્ધરાજ જયસિંહના સં. ૧૧૯૫(ઈ. સ. ૧૧૩૯)ના શિલાલેખમાં પ્રાયઃ કચ્છમંડલનો અને ભદ્રેશ્વર વેલાકુલ(બંદર)નો ઉલ્લેખ આવે છે.[૧૧૩] અર્જુનદેવના સં. ૧૩૨૮(ઈ. સ. ૧૨૭૨)ના શિલાલેખમાં ઘૃતઘટી વિભાગના ૨૪ ગામનો

ઉલ્લેખ છે.[114] એ હાલનું રવ(તા. રાપર) છે ને ઘૃતઘટી એ એની નજીકમાં આવેલું ગેઠી છે. આમ કચ્છ-મંડલમાં ઉલ્લિખિત ગામો પૈકી કેટલાંકનો સમાવેશ કચ્છ જિલ્લાના રાપર અને મુંદ્રા તાલુકામાં થાય છે.

સૌરાષ્ટ્ર પર સોલંકી રાજાઓનું શાસન કે આધિપત્ય હોવાનો ઉલ્લેખ અનેક અભિલેખોમાં થયો છે, પરંતુ સુરાષ્ટ્રમંડલનો નિર્દેશ ત્રણ અભિલેખોમાં જ મળે છે. ભીમદેવ ૨ જાના સં. ૧૨૬૬(ઈ સ. ૧૨૧૦)ના તામ્રપત્રમાં[115] વામનસ્થલી(વંથળી)ને વડું મથક જણાવ્યું છે. સારંગદેવના વંથળી શિલાલેખમાં પણ એવું જ ઉદ્દિષ્ટ લાગે છે. વીસલદેવના સં. ૧૩૧૫(ઈ.સ. ૧૨૫૯)ના શિલાલેખમાં[116] ભૂમલિકા(ધૂમલી)નો ઉલ્લેખ છે, પણ એ લેખ પોરબંદરમાં મળેલો છે. કર્ણદેવ ૨ જાનો શિલાલેખ માંગરોળ(સોરઠ)માં મળ્યો છે.[117] આમ આ બધા ઉલ્લેખ જૂનાગઢ જિલ્લાને લાગુ પડે છે. ભરાણા(તા. જામનગર)ના સં. ૧૨૭૫ (ઈ. સ. ૧૨૧૯)ના શિલાલેખમાં[118] 'સૌરાષ્ટ્રદેશ'નો ઉલ્લેખ છે. અર્જુનદેવના સમયના કાંટેલા( તા. પોરબંદર, જિ. જૂનાગઢ )ના શિલાલેખમાં[119] 'સૌરાષ્ટ્ર' તથા 'સુરાષ્ટ્ર'ના વહીવટી ક્ષેત્રનો નિર્દેશ છે. અર્જુનદેવના ગિરનાર શિલાલેખમાં પાલ્હને સુરાષ્ટ્રાનો અને સારંગદેવના આમરણ(જિ. જામનગર) શિલાલેખમાં સૌરાષ્ટ્ર-દેશનો અધિકારી કહ્યો છે. આ પરથી 'સુરાષ્ટ્ર દેશ'માં સમસ્ત સૌરાષ્ટ્ર દ્વીપકલ્પનો સમાવેશ થતો હોવાનું ફલિત થાય છે, પરંતુ સૌરાષ્ટ્રમંડલ જૂનાગઢ-વંથળી પ્રદેશનું સૂચક હશે. માંગરોળના સં. ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૬)ના શિલાલેખમાં[119અ] મંગલપુર(માંગરોળ), ચોરુયાવાડ(ચોરવાડ), વલઋજ(બળેજ) અને વામનસ્થલી (વંથળી) ઉપરાંત લાઠિવદ્રા-પથકનો ઉલ્લેખ આવે છે, તેનું વડું મથક માંગરોળ તાલુકાનું લાઠોદરા છે.

મૂલરાજ ૧ લાના સમયમાં ભૂતામ્બિલી(ધૂમલી)માં રાણક બાષ્કલદેવ રાજ્ય કરતો હતો ત્યારે અગાઉનું 'અપરસુરાષ્ટ્રામંડલ' હવે 'નવસુરાષ્ટ્રામંડલ' તરીકે ઓળખાતું હતું ને એની અંદરનો ભૂતામ્બિલીની આસપાસનો પ્રદેશ હવે 'જ્યેષ્ઠુક દેશ' તરીકે ઓળખાતો. પૌર-વેલાકુલ (પોરબંદર)નો સમાવેશ એમાં થતો.[119આ]

સોલંકી-કાલના શરૂઆતના ભાગમાં પરમાર વંશના લેખોમાં[120] મોહડ-વાસક-વિષયનો ઉલ્લેખ આવે છે; આગળ જતાં એ ૭૫૦ ગામોનું બનેલું મંડલ ગણાયું. એનું વડું મથક મોહડવાસક એ મોડાસા (જિ. સાબરકાંઠા) છે. આ વિષયનો સમાવેશ ખેટક-મંડલમાં થતો. ખેટકમંડલનો ઉલ્લેખ સોલંકી વંશના અભિલેખોમાં મળ્યો નથી, પરંતુ 'લેખપદ્ધતિ'માં 'ખેટકાધાર મંડલ'નો ઉલ્લેખ આવે છે.[121] એની અંદર ચતુરુત્તર(ચરોતર) તથા ચતુરાસિકા(ચોરાસી)નો સમા-

વેશ થતો. એ પેટા વિભાગમાં પેટલાઉદ્ર(પેટલાદ) આવેલું હતું. વિનયચંદ્રસૂરિની 'કાવ્યશિક્ષા'(૧૩ મી સદી)માં પેટલાઉદ્રને ચતુરુત્તર(ચરોતર) સમૂહનું વડું મથક જણાવ્યું છે[૧૨૨] 'લેખપદ્ધતિ'માં ખેટકાધાર-પથકનો પણ ઉલ્લેખ છે.[૧૨૩] ખેટક મંડલનું વડું મથક એ હાલનું ખેડા છે. આમ આ મંડલમાં ખેડા જિલ્લાનો તથા ઉત્તરપૂર્વે સાબરકાંઠા જિલ્લાના મોડાસા તાલુકાનો સમાવેશ થતો.

કર્ણદેવનાં નવસારી તામ્રપત્રોમાં લાટદેશની અંતર્ગત નાગસારિકા-વિષયનો ઉલ્લેખ થયો છે.[૧૨૪] આ વિષયનું વડું મથક નાગસારિકા એ નવસારી (જિ. વલસાડ) છે. આ વિષયની અંદર તલભદ્રિકા-૩૬ નામે પેટા વિભાગ હતો. એમાં જણાવેલાં ગામ વલસાડ જિલ્લાના ગણદેવી તાલુકામાં આવેલાં છે. તલભદ્રિકા એ નવસારી તાલુકાનું તેવાડા હોઈ શકે. ત્રિલોચનપાલના તામ્રપત્રમાં લાટ દેશના ધિલ્લીશ્વર કે વિલ્લીશ્વર પથકનો, એની અંદર આવેલા ૪૨ ગામોના સમૂહનો અને એરથાણ-૯૦૦ નો નિર્દેશ આવે છે.[૧૨૫] આમાંનું એરથાણ સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાનું એરથાણ હોવાનું સૂચવાયું છે, પરંતુ એ પલસાણા તાલુકાનું એરથાણ હોય એ વધુ સંભવિત છે.[૧૨૬] આમ લાટ દેશનો ઉલ્લેખ આવે છે એ પરથી ત્યારે એ વહીવટી દૃષ્ટિએ લાટ-મંડલ ગણાતું હોવું સંભવે છે. પથકનું વડું મથક ધિલ્લીશ્વર કે વિલ્લીશ્વર ઓળખી શકાયું નથી.

લાટ-મંડલનો વિસ્તાર દક્ષિણે નવસારીથી આગળ થોડે સુધી જ હશે, કેમકે સંયાન(સંજાણ)-મંડલ પર આ કાલ દરમ્યાન શરૂઆતમાં ઉત્તર કોંકણના શિલાહાર વંશની અને એ પછી ગોવાના કદંબવંશની સત્તા પ્રસરી હતી.[૧૨૬અ] ગણદેવીના શક વર્ષ ૯૬૪(ઈ. સ. ૧૦૪૨)ના શિલાલેખ પરથી સૂચિત થયું છે કે ત્યાં કદંબ રાજા ષષ્ઠ ૨ જાએ મંડપિકા(માંડવી) કરાવી હતી.[૧૨૬આ] એ અનુસાર લાટ-મંડલ ત્યારે અંબિકા નદી સુધી ગણાતું લાગે છે.

નાંદિપુરના રાજા ત્રિવિક્રમપાલે નાગસારિકા-મંડલમાં વાટપદ્રક-વિષયમાં વૈશ્વામિત્રી તટે નાગસારિકા-મંડલની અંતર્ગત અષ્ટગ્રામ-વિષય, જે ૫૦૦ ગામોનો સમૂહ હતો, તેમાં સામંત નીમીને નંદિપુર-વિષયમાંના ગામનું દાન આપેલું.[૧૨૭] આ પરથી નાગસારિકા(નવસારી) મંડલની અંદર વટપદ્ર(વડોદરા)-વિષય, અષ્ટગ્રામ-વિષય અને નંદિપુર-વિષય હોવાનું માલૂમ પડે છે. નંદિપુર એ નાંદોદ(જિ. ભરૂચ) છે. અષ્ટગ્રામ એ અષ્ટગ્રામ (તા. નવસારી) હોવું જોઈએ. આ પરથી નાગસારિકા-વિષય ઉત્તરમાં છેક વડોદરા સુધી વિસ્તરતો જણાય છે.

પરમાર ભોજના સમયના તિલકવાડા તામ્રપત્રમાં સંગમખેટકમંડલનો ઉલ્લેખ થયો છે.[૧૨૮] એનું વડું મથક સંગમખેટક એ હાલનું સંખેડા(જિ. વડોદરા)

છે. ત્યાં ઓર અને ઊંછ નદીનો સંગમ થાય છે ને આગળ જતાં ઓર નદી ચાણોદ-કરનાળી પાસે નર્મદામાં મળે છે. તિલકવાડા(જિ. વડોદરા) પાસે મણુ (મેના) અને નર્મદા નદીનો સંગમ થાય છે ત્યાં મણેશ્વર મંદિર હતું.

અજયપાલના સં. ૧૨૩૧(ઈ. સ. ૧૧૭૫)ના દાનપત્રમાં નર્મદાતટ-મંડલ અને એમાંના પૂર્ણ-પથકનો ઉલ્લેખ આવે છે.[૧૨૯] પૂર્ણપથકની અંદર માખુલ-ગામ્વ-૪૨નો પેટાવિભાગ હતો. પૂર્ણપથકનું વડું મથક પૂર્ણ અંકલેશ્વર તાલુકાનું પુનગામ હોઈ શકે. આ વિભાગનાં બીજાં ગામ ઓળખાયાં નથી, પરંતુ એ ભરૂચ જિલ્લામાં નર્મદા-તટ પાસે આવ્યાં હશે.

દાહોદના શિલાલેખમાં[૧૩૦] દધિપદ્ર-મંડલ જણાયું છે. એનું વડું મથક દધિપદ્ર એ હાલનું દાહોદ (જિ. પંચમહાલ) છે. ત્યાં ગોગનારાયણનું મંદિર હતું. આ મંડલની અંદર ઊભલોડ-પથક હતો. એનું વડું મથક ઊભલોડ એ દાહોદ તાલુકામાં આવેલું અભલોડ છે. ગોદ્રહક(ગોધરા)માં મહામંડલેશ્વર હોવાનો આ લેખમાં ઉલ્લેખ છે. એ પરથી ગોદ્રહકનું અલગ મંડલ હોવું સંભવે છે.

સિદ્ધરાજે અવંતિદેશ જીતી એને અવંતિમંડલ તરીકે પોતાના રાજ્યમાં સમાવ્યો હતો. સિદ્ધરાજના ઉજ્જન શિલાલેખમાં[૧૩૧] એનો ઉલ્લેખ આવે છે. આ મંડલનું વડું મથક ઉજ્જન હતું કે ધાર એ જાણવા મળ્યું નથી.

ઉજ્જનની ઉત્તરપૂર્વે માળવામાં ભીના (મધ્ય પ્રદેશ) પાસે ઉદયપુર નામે નાનું શહેર છે ત્યાંથી સોલંકી રાજ્યના ત્રણ શિલાલેખ મળ્યા છે.[૧૩૨] એમાંના પહેલા બે લેખ કુમારપાલના સમયના છે. અજયપાલના સમયના ઉદયપુર શિલાલેખમાં ભાઈલ્લસ્વામિમહાદ્વાદશક-મંડલનો ઉલ્લેખ આવે છે. એની અંદર ભૃંગારિકા-૬૪ નામે પથક હતો. આ પરથી ભાઈલ્લસ્વામિમંડલ ૧૨ નહિ, પણ ૧૧૨ કે એથી વધુ ગામોનું હોવું જોઈએ. એનું વડું મથક ભાઈલ્લસ્વામી એ ભોપાલની ઉત્તરપૂર્વે બેટવા નદીના પૂર્વ કાંઠા ઉપર આવેલું ભીલસા છે, જેની નજીકમાં પૂર્વ માળવાની પાટનગરી વિદિશા (બેસનગર) આવેલી છે. ભૃંગારિકા ઓળખાયું નથી. ભાઈલ્લસ્વામિ-મંડલ અવંતિ-મંડલની પૂર્વે આવ્યું હતું.

ભીમદેવ ૨ જાના આહાડ તામ્રપત્ર[૧૩૩] પરથી મેદપાટ-મંડલની માહિતી મળે છે. મેદપાટ(મેવાડ)નું વડું મથક આઘાટ(આહાડ) હતું, જે હાલના ઉદેપુરની પાસે આવેલું છે.

સારંગદેવના સં. ૧૩૫૦(ઈ. સ. ૧૨૯૪)ના આબુ શિલાલેખમાં[૧૩૪] અર્બુદદ્વયશત-મંડલ જણાવ્યું છે તે અર્બુદ(આબુ) ગિરિની આસપાસ આવેલું મંડલ

હતું ને એમાં ૧૮૦૦ ગામોનો સમાવેશ થતો. એનું વડું મથક ચંદ્રાવતી હશે, જે આબુની તળેટીમાં આવેલી હતી ને હાલ નામશેષ છે. આ મંડલમાં પ્રાયઃ આબુના પરમાર રાજ્યના પ્રદેશનો સમાવેશ થયો હશે.

દુર્લભરાજના તંત્રપાલ ક્ષેમરાજના દાનપત્રમાં[૧૩૫] ભિલ્લમાલ–મંડલ જણાવ્યું છે. એનું વડું મથક ભિલ્લમાલ (જે શ્રીમાલ તરીકે પણ જાણીતું હતું તે) હાલનું ભીનમાલ છે, જે રાજસ્થાનના દક્ષિણપશ્ચિમ ભાગમાં આબુની ઉત્તરપશ્ચિમે, સિરોહીની પશ્ચિમે, અને બનાસકાંઠા જિલ્લાના ધાનેરા તાલુકાની ઉત્તરે આવેલું છે.

ભિલ્લમાલ–મંડલની દક્ષિણપશ્ચિમે સત્યપુર–મંડલ હતું.[૧૩૬] એનું વડું મથક સત્યપુર એ બનાસકાંઠા જિલ્લાના થરાદ તાલુકાની ઉત્તરે આવેલા સાંચોર જિલ્લાનું સાંચોર છે. અણહિલવાડ પાટણની ઉત્તરપશ્ચિમે એ સોએક કિ. મી.ના અંતરે આવેલું છે. કુમારપાલના રતનપુર શિલાલેખમાં જણાવેલ રત્નપુર–૮૪ એ કોઈ મંડલનો પેટાવિભાગ લાગે છે.[૧૩૭] એનું વડું મથક રત્નપુર એ હાલનું રતનપુર છે. કુમારપાલના અભિલેખોમાં જણાવેલા પલ્લિકા(પાલી),[૧૩૮] ભાટુદ્દપદ્ર(ભાટુંડા),[૧૩૯] નડ્ડૂલ (નાડોલ),[૧૪૦] અને બાલહી(બાલી)[૧૪૧] જોધપુરની દક્ષિણે પાસે પાસે આવેલાં હોઈ એ સર્વનો સમાવેશ નડ્ડૂલ–મંડલમાં થતો હશે. કિરાટકૂપ(કિરાડુ)[૧૪૨] આ વિસ્તારની પશ્ચિમે મલ્લાની જિલ્લામાં આવેલું હોઈ એ અલગ મંડલમાં, પ્રાયઃ સત્યપુર–મંડલમાં, ગણાતું હશે.

આમ સોલંકી રાજ્યમાં ઓછામાં ઓછાં પંદરેક મંડલોનો સમાવેશ થતો. મંડલોમાં મોટે ભાગે પથકોના પેટાવિભાગ હતા. ઉપરાંત કેટલીક વાર અમુક સંખ્યાનાં ગામોના નાનામોટા સમૂહ રચાતા, જેમાં ૧૨, ૩૨, ૩૬, ૪૨, ૬૪, ૮૪, ૧૨૬ ને ૧૪૪ ગામોના ઉલ્લેખ થયા છે.

### રાજ્યની આવકનાં સાધન

રાજ્યની મહેસૂલ(આવક)નું મુખ્ય સાધન જમીન–મહેસૂલ હતું. કેટલીક વાર રાજપુરુષ(અમલદાર) એ મહેસૂલ ઉઘરાવતા, તો કેટલીક વાર ગ્રામપતિ(જમીનદાર) ધાન્યની લણણી થતાં પોતાના માટેનો ભાગ તથા રાજા માટેનો ભાગ ઉઘરાવતો.[૧૪૩] કેટલીક વાર જમીન–માલિક સાથે વાર્ષિક મહેસૂલ અંગે કરાર કરવામાં આવતો તેને 'ગ્રામપટ્ટક' કહેતા; દા. ત. 'લેખપદ્ધતિ'માં આપેલા સં. ૧૨૮૮ (ઈ. સ. ૧૨૩૨)ના નમૂનામાં સં. ૧૨૮૯(ઈ. સ. ૧૨૩૩) માટે એકંદરે ૩૦૦૦ દ્રમ્મ આપવાના ઠરાવ્યા હતા, જે ભાદ્રપદમાં, માર્ગશીર્ષમાં અને અક્ષયતૃતીયાએ એમ ત્રણ સરખા હપ્તે આપવાના હતા. આ વ્યવસ્થા ગામના પંચકુલ સાથે

કરાતી હોઈ, જમીનમાલિકે પંચકુલને ૨૧૬ દ્રમ્મ કમિશન પેટે ને ૪૦ દ્રમ્મ પરચૂરણ ખર્ચ પેટે આપવાના હતા. વળી ચડાવો, મળવેરો, માંગલીયક ( માંગલિક પ્રસંગનો વેરો ) અને ચોરા અંગે દેશાચાર પ્રમાણે જે રકમ પડે તે પણ આપવાની હતી. ઉપરાંત એણે પોતાની હદમાં આવતો માર્ગ જાળવવાનો હતો.[૧૪૪]

પંચકુલે મહામંડલેશ્વરને વર્ષે અમુક સરખી(કાયમી) અને ઊધડી(ઊચક) રકમ આપવાની રહેતી. એને લગતા ખતને 'સમકરપટ્ટક–ઉદ્ધપટ્ટક' કહેતા.[૧૪૫]

ઘણી વાર સમસ્ત ગામમાં સરખા પ્રકારની જમીન પર સરખા દરે મહેસૂલ આકારાતું; દા. ત. કાયમી કરવાળી જમીન પર વિંશોપક(વીઘા) દીઠ ૨૪ દ્રમ્મ, પોચી સમથલ જમીન પર વિંશોપક દીઠ ૨૦ દ્રમ્મ, સમથલ પડતર જમીન પર વિંશોપક દીઠ ૧૬ દ્રમ્મ અને પડતર જમીન પર વિંશોપક દીઠ ૧૦ દ્રમ્મ. ગાડાં છોડવાની જગા કે ગોચરની જમીન માટે મહેસૂલનો દર ઘણો ઓછો હતો. ખેડ માટેના બળદોના ગોચર માટે કંઈ મહેસૂલ લેવાતું નહિ. ચામડાની ચોરી વગેરે ગુનાઓ માટે પણ દંડની જુદી જુદી રકમ મુકરર કરવામાં આવતી. આને લગતા ખતને 'ગ્રામસંસ્થા' કહેતા. એ સંસ્થા (વ્યવસ્થા) પ્રમાણે દેશનાં સર્વ ગામોના કર ઉઘરાવાતા.[૧૪૬]

જમીનનો કબજો હોય, પણ એને લગતું હુકમનામું ન હોય તો એની માલિકી શંકાસ્પદ ગણાતી ને એવી જમીન ડૂલ થતી. એને 'ડોહલિકા' કહેતા. પોતાની જમીનને ડોહલિકામાંથી છોડાવવી હોય તો હકદારે ધર્માધિકરણ(અદાલત)માં જઈ ધર્માધિકારીઓ(ન્યાયાધીશો)ની આગળ વૃદ્ધજનોનાં સાક્ષી-નિવેદન આપીને શ્રીકરણ દ્વારા ડોહલિકા-મુક્તિનો લિખિત હુકમ મેળવવો પડતો.[૧૪૭]

રાજાના આદેશનો ભંગ કરનાર ગામ-માલિકોનાં ગામ જપ્ત કરવામાં આવતાં.[૧૪૮]

મહેસૂલના અન્ય પ્રકારોમાં મંડપિકા(માંડવી) પર લેવાતા શુલ્ક(જકાત)નો ઉલ્લેખ અનેક અભિલેખોમાં થયો છે. એમાં જુદા જુદા પ્રકારની ચીજો માટે જુદા જુદા દરે જકાત લેવાતી. એની પહોંચ અપાતી તેને 'માર્ગાક્ષર' કહેતા.[૧૪૯]

કેટલીક વાર અમુક સ્થાને જનાર યાત્રિકો પાસે યાત્રાવેરો લેવાતો. સોમનાથની યાત્રાએ જતા યાત્રિકો પાસે બાહુલોડ પાસે ૭૨ લાખનો કર લેવાતો તે રાજમાતા મયણલ્લદેવીએ સિદ્ધરાજ પાસે રદ કરાવ્યો હતો.[૧૫૦] સારંગદેવના સમયના આબુના શિલાલેખમાં જણાવ્યા મુજબ વિમલ-વસહિ તથા તેજપાલ-વસહિના મંદિરના નિભાવ માટે અને કલ્યાણકના ઉત્સવ માટે સ્થાનિક વેપારીઓ પર અમુક લાગા

નાખ્યા હતા, પરંતુ યાત્રાળુઓ પાસેથી કંઈ કર લેવાની મનાઈ કરી હતી. ઊલટું, આબુ પર ચઢતા કે ઊતરતા યાત્રાળુની કંઈ ચીજ ખોવાય તો આબુના ઠાકુરોએ એની નુકસાની આપવાની હતી.[૧૫૧]

'મોહરાજપરાજય' પરથી જાણવા મળે છે તેમ સુરાના વેચાણમાંથી પણ રાજ્યને ઘણી આવક થતી.[૧૫૨]

અપુત્ર પુરુષનું મૃત્યુ થતાં એની મિલકત રાજ્ય તરફથી જપ્ત કરી લેવામાં આવતી ને એમાંથી રાજ્યને ઘણી આવક થતી.[૧૫૩]

જમીનની બાબતમાં હિરણ્ય(રોકડ) તથા ભાગના રૂપમાં અપાતા મહેસૂલ ઉપરાંત ફૂલ ફળ બળતણ વગેરેના રૂપમાં અવારનવાર ચીજો પૂરી પાડવામાં આવતી. આને 'ભોગ' કહેતા.[૧૫૪]

વળી અપરાધો માટે લેવાતા દંડમાંથી પણ રાજ્યને ઠીક ઠીક આવક થતી.[૧૫૫]

અમુક વસ્તુઓનાં ખરીદ-વેચાણ પર જુદા જુદા દરે કર લેવાતો.[૧૫૬]

**ખતો અને દસ્તાવેજો**

'લેખપદ્ધતિ'માં જુદા જુદા પ્રકારનાં ખતો અને દસ્તાવેજોના નમૂના આપવામાં આવ્યા છે, જેમાંના ઘણા સં. ૧૨૮૮(ઈ. સ. ૧૨૩૨)ના કોઈ સોલંકી કાલને લાગુ પડે છે. દાનને લગતાં રાજશાસનોના તો અનેક તામ્રપત્રોરૂપે ખરા નમૂના મળેલા છે. જયારે રાજા કોઈને એના પર પ્રસન્ન થઈ કોઈ દેશ કે ગામ બક્ષિસ આપે ત્યારે એને માટે જે બક્ષિસનામું લખી આપવામાં આવતું તેને 'ભૂર્જપત્તલા'(ભૂર્જપટ્ટ) કહેતા.[૧૫૭] વણજારને એક સ્થાનથી બીજે સ્થાન જવા દેવાની પરવાનગીના ખતને 'દેશોત્તાર' કહેતા.[૧૫૮] ગ્રામપટ્ટક, સમકરપટ્ટક અને ઉદ્ગ્રામપટ્ટકનો ઉલ્લેખ ઉપર થઈ ગયો છે. રાજહુંડિકા(રાજહૂંડી)માં જણાવેલી રકમ પહેલાં ઉઘરાવેલા પોત્તક(રાજકોશમાં મોકલાવેલી મહેસૂલની રકમ)માંથી ચૂકવવામાં આવતી.[૧૫૯] મકાનના કાયમી પટ્ટાને 'ગુપ્તપટ્ટક' કહેતા.[૧૬૦] પંચકુલ તરફથી કોઈ વ્યક્તિને અમુક ગામ મુકરર કરેલી વાર્ષિક આવકની ઉચ્ચક રકમે આપવામાં આવતું ત્યારે 'ઉત્તરાક્ષર' નામે ખત કરવામાં આવતું.[૧૬૧] અધિકારીની નવી નિયુક્તિને લગતા ખતને 'નિરૂપણા' કહેતા. એમાં અધિકારીની બદલી કરવાની હોય તો જૂના અધિકારીને પોતાના સ્થાનનો ચાર્જ એ નવા અધિકારીને ગણી આપવાનું ફરમાવવામાં આવતું ને વધારાની નિમણૂક હોય તો એના ઉપરીને એની પાસે નિમાયેલા કર્મચારીને આપવાની રકમ વગેરેને લગતી

સૂચનાઓ આપવામાં આવતી.[૧૬૨] જ્યારે કોઈ પોઠને દાણના દરમાં રાહત આપવામાં આવતી ત્યારે એના 'ગુણાક્ષર' લખી આપવામાં આવતા.[૧૬૩] ન્યાયના ચુકાદાના લખાણને 'ન્યાયવાદ' કે 'ન્યાયપત્ર' કહેતા.[૧૬૪] આરોપીના લેખી નિવેદનને 'ધર્મચીરિકા' કહેતા.[૧૬૫] 'ગુણપત્ર' એટલે ગણોતનામું.[૧૬૬] ગીરોને 'આધિ' કહેતા. એને લગતું કરારનામું થતું તેને 'આધિપત્ર' કહેતા. ગીરો પેટે જમા કરાવાતા દ્રવ્યની લેખી નોંધ થતી.[૧૬૭] ગરાસ જપ્ત કરવાના ખતને 'ગ્રાસલોપન' કહેતા.[૧૬૮] ઋણને લગતા ખતને 'વ્યવહારપત્ર' કહેતા.[૧૬૯] વળતદાણ ખતને 'વલિતપત્ર' કહેતા.[૧૭૦] ઘર, ખેતર, ઘોડો વગેરે ગીરો મૂકવાના ખતને 'અડાણકપત્ર' કહેતા.[૧૭૧] ગીરોખતમાં કરેલી શરતનું પાલન ન થતાં મિલકત ડૂલ થાય, એને લગતા ખતને 'ડૂલિપત્ર' કહેતા.[૧૭૨] કોઈ વ્યક્તિ કોઈ અન્યને ધર્માદા તરીકે ભૂમિનું દાન કરે તો એને લગતું 'ભૂમિપત્ર' લખી આપવામાં આવતું.[૧૭૩] જમીન, ઘર, ઘોડા, દાસી વગેરેના વેચાણને લગતાં ખત લખાતાં.[૧૭૪] બાપીકી મિલકતની વહેંચણીને લગતા ખતને 'વિભંગપત્ર' કહેતા.[૧૭૫] જ્યારે કોઈ સજ્જન વિરુદ્ધ રાજકુલમાં આરોપ મૂકવામાં આવે ત્યારે એણે ધર્માધિકરણીયો (ન્યાયાધીશો)ને 'ગર્દભપત્ર' લખી આપવું પડતું કે હું એ ન્યાયાધીશોને કે રાજકુલને ન્યાય કરતાં કંઈ હરકત કરું તો ગર્દભ કે ચાંડાલના મોતે મરું.[૧૭૬] જ્યારે કોઈ બે તકરારી પક્ષો વચ્ચે સમાધાન કરી આપવામાં આવતું ત્યારે એને લગતું 'શીલપત્ર' નામે ખત લખાતું.[૧૭૭] સમૂહગત કરારનામાને 'સમયપત્ર' કહેતા.[૧૭૮] બે રાજાઓ વચ્ચેના સંધિના કરારને 'યમલપત્ર' કહેતા.[૧૭૯] લગ્નની ફારગતીને લગતા લખાણને 'ઢોકનપત્ર' કહેતા.[૧૮૦] જ્યારે કુટુંબના કોઈ દુરાચારી સભ્યનો સામાજિક બહિષ્કાર કરવામાં આવતો ત્યારે એ અંગે 'કૃષ્ણાક્ષર' ખતની વિધિ થતી ને જ્યારે એ સુધરતાં બહિષ્કાર પાછો ખેંચી લેવામાં આવતો ત્યારે એને લગતા 'ઉજ્જવલાક્ષર' ખતની વિધિ થતી.[૧૮૧]

આમ સોલંકી કાલ દરમ્યાન રાજ્યતંત્રનો અનેકવિધ વિકાસ થયો હોવાનું માલૂમ પડે છે.

## પાદટીપો

૧. દા.ત. મૂલરાજ ૧ લો

૨. કર્ણદેવ ૧ લાના સમયથી

૩-૪. જુઓ આગળ પ્રકરણ ૨-૫.

૫. ગુઐલે., ભા. ૩, લેખ ૧૫૭ ક

૬. જુઓ આગળ પ્રકરણ ૨-૪.

૬અ. *C. G.*, pp. 253 ff.

૭. દા.ત. ભીમદેવ ૧ લાએ અને મૂલરાજ ૨ જાએ

૮. દા. ત. સિદ્ધરાજ જયસિંહે સોમનાથનો યાત્રાવેરો દૂર કર્યો ને કુમારપાલે અપુત્રિકાધનનો રિવાજ રદ કર્યો.
૯. श्रीकरणादिसमस्तमुद्राव्यापारान्परिपंथयति. આ શબ્દપ્રયોગના અર્થ માટે જુઓ પં. લાલચંદ્ર ભ. ગાંધી. 'મુદ્રા વ્યાપારનો સુસંગત અર્થ', "ઐતિહાસિક લેખ-સંગ્રહ", પૃ. ૨૯૭ થી. 'શ્રીકરણ'ની સમજૂતી આગળ આવશે.
૧૦. આ સંગ્રહમાં આપેલાં ઉદાહરણોમાં દસ લેખોની મિતિઓ સં. ૮૦૨ ની, ૭૦ લેખોની સં. ૧૨૮૮ ની અને પાંચ લેખોની સં. ૧૫૩૩ ની છે.
૧૧. G. K. Shrigondekar, *Lekhapaddhati, Glossary*, p. 97; *C. G.*, pp. 212 ff.

શ્રી. દલાલ જલકરણ અને પથકકરણને જુદાં ગણે છે. ડૉ. મજુમદાર દ્રવ્યકરણ, અંશુકકરણ અને ભાંડાગારકરણને અલગ ગણે છે. વળી એ બંને સુવર્ણકરણ ગણાવતા નથી ને કોષ્ઠિકા ઉમેરે છે. 'ઘટિકાગૃહ'ના અર્થની ડૉ. મજુમદારે સારી છણાવટ કરી છે. એ 'દેવવેશ્મકરણ' અને 'દેવકરણ'ની પૃથક્તા પણ દર્શાવે છે.

૧૨. *C. G.*, p. 221
૧૩. *Ibid.*, p. 222
૧૪. द्वयाश्रय, स. २, श्लो. ५६ પરની ટીકામાં
૧૫. ગુએલે, ભા. ૩, લેખ ૨૧૪
૧૬. ગુએલે, ભા. ૨, લેખ ૧૬૩, શ્લો. ૧૨
૧૭. એજન, શ્લો. ૨૫
૧૮. એજન, લેખ ૧૬૭
૧૯. એજન, ભા. ૩, લેખ ૨૧૬ અ
૨૦. એજન, લેખ ૧૪૪ ક
૨૧. प्र. चि., पृ. ३०–३४
૨૨. દા. ત. અજયપાલના સં. ૧૨૩૧ ના દાનશાસનનો (ગુએલે, ભા. ૨, લે. ૧૫૭)
૨૩. ગુએલે, ભા. ૨, લેખ ૧૫૭
૨૪. *C. G.*, p. 229
૨૫. *Ibid.*, pp. 229 f.
૨૬–૨૯. p. 230
૩૦. p. 231
૩૧. ગ્રંથ ૩, પૃ. ૧૮૦
૩૨. लेखपद्धति, पृ. ८
૩૩. ગુએલે., ભા. ૩, લેખ ૨૪૩
૩૪. *C. G.*, p. 224
૩૫. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૫
૩૬. *C. G.*, pp. 225 f.
૩૭. *[illegible]b d.*, pp 226 f.
૩૮. लेखपद्धति, पृ. २
૩૯–૪૦ *C. G.*, p. 228
૪૧. *Ibid.*, p. 231
૪૨. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૫
૪૩. *C. G.*, p. 231
૪૪. *Ibid.*, p. 232
૪૫. ગુએલે, ભા. ૩, લેખ ૨૧૭
૪૬. એજન, લેખ ૨૨૩
૪૭. એજન, લેખ ૧૭૦
૪૮. लेखपद्धति, पृ. ३५, ४४
૪૯. एजन, पृ. १७
૫૦. *C. G.*, p. 234
૫૧. દા. ત. लेखपद्धति, पृ. ५०–५१
૫૨. ગુએલે, ભા. ૩, લેખ ૨૨૩ અ

૫૩. C. G., p. 235 ૫૪. પૃ. ૮

૫૫. પૃ. ૩ ૫૬. लेखपद्धति, પૃ. ૮

૫૭. G. K. Shrigondekar, *op. cit.*, pp. 99 f.

૫૮. लेखपद्धति, પૃ. ૮. ભીમદેવ ૨ જાના સં. ૧૨૮૭ના તામ્રપત્ર (ગુઐલે, ભા. ૨, લેખ ૧૭૦)માં સંપાદકે પં. ૨૪ માં ‘ हिडियक ’ વાંચેલું, તે ‘ हिंडीपक ’ હોવું જોઈએ (C. G., p. 235).

૫૯. G. K. Shrigondekar, *op. cit.*, p. 100

૬૦. ગુઐલે, ભા. ૨, લેખ ૧૭૦ ૬૧. પૃ. ૮

૬૨. G. K. Shrigondekar, *op. cit.*, pp. 99 f.; C. G., p. 235

૬૩. लेखपद्धति, પૃ. ૮ ૬૪. C. G., p. 236

૬૫. द्वयाश्रय, स. ३, श्लो. ३ પરની ટીકા ૬૬. लेखपद्धति, પૃ. ૮

૬૭. G. K. Shrigondekar, *op. cit.*, p. 99 ૬૮-૭૦ *Ibid.*, p. 100

૭૧. लेखपद्धति, પૃ. ૮ ૭૨. एजन. પૃ. ૫૦

૭૩. C. G., pp. 235 f. ૭૪. लेखपद्धति, પૃ. ૫૪

૭૫. G. K. Shrigondekar, *op. cit.*, p. 124

૭૬-૭૮. C. G., pp. 236 ff. ૭૯. જુઓ ઉપર પા. ટી. ૪૫-૪૬.

૮૦ C. G., p. 239 ૮૧. *Ibid.*, p. 240

૮૨. *Ibid.*, pp. 241 f.

૮૩. Sankalia, *Archaeology of Gujarat*, Appendix, p. 63; *Studies in the Historical and Cultural Geography and Ethnography of Gujarat*, p. 30

૮૪. S. H. C. G. E., p. 30; C. G., pp. 208 f.
વળી સૌરાષ્ટ્રમાં ટિમ્બાણકમંડલનો અને કચ્છમાં ઘૃતઘટીમંડલનો સમાવેશ થતો (C. G., p. 209).

૮૫. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત", પૃ. ૨૦૬

૮૫અ. S. H. C. G. E., p. 35. સિદ્ધરાજ અને કુમારપાલના સમયનાં લાડોલ તામ્રપત્રોમાં જણાવ્યા મુજબ ગંભૂતા ૧૧૪ ગામોના સમૂહનું વડું મથક હતું (J. O. I., Vol II, pp. 368 f.).

૮૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૭ ૮૭. S. H. C. G. E., pp. 35 ff.

૮૮ *Ibid*., pp 34 f. ૮૯. *Ibid*., pp. 39 f.

૯૦. ગુઐલે, ભા. ૨, લેખ ૨૦૨; लेखपद्धति માં ‘ माण्डिलकपथक ’નો ઉલ્લેખ છે તે આ પથક માટે જ લાગે છે. એના સંદર્ભમાં મહામંડલેશ્વર રાણા વીરમદેવનાં ગામોના આવતા ઉલ્લેખ પરથી આ સંભવને સમર્થન મળે છે.

૯૧. એજન, લેખ ૧૬૦ ૯૨. એજન, લેખ ૧૬૫, ૧૮૬

૯૩. એજન લેખ, ૧૬૫ ૯૪. S. H. C. G. E., pp. 38 f.

૯૫. ગુએલે, ભા. ૨, લેખ ૧૮૬
૯૬-૯૭. *S. H. C. G. E.*, pp. 40 f.
૯૮. ગુએલે, ભા. ૩, લેખ ૧૪૦ અ
૯૯. *S. H. C. G. E.*, pp. 35 f.
૧૦૦. ગુએલે, ભા. ૩, લેખ ૨૦૫

૧૦૧-૧૦૩. હરિપ્રસાદ શાસ્ત્રી, 'દંડાહી પથકનો સ્થળનિર્ણય', "વિદ્યાપીઠ", વર્ષ ૨, પૃ ૮
આ દાનપત્રમાં વિષયપથક અને દંડાહીપથકનાં ભાંખર ગ્રામ અને રાજપુરિગ્રામ દાનમાં દીધાનું જણાવ્યું છે. આ ક્રમ અનુસાર ભાંખર ગ્રામ વિષય-પથકમાં હતું ને રાજપુરિગ્રામ દંડાહી-પથકમાં.

ડૉ. સાંકળિયાએ સારસ્વતમંડલ અને એના પથકોનો વિગતવાર અભ્યાસ કર્યો છે (*S. H. C. G. E.*, pp. 34 ff), પરંતુ આ દાનપત્રમાં જણાવેલા પથકોના ક્રમની બાબતમાં એમની ગેરસમજ થઈ લાગે છે. એમણે ભાંખર વગેરે ગામોને વિષય-પથકમાં આવેલાં માનીને દંડાહી-પથકને ઉત્તરમાં અને વિષય-પથકને દક્ષિણમાં ગણાવ્યો છે (*Ibid.*, pp. 36 ff.), પરંતુ દાનપત્રમાંનો ઉદ્દિષ્ટ ક્રમ એનાથી ઊલટો છે. વળી દંડાહી-પથક સારસ્વતમંડલના દક્ષિણ ભાગમાં હતો એવા બીજા પણ અનેક પુરાવા મળ્યા છે (હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૭-૯).

૧૦૪. ગુએલે, ભા. ૨, લેખ ૧૫૮ અને ૨૦૫

૧૦૫-૧૦૭. હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૭-૯

૧૦૮ પૃ. ૨૪, પૃ. ૨૪ માં સ્પષ્ટતઃ 'दण्डाहीपथक' છે.

૧૦૯. ગુએલે, ભા. ૨, લેખ ૧૬૬

૧૧૦. ડૉ. સાંકળિયા અવયાણિજ અને ચુર્યાતિજનાં સ્થાન વડસરની દક્ષિણે જેઠલજ અને સાંતેજમાં હોવાનું સૂચવે છે (*S. H. C. G. E.*, p. 34), પરંતુ અવયાણિજ એ વડસરની દક્ષિણપૂર્વે દસક્રોઈ તાલુકામાં આવેલું ઓગણજ હોય એ વધુ સંભવિત છે.

૧૧૧. *S. H. C. G. E.*, p. 38

૧૧૨. ગુએલે, ભા. ૨, લેખ ૧૩૯ અને ૧૫૯. વળી જુઓ "કચ્છનું સંસ્કૃતિદર્શન", પૃ. ૨૭૦-૨૭૧. 'સહસચાણા' અને હાલનું જામનગર તાલુકાનું 'સચાણા' નામસામ્ય ધરાવે છે, પરંતુ સચાણા કચ્છના અખાતના દક્ષિણ કિનારે સૌરાષ્ટ્રમાં આવેલું હોઈ એ કચ્છમંડલનું સહસચાણા ન હોઈ શકે.

૧૧૩. ગુએલે, ભા. ૩, લેખ ૧૪૪ બ
૧૧૪. એજન, લેખ ૨૧૯ અ
૧૧૫. એજન, ભા. ૨, લેખ ૧૬૨
૧૧૬. એજન, ભા. ૩, લેખ ૨૧૫ અ
૧૧૭. એજન, લેખ ૨૨૫ બ
૧૧૮. એજન, ભા. ૨, લેખ ૧૬૪
૧૧૯. એજન, ભા. ૩, લેખ ૨૧૬ અ
૧૧૯અ. એજન, ભા. ૨, લેખ ૧૪૫
૧૧૯આ. *EI*, Vol. XXXI, pp. 11 ff.

૧૨૦. એજન, લેખ ૨૩૭. વળી જુઓ ભોજદેવના સમયનું દાનપત્ર (*EI*, Vol. XXXIII, pp. 191 ff.).

૧૨૧. પૃ ૧૭
૧૨૨. પૃ. ૫૩
૧૨૩. પૃ. ૫
૧૨૪. ગુએલે, ભા. ૨, લેખ ૧૪૧-૧૪૨
૧૨૫. એજન, ભા. ૩, લેખ ૨૪૯

૧૨૬. લેખમાં જણાવેલાં સ્પષ્ટ વડસાણા તાલુકાનાં તલોદરા, સાંકી, કરણ, તાંદી અને

અને વડદલા હોઈ શકે.

૧૨૬અ. *EI*, Vol. XXXII, pp. 45 ff. and 61 ff. હરિપ્રસાદ શાસ્ત્રી, 'સંભાણના સ્થાનિક ઇતિહાસ પર પડેલો પ્રકાશ', "ગુજરાતી સાહિત્ય પરિષદ, ૨૧ મું સંમેલન, અહેવાલ," પૃ. ૨૭૮-૨૮૩

૧૨૬આ. A. S. Gadre, *Important Inscriptions from the Baroda State*, pp. 64 ff.

૧૨૭. Amrit Pandya, *New Dynasties of Gujarat-History*, p. 14

૧૨૮. ગુઐલે, ભા. ૩, લેખ ૨૩૮ બ    ૧૨૯. એજન, ભા. ૨, લેખ ૧૫૭

૧૩૦. એજન, ભા. ૩, લેખ ૧૪૪ ક    ૧૩૧. એજન, લેખ ૧૪૪ અ

૧૩૨. એજન, ભા. ૨, લેખ ૧૫૦, ૧૫૧ અને ૧૫૬

૧૩૩. *AIOC*, VII, PT, pp. 643 ff.    ૧૩૪. ગુઐલે, ભા. ૩, લેખ ૨૨૩ અ

૧૩૫. आचार्य जिनविजयजी अभिनंदन ग्रंथ, पृ. ५८–६१

૧૩૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૩૮    ૧૩૭. એજન, ભા. ૩, લેખ ૧૫૫ અ

૧૩૮. એજન, લેખ ૧૪૮ અ    ૧૩૯. એજન, લેખ ૧૪૮ બ

૧૪૦. એજન, લેખ ૧૪૮ ક. નાડોલ રાજસ્થાનના દેસૂરી વિભાગમાં આવેલું છે.

૧૪૧. એજન, લેખ ૧૪૯ અ    ૧૪૨. એજન, લેખ ૧૪૯ બ અને ૧૫૭ ક

૧૪૩. *C. G.*, p. 242    १४४. लेखपद्धति, पृ ९; *Glossary*, p. 101

૧૪૫. નમૂના માટે જુઓ लेखपद्धति, पृ. १०    १४६. एजन, पृ. १६

१४७. एजन, पृ. २२    १४८. एजन, पृ. २३–२४, २५

१४९. एजन, पृ. १४    १५०. प्र. चि., पृ. ५७–५८

૧૫૧. ગુઐલે, ભા. ૩, લેખ ૨૨૩ અ    ૧૫૨. *C. G.*, p. 246

૧૫૩. *Ibid.*, p. 247    ૧૫૪. *Ibid.*, pp. 247 f.

૧૫૫. *Ibid.*, pp. 248 f.    ૧૫૬. *Ibid.*, p. 250

१५७. पृ. ७–८    १५८. पृ. ८    १५९. पृ. १०–११

१६०. पृ. ११    १६१. पृ. ११–१२    १६२. पृ. १२–१३

१६३. पृ. १३–१४    १६४. पृ. १५

१६५. पृ. १६–१८, ९१–९२    १६६. *Glossary*, p. 107

१६७. पृ. १९–२१, ४१–४३    १६८. पृ. २४

१६९. पृ. ३३–३४    १७०. पृ. ३४–३५

१७१. पृ. ३७, ३९–४१, ७०–७१, ७६–७८    १७२. पृ. ३८

१७३. पृ. ४३–४४    १७४. पृ. १३, ३५–३६, ४४–४७, ६९–७०

१७५. पृ. ४७–४९, ७१–७५    १७६. पृ. ४९–५०    १७७. पृ. ५०–५१

१७८. पृ. ५१–५२    १७९. पृ. ५२    १८०. पृ. ५२    १८१. पृ. ५३–५४

# ખંડ ૬ : સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૧૦

## સામાજિક સ્થિતિ

ઈ. સ. ૯૪૨ થી ૧૩૦૪ સુધીના સમયગાળામાં, અગાઉના કાલોની તુલનાએ, ઐતિહાસિક સાધનોનું બાહુલ્ય છે. સાહિત્યિક સામગ્રી વિપુલ પ્રમાણમાં મળે છે અને અભિલેખો આદિ સામગ્રી તો પૂર્વવત્ ઉપલબ્ધ છે. જોકે સામાજિક-આર્થિક-ધાર્મિક જીવનનાં અમુક અંગો માટેની માહિતી અલ્પ છે, તોપણ આ કાલ માટે સાધનોની વિરલતા છે એમ એકંદરે કહી શકાશે નહિ. સોલંકી કાલના સામાજિક જીવનનું ચિત્ર દોરવાનું કાર્ય, આ કારણે, ઓછું કઠિન છે.

'દ્વયાશ્રય'માં આભીર, કિરાત, ધીવર, ચાંડાલ, ચીન, બર્બર, જાંગલ, નિષાદ, ભિલ્લ, મ્લેચ્છ, તુરુષ્ક, યવન, શક, શબર, હૂણ, ટક્ક, માહેય અને ખસ જાતિઓનો નિર્દેશ આવે છે.[૧] સ્મૃતિપ્રોક્ત ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા, અગાઉની જેમ, આ કાલમાં પણ એકંદરે પ્રચલિત હતી, પરંતુ નોંધપાત્ર સામાજિક ફેરફાર એ કે નાતોના વાડા બંધાવા લાગ્યા હતા. ભીમદેવ ૧ લાએ ઈ. સ. ૧૦૩૦(વિ. સં. ૧૦૮૬)માં એક દાન ઉદીચ્ય બ્રાહ્મણને અને બીજું મોઢ બ્રાહ્મણને આપ્યું હતું.[૧અ] મૂલરાજના સમયમાં ઉત્તરના બ્રાહ્મણ ગુજરાતમાં આવ્યા અને તેઓ 'ઉદીચ્ય' કહેવાયા—એ અનુશ્રુતિને આથી આધાર મળે છે. મોઢેરા નગરમાં વસેલા અથવા ત્યાંથી નીકળેલા બ્રાહ્મણ (અને વણિક) તે 'મોઢ' એ સ્પષ્ટ છે. મૂલરાજના સમયના ઈ. સ. ૯૪૯(સં. ૧૦૦૫)ના લેખમાં નાગર જ્ઞાતિનો ઉલ્લેખ છે;[૨] જોકે નાગર જ્ઞાતિના પેટાભેદો એ સમયે થયા હોય એમ જણાતું નથી. એ પછીનાં આશરે સો-દોઢસો વર્ષમાં રાયકવાલ, પોરવાડ, શ્રીમાળી, વાયટીય-વાયડા આદિ જ્ઞાતિઓનાં નામ પ્રચલિત થયાં લાગે છે. ભીમદેવ ૨ જાના સં. ૧૨૫૬ ની ભાદ્રપદ અમાસ અને ભૌમવાર(ઈ. સ. ૧૧૯૯ ની ૨૧ સપ્ટેમ્બર)ના તામ્રપત્રમાં રાયકવાલ જ્ઞાતિના બ્રાહ્મણ આસધરને ભૂમિદાન અપાયાનો ઉલ્લેખ છે. આ દાનપત્રનો લેખક મોઢવંશના મહાક્ષપટલિક વૈજલનો પુત્ર શ્રી કુંવર છે.[૩] રાજકીય અને અન્ય કારણોએ મારવાડથી ગુજરાત તરફ સ્થળાંતર થતાં શ્રીમાલ-ભિન્નમાલ ઉપરથી શ્રીમાલી (બ્રાહ્મણ તેમજ વણિક) તથા પ્રાગ્વાટ-પોરવાડ (શ્રીમાલના પૂર્વ ભાગમાં વસનાર) જ્ઞાતિઓ થઈ. પાટણ પાસેના વાયટ-વાયડ

ગામ ઉપરથી વાયટીય-વાયડા વણિકો અને બ્રાહ્મણો થયા.[4] 'પદ્માનંદ મહાકાવ્ય'નો લખનાર પદ્મ મંત્રી એ જ્ઞાતિનો હતો. વાયડ ગામ ઉપરથી જૈનોનો વાયડ ગચ્છ થયો. પ્રસિદ્ધ ગ્રંથકાર અમરચંદ્રસૂરિ એ ગચ્છના હતા. પૂર્વાશ્રમમાં તેઓ વાયડા બ્રાહ્મણ હશે એમ જણાય છે.[5] 'મુદ્રિતકુમુદચંદ્ર પ્રકરણ'નો કર્તા વણિક યશશ્ચંદ્ર ધર્કટ—ધાકડ જ્ઞાતિનો હતો. ખડાયતા જ્ઞાતિનો ઉલ્લેખ સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨)ના એક લેખમાં છે.[5અ] 'દ્વયાશ્રય' ઉપરની અભયતિલકગણિની ટીકા(સર્ગ ૧૮, શ્લોક ૫૯)માં આયુધજીવી અથવા 'કાંડસ્પૃષ્ટ' બ્રાહ્મણોનો ઉલ્લેખ છે, એથી સ્પષ્ટ છે કે કેટલાક બ્રાહ્મણ નિર્વાહ માટે સૈન્યમાં પણ જોડાતા હશે. પછીના સમયમાં મુખ્યત્વે મારવાડ અને ગુજરાતનાં ગ્રામનગરો ઉપરથી જ્ઞાતિઓના નામકરણનું વલણ બંધાતું જતું હતું. પ્રબંધાત્મક સાહિત્યમાં અને અભિલેખોમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિઓના ઉલ્લેખ મળે છે. આ ઉપરથી સ્પષ્ટ છે કે વર્ણોના જ્ઞાતિરૂપી પેટાવિભાગ પડવા લાગ્યા હતા અને સમાજનું વલણ સંકોચ તરફ હતું, આથી લગ્નવ્યવહારની જે છૂટ સાતમા–આઠમા સૈકા સુધી હતી તે મર્યાદિત થતી ગઈ હશે.

ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં વિધવા–પુનર્લગ્ન પ્રત્યે નિષેધાત્મક વલણ હશે, પણ આત્યંતિક નિષેધ નહિ હોય એમ અનુમાન થાય છે. ગુજરાતના પ્રસિદ્ધ મંત્રીઓ વસ્તુપાલ અને તેજપાલ પુનર્લગ્ન કરેલી વિધવા કુમારદેવીના પુત્ર હતા એ વસ્તુ ઐતિહાસિક પ્રમાણોના આધારે નિશ્ચિત છે.[6] જૂની ગુજરાતીમાં લખાયેલી જૈન આચાર્યોની 'વીરવંશાવલિ' નામે પટ્ટાવલિ 'પ્રબંધચિંતામણિ' આદિમાં નોંધાયેલી એ વિશેની અનુશ્રુતિને પ્રકારાંતરે ટેકો આપે છે અને ઉમેરે છે કે ગુજરાતની વણિક જ્ઞાતિઓમાં (ખાસ કરીને વસ્તુપાલ–તેજપાલની પ્રાગ્વાટ કે પોરવાડ જ્ઞાતિમાં) વૃદ્ધશાખા અને લઘુશાખાના (અર્વાચીન 'વીસા' અને 'દસા'ના) ભેદ ચાલુ રૂઢિનો ભંગ કરતી આ ઘટનાથી પેદા થયા હતા. જેઓ વસ્તુપાલ–તેજપાલની સાથે રહ્યા તેઓ 'લઘુશાખીય' (ઊતરતા) ગણાયા.[7] જ્ઞાતિઓની વળી પાછી પેટાજ્ઞાતિઓ કેમ થઈ એનું એક નિમિત્ત કારણ અહીં જોવા મળે છે.

આનાથી ઊલટું ઉદાહરણ પણ સર્વાનંદસૂરિના સમકાલીન 'જગડૂચરિત'-માંથી મળે છે. કચ્છના દાનેશ્વરી જગડૂશાહની પુત્રી નાનપણમાં વિધવા થઈ હતી. યોગ્ય યુવક સાથે જગડૂશાહ એનું પુનર્લગ્ન કરવા ઇચ્છતો હતો. એ માટે એણે પોતાનાં સગાંસંબંધીઓની અનુમતિ માગી. બે ઉંમરલાયક વિધવાઓ સિવાય અન્ય સર્વ સંબંધીઓએ અનુમતિ આપી, પણ એ બે વિધવાઓએ

વિરોધમાં કહ્યું કે 'અમારાં પુનર્લગ્ન પહેલાં ગોઠવ્યા પછી તમારી પુત્રીનું પુનર્લગ્ન કરો.' આથી જગડૂએ પોતાની પુત્રીના પુનર્લગ્નનો વિચાર છોડી દીધો.[૮] આ પ્રસંગ દર્શાવે છે કે તત્કાલીન વણિકસમાજમાં વિધવા-પુનર્લગ્ન નિર્વાહ્ય હોવા છતાં વ્યવહારમાં બને ત્યાંસુધી એને ત્યાજ્ય ગણવામાં આવતું.

લગ્નવિચ્છેદ અથવા છૂટાછેડા સમાજના અમુક વર્ગોમાં પ્રચલિત હશે જ. ચૌલુક્યકાલમાં રચાયેલા 'લેખપદ્ધતિ' નામના ગ્રંથમાં લેખ અથવા દસ્તાવેજોના નમૂના છે અને એમાંના ઘણા તો પ્રત્યક્ષ અમલમાં આવેલા ખરેખરા લેખ હોય એમ જણાય છે. 'ઢૌકનપત્ર' અથવા લગ્નવિચ્છેદનો એક લેખ પણ એમાં છે. લેખનો સારાનુવાદ આ પ્રમાણે છે:[૯] 'શ્રીપત્તનમાં મહામાત્ય શ્રી અમુક મેહર શ્રી ચાંઈઆકને ઢૌકનપત્ર આપે છે કે મેહર લૂંણીઆકે કુટુંબમંડળ એકત્ર કરીને[૧૦] પોતાની પુત્રી ચાંઈઆક પાસેથી છોડાવી છે. એ પછી જતે દિવસે કુટુંબસમવાય સહિત મેહર ચાંઈઆકે આત્મીય સ્વજન લોકની જાણપૂર્વક આભીર ઘઉલીઆકને ઢૌકન-વ્યવહારથી પોતાની પુત્રી આપી છે.[૧૧] ઢૌકનપત્ર રાજકુલમાંથી મેળવ્યું છે. હવે કાલાંતરે પણ પૂર્વકાલનાં પતિપત્નીએ એકબીજાનું મુખ જોવું નહિ. સં. ૧૨૮૮ વર્ષે વૈશાખ સુદિ ૧૫ સોમ. મતું.' લગ્નવિચ્છેદનો આ એક વિરલ જૂનો દસ્તાવેજ છે. લગ્નવિચ્છેદના બંને પક્ષકારો 'મેર' જાતિના, પણ એ પૈકી સ્ત્રીનું પુનર્લગ્ન આભીર જાતિના પુરુષ સાથે કરવામાં આવ્યું છે. સામાન્યતઃ બને છે તેમ, આ બધો વિધિ જ્ઞાતિની પંચાયત સમક્ષ કરવામાં આવ્યો છે, તોપણ આ 'ઢૌકનપત્ર' પાટણમાં રાજકુલમાંથી લેવામાં આવ્યું છે. કાં તો આભીર કે રબારી જેવી મેર જ્ઞાતિ પણ એ સમયે ત્યાં હોય અથવા સોરઠમાં સોલંકીઓનું આધિપત્ય થયા પછી ત્યાંના મેર લોકોમાંથી અમુક સૈનિક તરીકે અથવા અન્ય વ્યવસાય અંગે પાટણમાં આવીને વસ્યા હોય. મેર જાતિનો આ નોંધપાત્ર પ્રાચીન ઉલ્લેખ છે,

પરંપરાગત મૂલ્યોને કારણે કુલાંગનાનું નૈતિક ધોરણ સામાન્યતઃ ઊંચું હતું, પણ ઉચ્ચ ગણાતા સમાજમાં પણ નૈતિક સ્ખલનની ઘટનાઓ નોંધાયેલી છે. વાઘેલા રાણા લવણપ્રસાદની પત્ની મદનરાજ્ઞીએ પોતાના ઘરભંગ થયેલા બનેવી દેવરાજનું ઘર માંડ્યું હતું અને પોતાના બાળક પુત્ર વીરધવલ સાથે એ ત્યાં રહેતી હતી. લવણપ્રસાદ દેવરાજનો વધ કરવા ગયો હતો, પણ દેવરાજનો વીરધવલ પ્રત્યેનો સ્નેહ જોઈ, વૈરભાવ છોડી એનો સત્કાર સ્વીકારી પાછો ફર્યો હતો. વીરધવલને અપર પિતા દેવરાજથી સામણ, ચામુંડ વગેરે ભાઈઓ થયા, જેઓ વીર પુરુષો તરીકે જગતમાં પ્રખ્યાત થયા. અમુક સમય પછી વીરધવલ માતાના

વૃત્તાંતથી શરમાઈ, એ ઘર છોડી, પિતા પાસે આવી રહ્યો હતો, એમ 'પ્રબંધ-ચિંતામણિ'નો કર્તા મેરુતુંગ નોંધે છે.[૧૨]

રાજકુટુંબની વ્યક્તિઓનાં નૈતિક ધોરણ અંગે બીજી કેટલીક વિગતો પણ મળે છે. મેરુતુંગની નોંધ મુજબ, ભીમદેવ ૧ લાએ બઉલા (બકુલા) અથવા ચઉલા નામની ગણિકાને, અથવા ચારિત્રસુંદરગણિ અનુસાર કામલતા નામે ગણિકાને, પોતાના અંતઃપુરમાં રાખી હતી.[૧૩] કર્ણ સોલંકીને એક હલકી સ્ત્રી પ્રત્યે આકર્ષણ હતું.[૧૪] અને ભોજરાજાએ વિજયા પંડિતાને એની વિદ્વત્તા અને કાવ્યચાતુરીથી મુગ્ધ થઈ પોતાની ભોગિની બનાવી હતી[૧૫] તથા વિદ્વત્કુટુંબની પુત્રીને શૃંગારિક કાવ્યો વિશેના એના ચાતુર્યથી મુગ્ધ થઈ પોતાની રાણી બનાવી હતી.[૧૬] રાજાઓને અનેક રાણીઓ ઉપરાંત ઉપપત્નીઓ હતી. આ ઉપપત્નીઓનાં સંતાનોની સમાજમાં કંઈ હલકાઈ ગણાતી હોય એવું પ્રાપ્ત ઉલ્લેખો ઉપરથી જણાતું નથી. મેરુતુંગે મૃણાલવતીને તિલંગ દેશના રાજા તૈલપની બહેન કહી છે, પણ, શુભશીલગણિના કથન મુજબ, એ તૈલપના કાકા દેવલની સુંદરી નામે રખાતની પુત્રી હતી.[૧૭] મૃણાલવતીનું તૈલપની પ્રજામાં બહુમાન હતું, અને તૈલપ ઉપર પણ એનો પ્રભાવ પડતો હતો. મેરુતુંગ નોંધે છે કે ભીમદેવ ૧ લા ની ઉપપત્ની ચઉલાનો પુત્ર હરિપાલ, એનો ત્રિભુવનપાલ અને એનો પુત્ર કુમારપાલ હતો. ચારિત્રસુંદરગણિ પ્રમાણે, ભીમદેવની કામલતા નામે ઉપપત્નીના પુત્રો ક્ષેમરાજ અને કર્ણ હતા; કર્ણ બધા વર્ગોથી પૂજિત હોવાથી તથા ભીમદેવે વચન આપ્યું હોવાથી, પિતાના આગમન પછી ક્ષેમરાજે કર્ણને રાજગાદી સોંપી.[૧૮] આમાંના વ્યક્તિગત ઉલ્લેખો પરત્વે કદાચિત્ મતભેદ થવા સંભવ છે, પણ ઉપ-પત્નીઓના પુત્રો પ્રત્યે સમાજ કેવી દૃષ્ટિથી જોતો એ ઉપર તો એનાથી પ્રકાશ પડે જ છે. મેરુતુંગ અને ચારિત્રસુંદરગણિ જેવા જૈનત્વના અભિમાનીઓએ પરમાર્હત ગણાયેલા રાજા કુમારપાલની વડદાદી ગણિકા હોવાનું લખ્યું છે એ સૂચક છે.

ગણિકા એ એક નિશ્ચિત સામાજિક સંસ્થા હતી. ગણિકાગૃહને વિદગ્ધતાનું ધામ કોઈ ઉક્તિમાં કહ્યું છે. ભીમદેવ ૧ લાએ ગુજરાતીઓનું ચાતુર્ય બતાવવા માટે ભોજરાજાના દરબારમાં પોતાના તરફથી એક પંડિતને તથા એક ગણિકાને મોકલ્યાં હતાં, જ્યાં તેઓએ પોતાની વિદગ્ધતાથી ભોજને મુગ્ધ કર્યો હતો.[૧૯] વારાંગનાઓ દાનમાં અપાતી. એક રાજાએ વિજેતાને સો વારાંગના દંડ તરીકે આપી હતી.[૨૦] ભોજરાજાએ પોતાનો સેનાપતિ કુલચંદ્ર, જે પૂર્વકાલમાં દિગંબર સાધુ હતો, તેને એક સુંદર વારાંગના ભેટ આપી હતી.[૨૧] શ્વેતાંબરોમાં સુવિ-

હિતથી ભિન્ન—ચૈત્યવાસી યતિઓનું ધોરણ બહુ ઊંચું નહિ હોય. મહામાત્ય સાંતૂ હાથણી ઉપર બેસી પોતે બંધાવેલ સાંતૂવસહિકામાં દેવને નમસ્કાર કરવા જતો હતો ત્યાં ગણિકાના ખભા ઉપર હાથ મૂકી ઊભેલા કોઈ ચૈત્યવાસીને એણે જોયો; હાથી ઉપરથી ઊતરી, ઉત્તરાસંગ કરી, ખમાસણું કરી, મહામાત્યે એને નમસ્કાર કર્યા. આથી ચૈત્યવાસીને એટલી શરમ લાગી કે એ જ વખતે મલધારી હેમચંદ્ર પાસે આમ્નાય ગ્રહણ કરી, શત્રુંજય ઉપર જઈ, એણે બાર વર્ષ તપ કર્યું. [૨૨] માંસાહાર અને મદ્યપાનની બંધી કરવાનો કુમારપાલે પ્રયત્ન કર્યો હતો, પણ 'વેશ્યા–વ્યસન' ઉપર પ્રતિબંધ મૂકવામાં એને સફળતા નહિ મળી હોય. સિદ્ધરાજ અને કુમારપાલના સમકાલીન કવિ રામચંદ્રકૃત 'નલવિલાસ નાટક' માં નાયક નલરાજા એક સ્થળે દેવમંદિરમાંના સંગીતકને અનુલક્ષીને કહે છે કે 'કેવળ દેવતાયતન નહિ, સંગીતક કરતા પણ્યાંગનાચક્રને પણ જોઉં છું.' અને પછી ઉમેરે છે કે 'સર્વેના ઘરમાં હરિણાક્ષી કાંતાઓ ક્યાંથી હોય ? ન્યાયી રાજા પરદારગમન કરનારને સજા કરે છે. પરહિત કરનારી પણ્યાંગનાઓ ન હોય તો કામાર્ત જનો ક્યાં જાય ?' [૨૩] મંત્રી યશઃપાલકૃત સમકાલીન 'મોહરાજપરાજય નાટક' માં રાજા કુમારપાલ પોતાના દાંડપાશિકને આજ્ઞા કરે છે: 'જા ! દ્યૂત, માંસ, મદ્ય અને માર (હિંસા) નામે ચાર વ્યસનોને બરાબર શોધી, પકડીને નગરમાંથી કાઢી મૂક; ચોરી અને પરદારગમન એ બે વ્યસનોને તો આ પહેલાં જ નિર્વાસિત કર્યાં છે. વેશ્યાવ્યસન તો બિચારું ઉપેક્ષણીય છે. એ રહે કે જાય, એનું કંઈ મહત્ત્વ નથી.' [૨૪] હેમચંદ્રકૃત 'કુમારપાલચરિત '(પ્રાકૃત 'દ્વયાશ્રય' કાવ્ય)-માં રાજા કુમારપાલની દિનચર્યાના વર્ણનમાં કહ્યું છે કે રાજા સભામાં વિરાજમાન થાય ત્યારે 'હાથમાં ચામર લઈને વારાંગનાઓ રાજાની પાસે ઊભી હોય છે; આ વારસ્ત્રીઓ ગોરી અને મીઠું બોલનારી છે તથા તેઓએ મણિ અને હીરા જડેલાં નૂપુર પહેરેલાં હોય છે.' [૨૫] એટલે કે 'મોહરાજપરાજય'ના નાયકના દરબારમાં વારાંગનાઓનું વિધિગત સ્થાન હોઈ એમને નિર્વાસિત કરવાનો પ્રશ્ન નહોતો. વળી વારાંગનાના વ્યસનમાંથી રાજ્યને સારી આવક થતી હશે અને એ જતી કરવાની રાજ્યની તૈયારી, સ્વાભાવિક રીતે જ, નહિ હોય. મારવાડના ચાહમાનોના સં. ૧૧૪૭(ઈ. સ. ૧૦૯૧)ના એક લેખમાં 'થલપાલ' તરીકે ઓળખાતા એક અધિકારીનો ઉલ્લેખ છે, જેનું કામ દેવમંદિરો સાથે સંબંધ ધરાવતી વારાંગનાઓ ઉપર નિયંત્રણ રાખવાનું હતું. [૨૬] એ સમયનાં ગુજરાતનાં મોટાં દેવમંદિરોમાં પણ વારાંગનાઓ હતી એ પ્રમાણસિદ્ધ છે. એમના ઉપર તેમજ અન્ય પણ્યસ્ત્રીઓ ઉપર દેખરેખ રાખનાર અધિકારીઓ ગુજરાતમાં પણ હશે. [૨૬અ]

ભારતના અન્ય પ્રદેશોની જેમ ગુજરાતમાં પણ એ સમયમાં ગુલામીની પ્રથા હતી. દાસ-દાસી અર્થાત્ ગુલામ ખરીદાતાં, વેચાતાં, દાનમાં અપાતાં અને ધન મળતાં મુક્ત પણ કરાતાં. કૌટલ્યના 'અર્થશાસ્ત્ર'માં તથા સ્મૃતિઓમાં એને લગતાં વિધાન છે. સંસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્ય (૪-૯૨)માં ત્રણ સુંદર સ્ત્રીઓ અથવા છ-સાત જુવાનોના બદલામાં ખરીદાતા ઘોડાનો ઉલ્લેખ છે.[૨૭] દાસીના વેચાણના રીતસરના દસ્તાવેજ અથવા એના નમૂના 'લેખપદ્ધતિ'માંથી મળે છે તેમાંથી પહેલા એનું શીર્ષક 'દાસીપત્રવિધિ' છે, જ્યારે બીજા એનું શીર્ષક 'સ્વયમાગતદાસીપત્રવિધિ' એવું છે. દાસ-દાસીની પ્રથા વિશે અનેક વિગતો એમાંથી જાણવા મળે છે. બધા દસ્તાવેજોમાં સં. ૧૨૮૮ ના વૈશાખ સુદ ૧૫ની તિથિ છે. પહેલા દસ્તાવેજમાં કહ્યું છે કે પરરાષ્ટ્ર ઉપર ધાડ પાડવામાં આવી ત્યારે રાણા પ્રતાપસિંહે પકડેલી સોળ વર્ષની ગૌરવર્ણા પનુતી નામે દાસીને માથે ઘાસ મૂકીને ચૌટામાં વેચી અને એ વ્યવહારક આસધરે રાણા પ્રતાપસિંહને ૫૦૪ વીસલપ્રિય દ્રમ્મ આપીને દાસીકર્મ માટે જાહેર રીતે ખરીદી, માટે હવે પછી આ દાસીએ વ્યવહારકના ઘરમાં ખાંડવું, દળવું, લીંપણ કરવું, કચરો કાઢવો, ઈંધણાં લાવવાં, પાણી ભરવું, જાજરૂ સાફ કરવું, દોહવું, વલોવવું, છાસ લાવવી, ખેતરમાં નીંદવું-કાપવું વગેરે બધું કામ અકુટિલ બુદ્ધિથી કરવું. દાસીને એના માલિકે વૈભવાનુસાર ભોજન આચ્છાદનાદિ વગર માગ્યે આપવું, વેચનાર-ખરીદનાર બંને પક્ષની તથા ચાર રક્ષપાલોની સહીઓ અને નગરવાસીઓની સાક્ષીઓ દસ્તાવેજમાં છે. બીજા દસ્તાવેજમાં જણાવ્યું છે કે મહારાષ્ટ્ર ઉપર રાણા વીરધવલે આક્રમણ કર્યું ત્યારે પકડાયેલી ગૌરવર્ણી, સુલક્ષણા, સોળ વર્ષની અમુક નામની દાસીને રાજ૦ અમુકે ૬૦ દ્રમ્મના મૂલ્યથી વેચી છે. દાસીનાં કર્તવ્ય અગાઉના દસ્તાવેજમાં છે તેવાં જ વર્ણવેલાં છે. આમાં વેચનારના અને દાસીના નામને બદલે 'અમુક' એવો ઉલ્લેખ છે તથા (અગાઉના દસ્તાવેજમાં નિર્દિષ્ટ ૫૦૪ દ્રમ્મની તુલનાએ) માત્ર ૬૦ દ્રમ્મમાં દાસીઓનું વેચાણ નોંધાયું છે એ ઉપરથી અનુમાન થાય છે કે મહારાષ્ટ્ર ઉપરના આક્રમણ સમયે ઘણી સ્ત્રીઓ પકડાઈ હશે અને એમના વેચાણ માટે દસ્તાવેજનો સામાન્ય ખરડો તૈયાર થયો હશે, જેમાં નામો પછીથી મૂકવામાં આવ્યાં હશે. દાસીનું મૂલ્ય ઘટવાનું પણ એ કારણ હશે.

'સ્વયમાગતદાસીપત્રવિધિ' એ શીર્ષક નીચેના પહેલા દસ્તાવેજનો સાર નીચે પ્રમાણે છે : મહીતટ પ્રદેશમાં સિરનાર ગામના જગડ રાજપૂતની સંપૂરી નામે દસ વર્ષની પુત્રી એ પ્રદેશમાં દુષ્કાળ પડતાં તથા મ્લેચ્છોનું આક્રમણ થતાં,

પિતા અને શ્વશુરના કુટુંબને દુર્ભિક્ષવશાત્ ભિક્ષાટન કરતું જોઈ એકાકિની, અધોમુખી નીકળી ગઈ. અતિશય કંગાલ હાલતમાં ભીખ માગતી, દેવસ્થાન, મઠ, પ્રપા, સદાવ્રત વગેરેમાં નિવાસ કરતી એણે એક ચાહડને પગે લાગી એનો આશ્રય માગ્યો તથા એનું દાસીકર્મ કરવાનું સ્વીકાર્યું. ચોથા દસ્તાવેજનો મજકૂર પણ આવો જ છે. એમાંની સ્વયમાગતા દાસી બાર વર્ષની અને મૃતભર્તૃકા છે. એમાંની વિગતોમાં વિશેષ એટલું છે કે મૂલ્યક્રીતા દાસીને ગીરો મૂકી શકાય, દાનમાં આપી શકાય, દ્રવ્ય કે વસ્તુના બદલામાં વેચીને વહાણે ચડાવી પરદેશમાં મોકલી શકાય.[૨૯] દસ અને બાર વર્ષની 'સ્વયમાગતદાસી' વિશેના દસ્તાવેજો ઉપરથી અનુમાન થાય છે કે અરક્ષિત વ્યક્તિઓની નિરાધાર દશાનો ગેરલાભ લેવાતો હશે. બીજી બાજુ એવી વ્યક્તિઓ માટે देवगृहमठप्रपासत्राकारादि[૩૦] વિના, પડી રહેવાનાં પણ કોઈ સ્થળ નહોતાં એ હકીકત છે.

'લેખપદ્ધતિ'માં દાસવિક્રયનો કોઈ દસ્તાવેજ નથી, જે છે તે દાસીવિક્રયના જ છે. 'બૃહસ્પતિસ્મૃતિ'માં કહ્યું છે કે દાસીની માલિકી લેખ વિના પ્રાપ્ત થઈ શકતી નથી.[૩૧] સંભવ છે કે દાસનાં વેચાણ-ખરીદી માટે દસ્તાવેજ આવશ્યક ન હોય.

સોલંકી કાલમાં વર્ણોના જ્ઞાતિઓ-પેટાજ્ઞાતિઓમાં વિભાગ થઈ રહ્યા હતા એ આપણે જોયું. પોતાના સભ્યો ઉપર જ્ઞાતિઓનું બળ કેટલું ચાલતું અને પછીના સમયમાં બન્યું તેમ જ્ઞાતિઓ પોતાના સભ્યોને કોઈ અપરાધના કારણે બહિષ્કૃત કરી શકતી કે કેમ એ આપણે જાણતા નથી, પણ અપરાધી કે વંઠેલા કુટુંબીજનને રાજ્ય દ્વારા બહિષ્કૃત કરાવવાને લગતો એક રસપ્રદ દસ્તાવેજ 'લેખપદ્ધતિ'માં છે. એ દસ્તાવેજનું શીર્ષક છે 'કૃષ્ણાક્ષર-ઉજ્જ્વલાક્ષર-વિધિ' અને એનો સાર નીચે મુજબ છે:[૩૨] સંઘવી પદમનો પુત્ર પૂનાક અન્યાયથી વિચરતો હોઈ એનાં માતા-પિતા અને સંબંધીઓ પત્તનના આદિવાસીઓ સમક્ષ જાહેર કરે છે કે પૂનાકને આથી કાલાક્ષરિત કરવામાં આવે છે. હવે પછી એણે કરેલા કોઈ અન્યાય માટે એના સંબંધીઓ જવાબદાર ગણાશે નહિ.' (પછી પૂનાકના સંભવિત અપરાધોની એક યાદી આપી છે, જે સૂચવે છે કે એ કોઈ રીઢો ગુનેગાર હશે.) "સંબંધીઓને પૂનાકના મરણનું સૂતક પણ નહિ લાગે. હવે કોઈ સંબંધી એને આશ્રય કે સહાય આપે તો એ આ 'કાલાક્ષરિત' પૂનાક કરતાં પણ અધિક દંડયોગ્ય થાય. એ પૂનાક ફરી સદાચારી થવા ઇચ્છતો હોય અને કુટુંબમંડળમાં આવવા ઇચ્છતો હોય તોપણ કુટુંબે પોતાની મુનસફીથી (निजमनोह्यार्या) એને સ્વીકારવો નહિ, પણ એનાં પિતા-માતા પક્ષના સર્વ સ્વ-

જનવર્ગે રાજકુલમાં જઈ, વિભાવાનુરૂપ નજરાણું ( माङ्गलिक्य ) સ્વામી આગળ રજૂ કરી સમસ્ત નગરના અધિવાસીઓની જાણપૂર્વક કૃષ્ણાક્ષરો દૂર કરાવી, ધર્માધિકરણ– ન્યાયની કચેરીમાં ઉજ્જ્વલાક્ષરો લખાવી, સ્વામી પાસે પીઠે હાથ દેવડાવી, ફરી સદાચાર ભણી, ( स्वामिनः पार्श्वात् पृष्ठौ हस्त दावाप्य पुनरपि सदाचारो भणित्वा[૩૩]) કુટુંબમધ્યે વ્યવહાર ચલાવતો કરવો. પૂર્વકાલના અપરાધો માટે નગરમાં પછી એ ઉપાલંભ યોગ્ય નહિ થાય." 'કાલાક્ષરિત ' વ્યક્તિના કુટુંબની મિલકતમાંથી વારસાઈ, ભરણપોષણ અને વહેંચણીના અધિકારો નષ્ટ થયા હોઈ ખાનગી રહે નહિ, પણ રાજ્યના અધિકારી રૂબરૂ જ એને 'ઉજ્જવલાક્ષરિત' કરવાનું આવશ્યક હતું એ સ્પષ્ટ છે.

સોલંકી કાલનું પુષ્કળ સાહિત્ય ઉપલબ્ધ છે, પણ એ કાલની ભૌતિક સંસ્કૃતિ — ગૃહ, ગૃહ-આયોજના, રાચરચીલું, વાસણકૂસણ આદિ વિશે પૂરતી માહિતી મળતી નથી. જે મળે છે તે અલ્પ–સ્વલ્પ અને છૂટકતૂટક છે.[૩૪] મકાન ઈંટો અને લાકડાંનાં બંધાતાં, સૌરાષ્ટ્રના અમુક પ્રદેશોમાં પથ્થરનાં પણ હશે. 'લેખપદ્ધતિ'-માંના દસ્તાવેજો ઉપરથી જણાય છે કે મોટાં મકાન મજલાવાળાં હતાં અને એની ઉપર નળિયાંનું છાપરું કે અગાશી થતી. એની આસપાસ ખુલ્લી જગા તથા એની આજુબાજુ વંડી રહેતી (वरंडिकावृतं) તથા પડસાળ અને રસોઈઘરની અલગ જોગવાઈ રખાતી ( पट्टशालारसवतीसमन्वितं ).[૩૫] પીવાનું પાણી ઘણુંખરું બહારના કૂવાઓમાંથી ભરી લાવવામાં આવતું; ગંદા પાણીના નિકાલ માટે ખાળકૂંડી હતી, એને વખતોવખત ઉલેચવામાં આવતી. 'દાસીપત્રવિધિ'માં દાસીનાં કર્તવ્યોમાં पानीयोद्वहन અને खालकुण्डिकोल्लुञ्चननो ઉલ્લેખ છે. [૩૬] ઘરની અંદરના રાચરચીલામાં ચુક્રીવટ (ચારપાઈ), सेजवट (માંચા), ઘંટી, નિશા, ઉદૂખલ, મુસલ આદિ ગૃહમંડનનો, કડાહિ ( કડાઈ ), તાંબડી આદિ તાંબાનાં વાસણોનો, તથા દઘી (દેઘ કે દેઘડી), પડઘાહી (નળા જેવું વાસણ), ડોલી (ડોલ), ભૂંજારં(ભુઝારાં), ધૂપહડ (ધૂપદાની), પાલ (પાલાં કે પવાલાં), ભૃંગાર વગેરે પિત્તલમય ભાંડોનો ઉલ્લેખ ભાઈઓના ભાગની વહેંચણીના દસ્તાવેજમાં વિભંગપત્રમાં હોઈ સવિશેષ સૂચક છે.[૩૭]

વિવિધ સાહિત્યિક સાધનોમાં ખાદ્ય અને પેયના છૂટક છૂટક ઉલ્લેખ મળે છે; જેમકે સંસ્કૃત 'દ્વયાશ્રય' કાવ્યમાં મોદક, અપૂપ, આમિક્ષ (ઊકળતા દૂધમાં દહીં નાખવાથી બનતી એક વાની), શષ્કુલી (સાંકળી), ખાદ્ય–ખાજું, ઊર્ણાયુ–સૂતરફેણી, વટી–વડી, કરંભક (કરમો) વગેરેનો પ્રસંગોપાત્ત નિર્દેશ છે.[૩૮] 'વર્ણક–સમુચ્ચય'-માં સંગૃહીત સામગ્રીમાંની ઘણી પંદરમી–સોળમી સદીની છે, પણ એનો તુલનાત્મક અભ્યાસ કરતાં સમજાય છે કે એ સામગ્રીનું ઉદ્ભવસ્થાન સોલંકી કાલ છે, અને

એ કાલનાં સંસ્મરણ એમાં સચવાયાં હોવાનો પૂરો સંભવ છે.[૩૯] 'વર્ણક-સમુચ્ચય'-માં સેંકડો (આશરે ૯૦૦) વાનગીઓ અને ખાદ્ય પદાર્થોની સૂચિઓ છે,[૪૦] અને સોલંકી કાલના સાહિત્યમાંથી પ્રાપ્ત થતા એ પ્રકારના ઉલ્લેખો સાથે એનું તુલનાત્મક અધ્યયન અપેક્ષિત છે. 'વર્ણક-સમુચ્ચય'માંની યાદીઓમાં માંસની એક પણ વાનગી નથી એ નોંધપાત્ર છે. કુમારપાલની અમારિઘોષણા, જૈન ધર્મની વ્યાપક અસર અને હેમચંદ્રાચાર્યનો બોધ આદિ કારણોએ ગુજરાતની પ્રજાને પ્રમાણમાં માંસાહાર-વિમુખ બનાવી. રાજપૂતોમાં માંસાહાર સામાન્ય હતો, એ જોતાં કુમારપાલે કરેલો માંસાહારનો ત્યાગ અગત્યનો છે, અને એની સામાજિક અસર અવશ્ય થઈ હશે. 'મોહરાજપરાજય'(અંક ૪)માં કુમારપાલના પૂર્વજો સદા માંસ ભક્ષણ કરતા અને કુમારપાલે પણ પોતાના દેશાંતર-ભ્રમણમાં માંસ ઉપર નિભાવ કરેલો એમ જણાવ્યું છે. મદ્યપાનનો રિવાજ સામાન્ય હતો. સિદ્ધરાજની માતા મયણલ્લાએ સગર્ભાવસ્થાના છેવટના દિવસોમાં મદ્યપાન બંધ કર્યું હતું એવી નોંધ હેમચંદ્રે 'દ્વયાશ્રય' કાવ્યમાં સ્વાભાવિકતાપૂર્વક કરી છે,[૭૧] એ બતાવે છે કે રાજકુલની સ્ત્રીઓમાં પણ મદ્યપાન વ્યાપક હતું. આમ છતાં કુમારપાલની મદ્યનિષેધની નીતિની અસર તો થઈ જ હતી એમ એ પછીના સમયના ગુજરાતના સામાજિક જીવનના અવલોકનથી સ્પષ્ટ થશે.

સોલંકી કાલના પહેરવેશ અને અલંકારો વિશે એ સમયના સાહિત્યમાંથી, ચિત્ર-શિલ્પાદિમાંથી અને પરદેશીઓનાં પ્રવાસવર્ણનોમાંથી માહિતી મળે છે.[૪૨] વર્ણકોમાં વસ્ત્રો અને અલંકારોની વિસ્તૃત સૂચિઓ છે[૪૩] તેમાં સોલંકી કાલના પડઘા હોવાનો પૂરો સંભવ છે. 'દ્વયાશ્રય' કાવ્યમાંના વસ્ત્રાદિના ઉલ્લેખ શ્રી રામલાલ મોદીએ સંકલિત કર્યા છે.[૪૪] કુલીન સ્ત્રીઓ સર્વ અંગ ઢંકાય તેવાં વસ્ત્ર પહેરતી અને કોઈ વાર 'નીરંગી' નામે ઓળખાતા વસ્ત્રથી મુખ ઢાંકતી. વિધવા સ્ત્રીઓ ચામડું ઓઢતી એવો એક સ્થળે નિર્દેશ છે, પણ એ ગ્રાહરિપુના સૈન્યના વર્ણનમાં હોઈ સોરઠની કોઈ જાતિ પરત્વે હશે. કસુંબાના રંગથી રંગેલાં તથા સો રૂપિયા કરતાં પણ વધુ કિંમતનાં સ્ત્રીનાં વસ્ત્રોની નોંધ છે. પુરુષોના પોશાકમાં કિનારીવાળાં અને કિનારી વિનાનાં ધોતિયાંનો ઉલ્લેખ છે. એક સ્થળે સોરઠના પુરુષોને સ્ત્રીવેશવાળા કહ્યા છે એની સમજૂતી ટીકાકાર અભયતિલકગણિએ એવી આપી છે કે સોરઠના લોકો કાછડી વાળતા નથી અને પગની પાની સુધી સાડીની માફક વસ્ત્ર પહેરે છે.[૪૫] તડકામાં મોરનાં પીંછાંની અને ચોમાસામાં વાંસની છત્રીઓ ઓઢવામાં આવતી.[૪૬] પાટણ ભંડારમાંના સં. ૧૨૦૪ના તાડપત્રમાંના રાજા કુમારપાલ અને આચાર્ય હેમચંદ્રના ચિત્ર

ઉપરથી જણાય છે કે ઉચ્ચ વર્ગના ગૃહસ્થ પુરુષો પણ ચડ્ડી જેવું વસ્ત્ર પહેરતા,[૪૭] જેને સંસ્કૃત-પ્રાકૃતસાહિત્યમાં 'અર્ધોરુક' તરીકે વર્ણવેલ છે. સમૃદ્ધ સ્ત્રી-પુરુષો દેવમંદિરે કે અન્યત્ર વાંસળી-નાણાંથેલી રાખતાં,[૪૮] જેને સંસ્કૃતમાં नकुलिका અને ગુજરાતીમાં 'નોળી' કહે છે. એ થેલી પ્રથમ નોળિયાના ચામડાની અને પછીથી વસ્ત્રાદિની બનતી.

રમતો અને વિનોદોમાં કુક્કુટ-યુદ્ધ[૪૯] અને આખલાની સાઠમારી[૫૦] નોંધપાત્ર છે. ગેડીદડાની રમતના નિર્દેશ તથા એની વિગતો 'દ્વયાશ્રય'માં[૫૧] તથા એ ઉપરની અભયતિલકગણિની ટીકામાં છે.[૫૨] શિકારનો શોખ ઘણો હતો. દંતાળિયાં સૂવરોને કૂતરાઓ પાસે પકડાવી, તેઓને બાણથી વીંધી નાખવામાં આવતાં,[૫૩] 'ભુવલયા' નામે રમત વસંતોત્સવના ભાગરૂપ હતી. એમાં દોલામાં હીંચતી યુવતિને એની સખીઓ પતિનું નામ પૂછતી અને એ ઉત્તર આપે નહિ ત્યાંસુધી એને પલાશ-લતાથી પ્રહાર કરતી.[૫૪] ઉત્સવ પ્રસંગોએ સંસ્કૃત નાટકો ભજવાતાં અને લોકો ઉત્સાહપૂર્વક એ જોવા જતા. યાત્રા-જાતર-ભવાઈ જેવું લોકનાટ્ય એ સમયે હશે જ, પણ એના વિગતવાર ઉલ્લેખ હજી મળ્યા નથી.[૫૫] અજપાલ સમક્ષ સીલણે જે ખેલ રજૂ કર્યો તે લોકનાટ્ય પ્રકારનો લાગે છે.[૫૫અ] અનેક પ્રકારના વહેમ ચાલતા અને ભૂતપ્રેતમાં દઢ માન્યતા હતી.[૫૬] નજર લાગવાથી થતાં અનિષ્ટો પરત્વે માન્યતા સજ્જડ હતી, અને એ એટલે સુધી કે હેમચંદ્રના શિષ્ય રામચંદ્રની આંખ સિદ્ધરાજના દૃષ્ટિદોષથી ( सिद्धराजस्य संजातदृष्टिदोषेण ) નજર લાગવાથી ફૂટી ગઈ હતી એમ 'પ્રબંધચિંતામણિ'માં નોંધ્યું છે.[૫૭] ભીમદેવ ૧ લાનો કુંવર મૂલરાજ ખેડૂતોની નજર લાગવાથી એકાએક મરણ પામ્યો હતો એમ પણ 'પ્રબંધચિંતામણિ'માં લખે છે.[૫૮] સિદ્ધરાજની લોકોત્તર શક્તિઓ અને અતિમાનુષ ચમત્કારોમાં પ્રજાનો એક મોટો વર્ગ માનતો હતો એમ સમકાલીન સાહિત્ય ઉપરથી લાગે છે. રાજાએ પોતાની શક્તિઓ વિશે આવી આખ્યાયિકાઓ પ્રચલિત કરવી એમ કૌટલ્યનું 'અર્થશાસ્ત્ર' (અધિકરણ ૧૩) જણાવે છે, એ પણ અહીં યાદ રાખવું જોઈએ. અશ્વશાળામાં વાંદરા રાખવાથી તેજી ઘોડાઓનું સંગોપન થાય અને તેઓને રોગ ન થાય એવી માન્યતા હતી.[૫૯]

## પાદટીપો

1. S. P. Narang, *Hemacandra's Dvyāśrayakāvya*, pp. 183 ff.

૧ અ. ગિ. વિ. આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૨, લેખ નં. ૧૪૦

૨. દુ. કે. શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," ભાગ ૧-૨, પૃ. ૨૫૦

૩. એજન, પૃ. ૪૦૯

૪. રામલાલ ચુ. મોદી, वायुपुराण, પ્રસ્તાવના, પૃ. ૧૩

૫. ભોગીલાલ જ. સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો," પૃ. ૮૭-૯૭

૫અ. જુઓ પ્રકરણ ૧૪, પા. ટી. ૪૭.

૬. એજન, પૃ. ૩૭-૩૯. જે મૂલ સાધનોમાં આ પુનર્લગ્નનો નિર્દેશ છે તે પૈકી લક્ષ્મીસાગર (ઈ. સ. ૧૪૫૨ પછી) અને પાર્શ્વચંદ્ર (ઈ. સ. ૧૫૪૧)ના રાસાઓમાં વિધવા-પુનર્લગ્ન માટે એ વસ્તુનો આધાર શોધવામાં આવ્યો છે કે પ્રથમ તીર્થંકર આદિનાથે એક વિધવા સાથે લગ્ન કર્યું હતું, અને એથી એમાં કહ્યું છે કે બીજાઓ પણ એ પ્રાચીન રૂઢિને અનુસરી શકે ("જૈન સાહિત્ય સંશોધક," પુ. ૩, પૃ. ૧૧૩ અને ૧૧૮).

૭. 'વીરવંશાવલિ' ('જૈન સાહિત્ય સંશોધક," પૃ. ૧, અંક ૩), પૃ. ૩૬-૩૭

૮. जगडूचरित, સર્ગ ૩, શ્લોક ૧૯-૨૭

૯. लेखपद्धति, પૃ. ૫૧

૧૦. મૂલમાં कुलहरकुटुम्बं कृत्वा એવા શબ્દો છે.

૧૧. અત્યારની લોકભાષામાં 'પુત્રીને ઠામ બેસાડી છે' એવો અનુવાદ થાય.

૧૨. દુર્ગાશંકર કે. શાસ્ત્રી, "પ્રબન્ધચિન્તામણિ" (ગુજરાતી ભાષાંતર), પૃ. ૨૦૬-૭

૧૩. એજન, પૃ. ૧૬૪

૧૪. એજન, પૃ. ૧૧૪

૧૫. એજન, પૃ. ૯૩

૧૬. એજન, પૃ. ૬૮

૧૭. એજન, પૃ. ૫૭

૧૮. એજન, પૃ. ૧૬૪

૧૯. એજન, પૃ. ૯૭-૯૮

૨૦. એજન, પૃ. ૬૭

૨૧. એજન, પૃ. ૭૬

૨૨. એજન, પૃ. ૧૨૦. ચૈત્યવાસીઓના શિથિલાચાર ઉપર નિયંત્રણ મૂકવા માટે ચૈત્યવાસી આચાર્યોએ પોતે જ ઈ. સ. ૧૨૪૨(સં. ૧૨૯૮)માં કરેલા એક લેખ માટે જુઓ U. P. Shah, "A Forgotten Chapter in the History of Śvetāmbara Jaina Church or A Documeutary Epigraph from the Mount Śatrumjaya" (*Journal of the Asiatic Society of Bombay*, Vol. 30, Part 1, 1955).

૨૩. सौधामपि सन्ति वेश्मसु कुतः कान्ताः कुरङ्गीदृश
न्यायार्थी परदारविप्लवकरं राजा जनं बाधते ।
आज्ञां कारितवान् प्रजापतिमपि स्वां पञ्चबाणस्ततः
कामार्तः क जनो व्रजेत् परहिताः पण्याङ्गनाः स्युर्न चेत् ॥

नलविलास नाटक, अंक ३, श्लोक ११

૨૪. वेश्यावासनं तु वराकमुपेक्षणीयम् । न तेन किञ्चित् गतेन स्थितेन वा ।

—मोहराजपराजय नाटक, अंक १, पृ. ८१

૨૫. कुमारपालचरित, સર્ગ ૬, શ્લો. ૩૮
૨૬. *Epigraphia Indica*, Vol. XI, p. 28
૨૬અ. કૌટલ્યના अर्थशास्त्रમાં ગણિકાધ્યક્ષના ખાતાનું નિરૂપણ કરેલું છે (૨, ૨૭).
૨૭. રામલાલ મોદી, "સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ," પૃ. ૩૨, ટિપ્પણ. ઈ. સ. ૧૩૧૭ માં અરબ પ્રવાસી ઇબ્ન બતુતાએ બંગાળાના વર્ણનમાં દાસી એક સુવર્ણ દીનારમાં તથા દાસ બે દીનારમાં ખરીદાતાં હોવાનું લખ્યું છે.
૨૮. लेखपद्धति, पृ. ४४–४७
૨૯. ભાઈઓ વચ્ચે થયેલી મિલકતની વહેંચણીના એક દસ્તાવેજમાં ('વિભંગપત્ર'માં) વહેંચવાની પૂર્વપુરુષોપાર્જિત મિલકતમાં दासदासीप्रभृतिक–દાસદાસી વગેરે–નો ઉલ્લેખ છે (लेखपद्धति, पृ. ४९).
૩૦. એજન, પૃ. ૪૫
૩૧. न स्त्रीणामुपभोगः स्याद्विना लेख्यं कथंचन ।
—बृहस्पतिस्मृति, व्यवहार कांड, मुक्ति, श्लोक २९
૩૨. लेखपद्धति, पृ. ५३–५४
૩૩. આ લોકભાષામય સંસ્કૃત વાક્યપ્રયોગનું શબ્દાંતર–ભાષાંતર કંઈક આવું થાય: 'સ્વામી (રાજ્યાધિકારી) પાસે પીઠે હાથ દેવડાવીને, ફરીથી સદાચાર ભણીને અર્થાત્ હવેથી સારી રીતે વર્તજે એવા ભાવથી વહાલપૂર્વક ઠપકો દેતાં પીઠ થબડાવીને.'
૩૪. સોલંકીકાલનાં સમૃદ્ધ નગરોનાં સ્થાન ઉપર આ દષ્ટિએ વ્યવસ્થિત ઉત્ખનનો થાય ત્યારે આ મર્યાદાની પૂર્તિ થવા સંભવ છે.
૩૫. लेखपद्धति, पृ. ३७
૩૬. એજન, પૃ. ૪૪, ૪૭
૩૭. એજન, પૃ. ૪૮
૩૮. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૮–૧૦
૩૯. ભોગીલાલ સાંડેસરા અને રમણલાલ મહેતા, 'વર્ણક–સમુચ્ચય,' ભા. ૨, પૃ. ૫
૪૦. એજન, પૃ. ૧૨૬–૩૯
૪૧. द्वयाश्रयकाव्य, सर्ग ११, श्लोक १३. રાજરાણીઓ સોનાના ચષક–પ્યાલામાં મદ્યપાન કરતી એમ બિલ્હણે કર્ણાટકમાં રચેલા विक्रमांकदेवचरित(सर्ग ११)માં અને કર્ણાટકના રાજવી સોમેશ્વરે मानसोल्लासમ લખ્યું છે, પણ આ પ્રથા કર્ણાટકમાં જ નહિ, આખા ભારતમાં હશે.
૪૨. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, pp. 355–59
૪૩. સાંડેસરા અને મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૧૪૦-૧૫૩ તથા એના ઉપરનું વિવેચન, પૃ.૨૦–૬૩
૪૪. રમણલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૧૦–૧૧
૪૫. બિલ્હણ કવિના એક શ્લોક (विक्रमांकदेवचरित, सर्ग १८, श्लोक ९७)માં પાટણથી સોમનાથની યાત્રાએ જવાના વૃત્તાંતમાં कक्षाबन्धं विदधति न ये કહીને ગુર્જરોની નિંદા કરી છે તે, ઉપરના વિધાન પરથી લાગે છે કે સોરઠને અનુલક્ષીને હશે.

૪૬. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૧૧

૪૭. આ ચિત્ર પ્રથમ ‘મોહરાજપરાજય’ નાટકના મુખપૃષ્ઠ તરીકે (ઈ. સ. ૧૯૧૮માં) અને ત્યાર પછી અનેક ચિત્રસંપુટોમાં છપાયું છે.

૪૮. A. K. Majumdar, *op. cit.*, p. 357

૪૯. *Ibid.*, pp. 360 f.

૫૦. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૧૮ ૫૧. એજન, પૃ. ૧૮

૫૨. A. K. Majumdar, *op. cit.*, pp. 359 f.

૫૩. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૧૮

૫૪. A. K. Majumdar, *op. cit.*, p. 362

૫૫. ભો. જ. સાંડેસરા, ‘ગુજરાતમાં સંસ્કૃત નાટક’, “ઇતિહાસની કેડી”, પૃ. ૫૦-૭૦. હેમચંદ્રે ‘ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત’માં એક નાટ્યપ્રયોગનું વિગતે વર્ણન આપ્યું છે (A. K. Majumdar, *op. cit.*, pp. 363 f.) તે ભવાઈ કે એવા લોકનાટ્યનું હોય એ સંભવે છે. ઈ. સ. ના તેરમા સૈકામાં રચાયેલા એક ‘લઘુપ્રબંધસંગ્રહ’માંનો भवाइयात्रायां राजा नृत्यति । मन्त्री पखाजं वादयति (પૃ. ૨) એવો અતિસંક્ષિપ્ત પણ સ્પષ્ટ ઉલ્લેખ દર્શાવે છે કે ત્યારે ભવાઈ લોકપ્રસિદ્ધ હતી. ૫૫અ प्र. चि., पृ. ૧૬

૫૬. ‘द्व्याश्रय’ કાવ્યમાંથી આ પ્રકારના તારણ માટે જુઓ રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૧૮–૨૨.

૫૭. દુર્ગાશંકર શાસ્ત્રી, प्रबन्धचिन्तामणि (ફાર્બસ સભાની આવૃત્તિ), પૃ. ૧૦૨-૧૦૩; ગુજરાતી ભાષાંતર, પૃ. ૧૩૩. રામચંદ્રની જમણી આંખ ગયેલી હતી એમ પ્રબંધો ઉપરથી જણાય છે, પણ ‘પ્રભાવકચરિત’ એનું બીજું ચમત્કારિક કારણ આપે છે: હેમચંદ્રે જ્યારે સિદ્ધરાજ સાથે રામચંદ્રનો પરિચય કરાવ્યો ત્યારે સિદ્ધરાજે એમને જિનશાસનમાં ‘એકદૃષ્ટિ’ બનવાની સૂચના આપી; એથી રામચંદ્રની જમણી આંખ તત્કાળ નાશ પામી (प्रभावकचरित, हेमाचार्यप्रबन्ध, શ્લોક ૧૩૦–૪૦).

૫૮. દુર્ગાશંકર શાસ્ત્રી, ‘પ્રબન્ધચિન્તામણિ’ (ભાષાંતર), પૃ. ૧૧૧

૫૯. અશ્વશાળામાં વાંદરા રાખવાની પ્રથા પ્રાચીન ભારતમાં વ્યાપક હતી અને સંસ્કૃત સાહિત્યમાં એના અનેક ઉલ્લેખ મળે છે. પ્રાચીન ઈરાનમાં પણ એ પ્રથા હતી (ભો. જ. સાંડેસરા, ‘સંશોધનની કેડી,’ પૃ. ૨૨૧-૨૩).

## પ્રકરણ ૧૧

# આર્થિક સ્થિતિ

આર્થિક સ્થિતિ વિશેની માહિતી અલ્પસ્વલ્પ અને વિપ્રકીર્ણ સ્વરૂપની હોઈ ઐતિહાસિક સાધનોમાંથી એ વિશે મળતા ઉલ્લેખ અહીં બને તેટલા સંકલિત સ્વરૂપમાં રજૂ કર્યા છે.

જીવન ખેતીપ્રધાન હતું. જમીનની માપણી એક હળથી, બે હળથી...ખેડી શકાય, એ રીતે થતી. અભિલેખોમાં એને માટે हलवाह શબ્દનો પ્રયોગ છે. સિદ્ધરાજની જન્મકુંડળી કરનાર જ્યોતિષીને કર્ણે સો હળથી ખેડી શકાય તેટલી જમીન દાનમાં આપી હતી.[1] ગુજરાતમાં મગ, તુવેર, અડદ, ઘઉં, ડાંગર અને જુવાર એ ધાન્ય તથા નારંગી, લીંબુ, જાંબુ, કેળ, કોઠાં, કરમદાં, ચારોળી, પીલુ, કેરી, સીતાફળ, બિજોરાં, ખજૂર, દ્રાક્ષ, શેરડી, ફણસ એ ફળ થતાં એમ 'નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ'માં જણાવ્યું છે. આ ઉપરાંત સોપારી, શ્રીફળ, દાડમ, આંબળાં અને બોર એ ફળ થતાં એમ પ્રાકૃત 'દ્વયાશ્રય'માં કહ્યું છે.[2] અન્ય સાધનો ઉપરથી જણાય છે કે આ ઉપરાંત મસૂર, ચણા, વટાણા, તુવેર, જવ, જુવાર, તલ, બાજરી, કોદરા વગેરે પાક થતો; શેરડી, ગળી, કપાસનું વાવેતર થતું. માંગરોળ (સોરઠ)–ચોરવાડના પ્રદેશમાં નાગરવેલનાં પાન અને સમુદ્ર-કિનારાના પ્રદેશમાં નાળિયેરીનાં ઝાડ થતાં.[3]

પ્રાચીન કાલથી ગુજરાત એના કાપડ-ઉદ્યોગ માટે વિખ્યાત હતું એ 'પેરિપ્લસ' આદિમાંના ઉલ્લેખો ઉપરથી ઇતિહાસસિદ્ધ છે. પ્રારંભમાં આ કાપડ જાડું તૈયાર થતું, પણ પછીની શતાબ્દીઓમાં એની જાત ઘણી સુધરી હતી અને તેરમી સદીમાં ઇટાલિયન મુસાફર માર્કોપોલો ભારતમાં આવ્યો ત્યાર સુધીમાં ગુજરાતનો કાપડ-ઉદ્યોગ વિખ્યાત બની ગયો હતો. માર્કોપોલોની પ્રવાસ-નોંધ અનુસાર, ખંભાત અને ભરૂચમાં અનેક પ્રકારનું કાપડ તૈયાર થતું અને એ બંને બંદરોથી દેશ-વિદેશમાં એની નિકાસ થતી. અબુલ અબ્બાસ અલ-તુવાયરી નામે એક મિસરી ભૂગોળવેત્તાએ (ઈ. સ. ૧૩૩૨ માં અવસાન) લખ્યું છે કે ભરૂચમાં થતું કાપડ 'બરોજ' અથવા 'બરોજી' તરીકે અને ખંભાતનું કાપડ 'કંબાયતી' તરીકે જાણીતું હતું;[4] જોકે બધા પ્રકારનાં કિંમતી વસ્ત્ર ગુજરાતમાં બનતાં હતાં અને બહારથી આયાત થતાં નહોતાં એમ આ ઉપરથી કહી શકાશે નહિ. પાટણનાં વિખ્યાત પટોળાં વણનાર સાળવીઓને સિદ્ધ-

રાજ કે કુમારપાલના સમયમાં મારવાડમાંથી ગુજરાતમાં વસાવવામાં આવ્યા હતા, કેમકે પટોળાંની ઘણી માંગ ગુજરાતમાં રહેતી અને બહારથી આયાત થવાને કારણે એ મોંઘાં પડતાં. રાજાના નિમંત્રણથી સાળવીઓ પાટણમાં આવ્યા હતા અને એમને ગુજરાતના જીવનમાં સ્થિર થવામાં રાજ્યે સહાય કરી હતી.[૫] જુદા જુદા પ્રકારની આશરે પાંચસો વસ્ત્રોની સૂચિ 'વર્ણક–સમુચ્ચય'માં છે.[૬] એમાંનાં કેટલાંકનાં નામ ફારસી–અરબી મૂળનાં હોઈ મુસ્લિમ રાજ્યશાસનમાં પ્રચલિત થયાં હશે, પણ બીજાં અનેકનાં નામ સોલંકીકાલના જીવનનું સાતત્ય વ્યક્ત કરે છે અને એ જ નામ અપભ્રંશ સાહિત્ય અને ગુજરાતી સાહિત્યમાં પણ મળતાં હોઈ આ વિધાનનું સમર્થન થાય છે.[૭] પણ એમાંનાં કયાં વસ્ત્ર ગુજરાતમાં બનતાં અને કયાં બહારથી આયાત થતાં એ નક્કી કરવા માટે ગુજરાતનાં કાપડ–ઉદ્યોગ અને વસ્ત્રકલાના ઇતિહાસનો વિગતે અભ્યાસ થવાની જરૂર છે.

શેરડીનો સારો પાક થતો હોઈ શેરડી પીલવાનો તથા એના રસમાંથી ગોળ, ખાંડ અને સાકર બનાવવાનો સારો ઉદ્યોગ ચાલતો. 'વર્ણક–સમુચ્ચય'માં ગોળની નવ જાતોનો,[૮] ખાંડની ચૌદ જાતોનો,[૯] અને સાકરની સાત જાતોનો[૧૦] ઉલ્લેખ છે. શેરડી પીલવાના યંત્રને 'કોલ્હુ' કહેતા.[૧૧]

માર્કોપોલોની નોંધ મુજબ, ગુજરાતમાં ચામડાં કમાવવાનો મોટો ઉદ્યોગ ચાલતો. આ ઘેટાં, ભેંસ, બળદ વગેરે જાનવરોનાં ચામડાં હતાં. ચામડાં ભરેલાં સંખ્યાબંધ વહાણ દર વર્ષે ગુજરાતનાં બંદરોથી પરદેશ જતાં. સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત અને કચ્છમાં બહોળું પશુધન હતું, આજે પણ છે, અને એ કારણે પણ ચર્મોદ્યોગ સુવિકસિત હશે. 'લેખપદ્ધતિ'માં સંગૃહીત થયેલા લાટાપલ્લી–લાડોલ અને પેટલાઉદ્ર–પેટલાદના ગ્રામવ્યવસ્થાને લગતા બે દસ્તાવેજોમાં 'ચર્મ-ચોરિકા'–ચામડાની ચોરી માટે પચીસ દ્રમ્મ દંડ લખ્યો છે.[૧૨] એ કાલનું જીવન જોતાં એ ખરેખર આકરો ગણાય, પણ ઘણા દિવસ સુધી ચામડાં ખુલ્લામાં સૂકવવાં પડતાં હોઈ એ પાછળ ચર્મોદ્યોગને રક્ષણ આપવાનો આશય હશે. આ ચામડાંમાંથી જાતજાતના જોડા બનતા. ખંભાતનાં પ્રસિદ્ધ પગરખાંનો ઉલ્લેખ અલ મસઊદીએ (ઈ. સ. ૯૪૩) કર્યો છે. પાણીની પખાલ અને તેલની કૂપીઓ ચામડાંની બનતી એ હેમચંદ્રે 'દેશીનામમાલા'માં નોંધ્યું છે. નિકાસ થતી કિંમતી ચીજોમાં ચામડાંના ગાલીચા નોંધપાત્ર છે. માર્કોપોલો એ વિશે લખે છે: "રાતા અને ભૂરા રંગના પશુપંખીનાં ચિત્રામણવાળા અને સોના–રૂપાની જરીથી ભરેલા ચામડાના સુંદર ગાલીચા ગુજરાતમાં બને છે...આ ગાલીચા એટલા આકર્ષક હોય છે કે એ જોતાં જ આશ્ચર્ય થાય છે અને એનો ઉપયોગ અરબો સુખ

માટે પણ કરે છે...ખરેખર, જગતમાં સર્વોત્તમ અને કલામય તેમજ સૌથી કિંમતી ચામડાનો માલ આ રાજ્ય(ગુજરાત)માં તૈયાર થાય છે.'[૧૩]

સોલંકી કાલનાં નગરો, દુર્ગો, મહાલયો, દેવાલયો, જલાશયો, નિવાસગૃહો આદિના જે અવશેષ આજે છે તે ઉપરથી સ્પષ્ટ છે કે સ્થાપત્ય, શિલ્પ, કડિયાકામ, ઈંટવાડો, પથ્થરકામ, સુથારીકામ આદિ હુન્નરકલાઓ સારી રીતે વિકસેલી હતી.[૧૪] જૂના સમયમાં વિશિષ્ટ સ્થપતિ કે શિલ્પીને સામાન્ય કારીગર ગણવામાં આવતો નહોતો, ઉત્તમ કલાધર ઉપરાંત વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ હોઈ એ વિશિષ્ટ સંમાનનો અધિકારી હતો. રુદ્રમહાલયના સ્થપતિ ગંગાધર અને એના પુત્ર પ્રાણધરનું તથા ડભોઈના કિલ્લાના શિલ્પી હીરાધરનું ગુજરાતની અનુશ્રુતિમાં માનાસ્પદ સ્થાન છે. આબુ ઉપર વસ્તુપાલ-તેજપાલની લૂણવસતિનું નિર્માણ કરનાર સ્થપતિ શોભનદેવની પ્રતિષ્ઠા તત્કાલીન સમાજમાં મહાન આચાર્ય જેવી હતી.[૧૫] તત્કાલીન મંદિરો આદિમાં જે ઝીણું શિલ્પકામ છે તેને માટે જરૂરી હથિયારો અને ઓજારો આ પ્રદેશમાં જ તૈયાર થતાં હશે, જેનાથી ધાતુકામનો સુવિકસિત હુન્નર સૂચિત થાય છે. આરાસુર ઉપર કુંભારિયાનાં મંદિરો પાસે, અગાઉની આરસની ખાણોની નજીક, લોખંડના કીટોડા પડેલા છે તે, ખાણોમાંથી પથ્થર કાઢવા-તોડવા અને એને સુયોગ્ય ઘાટ આપવા માટે લોખંડનાં ઓજાર બનાવવા માટે લોખંડ ગાળવાનો ઉદ્યોગ સ્થળ ઉપર જ વિકસ્યો હતો એના અવશેષ છે એમ તદ્વિદો માને છે. ઘર-વપરાશનાં તાંબું, પિત્તળ અને કાંસાનાં વાસણો અને રાચરચીલાં બનાવવાનો ઉદ્યોગ સુવિકસિત હતો. અન્ય હુન્નરકલાઓમાં સોની, માળી, કુંભાર, વણકર અને દરજીના ધંધાના તથા વ્યવસાયોમાં પુરોહિત, જ્યોતિષી, વૈદ્ય, સૈનિક, ધોબી, રંગાટી, વાળંદ, ઘાંચી, તંબોળી, ભોઈ, કલાલ, રસોઇયા, ગાયક, ગણિકા, કંદોઈ,[૧૬] ઓડ વગેરેના ઉલ્લેખ છે.[૧૭] 'વર્ણક-સમુચ્ચય'માં આ ઉપરાંત છીપા, બંધારા, ગાંછા (વાંસફોડા), સાગઉટી (ઇમારતી લાકડાના વેપારી), પારખી-રત્નપરીક્ષક, મણિયાર, ગાંધી, ડબગર, નાણુંટી (નાણાવટી) આદિ વ્યાવસાયિકોનો ઉલ્લેખ છે,[૧૮] અને એ પૂર્વપરંપરાનું સાતત્ય હશે એમ માનવું ન્યાય્ય છે.

વિવિધ ધંધાદારીઓની શ્રેણી અથવા મહાજનનું અસ્તિત્વ ગુજરાતમાં ઘણા પ્રાચીન કાલથી છે. સોપારામાં સ્થાનિક વેપારીઓનું સમૃદ્ધ મહાજન હતું;[૧૯] કુમારગુપ્ત ૧ લાના સમયના દશપુર(મંદસોર)ના લેખમાંથી જણાય છે કે લાટ પ્રદેશમાંથી સ્થળાંતર કરી ત્યાં જઈ વસેલા પટ્ટવાયો(પટવા-પટોળાં વણનાર કારીગરો)ની શ્રેણીએ ત્યાં ઈ. સ. ૪૩૬ માં સૂર્યનું મંદિર બંધાવ્યું હતું. સોલંકી કાલમાં આ શ્રેણીઓ

વિશેષ સંગઠિત બની હશે એમ અનુમાન કરવાને કારણ છે; તો જ પછીના સમયમાં મહાજનોનું પ્રાબલ્ય સમજાવી શકાય. સારંગદેવ વાઘેલાના સમયની વિ. સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)ની ત્રિપુરાંતક-પ્રશસ્તિમાં માળીઓની શ્રેણી-(માલિકશ્રેણી)નો ઉલ્લેખ છે. અને એ શ્રેણી સોમનાથના મંદિરમાં પ્રતિદિન ૨૦૦ કમળ અને કરેણનાં ૨૦૦૦ પુષ્પ આપશે એવું વિધાન છે.[20] આવી અનેક શ્રેણીઓ સાથેના રાજ્યના સંબંધોની દૃષ્ટિએ 'શ્રેણિકરણ' જેવું સરકારી ખાતું અસ્તિત્વમાં હોય એ સંભવિત છે.[21] 'વર્ણકસમુચ્ચય'માં એક સ્થળે મંત્રીને 'સમસ્તમહાજન-પ્રધાન' કહ્યો છે[22] એ રાજ્યવહીવટમાં મહાજનોનો જે અવાજ હશે તેનું સૂચક છે.

ગુજરાતનું રાજ્ય વેપારી દૃષ્ટિએ આબાદ હતું અને દેશવિદેશો સાથે અનેકવિધ આર્થિક સંબંધ હતા. એમ છતાં સોલંકીઓના સિક્કા હજી સુધી ખાસ મળ્યા નથી એ આશ્ચર્ય જેવું છે. પ્રબંધોમાં તથા 'લેખપદ્ધતિ' આદિ સાધનોમાં મળતા ભીમપ્રિય, કુમારપાલપ્રિય, લૂણસાપ્રિય,[23] વિશ્વમલ્લપ્રિય-વીસલપ્રિય[24] આદિ દ્રમ્મના ઉલ્લેખ મળે છે અલાઉદ્દીન ખલજીની દિલ્હીની ટંકશાળના ઉચ્ચ અધિકારી ઠક્કુર ફેરુની પ્રાકૃત 'દ્રવ્યપરીક્ષા'(૧૩ મા સૈકાનો અંત કે ૧૪ મા સૈકાનો આરંભ)ના 'ગુર્જરી મુદ્રા' પ્રકરણ(પૃ. ૨૭-૨૮)માં ગુર્જરપતિ રાજાઓની બહુવિધ મુદ્રાઓનાં વિવિધ નામ (गुज्जरधराधाणं बहुविहमुद्दाइं विविह-नामाइं) આપવામાં આવ્યાં છે; એમાં કુમરપુરી (કુમારપાલની), અજયપુરી (અજયપાલની), ભીમપુરી (ભીમદેવની), લાવણસાપુરી (લવણપ્રસાદની), અર્જુનપુરી (અર્જુનદેવની) મુદ્રાઓ અને સારંગદેવ નરપતિની મુદ્રાઓ તથા તેઓના વજન વગેરેનો ઉલ્લેખ છે. આ પરથી અનુમાન થાય છે કે તે તે રાજા પોતાના સિક્કા પડાવતો હશે. લખનૌ મ્યુઝિયમમાંના સોનાના બે સિદ્ધરાજ-નામાંકિત અણઘડ સિક્કા, જો ખરેખર ચૌલુક્ય સિદ્ધરાજના હોય તો, એના માલવવિજય પ્રસંગે પાડવામાં આવ્યા હશે, એમ કેટલાક વિદ્વાનો માને છે. પ્રો. હોડીવાલાના સંગ્રહમાંના કેટલાક નાના સિક્કાઓ ઉપર 'શ્રીમજ્જયસિંહ' એવા અક્ષરો વાંચી એ સિદ્ધરાજ જયસિંહના હોવાનું શ્રી ગિરજાશંકર આચાર્યે સૂચવ્યું હતું.[25] ઝાંસી પાસે પંડવાહાથી મળેલા કેટલાક સિક્કાઓ ઉપર 'સિદ્ધરાજ' એવા અક્ષર વંચાય છે.[26] મહેસાણા પાસેના પિલવાઈમાંથી ચાંદીના ઘાટીલા સિક્કા મળ્યા છે તેઓની ઉપર 'શ્રીમજ્જયસિંહ' એવા અક્ષર હોઈ એ સિદ્ધરાજ જયસિંહના હોવા સંભવ છે.[27] કુમારપાલ-નામાંકિત કેટલાક સિક્કા ગુજરાત બહારથી મળ્યા છે તે ચૌલુક્ય કુમારપાલના સંભવે છે અને પ્રવાસીઓ કે વેપારીઓ દ્વારા એ બહાર ગયા હોય એમ બને.[28] હરિભદ્રસૂરિકૃત પ્રાકૃત 'ચંદ્રપ્રભચરિત'(સં. ૧૨૩૩,

ઈ. સ. ૧૧૭૭) તથા અપભ્રંશ 'નેમિનાથચરિત'ના આધારે ડૉ. ઉમાકાંત શાહે બતાવ્યું છે કે ચૌલુક્યોના તમામ સિક્કાઓ અને રાજકીય મુદ્રાઓ ઉપર લક્ષ્મીની આકૃતિ હતી.[૨૯] 'ચંદ્રપ્રભચરિત'ની પ્રશસ્તિમાંથી જાણવા મળે છે કે વિમલ-શાહનો પિતા મંત્રી વીર ચૌલુક્ય રાજાઓની ટંકશાળનો ઉપરી હતો. શ્રીમાલની ટંકશાળ વિશે અનેક આધારભૂત ઉલ્લેખ મળે છે.[૩૦] 'પ્રભાવકચરિત' અનુસાર મેધાવી શિષ્ય મુનિચંદ્રના નિવાસ માટે શાંતિસૂરિએ પાટણમાં ટંકશાલાની પાછળ આવેલા એક મકાનમાં વ્યવસ્થા કરી હતી. ('વાદિવેતાલશાંતિસૂરિચરિત,' શ્લોક ૮૬)–આ સર્વ પ્રમાણો બતાવે છે કે પરરાષ્ટ્રિય નાણું ગુજરાતનાં બજારો અને નાણાવટમાં સારા પ્રમાણમાં પ્રચલિત હોય તોપણ ચૌલુક્ય રાજાઓએ પોતાના સિક્કા પડાવ્યા હતા; એ સિક્કાઓની પ્રાપ્તિનો પ્રયત્ન એ સમયનાં વસવાટનાં સ્થળોમાં ઉત્ખનનો દ્વારા કરવાની જરૂર છે. માળવાના પરમારોના સમૃદ્ધ રાજ્યના અનેક સિક્કાઓનાં નામ 'દ્રવ્યપરીક્ષા'માં તથા અભિલિખિત અને સાહિત્યિક સાધનોમાં છે, પણ એ રાજ્યના એકેય સિક્કાની પ્રત્યક્ષ પ્રાપ્તિ હજી થઈ નથી એ ઘટના સોલંકી કાલના સિક્કાની વિરલતા સાથે સરખાવવા જેવી છે.

સાહિત્યિક અને ઉત્કીર્ણ સાધનોમાંથી કેટલાક પ્રચલિત સિક્કાઓનાં નામ મળે છે: નિષ્ક, બિસ્ત, દ્રમ્મ, ભાગક, રૂપક, કાકિણી, કાર્ષાપણ, પણ, પ્રસ્થ, શૂર્પ એ સિક્કાઓના ઉલ્લેખ 'દ્વયાશ્રય' અને એની ટીકામાં છે.[૩૧] 'પ્રબંધ-ચિંતામણિ'માં નિષ્ક, દ્રમ્મ અને વિંશોપકના તથા અભિલેખોમાં દ્રમ્મ, વિંશોપક, રૂપક અને કાર્ષાપણના ઉલ્લેખ છે.[૩૨] હેમટંકા–સુવર્ણટંકાનો ઉલ્લેખ 'પ્રબંધકોશ' (પૃ. ૧૦૯) આદિમાં છે. આ ઉદાહરણાત્મક ઉલ્લેખો છે, મૂલ સાધનોમાંથી સંપૂર્ણ તારણ નથી, પણ વ્યવહારમાં નાનામોટા સિક્કાઓનો વ્યાપક પ્રચાર તો એ ઉપરથી સિદ્ધ છે.

શ્રીધરાચાર્યના 'ગણિતસાર' ઉપર સં. ૧૪૪૯(ઈ. સ. ૧૩૯૩)માં રાજ-કીર્તિમિશ્રે લખેલી જૂની ગુજરાતી ટીકામાંથી નાણાં અને તોલમાપનાં કોષ્ઠક નીચે પ્રમાણે મળે છે. (પાટણના એક મોઢ વણિક કુટુંબનાં બાળકોના પઠન માટે એ હસ્તપ્રત લખાયેલી હોઈ એની વ્યવહારુ ઉપયોગિતા સ્પષ્ટ છે.)[૩૩]

**નાણાં**

(૧) ૨૦ વરાટક (કોડી) = ૧ કાકિણી
૪ કાકિણી = ૧ પણ
૧૬ પણ = ૧ પુરાણ

(૨) ૨૦ કોડી = ૧ વિંશોપક
૫ વિંશોપક = ૧ લોહડિઉ
૪ લોહડિઉ = ૧ રૂપક
૫ રૂપક = ૧ દ્રમ્મ

(૩) ૧ રૂપક = ૨ ભાગક

**ધાન્યનાં તોલ-માપ**

| (૧) | (૨) |
|---|---|
| ૨ પણ = ૧ પ્રસૃતિ | ૪ પવાલા = ૧ પાલી |
| ૨ પ્રસૃતિ = ૧ કુડવ | ૪ પાલી = ૧ માણક |
| ૪ કુડવ = ૧ પ્રસ્થ (૬૪ તોલા) | ૪ માણક = ૧ સેતિ (મણ) |
| ૪ પ્રસ્થ = ૧ આઢક | ૬ સેતિ = ૧ હારી |
| ૪ આઢક = ૧ દ્રોણ | ૪ હારી = ૧ માણી |
| ૧૬ દ્રોણ = ૧ ખારી | ૧૬ સેતિ = ૧ કળશી |
| | ૧૦ કળશી = ૧ મૂડો |

**સુવર્ણાદિ કુંકુમાદિ માટે તોલ**

| (૧) | (૨) |
|---|---|
| ૫ ગુંજા (ચણોઠી, રતી) = ૧ માષ | ૮ સરસવ = ૧ જવ |
| ૧૬ માષ = ૧ કર્ષ | ૨ જવ = ૧ રતી |
| ૪ કર્ષ = ૧ પલ | ૩ રતી = ૧ વાલ |
| ૨૪ પલ = ૧ મણ | ૧૬ વાલ = ૧ ગદિયાણો |
| ૧૦ મણ = ૧ ધડી | ૧૦ ગદિયાણા = ૧ પલ |
| ૧૦ ધડી = ૧ ભાર | ૧૬ ગદિયાણા = ૧ પલ (પટ્ટસૂત્ર માટે) |

**ઘી-તેલ માટે**

| | |
|---|---|
| ૧૩ તિલ = ૧ ટીપ | ૪ પાવલી = ૧ કર્ષ |
| ૪ ટીપ = ૧ લગાર | ૪ કર્ષ = ૧ પલ |
| ૪ લગાર = ૧ પાવલી | ૪ પલ = ૧ સોહલ |
| ૨ પાવલી = ૧ અધેળ | ૧૬ સોહલ = ૧ ધડી |

**જમીનનાં માપ**

| (૧) | (૨) |
|---|---|
| ૮ સરસવ = ૧ જવ | ૭ દંડ = ૧ વાંસ |
| ૬ જવ = ૧ અંગુલ | ૧૪ વાંસ = ૧ નેતન |
| ૨૪ અંગુલ = ૧ હસ્ત | ૨૦ નેતન = ૧ હલવાહ |
| ૪ હસ્ત = ૧ દંડ | (૩) ૧ હલવાહ = ૩૩૬૦ હસ્ત |
| ૨૦૦૦ દંડ = ૧ કોશ (ગાઉ) | = ૮૦૬૪૦ અંગુલ |
| ૪ કોશ = ૧ યોજન | = ૪૮૩૮૪૦ જવ |

ગરીબ માણસની રોજી દિવસના પાંચ વિંશોપક હતી. 'પ્રબંધચિંતામણિ'ના કથન મુજબ, આભડ નામે નિરાધાર વણિકપુત્ર પાટણમાં કંસારાની દુકાને ઘૂઘરા

ધસવાનું કામ ( घर्घरकघर्षण ) કરી દિવસના પાંચ વિંશોપક મેળવતો હતો,[૩૪] પાછળથી એ મોટો રત્નપરીક્ષક થયો અને વસાહ આભડ તરીકે 'સર્વનગરમુખ્ય' થયો. રોજના પાંચ વિંશોપકના હિસાબે માસિક કમાણી ૭ાા રૂપક અર્થાત્ ૧ાા દ્રમ્મ થઈ. ત્રિપુરાંતક-પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે સોમનાથના મંદિરના બટુકને માસિક ૯ દ્રમ્મ અને પૂજારીને ૧૫ દ્રમ્મ મળતા; જોકે બટુકને મંદિરના નૈવેદ્ય વગેરેમાંથી ભાગ મળતો. સંભવ છે કે સમાજના નીચલા થરનાં માણસોની કમાણી આનાથી પણ ઓછી હોય.

નાણાં ઉપરાંત વસ્તુવિનિમય પણ પ્રચારમાં હશે. 'દ્વયાશ્રય'માંના ઉલ્લેખ અનુસાર ધાન્યના બે દ્રોણથી, ૭ આખલાથી અને ઊનના સો કામળાથી એક ઘોડી ખરીદી શકાતી. ઘણી ઊંચી જાતની ઘોડીની કિંમત એક સ્થળે બે કે ત્રણ હજાર રૂપિયા પણ જણાવેલી છે.[૩૫]

એ જ ગ્રંથમાં વ્યાજનો દર અર્ધો, પાંચ કે ૭ ટકા જણાવેલો છે.[૩૬] અર્ધો ટકો એટલે માસિક અર્ધો ટકો હશે. તો જ વાર્ષિક ૭ ટકા સાથે એનો મેળ બેસે. 'લેખપદ્ધતિ'માંના એક દસ્તાવેજમાં વ્યાજનો દર માસિક બે ટકા એટલે કે વાર્ષિક ૨૪ ટકાનો જણાવેલો છે.[૩૭] સંભવ છે કે વ્યાજના દર નાણાં લેનારની ગરજ અને ધીરનારની જોખમ લેવાની તૈયારી અનુસાર બદલાતા હોય. લેણદાર દેવાદારને બંધનમાં નંખાવી શકતો. બંધન બે પ્રકારનાં હતાં: એક, ગુપ્તિ (કેદખાનું) અને બીજું, ક્રૌંચબંધ. આ ક્રૌંચબંધ ક્રૌંચપક્ષીના આકારનો હતો, આથી એ એક પ્રકારની બેડી હોય કે જૂના વખતની 'હેડચ' હોય.[૩૮]

કચ્છથી લાટ સુધીનો સમુદ્રકિનારો અને ત્યાં આવેલાં અનેક નાનાં મોટાં બંદર ગુજરાતના એ કાલના ધીકતા પરરાષ્ટ્રિય વેપારનાં બારાં હતાં. ઈરાન, અરબસ્તાન અને એ દ્વારા યુરોપ સાથેનો વેપાર આ બંદરોમાંથી ખેડવાનું સૌથી વધુ અનુકૂળ છે. સંઘવી સમરસિંહે કરાવેલા શત્રુંજયતીર્થોદ્ધાર વર્ણવતા 'નાભિનંદનજિનોદ્ધારપ્રબંધ'( ઈ. સ. ૧૩૩૬ )ના કર્તા કક્કસૂરિ એ વિશે કહે છે :

> यन्निवासी जनः सर्वो वेलाकुलेषु भूरिषु ।
> व्यवसाये कृतेऽल्पेऽपि निःसीमश्रियमश्नुते ॥ २, ४८

( જ્યાંના નિવાસી બધા લોકો અનેક વેલાકુલો-બંદરોમાં અલ્પ વ્યવસાય કરીને પણ નિઃસીમ લક્ષ્મી ભોગવે છે. )

ભરુકચ્છ-ભૃગુકચ્છ-ભરૂચ, ખંભાત અને સોમનાથ પાટણ ( એનું બંદર તે વેરાવળ ) એ ત્રણ મુખ્ય બંદર હતાં. દેવગિરિના યાદવ રાજાઓ અને માળવાના

પરમારો સાથેના ગુજરાતના સતત વિગ્રહનું એક મુખ્ય કારણ ભરૂચ અને ખંભાત ઉપર કબજો જમાવવાની સ્પર્ધા હતું, જેમાં છેવટે ગુજરાતનો વિજય થયો હતો. માળવાના સમૃદ્ધ પ્રદેશનો તથા રાજસ્થાન અને ઉત્તર ભારતનો પરરાષ્ટ્રિય વેપાર ગુજરાત મારફત ચાલતો. સોલંકી–વાઘેલા કાલના ઉત્તર કાલમાં દિલ્હીમાં મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ ચૂકી હતી અને ત્યાંથી મક્કાની હજ કરવા માટે મુસ્લિમો ખંભાત બંદરે આવતા. 'પ્રબંધકોશ' અનુસાર, સુલતાન મોજદીન(અલ્તમશ)ની માતા ('પ્રબંધચિંતામણિ' અનુસાર એનો ગુરુ) મક્કા જવા માટે વહાણમાં બેસવા માટે ગુજરાતના એક બંદરે (સંભવતઃ ખંભાત બંદરે) આવી ત્યારે મંત્રી વસ્તુપાલે યુક્તિપૂર્વક સુલતાનને પ્રસન્ન કર્યો હતો.[૩૯]

ખુશ્કી વેપાર બળદ, ઊંટ, ગધેડાં અને ગાડાંઓના સાર્થ મારફત ચાલતો. સાર્થનો નેતા 'સાર્થવાહ' કહેવાતો. એનો પર્યાય वाणिज्यकारक છે, જે ઉપરથી પ્રા. वाणिज्जारओ –અપ. वाणिज्जारउ થઈ 'વણજારો' શબ્દ આવેલો છે. આંતર પ્રદેશનો માલ સાર્થ દ્વારા બંદરોમાં એકત્ર થતો. અહીંથી નિકાસ થતી ચીજોમાં સુતરાઉ અને રેશમી કાપડ, ચામડું, મરી, સૂંઠ, રંગ, ગળી, ગૂગળ, કપાસ, ખાંડ, સુગંધી પદાર્થો, લાખ, આંબળાં વગેરે ઈરાન, અરબસ્તાન, આફ્રિકા અને ચીન જતાં. સોનું, રૂપું, ચાંદી, સુરમો, ઘોડા વગેરેની આયાત થતી.[૪૦]

ઈરાનના અખાતના વિસ્તારનાં બંદરોમાં ભારતીય વેપારીઓની મોટી વસ્તી હતી, અને એમાં ગુજરાતીઓ સારા પ્રમાણમાં હશે જ. સિરાફના અબુ ઝૈદ હસને ઈ. સ. ૯૧૬ આસપાસ લખ્યું છે કે એ નગરના એક મોટા વેપારીએ ભારતીય વેપારીઓને ભોજન માટે નિમંત્રણ આપ્યું ત્યારે, એમની ધાર્મિક લાગણીને માન આપીને, દરેકને અલગ થાળમાં ભોજન પીરસવામાં આવ્યું હતું. આવા પ્રસંગે આશરે ૧૦૦ મહેમાન એકત્ર થતા, જે ભારતીય વેપારીઓની વસ્તી સૂચવે છે.[૪૧] સર્વાનંદસૂરિના 'જગડૂચરિત'માં સ્પષ્ટ ઉલ્લેખ છે કે જગડૂશાહનો પરદેશો સાથે બહોળો વેપાર એનાં પોતાનાં વહાણોમાં ચાલતો હતો, અને ઈરાનમાં હોરમઝ ખાતેનો એનો આડતિયો અહીંનો જ હતો. 'જગડૂચરિત'ના ચોથા સર્ગના આરંભમાં એક સૂચક પ્રસંગ કવિ વર્ણવે છે કે જગડૂનો જયંતસિંહ નામે એક સેવક અનેક જાતનો માલ ભરેલું એક વહાણ લઈ આર્દ્રપુર અથવા એડન ગયો હતો અને ત્યાંના રાજાને નજરાણું આપી, પ્રસન્ન કરી, એક મકાન રાખીને વેપાર માટે રહ્યો હતો. ત્યાં ખંભાતનો રહીશ અને તુર્ક વહાણોનો પ્રવરાધિકારી અથવા કરાણી આવી પહોંચ્યો હતો. જયંતસિંહ અને તુર્ક વહાણવટીની વચ્ચે એક કિંમતી મણિ લેવા વિશે વાદ થયો. અને જયંતસિંહે એડનના રાજાને ત્રણ

લાખ દીનાર આપીને એ મણિ લીધો અને પરદેશમાં પણ જગડૂની કીર્તિ ફેલાવી. આટલું મોટું મૂલ્ય આપવા માટે જગડૂ પોતાને શિક્ષા કરશે એવો જયંતસિંહને ડર હતો, પણ જગડૂએ તો પરદેશમાં પોતાનું ગૌરવ જાળવી રાખવા બદલ એને રેશમી વસ્ત્ર અને વીંટીનું પ્રીતિદાન આપ્યું, અને ઇચ્છા કરતાં પણ અધિક ધન આપીને એને પોતાની પાસે રાખ્યો.[42] સમુદ્ર-કિનારાથી સો માઈલ દૂર આવેલા ગુજરાતના પાટનગર પાટણમાં નાવિકોનો અલગ મહોલ્લો હતો[43] એ વસ્તુ ગુજરાતના સમૃદ્ધ વહાણવટાની કલ્પના કરાવવાને પર્યાપ્ત છે. 'મોહરાજપરાજય'ના ત્રીજા અંકમાં પાટણના વહાણવટી કુબેરની સમૃદ્ધિનું વિસ્તૃત વર્ણન છે. કુબેર એ કવિકલ્પનાનું પાત્ર હોય તોપણ એ વર્ણન પાછળ રહેલી વસ્તુસ્થિતિ ધ્યાનપાત્ર છે. એક પ્રકારની ગુજરાતી ભાષા બોલનાર 'લંકાઈ' (અર્થાત્ લંકાથી પાછા આવેલ) વાણિયા આજે પણ તમિળનાડુમાં વસે છે.[44]

ખુશ્કીમાર્ગે પણ અહીંના વેપારી દૂર દેશાવર ખેડતા હતા. 'જામેઉલહિકાયત'નો કર્તા મુહમ્મદ ઉફી (ઈ. સ. ૧૪૧૧) લખે છે કે નહરવાલા(અણહિલવાડ)નો વસા આભીર (વસા આભડ?) નામે એક વેપારી ગઝનીમાં લાખોનો વેપાર કરતો હતો. એક વાર અણહિલવાડના સૈન્યના હાથે ગઝનીના સુલતાનનો પરાજય થતાં એ નુકસાન વસૂલ કરવા માટે સુલતાનને એના વજીરોએ ગુજરાતી વેપારીની મિલકત લૂંટી લેવાની સલાહ આપી હતી, પણ સુલતાને એ સલાહ અન્યાયી ગણીને સ્વીકારી નહોતી.[45] ગઝનીમાં આ તરફના વેપારીઓમાં વસા આભડ એકલો નહિ હોય, બીજા પણ વેપારી ત્યાં હશે તથા અનેક વ્યવસાય કરતા હશે.

સોલંકી કાલનું ગુજરાતનું વહાણવટું સમૃદ્ધ હતું અને સમુદ્ર-કિનારા ઉપરના પ્રત્યેક નગરમાં જગતના અનેક દેશોના વેપારીઓનાં નિવાસ અને અવરજવર હતાં, પણ તત્કાલીન સાહિત્યમાંથી એ વિશે વ્યવસ્થિત માહિતી અલ્પ મળે છે. આબુ ઉપર લૂણવસતિમાં, કુંભારિયાના મંદિરમાં અને ખંભાતના એક જૈન મંદિરમાં શકુનિકાવિહારની આખ્યાયિકાનું શિલ્પ છે તેમાં લંકાથી ભરૂચ આવતું વહાણ દર્શાવેલું છે. એ સમયના દરિયાઈ જીવનમાં સાહસિક વેપારી અને ચાંચિયા વચ્ચે સંજોગવશાત્ ઝાઝો ભેદ નહિ હોય. તત્કાલીન સાહિત્યમાં વહાણવટી માટે નૌવિત્તિક, સાંયાત્રિક આદિ શબ્દ પ્રયોજાયા છે, પણ દરિયાઈ લૂંટારુ માટે કોઈ જુદો શબ્દ જણાતો નથી. (સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલો ચાંચ બેટ એક સમયે દરિયાઈ લૂંટારુઓનું આશ્રયસ્થાન હતો, એના ઉપરથી 'ચાંચિયા' શબ્દ થયો છે.) સોમનાથ અને દ્વારકા હાથમાં રાખીને ચાવડા રાજપૂતો સાગર ખેડતા તથા

એ ઉપરાંત સોરઠના ચૂડાસમા અને આહીરો હિંદી મહાસાગરમાં ઘૂમતા અને ચાંચિયાગીરી પણ કરતા.[૪૬] માર્કોપોલો લખે છે કે ગુજરાતના ચાંચિયા દુનિયામાં સૌથી ખરાબ છે.[૪૭] આ ફરિયાદ માર્કોપોલોએ વખતે કોઈ કડવા અંગત અનુભવને પરિણામે કરી હોય, પણ ગુજરાતમાં સાહસિક નાવિકોની તંગી નહોતી એટલું તો નિશ્ચિત છે અને તેઓ વેપાર અને ચાંચિયાગીરી બંનેમાં પ્રવીણ હશે એમ લાગે છે.[૪૮]

ગુજરાતના કિનારે વસેલા પરદેશી વહાણવટીઓ અને વેપારીઓમાંના કેટલાક અનુકૂળ તકનો લાભ લઈ યેનકેન પ્રકારેણ ધન ભેગું કરી, સત્તાધારી બની બેસતા હશે એમ લાગે છે. ભોળા ભીમદેવના શિથિલ રાજ્યકાલ દરમ્યાન ખંભાતમાં પ્રવર્તતા માત્સ્ય ન્યાય દૂર કરવા માટે ત્યાં સૂબા તરીકે નિમાયેલા વસ્તુપાલના વૃત્તાંતમાં ખંભાતના સત્તાધીશ થઈ બેઠેલા સઈદ નામે એક મુસ્લિમ નૌવિત્તિકનો પ્રસંગ પ્રબંધોમાં આવે છે તે તત્કાલીન ગુજરાતના આર્થિક જીવનની દૃષ્ટિએ પણ નોંધપાત્ર છે. ખંભાતમાં સઈદની સત્તા એટલી જામી ગયેલી હતી કે પચાસ સવાર અને બસો પદાતિઓ સાથે વસ્તુપાલ પોતાની નવી કામગીરી સંભાળવા ખંભાત ગયો ત્યારે નિયોગીઓ–અધિકારીઓએ એને કહ્યું : 'પહેલાં સઈદને ઘેર જઈએ. પછી ઉતારે જજો.' પણ મંત્રી એને મળવા નહિ જતાં પોતાને ઉતારે ગયો. બીજે દિવસે મંત્રીએ સઈદને બોલાવીને કહ્યું કે 'જલમંડપિકા–જળમાર્ગે આવતા માલની માંડવી અર્થાત્ જકાતમથક( ના ઈજારા )ની ત્રણ લાખ દ્રમ્મથી યાચના કરાય છે.' સઈદે કહ્યું : 'તો બીજાને આપો, હું છોડી દઉં છું.' વળી બીજે દિવસે કહ્યું : 'સ્થલમંડપિકા–સ્થળમાર્ગે આવતાજતા માલની માંડવીની પાંચ લાખ દ્રમ્મથી યાચના કરાય છે.' સઈદે કહ્યું : 'એ પણ આપી દો, એ હું છોડી દઉં છું.' પછી વસ્તુપાલે એ તથા બીજાં કામો ઉપર પોતાના માણસોને મૂકયા, એટલે સઈદે ભરૂચના રાજા, પોતાના મિત્ર, શંખને મદદે બોલાવ્યો, પણ એમાં શંખનો પરાજય થયો, એટલે સઈદ નાસીને ( પોતાના વહાણમાં ) સમુદ્રમાં જતો રહ્યો. મંત્રીએ એને કહેવડાવ્યું : 'તને કોઈ નહિ મારે. તું વેપારી (વ્યવહારી) શા માટે નાસી ગયો ?' સઈદે ઉત્તર આપ્યો : 'મને અભય આપો તો આવું.' મંત્રીએ કબૂલ રાખીને એને બોલાવ્યો અને ભોજન માટે નિમંત્ર્યો, ત્યાં અંગ-મર્દકોએ એનાં અંગ મસળી હાડકાં ઉતારી દીધાં. પછી એને ઘેર માણસો ( જાપ્તા માટે ) મૂકયા. ધોળકે રાણા વીરધવલને મંત્રીએ કહાવ્યું કે 'સઈદને પરાજિત કર્યો છે અને એનું સર્વસ્વ રાજકુલમાં આણ્યું છે. પણ એ મોટો વેપારી છે, એના ઘરની ધૂળ મારી પાસે રહેવા દો.' એ ધૂળ સોનાની હતી.

રાણાએ એ આપી. ઘરની સમૃદ્ધિની ટીપ–નોંધ કરવામાં આવી. દ્રવ્ય, સુવર્ણ, દુકૂલ, મોતી વગેરે બધું રાણા પાસે મોકલ્યું.[૪૯] પ્રબંધોમાં એવી જ ઘટનાના સહેજ પ્રકારાંતરે મળતા વૃત્તાંત બતાવે છે કે સઈદ એક મોટો વહાણવટી હતો, અને એ વસ્તુતઃ ખંભાતનો માથાભારે શાસક બની બેઠો હતો. ખંભાતમાં વહાણવટી લોકો મનુષ્યોનું હરણ કરી જતા એ ઉપર વસ્તુપાલે પ્રતિબંધ મૂક્યો હતો, એમ કીર્તિકૌમુદી નોંધે છે.[૫૦] સ્પષ્ટ છે કે કેટલાક વહાણવટીઓ માણસોને પકડી પરદેશોમાં ગુલામ તરીકે વેચવાના વેપારમાં જોડાયેલા હતા. સઈદનો પ્રસંગ તથા બીજાં આનુષંગિક પ્રમાણો ઉપરથી એ તારણ બાંધી શકાય છે કે ખંભાત એ પશ્ચિમ અને ઉત્તર ભારતનું મુખ્ય બંદર હોઈ એના તંત્રની સુવ્યવસ્થા સમસ્ત ગુજરાત રાજ્યની આર્થિક અને વેપારી આબાદી માટે અગત્યની હતી.

રાજકીય બંદોબસ્ત સાથે સંબંધ ધરાવતી આવી ઘટનાને બાદ કરીએ તો પરદેશી વેપારીઓ ગુજરાતનાં નગરોમાં પૂરી શાંતિથી રહેતા હતા. ભારતીય હિંદુ પ્રજાની પરંપરાગત સહિષ્ણુતા એમાં કારણભૂત હશે જ, પણ પરદેશીઓ જેને લારનો સમુદ્ર (લાટનો સમુદ્ર) કહેતા તે અરબી સમુદ્ર ઉપર મુખ્યત્વે અરબોનો કાબૂ હોઈ પરરાષ્ટ્રિય વેપાર એમના નિયંત્રણ નીચે હોવાને કારણે એમની સાથે રાજ્યના મીઠા સંબંધ વ્યવહારુ દૃષ્ટિએ પણ ઇષ્ટ હતા.

સમૃદ્ધ વેપારને કારણે વણિકવર્ગ સમૃદ્ધ હતો. કરોડપતિઓનાં ભવન ઉપર કોટિધ્વજ ફરકતો એવી અનુશ્રુતિ છે. વિમલશાહ અને વસ્તુપાલ–તેજપાલે બંધાવેલાં મંદિરો ઉપરથી એમની સંપત્તિની કલ્પના થાય છે. વસ્તુપાલ–તેજપાલની બાબતમાં તો, જુદાં જુદાં સ્થળે એમણે કરેલાં દાન અને બાંધેલાં ધર્મસ્થાનો આદિની રીતસરની યાદી પ્રબંધોમાં છે. અનેક કુટુંબોનો સામાજિક, ધાર્મિક અને વેપારી વૃત્તાંત તથા એમણે રાજ્યવહીવટમાં જે ઉચ્ચ સ્થાન મેળવ્યું હતું, તેની હકીકતો ગ્રંથ–પ્રશસ્તિઓ અને પ્રબંધોમાંથી મળે છે. વેપારની આબાદીની અસર એકંદર જનસમાજ ઉપર થઈ હશે અને તેથી, 'નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ' લખે છે તેમ, આ પ્રદેશનાં ગામડાં પણ અપાર વૈભવવાળાં અને શહેર જેવાં થયાં હશે.

કેટલાક ધનિકોનો વૈભવ રાજાની પણ સ્પર્ધા કરે એવો હતો એ દર્શાવતી એક અનુશ્રુતિ 'પ્રબંધચિંતામણિ'એ ટાંકી છે:[૫૧] 'સિદ્ધરાજ એક વાર માળવે જતો હતો ત્યારે કોઈ વેપારીએ સહસ્રલિંગના ખર્ચમાં પોતાનો ભાગ આપવા દેવા માટે વિનંતી કરી, પણ સિદ્ધરાજે એનો સ્વીકાર કર્યો નહિ અને પોતે માળવે ગયો. કેટલાક દિવસ પછી રાજકોશમાં નાણાંના અભાવે સરોવરનું બાંધકામ વિલંબમાં પડયું જાણીને એ વેપારીએ પોતાના પુત્ર પાસે કોઈ ધનિકની

પુત્રવધૂનું તાટંક–કાનનું ઘરેણું ચોરાવી, એના દંડના ત્રણ લાખ આપ્યા, એથી એ કામ પૂરું થયું. માળવામાં રહેલા સિદ્ધરાજને પણ કામ પૂરું થયું સાંભળી અવર્ણનીય આનંદ થયો. પછી થોડા સમયે રાજા પાટણ આવ્યો, અને પ્રસંગોપાત્ત સરોવરના કામના ખર્ચના આંકડા વંચાતા હતા ત્યારે અપરાધી વ્યવહારિપુત્રના દંડના ત્રણ લાખ વપરાયા સાંભળીને એ ત્રણ લાખ એણે વેપારીને ઘેર પાછા મોકલ્યા. પછી વેપારીએ નજરાણું લઈ, રાજા સમક્ષ હાજર થઈ 'આ શું ?' એમ પૂછ્યું. રાજાએ કહ્યું : 'કોટિધ્વજ વેપારી તાટંકનો ચોર શી રીતે હોય? તમે આ ધર્મસ્થાનનો ધર્મવિભાગ ( પુણ્યમાં ભાગ ) માગ્યો, પણ એ ન મળ્યો એટલે પ્રપંચચતુર અને જેનું મોઢું મૃગનું છે પણ અંતર વાઘનું છે તથા અંદરથી શઠ અને બહારથી સરલ એવા તમે આ કામ કર્યું છે.' આવાં વાક્યોથી રાજાએ એનું ઘણું ખંડન કર્યું. 'પ્રબંધચિંતામણિ'ના કર્તા મેરુતુંગનું સૂચન એવું જણાય છે કે સિદ્ધરાજની ઇચ્છા સહસ્રલિંગ જેવા મહાન પુણ્યકાર્યના પુણ્યમાં ( કે યશમાં ) બીજા કોઈને ભાગ આપવાની નહોતી અને તેથી એ બીજા કોઈની પાસેથી આર્થિક સહાય લેવા ઇચ્છતો નહોતો. પણ વધારે સંભવિત કારણ એ હોઈ શકે કે સિદ્ધરાજ પોતાના સર્વ પ્રજાવર્ગ પ્રત્યે સમાન દૃષ્ટિથી જોવા ઇચ્છતો હતો અને પોતાના મુખ્ય ધર્મકાર્ય માટે પ્રજાજનોમાંથી કોઈની પણ પાસેથી પોતે નાણાંની સહાય લે તો શાસક તરીકેનું તાટસ્થ્ય અને નિષ્પક્ષતા એ જાળવી શકે નહિ.[૫૨] પરંતુ મેરુતુંગ જેવા સોલંકી કાલના લગભગ સમકાલીન લેખકે નોંધેલી આ અનુશ્રુતિનું સામાજિક અર્થદર્શન એ હોઈ શકે કે સિદ્ધચક્રવર્તીના પ્રમુખ ધર્મસ્થાનમાં ફાળો આપવાની મહત્ત્વાકાંક્ષા અને ક્ષમતા ધરાવી શકે તેવા ધનિકો એ સમયે ગુજરાતમાં હતા. વેપારથી પૈસો મેળવવાની આવડત અને એથી વ્યવહારનાં ઘણાંખરાં ક્ષેત્રોમાં માર્ગ કાઢવાની કુશળતા એ લક્ષણો હાલ ગુજરાતના જીવનમાં દેખાય છે તેઓનો વિકાસ થયેલો પણ સોલંકી કાલમાં વરતાય છે. ગુજરાતમાં મુસ્લિમ સત્તાની સ્થાપના પછી માત્ર ૧૧ વર્ષે સં. ૧૩૭૧(ઈ. સ. ૧૩૧૫) માં રચાયેલા, અંબદેસૂરિના 'સમરારાસ' માં કહ્યું છે તેમ 'ક્ષત્રિયોની તલવારોથી કે સાહસિકોના સાહસથી કંઈ વળે એમ નહોતું.' એ સમયે પાટણના જૈન વેપારી સમરસિંહે અલાઉદ્દીનના સૂબા અલપખાનને પ્રસન્ન કરી મુસ્લિમોએ તોડેલાં શત્રુંજય અને આબુ ઉપરનાં જૈન મંદિરોના જીર્ણોદ્ધાર માટે પરવાનગી મેળવી, બંને સ્થળે જીર્ણોદ્ધાર અનુક્રમે સં. ૧૩૭૧ (ઈ. સ. ૧૩૧૫) અને સં. ૧૩૭૮(ઈ. સ. ૧૩૨૨)માં કરાવ્યો હતો.[૫૩]

## પાદટીપો

૧. રામલાલ મોદી, "સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ," પૃ. ૩૦

૨. એજન, પૃ. ૮

૩. હરિપ્રસાદ શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ," પૃ. ૨૮૯

૪. A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, p. 260

૫. ભોગીલાલ જ. સાંડેસરા, "સંશોધનની કેડી", પૃ. ૨૪૪–૫૦

૬. સાંડેસરા અને મહેતા, "વર્ણક-સમુચ્ચય," ભાગ ૨, પૃ. ૧૪૦–૪૮

૭. એજન, પૃ. ૨૦–૫૬

૮–૯. એજન, પૃ. ૧૨૮

૧૦. એજન, પૃ. ૧૩૯

૧૧. 'દેશીનામમાલા'માં कोल्हुओ શબ્દ છે અને એની સમજૂતી હેમચંદ્રે इक्षुनिपीडन-यन्त्रम् એવી આપી છે. ડૉ. અ. કુ. મજુમદાર ( *Ibid.*, p. 260 ) એ વિશે લખે છે કે "પ્રાચીન ભારતમાં શેરડી પીલવાના યંત્રનો આ એકમાત્ર ઉલ્લેખ છે," પણ વસ્તુતઃ જૈન સાહિત્યમાં આ શબ્દ પૂર્ણ પરિચયની રીતિએ અનેક વાર વપરાયો છે ( B. J. Sandesara and J. P. Thaker, 'Some Important Vocables from Sanskrit Commentaries on Jaina Canonical Texts,' *Journal of the Oriental Institute*, Vol. XV, Nos. 3–4, p. 420 ).

૧૨. लेखपद्धति, पृ. १५

૧૩. A. K. Majumdar, *op. cit.*, pp. 260–61

૧૪. હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૯૦

૧૫. ભોગીલાલ સાંડેસરા, "ઇતિહાસ અને સાહિત્ય," પૃ. ૧૭૬–૭૮

૧૬. "વર્ણક-સમુચ્ચય" (ભાગ ૧) અંતર્ગત 'ભોજનવિચ્છિત્તિ'માં 'પાટણ તણા કંદોઈ'( પૃ. ૧૮૫ )નો અલગ નિર્દેશ સૂચવે છે કે પાટનગરના કંદોઈની પાકશાસ્ત્રકલા વિખ્યાત હતી.

૧૭. A. K. Majumdar, *op. cit.*, pp. 262–63

૧૮. સાંડેસરા અને મહેતા, "વર્ણક-સમુચ્ચય," ભાગ ૨, પૃ. ૧૬–૧૭

૧૯. ભોગીલાલ સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત," પૃ. ૨૦૮

૨૦. ગિરજાશંકર આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૩, લેખાંક ૨૨૨

दातव्यं मालि[क]श्रेण्या शतपत्रशतद्वयम् ।
नवीनकणवीराणां द्वे सहस्रे च नित्यशः ॥ ( શ્લોક ૫૦ )

૨૧. A. K. Majumdar, *op. cit.*, pp. 216, 221

૨૨. સાંડેસરા અને પારેખ, "વર્ણક-સમુચ્ચય," ભાગ ૧, પૃ. ૪૭

૨૩. જિનવિજયજી, "પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી," પૃ. ૫૬

૨૪. 'વિશ્વમલ્લપ્રિય' દ્રમ્મ માટે જુઓ લેખપદ્ધતિ, પૃ. ૩૭, ૩૯, ૫૫ આદિ; 'વીસલપ્રિય' દ્રમ્મ માટે એજન, પૃ. ૪૨, ૪૪ આદિ.

૨૫. *Proceedings of Seventh All-India Oriental Conference*, p. 695

૨૬. ઉમાકાંત શાહ, 'કુમારપાળનો સિક્કો,' "સ્વાધ્યાય," પુ. ૬, પૃ. ૪૯૯

૨૭. અમૃત વ. પંડયા, 'મહારાજા જયસિંહ સિદ્ધરાજના ચાંદીના સિક્કા,' "વિજય-વલ્લભસૂરિ સ્મારક ગ્રંથ," પૃ. ૧૦૧-૧૧

૨૮. ઉમાકાંત શાહ, ઉપર્યુક્ત, પૃ. ૫૦૦-૫૦૧

૨૯. U. P. Shah, "Coinage of Early Chālukyas of Aṇahillavāḍa-Pātaṇ," *Journal of the Numismatic Society of India*, Vol. XVI, Pt. II, pp. 239–42

૩૦. લેખપદ્ધતિ, પૃ. ૩૪, ૩૫, ૩૭, ૩૯, ૪૧, ૪૨, ૪૩, ૫૫ આદિ

૩૧. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૩૧-૩૨

૩૨. A. K. Majumdar, *op. cit.*, p. 271

૩૩. એ હસ્તપ્રતના સંપૂર્ણ પાઠ તથા એની ઉપરના વિવેચન માટે જુઓ ભોગીલાલ સાંડેસરા, "બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનના નિબંધસંગ્રહ"માં 'મધ્યકાલીન ગુજરાતનાં તોલ, માપ અને નાણું' એ નિબંધ; વળી જુઓ એ જ લેખક, "Weights, Measures and Coinage of Mediaeval Gujarat, *Journal of the Numismatic Society of India*, Vol. VIII, pp. 138 ff.

૩૪. દુર્ગાશંકર શાસ્ત્રી, "પ્રબંધચિંતામણિ" (ભાષાંતર), પૃ. ૧૪૯

૩૫-૩૬. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૩૨

૩૭. લેખપદ્ધતિ, પૃ. ૨૨

૩૮. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૩૨

૩૯. ભોગીલાલ સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો," પૃ. ૪૫

૪૦. રત્નમણિરાવ ભીમરાવ, 'ગુજરાતનું વહાણવટું,' "વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રંથ," પૃ. ૧૯૫. પરદેશથી આયાત કરેલા ઘોડા ખંભાત બંદરે વહાણમાંથી ઉતારાતા હતા એ જોઈને મંત્રી વસ્તુપાલે રાજપુરોહિત સોમેશ્વરને આપેલી સમસ્યા અને એની સોમેશ્વરે કરેલી પૂર્તિ માટે જુઓ સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૭૧. રાજ્યના સર્વોચ્ચ અધિકારીઓ ઘોડાની આયાતને પ્રત્યક્ષ કરવા બંદર ઉપર જતા એ પણ વેપાર ઉપરાંત સૈન્યવ્યવસ્થાની દૃષ્ટિએ સૂચક છે.

૪૧. A. K. Majumdar, *op. cit.*, p. 267

૪૨. ભોગીલાલ સાંડેસરા, "અન્વેષણા," પૃ. ૨૦૧

૪૩. રત્નમણિરાવ ભીમરાવ, ઉપર્યુક્ત, પૃ. ૧૯૪

૪૪. ગુજરાતના વહાણવટાના ઇતિહાસ માટે શ્રી. 'સુકાની'( ચંદ્રશંકર બૂચ )-કૃત નવલકથા "દેવો ધાધલ"નાં ઐતિહાસિક માહિતીપૂર્ણ પરિશિષ્ટ જોવા જેવાં છે.

૪૫. A. K. Majumdar, *op. cit.*, p. 267

૪૬. રત્નમણિરાવ ભીમરાવ, ઉપર્યુક્ત, પૃ. ૧૯૩

૪૭. A. K. Majumdar, *op. cit.*, p. 268

૪૮. બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું એ પહેલાંના સમય સુધી પાટણનાં વિખ્યાત પટોળાં મલાયા, જાવા અને સુમાત્રાનાં રાજકુટુંબોમાં-સુલતાનોનાં કુટુંબોમાં-જતાં એ સેંકડો વર્ષ સુધી રહેલા વેપારી સંબંધોનો અવશેષ ગણાય.

૪૯. पुरातनप्रबन्धसंग्रह, पृ. ५६–५७. આજે મળતા વૃત્તાંતો એ જ ગ્રંથમાં પૃ. ૭૩ ઉપર તથા 'પ્રબંધચિંતામણિ' (ગુજરાતી ભાષાંતર, પૃ. ૨૧૩-૨૧૪), प्रबंधकोश (पृ. १०८–१०९ ) અને वस्तुपालचरित( अधिकार २ )માં છે. 'प्रबन्धकोश'માં નૌવિત્તિકનું નામ 'સદીક' આપ્યું છે તથા એને સર્વ વેલાકુલોમાં પ્રસરેલા વિભવવાળો, મહાધનાઢ્ય અને બદ્ધમૂલ કહ્યો છે. વસ્તુપાલના સૈન્યે સદીકના સદનમાં ચૌદસો બખ્તરધારી સૈનિકોને મારી, સદીકને જીવતો પકડ્યો હતો અને પછી એનો વધ કર્યો હતો એમ પણ 'પ્રબંધકોશ' નોંધે છે.

૫૦. सांयात्रिकजनो येन कुर्वाणो हरणं नृणाम् ।
निर्दिष्टस्तदभूदेष धर्मोदाहरणं भुवि ॥ कीर्तिकौमुदी, ४, १६

૫૧. प्रबन्धचिन्तामणि, पृ. ६२–६३; (ગુજરાતી ભાષાંતર), પૃ. ૧૩૧–૩૨

૫૨. A. K. Majumdar, *op.cit.*, p. 284

૫૩. દુર્ગાશંકર શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," ભાગ ૧-૨, પૃ. ૫૧૧-૧૨

# પરિશિષ્ટ

## ભરૂચનું બંદર

લગભગ ૧,૬૦૦ કિ. મી.(૧,૦૦૦ માઇલ)નો વિશાળ સાગરકાંઠો ધરાવતા ગુજરાતનું સ્થાન જગતના નકશામાં એવી રીતે આવેલું છે કે એ પૂર્વના દૂર દૂરના દેશો સાથે સીધો જ દરિયાઈ સંપર્ક ધરાવી શકે. ગુજરાતના મુખદ્વાર સમા દ્વારકાના કાંઠે પશ્ચિમ ભણી મોં રાખીને ઊભા રહીએ તો જમણા હાથે ઈરાનનો અખાત, ડાબા હાથે એડનનો અખાત અને નાકની દાંડીએ અરબસ્તાન આવે. બહેરીન, મસ્કત, એડન અને યેમેનનો ગુજરાતનાં વિવિધ બંદરો સાથે અરબી સમુદ્ર દ્વારા સીધો વ્યવહાર પ્રાચીન સમયથી જળવાઈ રહ્યો છે. બેબિલોન, ઇજિપ્ત તથા પશ્ચિમના બીજા દેશો સાથેના ભારતભરના વ્યવહારમાં ગુજરાતનો સાગરકાંઠો વધુ અનુકૂળ આવતો. ભારતનો ઉત્તર ભાગ, જે પ્રાચીન કાલમાં ઉત્તરાપથ કે આર્યાવર્ત તરીકે ઓળખાતો તે, સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વનું સ્થાન ધરાવતો હતો. ગુજરાતનાં બંદર ઉત્તર ભારતની વધુ નજીક હોવાથી, ભારતના આંતરરાષ્ટ્રિય વ્યવહાર માટે દ્વારકા, ભરૂચ, ખંભાત અને સુરત પ્રાચીન સમયમાં મોખરાનું સ્થાન ધરાવતાં હતાં.

ભરૂચનું અસલ નામ 'ભરુકચ્છ' હતું. એ આગળ જતાં 'ભૃગુકચ્છ' નામે ઓળખાયું. 'કચ્છ' એટલે 'દરિયાકાંઠાનો પ્રદેશ' એવો એક અર્થ છે. ભરૂચ વલભી અને ખંભાતની પેઠે 'દ્રોણમુખ' છે. જે સ્થળે જળમાર્ગે તેમજ સ્થળમાર્ગે જવાય તેને 'દ્રોણ(બે માર્ગનું)–મુખ' કહે છે. નર્મદાના કિનારે પાઘડી–પને પથરાયેલા આ નગરને દરિયાઈ વ્યવહાર માટે સારી અનુકૂળતા સાંપડી છે. અમરકંટકથી નીકળતી નર્મદા ભરૂચ આગળ એક માઇલનો પટવિસ્તાર કરે છે ને આગળ જતાં એ ખંભાતના અખાતને મળે છે. પાસેના અરબી સમુદ્રથી જગતનાં અન્ય બંદરો સાથેનો દરિયાઈ માર્ગ ખુલ્લો થાય છે. ઈ. સ. પૂર્વેના સમયથી ઇજિપ્ત, ચીન, અરબસ્તાન, યુરોપ, આફ્રિકા અને ઈરાન જેવા દેશો સાથે ભરૂચના માલની લેવડદેવડ થતી. આજે જેમ મુંબઈ ભારતનું પ્રવેશદ્વાર ગણાય છે તેમ પહેલાં ભરૂચ હિંદનું બારું ગણાતું. ઈ. સ. થી દોઢેક હજાર વર્ષ પૂર્વેની ઇજિપ્તની કબરોમાંથી હિંદનું મલમલ મળ્યું છે, જે બારીગાઝા(એ વેળાના ભરૂચ)નું ગણાય છે. રેશમ, ચિનાઈ વાસણ, સ્પિકનાર્ડ, ડિલિયમ, મશરૂ, દારૂ, કાંસું, પરવાળાં, આયના, સુરમો, કેરબો, બુંદ (કૉફી), અફીણ,

કિંમતી ઝવેરાત, પોશાકો, વાજિંત્રો, ખૂબસૂરત બાંદીઓ, ગુલામો વગેરેની પરદેશથી અહીં આયાત થતી અને હિંદની મશહૂર ચીજો ભરૂચથી પરદેશ જતી. ચોખા, ઘી, તેલ, ખાંડ, રૂ, મશરૂ, મલમલ, રેશમ, રંગીન વાસણો, કપૂર, ગંધક, ધૂપ, તજ, મરી વગેરે તેજાના, સોનું, કાપડ વગેરેની નિકાસ થતી.

બૌદ્ધ જાતક–કથાઓમાં સુવર્ણભૂમિ (હિંદી ચીન) અને સુવર્ણદ્વીપ (મલાયા દ્વીપસમૂહ)ના 'ભરુકચ્છ' સાથેના વ્યવહારના ઉલ્લેખ મળે છે. 'ભરુ-જાતક'માં જણાવ્યા પ્રમાણે બોધિસત્ત્વ હિમપ્રદેશમાંથી મીઠું અને સરકો ખરીદવા વેપારીઓના કાફલા સાથે ભરૂચ ગયા હતા. 'સુપ્પારક જાતક'માં બોધિસત્ત્વ ભરૂચના નાવિક હોવાનો અને સોપારા–ભરૂચ વચ્ચેનું અંતર વહાણ એક રાત્રિમાં કાપી શકે તેટલું હોવાનો ઉલ્લેખ મળે છે. 'સુરસોંદી જાતક' અનુસાર સુમાત્રા અને ભરુકચ્છ વચ્ચે નિયમિત વેપાર ચાલતો હતો. ઈ. પૂ. ૫૦૦ થી ભરૂચ અને સોપારા ધીકતાં બંદર હતાં. જૈન સાહિત્યમાં તેમજ 'કથાસરિત્સાગર'માં પણ ભરૂચ બંદરના અનેક ઉલ્લેખ મળે છે. પાલિ ભાષામાં લખાયેલા લંકાના પ્રાચીન ગ્રંથ 'મહાવંસ' અનુસાર લાટના સિંહપુર(શિહોર)ના સિંહબાહુ રાજાના પુત્ર રાજકુમાર વિજયે બંદરેથી નીકળી, લંકા પર વિજય પ્રાપ્ત કરી, એનું નામ સિંહલદ્વીપ રાખ્યું હતું. આ રીતે ત્યાં ઈ. સ. પૂર્વેના ૬ ઠ્ઠા સૈકામાં સૌથી પહેલી ભારતીય વસાહત સ્થાપી હતી. 'વિવિધતીર્થકલ્પ' નામે જૈન ગ્રંથ અનુસાર, લંકાની એક રાજકુમારીએ અનેક વહાણોના રસાલા સાથે ભરૂચ આવીને ત્યાં 'શકુનિકાવિહાર' નામે જૈનમંદિર બંધાવ્યું હતું.[૧] 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ કહેવત ગુજરાત–લંકાના સાંસ્કૃતિક સંબંધની દ્યોતક છે.

મહીની દક્ષિણનો, ભરૂચની આસપાસનો પ્રદેશ ઈસ્વી પૂર્વેથી લાટ પ્રદેશ તરીકે ઓળખાય છે અરબી સમુદ્રને અરબો 'લાટનો સમુદ્ર' કહેતા.[૨] દસમી સદીમાં અલ મસઊદી આફ્રિકા અને ભારતવર્ષ વચ્ચેના સમુદ્રને 'લારવી સમુદ્ર' કહે છે.[૩] લાટપ્રદેશનું પાટનગર અને પ્રસિદ્ધ તીર્થધામ ભરૂચ આર્યીકરણનું પ્રાચીન કેંદ્ર હતું એમ શ્રી. રસિકલાલ પરીખ નોંધે છે.[૩અ] 'સ્કંદપુરાણ'ના પ્રભાસખંડની કથા મુજબ વલભીમાં રહેલા શર્યાતિએ પોતાની દીકરી સુકન્યા ભાર્ગવોને પરણાવેલી. આ ભાર્ગવો તે ભૃગુ ઋષિના વંશજો ગણાય છે. કેટલાક વિદ્વાનો ભૃગુઓને અસુર જાતિના ગણે છે. આર્યોના આગમન પહેલાં ઉત્તર ભારતમાં અસુર પ્રજા રહેતી હતી એ તો હકીકત છે. આ અસુરો આર્યો કરતાં પણ વધુ સુધરેલા હતા અને શહેરો બાંધીને રહેતા હતા. વાણિજ્ય, સ્થાપત્ય, વહાણવટું અને વ્યાજવટું એ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી. પાછળથી આર્યપ્રજા સાથેના સંઘર્ષને કારણે

એમને સોસવું પડેલું, ને 'અસુર' એટલે 'રાક્ષસ' એવો મત વહેતો થયો. પારસી ધર્મશાસ્ત્ર અવેસ્તામાં 'અહુર' (અસુર) એટલે 'દેવ' એવો અર્થ મળે છે. આર્યોના આક્રમણ સામે ટક્કર ઝીલી ન શકવાના કારણે અસુરોને આર્યાવર્ત-માંથી પાતાલનગર ( દક્ષિણ દેશ ) જવાની ફરજ પડતાં, એ પ્રજાએ આ નગર સ્થાપ્યું હોય. આજે પણ ભરૂચમાં ભાર્ગવ બ્રાહ્મણોની વસ્તી છે.

ભૃગુકચ્છ, ભૃગુપુર, ભૃગુતીર્થ, ભૃગુક્ષેત્ર એવાં ભરૂચનાં પ્રાચીન નામ ભાર્ગવોની વસાહતને પરિણામે પ્રચારમાં આવ્યાં હોય એમ મનાય છે, પરંતુ આગમ સાહિત્યના પ્રાચીનતર અંશોમાં, પુરાણોમાં, જાતક અને કથાસરિત્સાગર વગેરેના કથાસાહિત્યમાં તથા તામ્રપત્રોમાં 'ભરુકચ્છ' તરફ જ ઝોક હોવાને લીધે 'ભૃગુકચ્છ'નો પ્રયોગ મુકાબલે પાછળથી થયો હોવાનું માની શકાય.[૪] 'ભૃગુકચ્છ' નામ, એ તો સંસ્કૃત પંડિતોએ પાછળથી, સંભવતઃ દસમા સૈકામાં, ઘડી કાઢેલું છે. લગભગ ઈ. સ. ૬૨૯ માં આવેલો ચીની મુસાફર યુઅન શ્વાંગ 'પો-લુ-ક-છે-પો' ( Po-lu-ka-che-po ) નામે ભરુકચ્છની મુલાકાતની નોંધ લે છે. એણે પોતાની નોંધપોથીમાં નોંધ્યું છે કે ભરુકચ્છની સમૃદ્ધિનો મુખ્ય આધાર એના દરિયા પર રહેલો છે.

ઈ. સ. ના આરંભના સમયમાં ઉજ્જન અને પાટલિપુત્ર એ ભારતનાં બે પ્રાચીન નગરો સાથે ભરૂચ ધોરીમાર્ગથી જોડાયેલું હતું.[૪અ] વારાણસી, કાન્યકુબ્જ, વિદિશા, કાબુલ, કંદહાર વગેરે સ્થળોના માલની નિકાસ ભરુકચ્છ બંદરેથી થતી. દક્ષિણ ભારતથી પણ ભરૂચના બંદરે થઈને માલ નિકાસ થતો. અરબસ્તાન, ઈરાની અખાત અને રાતો સમુદ્ર થઈ છેક મિસર સુધી હિંદી મહાસાગરમાં ભરૂચનાં વહાણ ઘૂમતાં એમ ઓક લેખકો જણાવે છે. મિસર અને અરબસ્તાનથી સોનું, રૂપું, પિત્તળ, કલાઈ, સીસું, પારો, સુરમો, કાચ, ગોખરાજ, પરવાળાં, દારૂ, કાપડ અને દુપટ્ટા આવતા, તો ચોખા, ઘિયાં, તેલ, રૂ, ખાંડ, મલમલ અને ઊંચી જાતના કાપડની નિકાસ થતી. ઈરાની અખાતનાં બંદરોએથી ગુલામો, સ્ત્રીઓ, સોનું, મોતી, ખજૂર, દારૂ અને કાપડની આયાત થતી, તો ભરૂચથી ત્યાં પિત્તળ, શીંગડાં, સુખડ અને બીજાં લાકડાંની નિકાસ થતી.[૫] ૧૫ મી સદીમાં લખાયેલા 'શ્રીપાલચરિત' નામના ગ્રંથમાં કોશાંબી નગરીનો ધવલ શેઠ નામે વેપારી કોશાંબીથી સુવર્ણ, કરિયાણું વગેરે લઈ ભરૂચમાં આવે છે એવું વર્ણન છે.

ઈ. સ. ના સાતમા સૈકાથી મુસ્લિમોનો ગુજરાતમાં પગપેસારો થયો. મુસ્લિમ ખલીફા હઝરત ઉમરના વખત(ઈ. સ. ૬૩૪-૬૪૩)માં બહેરીનના સૂબા ઉસ્માન

અલ સફીના હુકમથી ગુજરાતનાં થાણા અને ભરૂચ બંદરો પર દરિયાઈ હુમલા થયેલા. ઈ. સ. ની આઠમી સદીથી અરબો અવારનવાર દરિયાઈ માર્ગે ગુજરાતના દરિયાકાંઠે આવીને ગુજરાતી વેપારીઓનાં વહાણ લૂંટી જતા. ઈ. સ. ૭૧૭ તથા ૭૨૪ માં સિંધના એક અરબ સરદારે ભરૂચ લૂંટયું. રાષ્ટ્રકૂટ વંશના રાજાઓના સમયમાં પણ અરબોએ ભરૂચને ત્રણ વાર લૂટેલું. અણહિલવાડના ચાવડા અને સોલંકી વંશના રાજાઓના સમયમાં નૌકાસૈન્યનું મુખ્ય મથક ઘોઘા અને વેપારનું મુખ્ય મથક ખંભાત બન્યું. એ વેળા ભૃગુપુર (ભરૂચ), સૂર્યપુર (સુરત), દ્વારકા, દેવપત્તન, દીવ, મહુવા અને ગોપનાથનાં બંદરોથી વ્યવહાર ચાલતો. અગિયારમી સદીની શરૂઆતમાં ભરૂચ લાટદેશની રાજધાની હતું. બારમી સદીની મધ્યમાં (ઈ. સ. ૧૧૫૩) એ ચીન અને સિંધથી આવતાં વહાણોનું મથક હતું. એ વેળાનાં મોટાં વિદ્યાધામ ગણાતાં પાટણ, ખંભાત અને ભરૂચમાં વસ્તુપાલે મોટા ખર્ચે ત્રણ જ્ઞાનભંડાર અથવા પુસ્તકાલય રચાવ્યાં હતાં.[૬]

અણહિલવાડના રાજાઓના પતન પછી ભરૂચ પર એક યા બીજી સત્તા આવતી રહી. એ બે વર્ષ ભરૂચ હુમાયુના સૂબાઓના હાથમાં રહ્યું. એ બે વર્ષ (ઈ. સ. ૧૫૩૪–૩૬)નો અપવાદ બાદ કરતાં એ લગભગ બસો વર્ષ લગી (૧૩૯૧ થી ૧૫૭૨) અમદાવાદના મુસ્લિમ રાજાઓના અમલ નીચે રહ્યું.

ઈ. સ. ૧૫૩૮ માં ગુજરાતમાં સુલતાન મહમૂદ ૩ જો ગાદીએ બેઠો ત્યારે અમીર ઉમરાવોએ બંડ જગાવીને સત્તા હાથમાં લીધી હતી. અહમદશાહ ૩ જાના સમયમાં ભરૂચના જાગીરદાર અને નાયબ સૂબા ચંગીઝખાનના હાથમાં ગુજરાતનાં વડોદરા, ચાંપાનેર, સુરત અને ભરૂચ આવ્યાં. એ જાગીરદાર હોવા ઉપરાંત બહાદુર લડવૈયો પણ હતો. એની સત્તા ઈ. સ. ૧૫૬૦ થી ૧૫૬૭ દરમ્યાન એક સુલતાનના જેવી થઈ પડી હતી, અને એના નામના સિક્કા વડોદરા, ભરૂચ, સુરત વગેરે જગાએ ચાલતા હતા. એ 'ચંગીઝી,' 'મહેમૂદી' અથવા 'છાપરી,' સિક્કાના નામથી ઓળખાતા હતા.

ઈ. સ. ૧૫૭૩ માં ભરૂચ અકબરની સત્તા નીચે આવ્યું. અબુલફઝલે 'આઈને અકબરી'માં ભરૂચને એક મોટા બંદર તરીકે ઓળખાવ્યું છે. અકબરે પોતાના સરદાર કુતુબુદ્દીનને ભરૂચમાં જાગીર આપી. દસ વર્ષ બાદ મુઝફ્ફરશાહે ભરૂચ જીતી લીધું, પરંતુ થોડા જ સમય બાદ એ દિલ્હીની સત્તા નીચે આવી ગયું.

ઈ. સ.ના ૧૫ મા–૧૬ મા સૈકામાં પોર્ટુગીઝો દ્વારા ગુજરાતના કિનારા પર લૂંટફાટના દરિયાઈ હુમલા થવા લાગ્યા. પોર્ટુગીઝો અને અંગ્રેજો પોતાની વેપારી કોઠીઓ કાયમ કરવાની ખટપટમાં પડ્યા. આ ગાળા દરમ્યાન પોર્ટુગીઝો-

એ ભરૂચને ત્રણ ત્રણ વાર લૂંટયું, પ્રથમ ઈ. સ. ૧૫૩૬ માં, બીજી વાર ઈ. સ. ૧૫૪૭માં[૭] ને ત્રીજી વાર ઈ. સ. ૧૬૧૪ માં. ઈ. સ. ૧૬૧૬ માં ટૉમસ રો નામના અંગ્રેજને જહાંગીરના સમયમાં ભરૂચમાં વેપાર કરવાની પરવાનગી મળતાં અંગ્રેજોએ ભરૂચમાં પહેલી કોઠી નાખી. પછી તો ઈ. સ. ૧૬૧૮ માં વલંદાઓએ પણ કોઠી નાખી[૮] ઔરંગઝેબના સમયમાં શિવાજીએ ભરૂચ બે વાર લૂંટયું અને એ પછી શંભાજીએ પણ બે વાર લૂંટયું. મુઘલ શહેનશાહતના પાયા ડગમગી રહ્યા હતા ત્યારની અરાજક પરિસ્થિતિના કારણે ઉપરાઉપરી આ હુમલા આવ્યા કરતા હતા.

ઔરંગઝેબ પછીના બાદશાહો નબળા આવતા ગયા. દેશમાં ચાલુ રહેલી અંધાધૂંધીના કારણે ઈ. સ. ૧૭૬૦ પછીથી ગાયકવાડ, પેશ્વા, સિંધિયા તેમજ જૂનાગઢ, માંગરોળ (સોરઠ), ખંભાત, સુરત અને ભરૂચના હાકેમો સ્વતંત્ર થઈ પોતપોતાના પ્રદેશનો વહીવટ કરવા લાગ્યા. ઈ. સ. ૧૭૨૨ માં નિઝામ-ઉલ્-મુલ્કે દિલ્હીની દીવાનગીરી છોડી ત્યારે દિલ્હીના બાદશાહ મોહમ્મદશાહે એને ભરૂચની જાગીર આપી. નિઝામે એનો વહીવટ પોતાના સરદારને સોંપ્યો. આ રીતે ઈ. સ. ૧૭૩૬ માં ભરૂચ બંદરનો અધિકારી 'નવાબ' તરીકે ઓળખાયો. ઈ. સ. ૧૭૩૬ થી ૧૭૭૨ લગી ભરૂચ પર નવાબી સત્તા રહી.[૯] એમાંના મિરઝા બેગના વખતમાં ઈ. સ. ૧૭૬૧ માં દામાજી ગાયકવાડે ભરૂચને ઘેરો ઘાલ્યો અને ફુરજાની જકાતમાં પોતાનો હિસ્સો દાખલ કરાવ્યો. પછી તો અંગ્રેજોનો પણ પગપેસારો થયો અને એમણે પણ ફુરજાની જકાતમાં પોતાનો હક્ક દાખલ કર્યો. એ વેળાના છેલ્લા નવાબ મોઝીઝખાને જકાતનો હિસ્સો લાંબા સમય સુધી ન આપતાં અંગ્રેજ લશ્કરે ભરૂચ પર ચડાઈ કરી અને ૧૭ દિવસ સુધી કિલ્લા પર તોપમારો ચલાવ્યો, છતાં નવાબે મચક ન આપી. એક વારની હાર ખાધા બાદ બીજા વર્ષે અંગ્રેજોએ ચડાઈ કરી. આ વેળા નવાબનો દીવાન લલ્લુભાઈ ફૂટી ગયો. અંગ્રેજોની જીત થઈ (ઈ. સ. ૧૭૭૨). પાંચ વર્ષ બાદ, ઈ. સ. ૧૭૭૮ માં, સિંધિયાએ અંગ્રેજો તરફ દર્શાવેલી રહેમદિલીના કારણે ભરૂચ એને આપવામાં આવ્યું, પણ ઈ. સ. ૧૮૦૨ માં બાજીરાવ પેશ્વાને સિંધિયા સાથે અણબનાવ થતાં બાજીરાવે અંગ્રેજોની મદદ માગી અને ઈ. સ. ૧૮૦૩ માં ભરૂચ અંગ્રેજોના હાથમાં ફરીથી આવ્યું.

ઊંચી જાતના રૂના ઉત્પાદનના કારણે ભરૂચ કાપડનું મહત્ત્વનું મથક પહેલેથી જ હતું. ઈ. સ. ૧૭૮૩ માં નિ. ફોબ્સ જણાવે છે કે ઊંચામાં ઊંચી જાતના ઝીણા પોતના મસલીનથી માંડીને સઢ બનાવવાના જાડા કાપડના તાકા અહીં બનતા. બાસ્તા(બાફ્ટા)નું કાપડ ડચ લોકો અહીંથી યુરોપમાં વેચવા લઈ જતા.[૧૦] ઈ. સ. ૧૮૨૦ માં કર્નલ વિલિયમ લખે છે કે અહીંના મોચીઓ બૂટ અને ઘોડાનાં

જીન એવાં સારાં બનાવતા કે એ વખતના ગુજરાતમાં વસતા યુરોપિયનો ભરૂચથી એ માલ મંગાવતા. ઈ. સ. ૧૮૫૭ ના બળવા વખતે અહીંના ઘણા કસબી ચાલ્યા ગયા. સ્વસ્થ પરિસ્થિતિમાં કેટલાક પાછા આવ્યા ત્યારે તેઓ રેશમી તથા સુતરાઉ સૂજની (રજાઈ) બનાવવાનો નવો કસબ લેતા આવ્યા. આજે પણ ભરૂચની સૂજનીઓ પરદેશ પહોંચે છે. મુસ્લિમોએ એ કસબને જાળવી રાખ્યો છે.

ઈ. સ. ૧૮૫૨ માં અમદાવાદના ઉદ્યોગપતિ શ્રી રણછોડલાલ છોટાલાલે ભરૂચમાં સૂતરનું પ્રથમ કારખાનું રૂપિયા ચાર લાખના ભંડોળથી શરૂ કરેલું, પરંતુ પાછળથી એ બંધ કરવું પડ્યું અને એમણે અમદાવાદમાં એ ઉદ્યોગ સ્થાપ્યો. ભરૂચમાં નંખાયેલું કારખાનું સારી રીતે ચાલ્યું હોત તો એને પગલે અનેક મિલો ભરૂચમાં શરૂ થઈ હોત અને એની સિકલ બદલાઈ ગઈ હોત.

બ્રિટિશ અમલની શરૂઆતમાં કાપડ અને રૂની નિકાસના કારણે ભરૂચ ધીકતું બન્યું. એની શેરીઓ પરદેશીઓથી ઊભરાવા લાગી. એ વેળા ભરૂચ બંદરે દર વર્ષે ૧૫૦ થી ૨૦૦ ટનની શક્તિ ધરાવતાં ૪૦,૦૦૦ જેટલાં વહાણોની અવરજવર થતી. ખજૂર, નાળિયેર, મેંગલોરી નળિયાં, પથ્થર, કાંદા અને મીઠું એ બધી ચીજોની આયાત થતી. આસોથી ફાગણ માસની મોસમમાં બસરા અને ઇરાકથી લગભગ ૫૦૦ વહાણો મારફતે ત્રણ કરોડ કિ. ગ્રા. ખજૂર ભરૂચ બંદરે ઊતરીને રેલવે મારફતે રાજસ્થાન, મધ્ય ભારત અને ગુજરાતનાં શહેરોમાં રવાના થતું. એક વહાણમાં એકથી સવા લાખ નાળિયેર ભર્યાં હોય, એવાં સેંકડો વહાણો મારફતે ૧૦ થી ૧૨ કરોડ નાળિયેર મલબાર અને ગોવાથી અહીં આવતાં. ભરૂચ જિલ્લાની મુખ્ય બે પેદાશ કપાસ અને લાંગ હોઈ, રૂની ગાંસડીઓ મુંબઈ અને લાંગ છેક મલબાર લગી પહોંચતી. મલબારના સાહસિક મેમણ અને મોપલા વેપારીઓનો ભરૂચ બંદર સાથે ધમધોકાર વેપાર ચાલતો હતો.[૧૧] આ ઉપરાંત કપાસિયા, કઠોળ, છોટાઉદેપુર વિસ્તારનાં ઇમારતી લાકડાં અને કોલસા એ સર્વ ચીજો ભરૂચથી સૌરાષ્ટ્રનાં વિવિધ બંદરોએ જતી, તો તેલ, મગફળી, સિંગખોળ, એ ચીજો સૌરાષ્ટ્રનાં બંદરોએથી ભરૂચ આવતી.

અહીંથી અરબસ્તાન અને ઇજિપ્ત જનારાં વહાણ માર્ચમાં ઊપડી સપ્ટેમ્બરમાં પાછાં આવતાં, તો ઈરાની અખાતમાં જનારાં વહાણ જાન્યુઆરી-ફેબ્રુઆરીમાં જઈ એપ્રિલમાં પાછાં ફરતાં. મોટાં વહાણ બનાવવાનો પણ અહીં ઉદ્યોગ ચાલતો.[૧૨] એ વહાણના ઉદ્યોગમાં પાછળથી પારસીઓ સંકળાયેલા હતા. વહાણ બનાવનારા 'વાડિયા' કહેવાતા. આજે પણ ભરૂચમાં 'વાડિયા' અટક ધરાવનારાં પારસી કુટુંબ વસે છે.

ઈ. સ. ૧૯૩૯ થી ૧૯૪૪ ના બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન રેલવે વેગનોની

મુશ્કેલી થતાં, ભરૂચ બંદરે માલવ્યવહારનું કામ ઝડપી બનેલું. ગુજરાત, પંચમહાલ, મુંબઈ, મધ્ય ભારત, રાજસ્થાન તથા ઉત્તર પ્રદેશ તરફથી અનાજ, કેરોસીન, રૂની ગાંસડીઓ વગેરેની હેરફેર મલબાર, કેરાલા, ત્રાવણકોર, રત્નાગિરિ, મુંબઈ, કચ્છ અને સૌરાષ્ટ્ર સુધી ભરૂચ મારફતે થવા લાગી હતી.

આવું ધીકતું બંદર પડી ભાંગ્યું એનાં મુખ્ય બે કારણ છે: પરદેશમાં નિકાસ થતા રૂની માંગ ઘટી જતાં એના ઉત્પાદકો અને વેપારીઓ દેવામાં ડૂબી ગયા. એથી બંદરના વેપારને મોટો ફટકો પડ્યો. ઈ. સ. ૧૯૩૭ માં નર્મદા નદી પર રેલવેનો નવો પુલ બંધાયો ત્યારે પુલના થાંભલા જમીનમાં ઉતારવા ખોદી કાઢવામાં આવેલી લાખો ટન માટી નદીના વહેણમાં જ નાંખવામાં આવી, આથી, ફુરજાથી માંડીને દરિયાના મુખ સુધી ધીરે ધીરે પુરાણ થતું ગયું અને ઠેર ઠેર રેતીના પટ ( sand-bars ) પથરાઈ ગયા. પાણી છીછરું થતાં મોટાં વહાણ આવતાં બંધ થયાં. ભરૂચની જાહોજલાલી ધીરે ધીરે અસ્ત થતી ગઈ અને એ માત્ર નામશેષ બંદર બની રહ્યું.

અત્યારે ભરૂચ બંદરે વધુમાં વધુ ૬૦ ટનની શકિત ધરાવતાં વહાણ જ આવી શકે છે. એવાં નાનાં વહાણોને પણ, છીછરા પાણીના કારણે, જુવાળ(ભરતી)ની રાહ જોવી પડે છે અને દરિયાના મુખથી બંદર લગી ધીમે ધીમે આવતાં ચાર-પાંચ દિવસ લાગે છે. રેતીના જોખમ ભર્યા જળમાર્ગના કારણે વહાણનું નૂર વધુ લેવાય છે. બહારથી આવતાં વહાણ ભરૂચને મુકાબલે વધુ લાંબું અંતર ધરાવતા ભાવનગર જાય તો એના નૂરનો દર ઓછો લેવાય છે, કારણ કે એ તરફનો માર્ગ સલામત છે. આજે ભરૂચમાં ખજૂરની આયાત ત્રણ કરોડ કિ. ગ્રા. માંથી ઘટીને ત્રણ લાખ કિ. ગ્રા. થઈ છે. એકથી સવા લાખ નાળિયેર ભરીને આવતાં વહાણોને બદલે ૬૦ હજાર નાળિયેર ભરાઈ શકે એવડાં વહાણ જ આવી શકે છે. કપાસિયાની નિકાસ ઘટીને દર વર્ષે ૩,૯૩૯ ટનની થઈ ગઈ છે. પહેલાં વર્ષે ૪,૦૦૦ જેટલાં વહાણ આવતાં, એને બદલે હાલ ૫૦૦ જેટલાં વહાણ આવે છે. પરદેશો સાથેનો વ્યવહાર લગભગ બંધ થઈ ગયો છે અને મુખ્યત્વે સૌરાષ્ટ્રનાં બંદરો સાથે વ્યવહાર જળવાઈ રહ્યો છે.

ભરૂચની બંદર તરીકેની પ્રતિષ્ઠા ઘટતાં બીજી પણ કેટલીક માઠી અસરો થવા પામી છે. વહાણો પર માલનો ચડાવઉતાર કરનાર સેંકડો મજૂરો, ખલાસીઓ, વહાણો બનાવનારા મિસ્ત્રીઓ તેમજ દોરડાં અને સઢ બનાવનારા કારીગરો બેકાર બની ગયા અને વેરવિખેર થઈ ગયા. પહેલાં ભરૂચના બંદરે છોડાવાળાં નાળિયેરનાં છોડાં ઉતારવા સેંકડો છોલણિયા રોકાતા, આજે એમની પણ સંખ્યા

ઘટી છે. લાંગનું કઠોળ અહીં હાથવંટીઓમાં ભરડાતું અને એની દાળ મલબાર સુધી જતી. હવે લાંગ મુંબઈ પહોંચીને ત્યાંની મિલમાં ભરડાઈને દાળ તૈયાર થાય છે, એટલે ભરૂચમાં હાથવંટીનો વપરાશ ઘટી ગયો. પહેલાં પરદેશથી આવતો માલ, જો મુંબઈથી દેશમાં આવતો, તો એ મોંઘો પડતો, એટલે એ સીધો જ ભરૂચ આવતો. આજે માલ ભરૂચને બદલે મુંબઈ પહોંચીને દેશનાં જુદાં જુદાં સ્થળોએ જાય છે.

કેંદ્ર સરકારે ભરૂચને મધ્યમ કક્ષાનું બંદર જાહેર કર્યું છે. એના વિકાસ અર્થે બીજી અને ત્રીજી યોજના દરમ્યાન લગભગ દસ લાખથી વધુ રૂપિયા ખર્ચાયા છે. બંદર-કિનારે લાંગરતાં વહાણોમાંથી માલની ચડઊતર કરવા માટે એક સાથે ૧૫ વહાણ ઊભાં રહી શકે એટલી લંબાઈનો ડક્કો બાંધવામાં આવ્યો છે, વહાણોને પાણી આપવા માટે ટાંકી પણ બાંધવામાં આવી છે, આમ છતાં આટલી સુવિધા પૂરતી નથી. ભરૂચ મધ્ય ગુજરાતનું મોટામાં મોટું બંદર છે, એટલું જ નહિ, પણ એ બ્રોડગેજ રેલવે તેમજ ડામરના પાકા બનાવેલા રાષ્ટ્રિય ધોરી માર્ગથી જોડાયેલું છે. બાજુમાં આવેલું અંકલેશ્વર ભારતનું વિશાળ તેલક્ષેત્ર બન્યું છે. જિલ્લાના કેટલાક ભાગમાંથી લિગ્નાઈટ પણ મોટા પ્રમાણમાં શોધાયું છે. આવા સંયોગોમાં ભરૂચ બંદરને વિકસાવવું ઘટે છે. દરિયાના મુખથી ભરૂચ બંદર સુધી રેતાના પટ પથરાયેલા છે ત્યાં ડ્રેજિંગ કરી, જળમાર્ગ ઊંડો અને સલામત બનાવાય તો મોટાં વહાણ છેક બંદર લગી સહેલાઈથી આવી શકે. જેનું રૂ પરદેશમાં નિકાસ થઈને જતું તે ભરૂચમાં આજે ત્રણ નાની મિલ જ ચાલે છે એ પણ એક કરુણ સ્થિતિ છે. ભરૂચ શહેર ઉદ્યોગોથી ધમધમતું થાય અને ભરૂચ તેમજ પાસેનું કાવી એ બે બંદર વિકાસ પામે તો ભરૂચનું ભાવિ ઉજ્જ્વળ બને, એમાં શંકા નથી.

## પાદટીપો

૧. મુસ્લિમોની વટાળપ્રવૃત્તિ દરમ્યાન, એ મંદિર પાછળથી, ઈ. સ. ૧૩૦૨માં મસ્જિદમાં ફેરવાઈ ગયું. આજે પણ 'જુમ્મા મસ્જિદ"માં રૂપાંતર પામેલું એ મંદિર ભરૂચમાં હયાત છે.

૨. A. S. Altekar, *A History of Important Ancient Towns and Cities in Gujarat and Kathiawad,* p. 3

૩. *Bombay Gazetteer,* Vol. I, Pt. I, p. 510

૩અ. ર. છો. પરીખ, "ગુજરાતની રાજધાનીઓ," પૃ. ૪૪

૪. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત," પૃ. ૧૫૨-૧૫૩

૪અ. A. S. Altekar, *op. Cit.*, pp. 33 ff.

૫. Forbes, *Rasmala* ( New Edition ), Vol, I, p. 245

૬. ભો. જ. સાંડેસરા, "ઇતિહાસ અને સાહિત્ય," પૃ. ૨૫

૭. એ વેળા ભરૂચનાં મોટાં અને ઊંચાં મકાન યુરોપનાં એ સમયનાં સારાં શહેરોનાં મકાનો સાથે સરખાવાય એવાં હતાં એમ એક ઇતિહાસકાર નોંધે છે. એ વેળા ભરૂચમાં ઊંચી જાતના રેશમનો સારો વેપાર હતો, પણ પોર્ટુગીઝ લશ્કરના સરદાર ડી. મેનીઝીસે એનો એવો ભારે નાશ કર્યો કે પોર્ટુગીઝ ઇતિહાસમાં એ "મેનીઝીસ ભરૂચી" નામે પ્રસિદ્ધ થયો.

૮. એ વખતની ભરૂચની સમૃદ્ધિનો એક દાખલો નોંધપાત્ર છે. શાહજહાં સામે બળવો થયો ત્યારે ગુજરાતના શાહજાદા મુરાદ બક્ષે વેપારીઓ પાસેથી ઉછીનાં નાણું લીધાં હતાં તે મહેસૂલમાંથી પાછાં આપવાનો હુકમ એણે લખી આપેલો, એમાં ખંભાત બંદરની આવકમાંથી રૂ. ૧,૫૦,૦૦૦ અને ભરૂચ બંદરમાંથી રૂ. ૭૫,૦૦૦, સુરતના વેપારી શાંતિદાસ ઝવેરીના પુત્ર માણેકચંદને આપવા એમ લખેલું હતું-("મીરાતે અહમદી," પૃ. ૨૪૬).

૯. આ અરસામાં ભરૂચની વાર્ષિક ઊપજ બે લાખ રૂપિયાની ગણાતી. બંદર ખાતાનો ઉપરી નૌકાધ્યક્ષ "મીર બહેરી" તરીકે ઓળખાતો. એના તાબામાં કાનૂનગો (જકાત ઠરાવનાર), મુશરીફ, તેહસીલદાર (જકાત વસૂલ કરનાર), ઘોડેસવાર અને પ્યાદાની નિમણૂક થતી. કાનૂનગો અને અન્ય હોદ્દેદારો પોતાની કામગીરીના મહેનતાણા બદલ આવકની ચોથાઈ રકમ કાપીને રાજ્યની તિજોરીમાં ભરતા. અનાજ નીરખનાર "વીણુ", મીઠા ખાતાનો ઉપરી "હીંડીઆ" અને મીઠું માપનાર "મપારા" કહેવાતો. આજે ભરૂચના ભાર્ગવોમાં "વીણુ", "હીંડીઆ" અને "મપારા" અટક ધરાવતાં કુટુંબ છે.

૧૦. *Bombay Gazetteer*, Vol. II, Pt. I : Broach, p. 438

૧૧. ભરૂચથી નદી તરફના જે દરવાજેથી મલબાર અને મક્કા જવાનાં વહાણ ઊપડતાં તે મલબારી કે મક્કી દરવાજા તરીકે આજે ઓળખાય છે.

૧૨. ગુજરાતના સુલતાન મહમૂદ ત્રીજાએ ૧,૫૦૦ જેટલાં ગુરાબ જાતનાં લડાયક વહાણ ભરૂચ, સુરત, ઘોઘા, ખંભાત અને દમણમાં બનાવવા હુકમ કરેલો ( M. S. Commissariat, *Studies in the History of Gujarat*, p. 14 ).

# પ્રકરણ ૧૨

# ભાષા અને સાહિત્ય

**ભાષા**

ગુજરાતમાં સોલંકી અને વાઘેલા કાલ દરમ્યાન લખાયેલાં જે દાનપત્ર મળે છે તેઓમાં સંસ્કૃત ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેથી રાજભાષા સંસ્કૃત હતી એમ જણાય છે.

સોલંકી અને વાઘેલા રાજાઓનાં દાનપત્ર મૈત્રકોનાં દાનપત્રો જેવી ઓજસ્વી શૈલીમાં નથી, તદ્દન સાદી અને અનલંકૃત ભાષામાં છે, પરંતુ આ કાલના અભિલેખો અને પ્રશસ્તિ–લેખોની રચના ઉચ્ચ કોટિનું કવિત્વ ધરાવે છે. ખાસ કરીને શ્રીપાલ કવિએ રચેલી 'વડનગર પ્રશસ્તિ,' 'સહસ્રલિંગસર:પ્રશસ્તિ,' 'રુદ્રમાલપ્રશસ્તિ' તથા કવિ સોમેશ્વર, જયસિંહસૂરિ, નરચંદ્રસૂરિ અને નરેંદ્રપ્રભસૂરિએ રચેલી પ્રશસ્તિઓ સુંદર કાવ્યકોટિના નમૂના છે.

વળી, આ સમયનું ઉપલબ્ધ સાહિત્ય પાંડિત્યપૂર્ણ છે. ભાષાકીય ગુણવત્તા, વિષયનું વૈવિધ્ય અને સંખ્યાની દૃષ્ટિએ બીજો કોઈ પ્રદેશ ભાગ્યેજ એની સ્પર્ધામાં ઊતરી શકે એમ છે.

જૈન વિદ્વાનોએ પ્રાકૃત ભાષામાં રચેલી કથાઓ તો ભારતીય સાહિત્યમાં એક વિશિષ્ટ અર્પણ છે. આપણા દેશની સર્વ અર્વાચીન આર્યભાષાઓની માતામહી પ્રાકૃત ભાષાના સાહિત્યનો વિપુલ ભંડાર ગુજરાતની વિપુલ સંપત્તિ છે. પ્રસ્તુત સમયમાં જૈન વિદ્વાનોમાં પ્રબળ જાગૃતિ આવી જણાય છે, જેના કારણે સાડાત્રણસો વર્ષના આ ગાળામાં સેંકડો કથાઓની રચના થઈ છે. જૈનાચાર્યોએ માત્ર ધાર્મિક જ નહિ, પણ લૌકિક આખ્યાનો રચીને પ્રાકૃત સાહિત્યના ભંડારને સમૃદ્ધ કર્યો છે. આ કથાઓને હૃદયંગમ બનાવવા વાર્તા, આખ્યાન, ઉપમા, સંવાદ, સુભાષિત, સમસ્યાપૂર્તિ, પ્રશ્નોત્તર, પ્રહેલિકા વગેરેનો એમણે આધાર લીધો છે. સંસ્કૃત સાહિત્યમાં ખાસ કરીને રાજાઓ, યોદ્ધાઓ અને ધનિક વ્યક્તિઓનું ચરિત્રચિત્રણ રહેતું, પણ જૈનાચાર્યો દ્વારા એમની કથાઓમાં સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા, દરિદ્ર, ચોર, જુગારી, અપરાધી, ધૂર્ત, વેશ્યા, ચેટી, દૂતી આદિ સાધારણ જનોનું ચિત્રણ થવા લાગ્યું. દેશ–વિદેશમાં ભ્રમણ કરતા આ પરિવ્રાજક જૈન શ્રમણોએ તે તે દેશની લોકભાષા, લોકજીવન અને રીતરિવાજોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી તે તે હકીકતને કથાઓમાં ગૂંથી દીધી. જોકે જૈન કથાકારોની રચનામાં

ધર્મદેશનાને પ્રધાન સ્થાન છે, છતાં રીતિપ્રધાન લલિત રચનાઓ કરનારાઓમાં નેમિચંદ્રગણિ, ગુણચંદ્રગણિ, મલધારી હેમચંદ્ર, લક્ષ્મણગણિ, દેવભદ્રસૂરિ, દેવેંદ્ર-સૂરિ આદિ કવિઓનો સારો ફાળો છે.

આ કથાઓ માટે જર્મન વિદ્વાન ડૉ. હર્ટલ ઠીક કહે છે કે 'જૈન કથાસાહિત્ય કેવલ સંસ્કૃત અને અન્ય ભારતીય ભાષાઓના અધ્યયન માટે જ ઉપયોગી નહિ, બલ્કે ભારતીય સભ્યતાના ઈતિહાસ પર એનાથી મહત્ત્વપૂર્ણ પ્રકાશ પડે છે.'

આ કાલનું અપભ્રંશમાં રચાયેલું સાહિત્ય પણ મળી આવે છે તે ઉપરથી સમજાય છે કે લોકભાષા અપભ્રંશ હતી. અપભ્રંશ એ તો હિંદી, મરાઠી, બંગાળી અને ગુજરાતી ભાષાની જનની રહી છે. આ અપભ્રંશ ભાષાનું સાહિત્ય જૈના-ચાર્યોની રચના છે, બ્રાહ્મણ કે બીજા પંડિતોએ રચેલું સાહિત્ય હજુ મળ્યું નથી. આ સાહિત્ય પરથી એ સમયમાં બોલાતી ભાષાનો અને એના વિકાસપરિવર્તનનો ખ્યાલ આવે છે. આ. હેમચંદ્રે ૧૨ મા સૈકામાં અપભ્રંશનું સર્વપ્રથમ વિશદ વ્યાકરણ રચ્યું અને જૂની નવી તેમજ પોતાના સમયમાં બોલાતી ભાષાના સ્વરૂપને એમણે વ્યાકરણમાં સમાવી બાંધી દીધું. આ સમયના અપભ્રંશને વિદ્વાનો 'ગૌર્જર અપભ્રંશ' તરીકે ઓળખાવે છે. ગૌર્જર અપભ્રંશની વ્યાખ્યા માર્કંડેયે 'संस्कृताढ्या च गौर्जरी' આપી છે. અને તત્કાલીન લિખિત સાહિત્ય જોઈએ છીએ ત્યારે આ ઉક્તિ અનુભવાય પણ છે. એવું જરૂર બન્યું છે કે પદ્યસાહિત્યમાં તત્સમ સંસ્કૃત શબ્દોની સાથોસાથ અપભ્રંશ લાક્ષણિકતાવાળાં રૂપો તરફ પણ વિકલ્પે સમાદર જોવા મળે છે, જેમાં પ્રાકૃત વિકાર પડ્યા હોય છે. પરંતુ જે થોડું પણ ગદ્ય સાહિત્ય મળે છે, દા. ત. સં. ૧૩૩૦(ઈ. સ. ૧૨૭૪)ના 'આરાધના' વગેરેનું, તેમાં તો ભારોભાર સંસ્કૃત તત્સમ શબ્દ વપરાયેલા જોવા મળે છે. ભાષામાં ઉત્તરોત્તર સંસ્કૃત તત્સમ શબ્દોનો ઉપયોગ વધતો જાય છે અને અર્વાચીન પ્રકારે નવી તદ્ભવતા પણ વિકસતી જોવા મળે છે. નોંધપાત્ર તો એ છે કે આ. હેમચંદ્રથી એમના અપભ્રંશમાં આનાં બીજ નખાઈ ગયાં હતાં.

આ. હેમચંદ્ર પછીયે અપભ્રંશ ભાષામાં કૃતિઓ રચાતી રહી છે, પણ એ સંખ્યામાં ઓછી થતી જાય છે. એમ કહી શકાય કે આ. હેમચંદ્રના જીવનની સમાપ્તિ સાથે અપભ્રંશ ભાષાના જીવનની સમાપ્તિ થઈ અને રાજસ્થાન, માળવા અને નિમાડની બોલીઓના સંયુક્ત રૂપમાં ગુજરાતીનો પણ એક બોલી તરીકે ઉદય થતો ચાલ્યો.

આ. હેમચંદ્ર પછી રચાયેલા સાહિત્યથી જણાય છે કે ભાષામાં પરિવર્તન થવા માંડ્યું હતું. સં. ૧૨૪૧(ઈ. સ. ૧૧૮૫)માં રચાયેલા 'ભરતેશ્વર–બાહુ-

બલિરાસ'માં ગૌર્જર અપભ્રંશનો પ્રવાહ રાજસ્થાનની બોલીઓ અને ગુજરાતી ભાષાસ્વરૂપના ઘડતર તરફ વળે છે અને ઉત્તરોત્તર રચાયેલી કૃતિઓમાં ત્યાંની ભાષાનું સ્વરૂપ વધુ ને વધુ ઘડાતું જાય છે. એમાંથી જ ગુજરાતી ભાષાના વિકાસક્રમનો આરંભિક ઇતિહાસ આપણને સુસ્પષ્ટ રીતે સુલભ થઈ શકે છે.

આ. શાલિભદ્રસૂરિએ સં. ૧૨૪૧ માં જે 'ભરતેશ્વર-બાહુબલિરાસ' રચ્યો છે તેમાંનો કાવ્યનો પ્રૌઢ બંધ જોતાં જણાય છે કે બીજા કવિઓએ આ શૈલીનાં કાવ્ય રચ્યાં હોવાં જોઈએ, પણ એ મળતાં નથી તેથી આ કવિને રાજસ્થાની બોલીઓ સાથે ગુજરાતી ભાષાના, અત્યાર સુધીમાં જેમનું સાહિત્ય મળ્યું છે તેઓમાં, પહેલા કવિ તરીકે સ્વીકારવામાં વાંધો નથી.

આ કાવ્યમાં અપભ્રંશના શુદ્ધ પ્રત્યયવાળા 'સમરેવિ, નમિવિ, નરિંદહ, બંધવહ' જેવા પ્રયોગ છે તેમ 'હિવ, આણંદિઇ, ભાવિઇ, છંડઇ, જાણીઇ' વગેરે નવીન પ્રયોગો પણ છે.[૧]

એ પછીનું મહેંદ્રસૂરિના શિષ્ય ધર્મે સં. ૧૨૬૬ માં રચેલું 'જંબૂસામિચરિય' મળે છે તેમાં જૂના અને નવા પ્રયોગ વૈકલ્પિક રીતે પ્રયોજાયેલા જોવાય છે; જેમકે 'વખાણુઉ-વક્ખાણુઉ, ચાલિઉ-ચલ્લઇ, ત્રીજી-તઇય, પૂત-પુત્ત, બાપ-બપ્પ, આઢઇ-અઢ્ઢ' વગેરે.[૨]

આ. વિજયસેનસૂરિએ સં. ૧૨૮૮ લગભગમાં 'રેવંતગિરિરાસુ' નામક હૃદયંગમ રાસ રચ્યો છે. પ્રત્યક્ષ હકીકતોને એમણે તત્કાલીન ભાષામાં ગેય સ્વરૂપે ઢાળી છે. એમાં કાવ્યતત્ત્વનો પણ અનુભવ થાય છે અને જૂનાં રૂપો સાથે નવાં રૂપ વિશેષ પ્રમાણમાં પ્રયોજાયે જતાં હોવાનું જણાય છે; જેમકે માઝિ, ભાય, ચરિઉ, ગિરનાર, ઊડઇ, પાલાટ, પાજ, દીસએ, નીઝરણિ, અગુણ, અંબર' વગેરે. આ જૂના પ્રયોગોમાંથી અપભ્રંશનો લાક્ષણિક 'ઉ' દૂર થયો છે. વૈકલ્પિક રૂપોમાં 'નિજ્ઝરણિ-નિજ્ઝર, દીઠુ-દિટ્ઠુઇ, સાસુ-શ્વાસ' વગેરે વપરાયા છે.[૩]

આ. વિનયચંદ્રે સં. ૧૩૨૫ લગભગમાં 'નેમિનાથચતુષ્પદિકા' રચી છે. બારમાસી કાવ્યોમાં આ જાણવામાં આવેલી પ્રથમ કૃતિ છે. રચના મનોહર છે. એના પ્રયોગોમાં અપભ્રંશનો પ્રથમા એકવચનનો 'ઉ' પ્રત્યય લુપ્ત થવામાં છે. 'ત્રિણુટઉ, બોલઇ, સંવિ, ભરિયા, રોઅઇ, એકલડી, રોઇ, નીકુર, સાચઉં, વરિસંતઇ, મિલિવા, હૂય, મુકલાવિઉ, ગઈ, લેઈ' વગેરે.[૪]

આ રીતે ક્રમશઃ લખાયેલા ગ્રંથોમાં ભાષાનો ઉત્તરોત્તર વિકાસ થતો જોઈ શકાય છે.

જૈનોએ કથાઓ દ્વારા જૈનધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં લોકભાષાનો આશ્રય લીધો, પરિણામે સેંકડો રાસાઓ, વીવાહલા, ફાગુ, ચર્ચરી, ધવલ, કક્ક–માતૃકાઓ વગેરે અનેક પ્રકાર ભાષામાં પ્રચલિત થયા.

રાસાઓમાં કે રાસોમાં વપરાયેલી ભાષાને કોઈ વિદ્વાન ગુજરાતી માને ને એને જ બીજો વિદ્વાન રાજસ્થાની કહે. આવા ભેદ માત્ર ઉપરછલ્લા છે. વાસ્તવમાં જોઈએ તો એ કાલમાં રાજસ્થાન–માળવા–નિમાડ–ગુજરાતની ભાષા ભાષા તરીકે હજુ જુદી પડી નહોતી. બેશક પ્રાંતીયતા ધીરે ધીરે મંડાણ કરતી આવતી હતી. આમાંથી થયેલો બોલીઓનો વિકાસ સોલંકી કાલ પછીના એક સૈકામાં સારી રીતે અનુભવાય છે. એવા કોઈ આશયથી જ ડૉ. તેસ્સિતોરિએ ભાલણનું આપેલું 'ગુજર ભાખા' નામ ન સ્વીકારતાં 'જૂની પશ્ચિમી રાજસ્થાની' ( Old Western Rājasthāni ) એવું નામ પ્રયોજ્યું.

આમ પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, ઉત્તર અપભ્રંશ અને પછી 'ગુજર ભાખા' ને અર્વાચીન ગુજરાતી એમ વિવિધ ભાષાઓમાં રચાયેલા હજારો ગ્રંથ મુખ્યત્વે ગુજરાતના જ્ઞાનભંડારોમાંથી પ્રાપ્ત થાય છે. સંસ્કૃત ભાષાના ગુજરાતીકરણ વગેરે જેવા પ્રયોગ આપણને પ્રબંધગ્રંથોમાંથી ઉપલબ્ધ થાય છે દેશ્ય શબ્દોના અનેક પ્રયોગ આ સમયના પ્રાકૃત સાહિત્યમાં થયેલા પ્રાપ્ત થાય છે. એ શબ્દ જાણવા જેવા છે.

ઈ. સ. ની ૧૧ મી શતાબ્દી પૂર્વે રચાયેલા 'નાણપંચમી કહા'માં આ પ્રકારે દેશ્ય શબ્દો મળી આવે છે :– छेली, गड्डरिय, माइण्हिअ, संभालइ, मक्कडय, चरड, चिडय, लत्त, जोडिय, सुघरी, घल्लिया વગેરે.

ઈ. સ. ની ૧૧ મી શતાબ્દીમાં રચાયેલા 'સુરસુંદરીચરિય'માંથી આ પ્રકારે દેશ્ય શબ્દો મળે છે : जुयारि, दक्खलिय, बारहडी, डोलिया, सिलंब, टुंबय, वेडय, तरिहि, रोल, भंमला, तुक्खार, टक्कर, मेत्तल વગેરે.

ઈ. સ. ની ૧૨ મી શતાબ્દીમાં રચાયેલા 'ભવભાવના' નામક ગ્રંથમાં આ પ્રકારે દેશ્ય શબ્દો મળે છે :– काणवराड, चलुअतिग, गंदलीभूय, कंखणरोलो, बंदुरा, गावीचुंखणडिंभ, कुट्टए, डोय વગેરે.

ઈ. સ. ની ૧૨ મી શતાબ્દીમાં રચાયેલ 'પાસનાહચરિય' નામક ગ્રંથમાંથી આ પ્રકારે દેશ્ય શબ્દો મળે છે :– बेडिला, कंडवडी, (तंबोल)वीडओ, करवती, रंधयारीढ़ा, झालगाल, अराडी, कुसी, पेडा વગેરે.

ઈ. સ. ની ૧૩ મી શતાબ્દીમાં રચાયેલા 'સુદંસણાચરિય' માંથી આ પ્રકારે

દેશ્ય શબ્દો મળે છે:- નાહુર, રીઢા, ગબ્ભિમલ્લ, સુક્કાગ, દાસિરહ્ટ, મુહ્ત્ત્લ વગેરે.

આવા દેશ્ય શબ્દોનું મૂળ મળી આવતું નથી. એ માત્ર સાહિત્યમાં વહેતી રીતે રૂઢ સ્વરૂપમાં પ્રયોજાયા છે. એનો અર્થ પણ મોટે ભાગે વાક્યના સંદર્ભ ઉપરથી પકડી શકાય. આમ આ સાહિત્ય શબ્દકોશની દૃષ્ટિએ વિપુલ શબ્દસંગ્રહ કરવાનું સાધનરૂપ પણ છે. એકલા હેમચંદ્રે દેશીશબ્દસંગ્રહ જેવો કોશગ્રંથ આપીને આપણા ભાષાશાસ્ત્રને સમૃદ્ધ બનાવવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે.

આવા દેશ્ય શબ્દોમાંથી કેટલાક ગુજરાતી ભાષામાં પણ આવ્યા છે ને વધુ વિકાસ પામી ગુજરાતીકરણ પામ્યા છે.

## સાહિત્ય

પ્રસ્તુત કાલમાં પાટણ અને આનંદપુર (વડનગર) વિદ્યાકેંદ્ર હતાં. આનંદપુર વેદપાઠી બ્રાહ્મણોનું ધામ હતું. આ સમયમાં બ્રાહ્મણ વિદ્વાન ઘણા થયા છે, બહુ ઓછા વિદ્વાનોએ ગ્રંથરચનાઓ કરી છે. કેટલાક વિદ્વાનોનાં નામ મળે છે તેઓમાં રાજા મૂલરાજ ૧ લાના સમયમાં વજ્જાચાર્ય અને દીર્ઘાચાર્ય નામે હતા, જેમને દાનશાસનો અપાયાં હતાં. એમાં આ બંનેને સર્વવિદ્યાનિધાન જણાવ્યા છે.

નગર તરીકે પ્રસિદ્ધિ પામેલા આનંદનગર(વડનગર)ના બ્રાહ્મણોમાં ગુલેચાકુલનો સોલ નામે બ્રાહ્મણ પંડિતરત્ન ગણાતો હતો તે મૂલરાજ ૧ લાનો રાજપુરોહિત બન્યો ને ખૂબ ખ્યાતિ પામ્યો. એના વંશજો સોલંકી રાજાઓના રાજપુરોહિત થતા રહ્યા. સોલનો પુત્ર લલ્લશર્મા ચામુંડરાજનો રાજપુરોહિત હતો. એનો પુત્ર મુંજ દુર્લભરાજનો પુરોહિત બન્યો. એનો પુત્ર સોમ ભીમદેવનો પુરોહિત થયો. સોમનો પુત્ર આમશર્મા કર્ણદેવનો પુરોહિત થયો. એનો પુત્ર કુમાર (૧ લો) જયસિંહદેવનો માનીતો હતો. એ પછી આમિગ, કુમાર (૨ જો) અને સોમેશ્વર ભીમ ૨ જાના પુરોહિત હતા. સોમેશ્વરના પિતા કુમારે સં. ૧૨૫૫ (ઈ. સ. ૧૧૯૯) માં આ. મુનિરત્નસૂરિએ રચેલા 'અમમસ્વામિચરિત'નું સંશોધન કર્યું હતું.

આ જ કુમાર કવિ ભીમદેવ ૨ જાના સમયમાં સં. ૧૨૫૫ ના અરસામાં ગુજરાતનો વરિષ્ઠ ન્યાયાધીશ હતો એ વાત 'અમમસ્વામિચરિત'ના અંતે આપેલી પ્રશસ્તિમાંથી જાણવા મળે છે. સોમેશ્વરે 'કીર્તિકૌમુદી' અને 'સુરથોત્સવ' એ બે મહાકાવ્ય, 'ઉલ્લાઘરાઘવ' નામે નાટક વગેરે ગ્રંથો રચીને મહાકવિ તરીકેની કીર્તિ પ્રાપ્ત કરી.

સિદ્ધરાજ જયસિંહના કુલગુરુ ગંડશ્રી ભાવબૃહસ્પતિ સોમનાથમાં મઠાધીશ

હતા. એમણે પાશુપત સંપ્રદાયના કેટલાક ગ્રંથ રચ્યા કહેવાય છે.

સિદ્ધરાજના સમયમાં કેશવ નામના ત્રણ વિદ્વાન પાટણમાં હતા. આ પૈકીનો એક કેશવ રાજાને વેદ, પુરાણ અને કથાઓ સંભળાવતો હતો. એણે આગમો અને સંહિતાગ્રંથો ઉપર ભાષ્ય રચ્યાં હોવાનું મનાય છે.

સત્યપુર(સાંચોર)ના પંડિત દામોદરના ગ્રંથો વિશે માહિતી મળતી નથી, પણ 'સરસ્વતીપુરાણ' એણે, એના પુત્રે કે એના શિષ્યે રચ્યું હોય એવું અનુમાન છે.

સિદ્ધરાજની સભાના વિદ્વાનો પૈકી મહર્ષિ નામનો વિદ્વાન ન્યાય-તર્ક, મહાભારત અને પારાશરસ્મૃતિનો અભ્યાસી હતો એમ જાણવા મળે છે.

ઉત્સાહ નામનો પંડિત કાશ્મીરથી આવીને પાટણમાં વસ્યો હતો. એ વૈયાકરણ હતો અને હેમચંદ્રની વ્યાકરણ-રચનાના સમયે એ એમની સમક્ષ રહેતો હતો.

આ સમયના વૈયાકરણ કાકલ કાયસ્થનું નામ પણ જાણવામાં આવે છે. એ આ. હેમચંદ્રના 'સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન'નું અધ્યયન કરાવતો હતો.

આ સમયમાં સાગર નામનો પ્રતિભાશાળી વિદ્વાન થયો છે અને રામ નામના પંડિતનું નામ પણ જાણવામાં આવ્યું છે.

રાજા કુમારપાલના સમયમાં પાશુપતાચાર્ય પ્રસર્વજ્ઞ નામે સમર્થ વિદ્વાન હતો. એણે માંગરોળ (સોરઠ)ની સોઢળી વાવની દીવાલમાં ક્યાંકથી લાવી ચોડેલા શિલાલેખમાંની પ્રશસ્તિ રચી છે. એમાં એણે પોતાને મહાપંડિત જણાવ્યો છે. બીજો ભાસર્વજ્ઞ નામનો વિદ્વાન હતો, જેણે પાશુપત સંપ્રદાયને અનુલક્ષીને 'ગણકારિકા' નામનો ગ્રંથ રચ્યો છે.

આ સિવાય ભાવબૃહસ્પતિનો જમાઈ વિશ્વેશ્વરરાશિ, શ્રી દુર્વાસુ, વિમલ, શિવમુનિ, ત્રિપુરાંતક, વેદગર્ભરાશિ, વિશ્વામિત્ર વગેરે વિદ્વાનો પાશુપતાચાર્યો થયાનું જાણવા મળે છે.

કુમારપાલના સમયમાં રામકીર્તિ નામનો દિગંબર જૈનાચાર્ય હતો, જે જયકીર્તિનો શિષ્ય હતો, એણે ચિતોડગઢ પરના સમિદ્ધેશ્વર નામના શિવ-મંદિરને કુમારપાલે આપેલા દાન વિશે દાનપત્ર લખ્યું છે. આ કાવ્યરચના ઉપરથી રામકીર્તિ સંસ્કૃત ભાષાનો સારો પંડિત હોય એમ જણાય છે.

આબુ પર્વત પર આવેલા અચલેશ્વર મહાદેવના મંદિરના જીર્ણોદ્ધારનો એક લેખ મળ્યો છે. વડનગરના લક્ષ્મીધર પંડિતે એ લેખ કાવ્યમય ભાષામાં રચ્યો

છે. આ લેખ લક્ષ્મીધરની કાવ્યપ્રતિભાનો પરિચય કરાવે છે. લક્ષ્મીધરે 'ભગવન્નામકૌમુદી' ગ્રંથ રચ્યો છે. એનો પુત્ર અનંતાચાર્ય વેદ-વેદાંગનો પારગામી વિદ્વાન હતો.

'ત્રિપુરાંતકપ્રશસ્તિ'નો કર્તા ધરણીધર સંસ્કૃત ભાષાનો જાણકાર હોવાનું એ પ્રશસ્તિથી જણાય છે.

વંથળીમાંથી વાઘેલા-સોલંકી સારંગદેવનો એક ઉત્કીર્ણ લેખ મળ્યો છે. તેનો કર્તા શ્રીધર વડનગરનો વતની હતો. એ લેખની રચના ઉચ્ચ કોટિનું કવિત્વ બતાવે છે. એ લેખથી માધવ નામના એક વિદ્વાનનો પરિચય પણ મળે છે.

આ સિવાય 'ગણેદેવી પ્રશસ્તિ'નો કર્તા ચંદ્રસૂરિ સારો વિદ્વાન હોવાનું જણાય છે. વળી 'ખંભાત પ્રશસ્તિ'નો કર્તા સોમ, અચલેશ્વરનો કાવ્યમય શિલાલેખ રચનાર વેદશર્મા, કુમારપાલનો કિરાડુ લેખ રચનાર નરસિંહ, ભીમદેવ ૨ જાની પ્રશસ્તિ રચનાર પ્રવરકીર્તિ અને અર્જુનદેવના સમયનો કાંટેલામાંથી મળેલો અભિલેખ લખનાર હરિહર સંસ્કૃત ભાષાના સારા કવિ હોય એમ એમણે રચેલી તે તે પ્રશસ્તિથી પ્રતીત થાય છે.

કવિ સોમેશ્વર, સુભટ કવિ, કવિ હરિહર, મદન કવિ, નાનાક પંડિત વગેરે વિદ્વાનો વાઘેલા-સોલંકી કાલમાં થયા. ઘણા કવિ મંત્રી વસ્તુપાલના આશ્રિત હતા.

નાગર કવિ નાનાક નગર (આનંદપુર) પાસે આવેલા ગુંજા ગામનો વતની હતો. એ ઋગ્વેદાદિ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, વ્યાકરણ (ખાસ કરીને કાતંત્ર) રામાયણ, મહાભારત, સાહિત્ય, શાસ્ત્રો, કાવ્ય, છંદ, નાટક, અલંકારશાસ્ત્ર વગેરેમાં નિષ્ણાત હતો.

કૃષ્ણ નામના પંડિતે 'કુવલયાશ્વચરિત' રચેલું. એ 'અષ્ટાવધાની' હોઈ 'બાલસરસ્વતી' તરીકે ઓળખાતો. ગણપતિ વ્યાસે વીસલદેવે કરેલા ધારાધ્વંસ વિશે મહાપ્રબંધ રચેલો. આ બંને કવિઓએ નાનાકની એકેક પ્રશસ્તિ પણ રચી છે.

યશોધર નામનો ગૌડ બ્રાહ્મણ પંડિત જૂનાગઢમાં થઈ ગયો, જેણે આયુર્વેદના રસશાસ્ત્ર પર 'રસપ્રકાશ-સુધાકર' નામે ગ્રંથ રચ્યો છે.

### જૈન કવિઓ અને વિદ્વાનો

આ સમયમાં જૈનો માટે પાટણ ધર્મતીર્થ અને વિદ્યાતીર્થ પણ હતું. ગુજરાતમાં ધોળકા, આશાપલ્લી, ભરૂચ અને ખંભાત જેવાં જૈનોનાં કેંદ્રસ્થળ હતાં. પાટણમાં ચૈત્યવાસી પંડિતો ચૈત્ય સાથે સંલગ્ન પોસાળોમાં સ્થિર રહીને અને

સુવિહિત આચાર્યો ઉપાશ્રયમાં અમુક સમય વિતાવીને સાહિત્યિક રચના કરતા રહેતા અને સાથેસાથ પોતાના શિષ્યોને આગમવાચના, તર્ક, લક્ષણ, અને સાહિત્યનું અધ્યયન કરાવતા રહેતા, જે પ્રવૃત્તિ બૌદ્ધોના નાલંદા વિદ્યાપીઠનું સ્મરણ કરાવે છે. ગમે તે વિદ્વાનને પાટણ આવીને વિદ્વાનોના પરિચયની છાપ મેળવવાની લાલચ રહ્યા કરતી. પાટણના પંડિતોની વિદ્યાકસોટીમાંથી પસાર થયેલી વ્યક્તિ વિદ્વાન તરીકે સર્વત્ર સંમાન પામતી એથી જ અન્યત્ર વિદ્યાધ્યયન કરતા મુનિઓ ધાર્મિક કે વિદ્યાકીય બહાને એક વાર આ ક્ષેત્રમાં આવતા અને પાંડિત્યનું પ્રશંસાપત્ર મેળવતા. તેઓ જૈનોનાં કેંદ્રસ્થાનોમાં રહીને રચનાઓ કરતા અને વિશિષ્ટ પંડિતો પાસે એનું સંશોધન કરાવતા.

જૈનાચાર્યોએ જોકે સાહિત્યપ્રવૃત્તિનો આરંભ પ્રાકૃત ભાષા દ્વારા કર્યો, પણ સમય જતાં સંસ્કૃત, અપભ્રંશ અને દેશી ભાષાઓમાં પણ એમણે રચનાઓ કરી. એમાં કેટલાક વિદ્વાનોએ તો સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓમાં રચના કરી છે, તો સંસ્કૃત અને પ્રાકૃત કે સંસ્કૃત અને દેશી ભાષામાં વિવિધ પ્રકારની એક જ વિદ્વાનની રચનાઓ પણ પ્રાપ્ત થાય છે. વળી, એમણે સાહિત્યના લલિત તેમજ શાસ્ત્રીય બધા જ પ્રકારોમાં સફળ રચનાઓ કરી છે. અહીં વિંતરનિત્ઝનો અભિપ્રાય નોંધવો ઉપયોગી થઈ પડશે : 'ભારતીય સાહિત્યનો એક પણ પ્રદેશ એવો નથી, જેમાં જૈનોનું વિશિષ્ટ સ્થાન ન હોય. સૌથી વધારે તો એમણે વિપુલ કથાસાહિત્ય સર્જ્યું છે, એમણે મહાકાવ્યો અને સુદીર્ઘ કથાનકો લખ્યાં છે, નાટકો અને સ્તોત્રોની રચના કરી છે. કેટલીક વાર ઉચ્ચ સાહિત્યિક કાવ્યરચનાઓ દ્વારા અલંકૃત સંસ્કૃત કવિતાના સર્વોચ્ચ લેખકો સાથે સ્પર્ધા કરી છે, અને શાસ્ત્રીય વિષયોના ઉત્તમ ગ્રંથ આપ્યા છે.'[૫]

આવા વિદ્વાનોમાં વાદી-દેવસૂરિ, રત્નપ્રભસૂરિ, હેમચંદ્રસૂરિ, દેવભદ્રસૂરિ, અમરચંદ્રસૂરિ, નરચંદ્રસૂરિ, હરિભદ્રસૂરિ (બીજા) અને ઉદયપ્રભસૂરિ જેવા ઉચ્ચ કોટિના સાહિત્યિક વિદ્વાનોનાં નામ આપી શકાય.

આ કાલમાં ગૃહસ્થ વિદ્વાનો પણ મળી આવે છે. તેઓમાં કેટલાક તો મંત્રીઓ જેવા હોદ્દેદાર હતા, છતાં એમની વિદ્યાપ્રિયતાને લીધે એમણે ઉચ્ચ કોટિની રચનાઓ આપી છે. એ વિદ્વાનો પૈકી પં. ધનપાલ, કવિ શ્રીપાલ, યશશ્ચંદ્ર, વિજયપાલ, યશઃપાલ, આસડ, કુમારપાલ રાજા, ચંડપાલ, દુર્લભરાજ, જગદેવ, વાગ્ભટ અને વસ્તુપાલ વગેરે પ્રસિદ્ધ વિદ્વાનો થઈ ગયા છે.

ગુજરાતમાં આ કાલ દરમ્યાન બ્રાહ્મણ જૈન વગેરે સંપ્રદાયોના ૨૦૦ જેટલા વિદ્વાનોએ રચનાઓ કરી હોવાનું જાણવા મળે છે. કાલક્રમે એમનાં પ્રદાન નીચે પ્રમાણે છે :

**શ્રીચંદ્ર :** ચૌલુક્યરાજ મૂલરાજ ૧ લાના રાજ્યકાલમાં પાટણમાં શ્રીચંદ્ર નામના એક દિગંબર જૈનાચાર્યે 'કહાકોસુ' નામક કથાગ્રંથ અપભ્રંશ ભાષામાં રચ્યો છે. આમાં અનેક કથાઓનો સંગ્રહ છે. ગ્રંથના અંતે આપેલી ગ્રંથકાર-પ્રશસ્તિ પ્રમાણે કુંદકુંદાચાર્યની પરંપરામાં શ્રીકીર્તિ મુનિના શિષ્ય શ્રુતકીર્તિ થયા, એમના શિષ્ય ગુણાકરકીર્તિ, એમના શિષ્ય વીરચંદ્ર અને એમના શિષ્ય શ્રીચંદ્ર મુનિ થયા. આ શ્રીચંદ્ર મુનિએ મૂલરાજ રાજાના ગોષ્ઠિક અને અણહિલ-પુરના વતની પ્રાગ્વાટ સજ્જનના પુત્ર કૃષ્ણના કુટુંબને ઉપદેશ આપવા નિમિત્તે ૫૩ સંધિબંધમાં સં. ૯૯૮ માં આ કથાગ્રંથ રચ્યો છે.

**જંબૂ મુનિ :** ચંદ્રગચ્છના જંબૂ (જંબૂનાગ) ગુરુએ સં. ૧૦૦૫ (ઈ. સ. ૯૪૯) માં સંસ્કૃતમાં 'જિનશતક' સ્તોત્ર સ્રગ્ધરા છંદમાં રચ્યું છે. આ શતક જિનેશ્વરનાં ચરણ, હસ્ત, મુખ અને વાણી એ ચાર વર્ણ્ય વિષયોના પચીસ પચીસ શ્લોકોમાં વિભક્ત છે. એના ઉપર સાંબ મુનિએ ટીકા રચી છે.

વળી જંબૂ મુનિએ 'ચંદ્રદૂત' નામે ૨૩ પદોનું કાવ્ય રચ્યું છે તેમજ 'મુનિપતિચરિત' નામે ગ્રંથ રચ્યો છે. આને કેટલાક 'મણિપતિચરિત્ર' પણ કહે છે.

**સાંબ મુનિ :** નાગેંદ્રગચ્છના સાંબ મુનિએ જંબૂ મુનિના 'જિનશતક' સ્તોત્ર ઉપર સં. ૧૦૨૫(ઈ. સ. ૯૬૯)માં સંસ્કૃતમાં ટીકા રચી છે. ટીકાના અંતે જણાવ્યા મુજબ પાર્શ્વનાગ નામના શ્રાવકના પુત્ર મલ્હનના પુત્ર દુર્ગકની પ્રેરણાથી સાંબ મુનિએ આ ટીકા ૧૫૫૦ શ્લોક-પ્રમાણમાં રચી છે.

**કવિ ધનપાલ :** કવિ ધનપાલ માલવપતિ મુંજ, સિંધુરાજ અને ભોજની વિદ્વત્સભાનો અગ્રણી પંડિત હતો. મૂળ એ બ્રાહ્મણ હતો અને એના ભાઈ જૈનાચાર્ય શોભન મુનિના ઉપદેશથી એણે જૈન ધર્મ સ્વીકાર્યો હતો. એણે વિ. સં. ૧૦૨૯(ઈ. સ. ૯૭૩)માં રચેલી 'પાઇયલચ્છી નામમાલા' પ્રસિદ્ધ છે. પ્રાકૃત ભાષાનો આ સર્વ પ્રથમ કોશગ્રંથ મનાય છે. આ. હેમચંદ્રે પોતાના 'અભિધાન-ચિંતામણિ' નામના કોશમાં व्युत्पत्तिर्धनपालतः એવો પં. ધનપાલ માટે માનભર્યો ઉલ્લેખ કર્યો છે. આથી એવી પણ સંભાવના થાય છે કે પં. ધનપાલે સંસ્કૃતનો કોઈ કોશગ્રંથ રચ્યો હશે. વળી, આ. હેમચંદ્રે 'દેશીશબ્દસંગ્રહ'માં ધનપાલના મતના કેટલાક ઉલ્લેખ કર્યા છે એથી એણે કોઈ દેશી શબ્દોનો કોશગ્રંથ પણ

રચ્યો હોય. અલબત્ત, ધનપાલ ઘણા થયા છે એટલે એ પ્રસ્તુત ધનપાલ કે બીજો કોઈ ધનપાલ એ જાણવાનું રહે છે.

કવિ ધનપાલે ગદ્યમાં બાણની 'કાદંબરી' જેવો 'તિલકમંજરી' નામક સંસ્કૃત કથાગ્રંથ રચ્યો છે. આ સુંદર સુલલિત ગદ્યમાં થયેલી રચના ઉત્તમ કોટિની ગણાય છે. આ ગ્રંથમાં કેટલાક ફેરફાર કરવાને અસંમત થતાં રાજા ભોજ સાથે એને અણબનાવ થયો અને એ ધારાથી નીકળી સાંચોરમાં આવીને રહ્યો. સાંચોરના જિનમંદિરમાંની ભ. મહાવીરની મૂર્તિ જોઈને એને જે સંતોષ થયો તે એણે અપભ્રંશમાં રચેલા 'સત્યપુરમંડન-મહાવીરોત્સાહ' નામના કાવ્યમાં વ્યક્ત કર્યો છે.[૬] આ કાવ્યમાં ઉલ્લિખિત તુર્કોના આગમનની તેમજ સોમનાથ વગેરે પ્રદેશો ભાંગ્યાની વાત મહમૂદ ગઝનવીએ ગુજરાત પર કરેલી ચડાઈને લાગુ પડે છે.[૭] આ દૃષ્ટિએ આ કાવ્યનું ઐતિહાસિક મૂલ્ય પણ છે.

આ ઉપરાંત એણે વીરસ્તવ, ઋષભ-પંચાશિકા, સાવયવિહી, શોભન મુનિએ રચેલી 'જિનચતુર્વિંશતિકા' ઉપર ટીકા આદિ કરેલી રચનાઓ પ્રાપ્ત થાય છે.

**શોભન મુનિ :** કવિ ધનપાલના નાના ભાઈ શોભન નામના જૈનાચાર્ય મહા વિદ્વાન હતા. તેઓ વ્યાકરણશાસ્ત્રમાં વિચક્ષણ, જૈન-બૌદ્ધ તત્ત્વોમાં નિષ્ણાત અને સાહિત્યશાસ્ત્રના અઠંગ અભ્યાસી હતા.[૮] એમણે 'જિનચતુર્વિંશતિકા' નામક જિનેશ્વરની સ્તુતિરૂપે ૯૬ પદ્ય સંસ્કૃતમાં રચ્યાં છે. આ સ્તુતિ શબ્દાલંકાર, યમક અને અનુપ્રાસ તેમજ વિવિધ અલંકારોથી સભર છે. આ સ્તુતિઓ ઉપર પં. ધનપાલે સંસ્કૃતમાં ટીકા રચી છે.

**અભયદેવસૂરિ** : આ. અભયદેવસૂરિ આ. પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય હતા. આ પ્રદ્યુમ્નસૂરિ પૂર્વાશ્રમમાં રાજવી હતા. તેઓ દીક્ષા લઈ વિદ્વાન થયા. એમણે ધર્મ-વિવાદમાં દિગંબરોને પરાજિત કર્યા હતા. એમણે ૮૪ ગ્રંથ રચ્યા એમ કહેવાય છે. જેમાંનો એકે ગ્રંથ ઉપલબ્ધ થયો નથી. એમણે સપાદલક્ષ, ત્રિભુવનગિરિ આદિ અનેક દેશોના રાજાઓને જૈનધર્મી બનાવ્યા હતા. એમણે 'રાજગચ્છ'ની સ્થાપના કરી હતી.

આ રાજગચ્છના અભયદેવસૂરિએ સિદ્ધસેન દિવાકરે રચેલા 'સન્મતિ-પ્રકરણ' ઉપર 'તત્ત્વબોધ-વિધાયિની' નામક ટીકા રચી છે, જે 'વાદમહાર્ણવ' નામથી પણ પ્રસિદ્ધ છે. આ ટીકામાં એમણે અનેકાંતવાદનો વિસ્તાર અને સ્પષ્ટીકરણ કર્યું છે. એમણે પ્રત્યેક વિષય ઉપર લાંબા-લાંબા વાદ-વિવાદોની યોજના કરી છે. આ યોજનામાં સર્વપ્રથમ નિર્બલતમ પક્ષ ઉપસ્થિત કરીને એના પ્રતિ-

વાદમાં ક્રમશઃ નિર્બલતર, નિર્બલ, સબલ અને સબલતર એમ ઉત્તરોત્તર પક્ષોને સ્થાન આપી તત્કાલીન બધા વાદોનો વિસ્તારપૂર્વક સંગ્રહ કર્યો છે. છેવટે સબલતમ અનેકાંતવાદના પક્ષને ઉપસ્થિત કરી એ વાદનું શ્રેષ્ઠત્વ સ્પષ્ટ કર્યું છે. આ સિવાય પ્રમાણ, પ્રમેય આદિ વિષયો ઉપર એ જ ક્રમે વ્યાખ્યાન કર્યું છે. આવા દાર્શનિક સાહિત્યના રચનાથી તેઓ 'તર્કપંચાનન' અને 'ન્યાયવનસિંહ' જેવાં બિરુદોથી ખ્યાતિ પામ્યા છે.

આ અભયદેવના શિષ્ય ધનેશ્વસૂરિ માલવપતિ મુંજ( ઈ. સ. ૯૭૨–૭૪ થી ૯૯૩–૯૮ )ની સભામાં માન્ય વિદ્વાન હતા.

**પ્રદ્યુમ્નસૂરિ :** ચંદ્રગચ્છમાં થયેલા આ. બુદ્ધિસાગરસૂરિના શિષ્ય આ. પ્રદ્યુમ્નસૂરિ ઈ. સ.ની દસમી શતાબ્દીમાં થયા છે. એમણે 'મૂલશુદ્ધિ પ્રકરણ' અપર નામ 'સ્થાનક પ્રકરણ' નામે ગ્રંથ પદ્યમાં રચ્યો છે. આમાં ગુરુનો ઉપદેશ, સમ્યક્ત્વશુદ્ધિ તથા જિન–પ્રતિમા અને પૂજન–વિષયક વિધિનું વર્ણન કર્યું છે. આ પ્રકરણ ઉપર એમના શિષ્ય આ. દેવચંદ્રસૂરિએ સં. ૧૧૪૬( ઈ. સ. ૧૦૮૯ )માં ટીકા રચી છે, જેમાં અનેક કથાઓ દ્વારા ગ્રંથના આશયને વિશદ કર્યો છે.

**દેવગુપ્તસૂરિ :** ઊકેશગચ્છના દેવગુપ્તસૂરિએ ૧૩૭ પ્રાકૃત ગાથાઓમાં 'નવપય–પયરણ' નામક ગ્રંથની રચના કરી છે. સૂરિ થયા પહેલાં એમનું નામ જિનચંદ્રગણિ હતું. આમાં મિથ્યાત્વ, સમ્યક્ત્વ, શ્રાવકનાં બાર વ્રતો અને સંલેખના વિષયોના ૧ યાદશ, ૨ યતિભેદ, ૩ યથોત્પત્તિ, ૪ દોષ, ૫ ગુણ, ૬ યતના, ૭ અતિચાર, ૮ ભંગ અને ૯ ભાવના–આ નવ પદો દ્વારા નવ–નવ ગાથાઓમાં વિચાર કરેલો છે.

સ્વયં દેવગુપ્તસૂરિએ સં. ૧૦૭૩ માં આ ગ્રંથ ઉપર સ્વોપજ્ઞ ટીકા રચી છે, જેનું નામ 'શ્રાવકાનંદકારિણી' છે. આમાં કેટલીયે કથાઓ આવે છે.

આ સિવાય દેવગુપ્તસૂરિના પ્રશિષ્ય અને સિદ્ધસૂરિના શિષ્ય તથા બીજા સિદ્ધસૂરિના ગુરુભાઈ યશોદેવસૂરિએ વિ. સં. ૧૧૬૫ માં એક વિવરણ રચ્યું છે. દીક્ષા સમયે વિવરણકારનું 'ધનદેવ' નામ હતું. સ્વોપજ્ઞ ટીકાનું વિસ્તૃત સ્પષ્ટીકરણ આ વિવરણમાં છે. આમાં અનેક દાર્શનિક અને ધાર્મિક વાતો આલેખાઈ છે. આ વિવરણનું ચંદ્રેશ્વરસૂરિએ સંશોધન કર્યું હતું. ૯૫૦૦ શ્લોકપ્રમાણ આ વિવરણમાં વસુદેવસૂરિનો નિર્દેશ છે. આ વસુદેવસૂરિએ 'ખંતિકુલય' નામક કૃતિ રચી છે.

**ઉવ્વટ :** આનંદપુર–વડનગરનો નિવાસી વજ્રટનો પુત્ર મહાપંડિત ઉવ્વટ

વેદના ભાષ્યકાર તરીકે જાણીતો છે. એણે અવંતીમાં જઈને 'શુક્લ યજુર્વેદ-ભાષ્ય' રચ્યું.[૯] ઉપરાંત એણે 'ઋક્પ્રાતિશાખ્ય,' 'યજુઃપ્રાતિશાખ્ય,' 'બહ્વૃચ-સર્વાનુક્રમ' ઉપર ભાષ્યો રચ્યાં છે. એણે વેદભાષ્યનું નામ 'મંત્રાર્થપ્રકાશ' રાખ્યું હતું. આ વિદ્વાન ભોજ(ઈ. સ. ૧૦૧૯ થી ૧૦૭૧)નો સમકાલીન હતો.

**વિષ્ણુ :** આનંદપુરનો વિષ્ણુ નામનો પંડિત ઉવ્વટનો સમકાલીન હતો. એ પોતાને આનર્તીય તરીકે ઓળખાવે છે. એણે 'શાંખાયન પદ્ધતિ' નામનો ગ્રંથ રચ્યો છે તેમાં એણે પોતાના વિદ્વાન પૂર્વજોનો પરિચય આપ્યો છે. એ પણ ભોજના સમયમાં થયો.

**જિનેશ્વરસૂરિ :** જિનેશ્વરસૂરિ અને એમના ભાઈ બુદ્ધિસાગરસૂરિએ આ. વર્ધમાનસૂરિ પાસે દીક્ષા લીધી અને વિવિધ વિષયોનું અધ્યયન કરી વિદ્વાન તરીકે પ્રસિદ્ધિ મેળવી.

એમના સમયમાં પાટણમાં ચૈત્યવાસીઓનું એટલું બધું પ્રભુત્વ હતું કે એમની સંમતિ વિના સુવિહિત સાધુઓ પાટણમાં રહી શકતા નહોતા. ત્યાં સુવિહિત સાધુઓને માટે એક સ્વતંત્ર ઉપાશ્રય બનાવવામાં આવ્યો.[૧૦]

આ. જિનેશ્વરસૂરિએ પંચલિંગી પ્રકરણ, ષટ્સ્થાન પ્રકરણ, હારિભદ્રીય અષ્ટકવૃત્તિ (સં. ૧૦૮૦), લીલાવતીકહા, કહાણયકોસ અને પ્રમાલક્ષ્મ વગેરે ગ્રંથ રચ્યા છે. આ ગ્રંથો ઉપરથી કહી શકાય કે તેઓ સૈદ્ધાંતિક, કથાસાહિત્યકાર અને દાર્શનિક વિદ્વાન હતા.

સૈદ્ધાંતિક લેખે એમણે 'છટ્ઠાણ-પયરણ,' જેને 'શ્રાવકવક્તવ્યતા' પણ કહે છે, તે રચ્યું છે. એમાં ૧૦૪ પદ્ય છે. સમગ્ર ગ્રંથ ૭ સ્થાનકોમાં વિભક્ત છે: ૧ વ્રતપરિકર્મત્વ, ૨ શીલવત્ત્વ, ૩ ગુણવત્ત્વ, ૪ ઋજુવ્યવહાર, ૫ ગુરુશુશ્રૂષા, અને ૬ પ્રવચન-કૌશલ્ય. આ ૭ સ્થાનકગત ગુણોવાળો શ્રાવક ઉત્કૃષ્ટ ગણાય.

આના ઉપર આ. અભયદેવસૂરિએ ૧૬૩૮ શ્લોકપ્રમાણ ભાષ્ય રચ્યું છે. એના પર જિનપાલ ઉપાધ્યાયે વિ. સં. ૧૨૬૪(ઈ. સ. ૧૨૦૮)માં ૧૪૯૪ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી છે. એક વૃત્તિ થારાપદ્રગચ્છીય શાંતિસૂરિએ રચી છે અને બીજી એક વૃત્તિ અજ્ઞાતકર્તૃક મળી આવે છે.

આ. જિનેશ્વરની દાર્શનિક પ્રતિભા 'પ્રમાલક્ષ્મ'માં જોઈ શકાય છે. શ્વેતાંબર આચાર્યોમાં કોઈએ વાર્તિકની રચના કરી નહોતી. એ અભાવની પૂર્તિ આ. જિનેશ્વરસૂરિએ વિ. સં. ૧૦૯૫(ઈ. સ. ૧૦૩૯)માં 'પ્રમાલક્ષ્મ' નામથી 'ન્યાયાવતાર'ના વાર્તિકરૂપે કરી છે. આમાં અન્ય દર્શનોનાં પ્રમાણભેદ અને લક્ષણોનું

ખંડન કરીને 'ન્યાયાવતાર'-માન્ય પરોક્ષના બે ભેદ વ્યવસ્થિત કર્યા છે. આ રચના મધ્યમપરિમાણ છે. 'પ્રમાલક્ષ્મ' ઉપર પોતે સ્વોપજ્ઞ વૃત્તિ પણ રચી છે.

એમણે સં. ૧૧૦૮(ઈ. સ. ૧૦૫૨)માં 'કહાણયકોસ' રચ્યો છે, જેમાં મૂળ ૩૦ ગાથા પ્રાકૃતમાં છે અને એના ઉપર પ્રાકૃતમાં જ ટીકા રચી છે, જેમાં ૩૬ મુખ્ય અને ૪-૫ અવાંતર કથા છે. આ કથાઓની રચના દ્વારા એમના અનેકવિધ પાંડિત્યનો પરિચય મળે છે.

એમણે 'લીલાવઈકહા' પ્રાકૃત પદ્યમાં સં. ૧૦૮૨(ઈ. સ. ૧૦૨૬) અને સં. ૧૦૯૫(ઈ. સ. ૧૦૩૯)માં આશાપલ્લીમાં રહીને રચી છે. આ કથા પદલાલિત્ય, શ્લેષ અને વિવિધ અલંકારોથી વિભૂષિત છે, પણ આ કથા ઉપલબ્ધ થઈ નથી. આ ગ્રંથનું આ. જિનરત્નસૂરિએ સં. ૧૨૪૮(ઈ. સ. ૧૧૯૨)માં સંસ્કૃત શ્લોકબદ્ધ ભાષાંતર 'નિર્વાણલીલાવતીસાર' નામથી કર્યું છે. આ સાર ૨૧ ઉત્સાહોમાં ૬૦૦૦ શ્લોકપ્રમાણ છે.

**બુદ્ધિસાગરસૂરિ** : આ. વર્ધમાનસૂરિના શિષ્ય બુદ્ધિસાગરસૂરિ પણ વિવિધ વિષયોમાં વિશારદ હતા. એમણે સં. ૧૦૮૦(ઈ. સ. ૧૦૨૪)માં 'પંચગ્રંથી' નામે વ્યાકરણ-ગ્રંથની ૭૦૦૦ શ્લોકપરિમાણ રચના જાલોરમાં રહીને કરી હતી.[૧૧] આ વ્યાકરણ ગદ્ય-પદ્યમાં છે. શ્વેતાંબર જૈનોનું આ સર્વપ્રથમ સંસ્કૃત વ્યાકરણ ગણાય છે. વળી એમણે 'છંદઃશાસ્ત્ર' રચ્યું હોવાનો ઉલ્લેખ પણ મળે છે,[૧૨] પણ એ ગ્રંથ હજી ઉપલબ્ધ થયો નથી. આ. વર્ધમાનસૂરિએ સં. ૧૧૪૦(ઈ. સ. ૧૦૮૪)માં રચેલી 'મનોરમાકથા'ની પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે આ. બુદ્ધિસાગરે વ્યાકરણ, છંદ, નિઘંટુ, કાવ્ય, નાટક, કથા, પ્રબંધ વગેરે રચ્યાં હતાં, પણ એ રચનાઓ હજી સુધી પ્રાપ્ત થઈ નથી.

**ચંદનાચાર્ય** : શ્વેતાંબર જૈનાચાર્ય મહાકવિ ચંદનાચાર્ય કોના શિષ્ય હતા એ જાણવામાં આવ્યું નથી, પણ એમણે 'અશોકવતીકથા' નામે સુંદર કવિત્વપૂર્ણ કથાની રચના કરેલી એ વિશેનો ઉલ્લેખ ઈ. સ.ની ૧૧મી સદીમાં થયેલો સોડ્ઢલ કવિ પોતાના મિત્ર તરીકે કરે છે. આ કથાગ્રંથ હજી ઉપલબ્ધ થયો નથી.[૧૩]

**વિજયસિંહસૂરિ** : વિજયસિંહસૂરિ નામના શ્વેતાંબર જૈનાચાર્યે અનેક ખડ્ગ-કાવ્ય રચ્યાં હતાં અને એમની શીઘ્ર રચનાઓથી પ્રસન્ન થઈને નાગાર્જુન નામના કોઈ રાજાએ એમને 'ખડ્ગાચાર્ય'ના બિરુદથી સંમાનિત કર્યા હતા. કવિ સોડ્ઢલે એમનો પોતાના મિત્ર તરીકે ઉલ્લેખ કર્યો છે.[૧૪] એમનાં કાવ્યો પૈકી કોઈ કાવ્ય હજી સુધી ઉપલબ્ધ થયું નથી.

**કવિ ઇંદ્ર :** જૈનોના દિગંબર મતના કવિ ઇંદ્રે 'રત્નમંજરીકથા' નામે સુંદર ગ્રંથ રચ્યો છે, જેમનો કવિ સોડ્ઢલે પોતાના મિત્ર તરીકે ઉલ્લેખ કર્યો છે. એમનું ઉપર્યુક્ત કાવ્ય હજી મળ્યું નથી.

**કાયસ્થ કવિ સોડ્ઢલ** (ઈ. સ. ૧૦૨૬ થી ૧૦૫૦) : ચૌલુક્ય રાજા ભીમદેવ ૧ લા ના સમયમાં ગુજરાતનો દક્ષિણ ભાગ 'લાટ' નામે ઓળખાતો હતો. એના પર દક્ષિણના ચાલુક્ય રાજાઓની સત્તા પ્રવર્તતી હતી. એ લાટ દેશની રાજધાનીનું નગર ભરૂચ હતું. ત્યાં વિદ્યાપ્રેમી અને કવિઓનો પ્રેરણાદાતા વત્સરાજ નામે રાજા હતો. એ રાજાની રાજસભાનો મુખ્ય વિદ્વાન સોડ્ઢલ નામે કવિ કાયસ્થ વંશનો હતો. એણે બાણની 'કાદંબરી' ની શૈલીએ 'ઉદયસુંદરી' નામે સરસ કવિત્વપૂર્ણ ગદ્યબદ્ધ ચંપૂકથા રચી છે.[૧૫]

કથાના આરંભમાં કવિએ પોતાના વંશનો પરિચય આપતાં વલભીમાંથી પોતાના કાયસ્થ કુળની ઉત્પત્તિ કેવી રીતે થઈ એની કેટલીક વિગતો આપી છે અને 'ઉદયસુંદરીકથા'ની એક કથાની પદ્ધતિએ રચના કરી છે.

કવિ કોંકણ પ્રદેશના શિલાહારવંશીય રાજાઓના પરિચયમાં આવતાં એમની સભામાં પણ સારો સત્કાર પામ્યો હતો.

કવિના ગાઢ મિત્રો પૈકી એક ચંદનાચાર્ય, જેમણે 'અશોકવતીકથા' નામક ગ્રંથ રચ્યો છે અને બીજા જેમને નાગાર્જુન રાજાએ 'ખડ્ગાચાર્ય'ના બિરુદથી પ્રસિદ્ધિ આપી હતી તે વિજયસિંહસૂરિ, એ બંને શ્વેતાંબર જૈનાચાર્ય હતા. એ સિવાય કવિ મહાકીર્તિ, જે ત્રણ ભાષાનો વિદ્વાન હતો, અને 'રત્નમંજરીકથા' નો નિર્માતા ઇંદ્ર કવિ-બંને દિગંબર જૈન હતા, તેમનો કવિ સાદર ઉલ્લેખ કરે છે.[૧૬]

શિલાલેખોના આધારે આ ચંપૂકથાને ઈ. સ. ૧૦૨૬ થી ૧૦૫૦ ના સમય વચ્ચે મૂકી શકાય.[૧૭]

**હરિભદ્રસૂરિ :** બૃહદ્ગચ્છના માનદેવસૂરિ અને એમના શિષ્ય જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હરિભદ્રસૂરિએ પાટણમાં જયસિંહદેવના રાજ્યમાં આશાવર સોનીની વસતિમાં રહીને 'બંધસ્વામિત્વ' નામક કર્મગ્રંથ પર ૬૫૦ શ્લોક–પ્રમાણ વૃત્તિ સં. ૧૧૭૨(ઈ. સ. ૧૧૧૬)માં રચી છે. એ જ વર્ષમાં પાટણમાં આશાપુરવસતિમાં રહીને જિનવલ્લભસૂરિના 'આગમિકવસ્તુવિચારસાર' (ષડશીતિ) ગ્રંથ પર ૮૫૦ શ્લોક–પ્રમાણ વૃત્તિ રચી છે. એ વર્ષમાં પ્રાકૃતમાં 'મુનિપતિ-ચરિત' ૬૫૨ ગાથામાં રચ્યું છે. વળી, પ્રાકૃતમાં 'શ્રેયાંસનાથચરિત' ૬૫૮૪ ગાથામાં જયસિંહદેવના રાજ્યકાલમાં રચ્યું છે. એમણે ઉમાસ્વાતિએ રચેલા

'પ્રશમરતિ' પ્રકરણ ઉપર ૧૫૦૦ શ્લોક-પ્રમાણ વિવરણ પાટણમાં ભણશાળી ધવલના પુત્ર યશોનાગના ઉપાશ્રયમાં રહીને સં. ૧૧૮૫(ઈ. સ. ૧૧૨૯) માં રચ્યું છે.[૧૮] વળી એ જ વર્ષમાં ૫૦૦ શ્લોકપ્રમાણ 'ક્ષેત્રસમાસ-વૃત્તિ' અને 'જંબૂદ્વીપસંગ્રહણી-વૃત્તિ' પણ રચી છે.

**સૂરાચાર્ય** : સૂરાચાર્ય ચૈત્યવાસી દ્રોણાચાર્યના શિષ્ય હતા. પૂર્વાશ્રમમાં તેઓ દ્રોણાચાર્યના ભાઈ સંગ્રામસિંહના પુત્ર મહીપાલ નામે હતા એટલે ભત્રીજા મહીપાલને દ્રોણાચાર્યે દીક્ષા આપી, એમને ભણાવી-ગણાવી 'સૂરાચાર્ય' નામથી પ્રસિદ્ધિ આપી.

સૂરાચાર્ય શબ્દ, પ્રમાણ અને સાહિત્યશાસ્ત્રના પારગામી વિદ્વાન હતા. એમની પાસે કેટલાયે મુનિઓ અધ્યયન કરતા હતા.

માળવાના રાજા ભોજની વિદ્વત્સભાનો પરાજય કર્યો હતો અને ભોજ-વ્યાકરણની રચનામાં ભૂલ બતાવી ભોજને આશ્ચર્યાન્વિત કર્યો હતો તેથી ભોજ એમના ઉપર ક્રોધે ભરાયો હતો.[૧૯] પછી તો ધનપાલની સૂચનાથી સૂરાચાર્ય ગુપ્ત રીતે ધારામાંથી વિહાર કરી પાટણ પહોંચી ગયા હતા.

સૂરાચાર્યે ઋષભદેવ અને નેમિનાથના ચરિતરૂપે 'ઋષભ-નેમિ કાવ્ય' નામે દ્વિસંધાનકાવ્યની સં. ૧૦૯૦(ઈ. સ. ૧૦૩૪) માં રચના કરી છે.

**ધનેશ્વર મુનિ** : આ. જિનેશ્વરસૂરિ અને આ. બુદ્ધિસાગરસૂરિના શિષ્ય જિનભદ્રસૂરિ, જેઓ આચાર્ય થયાં પહેલાં ધનેશ્વર મુનિના નામથી ખ્યાત હતા, તેમણે વિ. સં. ૧૦૯૫(ઈ. સ. ૧૦૩૯ )માં ચડ્ડાવલી( ચંદ્રાવતી )માં 'સુરસુંદરી' નામે કથાગ્રંથ ૨૫૦૦ ગાથાપરિમાણમાં મોટીબહેન સાધ્વી કલ્યાણમતિના આદેશથી રચ્યો છે. આ કથા ૧૬ પરિચ્છેદોમાં વિભક્ત છે અને આમાંનાં ઉપમા, શ્લેષ, તેમજ રૂપકથી વિભૂષિત વર્ણન ઉત્તમ કાવ્યકોટિનાં છે. રસોના વૈવિધ્યમાં કવિએ પોતાનું અનોખું કૌશલ બતાવ્યું છે. એકંદરે આ એક પ્રેમકથા છે. આમાં પોતાની પ્રિયતમાના લાંબા વિરહ પછી વિદ્યાધરનું લગ્ન થયાની વાત આવે છે. આમાં આંતરકથાઓ પણ ઘણી છે.

**શાંતિસૂરિ** : થારાપદ્રગચ્છીય આ. શાંતિસૂરિ રાજા ભીમદેવ ૧ લાના સમયમાં કવિ અને વાદી તરીકે વિખ્યાત હતા. એમણે 'ઉત્તરાધ્યયનસૂત્ર' પર પ્રમાણભૂત 'શિષ્યહિતા' નામક વિસ્તૃત વૃત્તિની રચના કરી છે.[૨૦] આ વૃત્તિ દાર્શનિક વાદોથી પૂર્ણ સમર્થ ટીકાગ્રંથ છે. આમાં પ્રાકૃત અંશ વિશેષ હોવાથી એ 'પાઇયટીકા' નામથી પણ ઓળખાય છે. આ સિવાય એમણે 'જીવવિચાર પ્રકરણ' અને 'ચૈત્યવંદન-મહાભાષ્ય' ગ્રંથ પણ રચ્યા છે.

પાટણમાં 'સંપક-વિહાર' નામના જિનમંદિર પાસે આવેલા થારાપદ્રગચ્છીય ઉપાશ્રયમાં વિજયસિંહસૂરિ નામના આચાર્ય રહેતા હતા. 'ખડ્ગાચાર્ય' બિરુદથી પ્રસિદ્ધ આચાર્ય આ હોવાનો સંભવ છે. એકદા તેઓ વિહાર કરતા ઉન્નતાયુ-ઊણુ ગામે ગયા. ત્યાં એમણે ભીમ નામનો પ્રતિભાશાળી બાળક જોયો. એનાં માતા-પિતાને સમજાવી આચાર્યે એને દીક્ષા આપી. હવે ભીમ શાંતિ મુનિના નામે ઓળખાવા લાગ્યો. એ મુનિ વિદ્યાધ્યયન કરીને વિદ્વાન થતાં આચાર્યપદે પહોંચ્યા અને વિજયસિંહસૂરિના પટ્ટધર થયા.[૨૧]

પાટણની ભીમદેવ ૧ લાની સભામાં શાંતિસૂરિ કવીંદ્ર અને વાદિચક્રવર્તીરૂપે પ્રસિદ્ધ હતા.[૨૨] કવિ ધનપાલની પ્રાર્થનાથી શાંતિસૂરિએ માલવપ્રદેશમાં વિહાર કર્યો અને ભોજરાજાની સભાના ૮૪ વાદીઓનો પરાજય કરી ૮૪ લાખ માળવી રૂપિયા (માળવાના એક લાખ રૂપિયા ગુજરાતના ૧૫ હજાર રૂપિયા બરાબર થતા એટલે ૧૨ લાખ ૬૦ હજાર ગુજરાતી રૂપિયા) પ્રાપ્ત કર્યા. આમાંથી ૧૨ લાખ રૂપિયાનો ત્યાં ધારામાં જૈનમંદિર બંધાવવામાં ખર્ચ કર્યો અને ૬૦ હજાર રૂપિયાનો થરાદના આદિનાથ મંદિરમાં રથ બનાવવા માટે ખર્ચ કર્યો હતો.

પોતાની સભાના પંડિતો માટે શાંતિસૂરિ વેતાલ જેવા હોવાથી રાજા ભોજે એમને 'વાદિવેતાલ'ની પદવીથી વિભૂષિત કર્યા હતા. ધારાનગરીમાં કેટલોક સમય રહીને શાંતિસૂરિએ મહાકવિ ધનપાલની 'તિલકમંજરી'નું સંશોધન કર્યું. પછી પં. ધનપાલની સાથે તેઓ પાટણ આવ્યા. એ સમયે શેઠ જિનદેવના પુત્ર પદ્મ-દેવને સાપ કરડયો હતો, તેને મરી ગયેલો જાણી લોકો ભૂમિમાં દાટવા ગયા હતા. આ. શાંતિસૂરિએ એને નિર્વિષ કરી જીવનપ્રદાન કર્યું હતું.

આ. શાંતિસૂરિએ લાટ-ભરૂચના વિદ્યાભિમાની કૌલ કવિને પરાજિત કર્યો હતો.

શાંતિસૂરિને ૩૨ શિષ્ય હતા. એ બધાને પ્રમાણશાસ્ત્ર અને બૌદ્ધદર્શનનો તેઓ અભ્યાસ કરાવતા હતા.[૨૩]

તેઓ વિ. સં. ૧૦૭૬(ઈ. સ. ૧૦૨૦)માં સ્વર્ગસ્થ થયા.

શાંતિસૂરિ નામના અનેક આચાર્ય થયા છે એ માટે જુઓ 'ન્યાયાવતાર-વાર્તિકવૃત્તિ-પ્રસ્તાવના' (પૃ. ૧૪૬-૧૪૯).

**મહેશ્વરસૂરિ :** સજ્જન ઉપાધ્યાયના શિષ્ય મહેશ્વરસૂરિએ ઈ. સ. ૧૦૫૨ પૂર્વે પ્રાકૃતમાં 'નાણપંચમીકહા' નામે સુંદર ગ્રંથ રચ્યો છે. મહેશ્વરસૂરિ એક પ્રતિભાશાળી કવિ અને સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ ભાષાના પ્રકાંડ પંડિત હતા.

એમની કથાની વર્ણનશૈલી પ્રાસાદિક અને ભાવયુક્ત છે. તેઓ પ્રાકૃતમાં રચના કરવાનું કારણ બતાવતાં કહે છે કે 'અલ્પબુદ્ધિવાળા લોકો સંસ્કૃત કવિતા સમજી શકતા નથી એટલે સર્વસુલભ પ્રાકૃતમાં કાવ્યરચના કરવામાં આવી છે. ગૂઢાર્થ અને દેશી શબ્દોથી રહિત તથા સુલલિત પદોથી ગ્રથિત અને રમ્ય પ્રાકૃત કાવ્ય કોને આનંદ આપતું નથી?'[૨૪] ગ્રંથની ભાષા પર અર્ધમાગધીનો અને ક્યાંક અપભ્રંશનો પ્રભાવ છે. ગાથાછંદનો પ્રયોગ કર્યો છે. દ્વીપ નગરી વગેરેનાં વર્ણન આલંકારિક અને શ્લેષાત્મક ભાષામાં છે. વચ્ચે વચ્ચે કાવ્યના ભાવને સુભાષિતોથી વિશદ કર્યો છે.

આ ગ્રંથમાં દસ કથા છે. એ પૈકી પહેલી 'જયસેનકથા' અને છેલ્લી 'ભવિષ્યદત્તકથા' ૫૦૦–૫૦૦ ગાથાઓમાં છે અને બાકીની આઠ કથા ૧૨૫–૧૨૫ ગાથાઓમાં છે. આ રીતે ૨૦૦૦ ગાથાઓમાં આ ગ્રંથ રચાયેલો છે. દરેક કથામાં જ્ઞાનપંચમીનો મહિમા બતાવવામાં આવ્યો છે. જૈનાચાર્યોએ કાર્તિકની શુક્લ પંચમીને 'જ્ઞાનપંચમી' પર્વ તરીકે નક્કી કરી એ દિવસે શાસ્ત્રોનાં લેખન, પૂજન, સંમાર્જન વગેરે કાર્ય કરવાનું વિધાન કરેલું છે.

આ. મહેશ્વરસૂરિએ 'સંયમમંજરી' નામે કાવ્ય ૩૫ અપભ્રંશ દોહામાં રચેલું છે. આમાં આચાર અને નીતિને લગતો ઉપદેશ આપેલો છે. એના ઉપર સં. ૧૫૫૦(ઈ. સ. ૧૪૯૪) માં રચાયેલી એક ટીકા પણ છે, જેમાં અનેક દૃષ્ટાંત-કથાઓનો સંગ્રહ છે.

એક 'પુપ્ફવઈકહા' નામની પ્રાકૃત ભાષામાં રચાયેલી કૃતિ મળે છે, પણ એમાં એના કર્તાના નામનો ઉલ્લેખ નથી, પણ ગુરુ–નામ 'સજ્જન'નો તથા પ્રગુરુના નામ 'અભયસૂરિ'નો નિર્દેશ કર્યો છે. એની હસ્તપ્રત વિ. સં. ૧૧૯૧ (ઈ. સ. ૧૧૩૫) માં લખાયેલી છે. સંભવતઃ આ કૃતિ સજ્જન ઉપાધ્યાયના શિષ્ય મહેશ્વરસૂરિની હોય એમ જણાય છે.[૨૫]

**ધા દ્વિવેદ** : વૃદ્ધનગર–વડનગરનો ધા દ્વિવેદ સંસ્કૃતનો મહાપંડિત હતો. એણે 'નીતિમંજરી' નામક ગ્રંથ રચ્યો છે,[૨૬] જે ઈ. સ. ૧૦૫૪ માં લખીને પૂર્ણ કર્યો હતો.

**દ્રોણાચાર્ય** : દ્રોણાચાર્ય એક બહુશ્રુત મહાન આગમધર ચૈત્યવાસી આચાર્ય હતા. સ્વ-પર દર્શનોના સમર્થ જ્ઞાતા હતા. એમણે 'ઓઘનિર્યુક્તિ' નામે ગ્રંથ રચ્યો છે. આ. અભયદેવસૂરિએ વિ. સં. ૧૧૨૦(ઈ. સ. ૧૦૬૪) વગેરે સમયમાં રચેલી નવ આગમો પરની વૃત્તિઓનું સંશોધન એક પંડિતમંડલીએ કર્યું તેમાં દ્રોણાચાર્ય મુખ્ય સંશોધક હતા.[૨૭] આગમોની ટીકાઓ સિવાય બીજા ટીકા-

ગ્રંથોનું પણ એમણે સંશોધન કર્યું હતું. દ્રોણાચાર્યનું પ્રવૃત્તિક્ષેત્ર અણહિલવાડ હતું.

દ્રોણાચાર્ય પૂર્વાશ્રમમાં ક્ષત્રિય હતા. અણહિલવાડના રાજા ભીમદેવ ૧ લાના તેઓ મામા થતા હતા.[૨૮]

**અભયદેવસૂરિ :** અભયદેવસૂરિ આ. જિનેશ્વરસૂરિના શિષ્ય હતા. આ. જિનેશ્વરસૂરિએ ધારાનગરીમાં ત્યાંના શેઠ ધનદેવના પુત્ર અભયકુમારને દીક્ષા આપી 'અભયદેવ મુનિ' નામથી પોતાનો શિષ્ય બનાવ્યો. યોગ્યતા પ્રાપ્ત થતાં વર્ધમાનસૂરિના આદેશથી અભયદેવ મુનિને આચાર્યપદ પ્રદાન કરી 'અભયદેવસૂરિ' નામથી જાહેર કર્યા.

આ. અભયદેવસૂરિએ નવ અંગ-આગમો પર ટીકાઓ રચી અને નવાંગી-વૃત્તિકાર તરીકે ખ્યાતિ મેળવી. આ અંગ-આગમોમાં એમણે ઠેર ઠેર વર્ણક-સંદર્ભોનો નિર્દેશ કર્યો છે આથી સર્વપ્રથમ એમણે ઔપપાતિક-ઉપાંગસૂત્રની વૃત્તિ રચી, જેથી વારંવાર આવતાં નિર્દિષ્ટ વર્ણકસ્થાનોમાં એકવાક્યતા જળવાઈ રહે. અભયદેવસૂરિએ પોતાની આ વૃત્તિઓમાં ખૂબ એકાગ્રચિત્ત બની એ કાલમાં પ્રાપ્ત અનેકાનેક પ્રાચીન-પ્રાચીનતમ સૂત્ર-પ્રતિઓને એકઠી કરી અંગસૂત્રોના પાઠ વ્યવસ્થિત કરવાનું મહાન કાર્ય કર્યું, આથી એમની વૃત્તિઓમાં પાઠભેદ તેમજ વાચનાંતર વગેરેનો પુષ્કળ સંગ્રહ થયેલો છે. આ કાર્યમાં એમના અનેક વિદ્વાન શિષ્ય-પ્રશિષ્યોએ એમને સહાયતા આપી હતી, જેમનાં નામોનો ઉલ્લેખ એમણે પોતાની ગ્રંથાંત-પ્રશસ્તિઓમાં કર્યો છે.

આ. અભયદેવસૂરિની આ વૃત્તિઓનું સંશોધન તેમજ પરિવર્ધન ચૈત્યવાસી શ્રુતધર દ્રોણાચાર્યે કર્યું હતું. દ્રોણાચાર્યને અભયદેવસૂરિ પ્રત્યે ભારે સદ્ભાવ હતો. જ્યારે દ્રોણાચાર્ય પોતાના પક્ષના ચૈત્યવાસી સાધુઓને આગમવાચના આપતા ત્યારે અભયદેવસૂરિ પણ એ વાચનામાં જતા. એ સમયે સ્વયં દ્રોણાચાર્ય ઊભા થઈને એમને સામે લેવા જતા અને એમનું આસન પોતાની પાસે જ નંખાવતા.[૨૯] આ આદરભર્યા વ્યવહાર સામે શિષ્યો રોષે ભરાઈને બબડતા કે આ વળી આજકાલનો અભયદેવ અમારા કરતાં શું મોટો થઈ ગયો છે ?[૩૦] એ સમયે દ્રોણાચાર્ય અભયદેવના ગુણોનું પ્રદર્શન કરાવી એમને શાંત પાડતા અને અભયદેવ-સૂરિની તમામ વૃત્તિઓ જોઈ તપાસી આપવાનું પણ એમની સમક્ષ વચન આપતા.

આ. અભયદેવસૂરિએ ૧. જ્ઞાતાધર્મકથા-વૃત્તિ, સં. ૧૧૨૦(ઈ. સ. ૧૦૬૪)માં, ૨. સ્થાનાંગ-વૃત્તિ, એ જ વર્ષમાં, ૩. સમવાયાંગ-વૃત્તિ, એ જ વર્ષમાં, ૪. ભગવતી-વૃત્તિ, સં. ૧૧૨૮(ઈ. સ. ૧૦૭૨)માં, ૫. ઉપાસકદશા-વૃત્તિ, ૬. અંત-

કૃદ્દશા-વૃત્તિ, ૭. અનુત્તરૌપપાતિક-વૃત્તિ, ૮. પ્રશ્નવ્યાકરણ-વૃત્તિ, ૯. વિપાકસૂત્ર-વૃત્તિ, ૧૦. ઔપપાતિકસૂત્ર-વૃત્તિ તથા ૧૧. પ્રજ્ઞાપના તૃતીયપદસંગ્રહણી ગાથા ૧૩૩ વગેરે-આગમિક વૃત્તિઓ રચી. એમણે આ ઉપરાંત ૧૨. જિનેશ્વરસૂરિના 'છઠ્ઠાણપયરણ' પર ભાષ્ય રચ્યું છે. ૧૩. હરિભદ્રસૂરિના 'પંચાસગ' પર વૃત્તિ, ૧૪. આરાધનાકુલક અને ૧૫. જયતિહુઅણસ્તોત્ર (અપભ્રંશમાં) રચ્યાં છે.

આગમોની ટીકા રચતાં એમણે સંપ્રદાયપરંપરાનો અભાવ, ઉત્તમ તર્કનો અભાવ, વાચનાઓની અનેકતા અને પુસ્તકોની અશુદ્ધિઓ વગેરે મુશ્કેલીઓ જણાવી છે.[૩૧]

વળી તેઓ વૃત્તિઓના રચનાકાલ દરમ્યાન આયંબિલ વગેરે તપ કરતા, રાત્રે ઉજાગરા વેઠતા અને ખૂબ મહેનત કરતા તેથી એમને કોઢ થઈ ગયો હતો.[૩૨] આ રોગને દૂર કરવાના ઉપાય માટે, સેઢી નદીના કિનારે થાંભણા ગામના એક વૃક્ષ નીચે જિનેશ્વરની મૂર્તિ હતી તે એમણે 'જયતિહુઅણ સ્તોત્ર'ની રચના કરીને પ્રગટ કરી, થાંભણામાં સ્તંભન પાર્શ્વનાથનું મંદિર બંધાવી એ મૂર્તિને ત્યાં સ્થાપિત કરી એમ કહેવાય છે.

**સાધારણ-સિદ્ધસેનસૂરિ :** જેમનું પૂર્વાશ્રમનું નામ 'સાધારણ' હતું તે સિદ્ધસેનસૂરિએ વિ. સં. ૧૧૨૩(ઈ. સ. ૧૦૬૭)માં 'વિલાસવતી' નામક કૃતિ અપભ્રંશમાં ૧૧ સંધિઓમાં રચી છે.[૩૩] શ્વેતાંબર જૈનાચાર્યોએ અપભ્રંશમાં સ્વતંત્ર અને મોટી કથારૂપે રચેલી કૃતિઓમાં આ કૃતિને સર્વપ્રથમ કૃતિ માની શકાય.

**નમિસાધુ :** નમિસાધુ થારાપદ્રીયગચ્છના આ. શાલિભદ્રસૂરિના પ્રશિષ્ય હતા. એમણે રુદ્રટ કવિના 'કાવ્યાલંકાર' પર વિ. સં. ૧૧૨૫(ઈ. સ. ૧૦૬૯)માં વૃત્તિ-ટિપ્પણની રચના કરી છે.[૩૪]

નમિસાધુએ અપભ્રંશના ૧. ઉપનાગર, ૨. આભીર અને ૩. ગ્રામ્ય-આ ત્રણ ભેદો સંબંધી માન્યતાના વિષયમાં ઉલ્લેખ કર્યો છે. રુદ્રટના વિધાનનો નિરાસ કરતાં દેશ-પ્રભેદથી અપભ્રંશ ભાષા તે તે પ્રદેશની અપેક્ષાએ અનેક ભેદવાળી છે, તેનાં લક્ષણ તે તે દેશના લોકોથી જાણી શકાય છે, એમ કહ્યું છે.

નમિસાધુએ 'આવશ્યક ચૈત્યવંદન-વૃત્તિ'ની રચના સં. ૧૧૨૨(ઈ. સ. ૧૦૬૬) માં કરી છે.

**જિનચંદ્રસૂરિ :** આ. જિનચંદ્રસૂરિએ 'સંવેગરંગશાલા' નામનો બૃહત્કાય ગ્રંથ સં. ૧૧૨૫(ઈ. સ. ૧૦૬૯)માં રચ્યો છે, જેનો આ. દેવભદ્રસૂરિએ પ્રતિસંસ્કાર કર્યો છે. આ ગ્રંથમાં સંવેગભાવનાનું વર્ણન છે. સમગ્ર વર્ણન

શાંતરસથી પૂર્ણ છે. એમાં અનેક કથાઓ વગેરે છે. આ. જિનચંદ્રસૂરિએ પ્રશસ્તિમાં જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિની ખૂબ પ્રશંસા કરી છે.

**ચંદ્રપ્રભ મહત્તર** : અભયદેવસૂરિના શિષ્ય ચંદ્રપ્રભ મહત્તરે પોતાના શિષ્ય વીરદેવની પ્રાર્થનાથી 'વિજયચંદચરિય' વિ. સં. ૧૧૨૭(ઈ. સ. ૧૦૭૧)માં રચ્યું છે. આમાં આઠ પ્રકારની પૂજાઓના ફળનું વર્ણન આઠ કથાઓ દ્વારા કર્યું છે. કૃતિ સુંદર અને પ્રાસાદિક છે. આમાં ૧૦૬૩ ગાથા છે.

**નેમચંદ્રસૂરિ** : આ. નેમચંદ્રસૂરિ ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય આમ્રદેવસૂરિના શિષ્ય હતા. સૂરિ થયા પહેલાં તેઓ 'દેવેંદ્રગણિ' નામથી ઓળખાતા હતા. એ દેવેંદ્રગણિ(નેમિચંદ્રસૂરિ)એ વિ. સં. ૧૧૨૯(ઈ. સ. ૧૦૭૩)માં અણહિલપાટકમાં દોહડિ શેઠની વસતિમાં રહીને 'ઉત્તરાધ્યયનસૂત્ર'ની ૧૪૦૦૦ શ્લોક-પરિમાણ વૃત્તિ રચી. વળી, એમણે 'આખ્યાનકમણિકોશ'ની મહત્ત્વપૂર્ણ રચના પ્રાકૃતમાં કરી છે. આને પ્રાકૃત કથાઓનો કોશ કહી શકાય. એમાં ૪૧ અધિકાર છે. એમણે 'રત્નચૂડ' નામની કથા રચવાનો આરંભ ડિંડિલપદ્રમાં કર્યો હતો અને એની પૂર્ણાહુતિ ચડ્ડાવલી-(ચંદ્રવતી)માં કરી હતી. વીરજિનચરિત વિ. સં. ૧૧૪૧( ઈ. સ. ૧૦૮૫)માં ૩૦૦૦ શ્લોકપ્રમાણ પ્રાકૃતમાં અણહિલવાડમાં રહીને રચ્યું હતું.

**દેવભદ્રસૂરિ** : આ. અભયદેવસૂરિના શિષ્ય પ્રસન્નસૂરિના સેવક અને સુમતિવાચકના શિષ્ય ગુણચંદ્રગણિ, જેઓ આચાર્ય થયા પછી 'દેવભદ્રસૂરિ'ના નામથી પ્રખ્યાત થયા, તેમણે વિ. સં. ૧૧૩૯(ઈ. સ. ૧૦૮૨)માં ૧૨૦૨૫ શ્લોક-પરિમાણ 'મહાવીર-ચરિત' પ્રાકૃતમાં રચ્યું છે. આવડું મોટું મહાવીર સ્વામીનું ચરિત અન્ય કોઈ કવિનું જાણવામાં આવ્યું નથી. આ ચરિત આઠ પ્રસ્તાવોમાં વિભક્ત છે. એમાં ભિન્ન ભિન્ન છંદોના ઉપયોગથી થયેલી કાવ્યની મનોહરતા એમનાં રાજા નગર વગેરેનાં વર્ણનોમાં જોવાય છે. એમાં કેટલાંક પદ્ય અપભ્રંશમાં પણ છે. સંસ્કૃત અવતરણો પણ જોવાય છે. ત્રીજા પ્રસ્તાવમાં વિદ્યાધરની કથા હૃદયંગમ છે.

વળી, એમણે 'કહારયણકોસ' નામનો ગ્રંથ વિ. સં. ૧૧૫૮(ઈ. સ. ૧૧૦૨)-માં ભરૂચમાં રહીને પ્રાકૃતમાં ૧૧૫૦૦ શ્લોકપ્રમાણ રચ્યો છે. કથાઓની આ મહત્ત્વપૂર્ણ રચનામાં ૫૦ કથાનક છે, જે ગદ્ય અને પદ્યમાં અલંકારપ્રધાન પ્રાકૃત ભાષામાં લખાયાં છે. આ બધાં લૌકિક કથાનક અપૂર્વ છે, જે બીજે જોવામાં આવતાં નથી.

વળી, એમણે 'પાર્શ્વનાથચરિત', 'અનંતનાથસ્તોત્ર,' 'વીતરાગસ્તવ' ઉપરાંત દર્શનવિષયક 'પ્રમાણપ્રકાશ' નામનો નાનો ગ્રંથ રચ્યો છે.

આ આચાર્યે 'શ્રેયાંસનાથચરિત' પણ પ્રાકૃતમાં રચ્યું હોય એમ જણાય છે.

**વર્ધમાનસૂરિ** : નવાંગીવૃત્તિકાર આ. અભયદેવસૂરિના શિષ્ય આ. વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૪૦(ઈ. સ. ૧૦૮૪)માં ૧૫૦૦૦ પ્રાકૃત ગાથામાં 'મનોરમાચરિત' જયસિંહદેવના રાજ્યકાલમાં રચ્યું છે અને ૧૧૦૦ શ્લોકપ્રમાણ 'આદિનાથચરિત' પણ પ્રાકૃતમાં રચ્યું છે. આ ચરિત પાંચ અવસરોમાં વિભક્ત છે. આદિનાથનું આવડું મોટું ચરિત બીજા કોઈ કવિનું મળ્યું નથી. ક્યાંક અપભ્રંશ ભાષાનો પણ ઉપયોગ કર્યો છે.

**દેવચંદ્રસૂરિ** : પૂર્ણતલ્લગચ્છના આ. ગુણસેનસૂરિના શિષ્ય અને આ. હેમચંદ્રસૂરિના ગુરુ આ. દેવચંદ્રસૂરિએ વિ. સં. ૧૧૬૦(ઈ. સ. ૧૧૦૪)માં પ્રાકૃતમાં પદ્યાત્મક ૧૨૧૦૦ શ્લોકપ્રમાણ 'સંતિનાહચરિય' નામનો ગ્રંથ રચ્યો છે. આવડું મોટું શાંતિનાથનું ચરિત બીજા કોઈ કવિએ રચેલું જણાતું નથી.

વળી, એમણે ૧૭ કડવકમાં 'સુલસક્ખાણ' નામક ચરિતગ્રંથ અપભ્રંશમાં રચ્યો છે. એ સિવાય આ. પ્રદ્યુમ્નસૂરિના 'મૂલસુદ્ધિપયરણ' ગ્રંથ ઉપર વિ. સં. ૧૧૪૬(ઈ. સ. ૧૦૮૯)માં ટીકા રચી છે.

**જિનદત્તસૂરિ** : આ. જિનવલ્લભસૂરિની પાટે આ. જિનદત્તસૂરિ નામના આચાર્ય થયા. વિ. સં. ૧૧૩૨(ઈ. સ. ૧૦૭૬)માં એમનો જન્મ ધોળકામાં થયેલો. એમને ધર્મદેવ ઉપાધ્યાયે વિ. સં. ૧૧૪૧(ઈ. સ. ૧૦૮૫)માં દીક્ષા આપી 'સોમચંદ્ર' મુનિ નામ આપ્યું. આચાર્યપદવી મળતાં તેઓ 'જિનદત્તસૂરિ' નામથી પ્રસિદ્ધ થયા. એમણે અનેક ગ્રંથ રચ્યા છે. અપભ્રંશના ત્રણ ગ્રંથો પૈકી ૧. 'ચર્ચરી' એમણે વાગડપ્રદેશમાં વિહાર કરતાં જિનવલ્લભસૂરિની સ્તુતિરૂપે ૪૭ કડીઓમાં કુંદછંદમાં રચી છે; ૨. 'ધર્મોપદેશરસાયનરાસ' ૭૦ ચોપાઈબંધમાં રચેલો પ્રાપ્ત થાય છે. આમાં ગુરુ અને શ્રાવકનાં લક્ષણો ઉપર ભાર મૂકતાં ઉપદેશ આપવામાં આવ્યો છે; અને ૩. 'કાલસ્વરૂપકુલક' પણ ઉપદેશાત્મકગ્રંથ છે. આ સિવાય એમણે ૪. ગણધર-સાર્ધશતક (પ્રા.), ૫. સંદેહદોલાવલી (પ્રા.), ૬. ચૈત્યવંદનકુલક (પ્રા.), ૭. ગણધરસપ્તતિ (પ્રા.), ૮. સર્વાધિષ્ઠાવિસ્મરણસ્તોત્ર (પ્રા.), ૯. સુગુરુપારતંત્ર્ય, ૧૦. વિંશિકા, ૧૧. વિઘ્નવિનાશિસ્તોત્ર, ૧૨. ઉપદેશકુલક, ૧૩. વ્યવસ્થાકુલક, ૧૪. શ્રુતસ્તવ, ૧૫. અધ્યાત્મગીત, ૧૬. ઉત્સૂત્રપદોદ્‌ઘાટનકુલક, ૧૭. દર્શનકુલક વગેરે ગ્રંથ રચ્યા છે.

એમણે 'કાલસ્વરૂપકુલક' ચોપાઈમાં એક ઐતિહાસિક માહિતી આપી છે :

विक्कमसंवच्छरि सयबारह हुयइ पणट्ठउ सहु घरबारह ।

એટલે વિ. સં. ૧૨૦૦(ઈ. સ. ૧૧૪૪)માં બધાં ઘરબાર નાશ પામ્યાં. મતલબ

એમ લાગે છે કે આ સમયમાં ધોળકામાં પરચક્ર આવ્યું હશે. પાછલા વર્ષમાં કુમારપાલ ગુજરાતનો અધિપતિ થયો હતો એટલે કુમારપાલ ગાદીએ આવતાં રાજ્યમાં થોડી અવ્યવસ્થા થતાં કોઈ ધાડપાડુઓએ ધોળકામાં લૂંટફાટ કરી હોય અથવા ધરતીકંપ થયો હોય, એનો નિર્દેશ લાગે છે.

**ચંદ્રપ્રભસૂરિ :** પૌર્ણમિકગચ્છના સંસ્થાપક ચંદ્રપ્રભસૂરિએ 'પ્રમેયરત્નકોશ' નામનો સંક્ષિપ્ત દાર્શનિક ગ્રંથ વિ. સં. ૧૧૪૯(ઈ. સ. ૧૦૯૩)માં રચ્યો છે. આમાં કેટલાક વાદ સંક્ષિપ્ત અને સરળ રૂપે ગ્રથિત કરેલા છે.[૩૫]

**ધર્મઘોષસૂરિ :** પૌર્ણમિકગચ્છના સંસ્થાપક આ. ચંદ્રપ્રભસૂરિના શિષ્ય ધર્મઘોષસૂરિએ સં. ૧૧૪૯(ઈ. સ. ૧૦૯૩)માં 'શબ્દસિદ્ધિ' નામક વ્યાકરણ-ગ્રંથની રચના કરી છે, જે હજી સુધી મળ્યો નથી. રાજા સિદ્ધરાજ જયસિંહ આ આચાર્યની વિદ્વત્તાનો પ્રશંસક હતો.

**શ્રીપાલ કવિ :** ગુર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહની વિદ્વત્સભાના પ્રમુખ કવિ પરમાર્હત શ્રીપાલે ઘણી કૃતિઓ રચી છે. 'દુર્લભસરોરાજ-પ્રશસ્તિ,' 'સહસ્રલિંગસરઃ-પ્રશસ્તિ,' 'રુદ્રમહાલય-પ્રશસ્તિ,' 'વૈરોચનપરાજય' કાવ્ય, 'વડનગર પ્રાકાર-પ્રશસ્તિ' અને 'ચતુર્વિંશતિજિનસ્તુતિ' તેમજ કેટલાંક સૂક્તિ-સુભાષિત રચેલાં છે. એ પૈકી આજે 'વડનગર પ્રાકાર-પ્રશસ્તિ,' 'ચતુર્વિંશતિ-જિનસ્તુતિ' અને કેટલાંક સુભાષિત મળી આવ્યાં છે. મળી આવેલી એમની કૃતિઓ કવિત્વકૌશલથી ભરપૂર છે, એમની કાવ્યપ્રતિભાની પૂરતી પરિચાયક છે.

મહારાજ સિદ્ધરાજ શ્રીપાલને 'કવીંદ્ર' અને 'ભ્રાતા' કહીને માનભેર સંબોધતો હતો.[૩૬] ષડ્ભાષાચક્રવર્તી તરીકે ખ્યાતિ પામેલા કવિ શ્રીપાલે એક જ દિવસમાં મહાપ્રબંધ રચ્યો હતો.[૩૭] સંભવતઃ એ પ્રબંધ 'વૈરોચનપરાજય' હોય. એ કાવ્ય આપણને પ્રાપ્ત થયું નથી. વાદિદેવસૂરિ અને કુમુદચંદ્રાચાર્ય વચ્ચે વિ. સં. ૧૧૮૧(ઈ. સ. ૧૧૨૫)માં થયેલા વાદ-પ્રસંગે શ્રીપાલ કવિ પ્રમુખ હતો. શ્રીપાલ વાદિદેવસૂરિની પાંડિત્યપ્રતિભાનો ઉપાસક હતો. એણે અજિતદેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિએ રચેલા 'નાભેય-નેમિ-કાવ્ય' અથવા 'દ્વિસંધાન કાવ્ય'નું સંશોધન કર્યું હતું.

કવિ શ્રીપાલનો પુત્ર સિદ્ધપાલ પણ મહાવિદ્વાન હતો, પણ એની કોઈ રચના મળતી નથી. કવિ સિદ્ધપાલનો પુત્ર વિજયપાલ સારો વિદ્વાન હતો એ એણે રચેલા 'દ્રૌપદીસ્વયંવર' નાટક પરથી જણાઈ આવે છે.

**આ. હેમચંદ્રસૂરિ** (ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩) **:** ગુજરાતના ઇતિહાસમાં

કલિકાલસર્વજ્ઞ આ. હેમચંદ્રસૂરિનો સમય સુવર્ણયુગના નામથી પ્રસિદ્ધ છે. આ સુવર્ણયુગમાં ગુજરાતે સર્વાંગીણ વિકાસ સાધ્યો હતો. સિદ્ધરાજ અને કુમારપાલના આ શાસનકાલમાં ગુજરાતના સામ્રાજ્યના વિસ્તારની સાથેસાથ કલા, વિદ્યા, વાણિજ્ય આદિ બધાં ક્ષેત્રોમાં પ્રગતિની ચરમ સીમા સધાઈ હતી.

વિદ્યા-સાહિત્યના ક્ષેત્રમાં જોઈએ તો આ. હેમચંદ્રસૂરિએ ગુજરાતના નહિ, પણ સમગ્ર ભારતના સાહિત્યાચાર્યસ્વરૂપે અદ્વિતીય સ્થાન પ્રાપ્ત કરેલું છે. માળવા અને ગુજરાતમાં રાજકીય સ્પર્ધા ચાલતી હતી તેમાંથી સાંસ્કારિક સ્પર્ધા પણ જન્મ પામી. પરિણામે સંસ્કારપ્રિય રાજા સિદ્ધરાજની વિનંતીથી આ. હેમચંદ્રસૂરિએ 'સિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન' નામક વ્યાકરણગ્રંથ, એની લઘુવૃત્તિ અને બૃહદ્વૃત્તિ સાથે રચ્યો. આ. હેમચંદ્રસૂરિની સર્વતોમુખી પ્રતિભાએ કેવળ વ્યાકરણના સર્જનથી પરિતોષ ન માન્યો; એમણે 'અભિધાનચિંતામણિ', 'અનેકાર્થસંગ્રહ,' 'નિઘંટુકોશ' અને 'દેશીનામમાલા' જેવા શબ્દકોશો, ધાતુપારાયણ, લિંગાનુશાસન, પ્રાકૃત વ્યાકરણ અને એના એક ભાગરૂપે અપભ્રંશ વ્યાકરણની સર્વપ્રથમ રચના કરી, 'કાવ્યાનુશાસન' જેવો અલંકાર-ગ્રંથ, 'છંદોનુશાસન' જેવું છંદઃશાસ્ત્ર, 'પ્રમાણમીમાંસા' 'અન્યયોગદ્વાત્રિંશિકા' અને 'વેદાંકુશ' જેવા દર્શનગ્રંથો, સંસ્કૃત-પ્રાકૃત દ્વયાશ્રય જેવાં ઇતિહાસકાવ્યો, 'ત્રિષષ્ટિશલાકા-પુરુષ' અને 'પરિશિષ્ટપર્વ' જેવાં પુરાણકાવ્યો, 'યોગશાસ્ત્ર' જેવો યોગવિષયક ગ્રંથ, 'અર્હન્નીતિ' જેવો નીતિવિષયનો ગ્રંથ અને સ્તુતિ-કાવ્યો રચી પોતાની વિદ્યાવિષયક વૈવિધ્યપૂર્ણ પ્રતિભાનો પરિચય કરાવ્યો છે.[૩૯] આથી પિટર્સન જેવા વિદ્વાને આ સાહિત્યરચનાથી આશ્ચર્યમુગ્ધ બની આચાર્ય હેમચંદ્રને 'જ્ઞાનમહોદધિ'ના બિરુદથી અલંકૃત કર્યા છે.

આ. હેમચંદ્રસૂરિનો જન્મ વિ. સં. ૧૧૪૫(ઈ. સ. ૧૦૮૯)માં ધંધુકામાં થયો હતો. વિ. સં. ૧૧૫૦(ઈ. સ. ૧૦૯૪)માં એમને આ. દેવચંદ્રસૂરિએ ખંભાતમાં દીક્ષા આપી 'સોમચંદ્ર' મુનિનામ આપ્યું. યોગ્યતા પ્રાપ્ત થતાં એમને સં. ૧૧૬૬ (ઈ. સ. ૧૧૧૦)માં સૂરિ-પદવી આપવામાં આવી અને એમણે હેમચંદ્રસૂરિના નામથી ખ્યાતિ મેળવી. તેઓ સં. ૧૨૨૯(ઈ. સ. ૧૧૭૩)માં સ્વર્ગસ્થ થયા. એમણે ૮૪ વર્ષના ગાળામાં વિદ્યા, કલા અને ધર્મ-સંસ્કૃતિનાં અપૂર્વ કાર્ય કર્યાં હતાં.

**આ. રામચંદ્રસૂરિ :** આ. હેમચંદ્રસૂરિના શિષ્ય આ. રામચંદ્રસૂરિ શીઘ્ર-કવિ હતા. સિદ્ધરાજ જયસિંહે એમનું શીઘ્રકવિત્વ જોઈને એમને 'કવિકટારમલ્લ'ની પદવીથી નવાજ્યા હતા. મહાકવિ શ્રીપાલે રચેલી સહસ્રલિંગ સરોવરની પ્રશસ્તિ અનેક વિદ્વાનોએ સંમાન્ય કરી ત્યારે આ. રામચંદ્રસૂરિએ એમાંથી બે દૂષણ

બતાવ્યાં હતાં. તેઓ ખૂબ સ્વતંત્ર માનસ ધરાવતા હતા. એમણે અનેક ગ્રંથો રચી પોતાની શબ્દશાસ્ત્ર, પ્રમાણશાસ્ત્ર તેમજ સાહિત્યશાસ્ત્ર સંબંધી પ્રતિભા બતાવી છે. ગુજરાતના નાટ્યલેખકોએ રચેલાં ૨૨ નાટકો પૈકી અડધાં જેટલાં આ. રામચંદ્રસૂરિએ રચ્યાં છે. બધા ગ્રંથોમાં 'નાટ્યદર્પણ' નામક કૃતિમાં એમની બહુશ્રુતતાનાં દર્શન થાય છે. એમાં એમણે ૪૪ નાટકોનાં અવતરણ આપ્યાં છે. આ ઉપરાંત એમાં એમણે 'રસ'નું લક્ષણ અને અભિનેતાની નાટ્યવિભાવના વિશે નવીન મૌલિક મત દર્શાવ્યો છે. એમની ખ્યાતિ 'પ્રબંધ-શત'ના કર્તા તરીકે જાણીતી છે, પણ આજે એમના ગ્રંથ સોની સંખ્યામાં ઉપલબ્ધ નથી. એમણે રચેલી કૃતિઓ આટલી જાણવા મળે છે: ૧. નલવિલાસ નાટક,[૪૦] ૨. કૌમુદીમિત્રાણંદ પ્રકરણ, ૩. મલ્લિકામકરંદ પ્રકરણ, ૪. સત્યહરિશ્ચંદ્ર નાટક, ૫. રાઘવાભ્યુદય નાટક, ૬. યાદવાભ્યુદય નાટક, ૭. રઘુવિલાસ નાટક, ૮. રોહિણીમૃગાંક પ્રકરણ, ૯. વનમાલા નાટિકા, ૧૦. નિર્ભયભીમ વ્યાયોગ, ૧૧. યદુવિલાસ નાટક, ૧૨. સુધાકલશ, ૧૩. દ્રવ્યાલંકાર સ્વોપજ્ઞવૃત્તિ સહ (ગુણચંદ્રસૂરિ સાથે), ૧૪. નાટ્યદર્પણ સ્વોપજ્ઞવૃત્તિ સહ (ગુણચંદ્રસૂરિ સાથે), ૧૫. હૈમબૃહન્ન્યાસ. ઉપરાંત કેટલાંક સ્તોત્ર અને સો શ્લોકનું કુમારવિહારશતક નામે એક ખંડકાવ્ય મોટા છંદમાં રચ્યું છે. આમાં કુમારપાલ રાજાએ બંધાવેલા પાર્શ્વનાથ-જિનાલયનું કાવ્યમય શોભાભર્યું ચિત્રાત્મક વર્ણન કર્યું છે.[૪૧] એમાંથી તત્કાલીન શિલ્પસ્થાપત્યની કેટલીયે હકીકતો જાણવા મળે છે. તેઓ પોતાની કવિતા વિશે આત્મવિશ્વાસ પ્રગટ કરતાં કહે છે:

> प्रबन्धा इक्षुवत् प्रायो हीयमानरसाः क्रमात् ।
> कृतिस्तु रामचन्द्रस्य सर्वा स्वादु पुरः पुरः ॥

**કક્કસૂરિ**: ઉપકેશગચ્છીય આ. દેવગુપ્તસૂરિના શિષ્ય આ. કક્કસૂરિએ આ. હેમચંદ્રસૂરિ અને રાજા સિદ્ધરાજની પ્રેરણાથી ક્રિયાહીન ચૈત્યવાસીઓને વિ. સં. ૧૧૫૨ (ઈ. સ. ૧૦૯૬)માં હરાવી ગચ્છ બહાર કર્યા હતા. એમણે 'મીમાંસા', 'જિનચૈત્યવંદનવિધિ' અને 'પંચપ્રમાણિકા' નામક ગ્રંથોની રચના કરી છે.

**ભદ્રેશ્વરસૂરિ**: આ. ભદ્રેશ્વરસૂરિએ પ્રાકૃતમાં 'કહાવલી' નામે ગદ્યાત્મક ગ્રંથ ૨૪૦૦૦ શ્લોકપ્રમાણ રચ્યો છે. આમાં ૬૩ શલાકાપુરુષો, કાલકાચાર્ય, સિદ્ધસેન દિવાકર, જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વગેરેનાં ચરિત આલેખ્યાં છે. છેલ્લો પ્રબંધ આ. હરિભદ્રસૂરિનો છે, જે અપૂર્ણ છે, એટલે આ ગ્રંથ ઈ. સ.ના ૧૦-૧૧ સૈકાની રચના હોવાનું વિદ્વાનોનું મંતવ્ય છે. આ ગ્રંથ ઇતિહાસની દૃષ્ટિએ

અત્યંત ઉપયોગી છે.

**નેમિચંદ્રગણિ અથવા જસ** (૧૧ મો સૈકો) : આ. વીરભદ્ર કે વીરભદ્રના શિષ્ય નેમિચંદ્રગણિ અથવા એમના જસ નામના કોઈ શિષ્યે 'તરંગલોલા' નામની કૃતિ પ્રાકૃતમાં ૪૫૦ ગાથાઓમાં રચી છે. આ. પાદલિપ્તસૂરિએ પ્રાકૃતમાં રચેલી 'તરંગવઈ' કથાનો આમાં સાર આપવામાં આવ્યો છે. કર્તાના જણાવ્યા મુજબ મૂળ 'તરંગવઈ' જે કુલકો, ગુપિતયુગલક, ષટ્કુલક અને દેશ્ય શબ્દોથી ભરપૂર હતી તે બધું કાઢી નાખીને માત્ર કથાનો સંક્ષેપ આ કૃતિમાં કર્યો છે.

**બિલ્હણ કવિ** : કાશ્મીરી કવિ બિલ્હણ રાજા કર્ણદેવ(ઈ. સ. ૧૦૬૪–૧૦૯૪)ના સમયમાં ગુજરાતની રાજધાની પાટણમાં આવ્યો હતો. એણે કર્ણદેવ રાજાની એક પ્રણયકથાને અનુલક્ષી 'કર્ણસુંદરી' નાટિકા રચી છે, જે મંત્રી સંપત્કર અપર નામ સાંતૂ મહેતાએ બંધાવેલા શાંતિનાથજિનમંદિરના યાત્રોત્સવ પ્રસંગે ભજવવામાં આવી હતી.[૪૨] આ નાટિકામાં મંત્રી સાંતૂ, રાજા કર્ણદેવ અને એની પટરાણી મયણલ્લાદેવીએ ગઝની ઉપર કરેલી ચડાઈ વિશે કેટલીક સૂચક ઐતિહાસિક વિગત મળી આવે છે. વસ્તુતઃ ગઝની ઉપર ચડાઈ નહીં, પરંતુ ગઝનીના કોઈ સુલતાનના લશ્કર સાથે યુદ્ધ થયું હશે.

કવિ થોડો સમય ગુજરાતમાં રહીને સોમનાથની યાત્રાએ ગયો હતો. ત્યાંથી દક્ષિણમાં કલ્યાણના ચાલુક્ય રાજા વિક્રમાંકદેવની રાજસભાનો મુખ્ય વિદ્વાન બની રાજવીના ગુણોત્કીર્તન માટે એણે ૧૮ સર્ગોવાળું 'વિક્રમાંકદેવચરિત' મહાકાવ્ય રચ્યું.

આ સિવાય બિલ્હણના નામ ઉપર 'ચૌરપંચાશિકા' અને 'પાર્શ્વનાથ-સ્તોત્ર' રચ્યાં મળે છે, પરંતુ એ આ જ બિલ્હણ છે એ કહેવું મુશ્કેલ છે.

**મુનિચંદ્રસૂરિ** (ઈ. સ. ૧૦૪૦ પૂર્વે) : સૈદ્ધાંતિક તરીકે ખ્યાતિ પામેલા આ. મુનિચંદ્રસૂરિ આ. યશોભદ્રસૂરિ અને નેમિચંદ્રસૂરિના પટ્ટધર હતા અને આ. વાદીદેવસૂરિના ગુરુ હતા. તેઓ સંસ્કૃત-પ્રાકૃત ભાષાના રહસ્યવેદી હતા.

આ. શાંતિસૂરિ પાટણમાં પોતાના ૩૨ શિષ્યોને પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરાવતા હતા ત્યારે મુનિચંદ્રસૂરિ નાડોલથી વિહાર કરી પાટણ આવ્યા હતા. તેઓ પાટણમાં ચૈત્યપરિપાટી કરતાં કરતાં આ. શાંતિસૂરિ જ્યાં શિષ્યોને પાઠ ભણાવી રહ્યા હતા ત્યાં આવ્યા ને ઊભા રહીને પાઠ સાંભળવા લાગ્યા. પછી તેઓ લગાતાર પંદર દિવસ સુધી આ પ્રકારે પાઠ સાંભળતા રહ્યા. સોળમા દિવસે

જ્યારે બંને શિષ્યોની પરીક્ષા લેવાતી હતી ત્યારે મુનિચંદ્રસૂરિએ આપેલા જવાબોથી શાંતિસૂરિ ખૂબ સંતુષ્ટ થયા. મુનિચંદ્રનો બૌદ્ધિક ચમત્કાર જોઈ શાંતિસૂરિએ એમને પોતાની પાસે રાખી પ્રમાણશાસ્ત્રનો વિશેષ અભ્યાસ કરાવ્યો હતો.

આ. મુનિચંદ્રસૂરિએ નાના-મોટા ૩૦ ગ્રંથ રચ્યા છે. કેટલાક ગ્રંથ તો આ. હરિભદ્રસૂરિએ રચેલા ગ્રંથોના વ્યાખ્યાનરૂપે છે.[૪૩] કેટલાક ગ્રંથ પાટણમાં રહીને રચ્યા છે. કેટલાક ગ્રંથ આ પ્રકારે છે : ૧. અનેકાંતજયપતાકા-ટિપ્પણ, ૨. લલિતવિસ્તરા-પંજિકા, ૩. ઉપદેશપદ-સુખબોધા-વૃત્તિ, ૪. ધર્મબિંદુ-વૃત્તિ, ૫. યોગબિંદુ-વૃત્તિ, ૬. કર્મપ્રકૃતિ-વિશેષવૃત્તિ, ૭. આવશ્યક(પાક્ષિક)-સપ્તતિકા, ૮. રસાઉલો (પ્રાકૃતમય) પ્રશ્નોત્તર, ૯. સાર્ધશતક-ચૂર્ણિ, ૧૦. ગાથાકોશ વગેરે ગ્રંથો ઉપલબ્ધ છે.

**નેમિચંદ્રસૂરિ** (ઈ. સ. ૧૧ મો સૈકો) : આ. જિનચંદ્રસૂરિના શિષ્ય આ. નેમિચંદ્રસૂરિએ 'પ્રવચનસારોદ્ધાર' નામક ગ્રંથની રચના કરી છે. આમાં ૨૭૬ દ્વારોમાં ૧૫૯૯ ગાથાઓથી જૈનધર્મ સંબંધી અનેક વિષયો ઉપર વર્ણન કર્યું છે. બીજી રીતે કહીએ તો આ ગ્રંથને જૈન વિશ્વકોશ ગણી શકાય.

આ 'પ્રવચનસારોદ્ધાર' પર આ. સિદ્ધસેનસૂરિએ ટીકા રચી છે.

**મલયગિરિસૂરિ** : આગમસાહિત્યના સૌથી મોટા ટીકાકારોમાં આ. મલયગિરિનું સ્થાન મહત્ત્વનું છે. એમણે પોતાની અનેક કૃતિઓ પૈકી કોઈમાંયે રચના-વર્ષ આપ્યું નથી તેમ પોતાના વિશે પણ કશી માહિતી આપી નથી. એમણે પોતે રચેલું 'શબ્દાનુશાસન,' જે 'મુષ્ટિવ્યાકરણ' પણ કહેવાય છે, તેમાં એમણે अदहत् कुमारपालः अरातीन् એવું ઉદાહરણ આપ્યું છે.[૪૪] અને એમાં ક્રિયાપદ હ્યસ્તન ભૂતકાળમાં હોઈ કર્તા થોડા સમય ઉપર બનેલા બનાવની વાત કરે છે એવું અનુમાન સ્વાભાવિક રીતે થઈ શકે. આ. મલયગિરિ ગુજરાતમાં થઈ ગયા એ તો નિશ્ચિત છે, પણ ઉપર્યુક્ત પ્રમાણના આધારે તેઓ ઈ. સ.ના ૧૨ મા સૈકામાં થયેલા રાજા કુમારપાલ (ઈ. સ. ૧૧૪૩-૧૧૭૩) ના અને આ. હેમચંદ્રસૂરિના સમકાલીન હોય. આમ છતાં તેઓ આ. હેમચંદ્રસૂરિને ગુરુ જેવું માન આપતાં આવશ્યકસૂત્ર ઉપરની એમની ટીકામાં आहुश्च स्तुतिषु गुरवः એવી નોંધ કરે છે. આ. મલયગિરિએ રચેલા ગ્રંથ આ પ્રકારે જાણવા મળે છે : ૧. આવશ્યકસૂત્ર-વૃત્તિ,[૪૫] ૨. ઓઘનિર્યુક્તિ-વૃત્તિ, ૩. જીવાજીવાભિગમસૂત્ર-વૃત્તિ, ૪. જ્યોતિષ્કરંડક-વૃત્તિ, ૫. નંદિસૂત્ર-વૃત્તિ, ૬. પિંડનિર્યુક્તિ-વૃત્તિ, ૭. પ્રજ્ઞાપના-વૃત્તિ, ૮. ભગવતીસૂત્ર દ્વિતીયશતક-વૃત્તિ, ૯. રાજપ્રશ્નીય-વૃત્તિ, ૧૦. વ્યવહારસૂત્ર-વૃત્તિ, ૧૧. સૂર્યપ્રજ્ઞપ્તિ-વૃત્તિ, ૧૨. વિશેષાવશ્યક-વૃત્તિ, ૧૩. બૃહત્કલ્પસૂત્રની પીઠિકા ઉપરની વૃત્તિ-એ પછીની વૃત્તિ ક્ષેમકીર્તિએ પૂર્ણ કરી છે.

એમ જણાય છે કે બૃહત્કલ્પસૂત્રની વૃત્તિ લખતાં લખતાં જ આ. મલયગિરિનું અવસાન થયું હશે. 'જંબૂદીપ-પ્રજ્ઞપ્તિ' પરની એમની વૃત્તિ નાશ પામી હોવાનું વિધાન સત્તરમા સૈકાના ટીકાકાર પુણ્યસાગર અને શાંતિચંદ્રે કર્યું છે,[૪૬] પણ એ વૃત્તિની પ્રતિ જેસલમેરના ભંડારમાંથી મળી આવી છે. તત્ત્વાર્થસૂત્ર ઉપર પણ એમણે વૃત્તિ રચી હતી, જે આજે ઉપલબ્ધ નથી.

**જિનવલ્લભસૂરિ :** આ. અભયદેવસૂરિના શિષ્ય આ. જિનવલ્લભસૂરિને આ. દેવચંદ્રસૂરિએ આચાર્યપદવી આપી હતી. તેઓ આગમ અને સાહિત્યના વિદ્વાન હતા. તેઓ ક્રાંતદર્શી વિચારક હતા. એમણે પાંચને બદલે છ કલ્યાણકોની પ્રરૂપણા કરી હતી. આ. જિનવલ્લભસૂરિએ અનેક ગ્રંથોની રચના કરી છે : ૧. પિંડવિશુદ્ધિ પ્રકરણ, ૨. ગણધરસાર્ધશતક, ૩. આગમિકવસ્તુવિચાર, ૪. કર્માદિવિચારસાર, ૫. સંઘપટ્ટક, ૬. ધર્મશિક્ષા, ૭. વર્ધમાનસ્તવ, ૮. વિવિધ ચિત્રાત્મક સ્તોત્રો વગેરે. આ. જિનવલ્લભસૂરિના શિષ્ય રામદેવે વિ. સં. ૧૧૭૩(ઈ. સ. ૧૧૧૭) માં રચેલા 'ષડસ્તિકાવચૂર્ણિ' નામક ગ્રંથમાં જણાવ્યું છે કે આ. જિનવલ્લભસૂરિએ વિ. સં. ૧૧૬૪(ઈ. સ. ૧૧૦૮)માં પોતાનાં સઘળાં ચિત્રકાવ્ય ચિતોડના વીરપ્રભુના મંદિરમાં ભીંત પર ઉત્કીર્ણ કરાવ્યાં હતાં, એ મંદિરના દ્વારની બંને બાજુએ 'ધર્મશિક્ષા' અને 'સંઘપટ્ટક' ગ્રંથ કોતરાવ્યા હતા.

**શાંતિસૂરિ :** આ. નેમિચંદ્રસૂરિના શિષ્ય આ. શાંતિસૂરિએ પોતાના શિષ્ય મુનિચંદ્રની પ્રાર્થનાથી સં. ૧૧૬૧(ઈ. સ. ૧૧૦૫)માં 'પૃથ્વીચંદ્રચરિત' નામક ગ્રંથ પ્રાકૃતમાં ૭૫૦૦ શ્લોકપ્રમાણ રચ્યો છે.

**મલધારી હેમચંદ્રસૂરિ :** રાજા કર્ણદેવે જેમને 'મલધારી' બિરુદ આપ્યું હતું તે હર્ષપુરીય ગચ્છના આ. અભયદેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિ નામે હતા. રાજશેખરસૂરિ પોતાની પ્રાકૃત 'દ્વયાશ્રયમહાકાવ્ય' પરની વૃત્તિ( વિ. સં. ૧૩૦૭-ઈ. સ. ૧૨૫૧ )ની પ્રશસ્તિમાં જણાવે છે કે હેમચંદ્ર પૂર્વાશ્રમમાં પ્રદ્યુમ્ન નામે રાજસચિવ હતા અને એમણે ચાર પત્નીઓને ત્યજીને આ. અભયદેવસૂરિના ઉપદેશથી દીક્ષા લીધી હતી. દીક્ષિત-અવસ્થામાં એમના ઉત્તમ ચારિત્ર્યને જોઈને રાજા સિદ્ધરાજ જયસિંહે એમના ઉપદેશથી પોતાના રાજ્યમાં ૮૦ દિવસનું અમારિપત્ર લખી આપ્યું હતું. વળી, એમના ઉપદેશથી જિનચૈત્યનાં શિખરોને સોનાના કળશ-દંડોથી શણગારવામાં આવ્યાં હતાં. રાજા સિદ્ધરાજ એમનું વ્યાખ્યાન સાંભળવા સ્વયં આવતો હતો.[૪૭] મલધારી આ. હેમચંદ્રે અનેક ગ્રંથ રચ્યા છે, જે લગભગ એક લાખ શ્લોકનું પરિમાણ ધરાવે છે. તેઓમાં મુખ્ય ૧. જીવસમાસ વિવરણ (વિ. સં. ૧૧૬૪-ઈ. સ. ૧૧૦૮ ), ૨. ભવભાવના

(વિ. સં. ૧૧૭૦–ઈ. સ. ૧૧૧૪), ૩. વિશેષાવશ્યકભાષ્ય-બૃહદ્વૃત્તિ (વિ. સં. ૧૧૭૫-સં. ૧૧૧૯), ૪. ઉપદેશમાલા–પ્રકરણ વગેરે રચ્યા છે. આગમના ટીકા-કારોમાં મલધારી આ. હેમચંદ્રની ગણના થાય છે. આગમની ટીકાઓમાં એમણે ૫. આવશ્યકસૂત્ર ટીકા, ૬. નંદીસૂત્ર–ટિપ્પણ, ૭. અનુયોગદ્વારસૂત્ર–ટીકા વગેરે ગ્રંથ રચ્યા છે.[૪૮] આ આચાર્યે કાવ્ય-સાહિત્યના ગ્રંથોમાં 'નેમિનાહચરિઉ' ૪૦૫૦ ગાથાપ્રમાણ પ્રાકૃતમાં રચ્યું છે, પણ એ, 'ભવભાવના'નો એક ભાગ છે તેથી એની સ્વતંત્ર ગણના કરવામાં આવી નથી. 'વિશેષાવશ્યકભાષ્ય'ની વૃત્તિની રચ-નામાં પોતાના સાત સહાયક વિદ્વાનોનાં નામ આ પ્રકારે આપ્યાં છે: ૧. અભય-કુમારગણિ, ૨. ધનદેવગણિ ૩. જિનભદ્રગણિ, ૪. લક્ષ્મણગણિ,[૪૯] ૫. વિબુધ-ચંદ્રમુનિ, ૬. સાધ્વી આનંદશ્રી મહત્તરા અને ૭ સાધ્વી વીરમતી ગણિની[૫૦].

**ચંદ્રસૂરિ** : આ. શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિના શિષ્ય ચંદ્રસૂરિ આચાર્યપદ પ્રાપ્ત થયા પહેલાં પાર્શ્વદેવગણિના નામથી ઓળખાતા હતા. ૧. પ્રખર બૌદ્ધનૈયાયિક દિઙ્નાગે રચેલા 'ન્યાયપ્રવેશ' ઉપર આ. હરિભદ્રે વૃત્તિ રચી છે તે વૃત્તિ ઉપર પ્રસ્તુત ચંદ્રસૂરિએ પાર્શ્વદેવગણિના નામથી વિ. સં. ૧૧૬૯(ઈ. સ. ૧૧૧૩)માં એનાં વિષમ પદોને વિશદ કરતી 'પંજિકા' રચી છે. ૨. વળી, જિનદાસગણિ મહત્તરે નિશીથચૂર્ણિ પર રચેલી ટીકાના ઉદ્દેશ પર વૃત્તિ, ૩. ચૈત્યવંદનસૂત્રની ૫૫૦ શ્લોકપ્રમાણ સુબોધા વ્યાખ્યા, ૪. વિ. સં. ૧૨૨૨(ઈ. સ. ૧૧૬૬)માં ગુર્જરેશ્વર કુમારપાલના રાજ્યકાલમાં ૨૦૦૦ શ્લોક-પ્રમાણ શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વૃત્તિ, ૫. વિ. સં. ૧૨૨૭(ઈ. સ. ૧૧૭૧)માં જીતકલ્પની બૃહચ્ચૂર્ણિનાં દુર્ગમ પદોની વ્યાખ્યા, ૬. વિ. સં. ૧૨૨૮(ઈ. સ. ૧૧૭૨)માં આભડવાસાકની વસતિમાં રહીને નિયમાવલી શ્રુતસ્કંધ (પાંચ ઉપાંગમય) વ્યાખ્યા,[૫૧] ૭. પ્રતિષ્ઠાકલ્પ, ૮. સર્વસિદ્ધાંતવિષમપદપર્યાય, ૯. જયદેવકૃત છંદઃ-શાસ્ત્રનું ટિપ્પણ વગેરે ગ્રંથ રચ્યા છે.

આ. ચંદ્રસૂરિએ અન્ય ગ્રંથકારોની કૃતિઓનાં લેખન–સંશોધનમાં પણ સારો ફાળો આપ્યો હતો. પોતાના ગુરુ ધનેશ્વરસૂરિએ વિ. સં. ૧૧૭૧(ઈ. સ. ૧૧૧૫)-માં આ. જિનવલ્લભસૂરિના 'સૂક્ષ્માર્થવિચારસાર'ની વૃત્તિ રચી તેમાં આ. પાર્શ્વદેવે સહાય કરી હતી.[૫૨]

**પલ્હ કવિ** : પલ્હ નામના કવિએ જિનદત્તસૂરિની સ્તુતિરૂપે એક પટ્ટાવલી રચી છે, જેની એક નકલ સૂરિના શિષ્ય જિનરક્ષિત મુનિએ ધારાનગરીમાં વિ. સં. ૧૧૭૦(ઈ. સ. ૧૧૧૪)માં કરી છે, જ્યારે બીજી નકલ બીજા શિષ્ય બ્રહ્મચંદ્રે સિદ્ધરાજના રાજ્યકાલમાં પાટણમાં વિ. સં. ૧૧૭૧(ઈ. સ. ૧૧૧૫)માં કરી છે.[૫૩]

**મુનિચંદ્રસૂરિ :** વિ. સં. ૧૧૭૦ (ઈ. સ. ૧૧૧૪)ની આસપાસ વિદ્યમાન વિદ્વાન આચાર્ય મુનિચંદ્રસૂરિએ 'નૈષધીયમહાકાવ્ય' ઉપર ૧૨૦૦૦ શ્લોકપ્રમાણ ટીકા રચી છે. મતલબ કે આ ટીકાકાર નૈષધકાર શ્રીહર્ષના નજીકના સમયમાં જ વિદ્યમાન હતા.

**ધનેશ્વરસૂરિ :** ચંદ્રકુલના શીલભદ્રસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિએ જિનવલ્લભસૂરિકૃત 'સૂક્ષ્માર્થવિચારસાર સાર્ધશતક' નામક ગ્રંથ પર વિ. સં. ૧૧૭૧ (ઈ. સ. ૧૧૧૫)માં ૧૪૦૦૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી છે, જેમાં એમના શિષ્ય ચંદ્રસૂરિએ સહાય કરી હતી.

**હરિભદ્રસૂરિ :** બૃહદ્‌ગચ્છના આ. માનદેવસૂરિ અને એમના શિષ્ય જિનદેવ ઉપાધ્યાયના શિષ્ય હરિભદ્રસૂરિએ અણહિલવાડમાં જયસિંહદેવના રાજ્યકાલમાં આશાવર સોનીની વસતિમાં રહીને બંધસ્વામિત્વ-ષડશીતિકર્મગ્રંથ ઉપર વિ. સં. ૧૧૭૨(ઈ. સ. ૧૧૧૬) માં વૃત્તિ રચી છે. એ જ વર્ષમાં આશાપુરવસતિમાં રહીને જિનવલ્લભસૂરિના 'આગમિકવસ્તુવિચારસાર' ગ્રંથ પર ૮૫૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી છે. એ જ વર્ષમાં પાટણમાં એમણે પ્રાકૃતમાં ૬૫૮૪ ગાથાપ્રમાણ 'શ્રેયાંસનાથચરિત' રચ્યું છે. વિ. સં. ૧૧૮૫(ઈ. સ. ૧૧૨૯)માં પાટણમાં ભણશાલી ધવલના પુત્ર યશોનાગના ઉપાશ્રયમાં રહીને એમણે 'પ્રશમરતિ પ્રકરણ'ની વૃત્તિ રચી છે.

**વાદી દેવસૂરિ :** દેવનાગના પુત્ર પૂર્ણચંદ્રને આ. મુનિચંદ્રસૂરિએ ભરૂચમાં વિ. સં. ૧૧૫૨(ઈ. સ. ૧૦૯૬)માં દીક્ષા આપી મુનિ 'રામચંદ્ર' નામ આપ્યું. લક્ષણ, દર્શન અને સાહિત્યનું અધ્યયન કરી તેઓ વિ. સં. ૧૧૭૪( ઈ સ. ૧૧૧૮ )માં આચાર્ય થયા અને એમણે દેવસૂરિ તરીકે પ્રસિદ્ધિ મેળવી. એમણે રાજા સિદ્ધરાજ સમક્ષ દેવબોધિ નામના ભાગવત વિદ્વાનને પોતાની વિદ્વત્તાથી પ્રસન્ન કર્યો હતો. દક્ષિણના કર્ણાટક પ્રદેશના જૈન દિગંબર વાદી આ. કુમુદચંદ્ર સાથે દેવસૂરિનો સિદ્ધરાજ જયસિંહની અધ્યક્ષતામાં વિ. સં. ૧૧૮૧( ઈ. સ. ૧૧૨૫ )માં વાદ થયો તેમાં દેવસૂરિનો વિજય થયો ને તેઓ 'વાદી દેવસૂરિ' તરીકે પ્રસિદ્ધિ પામ્યા. તેઓ આ વાદમાં જીત્યા ન હોત તો ગુજરાતમાં શ્વેતાંબરનું નામનિશાન ન હોત. આ વાદવિષયક ઐતિહાસિક માહિતી 'મુદ્રિતકુમુદચંદ્ર નાટક'માં કવિ યશશ્ચંદ્ર આપે છે. આ. વાદી દેવસૂરિએ ગુજરાતમાં પ્રમાણવિદ્યાનો પાયો નાખતો પ્રમાણશાસ્ત્રનો 'પ્રમાણનયતત્ત્વાલોક' નામે સૂત્રાત્મક ગ્રંથ આઠ પરિચ્છેદોમાં રચ્યો છે ને એના ઉપર 'સ્યાદ્વાદરત્નાકર' નામક મોટી ટીકા પણ એમણે જ રચી છે. આ રચનામાં એમના શિષ્યો આ. ભદ્રેશ્વરસૂરિ અને આ. રત્નપ્રભસૂરિ સહાયક હતા. એમણે આ

ઉપરાંત ૨. મુણિચંદગુરુથુઇ, ૩. મુનિચંદ્રગુરુવિરહસ્તુતિ, ૪. યતિદિનચર્યા, ૫. ઉપધાનસ્વરૂપ, ૬. પ્રભાતસ્મરણ, ૭. ઉપદેશકુલક, ૮. સંસારોદ્વિગ્ન મનોરથકુલક વગેરે ગ્રંથ રચ્યા છે. વાદી દેવસૂરિએ 'પરીક્ષામુખ'નું અનુકરણ અલબત્ત કર્યું છે, પણ એમાં નહિ આવેલાં નયપરિચ્છેદ તેમજ વાદપરિચ્છેદ પ્રકરણોનો ઉમેરો કર્યો છે એ એમની વિશેષતા છે. આ દાર્શનિક ગ્રંથમાં એમની કાવ્યકુશળતાનો રસાસ્વાદ પણ મળે છે.

**યશોદેવસૂરિ :** આ. વીરગણિના શિષ્ય ચંદ્રસૂરિના શિષ્ય યશોદેવસૂરિએ વિ. સં. ૧૧૭૨(ઈ. સ. ૧૧૧૬)માં પ્રથમ પંચાશકની ચૂર્ણિ, વિ. સં. ૧૧૭૪(ઈ. સ. ૧૧૧૮)માં ઈર્યાપથિકીચૂર્ણિ, ચૈત્યવંદનાચૂર્ણિ, વંદનકચૂર્ણિ, વિ. સં. ૧૧૭૬(ઈ. સ. ૧૧૨૦)માં જિનવલ્લભસૂરિના 'પિંડવિશુદ્ધિ' ગ્રંથ પર વૃત્તિ, વિ. સં. ૧૧૮૦(ઈ. સ. ૧૧૨૪)માં અણહિલવાડ પાટણમાં સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાલમાં સોની નેમિચંદ્રની પૌષધશાળામાં 'પાક્ષિકસૂત્ર' પર ૨૭૦૦ શ્લોક-પ્રમાણ 'સુખવિબાધા' વૃત્તિ,[૫૪] અને વિ. સં. ૧૧૮૨(ઈ. સ. ૧૧૨૬)માં 'પચ્ચક્ખાણસરૂવ' (પ્રત્યાખ્યાનસ્વરૂપ) વગેરે ગ્રંથ રચ્યા છે.

**મહેંદ્રસૂરિ :** આ મહેંદ્રસૂરિએ વિ. સં. ૧૧૭૮(ઈ. સ. ૧૧૨૨)માં 'નર્મદાસુંદરીકથા' નામક ગ્રંથ પોતાના શિષ્યોની પ્રાર્થનાથી પ્રાકૃતમાં રચ્યો છે, જેમાં શીલનું માહાત્મ્ય દર્શાવવામાં આવ્યું છે. રચના ગદ્ય અને પદ્યમાં છે, પણ પદ્યની અધિકતા છે.

**યશોદેવ ઉપાધ્યાય :** ઉપા. યશોદેવે સિદ્ધરાજના રાજ્યકાલમાં આશાવલ અને પાટણમાં રહીને પ્રાકૃતમાં 'ચંદ્રપ્રભચરિત'ની રચના વિ. સં. ૧૧૭૮ (ઈ. સ. ૧૧૨૨)માં કરી છે.

**વાગ્ભટ મંત્રી :** કવિ વાગ્ભટે 'વાગ્ભટાલંકાર' નામનો અલંકાર-સાહિત્યનો ગ્રંથ રચ્યો છે. આ વાગ્ભટને લોકો 'બાહડ' નામથી ઓળખતા હતા. એ ગુર્જરનરેશ સિદ્ધરાજ જયસિંહનો સમકાલીન અને એનાથી સંમાનિત હતો. એના પિતાનું નામ સોમ હતું અને એ મહામાત્ય હતો.[૫૫] કેટલાક વિદ્વાનો ઉદયન મહામંત્રીનું બીજું નામ 'સોમ' હતું એમ માને છે. જો આ હકીકત બરાબર હોય તો આ વાગ્ભટ વિ. સં. ૧૧૭૯(ઈ. સ. ૧૧૨૩)થી વિ. સં. ૧૨૧૩(ઈ. સ. ૧૧૫૭) સુધીના ગાળામાં વિદ્યમાન હતો અને પોતે ગુર્જરનરેશનો મંત્રી બન્યો હતો એમ માની શકાય.

આ ગ્રંથમાં પાંચ પરિચ્છેદ છે, કુલ ૨૬૦ પદ્ય છે. અધિકાંશ પદ્યો અનુ-

ષ્ટુભમાં છે. પરિચ્છેદના અંતે કેટલાંક પદ્ય અન્ય છંદોમાં રચાયાં છે. આ ગ્રંથમાં અપાયેલાં ઉદાહરણ સ્વરચિત જણાય છે. આમાં કેટલાંક પદ્ય પ્રાકૃતમાં પણ છે.

આ ગ્રંથ ઉપર ૧૩ થીયે અધિક વિદ્વાનોએ ટીકા રચી છે. એ બધા ટીકાકારો આ સમય પછીના છે. ટીકાકારોમાં કેટલાક જૈનેતર પણ છે.

**હેમચંદ્રસૂરિ :** આ. અજિતદેવસૂરિના શિષ્ય હેમચંદ્રસૂરિએ 'નાભેય-નેમિ-દ્વિસંધાન કાવ્ય'ની રચના કરી છે[૫૬] અને એના ઉપર વિષમ પદોની ટીકા પોતે જ રચી છે (ઈ. સ. ૧૧૨૪ લગભગ). આમાં પ્રત્યેક શ્લોક ઋષભદેવ અને નેમિનાથના ચરિત્ર ઉપર પ્રકાશ પાડે છે. એનું સંશોધન મહાકવિ શ્રીપાલે કર્યું હતું.

**યશશ્ચંદ્ર કવિ :** રાજા સિદ્ધરાજ જયસિંહના અધ્યક્ષપણા હેઠળ વિ. સં. ૧૧૮૧(ઈ. સ. ૧૧૨૫)માં થયેલા શ્વેતાંબર અને દિગંબર આચાર્યો વચ્ચેના વાદવિવાદનું વર્ણન કરનારું પંચાંકી 'મુદ્રિતકુમુદચંદ્ર નાટક' ધર્કટવંશીય યશશ્ચંદ્ર નામના કવિએ રચ્યું છે. એમાં સૂચવેલાં પાત્રો અને વર્ણવેલું કથાવસ્તુ લગભગ ઐતિહાસિક છે. કવિ યશશ્ચંદ્રના પિતા પદ્મચંદ્ર અને દાદા ધનદેવ પણ મહા વિદ્વાન હતા, પરંતુ એ બંનેની કોઈ કૃતિ મળતી નથી. કવિ યશશ્ચંદ્ર પોતાને અનેક પ્રબંધોના કર્તા તરીકે જણાવે છે. 'મુદ્રિતકુમુદચંદ્ર નાટક'ના ઉલ્લેખથી જણાય છે કે એણે બે મહાકાવ્ય અને ચાર નાટક રચ્યાં હતાં.[૫૭] એમાંથી એક 'મુદ્રિતકુમુદચંદ્ર' અને બીજું 'રાજિમતીપ્રબોધ નાટક' મળી આવે છે. આ પાછલામાં નેમિનાથ અને રાજિમતીના વિવાહપ્રસંગનું અને નેમિનાથે લગ્ન ન કરતાં મુનિપણું ધારણ કરવાનું તેમજ રાજિમતીએ પણ સાધ્વી બની ગિરનાર ઉપર સાધના કરવા જવાનું પૌરાણિક વસ્તુ વર્ણિત કર્યું છે. એ સિવાયનાં બે નાટક અને બે મહાકાવ્ય[૫૮] મળતાં નથી, છતાં 'મુદ્રિતકુમુદચંદ્ર નાટક' અને 'રાજિમતીપ્રબોધ નાટક' ઉપરથી એની યશસ્વી કવિ તરીકેની પ્રતિભાનો ખ્યાલ આવે છે.[૫૯]

**વિજયસિંહસૂરિ :** સિદ્ધરાજ અને કુમારપાલના રાજ્યકાલમાં વિદ્યમાન આ. વિજયસિંહસૂરિએ વિ. સં. ૧૧૮૩( ઈ. સ. ૧૧૨૭)માં 'શ્રાવકપ્રતિક્રમણ-સૂત્ર' પર ૪૫૦૦ શ્લોકપ્રમાણ ચૂર્ણિની રચના કરી છે.

**આમ્રદેવસૂરિ :** આ. આમ્રદેવસૂરિ આ. જિનચંદ્રસૂરિના શિષ્ય હતા. એમણે આ. નેમિચંદ્રસૂરિએ રચેલા 'આખ્યાનક-મણિકોશ' પર વિ. સં. ૧૧૯૦ (ઈ. સ. ૧૧૩૪)માં ધોળકામાં સિદ્ધરાજના રાજ્યકાલમાં ૧૪૦૦૦ શ્લોકપ્રમાણ વૃત્તિ રચી છે. આ વૃત્તિ પણ પ્રાકૃતમાં છે. ટીકાકારે ક્યાંક ક્યાંક ગદ્યનો ઉપયોગ કર્યો છે. કેટલાંક આખ્યાન અપભ્રંશમાં છે. વચ્ચે વચ્ચે સંસ્કૃતના અનેક

શ્લોક પ્રમાણરૂપે ઉદ્ધૃત કર્યા છે, જેનાથી ટીકાકારના પાંડિત્યનો ખ્યાલ આવે છે.

**વર્ધમાનગણિ :** આ. હેમચંદ્રસૂરિના શિષ્ય વર્ધમાનગણિએ વિ. સં. ૧૧૯૦(ઈ. સ. ૧૧૩૪) લગભગમાં 'કુમારવિહારપ્રશસ્તિ'ની વ્યાખ્યા કરી છે તેમાં એમણે પ્રથમ ૬ અર્થ કર્યા હતા, પછી એના ૧૧૬ અર્થ કર્યા છે.[૧૦] વર્ધમાનગણિના લાક્ષણિક અને સાહિત્યિક વિદ્વત્તાનો આ વ્યાખ્યાથી અને કાવ્યથી પરિચય મળે છે.

**સિદ્ધસૂરિ :** ઉપકેશગચ્છીય આ. દેવગુપ્તસૂરિના શિષ્ય આ. સિદ્ધસૂરિએ વિ. સં. ૧૧૯૨(ઈ. સ. ૧૧૩૬)માં 'બૃહત્ક્ષેત્રસમાસ-વૃત્તિ' રચી છે.

**સાગરચંદ્રસૂરિ :** ગુર્જરેશ્વર સિદ્ધરાજ જયસિંહની સભામાં સાગરચંદ્ર નામના વિદ્વાન હતા (ઈ. સ. ૧૧૩૭ પહેલાં). વર્ધમાનસૂરિ-રચિત 'ગણરત્ન-મહોદધિ'માં સાગરચંદ્રસૂરિએ રચેલા કેટલાક શ્લોકોનાં અવતરણ છે તે ઉપરથી જણાય છે કે એમણે સિદ્ધરાજ સંબંધી કોઈ કાવ્યગ્રંથ રચ્યો હશે. સાગરચંદ્ર મમ્મટના 'કાવ્યપ્રકાશ' ઉપર 'સંકેત' ટીકા રચનારા રાજગચ્છીય માણિક્યચંદ્ર-સૂરિના ગુરુ હતા, તે 'ગણરત્નમહોદધિ'માં ઉલ્લેખાયેલા સાગરચંદ્રથી અભિન્ન હોય એવું અનુમાન થાય છે.

**ચંદ્રસૂરિ :** મલધારી હેમચંદ્રસૂરિના બીજા પટ્ટધર ચંદ્રસૂરિ, જેઓ પૂર્વા-શ્રમમાં લાટ દેશની મંત્રી-મુદ્રા ધારણ કરતા હતા,[૧૧] તેમણે વિ. સં. ૧૧૯૩ (ઈ. સ. ૧૧૩૭)માં 'મુનિસુવ્રતચરિત,' 'સંગ્રહણી,' 'ક્ષેત્રસમાસ' વગેરે પ્રાકૃત કૃતિઓ રચી છે. એકદા આ. ચંદ્રસૂરિ વિહાર કરતા ધોળકા નગરમાં આવ્યા ને 'ભરુચ' નામના જિનમંદિર પાસે રહ્યા ત્યારે ત્યાંના ધવલ શ્રેષ્ઠીએ 'મુનિસુવ્રતચરિત' રચવા એમને વિનંતી કરી અને એમણે આશાવલ્લીપુરીમાં નાગિલ શ્રેષ્ઠીના પુત્રોને ઘેર રહીને 'મુનિસુવ્રતસ્વામિચરિત' રચ્યું. ૧૧,૦૦૦ શ્લોકપ્રમાણ 'આ ચરિત'ના અંતે ૧૦૦ શ્લોક જેવડી પ્રશસ્તિ છે, જેમાં ઐતિહાસિક હકીકતો જાણવા મળે છે. પ્રશસ્તિમાં ગુરુ અને દાદાગુરુનું વર્ણન વિસ્તારથી કર્યું છે. શાકંભરીના રાજા પૃથ્વીરાજ, ગ્વાલિયરના રાજા ભુવનપાલ, સોરઠના રાજા ખેંગાર અને અણહિલપુરના રાજા સિદ્ધરાજ જયસિંહ આદિનો એમાં ઉલ્લેખ છે. જૈનોનો એક સંઘ પગપાળો ગિરનારની યાત્રા કરવા પાટણથી નીકળ્યો તેમાં સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ હતાં. વચ્ચે આવતાં અનેક ગામોમાં થઈ એણે જ્યારે છેલ્લો પડાવ સૌરાષ્ટ્રના વંથળી મુકામે નાખ્યો ત્યારે સંઘના માણસોનાં ભૂષણ વગેરેની સમૃદ્ધિ જોઈ ત્યાંના રાજા ખેંગારની દાનત બગડી. રાજાના સાથીદારોએ ઘેર બેઠે આવેલી લક્ષ્મીને લૂંટી લઈ ખજાનો ભરી

લેવાની રાજાને સલાહ આપી. રાજાને એક તરફ લક્ષ્મીનો લોભ અને બીજી તરફ થનારી અપકીર્તિનો ભય લાગ્યો. એ ભારે મૂંઝવણમાં પડ્યો. કેટલાયે દિવસ સુધી સંઘને ત્યાંથી આગળ જવાની રજા ન આપી, છેવટે મલધારી આ. હેમચંદ્રસૂરિ, જેઓ સંઘમાં સાથે હતા તેઓ, રાજાની પાસે ગયા અને એમણે રાજાને ઉપદેશ આપી એના દુષ્ટ વિચારોનું પરિવર્તન કરાવ્યું ને સંઘને આવી પડેલી આપત્તિમાંથી છોડાવ્યો. પ્રશસ્તિમાંથી અણહિલવાડ, ભરૂચ, આશાપલ્લી, હર્ષપુર, રણથંભોર, સાંચોર, વંથળી, ધોળકા, ધંધુકા વગેરે સ્થળોનો પરિચય તેમજ મહામાત્ય સાંતૂ, અણહિલપુરનો મહાજન સીયા, ભરૂચનો શેઠ ધવલ અને આશાપલ્લીનો શ્રીમાળી શેઠ નાગિલ વગેરે કેટલાક નામાંકિત નાગરિકોની માહિતી પ્રાપ્ત થાય છે.

**વીરગણિ :** ચંદ્રગચ્છ અથવા સરવાલગચ્છના ઈશ્વરગણિએ ૭૬૭૧ શ્લોકાત્મક 'પિંડનિર્યુક્તિ–ટીકા' વિ. સં. ૧૧૬૯ (ઈ. સ. ૧૧૧૩) માં દધિપદ્ર( દાહોદ )માં રચી છે. આ વૃત્તિરચનામાં સહાયક મહેંદ્રસૂરિ અને દેવચંદ્રગણિની સાથે ચંદ્રસૂરિ (પાર્શ્વદેવગણિ) પણ હતા.

**કૌલ કવિ :** કૌલ કવિ લાટ પ્રદેશના ભરૂચનો વતની હતો (ઈ. સ. ૧૦૪૦ લગભગ). એ વિદ્વાનોને લલકારતો કે મને તર્ક, લક્ષણ અને સાહિત્યમાં કોઈ પરાજિત ન કરી શકે. એ અણહિલવાડ આવ્યો અને વાદિવેતાલ શાંતિસૂરિ સાથે વાદમાં ઊતર્યો ને હારી ગયો. એમ કહેવામાં આવે છે કે કૌલ પંડિતે પોતાની તાર્કિક યુક્તિઓ જયરાશિભટ્ટે ઈ.સ. ની ૭–૮ મી સદીમાં રચેલા 'તત્ત્વોપપ્લવસિંહ' ગ્રંથમાંથી લીધી હતી.[૬૨] આ ગ્રંથ ચાર્વાક–મતનો એકમાત્ર ગ્રંથ છે, જે જૈન ભંડારમાંથી મળી આવ્યો છે. એની નકલ વિ. સં. ૧૩૪૯(ઈ. સ. ૧૨૯૩ )માં ધોળકામાં કરવામાં આવેલી છે.

**ભદ્રેશ્વરસૂરિ :** શ્વેતાંબર જૈનાચાર્ય ભદ્રેશ્વરસૂરિએ રચેલા 'દીપકવ્યાકરણ'નો ઉલ્લેખ 'ગણરત્નમહોદધિ'માં વર્ધમાનસૂરિએ આ પ્રકારે કર્યો છે : मेधाविनः प्रवरदीपककर्तृयुक्ताः । એની વ્યાખ્યામાં તેઓ લખે છે કે – दीपककर्ता भद्रेश्वरसूरिः प्रवरश्चासौ दीपककर्ता च प्रवरदीपककर्ता । प्राधान्यं चास्य धुनिकवैयाकरणापेक्षया । બીજો ઉલ્લેખ આ પ્રકારે છે – भद्रेश्वराचार्यस्तु

किञ्च स्वा दुर्मना कान्ता रक्षान्ता निश्चिता समा ।
सचिवा चपला भक्तिर्बाल्ये [च] स्वादयो दश ॥ इति
स्वादौ वेत्यनेन विकल्पेन पुंवद्भावं मन्यते ॥

આ ઉલ્લેખ ઉપરથી જણાય છે કે એમણે 'લિંગાનુશાસન'ની પણ રચના

કરી હતી. સાયણરચિત 'ધાતુવૃત્તિ'માં 'શ્રીભદ્ર'ના નામથી વ્યાકરણ-વિષયક મતના અનેક ઉલ્લેખ છે તે સંભવતઃ ભદ્રેશ્વરસૂરિના 'દીપકવ્યાકરણ'ના હોવાનો સંભવ છે. શ્રી ભદ્રે (ભદ્રેશ્વરસૂરિએ) પોતાના 'ધાતુપાઠ' પર વૃત્તિની રચના કરી હશે એમ સાયણના ઉલ્લેખથી જણાય છે.[63] 'ગણરત્નમહોદધિ' વિ. સં. ૧૧૯૭ (ઈ. સ. ૧૧૪૧)માં રચાયો છે તેથી એ સમય પૂર્વે આ. ભદ્રેશ્વરસૂરિ થયા એમ સ્પષ્ટ કહી શકાય. 'કહાવલિ'ના કર્તા ભદ્રેશ્વર સમકાલીન જણાય છે એટલે સંભવ છે કે 'કહાવલી'ના કર્તા ભદ્રેશ્વરસૂરિથી અભિન્ન હોય.

**વર્ધમાનસૂરિ :** આ. ગોવિંદસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ વિ. સં. ૧૧૯૭(ઈ. સ. ૧૧૪૧)માં વ્યાકરણને લગતો 'ગણરત્નમહોદધિ' નામક ગ્રંથ ૪૨૦૦ શ્લોકપરિમાણ રચ્યો છે. આમાં ગણોને શ્લોકબદ્ધ કરી ગણના પ્રત્યેક પદની વ્યાખ્યા અને પદનાં ઉદાહરણ આપવામાં આવ્યાં છે. આ ગ્રંથમાં અનેક મતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પણ એમના સમકાલીન આ. હેમચંદ્રસૂરિનો ઉલ્લેખ નથી. આ. વર્ધમાનસૂરિએ સિદ્ધરાજ વિશે કોઈ કાવ્યરચના કરી હોય એમ એમણે કરેલા ઉલ્લેખથી જણાય છે.[64]

**લક્ષ્મણગણિ :** મલધારી આ. હેમચંદ્રસૂરિના શિષ્ય લક્ષ્મણગણિએ મંડલી-(માંડલ)પુરીમાં પ્રાકૃતમાં 'સુપાસનાહચરિય' નામે મનોહર કાવ્ય રચ્યું છે. એમાં ક્યાંક ક્યાંક અપભ્રંશમાં પણ પદ્ય રચેલાં જોવાય છે. આમાં ભિન્ન ભિન્ન કથાઓ દ્વારા ગૃહસ્થધર્મનો ઉપદેશ આપવામાં આવ્યો છે. આ ગ્રંથના અંતે કર્તાએ ૧૭ ગાથાઓની પ્રશસ્તિ આપેલી છે તેમાં જણાવ્યું છે કે અણહિલપુરમાં રાજા કુમારપાલ રાજ્ય કરતો હતો ત્યારે આ ગ્રંથ વિ. સં. ૧૧૯૯(ઈ સ. ૧૧૪૩)માં પૂરો કર્યો. આ ઉલ્લેખ કુમારપાલના રાજ્યનો સર્વપ્રથમ ઉલ્લેખ ગણાય.

**કવિ અંબાપ્રસાદ મંત્રી :** રાજા સિદ્ધરાજ જયસિંહના મંત્રી કવિવર અંબાપ્રસાદે સાહિત્યના અલંકારોની મીમાંસા કરતો 'કલ્પલતા' નામનો ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે. એના ઉપર 'કલ્પલતાપલ્લવ' અને 'કલ્પલતાપલ્લવશેષ' નામની બે વૃત્તિ રચી છે એમ 'કલ્પપલ્લવશેષ'થી જણાય છે. આ ૬૫૦૦ શ્લોક-પરિમાણ 'કલ્પપલ્લવશેષ'ની વિ. સં. ૧૨૦૫(ઈ. સ. ૧૧૪૯)ની હસ્તપ્રત મળે છે તેથી આ ગ્રંથ એ પૂર્વના સમયની કૃતિ હોવાનું નિશ્ચિત થાય છે. 'કલ્પપલ્લવશેષ'માં કર્તાનું નામ નથી, પરંતુ આ. વાદીદેવસૂરિએ રચેલા 'પ્રમાણ-નયતત્ત્વાલોક' નામક દર્શનશાસ્ત્રના ગ્રંથ ઉપરની એમની સ્વોપજ્ઞ 'સ્યાદ્વાદરત્નાકર' નામક કૃતિમાંના 'श्रीमदम्बाप्रसादसचिवप्रवरेण कल्पलतायां तत्संकेते कल्पपल्लवे च प्रपञ्चितमस्तीति तत एवावसेयम् ।' ઉલ્લેખ પરથી જણાય છે કે 'કલ્પલતા,' 'કલ્પ-

લતાપલ્લવ' અને 'કલ્પલતાપલ્લવશેષ' એમ ત્રણે કૃતિઓના કર્તા મંત્રિપ્રવર અંબાપ્રસાદ હતા. આ. વાદી દેવસૂરિ જેવા પ્રૌઢ દાર્શનિક વિદ્વાને મહામાત્ય અંબાપ્રસાદના ગ્રંથોનો ઉલ્લેખ કર્યો છે તેથી જણાય છે કે એમણે અંબાપ્રસાદના ગ્રંથોનું અવલોકન કર્યું હતું અને એમની વિદ્વત્તા માટે સૂરિજીને આદરભાવ હતો. એ જ રીતે અંબાપ્રસાદ મંત્રીશ્વરને પણ આ. વાદી દેવસૂરિ પ્રતિ ખૂબ આદરભાવ હતો એનો સંકેત 'પ્રભાવકચરિત'માંથી પ્રાપ્ત થાય છે. દેવબોધિ નામનો ભાગવત વિદ્વાન પાટણ આવ્યો ત્યારે એણે એક શ્લોક રચી પાટણના વિદ્વાનોને એનો અર્થ કરવા આહ્વાન કર્યું. લગભગ છ મહિના સુધી કોઈ વિદ્વાન એનો અર્થ બતાવી ન શક્યો ત્યારે મંત્રી અંબાપ્રસાદે સિદ્ધરાજ જયસિંહને એનો અર્થ બતાવવા વાદી દેવસૂરિને નિમંત્રણ મોકલવા સૂચન કર્યું. સિદ્ધરાજે સૂરિજીને સાદર નિમંત્રણ આપી બોલાવ્યા અને સૂરિજીએ એ શ્લોકનો સંતોષકારક અર્થ બતાવ્યો ત્યારે રાજા અને દેવબોધ એમની વિદ્વત્તાથી ખુશ થયા.[૬૫] રાજા સાથે સૂરિજીના આ મેળાપનો પ્રથમ પ્રસંગ હતો. અંબાપ્રસાદ મંત્રી જૈન હતો. એ સિવાય એના જીવન વિશેની માહિતી મળતી નથી.

**કુમારપાલ નરેશ** : ગુર્જરનરેશ કુમારપાલ મહારાજે (ઈ. સ. ૧૧૪૦–૧૧૭૦) વ્યાકરણસંબંધી 'ગણદર્પણ' નામક ગ્રંથની રચના કરી છે. આ ગ્રંથ દંડનાયક વોસરિ અને પ્રતીહાર ભોજદેવ માટે રચ્યો એમ એની પુષ્પિકામાં ઉલ્લેખ છે આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં ચાર-ચાર પાદના ત્રણ અધ્યાયોમાં વિભક્ત છે. એનું પરિમાણ ૯૦૦ શ્લોક છે. વળી, એમણે नम्राखिल०થી શરૂ થતું 'સાધારણજિનસ્તોત્ર' સંસ્કૃતમાં રચ્યું છે.

**રત્નસિંહસૂરિ** : વડગચ્છીય આ. મુનિચંદ્રસૂરિના શિષ્ય આ. રત્નસિંહસૂરિએ વિ. સં. ૧૨૦૦(ઈ. સ. ૧૧૪૪) લગભગમાં पुद्गलषट्त्रिंशिका, निगोदषट्त्रिंशिका વગેરે ગ્રંથ રચ્યા છે.

**દેવચંદ્રસૂરિ** : આ. હેમચંદ્રસૂરિના શિષ્ય આ. દેવચંદ્રસૂરિએ વિ. સં. ૧૨૦૭(ઈ. સ ૧૧૫૧) લગભગમાં 'ચંદ્રલેખાવિજય પ્રકરણ' નામક નાટકની રચના શેષ ભટ્ટારકની મદદથી કરી છે. આ પંચાંકી નાટક કુમાર-વિહારમાં મૂલનાયક પાર્શ્વનાથની ડાબી બાજુએ રહેલા અજિતનાથના જિનાલયમાં વસંતોત્સવના પ્રસંગે કુમારપાલની સભાના મનોરંજન માટે ભજવાયું હતું. આમાં અર્ણોરાજનો પરાજય કરવામાં કુમારપાલે જે વીરતા દર્શાવી તેનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે. આમાં ચંદ્રલેખા વિદ્યાધરી નાયિકા છે. આ સૂરિએ 'માનમુદ્રાભંજન નાટક' પણ રચ્યું છે. સનત્કુમાર ચક્રવર્તી અને વિલાસવતીના સંબંધ અંગે આ નાટક રચાયું

હોય એમ જણાય છે, પણ એ હજી સુધી મળી આવ્યું નથી. એમની ત્રીજી કૃતિ 'વિલાસવતી નાટિકા' અપૂર્ણ સ્થિતિમાં મળે છે.

**મહેંદ્રસૂરિ :** આ. હેમચંદ્રસૂરિના શિષ્ય આ. મહેંદ્રસૂરિએ પોતાના ગુરુએ રચેલા 'અનેકાર્થસંગ્રહ' નામના કોશગ્રંથ ઉપર 'અનેકાર્થકૈરવાકર-કૌમુદી' નામની ટીકા સં. ૧૨૧૪(ઈ. સ. ૧૧૫૮)માં રચી છે.

**શ્રીચંદ્રસૂરિ :** ચંદ્રગચ્છના આ. સર્વદેવસૂરિના સંતાનીય આ. જયસિંહ-સૂરિના શિષ્ય આ. દેવેંદ્રસૂરિના શિષ્ય શ્રીચંદ્રસૂરિએ સં. ૧૨૧૪(ઈ. સ. ૧૧૫૮)માં પાટણના શ્રેષ્ઠી સોમેશ્વરના કુટુંબીઓની પ્રાર્થનાથી પ્રાકૃતમાં 'સણં-કુમારચરિઉ' નામક ૮૦૦૦ શ્લોકપ્રમાણ ગ્રંથની રચના કરી છે. આમાં કર્તાએ શરૂઆતમાં પ્રાચીન આચાર્યોમાં હરિભદ્રસૂરિ, સિદ્ધ મહાકવિ, અભયદેવસૂરિ, ધનપાલ, દેવચંદ્રસૂરિ, શાંતિસૂરિ, દેવભદ્રસૂરિ અને મલધારી હેમચંદ્રસૂરિની કૃતિ-ઓના ઉલ્લેખપૂર્વક એમની વિદ્વત્તાને અંજલિ આપી પ્રશંસા કરી છે.

**દુર્લભરાજ મંત્રી :** દુર્લભરાજ કુમારપાલના સમયે સં. ૧૨૧૬(ઈ. સ. ૧૧૬૦)માં મંત્રી હતો. એણે 'સામુદ્રિકતિલક' નામે ગ્રંથ રચ્યો છે. એમાં હાથની રેખાઓનું સુંદર વિવેચન કર્યું છે. આ ગ્રંથમાં એના પુત્ર જગદેવે એને સહાયતા કરી હતી. એણે આ ઉપરાંત 'ગજપરીક્ષા', 'ગજપ્રબંધ', 'તુરંગપ્રબંધ' અને 'પુરુષ–સ્ત્રી–લક્ષણ' નામના ગ્રંથ રચ્યા હતા.

**જગદેવ મંત્રી :** રાજા કુમારપાલના મંત્રી દુર્લભરાજના પુત્ર કવિ જગદેવ મંત્રીએ 'સ્વપ્નશાસ્ત્ર' નામક ગ્રંથની રચના સં. ૧૨૧૬(ઈ. સ. ૧૧૬૦) લગ-ભગમાં કરી છે.[૬૬] આ ગ્રંથ બે અધ્યાયોમાં વિભક્ત છે. પહેલા અધ્યાયમાં ૧૫૨ શ્લોકોમાં શુભ સ્વપ્નનાં ફળો વિશે વર્ણન છે, જ્યારે બીજા અધ્યાયમાં ૧૫૯ શ્લોક છે, જેમાં અશુભ સ્વપ્નોનાં ફળોનું વિવેચન કર્યું છે.

**પ્રહ્લાદન કવિ :** પોતાના નામ ઉપરથી પ્રહ્લાદનપુર(પાલનપુર)ની સ્થાપના કરનાર પ્રહ્લાદન, જે ધારાવર્ષદેવ(ઈ. સ. ૧૧૬૩ થી ઈ. સ. ૧૨૨૩)નો ભાઈ હતો તે, પોતે સંસ્કૃતનો મહા વિદ્વાન હતો. એની એકમાત્ર કૃતિ 'પાર્થપરાક્રમ વ્યાયોગ' એની પ્રગલ્ભ વિદ્વત્તાનો પરિચય આપે છે.

**હરિભદ્રસૂરિ :** આ. શ્રીચંદ્રસૂરિના શિષ્ય આ. હરિભદ્રસૂરિ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાના વિશારદ કવિ હતા. એમણે મંત્રીશ્વર પૃથ્વીપાલની વિનંતિથી ચોવીસે તીર્થંકરોનાં ચરિત્રોની રચના દ્વારા જૈન વાઙ્મયની વિશિષ્ટ સેવા કરી છે. એમણે પ્રાકૃતમાં રચેલાં ચરિત્રો પૈકી ચંદપ્પહચરિય, મલ્લિનાહચરિય અને નેમિનાહચરિય મળી આવે છે. એ ત્રણેનું શ્લોકપ્રમાણ ૨૪૦૦૦ થાય છે. એમાં

૮૦૦૦ શ્લોકપ્રમાણ 'નેમિનાહચરિય' અણહિલવાડ પાટણમાં સં. ૧૨૧૬ (ઈ. સ. ૧૧૬૦)માં રચ્યું છે.[૬૭] એમાં 'સણંકુમારચરિઉ'નો ભાગ છે તે અપભ્રંશ ભાષામાં છે. કવિએ ચોવીસે તીર્થંકરોનાં ચરિત્ર કુમારપાલના રાજ્ય-કાલમાં રચવાનો આરંભ કર્યો હશે, પણ ઉપર્યુક્ત ત્રણ ચરિત્રો સિવાય બાકીનાં ચરિત્ર મળતાં નથી.

'નેમિનાહચરિય'ના અંતે ૧૯ ગાથાવાળી પ્રશસ્તિ આપી છે. આચાર્યે મંત્રી પૃથ્વીપાલની પ્રાર્થનાથી ગ્રંથની રચના કરી હતી તેથી પોતાની ગુરુપરંપરાની સાથોસાથ પ્રેરક પૃથ્વીપાલના પૂર્વજોનો થોડોક પરિચય પણ આમાં આપ્યો છે. મંત્રી પૃથ્વીપાલ સુપ્રસિદ્ધ દંડનાયક વિમલશાહ પોરવાડનો વંશજ હતો.

એમાં આવેલો વનરાજનો ઉલ્લેખ અને વિમલ મંત્રીની હકીકત સાહિત્યમાં સૌથી પહેલી ગણી શકાય. ઇતિહાસની દૃષ્ટિએ આ મંત્રી-વંશાવલીને ઘણી કિંમતી સામગ્રી માની શકાય.

**મંત્રી યશઃપાલ કવિ :** મોઢવંશીય મંત્રી ધનદેવનો પુત્ર યશઃપાલ ચૌલુક્ય રાજા અજયપાલ( વિ. સં. ૧૨૨૯–૧૨૩૨, ઈ. સ. ૧૧૭૩–૧૧૭૬ )નો મંત્રી હતો. એ સંસ્કૃત ભાષાનો વિદ્વાન હતો. એણે વિ. સં. ૧૨૩૦(ઈ. સ. ૧૧૭૪) લગભગમાં 'મોહરાજપરાજય નાટક' નામની પંચાંકી નાટ્ય-કૃતિ થરાદમાં કુમાર-વિહારક્રોડાલંકાર મહાવીર સ્વામીના યાત્રા–મહોત્સવ પ્રસંગે ભજવવા અજયપાલ રાજાના રાજ્યકાલમાં રચી છે. આમાં રાજા કુમારપાલનાં લગ્ન ધર્મરાજ અને વિરતિની પુત્રી કૃપાસુંદરી સાથે ભ. મહાવીર સ્વામીની મૂર્તિ અને આ. હેમચંદ્રસૂરિ સમક્ષ વિ. સં. ૧૨૧૬(ઈ. સ. ૧૧૬૦)માં થયાં હોવાનું જણાવ્યું છે. આ રૂપકાત્મક ઘટના દ્વારા રાજા કુમારપાલે સં. ૧૨૧૬(ઈ. સ. ૧૧૬૦)માં જૈન ધર્મનો સ્વીકાર કર્યો એ વિગત આલેખી છે.

ગુજરાતના ૧૨ મી સદીના સામાજિક જીવન વિશેની ઐતિહાસિક બાબતો માટે આ નાટક મહત્ત્વનું છે. આ નાટકમાંથી જણાય છે કે કુમારપાલ જૈન થયા પહેલાં માંસાહારી હતો. એના પ્રાયશ્ચિત્તરૂપે એણે પિતા ત્રિભુવનપાલના સ્મરણાર્થે ૭૨ જિનાલયવાળું 'ત્રિભુવનવિહાર' નામનું જિનમંદિર બંધાવ્યું અને બીજાં ૩૨ જિનાલય બંધાવ્યાં એમ જાણવા મળે છે.[૬૮]

**નરપતિ :** ધારાનિવાસી શ્રેષ્ઠી આમ્રદેવના પુત્ર જૈન ગૃહસ્થ નરપતિએ નિમિત્તશાસ્ત્રનો 'નરપતિજયચર્યા' નામક ગ્રંથ સં. ૧૨૩૨ ( ઈ. સ. ૧૧૭૬ )માં અજયપાલના રાજ્યકાલમાં આશાપલ્લીમાં રચ્યો. આ ગ્રંથમાં માતૃકા આદિ સ્વરોના આધાર પર શકુન જોવાની અને યાંત્રિક મંત્રો દ્વારા વિજય મેળવવાની

વિધિઓનું વર્ણન છે. આ વિષયોનો મર્મ ૮૪ ચક્રો-યંત્રો દ્વારા સ્પષ્ટ કરવાનો ગ્રંથાકારે પ્રયત્ન કર્યો છે.

**દેવભદ્રસૂરિ :** પોતાના ગુરુ આ. પાર્શ્વચંદ્રસૂરિએ રચેલી 'સંગ્રહણી' ઉપર આ. દેવભદ્રસૂરિએ વૃત્તિ રચી છે તેમજ સં. ૧૨૩૩(ઈ. સ. ૧૧૭૭)માં 'ક્ષેત્રસમાસ'ની વૃત્તિ પણ રચી છે. વળી સિદ્ધસેન દિવાકરે રચેલા 'ન્યાયાવતાર' પર સિદ્ધર્ષિએ રચેલી વૃત્તિ પર આ આચાર્યે ટિપ્પણ રચ્યું છે.

**આ. ભદ્રેશ્વરસૂરિ :** આ. વાદી દેવસૂરિના શિષ્ય ભદ્રેશ્વરસૂરિ તાર્કિક વિદ્વાન હતા. એમણે કોઈ સ્વતંત્ર ગ્રંથ રચ્યો હોય એમ જણાતું નથી, પણ આ. વાદી દેવસૂરિએ રચેલા 'પ્રમાણનયતત્ત્વાલોક' પર રચેલી સ્વોપજ્ઞ વૃત્તિ રચવામાં તેઓ અને આ. રત્નપ્રભસૂરિ સહાયક હતા (ઈ. સ. ૧૧૭૭ લગભગ). આ. વાદી દેવસૂરિ એ બંને શિષ્યોનાં નામોનો ખૂબ માનભેર ઉલ્લેખ કરે છે.[૬૯]

**જિનપતિસૂરિ :** આ. જિનપતિસૂરિએ 'વાદસ્થલ' નામના ગ્રંથના ઉત્તર-રૂપે 'વિધિપ્રબોધવાદસ્થલ' નામનો ગ્રંથ રચ્યો છે. આ આચાર્યે સં. ૧૨૩૩ (ઈ. સ. ૧૧૭૭)માં કલ્યાણનગરમાં પ્રતિષ્ઠા કરી હતી. એમણે તીર્થમાલા, જિન-વલ્લભસૂરિકૃત 'સંઘપટ્ટક' ઉપર બૃહટ્ટીકા અને જિનેશ્વરસૂરિકૃત 'પંચલિંગી' પર વિવરણ રચી ચૈત્યવાસીઓ સામે ભારે હુમલો ઊભો કર્યો હતો.[૭૦] એમણે આ ઉપરાંત ચિંતામણિપાર્શ્વસ્તવ, અંતરીક્ષપાર્શ્વસ્તવ, ચતુર્વિંશતિજિનસ્તવ-વિરોધાલંકાર-મંડિતા સાવચૂરિકા, ઋષભસ્તુતિ વગેરે કૃતિઓ રચી છે.

**રત્નપ્રભસૂરિ :** આ. ધર્મપ્રભસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ કુમારપાલના રાજ્યકાલ( વિ. સં. ૧૧૯૯-૧૨૨૯ )માં કેટલાંક કુલક પ્રાકૃતમાં સં. ૧૨૩૭ (ઈ. સ. ૧૧૮૧)માં રચ્યાં છે અને 'અંતરંગસંધિ' અપભ્રંશમાં રચી છે.

**રત્નપ્રભસૂરિ :** આ. વાદી દેવસૂરિના શિષ્ય આ. રત્નપ્રભસૂરિ વિશિષ્ટ પ્રતિભાશાળી તાર્કિક કવિ અને લાક્ષણિક હતા. તેઓ પ્રાકૃત ભાષાના પણ અજોડ કવિ હતા. એમણે 'પ્રમાણનયતત્ત્વાલોક' પર ૫૦૦૦ શ્લોકપ્રમાણ 'રત્નાકરાવતા-રિકા' નામની ટીકા રચી છે. અવતારિકાનો પહેલો ફકરો કાવ્યમય અનુપ્રાસરચના અને સુંદર ગદ્યશૈલીનો નમૂનો છે. ઇંદ્રિયપ્રાપ્યકારિતાનું પ્રકરણ લગભગ ૧૦૦ સુંદર વિવિધ છંદોનાં પદ્યોમાં રચ્યું છે, જે એમના કવિત્વકૌશલનો ખ્યાલ આપે છે. ઈશ્વરકર્તૃત્વનિરાસ વિષયમાં ક્રિયાના માત્ર બે પ્રત્યયો તિ અને તે તેમજ સ્યાદિના માત્ર સિ, ટા અને ङ स् એ ત્રણ પ્રત્યયો અને त, थ, द, ध, न, प, ब, भ, म, य, र, ल, व એ માત્ર ૧૩ વર્ણો વાપરી એમની શબ્દચાતુરી દ્વારા

લાક્ષણિક પ્રતિભાનો પરિચય આપ્યો છે. એમની પ્રાકૃત અને અપભ્રંશ રચનાઓ-ની પ્રવીણતા નીચેના ગ્રંથોમાં બતાવી છે.

ઉપદેશમાલાની વિશેષવૃત્તિ રચી છે, પણ એ 'દોઘટ્ટી' નામથી ઓળખાય છે. આ વૃત્તિ ૧૧૧૫૦ શ્લોકપ્રમાણ છે ને સં. ૧૨૩૮(ઈ. સ. ૧૧૮૨)માં ભરૂચ નગરમાં રહીને રચી છે.

'નેમિનાથચરિત' ૧૩૬૦૦ શ્લોકપ્રમાણ પ્રાકૃતમાં રચ્યું છે. 'મતપરીક્ષા-પંચાશત્' ગ્રંથ રચ્યો છે, જે દાર્શનિક જણાય છે, પણ એ હજી સુધી મળ્યો નથી. વળી, 'પાર્શ્વનાથચરિત' દૃષ્ટાંતકથા રચી છે. એમણે વાદી દેવસૂરિએ રચેલા 'પ્રમાણનયતત્ત્વાલોક' અને એના ઉપરની 'સ્યાદ્વાદરત્નાકર' નામની વૃત્તિની રચનામાં આ. દેવસૂરિને સહાયતા કરી છે.

**જયપ્રભસૂરિ** : વાદી દેવસૂરિના સંતાનીય-શિષ્ય જયપ્રભસૂરિના શિષ્ય રામભદ્રે વિ. સં. ૧૨૪૦(ઈ. સ. ૧૧૮૪) લગભગમાં 'પ્રબુદ્ધરૌહિણેય' નામક નાટક રચ્યું છે. આ નાટક જાલોરના ચાહમાન સમરસિંહદેવ રાજાના શૃંગાર સમા શ્રેષ્ઠી પાસુના પુત્ર યશોવીરે પોતાના ભાઈ અજયપાલે બંધાવેલા આદીશ્વરના ચૈત્યમાં વિ. સં. ૧૨૪૨(ઈ. સ. ૧૧૮૬) લગભગમાં યાત્રોત્સવના પ્રસંગે ભજવાવ્યું હતું. આ નાટકમાં રૌહિણેય ચોર સંબંધી કથાવસ્તુનું નિરૂપણ છે.

**ચંદ્રસેનસૂરિ** : આ. પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય ચંદ્રસેનસૂરિએ વિ. સં. ૧૨૦૭ (ઈ. સ. ૧૧૫૧)માં 'ઉત્પાદાદિસિદ્ધિ' નામનો ગ્રંથ રચ્યો છે. આમાં વસ્તુનાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યરૂપ ત્રણ લક્ષણોનું સમર્થન કરી અનેકાંતવાદની સિદ્ધિ કરવા-માં આવી છે. આ ગ્રંથરચનામાં એમને આ. નેમિચંદ્રસૂરિએ સહાય કરી હતી.

**શાલિભદ્રસૂરિ** : આ. હેમચંદ્રસૂરિ પછી ૧૨ મે વર્ષે શાલિભદ્રસૂરિએ (વયરસેનસૂરિ-શિષ્યે) સં. ૧૨૪૧(ઈ. સ. ૧૧૮૫)માં ૨૦૫ કડીનો 'ભરતેશ્વર-બાહુબલિરાસ'[71] વિસ્તૃત અને 'બુદ્ધિરાસ' (હિતશિક્ષાપ્રબુદ્ધરાસ) ૫૩ કડીનો રચ્યો છે. સામાન્ય રીતે બીજી કૃતિ ઉપલબ્ધ ન થાય ત્યાં સુધી આ શાલિભદ્ર-સૂરિને અર્વાચીન દેશભાષા ગુજરાતી-મારવાડી-ઢૂંઢાળી-માળવી-નિમાડીના, હકીકતે ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશના, પહેલા પ્રાપ્ય કવિ લેખે માની શકાએ. આ કાવ્યમાં ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશનાં વિકસિત રૂપ ઠીક ઠીક પ્રયોજાયેલાં જોવા મળે છે.

**સોમપ્રભાચાર્ય** : વિજયસિંહસૂરિના શિષ્ય આ. સોમપ્રભસૂરિએ વિ. સં. ૧૨૪૧(ઈ. સ. ૧૧૮૫)માં 'કુમારપાલપ્રતિબોધ' કુમારપાલના સ્વર્ગગમન બાદ

૧૧ વર્ષે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાં અણહિલવાડમાં રચ્યો છે. આ ગ્રંથકાર કુમારપાલનો સમકાલીન હોવાથી એમાં અપાયેલી રાજા કુમારપાલ અને આ. હેમચંદ્રની ઐતિહાસિક વિગતો વધુ પ્રામાણિક હોય એ સ્વાભાવિક છે. આ. હેમચંદ્રે કુમારપાલને જે જાતનો ધર્મબોધ વારંવાર આપ્યો તેના શ્રવણથી પ્રતિબુદ્ધ થઈને કુમારપાલે જૈનધર્મનો સ્વીકાર કર્યો એ વસ્તુ આમાં વર્ણવેલી છે. એમણે પ્રાકૃતમાં 'સુમતિનાથચરિત' ૯૫૦૦ શ્લોકપ્રમાણ રચ્યું છે. વળી, 'સૂક્તિમુક્તાવલી' અને 'સિંદૂરપ્રકર' સંસ્કૃતમાં રચ્યાં છે. વસંતતિલકા છંદમાં રચાયેલા 'સોમશતક'માં એક પદ્યના એમણે જુદા જુદા ૧૦૦ અર્થ બતાવ્યા છે. એ અર્થોમાં જણાવેલ તત્કાલીન ગુજરાતની ૧૦ વ્યક્તિઓ પૈકી સિદ્ધરાજ, કુમારપાલ, અજયદેવ, મૂલરાજ એ ચાર વ્યક્તિ તો ગ્રંથકારના સમયની છે.

**માણિક્યચંદ્રસૂરિ :** આ. માણિક્યચંદ્રસૂરિ રાજગચ્છના આ. સાગરચંદ્રના શિષ્ય હતા. એમણે મમ્મટ કવિના 'કાવ્યપ્રકાશ' ઉપર 'સંકેત' નામની ટીકા રચી છે. 'કાવ્યપ્રકાશ' ઉપર મળી આવતી અનેક ટીકાઓમાં આ 'સંકેત' સોમેશ્વરના 'સંકેત' પછીનો બીજો ટીકાગ્રંથ છે. ટીકાકારે પ્રાચીન આલંકારિકોના શાસ્ત્રીય મત ઉપર પોતાના અભિપ્રાય પણ દર્શાવ્યા છે. કેટલાંક ઉદાહરણ-પદ્ય સ્વરચિત છે. એ ઉપરથી તેઓ સારા કવિ હતા એમ જણાય છે. આ ટીકાગ્રંથ દ્વારા એમની સાહિત્યના કુશળ વિદ્વાન તરીકે ભારતીય સાહિત્યમાં પ્રસિદ્ધિ છે.

એમણે 'શાંતિનાથચરિત' રચ્યું છે અને તેઓ જ્યારે દીવબંદરમાં ચાતુર્માસ કરતા હતા ત્યારે સં. ૧૨૭૬(ઈ. સ. ૧૨૨૦)માં 'પાર્શ્વનાથચરિત' રચ્યું છે. આ 'પાર્શ્વનાથચરિત'ની રચના સંબંધમાં પ્રશસ્તિમાંથી હકીકત મળે છે કે કુમારપાલની સભામાં ભિલ્લમાલવંશના મેહિલના પુત્ર વીર અને એમના પુત્ર વર્ધમાન સંમાન્ય શ્રેષ્ઠી ગણાતા હતા. એમને માઢુ નામની પત્નીથી ૧. ત્રિભુવનપાલ, ૨. મલ્હ અને ૩. દેહડ એમ ત્રણ પુત્ર થયા. દેહડનો પુત્ર પાલ્હણ, જે કવિ હતો, તેની સાથે શ્રેષ્ઠીએ માણિક્યચંદ્રસૂરિને વિનંતી કરી કે પ્રદ્યુમ્નસૂરિ અને અભયદેવ સૂરિએ ઘણા ગ્રંથ રચ્યા છે તો આપ કોઈ રચના કરો. આવી વિનંતીથી એમણે 'પાર્શ્વનાથચરિત'ની રચના કરી.

**આસડ કવિ :** કટકરાજનો પુત્ર પરમ જૈન આસડ કવિ 'કવિસભાશૃંગાર' બિરુદથી પ્રસિદ્ધિ પામેલો હતો. એણે 'વિવેકમંજરી પ્રકરણ' અને 'ઉપદેશ-કંદલી પ્રકરણ' નામનાં બે પ્રકરણ પ્રાકૃતમાં સં. ૧૨૪૮(ઈ. સ. ૧૧૯૨)માં રચેલાં

છે. આ બંને પ્રકરણો ઉપર આ. બાલચંદ્રસૂરિએ વિસ્તૃત ટીકાઓ રચી છે.

વળી, કવિ આસડે 'મેઘદૂતકાવ્યટીકા,' 'શ્રુતબોધટીકા,' 'જિનસ્તુતિ–સ્તોત્રો' તેમજ 'વૃત્તરત્નાકર' નામક છંદોવિષયક ગ્રંથ ઉપર 'ઉપાધ્યાયનિરપેક્ષા' નામક વૃત્તિ પણ રચી છે. ઉપર્યુક્ત બે પ્રકરણો સિવાય એના બીજા ગ્રંથ મળતા નથી. કવિ આસડનો પુત્ર રાજડ પણ સારો વિદ્વાન હતો. કવિઓએ એને 'બાલ-સરસ્વતી'ની પદવી અર્પણ કરી હતી.

**રત્નસિંહસૂરિ** : આ. ધર્મસૂરિના શિષ્ય આ. રત્નસિંહસૂરિએ પ્રાકૃતમાં ૩૭ જેટલાં કુલકોની રચના કરી છે:[૭૨] ૧. આત્મહિતકુલક, ૨. આત્માનુશાસન-કુલક,[૭૩] ૩. આત્માનુશાસ્તિકુલક, ૪. ઉપદેશકુલક, ૫. ગુર્વારાધનકુલક, ૬. જિનેંદ્રવિજ્ઞપ્તિકુલક, ૭. ધર્માચાર્યબહુમાનકુલક, ૮. પરમસુખદ્વાત્રિંશિકા, ૯. પર્યંતા-રાધનાકુલક, ૧૦. મનોનિગ્રહભાવનાકુલક, ૧૧. શ્રાવકવર્ષાભિગ્રહકુલક, ૧૨. સંવેગા-મૃતપદ્ધતિ, ૧૩. સંવેગરંગમાલા વગેરે નામો મળે છે. એમનો સમય ઈ. સ. ૧૧૯૩ આસપાસનો જાણવામાં આવ્યો છે.

**માનતુંગસૂરિ** : પૂર્ણિમાગચ્છના માનદેવસૂરિના શિષ્ય આ. માનતુંગસૂરિ સં. ૧૨૫૦(ઈ. સ. ૧૧૯૪)માં વિદ્યમાન હતા. એમણે 'સિદ્ધજયંતીચરિત' નામક ગ્રંથ પ્રાકૃતમાં રચ્યો છે. એના ઉપર એમના શિષ્ય મલયપ્રભસૂરિએ સંસ્કૃતમાં ટીકા રચી છે. આ ગ્રંથની મૂળ ગાથાઓ ૨૮ છે. મહાસતી જયંતી કૌશાંબીના રાજા સહસ્રાનીકની પુત્રી, શતાનીકની બહેન અને ઉદયનની ફોઈ હતી. એણે ભ. મહા-વીરને જીવ અને કર્મ વિશે અનેક પ્રશ્ન કર્યા હતા. ભ. મહાવીરના સમયમાં નિર્ગ્રંથ સાધુઓને વસતિ દેવાના કારણે એ સર્વપ્રથમ શય્યાતરીના રૂપે પ્રસિદ્ધ થઈ હતી. આ જયંતીએ ભ. મહાવીર પાસે દીક્ષા લઈ આત્મકલ્યાણ કર્યું હતું.

**પ્રભાચંદ્રગણિ** : પ્રભાચંદ્રગણિએ ચંદ્રકુલના ભાનુપ્રભસૂરિ ઉપર વડોદરાથી વિજ્ઞપ્તિરૂપે રચના કરી છે (ઈ. સ. ૧૧૯૪). આનું તાડપત્રીય એક જ પત્ર મળે છે, બીજાં પત્ર મળતાં નથી, છતાં આ એક પત્ર ઉપરથી એમની વિદ્વત્તાનો પરિચય મળે છે. એ પત્ર પ્રાસાદિક આલંકારિક ગદ્યનો નમૂનો છે. એમની આ રચના કાદંબરી કે તિલકમંજરીનું સ્મરણ કરાવે છે. એ વિજ્ઞપ્તિપત્ર ચિત્રો વડે અલંકૃત હશે.

**પૂર્ણપાલ ઉપાધ્યાય** (ઈ. સ. ૧૧૯૬) : ઉપા. પૂર્ણપાલે આ. મુનિરત્ન-સૂરિએ રચેલા 'અમમસ્વામિચરિત'નું સંશોધન કર્યું હતું.

**મુનિરત્નસૂરિ** : પૌર્ણમિકગચ્છના સમુદ્રઘોષસૂરિના શિષ્ય મુનિરત્નસૂરિએ સંસ્કૃતમાં 'મુનિસુવ્રતસ્વામિચરિત' સં. ૧૨૫ (ઈ. સ. ૧૧૯૬)માં રચ્યું છે,

વારાહીના યશોધવલ શ્રેષ્ઠી, જે રાજ-ખજાનચી હતા, તેમના પુત્ર બાલકવિ જગ-દેવની વિનંતીથી આ કૃતિ ૯૬૭૨ શ્લોકપ્રમાણ પાટણમાં રચી છે. વળી, ૨૩ સર્ગમાં ૬૮૦૬ શ્લોકપ્રમાણ 'અમમસ્વામિચરિત' તથા 'અંબડચરિત' રચ્યાં છે. અંબડ-ચરિતમાં અંબડક્ષત્રિયની તેમજ એની ૩૨ પુત્રીઓની ઉત્પત્તિ વિશે વર્ણન છે, એ દ્વારા મુનિસુવ્રતસ્વામીના જીવન વિશે પ્રકાશ પાડ્યો છે.

**ચંડસિંહ** ( ઈ. સ.નો ૧૨ મો સૈકો ) : કવિ ત્રિવિક્રમે રચેલા 'દમયંતી-ચંપૂ' ઉપર પ્રાગ્વાટ કુલના ચંડસિંહ અથવા ચંડપાલે વૃત્તિ રચી છે. વૃત્તિનું પરિમાણ ૧૯૦૦ શ્લોકનું છે. ચંડસિંહ ગુજરાતના વિદ્વાન હતા.

**અમરચંદ્રસૂરિ** અને **આનંદસૂરિ** (૧૨ મો સૈકો) : 'સિદ્ધાંતાર્ણવ' ગ્રંથના રચયિતા આ. અમરચંદ્રસૂરિ નાગેંદ્રગચ્છીય આ. શાંતિસૂરિના શિષ્ય હતા. એમણે તથા એમના ગુરુભાઈ આનંદસૂરિએ બાલ્યાવસ્થામાં સમર્થ વાદીઓને જીત્યા હતા, આથી સિદ્ધરાજ જયસિંહે આ. અમરચંદ્રને 'સિંહશિશુક' અને આનંદ-સૂરિને 'વ્યાઘ્રશિશુક' એવાં બિરુદ અર્પણ કર્યાં હતાં.[૭૪] ગંગેશકૃત 'તત્ત્વ-ચિંતામણિ'માં જે 'સિંહવ્યાઘ્રલક્ષણ'નો અધિકાર છે તે આ બે સૂરિઓના વ્યાપ્તિલક્ષણને લક્ષમાં રાખીને છે એમ ડૉ. સતીશચંદ્ર વિદ્યાભૂષણે જણાવ્યું છે. 'સિદ્ધાંતાર્ણવ' હજી સુધી પ્રાપ્ત થયો નથી.

**બાલચંદ્રસૂરિ** ( ઈ. સ. નો ૧૨ મો સૈકો) : આ. હેમચંદ્રના શિષ્ય બાલ-ચંદ્રસૂરિએ 'સ્નાતસ્યા' નામક સ્તુતિની રચના કરેલી છે. એમણે આ. રામ-ચંદ્રસૂરિ સાથે વિરોધી વલણ બતાવ્યું હતું.

**શીલસિંહસૂરિ** (ઈ. સ. નો ૧૨ મો સૈકો ) : આગમગચ્છીય આ. દેવરત્ન-સૂરિના શિષ્ય આ. શીલસિંહસૂરિએ પ્રાકૃતમાં ૧૫૦ પદ્યોમાં 'કોષ્ઠકચિંતામણિ' નામક ગ્રંથ રચ્યો છે અને એના ઉપર એમણે જ સંસ્કૃતમાં સ્વોપજ્ઞ વિસ્તૃત ટીકા રચી છે. આ ગ્રંથમાં ૯, ૧૬, ૨૦ વગેરે કોષ્ઠકોમાં જે જે અંકો રાખ-વાનું વિધાન કરેલું છે તે અંકોનો ચારે તરફથી સરવાળો કરતાં એકસરખો આવે છે. આમાં પંદરિયા, વીસા, ચોત્રીસા આદિ શતાધિક યંત્રોના વિષયમાં વિચારણા કરી છે.

**પ્રદ્યુમ્નસૂરિ** ( ઈ. સ. નો ૧૨ મો સૈકો ) : આ. વાદી દેવસૂરિના શિષ્ય મહેંદ્રસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ 'વાદસ્થલ' નામનો ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં આશાપલ્લીના ઉદયનવિહારમાં શ્વેતાંબર યતિઓએ પ્રતિષ્ઠિત કરેલી જિનપ્રતિમાઓ પૂજનીય નથી એવું વિધાન ખરતરગચ્છીય આ. જિનપતિસૂરિ અને એમના અનુયાયીઓ કરતા હતા તેનું ખંડન સંસ્કૃતમાં કરેલું છે.

**ગુણચંદ્રસૂરિ** (ઈ. સ. નો ૧૨ મો સૈકો) : આ. વાદી દેવસૂરિના શિષ્ય ગુણચંદ્રસૂરિએ[૭૫] ૨૧ કારિકાઓમાં અજ્ઞાત વિદ્વાન દ્વારા રચાયેલ 'હૈમવિભ્રમ' નામક વ્યાકરણના ભ્રમાત્મક પ્રયોગો પર ટીકા રચી છે, અને એની સાધનિકા 'હૈમવ્યાકરણ' અનુસાર બતાવી છે.

**આસિગ કવિ** : આસિગ નામના જૈન કવિએ સં. ૧૨૫૭(ઈ. સ. ૧૨૦૧) માં 'જીવદયારાસ' અને નજીકના સમયમાં 'ચંદનબાલારાસ' રચ્યો છે.

**વિજયપાલ કવિ** : પ્રજ્ઞાચક્ષુ કવિચક્રવર્તી શ્રીપાલના પુત્ર કવિ સિદ્ધપાલના પુત્ર કવિ વિજયપાલે વિ. સં. ૧૨૬૦(ઈ. સ. ૧૨૦૪)માં 'દ્રૌપદીસ્વયંવરનાટક' નામની કૃતિ રચી છે. નાટકનો વિષય 'મહાભારત'માં આલેખાયેલા દ્રૌપદીના સ્વયંવરની હકીકત છે. આ નાટક અભિનવ સિદ્ધરાજ ભીમદેવ ૨ જા(ઈ. સ. ૧૧૭૯–૧૨૪૨)ની આજ્ઞા અનુસાર અણહિલપુરમાં ત્રિપુરુષદેવની સામે વસંતોત્સવ પ્રસંગે ભજવાયું હતું. કવિ વિજયપાલના પિતા સિદ્ધપાલ મહાકવિ અને વિદ્વાન હતા તેમજ સિદ્ધપાલના પિતા શ્રીપાલે સિદ્ધરાજના સમયમાં 'કવિચક્રવર્તી' તરીકે ખ્યાતિ પ્રાપ્ત કરી હતી.

**મલયપ્રભસૂરિ** : આ. માનતુંગસૂરિના શિષ્ય આ. મલયપ્રભસૂરિએ પોતાના ગુરુએ રચેલા 'સિદ્ધજયંતીચરિત' ઉપર સંસ્કૃતમાં સં. ૧૨૬૦(ઈ. સ. ૧૨૦૪)માં ટીકા રચી છે.

**જિનપાલ ઉપાધ્યાય** : આ. જિનપતિસૂરિના શિષ્ય ઉપા. વિજયપાલે સં. ૧૨૬૨(ઈ. સ. ૧૨૦૬)માં જિનેશ્વરસૂરિએ રચેલા 'ષટ્સ્થાનકપ્રકરણ' પર ટીકા રચી છે. એમણે સટીક 'સનત્કુમારચરિત' રચ્યું છે. સં. ૧૨૯૩(ઈ. સ. ૧૨૩૭)માં જિનવલ્લભસૂરિકૃત 'દ્વાદશકુલક' પર વિવરણ રચ્યું છે. સં. ૧૨૯૪ (ઈ. સ. ૧૨૩૮)માં જિનદત્તસૂરિકૃત 'ઉપદેશરસાયન' નામના અપભ્રંશ કાવ્ય પર વિવરણ, 'પંચલિંગી વિવરણ' પર ટિપ્પણ અને જિનદત્તસૂરિના 'ચર્ચરી' નામક અપભ્રંશ કાવ્ય પર વિવરણ રચ્યું છે. ઉપરાંત 'સ્વપ્નવિચારભાષ્ય' વગેરે ગ્રંથ રચ્યા છે.[૭૬]

**અમરચંદ્રસૂરિ** (ઈ. સ. ૧૨૦૮) : જયાનંદસૂરિના શિષ્ય અમરચંદ્રસૂરિએ વિ. સં. ૧૨૬૪(ઈ. સ. ૧૨૦૮)માં 'સિદ્ધહૈમચંદ્રશબ્દાનુશાસન'નાં ૭૫૭ સૂત્રોની બૃહદ્વૃત્તિ પર 'અવચૂર્ણિ' રચી છે. આ અવચૂર્ણિ કનકપ્રભસૂરિના લઘુન્યાસ સાથે કેટલાક અંશમાં મળતી આવે છે, જ્યારે કેટલીક નવીન વાતો પણ એમણે કહી છે.

**દેવેંદ્રસૂરિ** : નાગેંદ્રગચ્છીય આ. ધનેશ્વરસૂરિના શિષ્ય આ. દેવેંદ્રસૂરિએ

સં. ૧૨૬૪(ઈ. સ. ૧૨૦૮)માં 'ચંદ્રપ્રભચરિત'ની રચના કરી છે.[૭૭] આ દેવેંદ્ર-સૂરિના ગુરુભાઈ આ. વિજયસિંહસૂરિ મહાવિદ્વાન હતા એમ પ્રશસ્તિમાં જણાવ્યું છે.[૭૮]

**જિનધર્મસૂરિ :** આ. જિનધર્મસૂરિએ સં. ૧૨૬૬(ઈ. સ. ૧૨૧૦)ના વર્ષ પછી 'સ્થૂલિભદ્રરાસ'ની રચના કરી છે.

**ધર્મકવિ** (ઈ. સ. ૧૨૧૦) : મહેંદ્રસૂરિના[૭૯] શિષ્ય ધર્મ કવિએ 'જંબૂ-સામિચરિય' નામની કૃતિ અપભ્રંશમાં સં. ૧૨૬૬(ઈ. સ. ૧૨૧૦)માં રચેલી મળી આવે છે.

**જિનદત્તસૂરિ :** વાયડગચ્છીય આ. જિનદત્તસૂરિએ 'વિવેકવિલાસ' નામના ગ્રંથ(સં. ૧૨૭૦-ઈ. સ. ૧૨૧૪)ની અને 'શકુનરહસ્ય' નામના ગ્રંથની રચના કરી છે. નવ પ્રસ્તાવોમાં વિભક્ત આ પદ્યાત્મક ગ્રંથમાં સંતાનનો જન્મ, લગ્ન, શયન, સંબંધ, શકુનો વગેરેનાં શુભાશુભ ફળોના વિષયમાં સારો પ્રકાશ પાડ્યો છે.[૮૦] શ્રુતકેવલી સમંતભદ્રના 'લોકકલ્પ' નામક ગ્રંથના આધારે આ ગ્રંથની રચના કરી એવો ગ્રંથકારે નિર્દેશ કર્યો છે.

**મલધારી દેવપ્રભસૂરિ :** આ. મુનિચંદ્રસૂરિના શિષ્ય મલધારી આ. દેવ-પ્રભસૂરિ અદ્‌ભુત કવિત્વશક્તિ ધરાવતા હતા. એમણે 'નાયાધમ્મકહા' અને 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત'ના આધારે ૧૮ સર્ગમાં ૮૦૦૦ શ્લોકપ્રમાણ 'પાંડવ-ચરિત' સં. ૧૨૭૦(ઈ. સ. ૧૨૧૪) લગભગમાં રચ્યું છે. એમણે 'મૃગાવતી-ચરિત' પણ રચ્યું છે.[૮૧] 'પાંડવચરિત'નું સંશોધન એમના શિષ્ય યશોભદ્રસૂરિ તથા નરચંદ્રસૂરિએ કર્યું હતું.

આ આચાર્યે મુરારિ કવિના 'અનર્ઘરાઘવ'નું ૭૧૦૦ શ્લોકપ્રમાણ 'રહસ્યાદર્શ' નામક ટિપ્પણ રચ્યું છે.

**જિનરત્નસૂરિ** (ઈ. સ. ૧૨૧૪) : આ. જિનેશ્વરસૂરિના શિષ્ય આ. જિન-રત્નસૂરિએ ૨૧ ઉત્સાહમાં 'જિનાંક'યુક્ત 'લીલાવતીસાર' નામક કાવ્ય રચ્યું છે. આ કાવ્ય મૂળે આ. જિનેશ્વરસૂરિએ સં. ૧૦૯૨(ઈ. સ. ૧૦૩૬)માં પ્રાકૃતમાં રચેલા 'નિર્વાણલીલાવતી'નું આ સંસ્કૃતમાં રૂપાંતર છે. આ આચાર્યે 'સિદ્ધાંત-રત્નિકા' નામક વ્યાકરણ-ગ્રંથ પણ રચ્યો છે. 'અભયકુમારચરિત'ની પ્રશસ્તિથી જણાય છે કે આ આચાર્યે બીજા ગ્રંથ પણ રચ્યા હશે.[૮૨]

**દેવેંદ્રસૂરિ** (ઈ. સ. ૧૨૩૪) : આ. દેવેંદ્રસૂરિ તપગચ્છના આ. જગચંદ્ર-સૂરિના શિષ્ય હતા. ગુર્જર રાજાની અનુમતિપૂર્વક મંત્રી વસ્તુપાલની સમક્ષ

આબુ ઉપર એમને આચાર્ય-પદવી આપવામાં આવી હતી. તેઓ મહાવિદ્વાન હતા. એમણે પ્રાકૃતમાં ભાષ્યત્રય, સિદ્ધપંચાશિકા, શ્રાદ્ધદિનકૃત્ય, પાંચ કર્મગ્રંથો અને એના ઉપર સ્વોપજ્ઞ વૃત્તિની રચના કરી છે. પ્રાચીન કર્મગ્રંથોના આધારે આ પાંચ કર્મગ્રંથ રચેલા હોવાથી એ 'નવ્યકર્મગ્રંથ' નામથી ઓળખાય છે. એમણે પ્રાકૃતમાં 'સુદંસણાચરિય' નામક કાવ્ય રચ્યું છે તેમાં ભરૂચમાં રહેલું મુનિસુવ્રત-સ્વામી જિનાલય, જે 'શકુનિકાવિહાર' નામથી ઓળખાતું હતું, તેનું વર્ણન કર્યું છે. આમાં સંસ્કૃત અને અપભ્રંશનો પ્રયોગ પણ કરેલો છે. આમાં ધનપાલ, સુદર્શના, વિજયકુમાર, શીલવતી, અશ્વાવબોધ, ભ્રાતા, ધાત્રીસુત અને ધાત્રી નામના આઠ અધિકાર છે, જે ૧૬ ઉદ્દેશોમાં વિભક્ત છે અને આમાં ૪૦૦૦થી વધુ ગાથા છે. આ ચરિતથી તત્કાલીન સામાજિક સ્થિતિ પર સારો પ્રકાશ પડે છે.

આ. દેવેંદ્રસૂરિનો સં. ૧૩૨૭(ઈ. સ. ૧૨૭૧)માં સ્વર્ગવાસ થયો હતો.

**સુમતિગણિ** : સુમતિગણિએ 'નેમિનાથરાસ'ની રચના સં. ૧૨૭૦(ઈ. સ. ૧૨૧૪) લગભગમાં કરી છે.

**અજિતદેવસૂરિ** : આ. ભાનુપ્રભસૂરિના શિષ્ય આ. અજિતદેવસૂરિએ 'યોગવિધિ' નામનો ગ્રંથ રચ્યો છે. ગ્રંથકાર સં. ૧૨૭૩(ઈ. સ. ૧૨૧૭)માં વિદ્યમાન હતા એવું 'વિચારરત્નસંગ્રહ' ગ્રંથથી જાણવા મળે છે.

**અમરકીર્તિ** : દિગંબરાચાર્ય પં. સેનસૂરિના શિષ્ય મુનિ અમરકીર્તિએ સં. ૧૨૪૭(ઈ. સ. ૧૧૯૧) નહિ, પણ સં. ૧૨૭૪(ઈ. સ. ૧૨૧૮)માં વાઘેલા કર્ણદેવના સમયમાં ગોધરામાં 'છક્કમ્મુવએસો (ષટ્કર્મોપદેશ)' નામક અપભ્રંશ કાવ્ય ૧૪ સંધિમાં રચ્યું છે.[૮૩] શ્વેતાંબરાચાર્ય ચંદ્રપ્રભસૂરિએ પ્રાકૃતમાં કરેલી 'વિજયચંદકેવલિચરિય' રચનાના આધારે આ ગ્રંથની રચના કરી છે.

**દેવાનંદસૂરિ** : આ. દેવેંદ્રસૂરિના શિષ્ય આ. દેવાનંદસૂરિએ આ. હેમચંદ્ર-સૂરિના 'સિદ્ધહેમશબ્દાનુશાસન'ના આધારે 'સિદ્ધસારસ્વત વ્યાકરણ' નામક ગ્રંથ સં. ૧૨૭૫(ઈ. સ. ૧૨૧૯)માં રચ્યો છે.[૮૪] આ. જિનપ્રભસૂરિના જણાવ્યા અનુસાર આ. દેવાનંદસૂરિએ સં. ૧૨૬૬(ઈ. સ. ૧૨૧૦)માં પાટણમાં કોકા-વસહીના જિનમંદિરની પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવી હતી.[૮૫]

**સોમમૂર્તિ** : સોમમૂર્તિ નામના મુનિએ 'જિનપ્રબોધચર્ચરી' નામની ભાષા-કૃતિ સં. ૧૨૭૮(ઈ. સ. ૧૨૨૨)ના સમય પછી રચી છે.

**અભયદેવસૂરિ** : આ. જિનવલ્લભસૂરિના શિષ્ય જિનશેખરસૂરિના શિષ્ય પદ્મેંદુના શિષ્ય આ. અભયદેવસૂરિએ સં. ૧૨૭૮(ઈ. સ. ૧૨૨૨)માં સંસ્કૃતમાં

'જયંતવિજય મહાકાવ્ય'ની રચના કરી છે. આ કાવ્ય ૨૨૦૦ શ્લોકપરિમાણ છે. એ ૧૯ સર્ગોમાં વિભક્ત છે. આમ તેઓ ખરતરગચ્છના ગણાય છતાં એમણે પ્રશસ્તિમાં 'ખરતર'નો ઉલ્લેખ કર્યો નથી. આમાં જયંત નામના નૃપતિનું ચરિત આલેખ્યું છે.

**જગડુકવિ :** આ. જિનેશ્વરસૂરિના શિષ્ય કવિ જગડુએ 'સમ્યક્ત્વ ચોપાઈ' નામનું ૬૪ કડીનું ઉત્તરકાલીન ગૌર્જર અપભ્રંશ ભાષાનું કાવ્ય રચ્યું છે. કવિએ કાવ્યમાં કેટલાક લોકોક્તિઓ અને ઉપમાઓનો પ્રયોગ કર્યો છે. આ કવિ. સં. ૧૨૭૮(ઈ. સ. ૧૨૨૨) અને સં. ૧૩૩૦(ઈ. સ. ૧૨૭૪) વચ્ચે વિદ્યમાન હતો.

**બાલચંદ્રસૂરિ :** આ. બાલચંદ્રસૂરિ ચંદ્રગચ્છના આ. હરિભદ્રસૂરિના શિષ્ય હતા. પૂર્વાશ્રમમાં તેઓ મોઢેરાના મોઢ બ્રાહ્મણ હતા. એમનું નામ મુંજાલ, એમના પિતાનું નામ ધરાદેવ અને માતાનું નામ વિદ્યુત્-વીજળી હતું. ધરાદેવ જૈન શાસ્ત્રોના જ્ઞાતા હતા. હરિભદ્રસૂરિનો ઉપદેશ સાંભળી મુંજાલને વૈરાગ્ય જાગ્રત થતાં એણે માતા-પિતાની સંમતિથી દીક્ષા લીધી. ચૌલુક્ય રાજાઓના ગુરુ પદ્માદિત્ય પાસે એણે વિદ્યાધ્યયન કરી સૂરિપદ પ્રાપ્ત કર્યું. વાદી દેવસૂરિના ગચ્છના આ. ઉદયસૂરિએ એમને સારસ્વતમંત્ર આપ્યો અને એની સાધના કરતાં સરસ્વતીએ બાલચંદ્રસૂરિને કહ્યું: 'વત્સ! બાલ્યકાલથી તેં કરેલા સારસ્વત ધ્યાનથી હું પ્રસન્ન થઈ છું. જેમ કાલિદાસ આદિ મારી ભક્તિથી કવિ થયા તેમ તું પણ મહાકવિ થઈશ.' પરિણામે એમણે મંત્રી વસ્તુપાલના જીવન વિશે 'વસંતવિલાસ' નામે ૧૪ સર્ગાત્મક મહાકાવ્ય વિ. સં. ૧૨૯૬(ઈ. સ. ૧૨૪૦) પછી રચ્યું છે. આમાં આરંભમાં પોતાનું આત્મવૃત્તાંત, અણહિલવાડ નગર, રાજા મૂલરાજથી લઈ રાજા વીરધવલ સુધીના રાજાઓ તથા વસ્તુપાલનાં પરાક્રમ અને ગુણોનું સંકીર્તન તથા સુકૃત્યોનું વર્ણન કર્યું છે. આ કાવ્ય મંત્રી વસ્તુપાલના પુત્ર જયંતસિંહના વિનોદ માટે રચ્યું છે. આ સિવાય 'કરુણાવજ્રાયુધ' નામે નાટક રચ્યું છે, તેમાં ચક્રવર્તી રાજા વજ્રાયુધ પોતાનું માંસ આપી બાજપક્ષીથી કબૂતરને બચાવે છે એ વસ્તુનું વર્ણન કર્યું છે. આ નાટક મંત્રી વસ્તુપાલે કાઢેલા સંઘના મનોરંજનાર્થે શત્રુંજય ઉપર ઋષભદેવના યાત્રામહોત્સવ પ્રસંગે ભજવાયું હતું. વિ. સં. ૧૨૭૭ (ઈ. સ. ૧૨૨૧) લગભગમાં આ નાટક રચાયું હોય એમ જણાય છે.

વળી, એમણે કવિ આસડની બે પ્રાકૃત રચનાઓ 'ઉપદેશકંદલી' અને 'વિવેકમંજરી' ઉપર વિસ્તૃત ટીકાઓ રચી છે તેમાં અનેક કથાઓનો સંગ્રહ કર્યો છે. કેટલીક કથાઓ સ્વતંત્ર કૃતિઓ જેવી ચાર ચાર સર્ગાત્મક રચી છે.

**ઉદયપ્રભસૂરિ** : મંત્રી વસ્તુપાલના ગુરુ આ. વિજયસેનસૂરિના શિષ્ય ઉદયપ્રભસૂરિ હતા. તેમણે 'ધર્માભ્યુદય'–અપરનામ 'સંઘપતિચરિત' નામનું પંદર સર્ગાત્મક કાવ્ય રચ્યું છે. મંત્રી વસ્તુપાલે સંઘપતિ બનીને ભારે સમારોહ-પૂર્વક શત્રુંજય અને ગિરનાર તીર્થોની યાત્રા કરી હતી તેનું માહાત્મ્ય-વર્ણન કરવા માટે આ ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથમાં કાવ્યના ઊંચા ગુણ વિદ્યમાન છે. આના પહેલા અને અંતિમ સર્ગોમાં મંત્રી વસ્તુપાલ અને વિજયસેનસૂરિ સંબંધી ઐતિહાસિક વૃત્તાંત છે. બાકીના સર્ગોમાં ઋષભદેવ, જંબૂસ્વામી, નેમનાથ વગેરેનાં ચરિત છે. સ્વયં મંત્રી વસ્તુપાલના હાથે સં. ૧૨૯૦ (ઈ. સ. ૧૨૩૪)માં લખાયેલી આ કાવ્યની નકલ ખંભાતના ભંડારમાં મોજૂદ છે. ઉદયપ્રભસૂરિએ 'સુકૃતકીર્તિકલ્લોલિની' નામક પ્રશસ્તિકાવ્ય રચ્યું છે તેમાં અણહિલવાડના રાજાઓનું કવિત્વમય વર્ણન કર્યા પછી મંત્રી વસ્તુપાલ–તેજપાલનાં ધાર્મિક કાર્યોનો ગુણાનુવાદ કર્યો છે. મંત્રી વસ્તુપાલે સં. ૧૨૭૭ (ઈ. સ. ૧૨૨૧)માં શત્રુંજયની યાત્રા કરેલી તે સમયે આ કાવ્યની રચના થયેલી જણાય છે. ત્યાં ઇંદ્રમંડપમાં આ કાવ્ય ઉત્કીર્ણ કરવામાં આવ્યું હતું. પાટણમાં મંત્રી વસ્તુપાલના મંદિરના અવશેષરૂપ એક આરસના સ્તંભ ઉપર આ કાવ્યનો એક શ્લોક ઉત્કીર્ણ કરેલો મળી આવે છે. આ. ઉદયપ્રભસૂરિએ આ ઉપરાંત ધર્મદાસગણિકૃત 'ઉપદેશમાલા' ઉપર 'કર્ણિકા' નામની વૃત્તિ સં. ૧૨૯૯ (ઈ. સ. ૧૨૪૩)માં ધોળકામાં રચી છે, 'ષડશીતિ' અને 'કર્મસ્તવ' ઉપર ટિપ્પણ લખ્યાં છે, સંસ્કૃતમાં 'નેમિ-નાથચરિત' તેમજ જ્યોતિષનો 'આરંભસિદ્ધિ' નામક મુહૂર્તગ્રંથ રચ્યો છે. ગિરનાર પરના વસ્તુપાલના અભિલેખો પૈકી એકની રચના આ. ઉદયપ્રભસૂરિએ કરી છે. વળી, એમનો 'શબ્દબ્રહ્મોલ્લાસ' નામક ગ્રંથ પાટણના ગ્રંથભંડારમાં અપૂર્ણ મળી આવે છે[૮૬] તેમાં મંત્રવિષયક હકીકત છે.

**નરચંદ્રસૂરિ** : આ. નરચંદ્રસૂરિ હર્ષપુરીયગચ્છના દેવપ્રભસૂરિના શિષ્ય હતા. મંત્રી વસ્તુપાલ સાથે ગાઢ સંબંધમાં હતા. એમની સાથે ઘણી વાર સંઘમાં તીર્થયાત્રાએ ગયા હતા. એક વાર મંત્રી વસ્તુપાલે આચાર્યને વિનંતી કરી કે 'આપે મારા મસ્તક ઉપર હાથ મૂક્યો અને એના પ્રભાવથી મેં દુર્લભ એવું સંઘાધિપત્ય પ્રાપ્ત કર્યું, સેંકડો ધર્મસ્થાન બનાવ્યાં અને પુષ્કળ દાન દીધું છે, પણ હવે જૈન શાસનની કથાઓ સાંભળવાની મારા મનમાં ઉત્કંઠા છે.' આ વિનંતીથી આ. નરચંદ્રસૂરિએ 'કથારત્નાકર' નામનો ગ્રંથ ૧૫ તરંગોમાં રચ્યો છે. આમાં અનેક ધર્મકથાઓ છે. આ આચાર્યે કવિ મુરારિકૃત 'અનર્ઘરાઘવ નાટક' અને શ્રીધરની 'ન્યાયકંદલી' ઉપર ટીકાઓ રચી છે.[૮૭] એમણે

જ્યોતિષનો 'જ્યોતિઃસાર' નામક ગ્રંથ વિ. સં. ૧૨૮૦(ઈ. સ. ૧૨૨૪)માં ૨૫૭ પદ્યોમાં રચ્યો છે, જે 'નારચંદ્ર જ્યોતિષ' નામથી પ્રસિદ્ધ છે. એના ઉપર સાગરચંદ્રસૂરિએ ૧૩૩૫ શ્લોક-પ્રમાણ ટીકા રચી છે.૮૮ જ્યોતિષનાં અનેક કોષ્ઠકોથી એ ગ્રંથને અલંકૃત કર્યો છે. એ ઉપરાંત 'ચતુર્વિંશતિજિનસ્તોત્ર' તેમજ આ. હેમચંદ્રસૂરિના 'પ્રાકૃત વ્યાકરણ' અનુસાર રૂપસિદ્ધિ બતાવતો 'પ્રાકૃત-પ્રબોધ' રચ્યો છે. મંત્રી વસ્તુપાલની પ્રથમ પ્રશસ્તિરૂપ ૨૬ શ્લોકનો( સં. ૧૨૮૮-ઈ. સ. ૧૨૩૨ નો ગિરનાર-જિનાલયનો લેખ રચ્યો છે. એમણે પોતાના ગુરુ દેવપ્રભસૂરિએ રચેલા 'પાંડવચરિત' (ગદ્યમય) અને આ. ઉદયપ્રભસૂરિ-રચિત 'સંઘાભ્યુદય' કાવ્યનું સંશોધન કર્યું હતું.

**નરેંદ્રપ્રભસૂરિ** (ઈ. સ. ૧૨૨૪ લગભગ): એક વાર મંત્રી વસ્તુપાલે આ. નરેંદ્રસૂરિને વિનંતી કરી કે 'કેટલાક અલંકાર-ગ્રંથ અતિ વિસ્તારના કારણે દુર્ગમ છે, કેટલાક અતિ સંક્ષિપ્ત હોવાથી લક્ષણ-રહિત છે, અને કેટલાક અભિધેય વસ્તુ વિનાના છે અને કષ્ટથી સમજમાં આવે તેવા છે, તેથી કાવ્યના રહસ્યથી બહિર્ભૂત ગ્રંથોને વાંચતાં મારું મન કદર્થિત બની ગયું છે, માટે વિસ્તારથી રહિત, કવિકલાની પૂર્ણતાથી યુક્ત તથા દુર્મેધપ્રબોધક કાવ્યશાસ્ત્રની રચના કરો.' આ સાંભળીને સૂરિએ પોતાના શિષ્ય નરેંદ્રપ્રભસૂરિને ઉપર્યુક્ત અલંકારકલાયુક્ત ગ્રંથની રચના કરવાનો આદેશ કર્યો અને એમણે 'અલંકાર-મહોદધિ' ગ્રંથની સ્વોપજ્ઞવૃત્તિ સાથેની રચના મંત્રી વસ્તુપાલના આનંદ માટે કરી. નરેંદ્રપ્રભસૂરિએ આ ગ્રંથ ૮ પ્રકરણોમાં રચ્યો છે તેમાં એમણે બહુસંખ્યક ગ્રંથોનો આધાર લીધો છે. ગ્રંથાવતરણોથી જણાય છે કે એમનું સાહિત્યશાસ્ત્રનું જ્ઞાન ઊંડું હતું. આ આચાર્યે 'કાકુત્સ્થકેલિનાટક' ૧૫૦૦ શ્લોક-પ્રમાણ રચ્યું હતું તે હજી સુધી પ્રાપ્ત થયું નથી. વળી, 'વિવેકપાદપ' અને 'વિવેકકલિકા' નામક સૂક્તિ-સંગ્રહ પણ એમણે રચ્યા છે. એ ઉપરાંત વસ્તુપાલનાં બે પ્રશસ્તિ-કાવ્ય (એક ૧૦૪ શ્લોકનું છે, જ્યારે બીજું ૩૭ શ્લોકોનું) રચ્યાં છે, જે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનાં છે. ગિરનાર પરના અભિલેખની રચના પણ એમની છે.

**અરિસિંહ કવિ** (ઈ. સ. ૧૨૨૯ લગભગ) : કવિ અરિસિંહ ઠક્કુરે 'સુકૃત-સંકીર્તન' નામનું ૧૧ સર્ગોનું કાવ્ય રચ્યું છે, જેમાં મુખ્યતઃ મંત્રી વસ્તુપાલનાં સુકૃત્યોનું વર્ણન કરેલું છે. કવિએ વનરાજથી લઈ સામંતસિંહ સુધીના ચાવડા રાજાઓ, મૂલરાજથી લઈને ભીમદેવ ૨ જા સુધીના ચૌલુક્ય રાજાઓ અને અર્ણોરાજથી લઈને વીરધવલ સુધીના વાઘેલા વંશના રાજાઓનો સંક્ષેપમાં ઇતિહાસ

આપ્યો છે. કાવ્યના પ્રત્યેક સર્ગને અંતે અમરચંદ્ર કવિ–રચિત પાંચ પાંચ શ્લોક આપેલા છે, જેમાં પ્રથમ ત્રણ શ્લોકોમાં વસ્તુપાલની પ્રશંસા, ચોથામાં અરિસિંહ કવિની કાવ્યચાતુરીની પ્રશંસા અને એ ચાર શ્લોક અમરચંદ્ર કવિ–રચિત હોવાનું પાંચમા પદ્યમાં જણાવવામાં આવ્યું છે. અમરચંદ્રસૂરિના કલાગુરુ અરિસિંહ હતા એમ 'ચતુર્વિંશતિ પ્રબંધ'માં જણાવ્યું છે. અમરચંદ્રસૂરિએ વીસલદેવ રાજા સાથે અરિસિંહનો પરિચય કરાવી આપ્યો હતો અને એ વસ્તુપાલની વિદ્વત્સભામાં કવિ તરીકે આદરપાત્ર બન્યો હતો. એ વાયડગચ્છીય આ. જિનદત્તસૂરિનો પરમ ભક્ત અને પરમાર્હત હતો. અમરચંદ્રસૂરિએ રચેલી 'કાવ્યકલ્પલતા'નાં કેટલાંક સૂત્ર આ અરિસિંહે રચેલાં છે. જલ્હણ કવિ પોતાની 'સૂક્તિમુક્તાવલી'માં અરસી ઠક્કુરનાં કેટલાંક સૂક્તિ–પદ્ય આપે છે તે આ અરિસિંહનાં હોવાનો પૂરો સંભવ છે.

**અમરચંદ્રસૂરિ** (ઈ. સ. ૧૨૨૪ લગભગ) : સંસ્કૃત સાહિત્યમાં આ. અમરચંદ્રસૂરિ 'વેણીકૃપાણ' નામથી પ્રસિદ્ધ છે.[૮૯] તેઓ વાયડગચ્છીય આ. જિનદત્તસૂરિના શિષ્ય હતા. કવિ અરિસિંહ ઠક્કુર પાસેથી એમને સિદ્ધ સારસ્વત મંત્ર મળ્યો હતો. એની આરાધનાથી તેઓ સિદ્ધ કવિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. એમણે વીસલદેવની સભામાં બ્રાહ્મણ વિદ્વાનોની પ્રેરણાથી 'બાલભારત'ની રચના કરી હતી. અલંકારશાસ્ત્રના 'કાવ્યકલ્પલતા' નામના ગ્રંથ ઉપર 'કવિ-શિક્ષા' નામની વૃત્તિની એમણે પોતે રચના કરેલી છે. એના પર 'પરિમલ' નામની ૧૧૧૨ શ્લોક–પ્રમાણ વૃત્તિ મળી આવી છે, જે હજી સુધી પ્રગટ થઈ નથી. એમણે જ રચેલી 'કલ્પલતામંજરી–વૃત્તિ' હજી સુધી મળી આવી નથી. શુભવિજયજી નામના વિદ્વાને સં. ૧૬૬૫(ઈ. સ. ૧૬૦૯)માં 'કાવ્યકલ્પલતા' પર 'મકરંદ' નામની વૃત્તિ ૩૧૯૬ શ્લોકપ્રમાણ રચેલી છે. એમના રચેલા આ 'બાલભારત' અને 'કાવ્યકલ્પલતા' ગ્રંથ જૈનેતર વર્ગમાં પણ આદરપાત્ર બનેલા છે. આ 'કાવ્યકલ્પલતા'ની લોકપ્રિયતાથી પ્રેરાઈને દેવેશ્વર નામના વિદ્વાને એના અનુકરણરૂપે સંક્ષેપમાં 'કાવ્યકલ્પલતા' નામનો ગ્રંથ રચ્યો છે. કવિ અમરચંદ્ર-સૂરિએ 'છંદોરત્નાવલી,' 'સ્યાદિશબ્દસમુચ્ચય' અને 'પદ્માનંદ મહાકાવ્ય' નામના ગ્રંથ રચ્યા છે. 'પદ્માનંદકાવ્ય' પાટણના પ્રસિદ્ધ મંત્રી પદ્મ વણિકની વિનંતીથી રચ્યું છે, જેમાં તીર્થંકરોનાં ચરિત્રોનું વર્ણન છે. એમના 'સૂક્તાવલી' અને 'કલાકલાપ' નામક ગ્રંથોનો ઉલ્લેખ 'ચતુર્વિંશતિપ્રબંધ'માં આવે છે. આમ તેઓ અલંકાર, છંદ, વ્યાકરણ ને કાવ્યકલા વિષયના પારંગત વિદ્વાન હતા. એમની રચનાશૈલી સરલ, મધુર અને સ્વાભાવિક છે. તેઓ શીઘ્રકવિ હતા. મંત્રી વસ્તુપાલ કવિ એમની કાવ્યકલાનો ઉપાસક હતો.

**પૂર્ણભદ્રસૂરિ :** આ. જિનપતિસૂરિના શિષ્ય પૂર્ણભદ્રસૂરિએ સં. ૧૨૭૫ (ઈ. સ. ૧૨૧૯)માં આનંદ આદિ ઉપાસકોની 'ઉપાસકકથા' સંસ્કૃતમાં રચી છે. 'અતિમુક્તકચરિત' સં. ૧૨૮૨ (ઈ. સ. ૧૨૨૬)માં, ૭ પરિચ્છેદવાળું 'ધન્યશાલિભદ્રચરિત' સં. ૧૨૮૫(ઈ. સ. ૧૨૨૯)માં, અને 'કૃતપુણ્યચરિત' સં. ૧૩૦૫(ઈ. સ. ૧૨૪૯)માં જેસલમેરમાં રચ્યાં છે.

સં. ૧૨૫૫(ઈ. સ. ૧૧૯૯)માં સામ મંત્રીની અભ્યર્થનાથી નવરંગપુરમાં 'પંચતંત્ર' અથવા 'પંચાખ્યાન' એમણે જ રચ્યું છે, જેના ઉપર અર્વાચીન હર્ટલ નામનો વિદ્વાન મુગ્ધ થયો હતો.

**જયસિંહસૂરિ :** આ. વીરસૂરિના શિષ્ય જયસિંહસૂરિ, જેઓ ભરૂચના મુનિસુવ્રતસ્વામી-મંદિરના આચાર્ય હતા, તેમણે 'હમ્મીરમદમર્દન' નામે ઇતિહાસમૂલક નાટકની રચના વિ. સં. ૧૨૭૯(ઈ. સ. ૧૨૨૩)થી સં. ૧૨૮૫ (ઈ. સ. ૧૨૨૯)ના ગાળામાં કરી છે. આમાં દક્ષિણ પ્રદેશના યાદવ રાજા સિંહણ અને ઉત્તર પ્રદેશના મીલચ્છીકારે (અલ્તમશે) ગુજરાત ઉપર ચડાઈ કરી ત્યારે રાજા વીરધવલ અને મહામાત્ય વસ્તુપાલે એમનો પરાજય કેવી રીતે કર્યો એની ઐતિહાસિક હકીકત આપી છે. શરૂઆતમાં રાજા સિંહણ લાટરાજના ભત્રીજા સંગ્રામસિંહ સાથે મળી ગયેલો તેમાં મંત્રી વસ્તુપાલે જાસૂસો દ્વારા એમનું સંગઠન તોડી નાખી એ હુમલાખોરોની બાજી ધૂળમાં મેળવી વગેરે વિગતો આપી છે. નાટકમાં નવે રસોનો યથોચિત પ્રયોગ કર્યો છે.

આ નાટક ખંભાતમાં ભીમેશ્વરના યાત્રામહોત્સવ પ્રસંગે વસ્તુપાલના પુત્ર જયંતસિંહની આજ્ઞાથી ભજવાયું હતું. વળી, આ આચાર્યે વસ્તુપાલ-તેજપાલ સંબંધી ૭૭ પદ્યોની એક પ્રશસ્તિ રચી છે, જે ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી ગણાય છે.

**પ્રેમલાભ મુનિ :** અંચલગચ્છીય પ્રેમલાભ મુનિએ પોતાના નામથી સંસ્કૃતમાં 'પ્રેમલાભ વ્યાકરણ'ની રચના સં. ૧૨૮૩(ઈ. સ. ૧૨૨૭)માં કરી છે. આ વ્યાકરણ સ્વતંત્ર જણાય છે.

**વિનયચંદ્રસૂરિ :** મંત્રી વસ્તુપાલના સમયમાં 'વિંશતિપ્રબંધ-કર્તા' તરીકે ખ્યાતિ પામેલા આ. વિનયચંદ્રસૂરિએ 'કવિશિક્ષા' (ઈ. સ. ૧૨૨૯ લગભગ) નામનો ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે. આમાં કવિ રાજશેખરની 'કાવ્યમીમાંસા'ને લગતો કેટલોક વિષય વર્ણવ્યો છે. આના ભૌગોલિક પ્રકરણમાં ગુજરાત દેશની તત્કાલીન જિલ્લા-પ્રાંત વાર જેવી યાદી આપી છે. પત્તન, માતર, વડ્ડ, ભાલિજ્ય, હર્ષપુર, નાર, જંબૂસર, પડવાણ, દર્ભાવતી, પેટલાપદ્ર, ખદિરાલુકા, ભોગપુર, ધવલક્કક,

મોહડવાસ આદિ તળ ગુજરાતનાં ગામોનાં નામ આપ્યાં છે. આ ગ્રંથકારે સંસ્કૃતમાં 'પાર્શ્વનાથચરિત', 'મલ્લિનાથચરિત' અને 'આદિનાથચરિત' રચ્યાં છે તેનાં નામ મળ્યાં છે. બીજા ગ્રંથો વિશે જાણવા મળતું નથી.

**હરિહર કવિ :** હરિહર કવિ 'નૈષધીયચરિત'ના કર્તા શ્રીહર્ષના વંશનો હતો. એણે સરસ્વતીની સાધના કરી પ્રત્યક્ષ કરી હતી એમ કહેવાય છે. એ ગર્ભશ્રીમંત હતો. ભારે સમૃદ્ધિ સાથે એ પોતાના ગૌડ દેશથી નીકળી ગુજરાતમાં વીરધવલ રાજાની રાજસભામાં આવ્યો, પરંતુ કવિ સોમેશ્વરને એનું આગમન રુચ્યું નહિ. હરિહર રાજસભામાં આવ્યો ત્યારે સોમેશ્વર ત્યાં ઉપસ્થિત ન રહ્યો, આથી હરિહરે સોમેશ્વરના ગર્વનું ખંડન કરવાનો નિર્ધાર કરી યુક્તિ રચી. છેવટે મંત્રી વસ્તુપાલે એ બંને વચ્ચે મૈત્રી કરાવી અને બંને એક-બીજાની કાવ્યકલાના પ્રશંસક બન્યા.[૯૦] મંત્રી વસ્તુપાલે હરિહરનાં પ્રશંસાત્મક પદ્ય રચ્યાં છે.[૯૧] આ હરિહર કવિએ 'શંખપરાભવ નાટક' રચી વસ્તુપાલના ગુણોનું કીર્તન કર્યું છે. એણે શ્રીહર્ષના 'નૈષધીય મહાકાવ્ય' ઉપર ટીકા રચી છે. એ ઉપરાંત પ્રબંધોમાં ઉદ્ધૃત કરેલાં હરિહરનાં શીઘ્રકાવ્ય અને સોમનાથનાં દર્શન કરતી વેળા રચેલાં સ્તુતિકાવ્ય મળે છે. એ સિવાય એમનો રચેલો બીજો કોઈ ગ્રંથ મળતો નથી, છતાં પોતામાં એક દિવસમાં પ્રબંધ રચવાની શક્તિ હતી એમ પોતે જ કહે છે.[૯૨]

**વિજયસેનસૂરિ :** મંત્રીશ્વર વસ્તુપાલ-તેજપાલના ગુરુ નાગેંદ્રગચ્છીય આ. વિજયસેનસૂરિએ સં. ૧૨૮૮(ઈ. સ. ૧૨૩૨)ની આસપાસ ગુજરાતી ભાષામાં 'રેવંતગિરિરાસુ' નામક કાવ્ય રચ્યું છે. તેઓ આ. હરિભદ્રસૂરિના શિષ્ય હતા.[૯૩] મંત્રી-બંધુ વસ્તુપાલ-તેજપાલે જે જે સત્કાર્ય કર્યાં તે આ વિજયસેનસૂરિની પ્રેરણાને આભારી હતાં. એમના જ ઉપદેશથી મંત્રી વસ્તુપાલ-તેજપાલે ગિરનારની યાત્રાનો મોટો સંઘ કાઢ્યો. સંઘના સ્રીવર્ગને ગાવા માટે ગિરનારની સ્થિતિને પ્રત્યક્ષ કરતું આ સુંદર અને ઐતિહાસિક કાવ્ય રચ્યું છે. કવિની શબ્દ અને અર્થની ચમત્કૃતિવાળી આ કવિતા ગેય કાવ્યની દૃષ્ટિએ રોચક છે. એમણે આસડ કવિની 'વિવેકમંજરી' ઉપરની બાલચંદ્રસૂરિની ટીકાનું સંશોધન કર્યું હતું. આ સિવાય એમની બીજી કૃતિ મળતી નથી, પણ એમની વિદ્વત્તા અને કાવ્યવાણીનાં પ્રશંસાત્મક પદ્યોથી[૯૪] જણાય છે કે એમણે સંસ્કૃતમાં એકથી વધુ રચનાઓ કરી હશે. એમનાં સંસ્કૃત શીઘ્રકાવ્યોનો ઉલ્લેખ પ્રબંધોમાં આવે છે.

**મંત્રી વસ્તુપાલ કવિ :** મહામાત્ય વસ્તુપાલ (ઈ. સ. ૧૩ મી સદીનો પૂર્વાર્ધ) પોતે એક શૂરવીર યોદ્ધો અને રાજકુશળ પુરુષ હતો તેમ વિદ્વાન પુરુષ પણ હતો. એ ભિન્નમાલના પ્રાચીન કવિ માઘની જેમ જ શ્રી અને સરસ્વતી

બંનેનો કૃપાપાત્ર હતો.[૯૫] એણે અનર્ગલ લક્ષ્મી ઉપાર્જિત કરી દાન અને પુણ્ય-કાર્યો દ્વારા પોતાની લક્ષ્મીનો સદુપયોગ કર્યો હતો તેમ એ અનેક કવિઓને આશ્રય આપતાં સાહિત્યમાં ખૂબ રસ લઈ સરસ્વતીનો પણ ઉપાસક બન્યો હતો. માઘના 'શિશુપાલવધ'ની જેમ એણે 'નરનારાયણાનંદ' નામનું ૧૬ સર્ગાત્મક મહા કાવ્ય રચ્યું છે. કાવ્યના અંતિમ સર્ગમાં કવિએ પોતાના વંશનો પરિચય વિસ્તાર-થી આપ્યો છે. આ ઉપરાંત 'શત્રુંજયમંડન–આદિનાથ સ્તોત્ર', 'ગિરનારમંડન-નેમિનાથ સ્તોત્ર' અને 'અંબિકાસ્તોત્ર' વગેરે તેમજ દસ શ્લોકાત્મક 'આરાધના' કૃતિઓ મળી આવે છે. એમણે અનેક સૂક્તિ–કાવ્ય રચ્યાં હોય એમ જણાય છે.[૯૬] જલ્હણની 'સૂક્તિમુક્તાવલી' અને શાર્ઙ્ગધરની 'શાર્ઙ્ગધરપદ્ધતિ'માં વસ્તુ-પાલનાં રચેલાં સુભાષિત મળે છે. આ ઉપરાંત વસ્તુપાલના ચરિતવિષયક અનેક ગ્રંથ છે, અનેક ગ્રંથસંદર્ભ મળી આવે છે. મેરુતુંગ–કૃત પ્રબંધચિંતામણિ, રાજ-શેખરકૃત ચતુર્વિંશતિપ્રબંધ, પુરાતનપ્રબંધસંગ્રહ, અને જિનહર્ષકૃત વસ્તુપાલચરિત આદિ ગ્રંથોમાં વસ્તુપાલના જીવનની સામગ્રી સંગ્રહાયેલી છે.

**ભદ્રેશ્વરસૂરિ** : આ. ઉદયપ્રભસૂરિના શિષ્ય આ. ભદ્રેશ્વરસૂરિએ સં. ૧૨૯૦ (ઈ. સ. ૧૨૩૪)માં મંત્રી વસ્તુપાલના પુત્ર જયંતસિંહને વાંચવા માટે એક 'પ્રબંધાવલી'ની રચના કરેલી છે, જે ખંડિત સ્વરૂપમાં મળે છે. આ 'પ્રબંધા-વલી'નો સમાવેશ સિંઘી જૈન ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયેલા 'પુરાતનપ્રબંધસંગ્રહ'માં કરવામાં આવ્યો છે.

**સોમેશ્વર કવિ** : કવિ સોમેશ્વર એમના સમયનો એક પ્રતિભાશાળી કવિ હતો. એના પૂર્વજો આનંદપુર–વડનગરના વતની હતા અને ચૌલુક્ય રાજા મૂલરાજના સમયથી પેઢી દર પેઢી રાજપુરોહિત તરીકે સંમાનિત થયા હતા. 'સુરથોત્સવ'માં કવિ સોમેશ્વરે છેલ્લા સર્ગમાં પોતાના વંશ વિશે વિસ્તૃત માહિતી આપી છે. સોમેશ્વરના પિતાનું નામ કુમાર અને માતાનું નામ લક્ષ્મી હતું. સોમેશ્વર રાજા ભીમદેવ ૨ જા, વીરધવલ અને વીસલદેવના રાજપુરોહિત તરીકે આદર પામતો હતો. મંત્રી વસ્તુપાલનો એ ઘનિષ્ઠમિત્ર હતો. સોમેશ્વરે પોતાના આશ્રયદાતા મંત્રી વસ્તુપાલના ગુણોત્કીર્તન માટે ૯ સર્ગોમાં સં. ૧૨૮૨(ઈ. સ. ૧૨૩૬) લગભગમાં 'કીર્તિકૌમુદી' નામનું કાવ્ય રચ્યું છે. આમાંથી તત્કાલીન ગુજરાતનાં ઇતિહાસ અને સંસ્કૃતિ વિશે ઘણીબધી સામગ્રી ઉપલબ્ધ થાય છે. કવિએ પ્રારંભમાં અણહિલપુરનું વર્ણન કરી રાજા મૂલરાજથી લઈ ને ઠેઠ ભીમદેવ ૨ જા સુધી તથા વાઘેલા શાખાના અર્ણોરાજથી લઈ ને પોતાના સમયના ધોળકાના વીરધવલ સુધીના રાજાઓનો ઇતિહાસ આપ્યો છે. પછી વસ્તુપાલ-તેજપાલની

મંત્રી–પદે સ્થાપના થઈ અને લાટપતિ શંખનો તથા મારવાડથી ચડી આવેલા ચાર રાજાઓનો મંત્રીએ એકીસાથે પરાજય કર્યો એનું વર્ણન કર્યું છે. પછી તો મહાકાવ્યની ધાટીએ પુરપ્રમોદ, ચંદ્રોદય, સૂર્યોદય વગેરેનું વર્ણન છે. કવિએ સંસારની અસારતાનું પણ વર્ણન કર્યું છે. મંત્રીએ સંઘ સાથે શત્રુંજય અને ગિરનારની કરેલી યાત્રાઓનું રોચક વર્ણન કરીને કાવ્યને પૂર્ણ કર્યું છે.

ઇતિહાસ ઉપરાંત કાવ્યની દૃષ્ટિએ આ કાવ્ય કાલિદાસની કાવ્યચાતુરી અને પ્રસાદગુણનું અનુસરણ કરે છે.[૯૭] મંત્રી વસ્તુપાલે સોમેશ્વરની કાવ્યરચનાની ખૂબ પ્રશંસા કરી છે.[૯૮] કવિએ આ ઉપરાંત સુરથોત્સવ, રામશતક, ઉલ્લાઘરાઘવ નાટક, કર્ણામૃતપ્રપા વગેરે ગ્રંથ રચેલા છે. આબુ ઉપર મંત્રી તેજપાલે બંધાવેલી લૂણસિંહ-વસહીની, ગિરનાર અને શત્રુંજય ઉપર વસ્તુપાલ-તેજપાલે ઉદ્ધૃત કરેલાં મંદિરોની તથા વીસલદેવે દર્ભાવતીમા વૈદ્યનાથ મંદિરના કરેલા જીર્ણોદ્ધારની પ્રશસ્તિઓ પણ સોમેશ્વર કવિએ રચી છે. વીરધવલે ધોળકામાં બંધાવેલા વીરનારાયણપ્રાસાદની ૧૦૮ શ્લોકોની પ્રશસ્તિ પણ એણે રચી છે એવું 'ચતુર્વિંશતિપ્રબંધ'થી જણાય છે. એણે યામાર્ધમાં એક નાટક રચીને રાજા ભીમદેવની સભાને હર્ષિત કરી હતી, જે નાટક આજે ઉપલબ્ધ નથી. આ સિવાય જુદા જુદા પ્રબંધોમાં સોમેશ્વરનાં સંખ્યાબંધ શીઘ્રકાવ્યો, સ્તુતિકાવ્યો, સમસ્યાપૂર્તિઓ અને પ્રશંસાત્મક પ્રાસંગિક પદ્યો મળી આવે છે.

**સુભટ કવિ** (ઈ. સ. ૧૨૩૬ લગભગ) : મંત્રી વસ્તુપાલના આશ્રિત કવિ સુભટે 'દૂતાંગદ–છાયાનાટક' (ઈ. સ. ૧૨૩૬ લગભગ) રચ્યું છે, એ સિવાય એની બીજી કોઈ કૃતિ મળતી નથી. આ નાટકમાં અંગદવિષ્ટિના પૌરાણિક પ્રસંગને લઈને સુભટે પોતાના રચેલા શ્લોકો ઉપરાંત ભવભૂતિ, રાજશેખર વગેરે પૂર્વકાલીન કવિઓના શ્લોક અપનાવીને આ નાટકના અંતમાં એ કવિઓનો ઋણસ્વીકાર કર્યો છે.[૯૯] આ નાટક ત્રિભુવનપાલની આજ્ઞાથી પાટણમાં ભજવવામાં આવ્યું હતું. આ નાટકની પ્રસ્તાવનામાં કવિએ પોતાને पदवाक्यप्रमाणपारंगत તરીકે ઓળખાવેલ છે, આથી જણાય છે કે એણે પ્રમાણશાસ્ત્રનો કોઈ ગ્રંથ રચ્યો હશે. સુભટને સોમેશ્વર સાથે મૈત્રી હતી. સોમેશ્વરે સુભટની કવિતાની પ્રશંસા કરી છે.[૧૦૦]

**મદન કવિ** : મદન કવિ ક્યાંનો હતો એ જાણવા મળતું નથી, પણ એ મંત્રી વસ્તુપાલનો આશ્રિત કવિ હતો એટલું નક્કી છે. એણે કોઈ ગ્રંથની રચના કરી હોય એમ જણાતું નથી. એક બીજો મદન, જેણે 'પારિજાતમંજરી' નામક નાટિકા લગભગ આ જ સમયમાં રચી છે તે, ધારાના રાજા અર્જુનવર્માનો આશ્રિત કવિ હતો. એ જ કવિ ગુજરાતમાં આવ્યો હોય અને મંત્રી વસ્તુપાલનો આશ્રિત

બન્ને એ સંશોધનનો વિષય છે. મદન કવિ પોતાને 'કવિરાજ–રૂપ હાથીઓ માટે અંકુશ-સમાન' કહે છે. એણે હરિહર કવિને એક વેળા કહેલું કે હરિહર, परिहर गर्वं कविराजगजाङ्कुशो मदनः ।

આ ઉપરાંત વસ્તુપાલના આશ્રિત કેટલાક બીજા કવિઓનાં નામ મળે છે. ૧-૨. વામનસ્થલીના કવિ યશોધર અને કવિ સોમાદિત્ય, ૩. પ્રભાસપાટણવાસી કવિ વૈરિસિંહ, ૪–૯. કૃષ્ણનગરવાસી કમલાદિત્ય, દામોદર, જયદેવ, વિકલ, કૃષ્ણ-સિંહ, શંકરસ્વામી વગેરે અનેક કવિઓને વસ્તુપાલે દાન આપી સંતુષ્ટ કર્યા હતા.[૧૦૧] આચરિયાક નામનો એક વિદ્વાન કોઈ બીજા પ્રદેશમાંથી આવેલો, જેની વાણી સાંભળવા સ્વયં ઉદયપ્રભસૂરિ આવતા, તેનો વસ્તુપાલે ૨૦૦ દ્રમ આપી જાહેર સત્કાર કર્યો હતો.

જાબાલિપુરનો યશોવીર મંત્રી, જે શિલ્પશાસ્ત્રજ્ઞ હતો તે, વસ્તુપાલ મંત્રીનો મિત્ર હતો. એણે આબુના મંદિરમાંથી શિલ્પવિષયક ૯૬ ભૂલો બતાવી હતી.

**નાનાક પંડિત** : આનંદનગર ( વડનગર ) નજીકના ગુંજા ગામનો નિવાસી પંડિત નાનાક કાપિષ્ઠલ ભારદ્વાજગોત્રીય નાગર બ્રાહ્મણ હતો. એણે સં. ૧૩૨૮ (ઈ. સ. ૧૨૭૨ )માં પ્રભાસપાટણમાં સારસ્વત–સદન બાંધ્યું હતું. 'બાલસરસ્વતી' કૃષ્ણ અને 'ધારાધ્વંસ'ના કર્તા ગણપતિ વ્યાસ નામે કવિઓએ રચેલી એની પ્રશસ્તિઓ પરથી[૧૦૨] એના કુટુંબ વિશે ઘણી વિગતો જાણવા મળે છે. એના પિતાનું નામ ગોવિંદ હતું. એના કુટુંબમાં વિદ્વત્તા પરંપરાગત હતી. નાનાક વેદ, વેદાંગ, સાહિત્ય–અલંકાર, નાટ્ય વગેરે વિષયોનો સમર્થ વિદ્વાન હતો. રાજા વીસલ-દેવના જીવનકાલ દરમ્યાન એ એને શાસ્ત્ર–પુરાણોની કથા સંભળાવતો હતો. વસ્તુ-પાલની વિદ્વત્સભાનો એ મહાપંડિત હતો. સારંગદેવ વાઘેલાના સમયનો એક શિલાલેખ વંથળીથી મળ્યો છે તેમાં પ્રશસ્તિકારના કુટુંબ વિશેની હકીકત છે તે પરથી જણાય છે કે એ રચના નાનાકની હશે. સ્વયં નાનાક પણ ખૂબ દાન આપતો, 'ઉપદેશ તરંગિણી' અને 'ચતુર્વિંશતિ પ્રબંધ'માંથી પંડિત નાનાકે રચેલાં વસ્તુપાલનાં સ્તુતિકાવ્ય મળી આવે છે. આ સિવાય એની કોઈ સ્વતંત્ર કૃતિ મળતી નથી.

**પદ્મપ્રભસૂરિ** : આ. દેવાનંદસૂરિના શિષ્ય આ. પદ્મપ્રભસૂરિ સં. ૧૨૯૪ ( ઈ. સ. ૧૨૩૮ )માં વિદ્યમાન હતા. એમણે 'મુનિસુવ્રતચરિત' નામનો ગ્રંથ રચ્યો છે. તિલકાચાર્યને 'આવશ્યકસૂત્ર'ની લઘુવૃત્તિની રચનામાં એમણે સહાય કરી હતી.

**પદ્મ મંત્રી** : પદ્મ મંત્રી અણહિલપુરનિવાસી વાયડવંશના શ્રેષ્ઠી આસલ અને એની પત્ની અહિદેવીનો પુત્ર હતો. એના વંશનો વિસ્તૃત પરિચય 'પદ્માનંદ

મહાકાવ્ય'માં છે. આ પદ્મ મંત્રી તે જ છે કે જેના નામથી કવિ અમરચંદ્રસૂરિએ 'પદ્માનંદમહાકાવ્ય'ની રચના કરી હતી.[103] એણે કેટલાંક સ્તોત્ર સંસ્કૃતમાં રચ્યાં છે, જે ઉપલબ્ધ નથી. એ સં. ૧૨૯૫(ઈ. સ. ૧૨૩૯)માં વિદ્યમાન હતો.

**સુમતિગણિ** (ઈ. સ. ૧૨૩૯) : આ. જિનપતિસૂરિના શિષ્ય સુમતિગણિએ જિનદત્તસૂરિકૃત 'ગણધર–સાર્ધશતક' પર સં. ૧૨૯૫(ઈ. સ. ૧૨૩૯)માં બૃહદ્વૃત્તિની રચના કરી છે. એમણે આ વૃત્તિનો આરંભ ખંભાતમાં કર્યો હતો અને પછી ધારાપુરી, નલકચ્છ તરફ વિહાર કરતાં અંતે મંડપદુર્ગ–માંડવગઢમાં એ પૂરી કરી હતી.[104]

**આહ્લાદન દંડનાયક** : ગલ્લકુલનો શ્રેષ્ઠી અંબડ ભીમદેવનો સં. ૧૨૯૬ (ઈ. સ. ૧૨૪૦)માં મહામાત્ય હતો. એના સ્વર્ગવાસ પછી એનો ભાઈ આહ્લાદન દંડનાયક થયો. એણે વસંતતિલકા છંદમાં યમકથી અલંકૃત ૧૦ શ્લોકોનું એક 'પાર્શ્વનાથસ્તોત્ર' રચ્યું છે. આ સિવાય બીજી કૃતિ જાણવા મળતી નથી.

એ આ. વર્ધમાનસૂરિનો પરમ ભક્ત હતો. એની વિનંતીથી આચાર્યે ૫૫૦૦ શ્લોક–પ્રમાણ 'વાસુપૂજ્યચરિત'નું સંસ્કૃતમાં સં. ૧૨૯૯(ઈ. સ. ૧૨૪૩)માં આહ્લાદનાંક કાવ્ય રચ્યું છે. એની પ્રશસ્તિમાં આહ્લાદન મંત્રીએ કરેલાં સુકૃતોની નોંધ આપી છે. આહ્લાદન દંડનાયકે સાંચોરમાં વીરજિનમંદિરમાં ઋષભદેવની તથા થારાપદ્રમાં આદિજિનના ચૈત્યમાં પાર્શ્વનાથ, ચંદ્રપ્રભ, સીમંધર, યુગંધર, અંબિકા અને સરસ્વતીની પ્રતિમાઓનું સ્થાપન કરાવ્યું હતું. વટસર ગામમાં અને સંગમખેટક(સંખેડા)માં જિનમૂર્તિઓ સાથે ચૈત્યોનો ઉદ્ધાર કર્યો હતો. અણહિલવાડમાં પોતાના ગુરુની વસતિનો પણ ઉદ્ધાર કર્યો, ઘણાં પુસ્તક લખાવ્યાં. પાટણના વાસુપૂજ્ય જિનમંદિરનો ઉદ્ધાર પણ એણે કરાવ્યો.[105]

**જિનપ્રભસૂરિ** : આગમગચ્છીય આ. જિનપ્રભસૂરિએ સં. ૧૨૯૭(ઈ. સ. ૧૨૪૧)માં અપભ્રંશભાષામાં 'મદનરેખા–સંધિ' નામક રચેલી કૃતિ ઉપલબ્ધ થાય છે. આ સૂરિએ અપભ્રંશમાં અનેક કૃતિઓ શત્રુંજય ઉપર રહીને રચી છે. એમણે 'જ્ઞાનપ્રકાશકુલક' 'ચતુર્વિધભાવનાકુલક,' 'મલ્લિચરિત,' 'જીવાનુશાસ્તિ-સંધિ,' 'નેમિનાથરાસ,' 'યુગાદિજિનકુલક,' 'ભવિયચરિઉ,' 'ભવિયકુડંબચરિઉ,' 'સર્વચૈત્યપરિપાટીસ્વાધ્યાય,' 'સુભાષિતકુલક,' 'શ્રાવકવિધિપ્રકરણ,' 'ધમ્માધમ્મ-વિચારકુલક,' 'વઇરસામિચરિઉ' (સં. ૧૩૧૬–ઈ. સ. ૧૨૬૦), 'નેમિનાથ-જન્માભિષેક,' 'મુનિસુવ્રતસ્વામિસ્તોત્ર,' 'છપ્પનદિક્કુમારી–જન્માભિષેક,' અને 'જિનસ્તુતિ' રચેલ છે. આ કૃતિઓ ઉપરાંત 'ષટ્પંચાશદ્દિક્કુમારિકાસ્તવન,' 'મહાવીરચરિત,' 'જંબૂચરિત' (સં. ૧૨૯૯–ઈ. સ. ૧૨૪૩), 'મોહરાજવિજયોક્તિ,'

કલ્યાણક,' 'સુકોશલચરિત,' 'જિનસ્તુતિ,' 'ચાચરીસ્તુતિ,' 'ગુરુચરિત' વગેરે રચનાઓ પણ આ જિનપ્રભસૂરિની હોવાનો સંભવ છે.

**દેવેંદ્રસૂરિ :** શ્રીચંદ્રસૂરિના શિષ્ય દેવેંદ્રસૂરિએ સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨)-માં સિદ્ધર્ષિએ રચેલી 'ઉપમિતિભવપ્રપંચકથા'નો ૫૭૩૦ શ્લોકપ્રમાણ 'સારોદ્ધાર' રચ્યો છે, જેનું સંશોધન આ. પ્રદ્યુમ્નસૂરિએ કર્યું હતું.

**વર્ધમાનસૂરિ :** આ. વિજયસિંહસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિએ દંડનાયક આહ્લાદન મંત્રીની વિનંતીથી દરેક સર્ગના અંતે 'આહ્લાદન' શબ્દથી અલંકૃત 'વાસુપૂજ્યચરિત' ૫૪૯૪ શ્લોક–પ્રમાણ ચાર સર્ગાત્મક સં. ૧૨૯૯(ઈ. સ. ૧૨૪૩)માં રચ્યું છે. એમણે પોતાના ગુરુ વિજયસિંહસૂરિની વિદ્વત્તાની પ્રશંસા કરી છે.[૧૦૬]

**રત્નપ્રભસૂરિ :** આ. દેવાનંદસૂરિના શિષ્ય પરમાનંદસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ સં. ૧૩૦૦ (ઈ. સ. ૧૨૪૪) લગભગમાં આ. ઉદ્દ્યોતનસૂરિની પ્રાકૃત 'કુવલયમાલા'ના આધારે સંસ્કૃતમાં 'કુવલયમાલા' રચી છે. પાંચ પ્રસ્તાવોમાં વિભક્ત આ કૃતિ ૩૮૯૪ શ્લોક–પ્રમાણ છે. એનું સંશોધન આ. કનકસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ કર્યું છે.

**વિજયચંદ્રસૂરિ :** તપાગચ્છના સંસ્થાપક આ. જગચ્ચંદ્રસૂરિના શિષ્ય દેવેંદ્રસૂરિના શિષ્ય વિજયચંદ્રસૂરિએ 'કેશિકુમારચરિત' નામક ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે. તેઓ સં. ૧૩૦૧(ઈ. સ. ૧૨૪૫)માં વિદ્યમાન હતા.

**ધર્મઘોષસૂરિ :** આ. ધર્મઘોષસૂરિ આ. દેવેંદ્રસૂરિના શિષ્ય હતા. દેવેંદ્ર-સૂરિએ ઉજ્જનવાસી ધનાઢ્ય શ્રેષ્ઠી જિનચંદ્ર નામના શ્રાવકના વીરધવલ અને ભીમસિંહ નામના બે પુત્રોને સં. ૧૩૦૨(ઈ. સ. ૧૨૪૬)માં દીક્ષા આપી, એમાં વીરધવલનું નામ વિદ્યાનંદમુનિ અને ભીમસિંહનું નામ ધર્મકીર્તિ રાખવામાં આવ્યું. દેવેંદ્રસૂરિના સ્વર્ગવાસ પછી તેરમે દિવસે વિદ્યાનંદસૂરિનો સ્વર્ગવાસ થવાથી ઉપા. ધર્મકીર્તિને સૂરિપદ આપી એમનું 'ધર્મઘોષસૂરિ' નામ રાખવામાં આવ્યું. આ આચાર્યે 'સંઘાચાર', 'કાલસિત્તરી' અને કેટલાંક પ્રકરણો તથા સ્તોત્રો રચ્યાં છે.[૧૦૭]

**અજિતપ્રભસૂરિ :** પૌર્ણમિકગચ્છના વીરપ્રભસૂરિના શિષ્ય આ. અજિત-પ્રભસૂરિએ સંસ્કૃતમાં ૭ સર્ગાત્મક 'શાંતિનાથચરિત' સં. ૧૩૦૭(ઈ. સ. ૧૨૫૧) માં ૫૦૦૦ શ્લોકાત્મક રચ્યું છે.

**પૂર્ણકલશગણિ** : પૂર્ણકલશગણિ આ. જિનેશ્વરસૂરિના શિષ્ય હતા. તેઓ પ્રકાંડ પંડિત ગણાતા. એમણે સં. ૧૩૦૭(ઈ. સ. ૧૨૫૧)માં હેમચંદ્રસૂરિરચિત 'પ્રાકૃત-દ્વયાશ્રયકાવ્ય' ઉપર ૪૨૩૦ શ્લોકાત્મક વૃત્તિ રચી છે, જેનું સંશોધન એમના ગુરુભાઈ લક્ષ્મીતિલક ઉપાધ્યાયે કર્યું છે.[૧૦૮] વળી, એમણે 'મંત્ર-મંત્રાદિગર્ભિતસ્તંભનપાર્શ્વનાથસ્તોત્ર'ની પણ રચના કરી છે.

**રત્નાકરસૂરિ** : આ. દેવપ્રભસૂરિના શિષ્ય આ. રત્નાકરસૂરિએ આત્મનિંદા-સ્વરૂપ 'રત્નાકરપંચવિંશતિકા' નામક સ્તોત્ર-કાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે. તેઓ સં. ૧૩૦૮(ઈ. સ. ૧૨૫૨)માં વિદ્યમાન હતા.

**લક્ષ્મીતિલક ઉપાધ્યાય** : જિનેશ્વરસૂરિના શિષ્ય લક્ષ્મીતિલક ઉપાધ્યાયે આ. જિનરત્નસૂરિ પાસે વિદ્યાધ્યયન કર્યું હતું. એમણે સં. ૧૩૧૧(ઈ. સ. ૧૨૫૫)માં ૧૭ સર્ગવાળું 'પ્રત્યેકબુદ્ધચરિત' મહાકાવ્ય રચ્યું છે. વળી, જિનેશ્વરસૂરિએ સં. ૧૩૧૩(ઈ. સ. ૧૨૫૭)માં પાલનપુરમાં રચેલા 'શ્રાવકધર્મપ્રકરણ' ઉપર સં. ૧૩૧૭(ઈ. સ. ૧૨૬૧)માં ૧૫૦૦૦ શ્લોક-પ્રમાણ ટીકા જાલોરમાં પૂરી કરી હતી, તે જ વર્ષમાં ભીમપલ્લીનો વીરમંદિરનો પ્રતિષ્ઠા-ઉત્સવ પણ થયો હતો.[૧૦૯] એમણે સં. ૧૩૧૩ માં 'શ્રીશાંતિનાથદેવરાસ' ઉત્તર ગૌર્જર અપભ્રંશ ભાષામાં રચ્યો છે. એમણે અનેક સાધુઓને ભણાવ્યા હતા અને કેટલાક ગ્રંથકારોના ગ્રંથોનું સંશોધન કર્યું હતું.

**વિદ્યાનંદસૂરિ** : તપાગચ્છીય આ. દેવેંદ્રસૂરિના શિષ્ય વિદ્યાનંદસૂરિએ 'વિદ્યાનંદ વ્યાકરણ'ની રચના સં. ૧૩૧૨(ઈ. સ. ૧૨૫૬)માં કરી છે. જિનેશ્વર-સૂરિના શિષ્ય ચંદ્રતિલક ઉપાધ્યાયે જિનપતિસૂરિના શિષ્ય સૂરપ્રભમુનિને આ 'વિદ્યાનંદ વ્યાકરણ'નું અધ્યયન કરાવ્યું હતું.[૧૧૦]

**ચંદ્રતિલક ઉપાધ્યાય** : આ. જિનેશ્વરસૂરિના શિષ્ય ચંદ્રતિલક ઉપાધ્યાયે 'અભયકુમારચરિત' નામક કાવ્ય વાગ્ભટમેરુ(બાહડમેર)માં શરૂ કર્યું હતું અને એની પૂર્ણાહુતિ વીસલદેવના રાજ્યકાલમાં ખંભાતમાં વિ. સં. ૧૩૧૨(ઈ. સ. ૧૨૫૬) કરી હતી. આ કાવ્યની મોટી પ્રશસ્તિ એમના ગુરુભાઈ કુમારગણિ કવિએ રચેલી છે.[૧૧૧] આ ચંદ્રતિલક ઉપાધ્યાય પોતાના વિદ્યાગુરુઓમાં નેમિ-ચંદ્રગણિ, સિદ્ધસેનમુનિ, ગુણભદ્રસૂરિ, સૂરપ્રભમુનિ, વિજયદેવસૂરિ અને જિન-પાલ ઉપાધ્યાયને ગણાવે છે.

**અભયતિલકગણિ** : આ. હેમચંદ્રસૂરિએ સંસ્કૃતમાં ૨૦ સર્ગાત્મક 'દ્વયાશ્રય' રચ્યું છે. આ કાવ્ય ઉપર ચંદ્રગચ્છના જિનેશ્વરસૂરિની પરંપરામાં થયેલા અભયતિલકગણિએ ૧૭,૪૫૨ શ્લોકપ્રમાણ ટીકા સં. ૧૩૧૨(ઈ. સ. ૧૨૫૬)માં

પાલનપુરમાં પૂર્ણ કરી છે[112] અને એનું સંશોધન એમના ગુરુભાઈ લક્ષ્મી-તિલકે કર્યું છે,

આ. અભયતિલકગણિએ 'પંચપ્રસ્થાનન્યાયમહાતર્ક' પર 'ન્યાયાલંકાર' નામની વ્યાખ્યા પણ રચી છે, અર્થાત્ અક્ષપાદના ન્યાયતર્કસૂત્ર ઉપર વાત્સ્યાયનનું 'ભાષ્ય,' એ પર ભારદ્વાજનું 'વાર્તિક,' એ પર વાચસ્પતિની 'તાત્પર્યટીકા,' એ ઉપર ઉદયનની 'તત્પરિશુદ્ધિ' અને એ પર શ્રીકંઠનું જ 'પંચપ્રસ્થાનન્યાયમહા-તર્ક' છે તેના પર આ 'ન્યાયાલંકાર' નામની વૃત્તિની અભયતિલકગણિએ રચના કરી વિદ્વત્સમૂહને ઋણી બનાવ્યો છે. દર્શન, કાવ્ય–સાહિત્ય, કોશ, વ્યાકરણ વગેરે શાસ્ત્રોમાં નિપુણ આ આચાર્યે ઉત્તર ગૌર્જર અપભ્રંશમાં 'વીરરાસ' રચ્યો છે. ભાષાશાસ્ત્ર અને ઇતિહાસની દૃષ્ટિએ આ કૃતિનું મહત્ત્વ છે. ભીમપલ્લીમાં મહારાણા મંડલિકના આદેશથી રીલચુ દંડનાયકના સમયમાં સં. ૧૩૧૭(ઈ. સ. ૧૨૬૧)માં ભુવનપાલશાહે બંધાવેલા[113] વિધિચૈત્ય, જેનું બીજું નામ 'મંડલિક-વિહાર' રાખવામાં આવેલું, તેના પ્રતિષ્ઠામહોત્સવનું પ્રત્યક્ષ જોયેલું વર્ણન આ રાસમાં કવિએ કર્યું છે. આ સિવાય એમણે ઉપાધ્યાય ચંદ્રતિલકે રચેલા 'અભય-કુમારચરિત'નું સંશોધન કર્યું હતું. વળી, 'ઉપદેશમાલા'ની બૃહદ્વૃત્તિના અંતે એમણે પ્રશસ્તિ પણ રચી છે.

**જિનેશ્વરસૂરિ :** મરુકોટ્ટનિવાસી શ્રેષ્ઠી નેમિચંદ્ર ભાંડાગારિક જૈન સિદ્ધાંતનો જ્ઞાતા હતો. એણે પ્રાકૃતમાં 'સટ્ઠિસયપયરણ' નામે ગ્રંથ રચ્યો છે. એને અંબડ નામે પુત્ર હતો, જેનો સં. ૧૨૪૫(ઈ. સ. ૧૧૮૯)માં જન્મ થયો હતો. અંબડે સં. ૧૨૫૫(ઈ. સ. ૧૧૯૯)માં ખેડનગરમાં દીક્ષા લીધી ને એનું વીરપ્રભમુનિ નામ રાખવામાં આવ્યું. યોગ્યતા પ્રાપ્ત થતાં સં. ૧૨૭૮(ઈ. સ. ૧૨૨૨)માં એમને જાવાલમાં સૂરિપદ આપવામાં આવ્યું અને એમને જિનપતિસૂરિની પાટે સ્થાપિત કરી જિનેશ્વરસૂરિ નામ આપવામાં આવ્યું. આ આચાર્યે પાલન-પુરમાં રહીને સં. ૧૩૧૩(ઈ. સ. ૧૨૫૭)માં 'શ્રાવકધર્મવિધિ' નામનો ગ્રંથ સંસ્કૃતમાં રચ્યો છે, તેના ઉપર સં. ૧૩૧૭(ઈ. સ. ૧૨૬૧)માં એમના શિષ્ય લક્ષ્મીતિલક ઉપાધ્યાયે ટીકા રચી છે. આ આચાર્યે 'રુચિતદંડકસ્તુતિ' પણ રચી છે.

**જયમંગલસૂરિ :** વાદી દેવસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિ અને એમના શિષ્ય જયમંગલસૂરિએ વિ. સં. ૧૩૧૮(ઈ. સ. ૧૨૬૨)માં સુંધાની પહાડી પરના ચાચિગદેવના શિલાલેખની પ્રશસ્તિ સંસ્કૃતમાં રચેલી છે. એ સિવાય 'કાવ્યશિક્ષા' નામનો અલંકાર–વિષયક નાનો ગ્રંથ સંસ્કૃત ગદ્યમાં રચ્યો છે. એમણે ઉત્તર

ગૌર્જર અપભ્રંશમાં ૧૮ કડીઓનું 'મહાવીરજન્માભિષેક' નામક કાવ્ય રચ્યું છે. ભટ્ટિકાવ્ય પર જયમંગલસૂરિએ ટીકા રચી છે તે આ જયમંગલસૂરિથી ભિન્ન છે કે કેમ એનો નિર્ણય કરવા જેવો છે. મુનિ શ્રી ચતુરવિજયજીએ તો આ ટીકા આ જયમંગલસૂરિની હોવાનો મત પ્રદર્શિત કર્યો છે.[૧૧૪]

**પ્રબોધચંદ્રગણિ** : જિનેશ્વરસૂરિના શિષ્ય પ્રબોધચંદ્રગણિએ સં. ૧૩૨૦ (ઈ. સ. ૧૨૬૪)માં 'સંદેહદોલાવલી' ઉપર વૃત્તિની રચના કરી છે. એનું સંશોધન લક્ષ્મીતિલક ઉપાધ્યાય, જિનરત્નસૂરિ અને ચંદ્રતિલક ઉપાધ્યાયે કર્યું હતું. પ્રબોધચંદ્રગણિ પદ્મદેવગણિ પાસેથી લક્ષણ અને સાહિત્ય શીખ્યા હતા, વાચનાચાર્ય ગુણચંદ્ર પાસે 'કાતંત્રપંજિકા' ભણ્યા હતા અને વિજયદેવસૂરિ પાસે તર્કશાસ્ત્ર અને જિનપાલ ઉપાધ્યાય પાસે આગમ શીખ્યા હતા.

**સોમપ્રભસૂરિ** : આ. ધર્મઘોષસૂરિના શિષ્ય સોમપ્રભસૂરિએ 'યતિજીતકલ્પસૂત્ર' અને કેટલાંક સ્તોત્રોની રચના કરી છે. તેઓ સં. ૧૩૨૧(ઈ. સ. ૧૨૬૫)માં વિદ્યમાન હતા.

**મુનિદેવ મુનિ** : મુનિદેવ નામના જૈનાચાર્યે સં. ૧૩૨૨(ઈ. સ. ૧૨૬૬)માં ૪૮૫૫ શ્લોકપ્રમાણ 'શાંતિનાથચરિત' નામક ગ્રંથ રચ્યો છે, તેમાં શાંતિનાથનું ચરિત વર્ણવ્યું છે. આ ચરિત્રમાં દેવાનંદસૂરિરચિત 'સિદ્ધસારસ્વત વ્યાકરણ'નો ઉલ્લેખ કરેલો છે.[૧૧૫]

**ધર્મતિલક મુનિ** : આ. જિનેશ્વરસૂરિના શિષ્ય ધર્મતિલક ઉપાધ્યાયે સં. ૧૩૨૨(ઈ. સ. ૧૨૬૬)માં આ. જિનવલ્લભસૂરિકૃત उल्लासिक्क પદથી શરૂ થતા પ્રાકૃત 'અજિતશાંતિસ્તવ'ની વૃત્તિ રચી છે.

**સિંહતિલકસૂરિ** : આ. સિંહતિલકસૂરિ વિબુધચંદ્રસૂરિના શિષ્ય હતા એમ એમની કૃતિઓ ઉપરથી જણાય છે. એમણે સં. ૧૩૨૭(ઈ. સ. ૧૨૭૧)માં 'મંત્રરાજરહસ્ય' નામક ગ્રંથ રચ્યો છે, જે સૂરિમંત્રના વિષયમાં વિશદ બોધ આપે છે. વળી, સં. ૧૩૨૩(ઈ. સ. ૧૨૬૭)માં 'વર્ધમાનવિદ્યાકલ્પ' રચ્યો છે. આ. પદ્મપ્રભસૂરિએ રચેલા 'ભુવનદીપક' નામક જ્યોતિષના ગ્રંથ ઉપર ૧૭૦૦ શ્લોકપ્રમાણ વૃત્તિની રચના સં. ૧૩૨૬(ઈ. સ. ૧૨૭૦)માં કરી છે. ગણિતજ્ઞ શ્રીપતિના 'ગણિતતિલક' ઉપર સં. ૧૩૩૦(ઈ. સ. ૧૨૭૪)ની આસપાસ વૃત્તિ રચી છે. વળી, 'પરમેષ્ઠિવિદ્યાયંત્રસ્તોત્ર' અને 'લઘુનમસ્કારચક્રસ્તોત્ર' અને 'ઋષિમંડલયંત્રસ્તોત્ર' જેવા નાના મંત્રવિષયક પદ્યગ્રંથ પણ રચ્યા છે.

**પ્રદ્યુમ્નસૂરિ** : આ. કનકપ્રભસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ આ. હરિભદ્ર-

સૂરિએ પ્રાકૃતમાં રચેલી 'સમરાઇચ્ચકહા'ના સંક્ષેપરૂપે સંસ્કૃતમાં ૪૮૪૪ પદ્યોમાં 'સમરાદિત્યસંક્ષેપ' અથવા 'સમરાદિત્યચરિત' નામક ગ્રંથ વિ. સં. ૧૩૨૪ (ઈ. સ. ૧૨૬૮)માં રચ્યો છે. આમાં નવ ભવ તરીકે નિર્દેશ કરેલા નવ વિભાગ છે. વળી, એમણે પ્રાકૃતમાં 'પવ્વજ્જાવિહાણુ' નામની કૃતિ સં. ૧૩૩૮(ઈ. સ. ૧૨૮૨)માં રચી છે. આ આચાર્યે ઉદયપ્રભ, દેવેંદ્ર, ધર્મકુમાર, પ્રભાચંદ્ર, બાલચંદ્ર, માનતુંગ, મુનિદેવ, રત્નપ્રભ અને વિનયચંદ્રની કૃતિઓનું સંશોધન કરી મહાસંશોધક તરીકેની ખ્યાતિ પ્રાપ્ત કરેલી છે. આ સૂરિના મોટા ગુરુભાઈ જય-સિંહ અને નાના ગુરુભાઈ બાલચંદ્ર નામે હતા.

**વિનયચંદ્રસૂરિ** : આ. રત્નસિંહસૂરિના શિષ્ય વિનયચંદ્રસૂરિએ સં. ૧૩૨૫ (ઈ. સ. ૧૨૬૯)માં 'કલ્પનિરુક્ત,' સં. ૧૩૪૫(ઈ. સ. ૧૨૮૯)માં 'દીપાલિ-કાકલ્પ,' 'મુનિસુવ્રતસ્વામિચરિત,' 'નેમિનાથચતુષ્પદિકા' અને 'ઉવએસમાલા-કહાણયછપ્પય' વગેરે ગ્રંથ રચ્યા છે, તે પૈકી 'નેમિનાથચતુષ્પદિકા' અને 'ઉવએસમાલા–કહાણયછપ્પય' બંને ઉત્તર ગૌર્જર અપભ્રંશ ભાષામાં રચેલાં છે. 'નેમિનાથચતુષ્પદિકા' ઉપરથી જણાય છે કે આ પહેલાં બારમાસી કાવ્યો રચાતાં હશે, પણ એ મળતાં નથી તેથી આ કાવ્યને અત્યારે બારમાસી કાવ્યોમાં પ્રથમ કૃતિ તરીકે ગણાવી શકાય. આ કાવ્યમાં નેમિનાથનો વિયોગ થવાને લીધે રાજિમતીને જે સંવેદનો થાય છે તેની રજૂઆત રસિક વાણીમાં કરી છે. ભાષા તથા કાવ્યની દૃષ્ટિએ આ ઉત્તમ કોટિની રચના ગણી શકાય. 'ઉવએસમાલા-કહાણયછપ્પય'માં કર્તાએ ક્ષમા, ગુરુભક્તિ, મુનિભક્તિ વગેરે વિષયોને એકેક છપ્પામાં આપી ઉપદેશ આપ્યો છે. 'મુનિસુવ્રતચરિત' એ સંસ્કૃતમાં રચેલું મોટું કાવ્ય છે.

**પ્રદ્યુમ્નસૂરિ** : આ દેવપ્રભસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ સં. ૧૩૨૫(ઈ. સ. ૧૨૬૯)માં પ્રાકૃતમાં 'વિચારસારપયરણ' નામનો ગ્રંથ ૯૦૦ ગાથામાં રચ્યો છે. આના ઉપર માણિક્યસાગરે સંસ્કૃત છાયા રચી છે. આ ગ્રંથમાં કર્મભૂમિ, અકર્મભૂમિ, અનાર્યદેશ વગેરે વિવિધ વિષયો ઉપર વિચાર કર્યો છે.

**સપ્તક્ષેત્રીરાસ-કાર** : 'સપ્તક્ષેત્રીરાસુ' કૃતિ કોની છે એ વિશે કાવ્યમાં જણાવ્યું નથી. આ રાસની રચના સં. ૧૩૨૭(ઈ. સ. ૧૨૭૧)માં થઈ છે.[૧૧૬] આમાં ૧૦૯ કડી છે. આમાં બાર વ્રતો અને સાત ક્ષેત્રોનું સાંપ્રદાયિક દૃષ્ટિએ વર્ણન કરવામાં આવ્યું છે. આ વર્ણનમાં કેટલીક ઉપયોગી ધાર્મિક વિધિઓ, જિનમંદિરની રચના, પૂજાસમારંભ વગેરેનો ખ્યાલ આપવામાં આવ્યો છે. આમાં ઉત્તરોત્તર થતો ભાષાવિકાસ નજરે ચડે છે.

**માતૃકાચોપાઈ–કાર :** ‘ માતૃકાચોપાઈ ’ કૃતિના કર્તાનું નામ જાણવામાં આવ્યું નથી, પણ ‘ સપ્તક્ષેત્રીરાસુ ’ અને ‘ માતૃકાચોપાઈ ’ના કર્તા એક હોય એવી સંભાવના શકય છે, એટલે એનો સમય સં. ૧૩૨૭(ઈ. સ. ૧૨૭૧) આસપાસનો મનાય. માતૃકા એટલે મૂળાક્ષર. આ કૃતિમાં પ્રત્યેક મૂળાક્ષરથી શરૂ થતી એકેક એવી પર કડી મળી કુલ ૬૪ કડી છે. આમાં કવિએ પદ્યમાં બાવન અક્ષર જાળવ્યા છે. વિષય જૈનધર્મ સંબંધે છે. સાધુ–આચાર્યના વિષયમાં આવશ્યક માહિતી આપવામાં આવી છે.

**જિનપ્રબોધસૂરિ :** જિનેશ્વરસૂરિના શિષ્ય પ્રબોધમૂર્તિએ થરાદમાં સં. ૧૨૯૬( ઈ. સ. ૧૨૪૦ )માં દીક્ષા લીધી હતી. યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી સં. ૧૩૩૧( ઈ. સ. ૧૨૭૫ )માં એમને આચાર્યપદવી આપતી વેળાએ એમનું નામ ‘જિનપ્રબોધસૂરિ’ રાખવામાં આવ્યું હતું. એમણે સં. ૧૩૨૮(ઈ. સ. ૧૨૭૨)માં ‘ કાતંત્રવ્યાકરણ ’ ઉપર ‘ દુર્ગપ્રબોધ ’ નામક ટીકા રચી છે. એમણે વિવેકસમુદ્ર-કૃત ‘ પુણ્યસારકથા ’નું સંશોધન કર્યું હતું. સં. ૧૩૫૧(ઈ. સ. ૧૨૯૫)માં જિન-ચંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરેલી એમની મૂર્તિ ખંભાતમાં વિદ્યમાન છે.

**જિનપ્રભસૂરિશિષ્ય :** જિનપ્રભસૂરિના કોઈ શિષ્યે સં. ૧૩૨૮(ઈ. સ. ૧૨૭૨)માં ૭૧ કડીઓમાં ‘ નર્મદાસુંદરીકથા ’ નામક કાવ્ય ઉત્તર ગૌર્જર અપભ્રંશ ભાષામાં રચ્યું છે.[૧૧૭] એ જ રીતે બીજું ‘ ગૌતમસ્વામિચરિતકુલક ’ સં. ૧૩૫૮ (ઈ. સ. ૧૩૦૨)માં રચ્યું છે.[૧૧૮]

**સોમચંદ્રગણિ :** આ. જયમંગલસૂરિના શિષ્ય સોમચંદ્રગણિએ વિ. સં. ૧૩૨૯(ઈ. સ. ૧૨૭૩)માં છંદઃશાસ્ત્રના ‘ વૃત્તરત્નાકર ’ નામક ગ્રંથ પર વૃત્તિ રચી છે.[૧૧૯] હેમચંદ્ર વગેરે અનેક વિદ્વાનોના ગ્રંથોનાં ઉદ્ધરણ એમણે લીધાં છે.

**સોમમૂર્તિ :** મુનિ સોમમૂર્તિએ ‘ જિનેશ્વરસૂરિદીક્ષાવિવાહલુ ’ નામક કાવ્ય ઉત્તર ગૌર્જર અપભ્રંશમાં વિ. સં. ૧૩૩૧(ઈ. સ. ૧૨૭૫)માં રચેલું મળે છે. એમાં જિનેશ્વરસૂરિનો જન્મ, દીક્ષા, આચાર્યપદ અને વિવિધ ઘટનાઓ વિશે ખ્યાલ આપ્યો છે. ‘ વિવાહલુ ’ એટલે સંયમરૂપી નારી સાથે સાધકનાં જાણે લગ્ન થયાં હોય તે રીતે કવિ આ કાવ્યમાં વર્ણન કરે છે. વિ. સં. ૧૩૩૧(ઈ. સ. ૧૨૭૫) લગભગની આ કૃતિમાં શુદ્ધ ઝૂલણા છંદનો ઉપયોગ થયેલો જોવામાં આવ્યો છે.

**માનતુંગસૂરિ :** માનતુંગસૂરિએ સં. ૧૩૩૨(ઈ. સ. ૧૨૭૬)માં ‘ શ્રેયાંસ-નાથચરિત્ર ’ સંસ્કૃતમાં રચ્યું છે. એમણે દેવપ્રભસૂરિએ પ્રાકૃતમાં રચેલા ‘ સિજ્જંસ-ચરિય ’ના આધારે આ ગ્રંથની રચના કરેલી છે.

**ધર્મકુમાર સાધુ** : નાગેંદ્રગચ્છના આ. વિબુધપ્રભસૂરિના શિષ્ય ધર્મકુમાર સાધુએ 'શાલિભદ્રચરિત' નામનો ગ્રંથ સં. ૧૩૩૪(ઈ. સ. ૧૨૭૮)માં રચ્યો છે.

**પ્રભાચંદ્રસૂરિ** : આ. પ્રભાચંદ્રસૂરિ રાજગચ્છીય આ. ધનેશ્વરસૂરિના સંતાનીય હતા. તેઓ ચંદ્રપ્રભસૂરિના શિષ્ય હતા. એમણે વિ. સં. ૧૩૩૪(ઈ. સ. ૧૨૭૮)માં 'પ્રભાવકચરિત' નામક ગ્રંથ ૫૭૭૪ શ્લોકાત્મક સંસ્કૃત પદ્યમાં રચ્યો છે. આ ગ્રંથનું સંશોધન આ. કનકપ્રભસૂરિના શિષ્ય આ. પ્રદ્યુમ્નસૂરિએ કર્યું છે. આ ગ્રંથ આ. હેમચંદ્રસૂરિએ રચેલા 'પરિશિષ્ટપર્વ'ના અનુસંધાનરૂપે લખાયો છે. 'પરિશિષ્ટપર્વ'માં જે વજ્રસ્વામીનો વૃત્તાંત છે તે વજ્રસ્વામીથી આરંભીને આ. હેમચંદ્રસૂરિ સુધી એટલે વિક્રમની પહેલી શતાબ્દીથી લઈને તેરમી શતાબ્દીના આરંભ સુધીમાં થઈ ગયેલા કવિ, શાસ્ત્રકાર, વાદી, માંત્રિક વગેરે મુખ્ય બાવીસ અને અવાંતર કેટલાય પ્રભાવક આચાર્યોની જીવનઘટનાઓ સંબંધી વૃત્તાંત આપેલ છે. બીજી રીતે કહીએ તો જૈનોના ઇતિહાસ માટે આ મૂલ્યવાન કૃતિ છે. આમાંના કેટલાક આચાર્યોનો સંબંધ ગુજરાત સાથે હતો. વીરસૂરિ, શાંતિસૂરિ, મહેંદ્રસૂરિ, સૂરાચાર્ય, અભયદેવસૂરિ, વીરદેવગણિ, દેવસૂરિ અને હેમચંદ્રસૂરિ એમ આઠ આચાર્યો તો સોલંકી કાલમાં પાટણમાં જ થયા હતા. એ બધા આચાર્યોનો ગુજરાતના સોલંકી રાજાઓ સાથે સારો પરિચય હતો. કેટલાયે આચાર્યોએ ગુજરાતના ઉત્કર્ષમાં મોટો ફાળો આપ્યો હતો, એ દૃષ્ટિએ ગુજરાતના ઇતિહાસમાં પણ આ કૃતિનું ઓછું મહત્ત્વ નથી.

**વિવેકસમુદ્રગણિ** : આ. જિનેશ્વરસૂરિના શિષ્ય વિવેકસમુદ્રગણિએ સં. ૧૩૩૪(ઈ. સ. ૧૨૭૮)માં જેસલમેરમાં 'પુણ્યસારકથાનક' રચ્યું. વળી, 'સમ્યક્ત્વાલંકાર' નામનો ગ્રંથ પણ રચ્યો છે. વિવેકસમુદ્રગણિ જિનકુશલસૂરિના વિદ્યાગુરુ હતા. એમણે કેટલાક ગ્રંથોનું સંશોધન કર્યું છે.

**સંગ્રામસિંહ** : ઠક્કુર સાઢાકના પુત્ર ક્રૂરસિંહ અને એના પુત્ર સંગ્રામસિંહે 'બાલશિક્ષા' નામનો ઔક્તિક ગ્રંથ સં. ૧૩૩૬(ઈ. સ. ૧૨૮૦)માં રચ્યો છે. આમાં તત્કાલીન લોકભાષા દ્વારા 'કાતંત્ર' નામક સંસ્કૃત વ્યાકરણ શીખવાની પ્રક્રિયા બતાવી છે. પ્રારંભમાં પરબ્રહ્મને પ્રણામ કરી કર્તાએ આ ગ્રંથ ૮ પ્રક્રમોમાં વિભક્ત કર્યો છે. સાતમા પ્રક્રમમાં તત્કાલીન લોકભાષાના ૬૦૦ શબ્દ તે તેના સંસ્કૃત પર્યાય સાથે આપ્યા છે. એમાંનાં ઘણાંખરાં ક્રિયાપદ છે. આમાં કેટલાક ગ્રંથોનાં અવતરણ પણ આપ્યાં છે.[૧૨૦]

**માણિક્યસૂરિ** : આ. માણિક્યસૂરિએ 'શકુનશાસ્ત્ર,' અપર નામ 'શકુન-

સારોદ્ધાર' નામક ગ્રંથ સંસ્કૃતમાં સં. ૧૩૩૮(ઈ. સ. ૧૨૮૨)માં રચ્યો છે. આમાં દિક્સ્થાન, આગ્યનિમિત્ત વગેરે ૧૧ વિષયો ઉપર શકુનના ફળાદેશોનો વિચાર કર્યો છે.[૧૨૧]

**જિનપ્રભસૂરિ** : આ. જિનસિંહસૂરિના શિષ્ય આ. જિનપ્રભસૂરિએ લઘુખરતરગચ્છશાખા પ્રવર્તાવી હતી. એમણે અનેક સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો અને સ્તોત્રો રચ્યાં છે. કેટલીક રચનાઓ ઈ. સ. ૧૩૦૪ સુધીમાં કરેલી છે ને કેટલીક એ પછીના સમયમાં કરેલી છે. આ આચાર્યને એવો નિયમ હતો કે રોજ એક સ્તોત્રની રચના કર્યા પછી જ આહાર–પાણી લેવાં, તેથી એમણે રચેલાં અનેક સ્તોત્ર મળી આવે છે. વિ. સં. ૧૩૫૨(ઈ. સ. ૧૨૯૬)માં ખેતલ કાયસ્થની વિનંતીથી 'કાતંત્રવિભ્રમ' નામક ગ્રંથ, અને સં. ૧૩૫૬(ઈ. સ. ૧૩૦૦)માં 'શ્રેણિકચરિત,' જે વ્યાકરણનાં સૂત્રો અને ચરિત્ર એ બંને આશ્રયપૂર્વકનું હોવાથી 'દ્વયાશ્રય' નામથી પ્રસિદ્ધ છે તે, કાવ્યની રચના કરી છે. એમણે 'વિધિપ્રપા' નામનો પ્રતિષ્ઠા–વિષયક ગ્રંથ પણ રચ્યો છે. વળી એમણે વિવિધ તીર્થોની યાત્રા કરીને તીર્થો વિશે ઐતિહાસિક ખ્યાલ આપતો 'વિવિધતીર્થકલ્પ' નામક ગ્રંથ રચ્યો છે. આ ગ્રંથ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનો છે. એમાં ગુજરાતનાં અનેક સ્થળોની માહિતી આપેલી છે.

**મલ્લિષેણસૂરિ** : નાગેંદ્રગચ્છીય આ. ઉદયપ્રભસૂરિના શિષ્ય મલ્લિષેણસૂરિએ હેમચંદ્રાચાર્યરચિત 'અન્યયોગવ્યવચ્છેદ–દ્વાત્રિંશિકા' નામક સંસ્કૃત દ્વાત્રિંશિકા ઉપર 'સ્યાદ્વાદમંજરી' નામક ન્યાયવિષયનો ટીકાત્મક ગ્રંથ રચ્યો છે (ઈ. સ. ૧૪ મી સદીનો પૂર્વાર્ધ). આ ટીકાની રચનામાં ખરતરગચ્છીય આ. જિનપ્રભસૂરિએ મદદ કરી હતી.[૧૨૨] એમાં મલ્લિષેણે પ્રસન્નગંભીર શૈલી અપનાવી છે અને સર્વદર્શન–સારસંગ્રહ કરેલો હોવાથી આ ટીકાગ્રંથનો લોકમાં સમાદર થયો છે. દિગંબરાચાર્ય જિનસેનના શિષ્ય મલ્લિષેણસૂરિએ રચેલા 'ભૈરવપદ્માવતીકલ્પ'માં આ મલ્લિષેણે સહાય કરી હતી.

**ચંડુ પંડિત** : ધવલક્કનિવાસી ચંડુ પંડિત સારો વિદ્વાન હતો. એણે શ્રીહર્ષ કવિના 'નૈષધીયમહાકાવ્ય' ઉપર ટીકા રચી છે (ઈ. સ. ૧૨૯૭ લગભગ). એણે વાજપેયયજ્ઞ અને બૃહસ્પતિસવ યજ્ઞ કરીને 'સમ્રાટ' તેમજ 'સ્થપતિ'ની પદવીઓ પ્રાપ્ત કરી હતી. વળી, એણે દ્વાદશાહ અને અગ્નિચિત્ યજ્ઞો પણ કર્યા હતા.[૧૨૩]

**સુરપ્રભ મુનિ** : આ. જિનપતિસૂરિના શિષ્ય મુનિ સુરપ્રભે સ્તંભતીર્થમાં પોતાની જલ્પવાણીથી દિગંબરવાદી યમદંડને જીતી લીધો હતો (ઈ. સ. ૧૩ મી

સદી ). એ સુરપ્રભમુનિએ 'કાલસ્વરૂપકુલક-વૃત્તિ,' 'સ્તંભનકેશપાર્શ્વસ્તવ' અને 'બ્રહ્મકલ્પ' નામની કૃતિઓ રચી છે. આ સુરપ્રભમુનિએ ચંદ્રતિલક ઉપાધ્યાયને 'વિદ્યાનંદ વ્યાકરણ' ભણાવ્યું હતું અને પૂર્ણભદ્રકૃત 'ધન્ય–શાલિભદ્રચરિત'નું સંશોધન કર્યું હતું.

**નેમિચંદ્રસૂરિ :** રાજગચ્છીય આ. વૈરસ્વામીના શિષ્ય નેમિચંદ્રસૂરિએ કણાદના વૈશેષિકમતનું ખંડન કર્યું છે[૧૨૪] (ઈ. સ. ૧૩મી સદી). એ સંબંધી એમણે કયો ગ્રંથ રચ્યો એ જાણવામાં આવ્યું નથી.

**નરચંદ્ર ઉપાધ્યાય :** કાસહ્રદગચ્છીય આ. ઉદ્દ્યોતનસૂરિના શિષ્ય સિંહસૂરિના શિષ્ય નરચંદ્ર ઉપાધ્યાયે જ્યોતિષ–વિષયના અનેક ગ્રંથ નિર્માણ કર્યા છે (ઈ. સ. ૧૩મી સદી). તેઓ આ. દેવાનંદસૂરિને પોતાના ગુરુ તરીકે સ્વીકારે છે.[૧૨૫] એમણે ૧ જનાસમુદ્ર નામે જાતક–ગ્રંથ, જેમાં લગ્ન અને ચંદ્ર-માંથી સમસ્ત ફળોનો વિચાર કર્યો છે તે, અને એના ઉપર સ્વોપજ્ઞ 'બેડાજાતક' નામની વૃત્તિ, ૨ પ્રશ્નશતક–સાવચૂરિ, ૩ જ્ઞાનચતુર્વિંશતિકા–સાવચૂરિ, ૪ જ્ઞાન-દીપિકા, ૫ લગ્નવિચાર, ૬ જ્યોતિષપ્રકાશ, ૭ ચતુર્વિંશકોદ્ધાર–સાવચૂરિ વગેરે ગ્રંથો રચી જ્યોતિષ–વિષયમાં અપૂર્વ પ્રકાશ પાડ્યો છે.

**કનકપ્રભસૂરિ :** ચંદ્રગચ્છીય દેવેંદ્રસૂરિના શિષ્ય કનકપ્રભસૂરિએ ઈ. સ. ૧૩ મી સદીમાં આ. હેમચંદ્રસૂરિના શિષ્ય ઉદયચંદ્રના ઉપદેશથી 'સિદ્ધ-હેમચંદ્ર શબ્દાનુશાસન' પર 'ન્યાયસાર–સમુદ્ધાર' અપર નામ 'બૃહન્ન્યાસદુર્ગપદ વ્યાખ્યા' નામથી ન્યાસની રચના કરી છે.[૧૨૬]

**આજડ કવિ :** ભોજદેવે વિ. સં. ૧૧૫૦(ઈ. સ. ૧૦૯૪) લગભગમાં 'સરસ્વતીકંઠાભરણ' નામક ૬૪૩ કારિકાઓમાં મોટે ભાગે સંગ્રહાત્મક ગ્રંથ રચ્યો છે. એના ઉપર ભાંડાગારિક પાર્શ્વચંદ્રના પુત્ર આજડે 'પદપ્રકાશ' નામક ટીકાત્મક ગ્રંથની રચના કરી છે (ઈ. સ. ૧૩ મી સદી). આજડ આ. ભદ્રેશ્વરસૂરિને ગુરુ માનતો હતો અને બૌદ્ધ તાર્કિક દિઙ્નાગ સમાન માનતો હતો. આ ટીકાગ્રંથમાં પ્રાકૃતભાષાની વિશેષતાનાં ઉદાહરણો તથા વ્યાકરણના નિયમોનો ઉલ્લેખ છે.

**મેઘપ્રભસૂરિ :** આ. મેઘપ્રભસૂરિએ 'ધર્માભ્યુદય' નામે છાયા–નાટ્ય-પ્રબંધની રચના ઈ. સ.ની ૧૩ મી સદીમાં કરેલી છે. આ નાટકમાં દશાર્ણભદ્રનું જીવન આલેખાયેલું છે. આમાં ૪૨ પદ્ય છે. આ નાટક પાર્શ્વનાથના જિનાલયમાં યાત્રાપ્રસંગે ભજવાયું હતું.

૧૦. જુઓ મેવાડના ગૂહિલવંશી રાજા અપરાજિતના ઈ. સ. ૬૬૧ના કુંડેશ્વર લેખમાં ङ નો મરોડ ( ओझा, उपर्युक्त, लिपिपत्र २० ).

૧૧. જુઓ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ," ગ્રં. ૩, લિપિ-પટ્ટમાં આ વર્ણનો મરોડ.

૧૨. જુઓ એજન, ગ્રં. ૩, લિપિ-પટ્ટમાં આ વર્ણના મરોડ.

૧૩. આ વર્ણનાં અનુકાલીન સ્વરૂપોના સંદર્ભમાં તપાસતાં જણાય છે કે આ સ્વરૂપને મથાળે શિરોરેખા કરવાની પ્રથા લાંબા સમય સુધી નિશ્ચિત થઈ નથી, તેથી આ નમૂનો અપવાદરૂપ ગણાય.

૧૪. જુઓ પાદટીપ નં. ૪.

૧૫. ओझा, उपर्युक्त, लिपिपत्र नं. २७ — ઈ. સ. ૧૨૬૪ના સૂંધા લેખમાં

૧૬. ओझा, उपर्युक्त, लिपिपत्र नं. ३१માં ૧૬ મી સદીની અથર્વવેદની હસ્તપ્રતમાં

૧૭. શીલાદિત્ય ૧ લાના નવલખી તામ્રપત્રમાં આપવામાં આવેલી બ્રાહ્મણોની યાદીમાં આ રીતે નામ પૃથક્ કરવામાં આવ્યાં છે (જુઓ ગિરજાશંકર આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ. ૧, લેખ નં. ૫૩, પૃ. ૧૨૧-૧૨૨.).

૧૮. દા.ત. ભીમદેવ ૨ જાના વિ. સં. ૧૨૮૭ના તામ્રલેખમાં हिंगुल्ल। प्रवालक। શ્રીખંડ। कर्पूर। कस्तूरी। हुंगु વગેરે ઘણી ચીજ-વસ્તુઓનાં નામ છે, જેઓની પૃથક્તા દર્શાવવા એક ઊભા દંડનો પ્રયોગ કર્યો છે (જુઓ ગિરજાશંકર, આચાર્ય એજન, ભા. ૨, લેખ નં. ૧૭૦, પૃ. ૧૪૫.).

૧૯. જેમકે બંગાળાના વિજયસેનના ઈ. સ. ની ૧૧ મી સદીના દેવપારા લેખમાં અવગ્રહનો મરોડ (જુઓ ओझा, उर्युक्त, लिपिपत्र नं. ३२).

૨૦. નહપાનના જમાઈ ઉષવદાતના નાસિક લેખની શરૂઆત सिद्धम्‌થી થાય છે (જુઓ ओझा, उपर्युक्त लिपिपत्र ७.).

૨૧. ઈ. સ. ૯૨૫ના પુષ્કર લેખમાં આ સ્વરૂપોનો પ્રાચીન મરોડ પ્રયોજાયો છે (જુઓ ओझा, उपर्युक्त, लिपिपत्र ७५.).

૨૨. મુનિ પુણ્યવિજયજી, "ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા," પૃ. ૫૧

૨૩. જૈન લેખનકલાનો આરંભ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ (વિ. સં. ૫૧૦-૫૨૩)થી શરૂ થયેલો હોવો જોઇએ (જુઓ મુનિ પુણ્યવિજયજી, એજન, પૃ. ૧૬-૧૭.).

૨૪. मुनि जिनविजय, जैन पुस्तक प्रशस्तिसंग्रह, पु. १, प्रस्तावना, पृ. १६

૨૫. જૈન લિપિમાં પડિમાત્રાદિના વલણને લક્ષ્યમાં લઈને એમ સૂચવાયું છે કે આ

વલણનું મૂળ પૂર્વ ભારતની લિપિ( બંગાળી )નાં લક્ષણોમાં રહેલું હોઈને અને જૈન આગમો પશ્ચિમ ભારતમાં લેખનારૂઢ થતાં એ અહીં અપનાવાયું છે ( જુઓ મુનિ પુણ્યવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૪૭.).

પરંતુ આ અંગે કંઈ સીધાં પ્રમાણ ઉપલબ્ધ નથી. ગુજરાતમાં પડિમાત્રાનું વલણ છેક મૈત્રકકાલથી અપનાવાયેલું માલૂમ પડે છે (જુઓ "ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ," ગ્રં. ૩ માં લિપિ અંગેનું પ્રકરણ.).

૨૬. મુનિ પુણ્યવિજયજી, એજન, પૃ. ૪૯–૫૦

# પ્રકરણ ૧૪

# ધર્મ સંપ્રદાયો

## (અ) ભારતીય ધર્મો

સોલંકી કાલનું ધર્મજીવન એ સામાન્યતઃ મૈત્રક કાલ અને અનુ-મૈત્રક કાલના ધર્મજીવનનું સાતત્ય છે, પણ સોલંકી કાલ દરમ્યાન ધાર્મિક સ્થિતિમાં બે મોટા ફેરફાર થયા છે : (૧) ગુજરાતના જીવનમાંથી બૌદ્ધ ધર્મનો તદ્દન લોપ થયો અને જૈન ધર્મ તથા અહિંસામાર્ગનો બહોળો પ્રચાર થયો, અને (૨) યજ્ઞમાર્ગ અમુક બ્રાહ્મણકુળોમાં મર્યાદિત થવા ઉપરાંત એને સ્થાને શિવ, શક્તિ, વિષ્ણુ અને સૂર્યની ભક્તિના પ્રાધાન્યવાળો તથા મંદિર, વાવ કૂવા, તળાવ, ધર્મશાળા, અન્નસત્ર વગેરે પૂર્તધર્મની બહુલતાવાળો અને બ્રાહ્મણેતર વર્ણોના લોકોને પુષ્કળ સમાસ આપતો પૌરાણિક ધર્મ ગુજરાતના સર્વ વર્ગોમાં વ્યાપક થયો.[૧] વલભી અને રાષ્ટ્રકૂટ તામ્રપત્રોમાં બ્રાહ્મણોને બલિ-ચરુ-વૈશ્વદેવ માટે દાન અપાયાં છે, પણ સોલંકી દાનપત્રો શૈવ આચાર્યોને, શૈવ મંદિરોને કે જૈન મંદિરોને અપાયાં છે. બ્રાહ્મણોને અપાયેલાં દાનપત્રોમાં પણ બલિ-ચરુ-વૈશ્વદેવનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. આ વસ્તુ ધાર્મિક-સામાજિક માન્યતાઓના પરિવર્તન ઉપર પ્રકાશ પાડે છે. સોલંકી કાલ પહેલાંના સમાજમાં બ્રાહ્મણના બલિ-ચરુ-વૈશ્વદેવનું જે સ્થાન હતું તે ત્યાર પછી નહોતું રહ્યું. સમાજમાં બ્રાહ્મણનું કે કર્મકાંડના ઇષ્ટધર્મનું મહત્ત્વ ખાસ ઘટયું હતું એમ નહિ, પણ દાનધર્મનો પ્રવાહ કંઈક જુદા માર્ગે વળ્યો હતો અને પૂર્તધર્મનું મહત્ત્વ વધ્યું હતું.[૨]

આમ છતાં, આ બદલાયેલી પરિસ્થિતિમાં પણ, ઇષ્ટ ધર્મના ભાગરૂપ વેદોક્ત કર્મકાંડનો ચૌલુક્યકાલીન ગુજરાતમાં પર્યાપ્ત પ્રચાર હતો. વૈદિક યજ્ઞો અને સોમસત્રો ગુજરાતમાં થતા હતા. સોલંકી રાજકુળના વંશપરંપરાગત પુરોહિત સોમેશ્વરે 'સુરથોત્સવ' મહાકાવ્યના છેલ્લા સર્ગમાં પોતાના પૂર્વજોનો વૃત્તાંત આપ્યો છે[૩] તેમાં તેઓએ કરેલા અનેક યજ્ઞોનો ઉલ્લેખ છે. સોમેશ્વરના પૂર્વ-પુરુષો મૂળ વડનગરના હતા. સોમેશ્વરના એક પૂર્વજ સોલશર્માએ યજ્ઞોમાં સોમ-રસ વડે તથા પ્રયાગમાં પિંડદાન વડે પિતૃઓનું તર્પણ કર્યું હતું. આ કલિકાલ-માં પણ એણે વિધિવત્ વાજપેય યજ્ઞ કર્યો હતો. એ ઋગ્વેદવેદી અને શતક્રતુ-સો યજ્ઞ કરનાર હતો. એનો પુત્ર લલ્લશર્મા, લલ્લશર્માનો પુત્ર સોમ, અને સોમનો પુત્ર આમશર્મા થયો, જેણે છ પ્રકારના જ્યોતિષ્ટોમ યજ્ઞ કર્યા હતા અને

'સમ્રાટ' એવી યાજ્ઞિકી ઉપાધિ પ્રાપ્ત કરી હતી.[4] એના પુત્ર કુમારે તથા કુમારના પુત્ર સર્વદેવે પણ અનેક યજ્ઞ કર્યા હતા. ઈસવી સનના ચૌદમા સૈકાના આરંભમાં, મુસ્લિમોએ અણહિલવાડ ઉપર વિજય કર્યો ત્યાંસુધી નિદાન, વૈદિક યજ્ઞોની આ પરંપરા ચાલુ રહી હતી. 'નૈષધીયચરિત'ના સુપ્રસિદ્ધ ટીકાકાર તથા ધોળકાના રહેવાસી ચંડુ પંડિતે (ઈ. સ. ૧૨૯૭) દ્વાદશાહ અને અગ્નિચય જેવા કેટલાક વૈદિક યજ્ઞ કર્યા હતા, તેમજ વાજપેય અને બૃહસ્પતિસવ યજ્ઞો કરીને એણે અનુક્રમે 'સમ્રાટ' અને 'સ્થપતિ'ની પદવીઓ મેળવી હતી. ચંડુ પંડિતે કેટલાક સોમસત્ર પણ કર્યા હતા. સંસ્કૃત કાવ્યોનો ચંડુ એક માત્ર એવો ટીકાકાર છે, જે વારંવાર શ્રૌતસૂત્રોનાં અવતરણ આપે છે.[5] વડનગર, અણહિલવાડ, ધોળકા અને સિદ્ધપુરની શ્રોત્રિય બ્રાહ્મણોની પરંપરા પણ વેદવિદ્યાના ખેડાણનું અને વૈદિક કર્મકાંડનું ગુજરાતમાં જે સાતત્ય હતું તેની દ્યોતક છે

ભારતવર્ષના ચારે ખૂણામાં આવેલાં તીર્થોની યાત્રાનું મહત્ત્વ તો, પૌરાણિક ધર્મ અનુસાર, પૂર્વકાળથી સ્થાપિત થયેલું હતું, પણ એના સ્પષ્ટ ઉલ્લેખ કે વર્ણનો ગુજરાતમાં સોલંકીયુગ પહેલાં મળતાં નથી. ઈ. સ.ના તેરમા સૈકામાં રચાયેલા અજ્ઞાતકર્તૃક 'લઘુપ્રબંધસંગ્રહ'માંના એક પ્રબંધ અનુસાર[6] સિદ્ધરાજના પુરોહિત યશોધરના પુત્રો ખીમધર અને દેવધર દેવસૂરિ પાસે વિદ્યાભ્યાસ કર્યા પછી તીર્થયાત્રા અને અધ્યયન માટે વિદેશે ગયેલા, જે પાછા ફરતાં 'મુદ્ગલ-ભય'ને લીધે (મોગલો અર્થાત્ મુસ્લિમોના ભયથી) બીજે માર્ગ લઈ ગૌડ દેશમાં કામરૂપ પહોંચ્યા અને ત્યાં ગજરાજ ઇંદ્રજાલને ત્યાં રહી ઇંદ્રજાલવિદ્યા અને ગરુડ-શાસ્ત્ર શીખી કેટલાક સમય બાદ પાટણ આવ્યા.[7] એ જ ગ્રંથમાંના બીજા એક પ્રબંધ અનુસાર,[8] પાટણથી ચાર દ્વિજ યાત્રાએ ગયા હતા. તેઓ કેદારેશ્વરથી પાછા વળતાં ગિરિગુફામાં તપશ્ચર્યા કરતા અનાદિ રાઉલને મળ્યા અને એમની ખબર પૂછી એમની ગુર્જર વાણીથી (ગુર્જરવાણ્યા) રાઉલ રંજિત થયા તે જ વખતે ગૌડ દેશના કામરૂપીઠપુરમાંથી એમની શિષ્યાઓ સિદ્ધિ બુદ્ધિ રઉલાણી[9] ત્યાં આવી હતી. જયસિંહદેવનું 'સિદ્ધચક્રવર્તી' બિરુદ મુકાવવા માટે સિંહાસના-રૂઢ થઈ એ બંને યોગિનીઓ પાટણ આવી હતી, પરંતુ એ કાર્યમાં એ સફળ થઈ શકી નહોતી. પ્રબંધમાંની બીજી વિગતો ઉપરથી સ્પષ્ટ છે કે આ યોગીઓ અને યોગિનીઓ નાથસંપ્રદાયનાં હતાં. ગોરખનાથ, મીનનાથ, મત્સ્યેંદ્રનાથ આદિ સિદ્ધોનો સ્પષ્ટ ઉલ્લેખ ત્યાં છે.[10] અનાદિ રાઉલ, પ્રબંધકારના મત મુજબ, ગુજરાતના હતા. એમની તપશ્ચર્યા અને તીર્થયાત્રાનું સૂચન કરતો આ વૃત્તાંત રસપ્રદ છે. વાંસવાડા પાસે મહી નદીના બેટમાં આવેલા વેણેશ્વર મહાદેવના

મંદિરમાં, વઢવાણની માધાવાવમાં તથા સૌરાષ્ટ્રના સાગરકાંઠા ઉપરનાં અનેક મંદિરોમાં 'જોગી જંગમ રાઉલ જોત રાઉલ' એવા શબ્દ કોતરેલા મળે છે.[૧૦અ] આવા બીજા લેખ પણ હોવા સંભવે છે. 'પ્રબંધચિંતામણિ'માં મૂલરાજ સોલંકીના સંબંધમાં એમનો ચમત્કારિક વૃત્તાંત આવે છે તે કંથડી યોગી નાથપંથી હોવાનો તર્ક છે. નાથ યોગીઓની ગુર્જર દેશની પરંપરા તેમજ પૂર્વ ભારત સાથેના એના સંબંધ ઉપર આ ઉલ્લેખો પ્રકાશ પાડે છે

સારંગદેવ વાઘેલાના સમયની સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)ની 'ત્રિપુરાંતક-પ્રશસ્તિ'માં પાશુપત સંપ્રદાયના એક પ્રભાવશાળી આચાર્ય, જે ત્યાગી નહિ, પણ ગૃહસ્થ હતા, તેમની તીર્થયાત્રાઓ, વૈભવ, વિદ્વત્તા અને સોમનાથના મંદિરનાં એમણે કરેલા જીર્ણોદ્ધારનું છોતેર શ્લોકોમાં એક સુંદર કાવ્યરૂપે વર્ણન છે.[૧૧] લકુલીશના શિષ્ય ગાર્ગ્યની શાખામાં, કાર્ત્તિકરાશિના વંશમાં, ત્રિપુરાંતક થયા હતા. હિમાલય, કેદારનાથ, પ્રયાગ, શ્રીપર્વત, નર્મદા, ગોદાવરી–ત્ર્યંબક અને રામેશ્વર એમ ઉત્તરથી દક્ષિણ સુધીનાં અનેક તીર્થોમાં યાત્રા કરીને ત્રિપુરાંતક પશ્ચિમ કિનારે દેવપત્તન અથવા પ્રભાસ આવ્યા. જ્યાં સરસ્વતી સાગરને મળે છે ત્યાં સાક્ષાત્ શંકર જેવા ગંડ બૃહસ્પતિએ ત્રિપુરાંતકને સોમનાથના મંદિરના છઠ્ઠા મહંત કર્યા. સોમનાથની આસપાસ ત્રિપુરાંતકે કરાવેલાં અનેક ધર્મસ્થાનોની વાત તથા મંદિરના ચાલુ ખર્ચ, સમારકામ, સાફસૂફી, દૈનિક પૂજા તથા ઉત્સવો માટે શી વ્યવસ્થા હતી એની ઘણી રસપ્રદ હકીકતો લેખમાં આપેલી છે. ભારતના એક મહત્તમ શૈવ તીર્થ વિશે અગત્યની માહિતી પૂરી પાડતા સમકાલીન દસ્તાવેજ તરીકે પણ આ શિલાલેખનું ઘણું મહત્ત્વ છે.

સોલંકી રાજાઓ 'પરમ–માહેશ્વર' કહેવાતા. ઉત્કીર્ણ લેખોમાં ઘણાખરા રાજાઓને 'ઉમાપતિવરલબ્ધપ્રસાદ' કહ્યા છે. રાજકુટુંબનો પરંપરાગત કુલ ધર્મ શૈવ હતો અને ઇષ્ટ દેવ સોમનાથ હતા. સર્વ સોલંકી રાજાઓએ ઘણાં શૈવ મંદિર બંધાવ્યાં હતાં.[૧૨] શૈવ મઠો સાધનસંપન્ન હતા અને મઠાધીશો સમાજમાં વિશેષ પ્રભાવ ધરાવતા હતા.[૧૩] આ મઠો મુખ્યત્વે લકુલીશ અથવા પાશુપત સંપ્રદાયના હશે એમ લાગે છે.[૧૪] શૈવ ધર્મના અન્ય સંપ્રદાયોમાં કૌલ અને કાપાલિક સંપ્રદાય વામાચારી પ્રકારના હતા. કૌલ, કાપાલિક, રહમાણ અને ઘટ-ચટક સંપ્રદાયમાં માંસાહાર વર્જ્ય નહોતો.[૧૫] સમકાલીન સાહિત્ય અને અભિ-લેખોનાં પ્રમાણ જોતાં વૈષ્ણવ ધર્મ પણ વ્યાપક પ્રચારમાં હતો; જોકે તુલનાએ વધારે મોટી જનસંખ્યા શૈવધર્મની અનુયાયી હોય એ શક્ય છે. અલબત્ત, જન-સમાજની અને સમાજધુરીણોની એકંદરે વૃત્તિ સમન્વયાત્મક હોઈ શૈવ અને

વૈષ્ણવ વચ્ચે વ્યવહારમાં ઝાઝો ભેદ હોય એમ લાગતું નથી. વૈદિક ધર્મના બધા અનુયાયીઓ 'મહેશ્વરી' શબ્દના વ્યાપક અર્થમાં સમાઈ જતા. એ શબ્દ આધુનિક ગુજરાતમાં 'મેશરી' અથવા 'મેશ્રી' એવા તદ્ભવ રૂપે પ્રચલિત છે.

શિવપૂજાની સાથોસાથ શક્તિપૂજાનો વિચાર આવે. 'માર્કંડેય પુરાણ'માંના દેવીમાહાત્મ્યનું નિરૂપણ સોમેશ્વરે 'સુરથોત્સવ' મહાકાવ્યમાં કર્યું છે તથા એના મંગલાચરણના શ્લોકોમાં ભવાની, શિવા, ભદ્રકાલી, ગિરિજા, સરસ્વતી, કમલા આદિ શક્તિનાં વિવિધ સ્વરૂપોની સ્તુતિ કરી છે. સહસ્રલિંગ સરોવરના કિનારે દેવીપીઠમાં હર્ષસિદ્ધિ માતાનું અને એ સરોવરની મધ્યમાં વિંધ્યવાસિનીનું મંદિર હતું એમ 'સરસ્વતીપુરાણ' (સર્ગ ૧૬, શ્લોક ૧૫૩, ૧૫૮) લખે છે. ત્યાં દેવીઓનાં એકસોઆઠ મંદિર હતાં એમ 'દ્વયાશ્રય' (૧૫-૧૧૮) નોંધે છે એ દેવીપીઠને અનુલક્ષીને હશે. મિયાણી પાસેનું હરસિદ્ધિ માતાનું મંદિર પણ આ સમયનું છે. અને નજદીકનો કોયલો ડુંગર એ સૌરાષ્ટ્રમાં આવેલા શક્તિપીઠોમાં મુખ્ય કૌલગિરિપીઠ છે. આરાસુર ઉપરનું અંબિકા દેવીનું મંદિર પરાપૂર્વથી પ્રસિદ્ધ છે. આબુ ઉપર સૈંધવી-સિંધવાઈ માતાનું મંદિર હોવાનો ઉલ્લેખ 'દ્વયાશ્રય'માં છે. પાટણમાં મહાલક્ષ્મીનું મંદિર હતું ત્યાં દર્શન માટે ચૌલુક્ય રાજાઓ પ્રયાણ પહેલાં જતા. સિદ્ધરાજે પુત્રપ્રાપ્તિ માટે મહાલક્ષ્મીનું તપ કર્યું.[૧૬] આ બતાવે છે કે શક્તિનાં વિવિધ સ્વરૂપોનું પૂજન લોકપ્રિય હતું. ખાસ કરીને નવરાત્રિના દિવસોમાં દેવીનાં મંદિરોમાં પશુઓનો મોટા પ્રમાણમાં ભોગ અપાતો. કુમારપાલની અમારિઘોષણા પછી હેમચંદ્રાચાર્યે પશુબલિની પ્રથા યુક્તિપૂર્વક બંધ કરાવી એ વિશેની લગભગ સમાન અનુશ્રુતિઓ 'પ્રબંધકોશ'ના કર્તા રાજશેખર, 'કુમારપાલચરિત'ના કર્તા જયસિંહસૂરિ અને 'કુમારપ્રબંધ'ના કર્તા જિનમંડન નોંધે છે[૧૭]

ભારતનું મહાન વૈષ્ણવ તીર્થ દ્વારકા ગુજરાતમાં છે તેની વિશિષ્ટ અસર પ્રજાના જીવન ઉપર અવશ્ય થઈ છે. રામકથાનું નિરૂપણ કરતું સોમેશ્વરનું 'ઉલ્લાઘરાઘવ' નાટક દ્વારકાધીશના મંદિરમાં દેવપ્રબોધિની એકાદશીના દિવસે ભજવાયું હતું. ચૌલુક્ય રાજાઓએ વૈષ્ણવ મંદિર પણ બંધાવ્યાં છે મૂલરાજે સિદ્ધપુરમાં મૂલનારાયણનું મંદિર કરાવ્યું હતું.[૧૮] સહસ્રલિંગના કિનારે સિદ્ધરાજે દશાવતારનું મંદિર કરાવ્યું હતું એમ 'દ્વયાશ્રય' અને 'સરસ્વતીપુરાણ' લખે છે. વૈષ્ણવ મંદિરોને મળતો રાજ્યાશ્રય, એ પછી કોઈ અજ્ઞાત કારણસર, ઓછો થયો હશે, કેમકે ભાવ બૃહસ્પતિના એક લેખમાંથી જણાય છે કે વિષ્ણુપૂજન માટેની વૃત્તિઓ એમણે પાછી ચાલુ કરાવી હતી.[૧૯] સિદ્ધરાજના સેનાપતિ કેશવે

સં. ૧૧૯૬(ઈ. સ. ૧૧૪૦)માં દધિપદ્ર-દાહોદમાં પોતાની માતાના કલ્યાણ અર્થે ગોગનારાયણની મૂર્તિની સ્થાપના કરી હતી.[20] ધોળકામાં વાઘેલા રાણા વીરધવલે વીરનારાયણપ્રસાદ બંધાવ્યો હતો, જેની ૧૦૮ શ્લોકોની પ્રશસ્તિ સોમેશ્વરે રચી હતી.[21] વીસલદેવના મહામંડલેશ્વર સામંતસિંહે બલ્લાલનારાયણ અને રૂપ-નારાયણનાં પૂજન-નૈવેદ્ય માટે પ્રબંધ કર્યો હતો તથા સલક્ષનારાયણની પ્રતિમા સ્થાપી હતી.[22] સારંગદેવ વાઘેલાના ઈ. સ. ૧૨૯૧(સં. ૧૩૪૮)ના અનાવાડાના લેખના પ્રારંભે જયદેવના 'ગીતગોવિંદ'માંનો वेदानुद्धरते जगन्निवहते भूगोलमुद्बिभ्रते એ દશાવતાર સ્તુતિનો શ્લોક ટાંકેલો છે,[23] એ સૂચવે છે કે રાધાકૃષ્ણભક્તિનું એ કાવ્ય સારંગદેવના સમય સુધીમાં ગુજરાતમાં પૂરતી પ્રસિદ્ધિ પામ્યું હતું. સારંગદેવ એ વિશિષ્ટ વૈષ્ણવ નામ છે એ પણ અહીં નોંધવું જોઈએ. કૃષ્ણના વિવિધ જીવનપ્રસંગોનાં શિલ્પ સોલંકી કાલનાં દેવાલયોમાં નજરે પડે છે.[24] રાધા-કૃષ્ણની લીલાનાં બહુસંખ્ય કવિત્વમય વર્ણનો, ઉલ્લેખો કે નિર્દેશો સમકાલીન સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્યમાં છે.

સૂર્યની પૂજા અને ઉપાસના બહુ પ્રાચીન છે.[25] સોલંકી કાલમાં સૂર્યપૂજાનો પ્રચાર સમસ્ત ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છમાં વ્યાપક સ્વરૂપે હતો એમ જુદાં જુદાં સ્થાનોમાં સૂર્યમંદિરો તથા વિપુલ સંખ્યામાં મળેલી સૂર્યપ્રતિમાઓ ઉપરથી જણાય છે.[26] વિષ્ણુપૂજાનું મહત્ત્વ વધતાં અને સૂર્યપૂજાનો પ્રચાર ઘટતાં પાછળથી કેટલાંયે સૂર્યમંદિરોનું પરિવર્તન વિષ્ણુમંદિરોમાં થયું હશે તેઓનો આમાં સમાવેશ થતો નથી. મોઢેરાના સૂર્યમંદિરનો વિશાળ કલામય અવશેષ સૂર્યપૂજાના મહત્ત્વની સાક્ષી પૂરે છે. સૂર્યપૂજાના મૂલ સ્થાન-મુલતાનનું અનુસંધાન કરાવતું સૌરાષ્ટ્રનું થાન (જ્યાં સૂર્યમંદિર વિદ્યમાન છે) અને વીજાપુર પાસેનું કોટયર્ક એ સૂર્યપૂજાનાં અન્ય કેંદ્ર હતાં. મુલતાનનાં પ્રસિદ્ધ સૂર્યમંદિરોમાં સેવ્ય મૂર્તિ કાષ્ઠની હતી એમ અલ-બીરૂનીએ નોંધ્યું છે. પ્રાચીન ગુર્જર દેશના એક પાટનગર શ્રીમાલમાં જગતસ્વામીનું વિખ્યાત સૂર્યમંદિર હતું. 'શ્રીમાલપુરાણ' અનુસાર સં. ૧૨૦૩(ઈ. સ. ૧૧૪૭)ના વૈશાખ સુદ આઠમને દિવસે લક્ષ્મીદેવી શ્રીમાલથી પાટણ ગયાં.[27] એ નગરની અધિષ્ઠાયિકા શ્રી અથવા મહાલક્ષ્મીની મૂર્તિ પાટણમાં લાવવામાં આવી, જ્યાં આજ સુધી એ મહાલક્ષ્મી માતાના મંદિરમાં પૂજાય છે.[28] એ મૂર્તિની સાથે જગત્સ્વામીના મંદિરમાંની સૂર્ય અને રન્નાદેવીની સુંદર કાષ્ઠમૂર્તિઓ પણ પાટણ લાવવામાં આવી હતી. આ પ્રતિમાઓ ચંપાના કાષ્ઠમાંથી બનાવેલી હોઈ ચંપાના તેલથી અવારનવાર હળવા હાથે મર્દન કરી આજ સુધી ત્યાં એનું જતન કરવામાં આવેલું છે. સિદ્ધરાજે

બ્રહ્મલિંગના કિનારે બાઈલસ્વામી સૂર્યમંદિર બાંધ્યું હતું. કુમારપાલના એક અધિકારી ગૂમદેવે પ્રભાસપાટણ પાસે ધર્માદિત્યનું સૂર્યમંદિર બંધાવ્યું હતું. પ્રભાસપાટણમાંની જુમામસ્જિદ પ્રાચીન સૂર્યમંદિર છે. મહામાત્ય વસ્તુપાલે ખંભાત પાસે નગરક(નગરા)માંસૂર્યની પત્નીઓ રત્નાદેવી અને રાજદેવીની મૂર્તિઓની પ્રતિષ્ઠા કરાવી હતી. ભાગાવદરમાં સોમાદિત્યના સૂર્યમંદિરમાં સૂર્ય અને સૂર્યાણીની પ્રતિમાઓ છે. સૂત્રાપાડાના સૂર્યમંદિરમાં સૂર્યમૂર્તિ સં. ૧૩૫૭(ઈ. સ. ૧૩૦૧)માં પ્રતિષ્ઠિત થયેલી છે એવું મૂર્તિ નીચેના શિલાલેખ ઉપરથી જણાય છે. દેલમાલના સૂર્યમંદિરના એક ગોખલામાં સૂર્ય-ત્રિમૂર્તિ સ્વરૂપની પ્રતિમા છે, જેમાં વચ્ચે સૂર્યનારાયણનું અને બંને બાજુ બ્રહ્મા તથા શિવનું મુખ છે. સૂર્ય અને નારાયણનું સંયુક્ત સ્વરૂપ સૂર્ય-વિષ્ણુની એકતા સૂચવે છે.[૨૯] ખંભાત પાસે નગરામાં જયાદિત્યની ભવ્ય સૂર્યપ્રતિમા સચવાયેલી છે. ૭ ફૂટ ઊંચી આ માનવપ્રમાણ મૂર્તિ ઉપરથી અનુમાન થાય છે કે જે મંદિરમાં એ પ્રતિષ્ઠિત થઈ હશે તે મોઢેરાના સૂર્યમંદિરની તુલના કરી શકે તેવું વિશાળ હશે. ખંભાતમાં બીજું સૂર્યમંદિર બાલાદિત્યનું હતું એવો ઉલ્લેખ 'કૌમારિકાખંડ'માં છે. ઈડર પાસે, ભિલોડા તાલુકામાં, મોરલીધરના મંદિરની ભીંતમાં, જૂના સૂર્યમંદિરનો, સારંગદેવ વાઘેલાના સમયનો, સં. ૧૩૫૪(ઈ. સ. ૧૨૯૮)નો શિલાલેખ ચણાયલો છે. આવાં બીજાં પણ ઉદાહરણ આપી શકાય.

સૂર્યપત્ની રાજ્ઞીદેવી-રન્નાદેવી-રન્નાદે-રાંદલની પૂજા ગુજરાતના લોકજીવનમાં વ્યાપક છે અને અનેક લોકગીતોમાં તથા લોકધર્મગત વિધિઓમાં એનું સતત અનુસ્મરણ રહ્યું છે, તો પુરાણોમાં વર્ણવાયેલ સૂર્યપુત્ર રેવંતની પૂજા પણ ગુજરાતમાં ક્યાંક ક્યાંક પ્રચલિત હતી. સારંગદેવ વાઘેલાના સમયના, વંથળીના સં. ૧૩૪૬(સં. ૧૨૯૦)ના, શિલાલેખનો પ્રારંભ ૐ નમઃ શ્રીરેવંતાય એ શબ્દોથી થાય છે, અને એમાં યુદ્ધમાં મરણ પામેલા એક વીરનો 'રણસ્તંભ' (પાળિયો) કર્યાનો તથા એની સામે સૂર્યપુત્ર રેવંતનો નવીન મંડપ બનાવ્યાનો સુસ્પષ્ટ ઉલ્લેખ છે.[૩૦]

બ્રહ્માનાં સ્વતંત્ર મંદિર બાંધવાનું વિધાન શિલ્પશાસ્ત્રના ગ્રંથોમાં છે અને બ્રહ્માની સંખ્યાબંધ પ્રતિમાઓ ગુજરાતમાં મળી આવી છે તેથી બ્રહ્માનું પૂજન-અર્ચન અહીં પ્રચલિત હતું એ નિશ્ચિત છે.[૩૧] અજમેર પાસે પુષ્કરમાં બ્રહ્માનું પ્રસિદ્ધ તીર્થ છે તેમ ઉત્તર ગુજરાતમાં ખેડગામમાં-ખેડબ્રહ્મામાં છે. ચતુર્મુખ બ્રહ્માની અલંકૃત મૂર્તિ નગરામાં આજ સુધી પૂજાય છે. ત્યાંથી લઈ જવાયેલી બ્રહ્માની બીજી એક આકર્ષક મૂર્તિ વલ્લભવિદ્યાનગરના મ્યુઝિયમમાં સુરક્ષિત છે.

બ્રિયાણી પાસેની દેરીમાં હજારેક વર્ષ જૂની બ્રહ્માની મૂર્તિ છે.[32] હારીજ પાસે દેલમાલમાં, થરા પાસે કસરામાં અને દક્ષિણ ગુજરાતમાં બ્રહ્માનાં પ્રાચીન મંદિર છે. વડનગરમાં શર્મિષ્ઠા તળાવના કિનારે બ્રહ્માસાવિત્રીનું મંદિર હતું એમ જનશ્રુતિ ઉપરથી તથા નાગરખંડના ગરબા ઉપરથી સમજાય છે. વીસનગરમાં બ્રહ્માનું મંદિર હોવા વિશે જિનહર્ષગણિના 'વસ્તુપાલચરિત'માં ઉલ્લેખ છે. સિદ્ધપુર પાસે કામળી ગામમાં બ્રહ્માણી માતાનું મંદિર છે.[33] 'દ્વયાશ્રય'ના એક શ્લોકમાં સૂર્ય, ચંદ્ર અને સ્કંદનાં મંદિર સાથે બ્રહ્માના મંદિરનો ઉલ્લેખ છે.[34] ગુજરાતમાં બ્રહ્માની સ્વતંત્ર મૂર્તિઓ ઉપરાંત અન્ય દેવોના પરિવારદેવોમાં, પ્રાચીન મંદિરોને ફરતી જંઘાઓના શિલ્પમાં, શિવ કે વિષ્ણુની પ્રતિમાઓમાં તથા સાવિત્રી સાથેના યુગલ સ્વરૂપમાં બ્રહ્માની પુષ્કળ મૂર્તિઓ જુદાં જુદાં સ્થળેથી મળી આવે છે.[35] સંભવ છે કે વિષ્ણુભક્તિ અને એમાંયે કૃષ્ણભક્તિનો ક્રમે ક્રમે પ્રભાવ વધતાં, સૂર્યપૂજાની જેમ, બ્રહ્માની પૂજા પણ જનસમાજમાં ગૌણ બની હોય.

પ્રાચીનતર યુગની યમપૂજા[36] સોલંકી કાલમાં પણ ઓછેવત્તે અંશે પ્રચલિત હશે. 'દ્વયાશ્રય'ના એક શ્લોકમાં કહ્યું છે કે ચિત્રમાંની સેના, ધ્વજમાંના વાઘ અને મંદિરમાંના યમથી ગભરાવાની જરૂર નથી.[37] આઠ દિક્પાલો પૈકી એક યમ છે અને મંદિરમાંની મુખ્ય સેવ્યમૂર્તિ તરીકે નહિ તોપણ દિક્પાલ તરીકે અથવા મંદિરોની શૃંગારમૂર્તિઓમાં યમની પ્રતિમાઓ થતી. સોલંકી કાલનાં ગુજરાતનાં મંદિરોમાં આ રીતે યમની સંખ્યાબંધ મૂર્તિઓ મળેલી છે.[38]

ગુજરાત અને મહારાષ્ટ્રના આ સમયના ધાર્મિક ઇતિહાસમાં એક અગત્યનું પ્રકરણ મહાનુભાવ સંપ્રદાયને લગતું છે. મહાનુભાવ સંપ્રદાયના સ્થાપક ચક્રધર સ્વામી ઈસવી સનના તેરમા શતકમાં ભીમદેવ ૨ જાના સમયમાં થઈ ગયા. તેઓ ભરૂચના સામવેદી બ્રાહ્મણ હતા અને એ સમયના ભરૂચના રાજા મલ્લદેવના પ્રધાન વિશાલદેવના પુત્ર હતા. એમનું ગૃહસ્થાશ્રમનું નામ હરિપાલદેવ હતું. રામટેકની યાત્રા નિમિત્તે તેઓ ગૃહત્યાગ કરીને વિદર્ભ ગયા હતા અને ત્યાં ગોવિંદ પ્રભુ અથવા ગુંડ રાઉળ નામે સંતપુરુષ પાસે દીક્ષા લઈ એમણે 'ચક્રધર' નામ ધારણ કર્યું હતું. એમનું ચરિત 'લીલાચરિત્ર' નામે એક જૂના મરાઠી ગ્રંથમાં મળે છે, જેને કેટલાક વિદ્વાનો મરાઠી સાહિત્યિક ગદ્યની પ્રથમ રચના ગણે છે. એમાં આપેલા વૃત્તાંતનો પૂરો મેળ ગુજરાતના તત્કાલીન ઇતિહાસ સાથે મેળવવાનો હજી બાકી છે. 'લીલાચરિત્ર'માં ઉલ્લિખિત ભરૂચનો રાજા સોલંકી–વાઘેલા અધિરાજનો કોઈ માંડલિક હોય કે, લાટરાજ શંખની જેમ, દેવગિરિના યાદવ રાજ્ય સાથે સંબંધ ધરાવતો કોઈ શાસક હોય. મહાનુભાવ સંપ્રદાયનો પ્રચાર

ગુજરાતમાં થયો હોય તોપણ ત્યાંથી તો એ નામશેષ થઈ ગયો. વિદર્ભમાં એનો ઠીક ઠીક પ્રચાર થયો હતો, પણ એ સંપ્રદાયના વિલક્ષણ આચારો અને ગૂઢ લિપિમાં લખાયેલા એના ગ્રંથોને કારણે ત્યાં પણ એ વિશેની માહિતી પ્રમાણમાં મોડી પ્રગટ થઈ. અહિંસા, ઉચ્ચનીચના ભેદનો વિરોધ અને કૃષ્ણભક્તિ એ ચક્રધર સ્વામીના ઉપદેશનું સારતત્ત્વ છે, પરંતુ ગુજરાતમાં રચાયેલા વિપુલ સંસ્કૃત અને અપભ્રંશ કે જૂના ગુજરાતી સાહિત્યમાં કે અન્ય કોઈ ઐતિહાસિક સાધનમાં ચક્રધર સ્વામીનો ઉલ્લેખ સરખો નથી એ આશ્ચર્યજનક છે.[૩૯] ચક્રધર ગુજરાતમાં જન્મ્યા, પણ ગુજરાતની બહાર ગયા અને એમણે પરિવ્રાજન અને ધર્મપ્રચાર પ્રાયઃ ગુજરાતની બહાર કર્યાં. મહાનુભાવ સંપ્રદાયના આચાર્યો કે અનુયાયીઓ ગુજરાતમાં આવ્યા હોય તોપણ એમને ખાસ આવકાર મળ્યો જણાતો નથી. સમકાલીન કે ઉત્તરકાલીન સાહિત્યમાં આવાં કારણોએ એમની સ્મૃતિ સચવાઈ નહિ હોય. આમ છતાં સોલંકી કાલના ગુજરાતના ધર્મસંપ્રદાયો કે ધર્મપ્રચારકો વિશે લખતાં મહાનુભાવ સંપ્રદાય અને ચક્રધર સ્વામીનો નિર્દેશ કરવો આવશ્યક ગણાય.

સેંકડો વર્ષ થયાં ગુજરાતમાં જૈન ધર્મનું સાતત્ય રહેલું છે.[૪૦] દ્વારકા અને ગિરનારનો સંબંધ યાદવકુળમાં જન્મેલા બાવીસમા તીર્થંકર નેમિનાથ સાથે છે. ગિરિનગર, વલભી અને શ્રીમાલ જૈન ધર્મનાં પણ કેંદ્ર હતાં. સોલંકી કાલના ગુજરાતમાં અનેક સાંસ્કારિક-સમાજિક કારણોએ જૈન ધર્મ ખૂબ પ્રતિષ્ઠિત થયો હતો. પાટણના સ્થાપક વનરાજનો જૈન આચાર્ય શીલગુણસૂરિ સાથે ગાઢ સંબંધ હતો.[૪૧] અને એણે પોતાના પાટનગરમાં પંચાસરા પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું હતું, જે આજ સુધી બહુમાન્ય જૈન તીર્થ છે. સંભવ છે કે એમાંની પાર્શ્વનાથની મુખ્ય મૂર્તિ પંચાસરથી લાવીને પ્રતિષ્ઠિત કરવામાં આવી હોય. એ પછી ગુજરાતમાં રાજાઓ, મંત્રીઓ, શ્રેષ્ઠીઓ, વેપારીઓ આદિએ જૈન મંદિરોને ભૂમિદાન આપ્યાં છે, જૈન મંદિરો, ચૈત્યો, વસતિઓ-ઉપાશ્રયો આદિ બંધાવ્યાં છે, અથવા જીર્ણોદ્ધત કરાવ્યાં છે, અને મોટી સંખ્યામાં જિનબિંબ ભરાવ્યાં છે તથા સંઘ-યાત્રાઓ કરી-કરાવી છે, એનાં એટલાં બધાં વર્ણનો, ઉલ્લેખો, પ્રમાણો વગેરે મળે છે કે એ સર્વનો નિર્દેશ માત્ર પણ અહીં કરવાનું શક્ય નથી.[૪૨]

ગુજરાતના સોલંકી રાજાઓનો કુલધર્મ શૈવ હોવા છતાં જૈન ધર્મ પ્રત્યે એમને આત્મીય ભાવ હતો. અનેક રાજવીઓ જૈન આચાર્યોનું સબહુમાન દર્શન કરવા જતા અને એમની સાથે જ્ઞાનચર્ચા કરતા.[૪૩] રાજદરબારોમાં જૈન આચાર્યોનું

માનભર્યું સ્થાન રહેતું, અને રાજકુટુંબના કેટલાક સભ્યોએ જૈન સાધુ તરીકેની દીક્ષા લીધી હોય એવાં પણ ઉદાહરણ છે.[44] ચૈત્યવાસી જૈન આચાર્યો અને સંવેગી સાધુઓ વિદ્યાની ઉચ્ચ સાધના કરતા હતા, એટલું જ નહિ, પણ સામાન્ય પ્રજા સાથે સમરસ થયેલા હતા અને એ કારણે પ્રજાનો જે વર્ગ જૈન-ધર્માનુયાયી નહોતો તેના ઉપર પણ એમનાં રહેણીકરણી અને ઉપદેશની ઊંડી અસર થયેલી હતી.[45]

સિદ્ધરાજ અને કુમારપાલ એ બે પરાક્રમી રાજવીઓ ઉપર પડેલા આચાર્ય હેમચંદ્રના પ્રભાવના કારણે અને એ પછી અર્ધી શતાબ્દી બાદ વિદ્યાપ્રેમી અમાત્ય સેનાપતિઓ વસ્તુપાલ અને તેજપાલનાં જીવન અને કાર્યના પરિણામે ગુજરાતના જીવન ઉપર અહિંસાપ્રધાન જૈન વિચારસરણિની ઊંડી અસર થઈ. કુમારપાલને જૈન ગ્રંથકારોએ 'પરમ આર્હત' કહ્યો છે, પણ એકંદરે પ્રમાણોનો વિચાર કરતાં એમ લાગે છે કે શ્રાવકનાં વ્રતોનો સ્વીકાર કરવા છતાં એણે પોતાના કુલક્રમાગત શૈવ ધર્મનું પાલન ચાલુ રાખ્યું હશે, એટલે કે આ અર્થમાં એ 'પરમ માહેશ્વર' પણ રહ્યો હશે.

જૈન આગમોની સંકલનાનો અને આગમસૂત્રોને લિપિબદ્ધ કરવાનો પુરુષાર્થ વલભીમાં થયો, તો આગમનાં અગિયાર અંગો પૈકી નવ અંગો ઉપર પ્રમાણભૂત ટીકાઓ રચવાનું મહાકાર્ય એક વિશિષ્ટ પંડિતપરિષદની સહાયથી પાટણમાં આચાર્ય અભયદેવસૂરિએ કર્યું અને એવી જ અન્ય ટીકાઓ પાટણમાં કે આસપાસના પ્રદેશમાં શીલાંકદેવ, મલયગિરિ, નેમિચંદ્ર, મલધારી હેમચંદ્ર, શાંતિસૂરિ, ક્ષેમકીર્તિ વગેરે આચાર્યોએ રચી.[46]

શ્વેતાંબર જૈન ધર્મના જુદા જુદા સંપ્રદાયોમાં પણ સ્પર્ધા અને વાદવિવાદ ચાલતાં હતાં. વનરાજ ચાવડાના ગુરુ શીલગુણસૂરિ એક ચૈત્યવાસી આચાર્ય હતા અને એમના સમયથી પાટણમાં ચૈત્યવાસીઓનું પ્રાધાન્ય હતું. ચૈત્યવાસી સાધુઓ ચૈત્યો એટલે મંદિરોમાં વસતા હતા, અને આચારોની દૃષ્ટિએ ક્વચિત્ એમનામાં શૈથિલ્ય વરતાતું.[47] સંગીત અને નૃત્યના તેઓ શોખીન હતા અને વાહનોનો ઉપયોગ કરતા. એક જ સ્થાનમાં રહેતા મઠાધિપતિઓ જેવા હોઈ વિદ્યાના ખેડાણની એમને વિશેષ અનુકૂળતા હતી. ચૈત્યવાસીઓમાં વિશિષ્ટ વિદ્વાનો, ગ્રંથકારો, અધ્યાપકો અને કવિઓ થયા છે. એમનાં વિદ્યાવિનોદો, કાવ્ય-ચર્ચાઓ, સમસ્યાપૂર્તિઓ, લલિતકલાભ્યાસંગ, શાસ્ત્રવ્યુત્પત્તિ આદિ વિશેનાં અનેક વૃત્તાંતો, કથાનકો, અનુશ્રુતિઓ વગેરે 'પ્રભાવકચરિત' અને અન્ય પ્રબંધાત્મક સાહિત્યમાં સચવાયેલ છે.[48] એક બાજુ ચૈત્યવાસીઓ અને બીજી તરફ મહાવીરના સમયથી

ચાલતી આવેલી આકરી આચાર-પ્રણાલિકાઓના આગ્રહી સુવિહિત (ચૈત્યમાં નહિ, પણ વસતિ અથવા ઉપાશ્રયમાં રહેનારા) સાધુઓ વચ્ચે વિવાદનું વાતાવરણ હતું. દુર્લભરાજ કે ભીમદેવ ૧ લાના સમયમાં ચંદ્રકુલના વર્ધમાનસૂરિના શિષ્યો જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિ એ બે વિદ્વાન સુવિહિત સાધુઓ પાટણ આવ્યા. તેઓ પૂર્વાશ્રમમાં મધ્યદેશના શાસ્ત્રી બ્રાહ્મણો તથા સહોદર ભાઈઓ હતા. ચૈત્યવાસીઓનું વર્ચસ એ સમયે એટલું બધું વધ્યું હતું કે અનેક ચૈત્યો અને ઉપાશ્રયોથી સંકીર્ણ પાટનગરમાં વર્ધમાનસૂરિના શિષ્યોને રાતવાસો કરવા માટે કોઈ સ્થાન મળ્યું નહિ. રાજપુરોહિત સોમેશ્વરને[૪૯] ઘેર જઈ એમણે વેદઘોષ કર્યો અને પુરોહિતને પ્રસન્ન કર્યો. વનરાજના સમયથી ચાલતી આવતી રૂઢિના કારણે સુવિહિતોને પાટણમાં વાસ આપવા સામે ચૈત્યવાસીઓએ વિરોધ કર્યો, પણ સોમેશ્વર અને માહેશ્વર આચાર્ય જ્ઞાનદેવની ભલામણથી રાજાએ સુવિહિતોને નિવાસ માટે વ્યવસ્થા કરી આપી. વિચારક ધાર્મિક અગ્રણીઓનો ભિન્ન ધર્માનુયાયીઓ પ્રત્યે પણ ઉદાર મનવાદ અને એક જ સંપ્રદાયમાંનાં સ્થાપિત હિતોનું માત્સર્ય આ પ્રસંગમાં વ્યક્ત થાય છે.[૫૦] આ ઘટના પછી રાજદરબારમાં ચૈત્યવાસીઓના આચાર વિશે વાદવિવાદ થયો. જિનેશ્વરસૂરિએ રાજાના સરસ્વતીભંડારમાંથી 'દશવૈકાલિકસૂત્ર' મગાવી, એના આધારે ચૈત્યવાસીઓનો આચાર એ શુદ્ધ મુનિ-આચાર નથી અને પોતે જે ઉગ્ર અને કઠિન આચાર પાળે છે તે જ શાસ્ત્રસંમત છે એમ પુરવાર કર્યું તેથી અને એમની તીક્ષ્ણ મેધાથી પ્રસન્ન થઈ રાજાએ એમને 'ખરતર' (તીવ્રતર) એવું બિરુદ આપ્યું, અને એમનો ગચ્છ 'ખરતર ગચ્છ' તરીકે પ્રસિદ્ધ થયો. ત્યારથી પાટનગરમાં ચૈત્યવાસીઓનું વર્ચસ કંઈક ઘટ્યું અને કઠિન આચારવાળા સુવિહિત જૈન મુનિઓનો પ્રવેશ વધતો ગયો.[૫૧] શ્વેતાંબરની જેમ દિગંબર જૈન સંપ્રદાય જૂના સમયથી ગુજરાતમાં ફેલાયો હતો અને દિગંબર સંપ્રદાયનું એક મુખ્ય કેંદ્ર વઢવાણ હતું.[૫૨] સં. ૧૧૮૧(ઈ. સ. ૧૧૨૫)માં વૈશાખ શુક્લ પૂર્ણિમાના દિને સિદ્ધરાજની સભામાં, એના જ અધ્યક્ષપણા નીચે, શ્વેતાંબર આચાર્યવાદી દેવસૂરિ અને કર્ણાટકથી આવેલા દિગંબર આચાર્ય કુમુદચંદ્ર વચ્ચે એક ચિરસ્મરણીય વાદ થયો. કુમુદચંદ્ર વાદી હતા અને દેવસૂરિ પ્રતિવાદી હતા. શરત એ હતી કે જે હારે તેના પક્ષના દેશપાર-ગુજરાત બહાર ચાલ્યા જાય. પ્રજ્ઞાચક્ષુ રાજકવિ શ્રીપાલ અને જુવાન હેમચંદ્ર પણ એ સભામાં હતા. સિદ્ધરાજની માતા મીનળદેવી કર્ણાટકની હોઈ પ્રારંભમાં કુમુદચંદ્રને પાટણમાં સારો આવકાર મળ્યો લાગે છે, પણ વાદમાં કુમુદચંદ્રનો પરાજય થયો. દિગંબર મતમાં સ્ત્રીઓના સ્થાન વિશે જે પ્રતિકૂળ વલણ છે તે પણ આ પરા-

જયમાં કંઈક નિમિત્ત બન્યું જણાય છે. પ્રાયઃ આ વાદના પરિણામે ગુજરાતમાં દિગંબર સંપ્રદાયનું મહત્ત્વ ઘટી ગયું.[૫૩]

સોલંકી કાલથી થોડાક સૈકા પહેલાં ગુજરાતનો પ્રદેશ બૌદ્ધ ધર્મની પ્રવૃત્તિઓથી ધબકતો હતો અને ચૌલુક્યોનું પાટનગર જ્યાં સ્થપાયું તે સ્થાનનું નામ લક્ખારામ બૌદ્ધ મઠ કે વિહારની સ્મૃતિ તાજી કરે છે.[૫૪] અનુમૈત્રક કાલમાં, ભારતના બીજા પ્રદેશોની જેમ, ગુજરાતમાં પણ બૌદ્ધ ધર્મનો પ્રચાર ક્રમશઃ ઘટતો ગયો અને સોલંકી કાલમાં તો એ નામશેષ થઈ ગયો, પણ વિચારોને વ્યવસ્થિત કરનારા એક શાસ્ત્ર તરીકે બૌદ્ધ ન્યાય અને બૌદ્ધ દર્શનનો અભ્યાસ ગુજરાતનાં ચૈત્યો અને વિદ્યામઠોમાં ચાલુ રહ્યો હતો વાદિવેતાલ શાંતિસૂરિ પોતાના ચૈત્યમાં બૌદ્ધ તર્કનાં દુર્ગમ પ્રમેયો સહિત પ્રમાણશાસ્ત્રોનું અધ્યયન બત્રીસ શિષ્યોને કરાવતા હતા ત્યારે મારવાડના નડૂલ–નાડોલથી આવેલા મુનિચંદ્ર નામે એક સુવિહિત સાધુએ પુસ્તક વિના, પંદર દિવસ ગુપ્ત રીતે ઊભા રહીને, એ સર્વ શાસ્ત્રો અવગત કરી શાંતિસૂરિને પ્રસન્ન કર્યા હતા.[૫૫] 'તત્ત્વસંગ્રહ' અને 'હેતુબિંદુ-ટીકા' જેવા બૌદ્ધ દર્શનના અતિ મહત્ત્વના ગ્રંથોની વિરલ હસ્તપ્રતો પાટણના જ્ઞાનભંડારમાંથી મળી છે એ પણ આ પ્રકારનાં અધ્યયન–અધ્યાપનની પરંપરાનું સમર્થન કરે છે.

'મોહરાજપરાજય' નાટકમાં જે સંપ્રદાયોના અનુયાયીઓ અમારિઘોષણાનો અમલ નહિ કરવા માટે રાજા કુમારપાલને વિનંતી કરવા જાય છે તેઓમાં કૌલ, કાપાલિક, રહમાણુ અને ઘટચટક ઉપરાંત નાસ્તિક પણ છે. નાસ્તિક કહે છે કે 'જીવ નથી, આથી કોઈની હિંસા થતી નથી; પુણ્ય નથી અને પાપ નથી. આવો ધર્મ સુરગુરુ–બૃહસ્પતિએ ભુવનમાં પ્રગટ કર્યો છે.'[૫૬] સ્પષ્ટ છે કે આ કથન લોકાયત ચાર્વાકમતની કોઈ શાખાનું છે. આ સંબંધમાં નોંધવું રસપ્રદ થશે કે ઈસવી સનના સાતમા–આઠમા સૈકામાં રચાયેલા લોકાયત દર્શનના એક અદ્વિતીય ગ્રંથ, ભટ્ટ જયરાશિકૃત 'તત્ત્વોપપ્લવસિંહ'ની તાડપત્રીય પ્રત ધોળકામાં ઈ. સ. ૧૨૯૩ માં લખાયેલી મળી આવી છે, એ બતાવે છે કે વાઘેલા રાજ્યકાલ દરમ્યાન એ નગરમાં દાર્શનિક વાદ-વિદ્યા એ અભ્યાસનો આકર્ષક વિષય હતી અને ચાર્વાક દર્શન જેવા લગભગ વિસ્મૃત થયેલા દર્શનના સિદ્ધાંતોના અભ્યાસની પણ ત્યાં અવગણના થતી નહોતી.[૫૭] બૃહસ્પતિપ્રોક્ત લોકાયત સિદ્ધાંતની વિચારણા અને એનો વ્યવહારમાં વિનિયોગ કરનાર વ્યક્તિઓ અને સમૂહો પણ સાથે વિદ્યમાન હોય એ અસંભવિત નથી.

સંગઠિત સંપ્રદાયો ઉપરાંત અનેક લોકધર્મો પરંપરાથી સમાજમાં ચાલ્યા

આવતા હતા.[૫૮] ગ્રામદેવતા, ક્ષેત્રદેવતા, ક્ષેત્રપાલ વગેરેના ઉલ્લેખ મળે છે. કર્ણાવતી( પછીના અમદાવાદ )ના સ્થાન પાસે કોછરબા દેવીનું મંદિર કર્ણ સોલંકીએ કરાવ્યું હતું.[૫૯] એમાં એણે કોચરબ ગામની ગ્રામદેવતાની જૂની દેરીનો જીર્ણોદ્ધાર કર્યો હશે એમ માનવું યોગ્ય છે. મંત્રી વસ્તુપાલે ભરૂચના રાજા શંખને હરાવ્યો એ વિજયની ઉજવણીમાં ખંભાતના નગરજનોએ શહેરની બહાર એકલવીરા માતાના મંદિરમાં ઉત્સવ કર્યો હતો.[૬૦] વાયડ ગામમાંથી નીકળેલા વાયડા વણિકો અને બ્રાહ્મણોની કુલદેવી 'વાયડમાતા' છે અને ઉત્તર ગુજરાતના એક ઐતિહાસિક ગામ સંડેરની ગ્રામદેવતા 'સંડેરી માતા' તરીકે ઓળખાય છે. આવાં બીજાં અનેક ઉદાહરણ આપી શકાય; જોકે આવાં મંદિરોમાં શક્તિની સેવ્યમૂર્તિ તો સામાન્યતઃ શાસ્ત્રમાન્ય સ્વરૂપની હોય છે.

'શ્રીમાલપુરાણ' (અધ્યાય ૭૦) અનુસાર, શ્રીમાલીઓનાં કેટલાંક ગોત્રોની કુલદેવતા 'વટયક્ષિણી' અને કેટલાંકની 'ભૂતેશ્વરી' છે. અર્વાચીન શ્રીમાલ કે ભીનમાલના પાદરમાં ક્ષેત્રપાલનું પ્રાચીન મંદિર છે ત્યાં ક્ષેત્રપાલ ઉપરાંત વટયક્ષિણી અને ભૂતમાતાની પૂજા થાય છે. ભૂતેશ્વરી એ જ ભૂતમાતા હશે. સરસ્વતીના તીરપ્રદેશનાં તીર્થ વર્ણવતા 'સરસ્વતીપુરાણ'( સર્ગ ૧૬, શ્લોક ૨૫૫ )માં સહસ્રલિંગ સરોવરના કિનારા પર ભૂતમાતાનું મંદિર હોવાનું કહ્યું છે. પ્રભાસ-પાટણમાં ભૂતમાતાનું મંદિર હોવાનો ઉલ્લેખ 'પ્રભાસખંડ'માં છે. ભૂતમાતા એ જ ગુજરાતપ્રસિદ્ધ 'બૂટમાતા.'[૬૧]

ખરવાહની શીતલામાતાનું રૂપવિધાન શાસ્ત્રગ્રંથોમાં આપ્યું હોવા છતાં શીતલાપૂજાનું મૂળ લોકધર્મમાં છે. મોઢની કુલદેવી માતંગી અને એની બહેન શ્યામલા દેવીએ ધર્મારણ્યક્ષેત્રમાં બ્રાહ્મણ દંપતીઓને હેરાન કરનાર કર્ણાટ અથવા કર્ણાટક નામે દૈત્યને માર્યો હતો એવો પ્રસંગ 'ધર્મારણ્ય' પુરાણમાં વર્ણવેલો છે.[૬૨] શ્યામલાદેવીને કૂતરાનું વાહન છે. મેલડીમાતા કે શિકોતરીની પૂજાનો કોઈ લિખિત ઇતિહાસ નથી, પણ એનાં મૂળ ખૂબ પુરાતન હોવાં જોઈએ. જુદી જુદી જાતિઓ અને જ્ઞાતિઓની સેવ્ય દેવતાઓ છે, જેવી કે જેઠીમલ્લો અને વાળંદોની નિંબજા કે લિંબજા;[૬૩] ઝાલાઓની આડગા અથવા હજારીમાતા, જેનું મુખ્ય સ્થાન હળવદમાં છે; ગોહિલોની ખોડિયાર, જેનું મુખ્ય સ્થાન રાજુલામાં છે; શ્રીમાળી વણિકો અને સોનીઓની વ્યાઘ્રેશ્વરી; ઇત્યાદિ.[૬૪] ચાવડા રાજાઓના સંદર્ભમાં પ્રબંધોમાં જણાવેલી કંટેશ્વરી દેવી તથા ગુજરાતમાં કેટલાંક સ્થળોમાં પૂજાતી શિકોતરી માતા પણ આ પ્રકારની ગણાય. આ પ્રકારની પ્રતિમાઓનાં વિધાન મૂર્તિશાસ્ત્રના ગ્રંથો ઉપરથી નહિ, પણ જ્ઞાતિપુરાણો કે ક્ષેત્રપુરાણો અનુસાર

કલ્પવામાં આવ્યાં છે.[૬૫]

વીર અને ક્ષેત્રપાલ ગુજરાતને ગામેગામ હોય છે. યક્ષ અને ક્ષેત્રપાલની મૂર્તિઓ અનેક જૈન મંદિરોમાં હોય છે. 'પ્રબંધચિંતામણિ'ના કથન અનુસાર,[૬૬] બાળક તેજપાલનું સગપણ ધરણિગની પુત્રી અનુપમા સાથે થયું હતું, પણ એ કન્યા કદરૂપી છે એમ સાંભળીને એ સંબંધ તૂટે એ માટે, ચંદ્રપ્રભ જિનના મંદિરમાં પ્રતિષ્ઠિત ક્ષેત્રપાલને આઠ દ્રમ્મનો ભોગ ધરાવવાની માનતા તેજપાલે કરી હતી; જોકે સગપણ તૂટયું ન હતું અને તેજપાલ અને અનુપમા લગ્ન પછી ગાઢ પ્રેમથી જોડાયાં હતાં.[૬૭] પાટણમાં ખેતરવસી (ક્ષેતલ અથવા ક્ષેત્રપાલ વસતિ) નામે મહોલ્લો છે, જ્યાં એક પ્રાચીન તાડપત્રીય ગ્રંથભંડાર છે.[૬૮]

ગુજરાતનાં મુખ્ય નગરો અને બંદરોમાં અગ્નિપૂજકો–જરથોસ્તીઓની વસ્તી પ્રાચીન કાલથી હતી.[૬૯] એમાં અનુમૈત્રક કાલમાં વધારો થયો હશે. ઈસવી સનના આઠમા સૈકા આસપાસ ઈરાનથી નાસી છૂટેલા પારસીઓ ગુજરાતનાં બંદરોએ ઊતર્યા હતા. સિદ્ધરાજના સમયમાં ખંભાતમાં અન્યધર્મીઓ સાથે અગ્નિપૂજકોની પણ વસ્તી હતી એમ નૂરુદ્દીન મુહમ્મદ ઉફીએ (ઈ. સ. ૧૨૧૧) સિદ્ધરાજની ન્યાયપ્રિયતાનો પ્રસંગ વર્ણવ્યો છે તેના ઉપરથી જણાય છે.[૭૦] અગ્નિપૂજકો વિશેના બીજા ઉલ્લેખ સોલંકી કાલનાં ઐતિહાસિક સાધનોમાંથી મળ્યા નથી, પણ એમની વસ્તી ગુજરાતમાં અન્યત્ર પણ હતી એ નિશ્ચિત છે.

સોલંકી કાલમાં જે મુસ્લિમો ગુજરાતમાં હતા તે ઈરાની કે આરબ પરદેશીઓ હતા, અને રાજ્યનાં મુખ્ય નગરોમાં રહેતા હતા. પાટણમાં જુમા મસ્જિદ હોવાનું ઈબ્ન હૌકલ (ઈ. સ. ૯૭૬) નોંધે છે. ભીમદેવ ૧ લા અને સિદ્ધરાજના સમયમાં મુસ્લિમ ધર્મોપદેશકો ખંભાત, પાટણ વગેરે નગરોમાં આવ્યા હતા. શિયા દાઈ અબદુલ્લા કે મોહમ્મદઅલી અને ઇસ્માઈલી સંપ્રદાયના નૂર સતગર એમાં મુખ્ય હતા.[૭૧] સદરે અવ્વલ મસ્જિદ ખંભાતમાં સિદ્ધરાજના સમય પહેલાં બંધાઈ હતી. પરદેશીઓ અને પરધર્મીઓને સમાજમાં પૂરી સલામતી હતી. અમદાવાદમાં તાજપુર વિસ્તારમાં આવેલી કાચની મસ્જિદમાંનો હિજરી સન ૪૪૫(ઈ. સ. ૧૦૫૩)નો અરબી શિલાલેખ એ વાતનું જ્વલંત ઉદાહરણ છે, અને ઐતિહાસિક આનુપૂર્વીની દૃષ્ટિએ ભીમદેવ ૧ લાના સમયનો છે, એટલે કે એ મસ્જિદ મહમૂદ ગઝનવીની સવારી (ઈ. સ. ૧૦૨૬) પછી માત્ર સત્તાવીસ વર્ષે બનેલી છે. સોમનાથના ભંગ જેવી ભયાનક ઘટના પછી ત્રણ દસકા જેટલા ઓછા સમયમાં આશાપલ્લીમાં મસ્જિદ બંધાય છે એ બતાવે છે કે આ પ્રદેશમાં કોઈ પણ ધર્મને શાંત આશ્રય મળતો હતો અને મૂર્તિભંજક આક્રમણકારો અને

સુલેહપ્રિય વેપારીઓ વચ્ચેનો ભેદ રાજા અને પ્રજા બંને સમજતાં હતાં.[૭૨]

સર્વાનંદસૂરિકૃત 'જગડુચરિત્ર' અનુસાર દાનેશ્વરી જગડુશાહે અને વિવિધ પ્રબંધો અનુસાર વસ્તુપાલે મસ્જિદો બંધાવી હતી. એમાં રાજકીય દૂરંદેશી હોય તોપણ એ સાથે રહેલી ધાર્મિક ઉદારતા પ્રશસ્ય છે. ગુજરાતના બે અપ્રસિદ્ધ શિલ્પગ્રંથો 'જયપૃચ્છા' અને 'વૃક્ષાર્ણવ'માં 'રહમાણપ્રાસાદ' અર્થાત્ મસ્જિદનું વિધાન વર્ણવાયું છે એ આ દૃષ્ટિએ સૂચક છે.[૭૩]

મુસ્લિમ પ્રજાજનો પ્રત્યે ગુજરાતનું રાજ્ય કેવી ઉદાર દૃષ્ટિથી જોતું એનું વિગતવાર પ્રમાણ અર્જુનદેવ વાઘેલાના સમયના ઈ. સ. ૧૨૬૪(સં. ૧૩૨૦)ના વેરાવળના શિલાલેખમાંથી મળે છે.[૭૪] વિ. સં. ૧૩૨૦, હિજરી સન ૬૬૨, સિંહ સં. ૧૫૧ અને વલભી સં. ૯૪૫ એ પ્રમાણે જુદા જુદા ચાર સંવત એ લેખમાં આપ્યા છે. એ લેખ જણાવે છે કે સોમનાથના મહંત પાશુપતાચાર્ય ગંડ પરવીરભદ્ર, એમનો પારિપાર્શ્વિક મહંત અભયસિંહ અને સોમનાથ પાટણના મહાજનના આગેવાનો પાસેથી હોરમઝના અમીર રુકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોજે નગરની બહાર જમીન ખરીદી ત્યાં મસ્જિદ બાંધી. ત્યાં પૂજા દીપ, તેલ, કુરાનપાઠ વગેરે માટે અને ચાલુ મરામત માટે નગરના અમુક ગૃહસ્થો પાસેથી કેટલાંક મિલકત ખરીદી લીધી. વળી સોમનાથ પાટણના શિયા વહાણવટીઓના અમુક ઉત્સવો પાછળ એમની જમાત અમુક ખર્ચ કરે અને પછી કંઈ વધારો રહે તો મક્કા અને મદીના મોકલે એવો ઠરાવ એમાં નોંધલો છે. સોમનાથ પાટણના મહાજનના 'બૃહત્પુરુષો'(આગેવાનો)એ અને ત્યાંના રાજ્યાધિકારીઓએ આ કામમાં કરેલાં સહાયનો પણ શિલાલેખમાં સાભાર ઉલ્લેખ કરેલો છે. આ શિલાલેખ ભારતીય ધર્મનીતિનો એક ઉજ્જવળ દસ્તાવેજી પુરાવો છે.

ધાર્મિક ઉત્સવોમાં નવરાત્ર, વિજયાદશમી, દીપાવલી ( દિવાળી ), પ્રબોધિની એકાદશી, શિવરાત્રિ અને હોળી નોંધપાત્ર છે. જૈન મંદિરમાં પ્રતિષ્ઠા-સમયે અષ્ટાહ્નિકા-ઉત્સવ ઊજવાતો. જૈન ધર્મનો બીજો મોટો ઉત્સવ તીર્થંકરનાં પાંચ કલ્યાણકોનો હતો.

## (આ) ઇસ્લામ

સોલંકી રાજા ભીમદેવ ૧ લાના સમયમાં ઈ. સ. ૧૦૨૫ માં ગઝનાના સુલતાન મહમૂદે ગુજરાત ઉપર ફરી વળીને સોમનાથ મહાદેવનું દેવળ ભેદ્યું અને લૂંટાય તેટલો માલ લૂંટી કચ્છને રસ્તે એ પરત ચાલ્યો ગયો. એ રીતે મુસલમાનોનાં ભાવી આક્રમણો માટેનો માર્ગ ખુલ્લો થયો.

મૂલરાજ ૨ જાના શાસન દરમ્યાન ઈ. સ. ૧૧૭૮ માં, ગઝનવી શાસકોના સ્થાને સ્થાપિત થયેલા ઘોરી[૭૫] વંશનો સુલતાન શિહાબુદ્દીન મોહમ્મદ રણ ઓળંગી ગુજરાત ઉપર ચડી આવ્યો, પરંતુ એના લશ્કરને શિકસ્ત આપી પાછો કાઢવામાં આવ્યો.

એ પછી ઈ. સ. ૧૧૯૫ માં આબુ વગેરે સ્થળોના રજપૂતોએ ભીમદેવ ૨ જા સાથે મળીને મુસલમાનો પાસેથી અજમેર છીનવી લેવાનો નિર્ધાર કર્યો. સુલતાન શિહાબુદ્દીન ઘોરીનો સિપાહસાલાર કુત્બુદ્દીન અયબેક એ તરફ પહોંચ્યો, પરંતુ એના સૈન્યને તગેડી મૂકવામાં આવ્યું. આ રીતની એની રંજાડ થઈ એનું વેર લેવા ઈ. સ. ૧૧૯૭ માં ગઝનાથી આવેલા નવા લશ્કરને લઈ કુત્બુદ્દીન ફરીથી તૈયારી કરી અણહિલવાડ ઉપર ચડી આવ્યો અને એણે એ જીત્યું અને લૂંટ્યું. એ પછી ત્યાં એક નાયબની નિમણૂક કરી એ દિલ્હી પાછો ગયો, પરંતુ કુત્બુદ્દીનની પૂંઠ ફરતાં ભીમદેવે ફરીથી અણહિલવાડનો કબજો લીધો.

આવી રીતે મહમૂદ ગઝનવી, શિહાબુદ્દીન મોહમ્મદ ઘોરી અને કુત્બુદ્દીન અયબેક ગુજરાતના પ્રદેશ ઉપર વાદળની જેમ ચડી આવી, બને તેટલું લૂંટી, નુકસાન કરી વંટોળિયાની માફક નીકળી ગયા.

એ સમયે આ પ્રદેશના રાજાઓ તેમજ ત્યાંના લોકો મુસ્લિમ આક્રમણકારો અને સુલેહપ્રિય વેપારીઓ વચ્ચેનો ભેદ સારી રીતે સમજતા હતા. એમને વેપારીઓ તરફથી આર્થિક લાભ થતો હતો તેથી એમને એમના રોજિંદા કાર્યમાં થોડી ઘણી સ્વતંત્રતા તથા સગવડો રાજાઓ તરફથી મળતી રહેતી હતી. તદુપરાંત તેઓ એવા ઉદાર હતા કે કોઈ પણ ધર્મને એમના રાજ્યમાં શાંતિભર્યો આવકાર મળતો હતો. આથી ઇસ્લામનો પ્રચાર કરવા જે દરવેશો, ફકીરો અને ઉપદેશકો આવતા હતા તેઓ તરફ રાજાઓનું સહિષ્ણુતાભરેલું વર્તન રહેતું હતું.[૭૬] તેઓનાં ત્યાગ, ઉચ્ચ ચારિત્ર્ય અને ભક્તિમય જીવનથી, વર્ણવ્યવસ્થાનો ભોગ બનેલી નાની હલકી અજ્ઞાત જાતિઓના લોકો પ્રભાવિત થતા હતા. તેઓ હઝરત મોહમ્મદ પેગમ્બરે અભણ જંગલી પ્રજા માટે બનાવેલા સીધા સાદા સિદ્ધાંતો, માનવમાત્રની સમાનતાના વિચારો અને એમની સામાજિક વિશિષ્ટતાઓ સમજાવી એમને પોતાના કરી લેતા હતા. પરિણામે પોતાનું પ્રચારકાર્ય કરવાના ઉદ્દેશમાં તેઓ કામયાબ રહેતા હતા.

આરંભકાલમાં મોટે ભાગે તેઓનો વસવાટ કિનારા ઉપર હતો, આથી ભરૂચ અને ખંભાત ઉપરાંત કાવી, ઘોઘા, ગંધાર અને પીરમ જેવાં બંદરો ઉપર મુસલમાનોની વસ્તી ઠીક ઠીક પ્રમાણમાં હતી.[૭૭]

ભરૂચ એ વખતે ચીન અને સિંધમાંથી જતાં આવતાં જહાજો માટેનું બંદર હતું. કેટલાક ઉપદેશકોએ ત્યાં આવી વસવાટ કર્યો હતો; જેમકે બાબા રૈહાન એના નાના ભાઈ તથા ચાળીસ દરવેશોની એક જમાત લઈ ને દસમી સદીમાં ઇસ્લામના પ્રચાર અર્થે આવ્યા હતા અને એ સર્વ ત્યાં શહીદ થયા હતા.[૭૮]

કહેવાય છે કે મિસરના ફાતિમી ખલીફા અલ મુસ્તન્સિર બિલ્લાહ(ઈ. સ ૧૦૩૬–૯૫)ના ફરમાનથી અબ્દુલ્લાહ[૭૯] અને અહમદ નામના બે મિસરીઓને ભારતમાં મજહબનો પ્રચાર કરવા રવાના કરવામાં આવ્યા હતા. તેઓ બંને અરબસ્તાનમાં આવેલા ઇસ્માઇલીઓના પુરાણા પ્રચારકેંદ્ર યમનમાં માર્ગદર્શન લઈ નીકળ્યા હતા અને ખંભાતના બંદરે ઈ. સ. ૧૦૬૭ માં ઊતર્યા હતા, અને ત્યાં અબ્દુલ્લાહે પ્રચારકાર્યનો આરંભ કર્યો હતો. એનું અવસાન ઈ. સ ૧૧૩૭ માં થયું હતું. એ શહેરમાં આવેલી એની દરગાહ ઉપર ગુજરાતના બધા ભાગોમાંથી સંખ્યાબંધ શિયા વહોરા ઝિયારત માટે જાય છે.

પ્રથમ શિયા પ્રચારકનું નામ કેટલાક મુજબ મોહમ્મદ[૮૧] અલી કે મુલ્લા મોહમ્મદ અલી હતું. એ જે હોય તે, પરંતુ એટલું તો નિશ્ચિત છે કે એ ઈ.સ. ૧૦૬૭ માં ખંભાતમાં આવ્યો હતો અને ત્યાં એણે શિયા મજહબનો પ્રચાર કરવા માંડ્યો હતો. એ સમયે અહીં કર્ણદેવનું રાજ્ય (ઈ. સ. ૧૦૬૪–૧૦૯૪) ચાલતું હતું કહેવાય છે કે એ સમયે ત્યાં એક મહાત્મા રહેતા હતા. એમનામાં લોકોની ઘણી શ્રદ્ધા હતી તેથી એ પ્રચારક શરૂઆતમાં મહાત્માની સેવાનું કામ કરવા લાગ્યો ને એની ભાષા શીખી એણે હિંદુઓનાં પુસ્તકોનો અભ્યાસ કર્યો. સમય જતાં એણે ધીમે ધીમે એમના દિમાગ ઉપર ઇસ્લામનો એવો તો પ્રભાવ પાડ્યો કે એ મહાત્મા મુસલમાન બની ગયો અને એમના ચેલાઓએ પણ ઇસ્લામ સ્વીકાર્યો, ધીમે ધીમે રાજાનો એક પ્રધાન પણ મુસલમાન થયો. આ વાતની રાજાને ખબર પડતાં એની ખાતરી કરવા એ પોતે ઓચિંતો પ્રધાનના મકાન ઉપર પહોંચ્યો તો એ સમયે એ નમાઝ પડતો હતો. કહેવાય છે કે પ્રધાન ભારમલ નામનો હતો. એની કબર ખેડા જિલ્લાના ઉમરેઠ ગામમાં શિયા વહોરાઓના કબ્રસ્તાનમાં હોવાનું મનાય છે.[૮૨] ભારમલ અટકના વહોરા સૌરાષ્ટ્રમાં જોવા મળે છે.

પ્રધાનના નવા ધર્મથી પ્રભાવિત થઈ રાજાએ પણ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો એમ શિયા વહોરા ખૂબ શ્રદ્ધાથી માને છે.[૮૩] અને એ રાજા સિદ્ધરાજ જયસિંહ હતો એમ કહે છે. સિદ્ધરાજ સૌ ધર્મો પ્રતિ સહિષ્ણુતા ધરાવતો હતો, પરંતુ એ મુસલમાન થયો હોવા વિશે કોઈ પુરાવો મળતો નથી.

વળી ભારમલ નામનો એનો કોઈ પ્રધાન હોવા વિશેનો ઉલ્લેખ પણ અન્યત્ર મળતો નથી.

એવી વાયકા છે કે એક કણબી ખેડૂતના સુકાઈ ગયેલા કૂવામાં દુવા કરી એ પ્રચારકે પાણી આણી આપ્યું તેથી એ તથા એની પત્ની મુસલમાન થયાં હતાં. એમની કબરો ખંભાતમાં છે. એમને કાકા અકેલા અને કાકી અકેલીની કબરો કહે છે. વહોરા એ બન્નેને માનથી જુએ છે.

આ પ્રચારથી ધર્માંતર પામેલા લોકો વહોરા કહેવાયા. એ નામ પાડવા માટે એક એવી માન્યતા છે કે એ પ્રચારથી થયેલા મુસલમાનો મૂળ વહેવારિયા[૮૪] (વેપારીઓ) હતા.

પાછળથી ધીમે ધીમે પ્રદેશના અંદરના ભાગમાં પણ મુસલમાનોનો વસવાટ થવા માંડચો હતો. ઠેઠ સોલંકી રાજા કર્ણદેવના સમયથી મોટી સંખ્યામાં મુસલમાન વેપારીઓ[૮૫] અને ઉપદેશકો અણહિલવાડ પાટણમાં આવીને શાંતિપૂર્વક પોતાની પ્રવૃત્તિઓ ચલાવ્યે રાખતા હતા. એના પરિણામે એ સૂફીઓ અને ફકીરોના મહાન કેંદ્ર તરીકે મશહૂર થયેલું છે અને ત્યાં એમની અનેક દરગાહો મોજૂદ છે.

સુલતાન હાજી હૂદ[૮૬] નામનો એક સૂફી ઈ. સ. ૧૦૬૭ માં ત્યાં પહોંચ્યો હતો. ઘણા હિંદુઓએ એના પ્રભાવથી ઇસ્લામ સ્વીકાર્યો હતો. રાજા કર્ણદેવને એ બાબતની ખબર પડી ત્યારે એ એને મળવા પોતાના રસાલા સાથે ગયો અને એના ઉપર પ્રસન્ન થઈ એક મદ્રેસા અને એક ખાનકાહ બાંધવાની એને પરવાનગી આપી હતી.[૮૭] એનું અવસાન ઈ. સ. ૧૧૪૧ માં થયું હતું અને પાટણમાં ખાનસરોવર દરવાજા નજીક એને દફનાવવામાં આવ્યો હતો.

દિલ્હીનો શેખ અહમદ દેહલવી ઉર્ફે બાબા દેહલિયા ઈ. સ. ૧૧૩૮ માં અણહિલવાડ પાટણમાં આવ્યો અને સિદ્ધરાજ જયસિંહને મળ્યો ત્યારે રાજાએ એનો સત્કાર કર્યો હતો. એનું અવસાન ઈ. સ. ૧૧૬૦ માં થયું[૮૮] ત્યારે એને સૈયદ હાજી હૂદની દરગાહની બાજુમાં દફનાવવામાં આવ્યો હતો.

સૈયદ મોહમ્મદ અરહમન ઉર્ફે શેખજહાન પણ એ જ રાજાના શાસનકાલ દરમ્યાન પાટણમાં આવ્યો હતો. એના વિશે કહેવાય છે કે બ્રાહ્મણોના જેવો વેશ ધારણ કરી એ રાજાની નોકરીમાં રહ્યો હતો અને ભોજન પકાવતો હતો. વીસ વરસ સુધી એ પ્રમાણે ચાલ્યું, પછી છુપાવેલી બાબત ખુલ્લી થઈ કે એ બ્રાહ્મણ નથી, પણ મુસલમાન છે. રાજાએ એને જીવતો આગમાં ફેંકવાનો હુકમ

કર્યો તે પછી એના શરીરની રાખ એક ચાદરમાં ભેગી કરાવી સહસ્રલિંગ તળાવના કિનારા ઉપર દફનાવવાની વ્યવસ્થા કરી.[૮૯] શેખ અહમદ અરફાતી (મૃ. ઈ. સ. ૧૨૪૭) નામના એક સૂફીએ સૂફી મતનો પ્રચાર કરવા ઈ. સ. ૧૧૬૫ માં[૯૦] પાટણમાં વસવાટ કર્યો હતો.[૯૧]

રાજા સિદ્ધરાજ જયસિંહ ન્યાયપરાયણતા મુજબ પોતાના રાજ્યમાં રહેતા મુસલમાનોને કોઈ પણ જાતની કનડગત ન થાય એની કાળજી રાખતો હતો. એના એ સદ્ગુણની સાબિતી આપતો એક બનાવ અહીં નોંધવા જેવો છે.[૯૨]

ખંભાતમાં વસતા પારસીઓએ હિંદુઓને મુસલમાનો ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યા, એમણે મસ્જિદનો મિનારો તોડી નાખ્યો અને એ બાળી મૂકી તથા ૮૦ જેટલા મુસલમાનોને મારી નાખ્યા. મસ્જિદનો ખતીબ અલી નામે હતો તેણે આ બનાવ અંગેની ફરિયાદ રાજધાની અણહિલવાડ પાટણમાં જઈ રાજાને કરી. આથી રાજાએ જાતે વેપારીવેશે ખંભાતમાં જઈ તપાસ કરી અને જેમણે એ ફરસાદમાં આગેવાનીભર્યો ભાગ લીધો હતો તેમને સજા કરવાનો અને એક લાખ બાલૂતરા (ચાંદીના સિક્કા) એ મસ્જિદ અને મિનારો ફરીથી બાંધી આપવાના ખર્ચ માટે એમની પાસેથી મુસલમાનોને અપાવવાનો હુકમ કર્યો, અને ઇમામને ખિલાત (પોશાક વગેરે) તથા અન્ય ઇનામ-બક્ષિસો આપી એના કાર્યની કદર કરી. એણે રાજાના ન્યાય અને પ્રજા પ્રત્યેના એના પ્રેમની યાદગીરી તરીકે મસ્જિદમાં એ સાચવી રાખ્યાં હતાં. આ બનાવ પોતાના 'જવામેઉલ્‌હિકાયાત' નામના પુસ્તકમાં નોંધનાર નૂરુદ્દીન મોહમ્મદ ઔફી ઈ. સ. ૧૨૨૭-૨૮માં ખંભાતમાં આવ્યો ત્યારે એણે એ ચીજો જોઈ હતી.[૯૩]

અગિયારમી સદીના અંતભાગથી સંખ્યાબંધ મુસ્લિમ સંતો આ તરફ ઊતરી આવ્યા હતા. પરિણામે સમય જતાં ગુજરાતમાં વહોરા, ખોજા, મેમણ વગેરે જાતિઓ પ્રચારકોના સિદ્ધાંતો પસંદ પાડવાથી ઉદ્ભવી હતી.

અણહિલવાડ પાટણ ઉપરાંત અંદરના ભાગનાં જે સ્થળોમાં મુસલમાન પ્રચારકો પહોંચ્યા હતા તે પૈકીનું એક ડભોઈ છે. ત્યાં કેટલાક તાબેઈન[૯૪] એટલે કે હઝરત મોહમ્મદ પેગમ્બરના સહાબીઓ અર્થાત્ સાથીઓ પછી થયેલા અનુયાયીઓની દરગાહો છે અને પેટલાદમાં બાબા અર્જુનશાહ[૯૫] નામના એક મુસ્લિમ સંતની કબર છે, જેનું મૃત્યુ ઈ. સ. ૧૨૩૬ માં થયું હતું.

એમ પણ જણાય છે કે અમદાવાદમાં આવેલા આશાવલની આસપાસના ભાગમાં અગિયારમી સદીના આરંભમાં મુસલમાનોની વસ્તી હતી અને ત્યાં

મજહબી ક્રિયાઓ કરવા માટે એમણે મસ્જિદો બાંધી હતી. એક શિલાલેખ ઉપરથી એમ જણાય છે કે એ મસ્જિદ ઈ. સ. ૧૦૫૩ માં[96] બાંધવામાં આવી હતી. બીજો શિલાલેખ એ પછીના સમયનો છે. એમાં જણાવવામાં આવ્યું છે કે મીર હાજી નામના એક મુસલમાને એ સાર્વજનિક ઉપયોગ માટે હોવાની ઈ. સ. ૧૨૩૮ માં જાહેરાત કરી હતી.[97]

સોમનાથના મહંત પાશુપતાચાર્ય ગંડ પરવીરભદ્ર, એમના પારિપાર્શ્વિક મહંત અભયસિંહ અને સોમનાથ પાટણના મહાજનના આગેવાનો પાસેથી હોર્મુઝના અમીર રુકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોજે નગરની બહાર જમીન ખરીદી ત્યાં મસ્જિદ બાંધી ત્યાં પૂજા દીપ, તેલ, કુરાનપાઠ વગેરે માટે અને ચાલુ મરામત માટે નગરના અમુક ગૃહસ્થો પાસેથી કેટલીક મિલકત ખરીદી લીધી હતી (ઈ. સ. ૧૨૬૪),[98] વળી સોમનાથ પાટણના શિયાપંથી વહાણવટીઓના અમુક ઉત્સવો પાછળ એમની જમાત અમુક ખર્ચ કરતી અને પછી કંઈ વધે તો એ મક્કા અને મદીના મોકલતી. આમ ગુજરાતનું રાજ્ય મુસ્લિમ પ્રજાજનો તરફ ઉદાર અને ન્યાયી દૃષ્ટિથી જોતું હતું.

મક્કા અને મદીના જતા હાજીઓ માટે જહાજો વગેરે અંગેની વ્યવસ્થા કરનારાઓનો, હાજી અફીફુદ્દુનિયા વદ્દીન અબુલકાસિમ બિન અલી અલઈરજી નામે, વડો જૂનાગઢમાં રહેતો હતો. ત્યાં વસ્તીનું પ્રમાણ સારું હતું, તેથી એણે ઈ. સ. ૧૨૮૬-૮૭માં જૂનાગઢમાં એક મસ્જિદ બંધાવી હતી,[99] જેનું નામ માયખળુચીની મસ્જિદ છે.

આ કાલ દરમ્યાન કેટલાક હિંદુઓએ પણ મસ્જિદો બંધાવી હોવાનાં ઉદાહરણ મળે છે; જેમકે શ્રીમાળી શ્રાવક વણિક જગડૂ જેણે વિ. સં. ૧૩૧૫ માં દુષ્કાળમાં લોકોને અન્નદાન દઈ મોટી ખ્યાતિ મેળવેલી છે,[100] એણે ભદ્રેશ્વરપુરમાં ખીમલી નામની એક મસ્જિદ ચણાવી હતી.[101]

રાણા વીરધવલના મંત્રી વસ્તુપાલે મુસ્લિમ પ્રજાજનો માટે મસ્જિદો બંધાવી હતી એમ 'પ્રબંધકોશ,' 'વસ્તુપાલચરિત્ર' અને 'વિવિધતીર્થકલ્પ' જેવા ગ્રંથોએ નોંધેલું છે.

આ ગાળામાં અન્ય કારણોસર પણ મુસલમાનોનો વસવાટ ગુજરાતમાં થયો હતો; જેમકે સુલતાન શિહાબુદ્દીન મોહમ્મદ ઘોરીનું લશ્કર પરાજિત થઈ પાછું ગયું તે સમયે કેટલાક મુસલમાન સૈનિકો કેદ પકડાયા હતા, તેમને ગુજરાત તથા સૌરાષ્ટ્રની પ્રજામાં ‼ કેટલીક જ્ઞાતિઓમાં વહેંચી દેવાની તથા ધંધો આપવાની વ્યવસ્થા રાજા તરફથી કરવામાં આવી હતી.[102] તેઓ ધંધો કરનારી વિવિધ

જ્ઞાતિઓમાં 'વસવાયા' કહેવાયા હતા. આ રીતે મિશ્રિત થયેલા મુસલમાનોએ પોતાના રિવાજો, પોતાનાં નામ અને પોતાના પંથ ચાલુ રાખ્યા હતા.

તેરમી સદીના પ્રથમ ચરણમાં કૂફામાં શિયા મુસલમાનો ઉપર ઝનૂની સુન્નીઓએ જુલમ ગુજાર્યો તેથી કેટલાકે પોતાનું વહાલું વતન છોડી ભારતના પશ્ચિમ કિનારા ઉપર આવી વસવાટ કર્યો.[૧૦૩] તેઓ નવા આવેલા હોવાથી 'નવાયાત' કહેવાયા હતા. લોકવાયકા અનુસાર તેઓ રાંદેરના જૈન લોકોને દબાવી સત્તાધારી થયા હતા. તેઓ ચતુર નાવિકો હોવાથી ધનવાન વેપારી બન્યા હતા.

મોંગલોના નેતા હૂલાકૂખાનના ઝંઝાવાતમાં ઈરાન પડ્યું તે સમયે ઈ. સ. ૧૨૫૦ અને ૧૩૦૦ના ગાળામાં તાતારીઓના જુલમથી ત્રાસી જઈને કેટલાક સૂફીઓ, દરવેશો, ફકીરો વગેરે પહેલાં મુલતાન પાસે આવેલા ઉચ્છમાં અને એ પછી આગળ વધી ગુજરાતમાં સ્થિર થયા હતા અને શાંતિથી રહેવા લાગ્યા હતા.

એક દંતકથા અનુસાર રાધનપુર પાસે આવેલા સમીના કસબાતીઓ સુલતાન મહમૂદ ગઝનવી સાથે આવનારા સૈયદ સિપાહીઓના વંશજો છે. એક બીજી કથા મુજબ દિલ્હીના સુલતાન શમ્સુદીન ઇલ્તુત્મિશ (ઈ. સ. ૧૨૧૧-૩૬)ના શાસન દરમ્યાન બે સૈયદ ભાઈઓ ગઝનાથી હિંદુસ્તાનમાં આવ્યા હતા, તેમાંથી એક અઝીઝુદ્દીન નામે હતો તેણે પાટણના હિંદુ રાજાના ઊંઝામાં રહેતા અમલદારના હજૂરિયા તરીકે સમીમાં કાયમી વસવાટ કર્યો હતો.[૧૦૪]

કેટલાક મુસલમાનો રાજાઓનાં સૈન્યોમાં પણ જોડાયા હતા એ અંગેનું ઉદાહરણ છે અમદાવાદના કસબાતી લોકો, જે પોતાને વાઘેલા રાજાઓના ખુરાસાની સૈનિકોના વંશજો તરીકે ઓળખાવે છે.[૧૦૫]

આમ મુસલમાનોનો શાંતિભર્યો વસવાટ ગુજરાતમાં સોલંકીકાલમાં ચાલુ હતો.

## પાદટીપો

૧. દુર્ગાશંકર શાસ્ત્રી, "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ," પૃ. ૫૦૮

૨. ઇષ્ટધર્મ, પૂર્તધર્મ તથા ઇષ્ટપૂર્તની સંક્ષિપ્ત વિગતો માટે જુઓ ગ્રંથ ૨, પૃ. ૨૮૯.

૩. એ વૃત્તાંતના સાર માટે જુઓ ભોગીલાલ સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો", પૃ. ૬૩-૬૬.

૪. ઇષ્ટધર્મ અને પૂર્તધર્મ બંને સાથે પ્રચલિત હતા, કેમકે આ પછી તુરત જ, આમશર્મા વિશે 'સુરથોત્સવ'માં સોમેશ્વર કહે છે કે "ચૌલુક્યવંશીય રાજાએ આપેલા દાનમાંથી એણે શિવમંદિરો કરાવ્યાં, કમળો વડે રુચિર સરોવરો કરાવ્યાં અને ગરીબોને દાન આપ્યાં" આમશર્માના પુત્ર કુમાર વિશે એ લખે છે: "એ

સિદ્ધરાજનો પુરોહિત હતો ... ... ... ચક્રવર્તીના આ પુરોહિતે ઘણા યજ્ઞો કર્યા હતા તથા **સેંકડો તળાવો ખોદાવ્યાં હતાં."** કુમારના પુત્ર સર્વદેવે પણ સ્થાને સ્થાને તળાવો કરાવ્યાં હતાં. સિદ્ધરાજનું સહસ્રલિંગ સરોવર ચૌલુક્યકાલીન ગુજરાતમાં પૂર્તધર્મનું સૌથી મોટું ઉદાહરણ છે.

૫. ભોગીલાલ સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૧૬, ટિપ્પણ

૬. लघुप्रबंधसंग्रह, पृ. १५

૭ આ કથાનક पुरातनप्रबंधसंग्रह(પૃ. ૩૬, કંડિકા ૪૦ )માં અતિ સંક્ષેપમાં, માત્ર અઢી લીટીમાં, આપેલું છે.

૮. लघुप्रबंधसंग्रह, पृ. २० (सिद्धिबुद्धि राउलाणी प्रबंध)

૯. પ્રબંધમાંના 'રાઉલ' અને 'રાઉલાણી' એટલે અર્વાચીન ગુજરાતીમાં 'રાવળ' અને 'રાવળાણી.' એનો વર્તમાન અવશેષ ગુજરાતી રાવળ-રાવળિયા જ્ઞાતિમાં છે, જે જ્ઞાતિ યોગી-જોગી તરીકે ઓળખાય છે. જ્ઞાનમાર્ગી મરમી ભજનોની પરંપરા આજે પણ ઘણું ખરું એમાં જળવાઈ રહી છે. બ્રાહ્મણોની 'રાવળ' અટક પણ યોગમાર્ગની ઉપાસનાની દ્યોતક હોય.

૧૦. આ કથા पुरातनप्रबंधसंग्रह (પૃ. ૩૬, કંડિકા ૪૧ )માં માત્ર ચાર પંક્તિમાં આપેલી છે. શુભશીલગણિકૃત 'પ્રબંધપંચશતી' અથવા 'કથાકોશ'( શ્રી મૃગેંદ્રવિજયજી-સંપાદિત આવૃત્તિ, પ્રબંધ નં. ૯૭, પૃ. ૫૪-૫૫ )માં આ વૃત્તાંત સંવાદો સાથે લંબાણપૂર્વક છે.

૧૦અ શ્રી કે. કા. શાસ્ત્રી પાસેથી મળેલી મૌખિક માહિતીના આધારે.

૧૧. ગિરજાશંકર આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો", ભાગ ૩, લેખાંક ૨૨૨

૧૨. ખાસ કરીને પાટનગર પાટણમાં એમણે બાંધેલાં મંદિરો માટે જુઓ આ ગ્રંથમાં પ્રકરણ ૧. વળી જુઓ A. K. Majumdar, *Chaulukyas of Gujarat*, pp. 287–92.

૧૩. આવા મઠોમાં મંડલી-માંડલ ખાતેના મઠાધીશ 'સ્થાનપતિ' વેદગર્ભરાશિ હતા. એક લેખમા વેદગર્ભરાશિના પુત્ર સોમેશ્વરનો ઉલ્લેખ છે, એ બતાવે છે કે, ત્રિપુરાંતકની જેમ, ગૃહસ્થો મઠાધીશ થઈ શકતા. અર્બુદમાંના બીજા એક મઠના અધિપતિ કેદારરાશિ હતા. એ મઠ વિશે નોંધપાત્ર વસ્તુ એ છે કે ત્યાં **સ્ત્રી** પણ મઠાધીશ થઈ શકતી. કેદારરાશિના પુરોગામીઓમાં યોગેશ્વર કે યોગેશ્વરીનો ઉલ્લેખ એક અભિલેખમાં છે. કેદારરાશિની બહેન 'બ્રહ્મચર્યપરાયણ' મોક્ષેશ્વરીએ એક શૈવ મંદિર બંધાવ્યું હતું ( A. K. Majumdar, *op. cit.*, p. 262 ).

૧૪. ગુજરાતમાં લકુલીશ સંપ્રદાયના ઉદ્ભવ અને પ્રચાર માટે જુઓ ગ્રંથ ૨ અને ૩ માં 'ધર્મસંપ્રદાયો' એ પ્રકરણ

૧૫. આ માહિતી 'મોહરાજપરાજય'ના આધારે અપાઈ છે જુઓ A. K. Majum-

dar, *op. cit.*, p. 294; હરિપ્રસાદ શાસ્ત્રી, "ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ", પૃ. ૨૪૪.

૧૬. રામલાલ મોદી, "સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ", પૃ. ૨૭

૧૭. A. K. Majumdar, *op. cit.*, pp. 301–302

૧૮. હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૪. મૂલરાજે પાટણમાં મૂલદેવસ્વામીનું મંદિર કરાવ્યું હોવાનો प्रबन्धचिन्तामणि(ભાષાંતર, પૃ. ૪૬)માં ઉલ્લેખ છે, તે સૂર્ય-મંદિર સંભવે છે.

૧૯. A. K. Majumdar, *op. cit.*, p. 295

૨૦. દુર્ગાશંકર શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૮૬

૨૧. प्रबन्धकोशમાં हरिहरप्रबन्ध

૨૨. હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૫

૨૩. રામલાલ મોદી, 'એક નવીન ઐતિહાસિક શિલાલેખ'. "૨૧. રામલાલ ચુનીલાલ મોદી લેખસંગ્રહ", ભાગ ૨, પૃ. ૧૪–૨૧

૨૪. હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત

૨૫. અગાઉના સમયમાં, ગુજરાતમાં સૂર્યપૂજા માટે જુઓ ગ્રંથ ૨–૩માં 'ધર્મસંપ્રદાયો' એ પ્રકરણ.

૨૬. કનૈયાલાલ ભાઈશંકર દવે, "ગુજરાતનું મૂર્તિવિધાન", પૃ. ૩૯૩–૯૮; A. K. Majumdar, *op. cit.*, pp. 298–300; હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૬

૨૭. રસિકલાલ છો. પરીખ, 'ગુજરાતની રાજધાનીઓ', પૃ. ૧૦૯

૨૮. શ્રીમાલમાંથી પાટણમાં થયેલા શ્રીદેવીના આગમનનું વર્ષ એ સિદ્ધરાજના અવસાન વર્ષ(સં. ૧૧૯૯)થી ત્રણ વર્ષ પછીનું છે, આથી સંસ્કૃત 'દ્વયાશ્રય'માં હેમચંદ્રે પાટણમાં મહાલક્ષ્મીદેવીના મંદિરનો ઉલ્લેખ કર્યો છે તે આ સમય પહેલાંનું છે એ નક્કી. શ્રીમાલમાંથી આવેલી દેવીની મૂર્તિ એ જૂના મંદિરમાં રખાઈ હશે કે નવા મંદિરમાં પ્રતિષ્ઠિત થઈ હશે એ કહેવું મુશ્કેલ છે.

૨૯. મૂલરાજ વગેરેએ પાટણમાં ત્રિપુરુષપ્રાસાદ બાંધ્યા છે, એમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણ દેવનાં ત્રણ ગર્ભગૃહ એક મંડપની ત્રણ બાજુએ હોવાનું જણાય છે (હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૬). અર્ધનારીશ્વર (પાર્વતી અને શિવ), હરિહર (વિષ્ણુ અને શિવ), હરિહરપિતામહ (વિષ્ણુ, શિવ અને બ્રહ્મા) અને હરિહરપિતામહાર્ક (વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને સૂર્ય)ની સંયુક્ત પ્રતિમાઓ પણ સોલંકીકાલના ગુજરાતમાં થઈ છે (કનૈયાલાલ દવે, ઉપર્યુક્ત, પૃ. ૩૦૮–૧૭).

૩૦. तैः स[मं] [त]न्वतस्तस्य समीकमसवो ययुः ।
तन्मूर्त्तियुक्तं तद्भ्राता [रण]स्तंभमिदं व्यधात् । ५
सहस्रनाम्नस्त्वनुजन्मनः श्री[रे]वंतनाम्नः पुरतो नवीनं ।
अचीकर[न्मं]डपमद्वितीयमहो महास धनिक[ः] स एषः ॥ ६

*Poona Orientalist*, Vol III, p. 29

૩૧. કનૈયાલાલ દવે, 'ગુજરાતનું મૂર્તિવિધાન,' પૃ. ૧૫૭

૩૨. નરોત્તમ પલાણ, 'હર્ષદ : મિયાણી', "કુમાર", વર્ષ ૪૯, પૃ. ૧૯૭

૩૩. કનૈયાલાલ દવે, ઉપર્યુક્ત, પૃ. ૧૫૮, ૩૭૧

૩૪. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૨૭  ૩૫. કનૈયાલાલ દવે, ઉપર્યુક્ત, પૃ. ૧૬૦

૩૬. જુઓ 'મુદ્રારાક્ષસ'-નાટક(૧-૧૬)માં યમપટના વર્ણન પ્રસંગમાં નીચેનો શ્લોક :
प्रणमत यमस्य चरणौ किं कार्यं दैवकैरन्यैः ।
एष खल्वन्यभक्तानां हरति जीवं परिस्फुरन्तम् ॥

૩૭. રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૨૭

૩૮. કનૈયાલાલ દવે, ઉપર્યુક્ત, પૃ. ૪૨૧-૨૨

૩૯. ભોગીલાલ સાંડેસરા, "ઇતિહાસ અને સાહિત્ય", પૃ. ૪૦. ચક્રધર સ્વામી અને મહાનુભાવ સંપ્રદાય માટે જુઓ महाराष्ट्रीय ज्ञानकोश, ગ્રંથ ૧૮ માં महानुभाव संप्रदाय; બાલકૃષ્ણ મહાનુભાવ શાસ્ત્રી, महानुभाव-पंथ, પ્રકરણ ૪

૪૦. જુઓ ગ્રંથ ૨ અને ૩ માં 'ધર્મ સંપ્રદાયો' એ પ્રકરણ.

૪૧. જૈન આગમો પૈકી आचारांग सूत्र અને सूत्रकृतांग सूत्र ઉપર સંસ્કૃત ટીકાઓ લખનાર શીલાંક અથવા શીલાચાર્ય અને ઉદ્દ્યોતનસૂરિકૃત કુવલયમાલાની પ્રશસ્તિમાં જેનો ઉલ્લેખ છે તે તત્ત્વાચાર્ય એ એક જ વ્યક્તિ હતા અને તેઓ જ વનરાજના ગુરુ એવી એક પરંપરા છે (સાંડેસરા, "જૈન આગમ સાહિત્યમાં ગુજરાત", પૃ. ૧૭૬-૭૭). 'પ્રબંધચિંતામણિ'માં લખ્યું છે કે "પછી (વનરાજે) પંચાસર ગામથી શ્રીશીલગુણસૂરિને ભક્તિપૂર્વક બોલાવી, ધવલગૃહમાં પોતાના સિંહાસન ઉપર બેસાડી, સાતે અંગવાળું રાજ્ય એમને અર્પણ કરી કૃતજ્ઞોમાં શિરોમણિપણું બતાવ્યું" ('પ્રબંધચિંતામણિ,' ભાષાંતર, પૃ. ૩૫).

૪૨. એવા કેટલાક ઉલ્લેખોના સારસંક્ષેપ માટે જુઓ હરિપ્રસાદ શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૪૬-૪૭.

૪૩. સિદ્ધરાજ અને કુમારપાલનો કલિકાલસર્વજ્ઞ હેમચંદ્ર પ્રત્યેનો પૂજ્યભાવ જાણીતો છે. સમકાલીન હર્ષપુરીય (મલધાર) ગચ્છના હેમચંદ્ર પ્રત્યે સિદ્ધરાજ ઘણો ભક્તિભાવ રાખતો. આ મલધારી હેમચંદ્ર પૂર્વાશ્રમમાં પ્રદ્યુમ્ન નામે રાજસચિવ હતા (સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૨૧૯).

૪૪. આગમનાં નવ અંગો ઉપરની અભયદેવસૂરિકૃત ટીકાઓનું સંશોધન કરનાર નિર્વૃતિકુલના દ્રોણાચાર્ય ચૌલુક્ય રાજા ભીમદેવ ૧ લાના મામા થતા હતા ( સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૮૬ ).

૪૫. સોલંકી કાલના ગુજરાતની વિદ્વદ્‌ગોષ્ઠિ અને વિદ્યાવિનોદો, વિવિધ ધર્મસંપ્રદાયો વચ્ચે સ્પર્ધાઓ, સમાધાન, સહકાર અને આદાન-પ્રદાન, રાજ્યકર્તાઓ, રાજ્યાધિકારીઓ, શ્રેષ્ઠીઓ અને સામાન્ય નાગરિકોનો એમાં ફાળો ઇત્યાદિ માટે જુઓ Rasiklal C. Parikh, *Kāvyānuśāsana*, Vol. II, *Introduction*, pp. CIII ff.

૪૬. ભોગીલાલ સાંડેસરા, 'જૈન આગમ સાહિત્યમાં ગુજરાત', તે તે આચાર્ય વિશેના લેખો

૪૭. સં. ૧૨૯૮ (ઈ. સ. ૧૨૪૨)નો શત્રુંજય ઉપરનો એક લેખ ડૉ. ઉમાકાંત શાહે પ્રગટ કર્યો છે (*Journal of the Asiatic Society of Bombay*, Vol. 30, Part 1). એ સમયના સર્વ મુખ્ય ચૈત્યવાસી આચાર્યો અને એમના અનુયાયી મુખ્ય શ્રાવકોએ (જેમાં મંત્રી વસ્તુપાલના નાના ભાઈ તેજપાલનો પણ સમાવેશ થાય છે) એકત્ર થઈ ઠરાવ કર્યો હતો કે ચૈત્યવાસી યતિઓ પૈકી જેઓ બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરે અને બાળકોના પિતા બને તેમને અને તેમનાં સંતાનોને ધાર્મિક ક્રિયાઓમાંથી બહિષ્કૃત ગણવાં.

૪૮. Rasiklal C. Parikh, *op. cit.*, pp. CIII ff.

૪૯. 'સુરથોત્સવ' મહાકાવ્યના પ્રશસ્તિસર્ગમાં લલ્લશર્માના પુત્ર સોમનો ઉલ્લેખ છે તે જ આ સોમેશ્વર હશે.

૫૦. Rasiklal C. Parikh, *op. cit.*, pp. CXLII ff.; મોહનલાલ દ. દેસાઈ, "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ," પૃ. ૨૦૭-૮

૫૧. મોહનલાલ દેસાઈ, એજન. પૃ. ૨૦૭-૨૦૮

૫૨. જુઓ ગ્રંથ ૩ માં 'ધર્મ-સંપ્રદાયો' એ પ્રકરણ.

૫૩. મોહનલાલ દ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૪૭-૪૮. આ વાદનું વિગતવાર નિરૂપણ સમકાલીન યશશ્ચંદ્રે 'મુદ્રિતકુમુદચંદ્ર પ્રકરણ'માં કર્યું છે. એ ઘટના આલેખતાં કેટલાંક સુંદર સમકાલીન ચિત્ર આચાર્ય જિનવિજયજીએ 'ભારતીય વિદ્યા'ના સિંઘી સ્મૃતિ ગ્રંથમાં પ્રગટ કર્યાં છે. દિગંબર સંપ્રદાય કર્ણાટકમાં પ્રબળ હતો; ત્યાંના સાધુસમુદાયોના ગુજરાતમાં થતા પરિવ્રજન દ્વારા ગુજરાત અને કર્ણાટક વચ્ચે સાંસ્કારિક સંપર્ક સધાતો હતો ( ભોગીલાલ સાંડેસરા, 'ગુજરાતમાં રચાયેલા કેટલાક દિગંબર જૈન ગ્રંથો,' "ઇતિહાસ અને સાહિત્ય", પૃ. ૧૪૯-૧૫૭ ).

૫૪. Rasiklal C. Parikh, *op. cit.*, p. CCXXXVI fn., વળી જુઓ આ

ગ્રંથમાં પૃ. ૩.

૫૫. प्रमेया दुःपरिच्छेद्या बौद्धतर्कसमुद्भवाः ।
तेनावधारिताः सर्वेऽन्यप्रज्ञानवगाहिताः ॥
अपुस्तकः स ऊर्ध्वस्थो दिनान् पञ्चदशाऽशृणोत् ।
तत्रागत्य तदध्यायध्यानधीरमनास्तदा ॥

—प्रभावकचरित, शान्तिसूरिचरित, श्लोक ७२-७३

વળી જુઓ Rasiklal C. Parikh, *op. cit.*, pp. CXLVII f.

૫૬. जीवो नत्थि न कस्स वि हिंसिज्जइ जं पि तं पि न हु पावं ।
पुन्नं न हु इय धम्मो सुरगुरुणा पयडिओ भुवणे ॥

—मोहराजपराजय, अंक ८, श्लोक १६

૫૭. પં. સુખલાલજી સંઘવી અને રસિકલાલ છો. પરીખ, तत्त्वोपप्लवसिंह, પ્રસ્તાવના, પૃ. ૧, ટિપ્પણ

અનુ-મૈત્રક કાલ દરમ્યાન ભિન્નમાલમાં લોકાયતિક મતના અનુયાયીઓ હતા (ગ્રંથ ૩, પૃ. ૯૧).

૫૮. જુઓ ગ્રંથ ૨, પૃ. ૨૯૦.

૫૯. "પ્રબંધચિંતામણિ" (ભાષાંતર), પૃ. ૧૧૬

૬૦. ભોગીલાલ સાંડેસરા, "મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો", પૃ. ૪૩

૬૧. વઢવાણમાં, લખતરમાં અને ધોળકા પાસે અરણેજમાં બૂટમાતાનાં મંદિર છે. મહેસાણા પાસે બૂટા પાલડી (ભૂતા પાલડી) ગામનું નામ ભૂતમાતા કે બૂટમાતા ઉપરથી પડ્યું જણાય છે, કેમકે ત્યાં દેવીનું પ્રાચીન મંદિર છે.

૬૨. ભોગીલાલ સાંડેસરા, "જેઠીમલ્લ જ્ઞાતિ અને મલ્લપુરાણ", પૃ. ૨૩. દૈત્યનું નામ કર્ણાટક હોવાનું શું કારણ? સિદ્ધરાજની માતા મયણલ્લાના રાજ્યકારભાર દરમ્યાન શું કોઈ કર્ણાટકવાસી મોઢ બ્રાહ્મણોને ત્રાસ આપતો હશે? અને એને પાછળથી જેર કરવામાં આવ્યો હશે? આ માત્ર એક તર્ક છે.

૬૩. નિંબજાનો ઉલ્લેખ 'દ્વયાશ્રય'માં છે; એ દેવી રક્ષણ કરનારી મનાતી હતી (રામલાલ મોદી, ઉપર્યુક્ત, પૃ. ૨૭). જેઠીમલ્લોની નિંબજાનું સોલંકી કાલનું મંદિર ચાણસ્મા પાસે દેલમાલમાં છે અને વાળંદોની નિંબજાનું સ્થાનક પાટણમાં છે.

૬૪. વિશેષ વિગતો માટે જુઓ કનૈયાલાલ દવે, "ગુજરાતનું મૂર્તિવિધાન," પૃ. ૩૭૪.

૬૫. એજન, પૃ. ૩૭૬

૬૬. "પ્રબંધચિંતામણિ" (ભાષાંતર), પૃ. ૨૨૦

૬૭. વસ્તુપાલ-તેજપાલના પિતૃપક્ષે કુલગુરુ વિજયસેનસૂરિએ અનુપમાના અવસાન પ્રસંગે તેજપાલને આશ્વાસન આપતાં આ ઘટના સંભારી હતી.

૬૮. અમદાવાદમાં માણેકચોકમાં ખેતરપાળની પોળ છે. ગુજરાતમાં એક કહેવત છે કે 'જેને કોઈ ન પરણે તેને ખેતરપાળ પરણે.' જ્યોતિષ કે સામુદ્રિક દષ્ટિએ અમુક અનિષ્ટ લક્ષણોવાળી કન્યાનું પ્રથમ ક્ષેત્રપાલ સાથે લગ્ન કરવામાં આવતું એ લોકરૂઢિનું આમાં સૂચન છે.

૬૯. જુઓ ગ્રંથ ૨, પૃ. ૨૮૯-૯૦.

૭૦. વિગતો માટે જુઓ ઉપર પૃ. ૯-૧૦.

૭૧. કરીમ મહમદ માસ્તર, "મહાગુજરાતના મુસલમાનો," પૃ. ૧૩૩-૧૩૬; ૨૦૨-૨૦૪

૭૨. સાંડેસરા, "ઇતિહાસ અને સાહિત્ય," પૃ. ૨૯-૩૦

૭૩. "સાબરમતી," ૧૯૬૯, પૃ. ૮૭

૭૪. ગિરજાશંકર આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભાગ ૩, લેખ નં. ૨૧૭

૭૫. કાબુલની હદમાં આવેલા ગઝના અને હેરાત વચ્ચે આવેલા એક પહાડી પ્રદેશનું નામ ઘોર છે. સુલતાન શિહાબુદ્દીનનું કુટુંબ લાંબા સમય અગાઉથી ત્યાં રહેલું હતું એ ઉપરથી એ વંશનું નામ 'ઘોરી' પડ્યું હતું.

૭૬. T. W. Arnold, *Preaching of Islam*, p. 415

૭૭. Rehla of Ibn Batuta, pp. 175 f.

૭૮. Muhammad Ibrahim Dar, *Literary and Cultural Activities in Gujarat*, p. 21

૭૯. મૌલાના અબ્દુલઅલી સૈફી, "મજાલિસે સૈફિયા", મજલિસ ૯ (પ્રો. સૈયદ અબૂ ઝફર નદ્વી, 'તારીખે ગુજરાત,' પૃ. ૧૫૯ના આધારે)

૮૦. R. E. Enthoven, *Tribes and Castes of Bombay*, Vol. III, p. 72

૮૧. 'મિરૂઆતે અહમદી'માં ગુજરાતમાં આવેલા પ્રથમ પ્રચારકનું નામ મુલ્લા મોહમ્મદ અલી છે ('ખાતિમા', પૃ. ૧૨૯). ટોમસ આર્નોલ્ડ માત્ર 'મુલ્લા અલી' નામ આપે છે (*Preaching of Islam*). મિરૂઆતે અલી ('ખાતિમા,' પૃ. ૧૨૯) મુજબ એની કબર ખંભાતમાં છે. ત્યાં એ 'પીરે પરવાઝ' નામે ઓળખાય છે. કરીમ મહમદ માસ્તર મુજબ એ ત્યાં 'પીરે રવાન' કે 'અમીર પીર' નામથી ઓળખાય છે ("મહાગુજરાતના મુસલમાનો," પૃ. ૧૩૩). ખંભાતમાં 'દાઈ અબ્દુલ્લાહ' (અર્થાત્ પ્રચારક અબ્દુલ્લાહ) નામ પણ પ્રચલિત છે.

૮૨. કરીમ મહમદ માસ્તર, "મહાગુજરાતના મુસલમાનો", પૃ. ૧૩૫

૮૩. અલી મોહમ્મદ ખાન, "ખાતિમએ મિરૂઆતે એહમદી", પૃ. ૧૩૦

૮૪. જૂની ગુજરાતીમાં 'વહેવારિયા'નો અર્થ વેપારી થાય છે અને જૂની હસ્તપ્રતોમાં એના સંક્ષિપ્ત રૂપ તરીકે 'વો.' શબ્દ વાપરવામાં આવેલો છે. અત્યારે પણ કેટલાક હિંદુઓની અટક 'વહોરા' હોય છે.

૮૫. અલ ઇદ્રીસી, "નુઝહતુલમુસ્તાક" (Sir H. Elliot, *History of India*, Vol. I, p. 88 ના આધારે)

૮૬. અલી મોહમ્મદ ખાન, "ખાતિમએ મિર્આતે અહમદી", પૃ. ૧૦૮

૮૭. શેખ મોહમ્મદ કાસિમ બિન શેખ ફઝ્લુલ્લાહ અન્સારી, "કસીદએ કાસિમી", (હસ્તપ્રત)

૮૮. અલી મોહમ્મદ ખાન, "ખાતિમએ મિર્આતે અહમદી", પૃ. ૧૦૬-૦૭

૮૯-૯૧. એજન, પૃ. ૧૦૮

૯૨. મૌલાના સૈયદ સુલૈમાન નદ્વી, "અરબો હિંદ કે તઅલ્લુકાત", પૃ. ૨૪૩-૨૪૬

૯૩. Sir H. Elliot, *History of India*, Vol. I, p. 88

૯૪. Muhammad Ibrahim Dar, *Liierary aud Cultural Activities in Gujarat*, p. 26

૯૫. અલી મોહમ્મદ ખાન, 'ખાતિમએ મિર્આતે અહમદી', પૃ. ૧૨૮

૯૬. M. A. Chaghatai, *Muslim Monuments of Ahmedabad through their Inrcriptions*, p. 101

૯૭. Muhammad Ibrahim Dar, *op. cit.*, p. 22

૯૮. 'ગુજરાતના ઐતિહાસિક લેખો', ભા. ૩, લેખ નં. ૨૧૭, પૃ. ૫૮-૬૩

૯૯. સારંગદેવ વાઘેલા(ઈ. સ. ૧૨૭૫-૧૨૯૬)ના સમયનો શિલાલેખ (*Annual Report of Indian Epigraphy*, 1956-57, *No*. D. 97)

૧૦૦. મગનલાલ દલપતરામ ખખ્ખર, 'શ્રીજગડૂચરિત', પૃ. ૭૯

૧૦૧ એજન, પૃ. ૭૭

૧૦૨. *Gazetteer of the Bombay Presidency*, Vol. IX, pp. I, p. 444

૧૦૩. *The Book of Duarte Barbosa (edited by Dames)*, Vol. I, pp. 146, 147 and n. (M. S. Commissariat, *Mandelsto's Travels in Western India*, pp. 7-8 n.ના આધારે)

૧૦૪. કરીમ મહમદ માસ્તર, "મહાગુજરાતના સુલતાનો", પૃ. ૨૯૦

૧૦૫. હિંદોસ્તાનકે અહ્દે કુસ્તાકી, એક એક ઝલક, પૃ. ૩૭૩

# પરિશિષ્ટ ૧

# ગુજરાતના પાશુપત આચાર્યો

ગુજરાતમાં શૈવ ધર્મના જે જુદા જુદા સંપ્રદાય પ્રવર્ત્યા તેઓના સ્થાપકો તથા પ્રવર્તકો તરીકે અનેકાનેક મોટા-નાના આચાર્યોનો ફાળો રહ્યો છે. આ પૈકી કેટલાક આચાર્યો વિશે પ્રાચીન કાલના સાહિત્યિક તથા આભિલેખિક ઉલ્લેખો પરથી જાણવા મળે છે.

ક્ષત્રપકાલ દરમ્યાન ગુજરાતમાં પાશુપત સંપ્રદાયનો પ્રચાર થયેલો.[1] એ પછીનાં કેટલાંક શતકો વિશે આ સંપ્રદાયને લગતી વિગતવાર માહિતી ઉપલબ્ધ નથી, પરંતુ સોલંકી કાલ દરમ્યાન આ સંપ્રદાય ગુજરાતમાં ઘણો અભ્યુદય પામ્યો અને વ્યાપક બન્યો. અભિલેખો પરથી આ કાલના કેટલાક પાશુપત આચાર્યો વિશે ઠીક ઠીક માહિતી મળે છે.

**વચ્છકાચાર્ય**

મૂલરાજ ૧ લાના વિ. સં. ૧૦૩૦(ઈ. સ. ૯૭૪)ના તામ્રશાસનમાં વચ્છકાચાર્યને દાન આપ્યાનો ઉલ્લેખ છે.[2]

**દીર્ઘાચાર્ય**

એમના પિતાનું નામ દુર્લભાચાર્ય હતું. તેઓ કાન્યકુબ્જથી આવી પાટણમાં વસેલા હતા, કાન્યકુબ્જથી આવેલા કેટલાક પાશુપતાચાર્યોની જેમ દીર્ઘાચાર્યને 'તપોનિધિ' કહેવામાં આવ્યા છે. મૂલરાજ ૧ લાએ વિ. સં. ૧૦૫૧(ઈ. સ. ૯૯૫)માં એમને સત્યપુરમંડલમાંનું એક ગામ દાનમાં આપેલું.[3]

**ભટ્ટારક અજપાલ**

વિ. સં. ૧૦૮૬(ઈ. સ. ૧૦૩૦-૩૧)માં ભીમદેવ ૧ લાએ કચ્છનું મસૂર ગામ અજપાલને દાનમાં આપ્યું હતું.[4]

એમના પિતાનું નામ આચાર્ય 'મંગલશિવ' હતું. પાશુપતાચાર્યોમાં 'શિવ' શબ્દાંતમાં કેટલાંક નામ મળે છે એ પરથી અને સોલંકી કાલમાં પાશુપત મત પ્રબળ હોવાથી આચાર્ય મંગલશિવ પાશુપતાચાર્ય હોય એમ લાગે છે, એટલે એમના પુત્ર આચાર્ય અજપાલ પણ પાશુપત મતના હોવા જોઈએ એવું શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી માને છે.[5]

**પ્રસર્વજ્ઞ**

કુમારપાલના સમયના વિ. સં. ૧૨૦૨(ઈ. સ. ૧૧૪૬-૪૭)ના માંગરોળ-(સોરઠ)ના શિલાલેખમાં આપેલી પ્રશસ્તિ પરમ પાશુપતાચાર્ય મહાપંડિત શ્રી પ્રસર્વજ્ઞે રચેલી છે.[૬] માંગરોળ પાસેના ઢેલાણા ગામ નજીકની કામનાથ મહાદેવની જગ્યામાં આવેલા ઓરસિયા ઉપરના લેખ પરથી એવું જણાય છે કે આ પાશુપતાચાર્ય ભૃગુમઠના સ્થાનપતિ હશે. આ ભૃગુમઠ તે માંગરોળ પાસેની હાલની કામનાથની જગ્યા હશે.[૭]

**ભાવબૃહસ્પતિ**

પ્રભાસપાટણના કુમારપાલના સમયનો વલભી સંવત ૮૫૦(ઈ. સ. ૧૧૬૯)નો શિલાલેખ[૮] તથા ભીમદેવ ૨ જા(ઈ. સ. ૧૧૭૯ થી ૧૨૪૩)નો વેરાવળનો શિલાલેખ[૯] ભાવબૃહસ્પતિના જીવન પર સારો એવો પ્રકાશ પાડે છે.

એમનો જન્મ વારાણસીમાં થયો હતો. તેઓ ગાર્ગ્ય ગોત્રના કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા. તેઓ ભાવબૃહસ્પતિ નંદીશ્વરનો અવતાર ગણાતા.

બાળપણમાં એમને અધ્યયન વિના પૂર્વના સંસ્કારોના બળે ચૌદે પ્રકારની વિદ્યાઓમાં નિપુણતા પ્રાપ્ત થઈ હતી. એમણે પાશુપતવ્રત ગ્રહણ કર્યું હતું. પોતે પરમ પાશુપતાચાર્ય હતા અને પાશુપત મતને લગતા કેટલાક ગ્રંથોની રચના પણ કરી લાગે છે.[૧૦] તેઓ વેદના મંત્રોમાં કે વેદાંતમાં મસ્ત રહેતા.

એમણે રાજાઓને દીક્ષા આપવા, પશુપતિનાં સ્થાનોની રક્ષા કરવા તથા યાત્રાઓ કરવા પ્રવાસ આરંભ્યો અને એમણે ઘણાં તીર્થસ્થાનોની યાત્રા કરી.

તેઓ માલવ દેશમાં આવી ધારાપુરી ગયા. પછી અવંતિની ('ઉજ્જયિની)' જઈ, મહાકાલદેવના મઠના ભક્તોના શિષ્ય થઈ ત્યાં કેટલાયે દિવસો, બલ્કે વર્ષો સુધી, રૂક્ષ અને કઠણ વ્રત કર્યું. આવું તપ એમણે કાન્યકુબ્જ અને માળવામાં પણ કરેલું. તપને લીધે 'તપોનિધિ' તરીકે ખ્યાતિ પામ્યા.

તપના પ્રભાવથી એમણે માળવાના પરમાર રાજાઓને શિષ્ય બનાવ્યા અને ત્યાંના પાશુપત મઠોનું સંરક્ષણ કર્યું તથા પોતાના પર અતિપ્રસન્ન થયેલા ગુર્જરેશ્વર જયસિંહદેવ(સિદ્ધરાજ)નો ભ્રાતૃભાવ પ્રાપ્ત કર્યો. એમણે સિદ્ધરાજને સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ કર્યો. રાજાએ એમને મુખ્ય પદ આપ્યું અને શ્રદ્ધાથી એમની સેવા કરી, પરંતુ સિદ્ધરાજ જીર્ણોદ્ધાર કરાવે તે પહેલાં તો સ્વર્ગવાસી થયો. ભાવબૃહસ્પતિએ કુમારપાલને જીર્ણોદ્ધાર કરવાનો ઉપદેશ કર્યો અને સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર થયો.

પ્રભાસપાટણના શિલાલેખમાંના ઉલ્લેખો પરથી લાગે છે કે સોમનાથ મંદિરનો આ જીર્ણોદ્ધાર રાજા કુમારપાલની ઉદાર રાજ્યશ્રીથી તથા ગંડ ભાવ-બૃહસ્પતિના સક્રિય પુરુષાર્થથી થયો હશે.

કુમારપાલ જીર્ણોદ્ધાર થયેલા મંદિરને જોઈ ને અતિપ્રસન્ન થયો અને એણે એમને 'ગંડ'નું પદ[11] કાયમ માટે અર્પણ કર્યું, અને બ્રહ્મપુરી નામનું ગામ પણ લિખિત શાસનથી આપ્યું. વિશેષમાં એમને સોમનાથ તીર્થના સર્વેશ-ગંડેશ્વર બનાવ્યા, અને એણે એમને પોતાની મુદ્રા પહેરાવી.

ભાવબૃહસ્પતિએ પ્રભાસપાટણમાં મેરુ નામે નવો પ્રાસાદ કરાવ્યો, ૫૫૫ સંતોની પૂજા કરી અને મંદિરની દક્ષિણમાં તથા ઉત્તરમાં મજબૂત દુર્ગ બંધાવીને નગરનો વિસ્તાર કર્યો. ગૌરી ભીમેશ્વર કપર્દી(શિવ) સિદ્ધેશ્વર વગેરે દેવોનાં મંદિરો પર સુવર્ણના કળશ ચડાવ્યા. ઉપરાંત એમણે એક નૃપશાળા બનાવી તથા રસોડાં અને સરસ્વતી-વાપી બંધાવી. કપર્દી (શંકરના) મંદિરના અગ્રસ્થાનમાં સ્તંભોના આધારવાળી એક પડસાળ એમણે બંધાવી. વળી શિવનું આસન કરાવ્યું અને પાપમોચનના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. એમણે બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એમ ત્રણ દેવોની સ્થાપના કરી અને દેહોત્સર્ગના કિનારે પગથિયાં-ની સીડી કરાવી. બ્રાહ્મણોને ઘર બંધાવી આપ્યાં અને અપર ચંડિકાની સ્થાપના કરી.

સૂર્ય-ગ્રહણ અને ચંદ્ર-ગ્રહણના પર્વ-દિને તેઓ વિદ્વાન અને ગુણવાન દ્વિજોને દાન આપી એમનું સંમાન કરતા તેમજ પાંચ પર્વ-દિનોએ નિયમિત દાન આપતા.

ભાવબૃહસ્પતિનાં પત્નીનું નામ મહાદેવી હતું અને તેઓ સોઢલ વંશનાં હતાં.

એમને અપરાદિત્ય, રત્નાદિત્ય, સોમેશ્વર અને ભાસ્કર એ નામના ચાર પુત્ર અને પ્રતાપદેવી નામે પુત્રી હતી.

ભાવબૃહસ્પતિના પુત્રો પણ વિદ્વાન હતા.

પ્રતાપદેવીનું લગ્ન વિશ્વેશ્વરરાશિ નામના વિદ્વાન પાશુપતાચાર્ય સાથે થયું હતું.

ભાવબૃહસ્પતિ શંકરની ભક્તિમાં મસ્ત હતા. વેરાવળના શિલાલેખમાંના ઉલ્લેખ (શ્લોક નં. ૧૦) પરથી કુમારપાલ અને ભાવબૃહસ્પતિએ ત્રિજ્જનમાં પ્રવર્તતા પાખંડ મતનું નિરસન (નિરાકરણ) કરી ત્યાં શુદ્ધ તત્ત્વ પ્રવર્તાવ્યું હોવાનું સૂચિત થાય છે.

**વિશ્વેશ્વરરાશિ**

ભીમદેવ ૨ જાના વેરાવળના શિલાલેખમાં વિશ્વેશ્વરરાશિ નામે એક તપોનિધિનો ઉલ્લેખ આવે છે.[૧૨] તેઓ શિવનો અંશ ગણાતા. સોમનાથના મંદિરના સંરક્ષણમાં એમણે ખાસ ફાળો આપ્યો હતો. તેઓ ગંડ ભાવબૃહસ્પતિની પુત્રી પ્રતાપદેવીને પરણ્યા હતા.

રાજા કુમારપાલના અનુગામી અજયપાલની વિનંતીથી વિશ્વેશ્વરરાશિએ શ્રી સોમની સ્થિતિ ઉદ્ધારી ત્યારે એ રાજાએ એમને ગંડના પદ પર સ્થાપિત કર્યા. અજયપાલની જેમ મૂલરાજ ૨ જો પણ એમની પૂજા કરતો હતો.

ભીમદેવ ૨ જાના સમયમાં જગદ્દેવ નામે કોઈ પુરુષ પાસે વિશ્વેશ્વરરાશિએ સોમનાથનો મેઘનાદ નામે પ્રાસાદ કરાવ્યો હોવાનું આ શિલાલેખની ખંડિત પંક્તિઓ પરથી માલૂમ પડે છે.[૧૩]

**દુર્વાસુ**

ભીમદેવ ૨ જાના સમયમાં ( વિ. સં. ૧૨૬૬ )માં વામનસ્થલી ( વંથળી )ના સોમનાથદેવના સ્થાનાધિપતિ શ્રી દુર્વાસુ નામે હતા.[૧૪]

**વિમલશિવ મુનિ**

વિ. સં. ૧૨૭૩(ઈ. સ. ૧૨૧૭–૧૮)ના સોમનાથ શિલાલેખમાં શ્રીધરની પ્રશસ્તિનો મુખ્ય વિષય પૂરો થતાં અંતિમ શ્લોકોમાં વિમલશિવ મુનિનો, પ્રશસ્તિના કર્તાનો અને નવાં બંધાયેલાં મંદિરોના શિલ્પીનો પરિચય આપવામાં આવ્યો છે.[૧૫] પૂર્વાપર સંબંધ પરથી વિમલશિવ મુનિ ભીમદેવ ૨ જાના સમયમાં થયેલા શ્રીધરના સમકાલીન હોવાનું તથા પ્રાયઃ સોમનાથ તીર્થના એ સમયના સ્થાનાધિપતિ હોવાનું સૂચિત થાય છે.

**ગંડ વીરભદ્ર**

વીરભદ્ર સોમનાથ દેવપટ્ટનના પરમ પાશુપતાચાર્ય ગંડ હતા.[૧૬]

ગંડ શ્રી વીરભદ્રે નાનાકને મંગલ ગામની ઊપજનો સાતમો ભાગ અર્પણ કર્યો હતો એવું નાનાક-પ્રશસ્તિમાં જણાવ્યું છે.[૧૭]

ગંડશ્રી પર વીરભદ્રને ઉમાદેવી નામે પુત્રી હતી, જેનું લગ્ન ગંડશ્રી પરબૃહસ્પતિ સાથે થયું હતું.[૧૮]

ગંડશ્રી વીરભદ્રની સાથે વિદ્યારાશિ અને ઓંકારરાશિ એ બે પાશુપતાચાર્યોનાં નામ પણ આપેલાં છે.[૧૯] એમના સંબંધમાં ચંદ્રેશ્વર, વૈદ્યનાથ, કર્કેશ્વર, અને કર્કેશ્વરીદેવી એ દેવતાઓનાં મંદિરોનો પણ ઉલ્લેખ આવે છે.[૨૦] વળી એક મઠ પણ બંધાવ્યો હતો.

**અભયસિંહ**

મહંત અભયસિંહ પંચકુલના મુખ્ય માણસ હતા અને ગંડશ્રી પરવીરભદ્રના પારિપાર્શ્વક (સેવક–મદદનીશ) હતા. એમના પંચકુલે અર્જુનદેવના સમયમાં વિ. સં. ૧૩૨૦(ઈ. સ. ૧૨૬૪)માં સોમનાથ દેવપટ્ટનમાં મસ્જિદના બાંધકામ અને એને લગતા દાનને તેમજ નાનાકના પ્રશસ્તિ–લેખને પ્રતિપત્તિ (અનુમતિ) આપી હતી.[૨૧]

**પરત્રિપુરાંતક**

અર્જુનદેવના સમયમાં તેઓ નવઘણેશ્વર મઠના સ્થાનપતિ હતા[૨૨] અને અર્જુનદેવના સમકાલીન હતા.

સોમનાથ દેવપટ્ટનની મસ્જિદને અપાયેલાં દાનોમાં એ નગરની અંદર આવેલી એક પડાળી(પલ્લડિકા)નો સમાવેશ થાય છે. એ પડાળી દાન દેનાર ખોજા પીરોજે પરત્રિપુરાંતક તથા વિનાયક ભટ્ટારક પરરત્નેશ્વર વગેરે પાસેથી લીધી હતી.[૨૩]

આ પરથી પરત્રિપુરાંતક, જે નવઘણેશ્વરના સ્થાનપતિ હતા તેમનું સ્થાન સોમનાથ પટ્ટનમાં આવ્યું હોવાનું જણાય છે.

**વિદ્યારાશિ**

આ આચાર્યનો ઉલ્લેખ સોમનાથ પાટણના પ્રવેશદ્વારની દીવાલમાં આવેલા સંવત વિનાના શિલાલેખમાં આવે છે.[૨૪] લેખના વાચ્ય શબ્દો પરથી તેઓ પાશુપતાચાર્ય હતા એ નક્કી થઈ શકે છે. આના પછી તરત જ ખંડેશ્વરના મઠનો ઉલ્લેખ આવે છે.

**ઓંકારરાશિ**

સોમનાથ પાટણના પ્રવેશદ્વારની દીવાલમાં આવેલા સંવત વિનાના શિલા-લેખમાં એમનો ત્રણ વાર ઉલ્લેખ આવે છે.[૨૫] આ લેખમાં પાશુપતાચાર્ય ગંડશ્રી વીરભદ્ર, વિદ્યારાશિ વગેરેના પણ ઉલ્લેખ આવે છે.

**પરબૃહસ્પતિ**

સોમનાથ દેવના સ્થાનપતિ વીરભદ્રની પુત્રી ઉમાના પતિ તરીકે ગંડશ્રી પર-બૃહસ્પતિનો ઉલ્લેખ સોમનાથ પાટણના ગૌરીકુંડના લેખમાં આવે છે.[૨૬] ઉમાના પતિ ગંડશ્રી બૃહસ્પતિએ અર્થાત્ ગંડ પર બૃહસ્પતિએ ત્રિપુરાંતકને આચાર્ય બનાવીને મુઠ્ઠા મહત્તર નીમ્યા એવો ઉલ્લેખ સિત્રા–પ્રશસ્તિ(વિ. સં. ૧૩૪૩)માં આવે

છે.[૨૭] એ પરથી એમ માની શકાય કે ગંડશ્રી વીરભદ્ર પછી એના જમાઈ ગંડશ્રી બૃહસ્પતિ સોમનાથદેવના સ્થાનપતિ તરીકે આવ્યા હશે.

**કાર્તિકરાશિ**

સારંગદેવના સમયની દેવપટ્ટનની સિંત્રા-પ્રશસ્તિમાં કાર્તિકરાશિનો ઉલ્લેખ આવે છે.[૨૮] તેઓ સોમનાથના સ્થાનાધિપ(મહાધિકારી) હતા અને વાલ્મીકિરાશિના પુરોગામી હતા. વાલ્મીકિરાશિ ત્રિપુરાંતક (વિ. સં ૧૩૪૩)ના પુરોગામી અને ગુરુ હતા. આ પરથી કાર્તિકરાશિ ભીમદેવ ર જાના રાજ્યકાલ(સં. ૧૨૩૪ થી ૧૨૯૮)માં થયા. તેઓ ગાર્ગ્ય ગોત્રના હતા.

**વાલ્મીકિરાશિ**

દેવપટ્ટનની સિંત્રા-પ્રશસ્તિમાં કાર્તિકરાશિના અનુગામી તરીકે વાલ્મીકિ રાશિનો ઉલ્લેખ આવે છે.[૨૯] તેઓ ત્રિપુરાંતક(વિ. સં. ૧૩૪૩)ના ગુરુ હતા અને ત્રિપુરાંતકને જુવાન વયે સત્પુરુષોના ઉપદેશક તરીકે નીમેલા.

**ત્રિપુરાંતક**

સારંગદેવના સમયમાં વિ. સં. ૧૩૪૩(ઈ. સ. ૧૨૮૭)માં પ્રભાસ-પાટણમાં ત્રિપુરાંતક-પ્રશસ્તિ કોતરાઈ છે.[૩૦]

ત્રિપુરાંતકના ગુરુનું નામ વાલ્મીકિરાશિ હતું. એમનાં માતાનું નામ માલ્હણ-દેવી હતું અને પત્નીનું નામ રમાદેવી હતું. આ બંનેના નામે એમણે શિવાલય બંધાવેલાં. તરુણ વયે તેઓ સત્પુરુષોના ઉપદેશક નિમાયા હતા. એમના હસ્તકમલ વડે પ્રતિષ્ઠા પામેલા પથ્થર પણ સાક્ષાત્ દેવો બને છે એવી એમના ચરિતની પ્રશસ્તિ થઈ છે.

હિમાલય-કેદારનાથ, પ્રયાગ, શ્રીપર્વત, નર્મદા, ગોદાવરી-ત્ર્યંબક, રામેશ્વર-રામસેતુ, એ પ્રમાણે છેક ઉત્તરથી દક્ષિણ સુધી ત્રિપુરાંતકે યાત્રા કરી અને પછી ઉત્તરમાં પાછા ફરીને એ પશ્ચિમ કિનારે દેવપટ્ટન અથવા પ્રભાસ આવ્યા એવું તીર્થયાત્રાવર્ણનમાં જણાવ્યું છે.

ત્રિપુરાંતકે સોમેશ્વરના મંડપની ઉત્તરે, જીર્ણઘટિકાના સ્થાનની પાસે, પાંચ શિવાલય કરાવ્યાં : ૧. પોતાની માતા માલ્હણદેવીના નામથી માલ્હણેશ્વર, ૨. ઉમાપતિ-ગંડબૃહસ્પતિના નામનું શિવાલય, ૩. બૃહસ્પતિનાં પત્ની ઉમાના નામથી ઉમેશ્વર, ૪. પોતાના નામ પરથી ત્રિપુરાંતકેશ્વર અને ૫. પોતાનાં પત્ની રમાના નામથી રમેશ્વર. આ પાંચેના વચલા ભાગમાં ગોરક્ષક(ગોરખ)નું, ભૈરવનું,

હનુમાનનું,સરસ્વતીનું અને સિદ્ધિવિનાયકનું એમ સ્થાન કરાવ્યાં અને ઉત્તરના દ્વાર સામે સુંદર સ્તંભો ઉપર તોરણ કરાવ્યું. આ મંદિરોના નિભાવ અને નિત્યપૂજાની વ્યવસ્થા એણે પોતે અને બીજાઓ પાસેથી કેટલાક લાગા અપાવી કરી.

**વેદગર્ભરાશિ**

ભીમદેવ ૨ જાનાં વિ. સં. ૧૨૮૩(ઈ. સ. ૧૨૨૭) થી ૧૨૯૬(ઈ. સ. ૧૨૪૦)નાં તામ્રશાસનોમાં અને ત્રિભુવનપાલના વિ. સં. ૧૨૯૯(ઈ. સ. ૧૨૪૩)ના તામ્રશાસનમાં આ આચાર્યનો ઉલ્લેખ આવે છે.[૩૧]

એ સમયે વેદગર્ભરાશિ મંડલીના મૂલનાથ અથવા મૂલેશ્વરદેવના મઠના સ્થાનપતિ હતા.

મૂલરાજ ૧ લાના સમયમાં બંધાયેલા મંડલીના એ મૂલનાથદેવના મંદિરની સાથે ભીમદેવ ૨ જાના સમયમાં એક મઠ જોડેલો હતો અને એમાં ઘણા યોગી રહેતા હતા. રાજા ત્રિભુવનપાલના સમયમાં તો એની સાથે સત્રાગાર જોડેલું પણ જોવા મળે છે.

ભીમદેવ ૨ જાના સમયમાં સોલંકી રાણક આનાના પુત્ર લૂણપસાકે પોતાનાં માતાપિતાના નામથી સલખણપુરમાં સ્થાપેલ આનલેશ્વર અને સલખણેશ્વરનાં જે મંદિર બંધાવ્યાં હતાં અને એની સાથે જે સત્રાગાર જોડેલાં હતાં તે પણ એ જ વેદગર્ભરાશિના હસ્તક મૂકવામાં આવ્યાં હતાં.

આમ વેદગર્ભરાશિ મંડલી અને સલખણપુર એ બે સ્થળ સાથે સંકળાયેલા હતા

વેદગર્ભરાશિને સોમેશ્વર નામનો પુત્ર હતો.[૩૨]

**કેદારરાશિ**

ભીમદેવ ૨ જાના સમયનો વિ. સં. ૧૨૬૫(ઈ. સ. ૧૨૦૯)નો આબુનો શિલાલેખ આ આચાર્યે કોતરાવેલો છે.[૩૩] તેઓ ચાપલ્લ ગોત્રના હતા અને અવંતિના નૂતન મઠના અધિપતિ હતા.

આ લેખમાં કેદારરાશિના ગુરુઓની પરંપરા—૧. વાકલરાશિ, ૨. જ્યેષ્ઠજરાશિ, ૩. યોગેશ્વરરાશિ, ૪. મૌનરાશિ, ૫. યોગેશ્વરી-તપસ્વી સાધ્વી, ૬. દુર્વાસરાશિ (અને ૭. કેદારરાશિ)—આપી છે.

એમની બહેનનું નામ મોક્ષેશ્વરી હતું. એ શૈવધર્માવલંબી હતી એણે એક શિવાલય બંધાવ્યું હતું.

કેદારરાશિએ શૂલપાણિનાં બે ભવ્ય શિવાલય બંધાવ્યાં. ઉપરાંત કોટેશ્વરના (શિવના) મંદિરનો વિશાળ જીર્ણોદ્ધાર કરાવ્યો. એણે અતુલનાથના જૂના નિવાસસ્થાનનું સમારકામ કરાવ્યું અને કનખલ શંભુના મંડપમાં શ્યામ પથ્થરના સ્તંભોની હાર બંધાવી. આ ઉપરાંત એણે આખા કનખલમાં ફરસબંધીનું ભવ્ય કામ કરાવ્યું અને આ સ્થાનમાં ઊંચી દીવાલોવાળો કોટ ચણાવ્યો.

**વિશ્વામિત્રરાશિ**

તેઓ મંડલીના મૂલેશ્વરદેવના મઠપતિ હતા. વેદગર્ભરાશિ પછી શ્રી-વિશ્વામિત્રની મઠપતિ તરીકે નિમણૂક થઈ લાગે છે,

વાઘેલા રાજા વીસલદેવના સમયમાં વિ. સં. ૧૩૧૭(ઈ. સ. ૧૨૬૧)માં મહામંડલેશ્વર રાણકશ્રી સામંતસિંહદેવે આશાપલ્લીમાં તથા મંડલીમાં બ્રહ્મભોજન, મઠપતિનો નિર્વાહ તેમજ બલ્લાલનારાયણ અને રૂપનારાયણની પંચોપચાર પૂજા અને નૈવેદ્ય માટે મૂલેશ્વરના મઠપતિ મહામુનીન્દ્ર રાજકુલ શ્રી વિશ્વામિત્રને દાન આપ્યું હતું.[૩૪]

**નામો**

ગુજરાતમાં મળતા આ પાશુપત આચાર્યોના નામાંતોમાં 'શર્મા,' 'આચાર્ય,' 'રાશિ,' 'શિવ,' 'મુનિ,' 'સીહ' કે 'સિંહ' જેવા મળે છે, એમાં 'રાશિ' ઉપપદ સહુથી વિશેષ પ્રચલિત હતું.

આ આચાર્યોનાં નામોની આગળ કેટલીક વાર 'ભાવ' અથવા 'ગંડ' શબ્દ પણ પ્રયોજાતો

આમ ગુજરાતમાં પ્રવર્તેલા પાશુપત સંપ્રદાયમાં અનેક પ્રસિદ્ધ આચાર્યો થઈ ગયા અને એમાંના ઘણાને મંદિરો તથા મઠના નિર્વાહ માટે સોલંકી તથા વાઘેલા વંશના રાજાઓ તરફથી અનેકાનેક ભૂમિદાન મળતાં હતાં. એ સંપ્રદાયના વ્યાપક પ્રસારનાં તથા આચાર્યોની રાજપ્રિયતાનાં દ્યોતક છે. આમાંના મોટા ભાગના આચાર્યો પ્રકાંડ પંડિત, પવિત્ર તથા ઉદાત્ત ચરિતવાળા હતા, ઉપરાંત આ આચાર્યોએ તો ગુરુના કે એમનાં કુટુંબીજનોના નામે વિવિધ મંદિરો બંધાવીને, સોમનાથ જેવા પ્રસિદ્ધ શિવાલયના જીર્ણોદ્ધાર કરાવવામાં નિમિત્ત બનીને ગુજરાતના સ્થાપત્ય-સર્જનમાં પણ મહત્ત્વનો ભાગ ભજવેલો. આમ ગુજરાતના સાંસ્કૃતિક ઘડતરમાં તથા શૈવ ધર્મના વિકાસમાં આ આચાર્યોનો ફાળો મહત્ત્વનો ગણાવી શકાય

## પાદટીપો

૧. જુઓ ગ્રંથ ૨, પ્ર. ૧૫, પરિશિષ્ટ.

૨. ગુ. મ. રા. ઇ., પૃ. ૧૫૬

૩. ગુ. ઐ. લે., ભા. ૨, લેખ ૧૩૮
૪. એજન, લેખ ૧૩૯

૫ શૈ.ધ. સં. ઇ.. પૃ. ૧૫૨
૬. ગુ. ઐ. લે., ભા. ૨, ૧૪૫

૭. હરિશંકર પ્ર. શાસ્ત્રી, 'ગુજરાતના પાશુપતાચાર્યો', "શ્રી ફાર્બસ ગુજરાતી સભા મહોત્સવ ગ્રંથ," પૃ. ૩૦

૮. ગુ. ઐ. લે , ભા. ૨, લેખ ૧૫૫
૯. એજન, લેખ ૨૦૪

૧૦. પ્રભાસપાટણના લેખમાં 'પોતાના અખિલ આગમનું ઉદ્ઘાટન કરતું શાસ્ત્ર' એટલો ઉલ્લેખ છે (શ્લો. ૭), પરંતુ એમનો કોઈ ગ્રંથ મળ્યો નથી.

૧૧. 'ગંડ'નો અર્થ રાજાઓનાં બિરુદોમાં 'મલ્લ' જેવો છે. મહંતોના સંદર્ભમાં એ પ્રધાન (મુખ્ય) અથવા શ્રેષ્ઠ એવો અર્થ ધરાવે છે.

૧૨. ગુ. ઐ. લે., ભા ૨, લેખ ૨૦૪

૧૩. વિ સં. ૧૨૭૩ ની શ્રીધર-પ્રશસ્તિમાં આ મંડપ ભીમદેવ ૨ જાએ કરાવ્યો હોવાનું જણાવ્યું છે ( એજન, લેખ ૧૬૩ ).

૧૪. એજન, લેખ ૧૬૨
૧૫. એજન, લેખ ૧૬૩

૧૬. એજન, ભા. ૩, લેખ ૨૧૭
૧૭. એજન, લેખ ૨૧૯

૧૮. D. B. Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 19

૧૯–૨૦. *Ibid.*, No. 21

૨૧. ગુ. ઐ. લે , ભા. ૩, લેખ ૨૧૭, ૨૧૯

૨૨–૨૩. એજન, લેખ ૨૧૭

૨૪–૨૫. D. B. Diskalkar, *op. cit.*, No. 21
૨૬. *Ibid.*, Nos. 19, 20

૨૭–૩૦. ગુ. ઐ. લે., ભા. ૩, લેખ ૨૨૨

૩૧. એજન, લેખ ૧૬૬, ૧૭૦, ૧૮૬, ૨૦૧, ૨૦૨, ૨૦૫

૩૨. એજન, ભા. ૨, લેખ ૧૮૬
૩૩. એજન, લેખ ૧૬૧

૩૪. એજન. લેખ ૨૧૬

# ભારતમાં સૂર્યપૂજા અને એનો ગુજરાતમાં પ્રસાર

**સૂર્યપૂજા :** વેદમાં સૂર્યના ઉલ્લેખ મળી આવે છે. ઋગ્વેદમાં સૂર્ય આત્મા જગતસ્તસ્થુષશ્ચ કહેલું છે. સૂર્યને માટે સવિતૃ, પૂષન્, ભગ, વિવસ્વત્, મિત્ર, અર્યમત્ અને વિષ્ણુ નામો વપરાયાં છે.[1] પાછળથી સૂર્યની સંખ્યા બારની ગણવામાં આવી. કેટલેક ઠેકાણે આ બાર નામો આ પ્રમાણે આપેલાં છે: ધાતૃ, મિત્ર, અર્યમન્, રુદ્ર, વરુણ, સૂર્ય, ભગ, વિવસ્વત્, પૂષન્, સવિતૃ, ત્વષ્ટૃ અને વિષ્ણુ.[2] આ બાર નામ જુદા જુદા ગ્રંથોમાં જુદી જુદી રીતે બતાવેલાં છે, છતાં પણ એમાંનાં મોટા ભાગનાં નામ એકસરખાં જણાય છે. બાર આદિત્યોની સાથે ભારતના ધાર્મિક જીવનમાં નવ ગ્રહ અગત્યનું સ્થાન ભોગવે છે. નવ ગ્રહોમાં રવિ (સૂર્ય), સોમ (ચંદ્ર), મંગળ, બુધ, બૃહસ્પતિ (ગુરુ), શુક્ર, શનિ, રાહુ અને કેતુ ગણાય છે.

સૂર્ય અને એના જુદા જુદા સ્વરૂપની પૂજા ઉત્તર વેદકાલમાં પણ જણાય છે. રામાયણ, મહાભારત અને પુરાણોમાં સૂર્યપૂજાના ઘણા ઉલ્લેખ છે.[3] શ્રુતિ અને સ્મૃતિમાં પણ સૂર્યપૂજાનાં પ્રમાણ મળે છે. ગુપ્ત સમયના સંસ્કૃત ગ્રંથોમાં પણ સૂર્યના ઉલ્લેખ છે. સૂર્યના પૂજકો 'સૌર' નામે જાણીતા હતા. સૂર્યને ચરાચર ચીજોના આત્મા ગણવામાં આવતા. સૂર્ય સંપ્રદાયના અનુયાયીઓ રાતું તિલક અને રાતા પુષ્પની માળા પહેરતા. વળી આઠ અક્ષરના ગાયત્રીમંત્રનો જપ કરતા.[4]

ખ્રિસ્તી સંવતના પ્રારંભકાલમાં વ્યવસ્થિત રીતે સૂર્યનો સંપ્રદાય ઉત્તર ભારતમાં વિકાસ પામ્યો હતો. સૂર્યની મૂર્તિ પણ ઈરાની અસરવાળી જણાય છે. સાહિત્યકીય અને પુરાતત્ત્વીય સામગ્રીથી પૂર્વ ઈરાનની અસર સૂર્યની મૂર્તિમાં છે એ સાબિત કરી શકાયું છે. સાંબને કોઢ થયો હતો અને એના નિવારણ માટે શકદ્વીપમાં થતી સૂર્યની પૂજા પ્રમાણે પૂજા કરવાથી એનો કોઢનો રોગ નાશ પામ્યો એવો વિસ્તૃત વૃત્તાંત ભવિષ્ય,[5] વરાહ, સાંબ વગેરે પુરાણોમાંથી મળી આવે છે. કેટલાક ગ્રંથોએ એમ પણ નોંધ્યું છે કે સૂર્યનું સૌ પ્રથમ ભવ્ય મંદિર ચંદ્રભાગા નદીને કિનારે મૂલસ્થાનપુર(હાલનું મુલતાન–પશ્ચિમ પંજાબ)માં કરવામાં આવ્યું હતું. યુઅન સ્વાંગે (ઈસુની ૭મી સદી) પોતાની પ્રવાસનોંધ લખી છે તેમાં મુલતાનના ભવ્ય સૂર્યમંદિરનું વર્ણન આપેલું છે,[6] જ્યારે કેટલાંક પુરાણ

સાંબાદિત્ય નામની સૂર્યની મૂર્તિની સ્થાપના મથુરામાં સાંબે કરી એમ નોંધે છે.[૭] બૃહત્સંહિતામાં શકદ્વીપની અસરવાળી સૂર્યપૂજા ઉત્તર ભારતમાં હતી એવો સ્પષ્ટ ઉલ્લેખ છે, અને એમાં નોંધેલું છે કે ઈરાનમાં સૂર્યની પૂજા કરનારા 'મગ' નામના પૂજારીઓએ ભારતમાં આવીને સૂર્યની પૂજા શરૂ કરી.[૮] અલ્બીરૂની પણ નોંધે છે કે ઈરાનના પાદરીઓ, જેઓ ભારતમાં આવ્યા તેઓ, 'મગ' નામથી જાણીતા હતા.[૯]

ભારતનાં ગણનાપાત્ર સૂર્યમંદિરોમાં ઈસુની આઠમી સદીનું કાશ્મીરનું માર્તંડમંદિર, અગિયારમી સદીનું ગુજરાતના મોઢેરાનું સૂર્યમંદિર અને તેરમી સદીનું ઓરિસ્સાના કોણાર્કનું સૂર્યમંદિર છે.[૧૦]

સૂર્યપૂજાના ઉલ્લેખોવાળાં કેટલાંક શિલાલેખો અને તામ્રશાસનો પણ મળી આવ્યાં છે.[૧૧] કેટલાક રાજવીઓ સૂર્યભક્ત હતા; જેમકે વલભીના મૈત્રક રાજાઓમાં મહારાજા ધરપટ્ટનું નામ સૂર્યભક્ત તરીકે જાણીતું છે.[૧૨] ઉપરાંત થાણેશ્વરના પુષ્યભૂતિ રાજ્યકર્તાઓમાં રાજ્યવર્ધન, આદિત્યવર્ધન અને પ્રભાકરવર્ધન વગેરે પરમ આદિત્યભક્તો હતા.[૧૩]

**ભારતીય કલામાં સૂર્ય :** ભારતીય કલામાં સૂર્યને જુદાં જુદાં પ્રતીકો દ્વારા રજૂ કરવામાં આવેલ છે. વૈદિક યજ્ઞાદિ વિધિમાં ચક્ર, સોનાની વર્તુલાકાર તાસક, કમળનું ફૂલ વગેરે સૂર્યનાં પ્રતીક તરીકે વપરાતાં. પાછળથી સૂર્યને માનવાકારે રજૂ કરવામાં આવ્યા. જે સૂર્યને રોજ આપણે સવારમાં ઊગતા, મધ્યાહ્ને તપતા અને સાંજે અસ્ત પામતા જોઈએ છીએ તે તો ધગધગતા તેજનો ગોળો છે, પણ ભારતીય મૂર્તિવિધાનકલામાં એને માનવાકારે બે સ્વરૂપોમાં બતાવેલો છે : (૧) એ સાત ઘોડા જોડેલા રથમાં ઘૂમતો આલેખાયો છે. એના બે હાથમાં કમળ ધારણ કરેલાં હોય છે અને કમલાસન ઉપર એ બિરાજમાન હોય છે. (૨) કેટલીક વાર ચાર ભુજાધારી સૂર્યનારાયણ સાત ઘોડા વડે ખેંચાતા મહારથમાં બેસીને નીકળતા દર્શાવ્યા હોય છે. અરુણ એમનો સારથિ છે. આમાં સૂર્યના ચાર હાથ પૈકી બે હાથમાં ખીલેલાં કમળ અને બે હાથમાં ઘોડાઓની લગામ હોય છે. એની બેઉ બાજુએ ઉષા અને પ્રત્યૂષા નામની અનુચરીઓ તીર કામઠાં સાથે હોય છે અને એની સાથે બે (૧) રિક્ષુભા અને (૨) રાજ્ઞી અથવા ચાર પત્નીઓ–રાજ્ઞી, રિક્ષુભા (કે નિક્ષુભા), છાયા અને સુવર્ચસા હોય છે. સૂર્યના હાથમાંનાં પ્રફુલ્લિત કમળો ઊગતા સૂર્યનાં પ્રતીક છે. સાત અશ્વો સાત વારનું સૂચન કરે છે. સૂર્યના હાથમાં રહેલી લગામ સમસ્ત જગતને સૂર્ય વીંટી–આવરી-લે છે એવો ભાવ વ્યક્ત કરે છે. રથનાં બે પૈડાં મહિનાનાં બે

પખવાડિયાનાં સૂચક છે. ઊષા અને પ્રત્યૂષા ધનુષ અને બાણ વડે અંધકારને ભેદે છે. અશ્વ નીચેનો દૈત્ય અંધકારરૂપી દૈત્ય છે. સૂર્યની પત્નીઓ રાજ્ઞી, રિક્ષુભા કે નિક્ષુભા, છાયા અને સુવર્ચસા અનુક્રમે ભૂ, દ્યૌ, છાયા અને પ્રભાનાં પ્રતીક છે. સૂર્યના રથમાં રહેલો સિંહધ્વજ ધર્મની ભાવના બતાવે છે. કેટલીક વાર સૂર્યની ઊભેલી મૂર્તિની બે બાજુએ એક એક પુરુષ આકૃતિ હોય છે તે દંડ અને પિંગલ નામે એના જાણીતા અનુચર છે. સૂર્યની ડાબી બાજુએ હાથમાં દંડ પકડીને દંડ ઊભેલો છે. કેટલાક એને દંડનાયકના નામથી ઓળખે છે. જમણી બાજુએ પિંગલ હાથમાં ખડિયો અને કલમ લઈને ઊભેલો હોય છે. સૂર્ય બખ્તર કે કવચ પહેરે છે. બખ્તર કુશાન સમયના પહેરવેશને મળતું આવે છે. આ બખ્તર કે કવચ ઈરાની અસર બતાવે છે.[૧૪] સૂર્યની ઊભી મૂર્તિ લશ્કરી પોશાકમાં પણ મળી આવે છે. લશ્કરી પોશાકવાળા સૂર્યને ઊંચા બૂટ પહેરાવવામાં આવે છે. બ્રાહ્મણ ધર્મના કોઈ પણ દેવને લશ્કરી પોશાક અને બૂટ હોતા નથી તેથી આવા પ્રકારની સૂર્યની મૂર્તિને પરદેશી અસરવાળી ગણાવવામાં આવે છે. આ ઉપરાંત સૂર્યની મૂર્તિને કમરે અવિયાંગ (પારસી લોકો પહેરે છે તેવી જનોઈ) હોય છે. સૂર્યની મૂર્તિમાં જણાતું બખ્તર, અવિયાંગ અને ઊંચા બૂટ પરદેશી એટલે કે ઈરાનની સ્પષ્ટ અસર બતાવે છે. આવી મૂર્તિનું વર્ણન વિષ્ણુધર્મોત્તરપુરાણમાં આપ્યું છે.[૧૫] વિષ્ણુધર્મોત્તરપુરાણમાં બાર આદિત્યોનો ઉલ્લેખ છે, પરંતુ તેઓનાં જુદાં જુદાં નામ કે એનાં વર્ણન એમાં આપેલાં નથી, પરંતુ ટૂંકમાં એમ જણાવેલું છે કે આદિત્યો સૂર્યના જેવા કરવા. વિશ્વકર્મશાસ્ત્રમાં બાર આદિત્યોમાંથી દસ આદિત્યોને ચાર ભુજામાં વર્ણવેલા છે અને બાકીના બેને દ્વિભુજ કહેલા છે. આ બે આદિત્ય તે પૂષન્ અને વિષ્ણુ છે.[૧૬] આ બાર આદિત્યોની પૃથક્ પૃથક્ મૂર્તિઓ શિલ્પમાં ભાગ્યેજ નજરે પડે છે. કેટલીક વાર મુખ્ય સૂર્યની મૂર્તિના પરિકરમાં બાકીની અગિયાર સૂર્ય–મૂર્તિઓ કંડારેલી જોવામાં આવે છે.

**નવ ગ્રહો :** ઘણી વાર સૂર્યાદિ નવગ્રહોનું અંકન થતું જોવામાં આવે છે. વિષ્ણુધર્મોત્તરપુરાણમાં ગ્રહોની પ્રતિમા વિશે શાસ્ત્રીય વર્ણન આપેલું છે.[૧૭] વિષ્ણુધર્મોત્તર, અગ્નિપુરાણ, અંશુમદ્ભેદાગમ, શિલ્પરત્ન વગેરે ગ્રંથો નવે ગ્રહોનાં સ્વરૂપોનું વર્ણન આપે છે.[૧૮] આ ગ્રહો છૂટક છૂટક કે સમૂહમાં કેવી રીતે બતાવવા એ અંગે સ્પષ્ટ નિયમો જણાવેલા છે. પથ્થરમાં કંડારેલી ગ્રહોની આકૃતિઓ ભારતવર્ષના જુદા જુદા ભાગમાં મધ્યયુગનાં મંદિરોમાં સ્થાપત્યના એક ભાગ તરીકે જણાય છે. એમાં મુખ્યત્વે ઊભેલી આકૃતિઓ હોય છે, ભાગ્યેજ બેઠેલી ગ્રહોની

આકૃતિઓ એમાં જણાય છે. ગ્રહોની રજૂઆત મંદિરોમાં થતી હોવાથી એક માન્યતા એવી પ્રચલિત છે કે મંદિરોના રક્ષણ માટે સ્થપતિઓ સ્થાપત્યના એક ભાગ તરીકે ગ્રહોની એક તકતી મૂકતા.

**ગુજરાતમાં સૂર્યમંદિર :** ગુજરાતમાં સૂર્યોપાસના પ્રાચીન સમયથી જોવામાં આવે છે. મગ બ્રાહ્મણોએ ભારતવર્ષના પશ્ચિમ કિનારે અને ખાસ કરીને સૌરાષ્ટ્રના પ્રદેશમાં નિવાસ કર્યો હતો ત્યાં સૂર્યમંદિર સ્થાપ્યાં હતાં. આ પ્રદેશમાંથી મૈત્રક–અનુમૈત્રકકાલીન ઘણાં સૂર્યમંદિર પ્રાપ્ત થયાં છે એ એની ખાતરી કરાવે છે. વળી આમાંનાં કેટલાંક મંદિરોમાં તો આજે પણ સૂર્યમૂર્તિ (અલબત્ત ઘણા પાછલા કાલની) પૂજાતી હોવાનું જાણવા મળે છે; દા. ત. પસનાવડા, કીંદરખેડા, પાતા, જમળા, સુત્રાપાડા, અખોદર, પાછતર, ઓરિયા, શ્રીનગર, થાન વગેરે સ્થળોનાં પ્રાચીન મંદિરોમાં સૂર્યમૂર્તિઓ પૂજાય છે.[૧૯] પસનાવડામાં ગાયત્રી-મંદિર પણ છે.[૨૦]

અહીંની પ્રાચીન સૂર્યમૂર્તિઓ આદિત્યેશ્વર, સાંબાદિત્ય, બાલાર્ક વગેરે નામે પૂજાતી હોવાના ઉલ્લેખ મળે છે.[૨૧] સૌરાષ્ટ્રના યાદવો, કાઠીઓ અને જેઠવાઓમાં સૂર્યોપાસના પ્રચલિત હતી.

વલભીના મૈત્રક રાજાઓમાંનો એક 'પરમ આદિત્યભક્ત' હતો.[૨૨] લાટના પટોળાં વણવાવાળાઓએ (પટ્ટવાયોએ) માલવ દેશના દશપુર નગરમાં (હાલના મંદસોરમાં) વિ. સં. ૪૯૩(ઈ. સ. ૪૩૭)માં દીપ્તરશ્મિનું સૂર્યમંદિર બંધાવ્યું હતું.[૨૩] દક્ષિણ ગુજરાતના શરૂઆતના ગુર્જર રાજાઓ આદિત્યભક્ત હતા; રાષ્ટ્રકૂટ રાજાઓના સમયમાં જંબુસર નજીક કોટિપુરમાં એક સૂર્યમંદિર હતું.[૨૪] સોલંકી રાજા ભીમદેવ ૧ લાના રાજ્ય–અમલ દરમ્યાન મોઢેરાનું સૂર્યમંદિર બંધાયું હતું.[૨૫] પાટણના સહસ્રલિંગ તળાવના કાંઠે ભાયલસ્વામી નામના સૂર્યનું મંદિર હોવાનો ઉલ્લેખ સરસ્વતીપુરાણમાં છે.[૨૬] સં. ૧૨૯૧(ઈ. સ. ૧૨૩૪–૩૫)ના એક શિલાલેખમાં વીરધવલના વિખ્યાત મંત્રી વસ્તુપાલે નગરક(નગરા)માં સૂર્યપત્ની રત્નાદેવી અને રાજ્ઞદેવીની સ્થાપના કરાવ્યાનો ઉલ્લેખ છે.[૨૭] સં. ૧૩૪૬ (ઈ. સ. ૧૨૯૦)ના એક શિલાલેખમાં[૨૮] સૂર્યપુત્ર રેવંતની મૂર્તિનો તથા ખંભાતના સં. ૧૩૫૨(ઈ. સ. ૧૨૯૫–૯૬)ના શિલાલેખમાં સૂર્યમંડલનો ઉલ્લેખ છે.[૨૯]

મહેસાણા જિલ્લાના વીસનગર તાલુકામાં આવેલા પિલુદ્રા ગામમાંથી એક કીર્તિતોરણ મળ્યું છે. તોરણના સ્તંભ પરની વચલી કમાનમાં સૂર્યની મૂર્તિ

કંડારેલી છે. આ તોરણ કોઈક સૂર્યમંદિરનું હોવાનું મનાય છે.[30] સોમનાથમાં ત્રિવેણી પાસેનું સૂર્યમંદિર તથા હિરણ્યા નદી કાંઠે આવેલા ટેકરા પરનું સૂર્યમંદિર,[31] પોરબંદર પાસેના બગવદરનું સૂર્યમંદિર (એમાં સૂર્ય અને રન્નાની મૂર્તિઓ છે),[32] કચ્છમાં કંથકોટ[33] અને કોટાયનાં સૂર્યમંદિર[34] તથા ખેરાળુ[35] વગેરે સ્થળોનાં સૂર્યમંદિર ખાસ ઉલ્લેખનીય છે. આ મંદિરોમાં સૂર્યમૂર્તિઓ હાલ પૂજાય છે. સાબરમતી, મેશ્વો અને હરણાવના કિનારા પર ખેડબ્રહ્મા, શામળાજી અને પોલોનાં જંગલોમાંથી સૂર્યમંદિરોના અવશેષ મળ્યા છે.[36]

**સૂર્યમૂર્તિઓ :** કદવાર મંદિરના ઓતરંગમાં ડાબેથી જમણે પાંચ મૂર્તિઓ છે[37] તેઓમાં સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને ચંદ્ર (?) તથા કળશ છે. સૂર્યની મૂર્તિ કમલાસનમાં બિરાજમાન છે. સૂર્યના બંને હાથમાં કમળ છે. આ કમળ ખભા સુધી ઊંચાં કરેલાં છે. સૂર્યમૂર્તિના પગમાં બૂટ હોય એવો ભાસ થાય છે. આ મૂર્તિનાં લક્ષણ સ્પષ્ટ નથી તેથી એ કયા સમયની હશે એ કહેવું મુશ્કેલ છે, પરંતુ મૂર્તિ 'ઉત્કટિક' છે. આ તકતીમાંની વિષ્ણુ અને ચંદ્રની મૂર્તિઓ ઉત્કટિકાસનમાં છે. મોઢેરામાં સૂર્યની સેવ્ય પ્રતિમા નથી, પરંતુ મૂર્તિ માટેની ભદ્રપીઠિકા છે અને એ ભદ્રપીઠિકાના આગળના ભાગમાં સૂર્યરથના સાત ઘોડા કોતરેલા મોજૂદ છે.[38] મંદિરના ઓતરંગમાં નવ ગ્રહોની મૂર્તિઓ છે.[39] આવી નવ ગ્રહોની આકૃતિઓ મોઢેરાના મંદિર ઉપરાંત થાન[40] અને પ્રભાસના ત્રિવેણીના[41] સૂર્યમંદિરના ઓતરંગમાં છે. મોઢેરાના મંદિરની બારસાખમાં સૂર્યની બેઠેલી આકૃતિ છે. મંદિરના ફરતા ગોખમાં સૂર્યની ઊભેલી આકૃતિઓ થાન[42] અને પ્રભાસના ત્રિવેણીના મંદિરની[43] બારસાખના ઉત્તરાંગમાં છે. સૂર્યનાં મંદિર મુખ્યત્વે પૂર્વાભિમુખ હોય છે.

મોઢેરાના સૂર્યમંદિરની દીવાલ અને ગોખમાં સૂર્યની ઘણી આકૃતિ છે. બર્જેસે મોઢેરાની બે મૂર્તિઓની આકૃતિઓ છાપી છે.[44] એમાંની એક આકૃતિ સમભંગ મૂર્તિ છે. એ સાત ઘોડાઓથી ખેંચાતા રથમાં જણાય છે. એના બંને હાથ ખંડિત છે, પરંતુ એમના હાથમાં રહેલાં ખીલેલાં કમળોની આકૃતિ મોજૂદ છે. આ મૂર્તિ એનાં કેટલાંક લક્ષણોથી ધ્યાન ખેંચે તેવી છે. મૂર્તિ કિરીટ મુકુટ, કુંડલ, હાર, બખ્તર, કટિમેખલા, અવ્યંગ, ઊંચા બૂટ અને ઉત્તરીય વસ્ત્રોથી શોભે છે. મૂર્તિની નીચેની જમણી બાજુએ પિંગલ અને ડાબી બાજુએ દંડ છે. દંડ અને પિંગલની પાછળ અશ્વના મુખવાળા અશ્વિનીકુમારો ઊભેલા છે. આ મંદિરમાં સૂર્યની બીજી પણ મૂર્તિ છે તેમાં શિલ્પાકૃતિનાં સુશોભન ઓછાં છે. આ મૂર્તિના હાથમાં રહેલાં કમળ ખભા કરતાં પણ વધુ ઊંચાં છે. પગમાં ઊંચા

બૂટ હોય એમ જણાય છે. મૂર્તિની બાજુમાં અશ્વિનીકુમારો નથી, પરંતુ માત્ર અનુચરો ઊભેલા છે. આ આકૃતિમાં સૂર્યરથના અશ્વ નથી, પણ સૂર્ય-મૂર્તિ કમલાકૃતિ ઉપર ઊભેલી છે. સૂર્યની મૂર્તિના ઉપરના ભાગમાં બંને બાજુએ વિદ્યાધરો છે. આ વિદ્યાધરો જાણે કે સૂર્યની પૂજા કરતા હોય એમ બતાવેલા છે.[૪૫] મંદિરની દક્ષિણ બાજુના ગોખમાં બીજી એક સૂર્યપ્રતિમા છે તેની બંને બાજુએ અશ્વિનીકુમારોને બદલે સ્ત્રીની આકૃતિઓ છે. આ સ્ત્રીઓ સૂર્યની પત્ની રાજ્ઞી અને નિક્ષુભા તરીકે ઓળખાય છે.[૪૬] થાનના સૂર્યમંદિરની બારસાખમાં પણ સૂર્યની મૂર્તિ ઉત્કટિકાસનમાં છે.[૪૭] આ મૂર્તિનો સમય પ્રાક્ચૌલુક્ય માનવામાં આવે છે.

અમરેલી પાસેના દામનગર પાસેથી સૂર્યની એક મૂર્તિ મળી આવી છે. આ મૂર્તિ ઊભેલી છે અને એના પગે ઊંચા બૂટ છે. સૂર્ય પોતે સાત ઘોડાઓવાળા રથમાં છે. સૂર્યના પરિકરમાં સૂર્યની કુલ ૧૧ મૂર્તિ છે. બંને બાજુએ પાંચ પાંચ સૂર્ય અને મસ્તક ઉપર એક સૂર્ય, આ રીતે કુલ ૧૧ આદિત્ય બેઠેલા અને બારમી મુખ્ય ઊભેલી મૂર્તિ. મુખ્ય સૂર્યની બંને બાજુએ બે બે આકૃતિ છે તેઓમાં બે પુરુષ-આકૃતિ છે; એ દંડ અને પિંગલ છે. આ ઉપરાંત બીજી બે આકૃતિ સ્ત્રીઓની છે તે સૂર્યપત્નીઓ હોય એમ માનવામાં આવે છે. મુખ્ય સૂર્યના બંને હાથમાં ખીલેલાં કમળ છે. કમળના ઉપરના ભાગમાં ગંધર્વોની આકૃતિઓ છે.

કચ્છમાં ભુજના મ્યુઝિયમમાં સૂર્યની એક ઊભેલી મૂર્તિ છે. આ મૂર્તિને ઊંચા બૂટ પહેરાવેલા છે. એમના બંને હાથમાં ખીલેલાં કમળ છે. એની બાજુઓમાં દંડ અને પિંગલની આકૃતિઓ છે. આ મૂર્તિ પૂરેપૂરી પરદેશી અસર બતાવે છે. એનો પોશાક પણ ઉદીચ્ય છે. આ મૂર્તિમાં સાત અશ્વોનો રથ નથી એ નોંધપાત્ર છે.

રાજકોટના વૉટ્સન મ્યુઝિયમમાં સૂર્યની સફેદ આરસની મૂર્તિ છે. આ મૂર્તિને પ્રભામંડલ છે. મૂર્તિની બાજુઓમાં પિંગલ, દંડ અને દેવીઓ છે.[૪૮]

શ્રીમાલમાં જગત્સ્વામી સૂર્યનું મંદિર હોવાનું મનાય છે. આ મંદિરમાં સૂર્ય અને રત્નાદેવીની કાષ્ઠપ્રતિમાઓ હતી. આ પ્રતિમાઓનું વર્ણન શ્રી કનૈયાલાલ ભાઈશંકર દવેએ કર્યું છે. આ મંદિરની મૂર્તિ માટે તેઓ કહે છે કે 'આ મંદિરની મુખ્ય સૂર્યપ્રતિમા શ્રીમાળના ભંગ સમયે મહાલક્ષ્મીની સાથે બ્રાહ્મણો લાવ્યા હતા એવું કહેવાય છે. આ પ્રતિમા આશરે ત્રણથી ચાર ફૂટ ઊંચી, બે હાથમાં કમળ, માથે મુકુટ, ઊભેલી, અને વિષ્ણુધર્મોત્તર પ્રમાણે પ્રતિમાનો

વર્ણ સિંદૂર જેવો રક્ત, પાસે રન્નાદેવીની એટલા જ કદની ઊભી પ્રતિમા છે. આ પ્રતિમા ચંપકના કાષ્ઠમાંથી બનાવેલી હોઈ, એના ઉપર ચંપાનું તેલ ચોપડવામાં આવે છે. ગુજરાતભરમાં સૂર્યની કાષ્ઠપ્રતિમા અંગેનો આ એક ઉત્કૃષ્ટ નમૂનો છે. આ મૂર્તિ હાલ પાટણના મહાલક્ષ્મી મંદિરમાં જળવાઈ રહી છે.'[૪૯]

જૂનાગઢના મ્યુઝિયમની બહારની બાજુએ પથ્થરનું એક તોરણ છે.[૫૦] આ તોરણમાં સૂર્યની પ્રતિમા એ રીતે કંડારેલી છે. ઇલિકાલવણના વચલા ગોખમાં સૂર્ય બેઠેલા છે. એ સાત ઘોડાઓથી ખેંચાતા રથમાં ઉત્કટિકાસનમાં છે. એમના બંને હાથમાં દાંડીયુક્ત કમળો છે. ગોખની બહારની બાજુએ ઉષા અને પ્રત્યૂષા ધનુષ અને તીર લઈ ને અંધકારનો નાશ કરતાં જણાય છે. મુખ્ય ગોખની બંને બાજુએ બીજા બે ગોખ છે, જેઓમાં સૂર્યની ઊભેલી મૂર્તિ છે. બે બાજુના રૂપસ્તંભોમાં સૂર્યની ચાર ચાર ઊભી મૂર્તિ છે. એની બંને બાજુએ અનુચરો જણાય છે. આમ આ તોરણમાં કુલ ૧૧ સૂર્ય છે. મંદિરની અંદર રહેલી મુખ્ય સૂર્યમૂર્તિ સાથે તોરણની સૂર્યની ૧૧ આકૃતિ મળી કુલ ૧૨ સૂર્ય કે આદિત્ય ગણાવી શકાય. આ બારસાખની તકતીમાંના આદિત્યોની પાતળી કટિ અને લાંબો કમળદંડ ઇલોરાની સૂર્યમૂર્તિની યાદ આપે છે, પરંતુ મૂર્તિનો મુકુટ અને એનો વર્તુલાકાર ચહેરો રાજસ્થાનની આકૃતિઓ સાથે સામ્ય ધરાવે છે. આદિત્યોની આકૃતિઓવાળું તોરણ ઢાંકમાંથી પણ મળી આવ્યું છે.[૫૧] સૂર્યની સાથેની દેવી સૂર્યાની મૂર્તિ રાજકોટના મ્યુઝિયમમાં છે અને એનાથી જુદા પ્રકારની સૂર્યા દેવી ઢાંકની મૂર્તિઓમાં જણાય છે. રાજકોટના મ્યુઝિયમમાંની દેવીની આકૃતિ સફેદ આરસની છે અને સમભંગમાં છે. એને બે હાથ છે. જમણા હાથમાં કમળ છે. આ હાથ કોણીથી વાળેલો છે અને કમળ ખભા સુધી ઊંચાં છે. ડાબો હાથ નીચે લટકતો છે. દેવીની આ આકૃતિની અલંકારોથી શોભાયમાન કેશભૂષામાં કેશબંધ જણાય છે. મસ્તકના પાછળના ભાગમાં વર્તુલાકાર પ્રભા છે. દેવીની આ આકૃતિની બંને બાજુએ નીચેના ભાગમા ચામરધારિણી છે.[૫૨]

ઢાંકની દેવીની આકૃતિના જમણા હાથમાં કમળ પકડેલાં છે. ડાબો હાથ નીચે લટકતો છે, પરંતુ એમાં બિજોરું છે. મૂર્તિશાસ્ત્રની દૃષ્ટિએ સૂર્યની દેવીના હાથમાં બિજોરું એ મુદ્દો ઘણો અગત્યનો છે, કારણ, સામાન્ય રીતે સૂર્યની દેવીના બંને હાથમાં બે કમળ હોવાં જોઈએ તેને બદલે દેવીની આ મૂર્તિના હાથમાં માત્ર એક કમળ છે. બીજું દેવીની બંને બાજુએ બે બે સ્ત્રી–આકૃતિ છે. શિરોવેષ્ટન પણ રાજકોટની સૂર્યદેવીની મૂર્તિ કરતાં કાંઈક જુદા જ પ્રકારનું છે. પ્રભામંડલ કમલાકાર છે. સંપૂર્ણપણે વર્તુલાકાર નથી એ નોંધપાત્ર છે.[૫૩]

સૂર્યની સાથે ઘણી વાર બાકીના આઠ ગ્રહોની આકૃતિઓ હોય છે આ નવ ગ્રહ મંદિરના પ્રવેશદ્વારની બારસાખ ઓતરંગમાં અને કેટલીક વાર સૂર્યપ્રતિમાના તોરણમાં કંડારેલા હોય છે.

સોમનાથના સૂર્યમંદિરની[૫૪] બારસાખની તદતીમાં નવ આકૃતિ છે. આ નવ આકૃતિ નવ ગ્રહોની છે. એમાં સૌ પ્રથમ સૂર્યની ઊભેલી આકૃતિ છે.

થાનના સૂર્યમંદિરની બહારની બારસાખના[૫૫] ઓતરંગમાં નવે આકૃતિ બેઠેલી કંડારેલી છે. સૌ પ્રથમ સૂર્યની આકૃતિ કદવારના જેવી જ ઉત્કટિકાસનમાં છે.

## પાદટીપો

૧. ऋग्वेदसंहिता, १, ११५, १; A. A. Macdonell, *Vedic Mythology*, pp. 29 ff

૨. કનૈયાલાલ ભા. દવે, "ગુજરાતનું મૂર્તિવિધાન", પૃ. ૩૮૯

૩. દા. ત. महाभारत, २, ५०, १६; अग्निपुराण, अं. ५१

૪. R. G. Bhandarkar, '*Vaiṣṇavism, Śaivism and Minor Religious Systems*', p. 152

૫ भविष्यपुराण, अ. १३९

૬. R. G. Bhandarkar, *op. cit.*, p. 154

૭. भविष्यपुराण, अ. १३९

૮. बृहत्संहिता, अ. ५९, श्लो. ११

૯. Sachau, *Alberuni*, Vol, I, p. 21

૧૦. ક. ભા. દવે, 'ઉપર્યુક્ત' પૃ. ૩૧૭

૧૧. *Corpus Inscriptionum Indicarum*, Vol III, pp. 70, 80, 162, 218

૧૨. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, 'મૈત્રકકાલીન ગુજરાત', ભા. ૧, પૃ. ૬૮

૧૩. Majumdar R. C. (Ed.), *Classical Age*, pp. 96, 437

૧૪. V. S. Agraval, *Gupta Art*, pp. 9 f.

૧૫. विष्णुधर्मोत्तर पुराण, खण्ड ३, अ. ६७

૧૬. J. N. Banerjee. *The Development of Hindu Iconography*, p. 441

૧૭. वि. ध. पु., ३, ६७–६९.

૧૮. J. N. Banerjee, *op. cit.*, p. 443

૧૯. H. Cousens, *Somanatha and Other Medieval Temples in Kathiawad*, pp. 41-43; 46-51, 71; K. F. Sompura, *The Structural Temples of Gujarat*. pp. 80-82, 91-93, 491, 498-499, 501, 503, 504; J. M. Nanavati & M A. Dhaky, *The Maitraka and The Saindhava Temples of Gujarat*, pp. 46-51, 58, 60, 61, 70

૨૦. *MSTG*, p. 43

૨૧. ઉમાશંકર જોશી, "પુરાણોમાં ગુજરાત," પૃ. ૧૨૧, ૧૩૭, ૧૪૪, ૧૪૫, ૨૨૦
૨૨. હ. ગં. શાસ્ત્રી, મૈ.ગુ. ભા. ૨, પૃ. ૩૭૯
૨૩. Fleet, *Corpus Inscriptionum Indicarum*, Vol. III, pp. 85-67; 'Mandsor Inscription', *IA*, Vol. XV, p. 196; R. G. Bhandarkar, *op. cit.*, p. 154
૨૪. H. D. Sankalia, *Archaeology of Gujarat*, p. 213
૨૫. J. Burgess & H. Cousens, *The Architectural Antiquities of Northern Gujarat*, pp. 74 ff,
૨૬. ક. ભા. દવે, (સંપા.), "સરસ્વતીપુરાણ", સર્ગ ૧૬, શ્લો. ૨૩૦, પૃ. ૧૧૧
૨૭. રત્નમણિરાવ ભીમરાવ, "ખંભાતનો ઇતિહાસ," પરિશિષ્ટ ઓ (પૃ. ૨૬૩)
૨૮. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, "ગુજરાતના ઐતિહાસિક લેખો," ભા. ૩, લેખ નં. ૨૨૨ અ
૨૯. એજન, લે. નં. ૨૨૪
૩૦. *STG*, p. 170, *Figs* : 214-c, 214-d.
૩૧. H. D. Sankalia, *Archaeology of Gujarat*, pp. 91-92
૩૨. *SMTK*., p. 71
૩૩-૩૪. J. Burgess, *Report on the Antiquities of Kathiawad and Kachh*, p. 214 ff.
૩૫. *Annual Report, Archaeology in Baroda*, 1935-36, p. 12; *STG*., p. 184
૩૬. ક. ભા દવે. "ગુજરાતનું મૂર્તિવિધાન," પૃ. ૩૮૮
૩૭. *SMTK*, pp. 38-39, pl., XXXII, XXXIV
૩૮-૩૯. *AANG*, p. 77; *AG*, p. 137
૪૦. *AG*., p. 161
૪૧. *AG*., pp. 160 f.
૪૨-૪૩. *Ibid*., p. 137
૪૪. J. Burgess, *op. cit*., pl. LVI, Figs. 5 & 6
૪૫-૪૬. ગુ. મૂ., પૃ. ૨૯૪-૯૫
૪૭. H. D. Sankalia, *Archaeology of Gujarat*, p. 151
૪૮. *Ibid*., p. 158
૪૯. ગુ. પુ., પૃ. ૩૯૬-૩૯૭
૫૦. G. Rao, *Elements af Hindu Iconography*, I, ii, pp. 317-318 pl. XCV
૫૧-૫૩. H. D. Sankalia, *op. cit*., p. 159
૫૪. *Ibid*., p. 160
૫૫. *Ibid*., p. 161

# ખંડ ૩

## પ્રકરણ ૧૫

## સ્થળતપાસ અને ઉત્ખનન દ્વારા મળતી માહિતી

સોલંકી કાલના યશોગાનથી ગુંજતા આપણા પ્રદેશમાં આ કાલનાં શિલ્પ-સ્થાપત્યાદિનો તેમજ ભાષાસાહિત્યનો વિષય ખેડાયેલો છે, પરંતુ આ કાલની ભૌતિક સંસ્કૃતિનું અધ્યયન લગભગ પ્રારંભિક દશામાં છે. સોલંકી કાલનાં નગરોનાં સંશોધન અલ્પ માત્રામાં થયાં છે. પાટણમાં થયેલાં ઉત્ખનન સહસ્રલિંગ જેવા જલાશય તેમજ રાણીની વાવની સાફસફાઈની મર્યાદા વટાવીને આગળ વધ્યાં નથી. સોલંકીઓની રાજધાનીની આ સંશોધન-સ્થિતિ હોય તો એની સરખામણીમાં બીજાં નગરોની સ્થિતિ જુદી નથી. નગરા જેવાં મોટાં નગર સોલંકી કાલમાં તારાજ થઈ ને નાનાં બની ગયાં હતાં અને આ નાના ગામ પર આજે વસ્તી હોઈ સોલંકી કાલના થર સ્પષ્ટ મળતા નથી. શામળાજી, વડનગર, જોખા, ધાતવા, ભરૂચ, ખંભાત વગેરે સ્થળોએ પણ આ પરિસ્થિતિ જોવામાં આવી છે તેથી ગુજરાતની ભૌતિક સંસ્કૃતિના એ કાલનું પદાર્થોના બળે અધ્યયન કરવા માટે જોઈતી વિપુલ સામગ્રી અત્યારે અત્યલ્પ પ્રમાણમાં મળે છે. જ્યાંસુધી આ પરિસ્થિતિમાં વધુ ઉત્ખનનો અને સંશોધનો દ્વારા ફેરફાર થાય નહિ ત્યાંસુધી ભૌતિક સંસ્કૃતિનો અભ્યાસ પરોક્ષ સાધનો પર આધાર રાખતો રહે એ હકીકતમાં ઝાઝો ફેર પડવાનો સંભવ નથી.

સોલંકી કાલ અર્થાત્ સોલંકી તેમજ વાઘેલા રાજવીઓનો કાલ ઉત્તર ગુજરાતમાં પાટણની આજુબાજુના પ્રદેશમાં વધુ સ્થિર ખરો, પરંતુ ગુજરાતના સીમાંત પ્રદેશોમાં પડોશી રાજ્યો સાથેના સંઘર્ષો તથા સંધિઓને લીધે એ અસ્થિર સીમાઓનો સમય હોઈ ને ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી મળતી ભૌતિક સંસ્કૃતિ દસમીથી તેરમી સદીની ગણાય, પરંતુ નિશ્ચિત રીતે એ સોલંકી રાજવીઓની અમલ નીચે વિકસી હશે એમ કહેવાને પૂરતાં કારણ છે એમ ગણાય નહિ, તેથી સોલંકી કાલની ભૌતિક સામગ્રીનો વ્યવસ્થિત અભ્યાસ કરવા માટે પાટણમાં ઉત્ખનન અત્યંત આવશ્યક છે.

ગુજરાતમાં થયેલાં ઉત્ખનનોમાં વડોદરા શહેરનાં ઉત્ખનનોમાં દસમીથી તેરમી

સદી સુધીના કાલના અવશેષ મળ્યા છે.[1] હાલ ખંભાતમાંથી મ્યુનિસિપાલિટીએ ત્યાંની જુમામસ્જિદ પાસે ખોદેલા ખાડામાંથી કેટલીક મહત્ત્વની માહિતી પ્રાપ્ત થઈ છે. આ હકીકતો પરથી આ કાલની ભૌતિક સામગ્રી માટે કેટલીક હકીકતો મળે છે તેની કેટલીક વિગતો અત્રે આપી છે.

સોલંકી કાલના માટીકામના નમૂના તપાસતાં એમાં ચાર પ્રકારનાં દેશી વાસણ મળે છે. આ પ્રકારોમાં સાદાં કાળાં, સાદાં લાલ, ઘૂંટેલાં કાળાં અને ઘૂંટેલાં લાલ વાસણોનો સમાવેશ થાય છે. સાદાં તથા ઘૂંટેલાં લાલ વાસણોમાં ઘડા, માટલાં, કરવડા, કોડિયાં જેવાં રોજિંદા વપરાશનાં વાસણ મળે છે, જ્યારે સાદાં તથા ઘૂંટેલાં કાળાં વાસણોમાં કલેડાં, ઘડા, માટલાં, વાઢીઓ, હાંડીઓ વગેરે મળી આવે છે. આ વાસણો પણ રોજિંદા વપરાશમાંથી આવતાં હોય એવાં છે ( પટ્ટ, ૨ આ. ૨–૮ ).

તદુપરાંત ઘૂંટેલાં લાલ વાસણોને ચિત્રો દ્વારા સુશોભિત કરવાનો પ્રયાસ પણ કરવામાં આવતો. આ ચિત્રકામ માટે વાસણ પર કાળા રંગના પટ્ટા દોરીને એના પર સફેદ અથવા પીળાશ પડતા રંગે ચિત્ર દોરવામાં આવતાં. આ ચિત્રોમાં રેખાઓ અને રેખાંકનો વધુ પ્રમાણમાં દેખાય છે. સંભવતઃ વધુ નમૂના મળતાં વિશિષ્ટ પ્રકારનાં ચિત્ર મળે, પરંતુ હાલના તબક્કે આ પ્રકારનાં વાસણો પર સાદાં રેખાંકનો કરતાં વધુ વિકસિત ચિત્રો મળ્યાં નથી, એ વિધાન વાસ્તવિક છે.

સોલંકી કાલનાં આ વાસણોનું ઘડતર સારું છે, પરંતુ ક્ષત્રપ કાલનાં ગાળેલી માટીનાં બનાવેલાં વાસણોની સરખામણીમાં એનું પોત વધુ છિદ્રાળુ છે. કાળાં વાસણોની પણ આ જ દશા છે. એમાં ઘણી વાર વાસણનો છેદ જોતાં વચ્ચેનો ભાગ છિદ્રાળુ અને ભૂખરા રંગનો દેખાય છે. પકવવાની પદ્ધતિને લીધે આ પ્રકારનાં વાસણ તૈયાર થતાં હશે, પરંતુ આ વાસણ સામાન્ય પ્રકારનાં છે અને બીજા કાલનાં એવી જાતનાં વાસણોની સરખામણીમાં સારી રીતે ટકી શકે એવાં છે.

આ વાસણો ઉપરાંત પરદેશથી પણ વાસણો આયાત થતાં હશે. વડોદરાના ઉત્ખનનમાંથી ચીનથી આયાત થતાં વાસણોનો એક નમૂનો મળ્યો હતો.[2] આ પરથી સમજાય છે કે પશ્ચિમ એશિયામાંથી લીલાશ પડતાં સીલેડોન જાતનાં વાસણોની આયાત કદાચ સોલંકી કાલથી શરૂ થઈ હશે, પરંતુ આ આયાતનું પ્રમાણ અને એનો પ્રચાર કેટલો હતો એ વધુ સ્પષ્ટ કરવાની જરૂર છે. અલબત્ત, સોલંકી કાલ પછી એનો ઉપયોગ ઘણો વધ્યો હોવાના પૂરતા પુરાવા છે.

તદુપરાંત સોલંકી કાલના અંતભાગમાં ભારતમાં વિકસેલાં વિવિધ જાતનાં

ઓપવાળાં વાસણ પણ મળતાં હોવાનો સંભવ કાઢી નાખી શકાય એવો નથી. આ વાસણોનો વપરાશ પણ સુલતાનોના વખતમાં ઘણો હતો અને એની કેટલીક વિવિધતાઓ એ કાલમાં જાણીતી હતી, પરંતુ સોલંકી કાલમાં પણ આ વાસણ મળતાં હોવાનો સંભવ છે (પટ્ટ ૨, આ. ૧૦–૧૧; પટ્ટ ૪, આ. ૨૫).

સોલંકી કાલમાં વાસણોનાં સુશોભનોમાં ચિત્રકામ ઉપરાંત, વાસણો પર માટીની પટ્ટી ચોંટાડીને એની પર આંગળીઓથી ભાતો ઉપસાવવી ( પટ્ટ ૨, આ. ૨, ૮, ૯ ), એની પર માટી ભીની હોય ત્યારે એને કોતરીને સાદી ભાતો તૈયાર કરવી, વગેરે કામો થતાં હોવાનું માની શકાય.

સોલંકી કાલનાં માટીનાં વાસણોની સરખામણીમાં રમકડાં ( પટ્ટ ૩, આ. ૨૦, ૨૨, ૨૪ ) તેમજ માટીની મૂર્તિઓ ઘણી ઓછી મળે છે તેથી એના નમૂનાઓનું વર્ણન શક્ય નથી. મણકા તથા અન્ય પદાર્થોના નમૂના મળ્યા છે ( પટ્ટ ૩, આ. ૧૫–૧૯, ૨૩; પટ્ટ ૨, આ. ૯ ), પરંતુ માટીનો વિશિષ્ટ ઉપયોગ લોખંડને ગાળવાની ભઠ્ઠીઓમાં થતો હોવાનું કુંભારિયાના અવશેષો પરથી સમજાય છે.[3] કુંભારિયાનાં જૈન દેરાસરોની આજુબાજુ લોખંડના ઘણા કીટા વિખરાયેલા પડેલા છે. એ કીટાઓની સાથે માટીની નળાકાર ભઠ્ઠીઓ તથા એમાં મૂકેલી નળીઓના અવશેષ પડેલા છે. આ અવશેષ દેરાસરોના સમકાલીન હોવાનું સમજાય છે. આથી માલૂમ પડે છે કે સોલંકી કાલ દરમ્યાન ગુજરાતને લોખંડનો જોઈતો માલસામાન અહીં તૈયાર થતો. સોલંકી કાલની નળાકાર ભઠ્ઠીઓ અને એમાં મૂકેલી નળીઓ સૂચવે છે કે આ ભઠ્ઠીઓમાં ધમણો વડે હવા પૂરીને બળતણને સતેજ રાખવામાં આવતું અને મૂષ દ્વારા ધાતુઓ ગાળવામાં આવતી. આમ માટીનો ધાતુ ગાળવામાં ઉપયોગ થતો.

માટીની ઇતર વસ્તુઓમાં ઈંટોનો ઉપયોગ ગણાવાય. વડનગરમાં ઈંટોનો કિલ્લો છે[4] તેમજ વડોદરામાં સોલંકી કાલના ઈંટોની ઇમારતના અવશેષ મળ્યા છે તે પરથી આ બાબત પર કંઈક પ્રકાશ પડે છે. માટીના સોપારી ઘાટના મણકા પણ આ કાલમાં બનાવવામાં આવતા. તળાવની પાળ પણ માટીની બનાવવામાં આવતી.

ગત કાલની માફક સોલંકી કાલમાં માટીનો વિવિધ રીતે ઉપયોગ થતો હતો તેમજ પથ્થરનો પણ ઘણો ઉપયોગ થતો હતો. પથ્થરની નાની મોટી વસ્તુઓ હજુ શોધી કાઢવાની બાકી છે, પરંતુ સોલંકી કાલમાં પથ્થરોની બાંધેલી ધાર્મિક ઇમારતોના અવશેષ ઠેર ઠેર જોવામાં આવે છે. ગુજરાતના ઘણા ભાગોમાં પથ્થર

સરળતાથી મળી આવતો નથી તેથી એ એનાં પડોમાંથી ખોદી કાઢવામાં આવતો અને ત્યાંથી ગુજરાતના જુદા જુદા ભાગોમાં લઈ જવામાં આવતો. ગુજરાતમાં રેતિયા અથવા ખરતા પથ્થરોનો કિલ્લો બાંધવા માટે, તળાવનાં પગથિયાં બનાવવા માટે, તેમજ મંદિરો બાંધવા માટે ઘણો ઉપયોગ થતો. આ પથ્થરોને ખુલ્લી ખાણોમાંથી ખોદી કાઢવામાં આવતા. આ ખાણોના અવશેષ ગુજરાતમાં જુદી જુદી જગ્યાએ દેખાય છે, પરંતુ એનો વિગતવાર અભ્યાસ થયો નથી. ગુજરાતમાં પાવાગઢ પાસે આ પથ્થરની ખાણો હતી. એ ખાણો સોલંકી કાલના અંતભાગમાં અસ્તિત્વ ધરાવતી હોવાના સ્થાનિક પુરાવા ઉપલબ્ધ છે, પરંતુ આ ખાણોમાંથી કાઢેલા અને અન્યત્ર વપરાયેલા પથ્થર જોતાં આ ખાણો સોલંકી કાલ પહેલાં ચાલુ થઈ હોવાનો પૂરતો સંભવ ગણાય. આવી ખાણોના અવશેષ હિંમતનગર, આબુ વગેરે પ્રદેશોમાં તેમજ સૌરાષ્ટ્ર અને કચ્છ વિસ્તારોમાં ઘણી જગ્યાએ દેખાય છે તેનો અભ્યાસ કરવાની જરૂર છે. આ ખાણોના અવશેષો પરથી લાગે છે કે લોખંડનાં સારાં ઓજારો વડે પથ્થરની શિલાની ત્રણ બાજુએથી એને છૂટી કરીને નીચેના ભાગમાં થોડે થોડે અંતરે પાડેલાં નાનાં નાનાં બાકોરાં વડે એને છૂટી પાડવામાં આવતી. આ શિલાઓ પૈકી કેટલીકને એ સ્થળ પર ઘડીને બીજે લઈ જવામાં આવતી. આવી ખરતા પથ્થરની તેમજ પારેવા પથ્થરની શિલાઓ ગુજરાતના જુદા જુદા ભાગોમાં લઈ ગયા પછી જે તે સ્થળે એને ઘડીને એનો ઉપયોગ કરવામાં આવતો. આ રીતે ઘડાયેલી શિલાઓનો વધેલો કચરો, તેમજ ક્વચિત્ અણઘડ શિલાઓ સોલંકી કાલનાં નગરો અને ગામોમાંથી મળી આવે છે. સામાન્યતઃ રેતિયા પથ્થર, પારેવા પથ્થર, આરસપહાણ, ચૂનાના પીળા પથ્થર, ડાયોલાઈટ, ટ્રૅપ ઇત્યાદિ પ્રકારના પથ્થર આ રીતે ખાણોમાંથી ખોદીને ઉપયોગમાં લેવામાં આવતા હોવાના પૂરતા પુરાવા ઉપલબ્ધ થાય છે.

ગુજરાતમાં ખાણો ખોદવા માટેનાં તેમજ મંદિરો બાંધવા માટેનાં ઓજાર બનાવવાનો તેમજ બીજાં હથિયારો અને ઓજારો ઘડવા માટેની જરૂરી ધાતુઓ ગાળવાનો ઉદ્યોગ પણ ચાલતો હોવાના પુરાવા મળે છે. ખાસ કરીને લોખંડ ગાળવાના ઉદ્યોગના પુરાવારૂપે કીટા ગુજરાતમાં ઘણી જગ્યાએ મળે છે. આ કીટા ધાતુ ગાળતાં વધેલો કચરો છે તે તપાસતાં ગુજરાતમાં સારું લોખંડ બનાવવાનો ઉદ્યોગ ચાલતો હોવાનું સમજાય છે, પરંતુ આ કીટા ધરાવતાં સ્થળોની પણ ઉપેક્ષા થાય છે. એનું સંશોધન જોઈએ તેટલું વિકસેલું નથી, પરંતુ કુંભારિયા અને અંબાજીના પ્રદેશમાં પડેલા કીટાઓની પરીક્ષા કરતાં એ લોખંડના હોવાનું તેમજ સ્થળપરીક્ષાથી એ સોલંકી કાલના હોવાનું સમજાય છે. આવા કીટા

કપડવંજ, ધલા, વસરાવી, ધૂમલી, વસ્તાનડુંગરી, ધાતવા અને પાવાગઢની આજુબાજુ કાટોડિયા વગેરે અનેક જગ્યાએએ મળી આવે છે. આ કીટાઓવાળાં સ્થળોની પ્રાચીનતા કેટલેક સ્થળે તો મૌર્યકાલ કરતાં જૂની દેખાય છે, તો કેટલેક સ્થળે એ પ્રમાણમાં નવી અને સોલંકી કાલની તથા ત્યાર પછીના કાલની ગણાય એવી છે એ પરથી આ ઉદ્યોગ સોલંકી કાલમાં પણ સારી સ્થિતિમાં હોવાની સંભાવના થઈ શકે છે. કીટાઓની તપાસ કરતાં તારાપુરમાં ચાંદીની કાચી ધાતુમાંથી મળેલા કેટલાક કીટા[5], આબુ પાસે તાંબાની ધાતુના કીટા વગેરે મળ્યા છે, તેની મદદથી આ ધાતુઓનું ઉત્પાદન આપણા પ્રદેશમાં થતું હોવાના મતને પુષ્ટિ મળે છે.

આ પુરાવાઓ પરથી ગુજરાતમાં વિવિધ ધાતુઓ ગાળીને એમાંથી જુદા જુદા પદાર્થ બનાવવાની પ્રવૃત્તિ જાણીતી હતી એવું વિધાન થઈ શકે, પરંતુ ધાતુઓના બનેલા આ પદાર્થ શોધી કાઢીને એનાં સ્વરૂપોનો અભ્યાસ કરવાનું કામ બાકી રહે છે. અલબત્ત આ વિભાગમાં ધાતુની મૂર્તિઓ અને મંદિરમાં વિનિયોગ થયો હોય તેવી વસ્તુઓ જણાવામાં આવી છે, પરંતુ આ ક્ષેત્રમાં બીજી ઘણી સાધનસામગ્રીનું સંશોધન અપેક્ષિત છે.

ગુજરાતનો પરદેશો સાથે વેપાર ચાલતો એ દ્વારા પરદેશ નિકાસ કરવામાં આવેલી વસ્તુઓમાં કાપડનું મહત્ત્વ ઘણું હતું. ગુજરાત એના કાપડ-ઉદ્યોગ માટે સાહિત્યમાં ઘણું જાણીતું છે,[6] પરંતુ જૂના ગુજરાતી કાપડના નમૂના આપણે ત્યાં પ્રમાણમાં થોડા મળે છે તેથી સોલંકી કાલના કાપડના નમૂનાઓની આપણા પ્રદેશમાં શોધ કરવાથી ઝાઝો લાભ થવાનો સંભવ પ્રમાણમાં ઓછો ગણાય, પરંતુ ગુજરાતથી મિસરમાં નિકાસ કરવામાં આવેલા કાપડના કેટલાક નમૂના મિસરની જૂની રાજધાની ફુસ્તાતમાંથી મળ્યા છે[7] તેના પરની કેટલીક ભાત સોલંકી કાલની ઝાંખી આપે તેવી છે. મિસરની આબોહવાને લીધે સુરક્ષિત રહેલા આ નમૂનાઓ કરતાં જૂના નમૂના ગુજરાતમાંથી દેવની મોરીના સ્તૂપમાંથી મળ્યા હતા તેથી આવા પદાર્થોની શોધ મુશ્કેલ હોવા છતાં અસંભવિત નથી એ અત્રે નોંધવું જરૂરી ગણાય.

સોલંકી કાલમાં પટોળાંનો ઉદ્યોગ ગુજરાતમાં દાખલ થયો હોવાનું નોંધાયું છે, પરંતુ એ કાલનાં પટોળાંનો નમૂનો અદ્યાપિ મળ્યો નથી એની નોંધ લેવી ઘટે છે.

આમ સોલંકીઓના 'સુવર્ણકાલ'ની ભૌતિક સામગ્રીનો અભ્યાસ પ્રારંભિક દશામાં હોવાને લીધે એ કાલમાં સાહિત્યનાં વર્ણનોની અને ભૌતિક સંસ્કૃતિની સમાલોચના કરીને એ કાલનું દર્શન કરવાનું કામ બાકી છે.

## પાદટીપ

૧. B. Subbarao, *Baroda through the Ages*, pp. 32 to 35

૨. *Ibid.*, p. 34

૩. ર. ના. મહેતા, 'કુંભારિયાનો ધાતુ-ઉદ્યોગ', "સ્વાધ્યાય" પુ, ૫, અંક ૨, પૃ. ૨૧૦-૨૧૩

૪. R. N. Mehta, 'Nāgara-khaṇḍa, A Study,' *Journal of the M. S. University of Baroda,* Vol. XVII, No. 1, Aprit, 1968, p. 110

૫. ર. ના. મહેતા, 'તારાપુરની દંતકથા અને પુરાવસ્તુ', "સ્વાધ્યાય", પુ. ૩ અંક ૨, પૃ. ૨૨૫

૬. ર. ના. મહેતા તથા પ્રફુલ્લચંદ્ર દીક્ષિત, 'ઉત્કલના બાંધ', "કુમાર", અંક ૪૦૦ પૃ. ૨૦૨

૭. R. Pfister, " Les toiles imprimees de Füotal et l *Hinoloustan*'

## પ્રકરણ ૧૬

# સ્થાપત્યકીય સ્મારકો

### (અ) નાગરિક સ્થાપત્ય

નાગરિક સ્થાપત્યમાં ગ્રામ, નગર, પ્રાસાદ(મહેલ), દુર્ગ(પ્રાકાર),જલાશય વગેરેનાં બાંધકામ વિશિષ્ટ સ્થાન ધરાવે છે. આ કાલનાં સ્થળોનાં વ્યવસ્થિત ખોદકામ થયાં ન હોવાથી ગ્રામ નગર અને પ્રાસાદને લગતી વિગતપ્રચુર માહિતી ઉપલબ્ધ નથી, પરંતુ દુર્ગો તથા જલાશયોના કેટલાક અવશેષ મોજૂદ છે. નગર ફરતા દુર્ગ–પ્રાકાર-સંલગ્ન પુરદ્વાર–પ્રતોલીની રચના નગરની યુદ્ધના સમયે રક્ષણક્ષમતા અને શાંતિના સમયે શોભાપ્રદતા પ્રશંસનીય હોવાનું ભારતીય વાઙ્મયે તથા વાસ્તુગ્રંથોએ અનેકવાર ઉલ્લેખ્યું છે,[૧] પરંતુ એના ઉપલબ્ધ નમૂના પ્રમાણમાં ઘણા ઓછા મળ્યા છે.

**કિલ્લા**

સોલંકી કાલના કોટ–કિલ્લા ઈંટો અને પથ્થરોના બનેલા હતા. ચણતરમાં મોટે ભાગે માટી અને ચૂનાનો ઉપયોગ થતો. એમાં બંને બાજુએ પથ્થરની દીવાલ અને વચ્ચેનું પૂરણ ઈંટ–માટીનું રહેતું. મજબૂતાઈ માટે દીવાલો જાડી રખાતી.

આ કિલ્લાઓની અંદર દરવાજા પાસે સૈનિકોને રાખવાની વ્યવસ્થા હતી તથા દરવાજો બંધ કરીને મજબૂત ભોગળો વડે એને રક્ષણ અપાતું. દરવાજાને અણિયારાં–ચણિયારાંવાળાં મજબૂત બારણાં રાખવામાં આવતાં. હાથીઓ પણ આ દરવાજાને સહેલાઈથી તોડી ન શકે એવી વ્યવસ્થા કરવામાં આવતી. દરવાજાઓને તોરણો તથા મૂર્તિશિલ્પોથી શણગારવામાં આવતા. સોલંકીઓની મુખ્ય રાજધાની અણહિલપુરપાટકની આજુબાજુ કિલ્લો બંધાવેલો હતો; એના અવશેષ દટાયેલા પડ્યા છે.[૨]

ગુજરાતમાં સોલંકી કાલ દરમ્યાન બંધાયેલા એ નગરના કોટ તેમજ પુરદ્વારો અવશેષરૂપે જળવાઈ રહ્યાં છે અને એ પરથી આપણને તત્કાલીન સમયની તેઓની રચના વિશેનો ખ્યાલ આવી શકે છે.[૩]

ગુજરાતની પશ્ચિમોત્તર (વાયવ્ય) સરહદ ઉપર સૌરાષ્ટ્ર, કચ્છ, અને ઉત્તર ગુજરાતની સીમાના ત્રિભેટે ઝીંઝુવાડા નામનું ગામ (તા. દસાડા, જિ. સુરેન્દ્રનગર) આવેલું છે. સોલંકી કાલમાં રાજ્યની સીમાના રક્ષણાર્થે તેમજ લશ્કરી થાણાની દૃષ્ટિએ ઝીંઝુવાડાનો કિલ્લો બાંધવામાં આવ્યો હતો.

સોલંકી કાલનો ઝીંઝુવાડાનો કિલ્લો વિસ્તારમાં ઘણો મોટો નથી ને લગભગ સમચોરસ ઘાટનો છે, અને લંબાઈ પહોળાઈમાં એ અર્ધા માઈલના વિસ્તારનો છે. કિલ્લાની ચારે બાજુએ મધ્યમાં પુરદ્વારોની રચના કરેલી છે. કિલ્લાના ચારે છેડે ભદ્રિક-ઘાટના ચાર બુરજો(વિદ્યાધર) આવેલા હતા. કિલ્લાના પુરદ્વાર અને છેડે આવેલા બુરજોની વચ્ચે બીજા બે સાદા ચોરસ ઘાટના બુરજ આવેલા હતા અને એ રીતે આ કિલ્લાને ફરતા ૨૦ બુરજોની રચના થયેલી હતી.

ઝીંઝુવાડાના કિલ્લાની નૈર્ઋત્યકોણે આવેલ કોટની દીવાલનો ભાગ ખંડિત અવસ્થામાં જળવાઈ રહ્યો છે, જ્યારે બાકીનો કિલ્લો નષ્ટ થઈ ગયો છે. ચારે દિશાએ આવેલ પુરદ્વારો પૈકી પશ્ચિમ તરફનું પુરદ્વાર ' મડાપોળ દરવાજા ' (પટ્ટ ૧૧. આ. ૩૫) તરીકે, પૂર્વનું પુરદ્વાર ' નગવાડા દરવાજા 'ના નામે, અને ઉત્તર તથા દક્ષિણનાં પુરદ્વાર અનુક્રમે ' ધામા ' અને ' રાક્ષસપોળ 'ના દરવાજા તરીકે ઓળખાય છે.

કોટની દીવાલ સાદી છે, પણ પુરદ્વારો છેક નીચેથી ટોચ સુધી અંદર તેમજ બહારની બાજુએ સુંદર કોતરણી અને શિલ્પોથી વિભૂષિત કરેલાં છે. પુરદ્વારની રચના વિશિષ્ટ પ્રકારની હોવાને કારણે સ્થાપત્યની પરિભાષામાં એને ' પ્રતોલી ' કહેવામાં આવે છે. આ ' પ્રતોલી 'ની બંને બાજુના ગાળામાં આવેલા ભીતારતંભો ' કુડચરતંભો 'ના નામે અને સ્તંભો વચ્ચેના ગાળા ' પોલ્ય 'ના નામે ઓળખાય છે. કુડચરતંભો પર ' ઉચ્છાલક ' નામના નાના કદના વામન-સ્તંભ ચડાવવામાં આવેલા છે અને સૌથી ઉપરના વામનસ્તંભો સાથે દરવાજાની મુખ્ય કમાનો, જે ' મદળો 'ના નામે ઓળખાય છે તે, આવેલી હોય છે. દરવાજાની ગામ તરફની તેમજ સીમ તરફની દીવાલોમાં મોટા ગવાક્ષ બનાવીને નગરરક્ષક દેવો જેવા કે ગણેશ, ભૈરવ, શિવ, ચામુંડા, વગેરેનાં શિલ્પ મૂકવાની પ્રણાલિકા હતી. વળી દરવાજાના ગાળા કે પોલમાં પણ નગરરક્ષક દ્વારપાલિકાઓનાં શિલ્પ મૂકવાની પ્રણાલિકા હતી.

ઝીંઝુવાડા અને ડભોઈનાં પુરદ્વારોમાં આ પ્રકારની દ્વારપાલિકાઓનાં શિલ્પ લગભગ સાડાચાર ફૂટ ઊંચાઈનાં છે. ઝીંઝુવાડાનાં પુરદ્વારોની દીવાલ પર નગર-રક્ષક દેવોનાં જે શિલ્પ છે તેઓનું કદ લગભગ છથી સાડાછ ફૂટનું છે. ઝીંઝુ-વાડાનાં ઉપરની રચનાવાળાં ચારે પુરદ્વારોની મદળોમાં જુદા જુદા વિભાગ પાડીને અનેક દેવદેવીઓ, અશ્વો, અને ગજારૂઢ સ્ત્રી-પુરુષોનાં યુગલો, નર્તકો અને વાદકો તેમજ મિથુનશિલ્પો કોતરેલાં છે. દરવાજાની દીવાલોના ગવાક્ષોની ઉપરના ભાગમાં સુંદર કોતરણી-યુક્ત ઝરૂખા (મૂષા) પણ આવેલા છે. ઝીંઝુવાડાના ચાર દરવાજા પૈકીના મડાપોળનો દરવાજો અને રાક્ષસપોળનો દરવાજો ઠીક ઠીક

સ્થિતિમાં જળવાઈ રહ્યા છે અને એ એકબીજાના પૂરક બની રહે છે, એટલે કે આ બંને દરવાજાઓનાં બધાં સ્થાપત્યકીય અંગોને ભેગાં કરવામાં આવે તો સોલંકી કાલમાં પુરદ્વારોની રચના કેવી કરવામાં આવતી હતી એનો સંપૂર્ણ ખ્યાલ આવી જાય.

ગુજરાતની પૂર્વ-દક્ષિણ (અગ્નિકોણ)ની સીમાનો રક્ષક ડભોઈનો કિલ્લો અને પુરદ્વાર અત્યારની સ્થિતિમાં જે સચવાયાં છે તેમાં એના ઓછામાં ઓછા ત્રણથી ચાર પૂર્વાવતાર થઈ ગયા હોય એમ તેઓના અવશેષો પરથી લાગે છે.[૪] ડભોઈ(તા. ડભોઈ, જિ. વડોદરા)નો કિલ્લો એ ઝીંઝુવાડાના કિલ્લા કરતાં વિસ્તારમાં લગભગ ચાર ગણો છે. કોટની દીવાલનો ઘણો ભાગ તૂટી ગયો છે. એની પૂર્વ પશ્ચિમ લંબાઈ લગભગ ૩૦૦૦ ફૂટ (ર માઈલ) અને ઉત્તર-દક્ષિણ એનો વિસ્તાર લગભગ ૨૪૦૦ ફૂટ (૧। થી ૧।। માઈલ) છે. આમ આ કિલ્લો લંબચોરસ ઘાટનો છે. એમાં લગભગ ૧૯૨ ફૂટના અંતરે એક એક એવા એકંદરે ૫૨ બુરજ હતા. ખૂણાના બુરજ ગોળ હતા, બાકીના બધા લંબચોરસ હતા. કોટની ટોચે કાંગરાં કાઢેલાં હતાં. કાંગરાં નીચે બાણુ-મૂષાની હરોળની રચના હતી, જેમાંથી સૈનિકો તીરંદાજી કરી શકતા. કોટની અંદર કાંગરાંની પછવાડે દીવાલને ફરતી આઠ ફૂટ પહોળી અગાશી હતી, જેના પર ફોજની ટુકડીઓ હરી ફરી શકતી. એની નીચે સૈનિકોના રહેવા માટેની પડાળીઓ હતી. ખૂણામાં બુરજોની અંદર ગોળ કોટડીઓ હતી. કોટની દીવાલમાં ચાર દિશાએ ચાર દરવાજા હતા. આ દરવાજાનાં પ્રવેશદ્વાર સીધી લીટીમાં નહિ, પણ કાટખૂણે રાખેલાં હતાં. સ્વસ્તિક પ્રકારની દુર્ગરચનામાં આવા બેવડા દરવાજા રાખવામાં આવતા, જેથી એનું બહારનું પ્રવેશદ્વાર તૂટતાં અંદરનું પ્રવેશદ્વાર તોડવાનું રહે ને એ તોડવા માટે સૈનિકોને એ બે દ્વાર વચ્ચે સાંકડા ચોકઠામાંથી પસાર થવું પડે. આ કિલ્લાના ચારેય દરવાજા જળવાઈ રહ્યા છે. પૂર્વના દરવાજા પાસે એક બાજુએ વૈદ્યનાથ મહાદેવનું જીર્ણશીર્ણ મંદિર છુપાયેલું હતું, જે હાલ ઘણે અંશે સુરક્ષિત થયું છે, બીજી બાજુએ કાલિકા માતાનું મંદિર આવેલું છે. કિલ્લાની ચાર દિશાની દીવાલોની મધ્યમાં એક એક પુરદ્વાર આવેલું છે. પૂર્વ દિશામાં આવેલું પુરદ્વાર 'હીરા ભાગોળ' તરીકે ઓળખાય છે. પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ તરફનાં પુરદ્વાર અનુક્રમે 'વડોદરી ભાગોળ,' 'મહુડી અથવા ચાંપાનેર દરવાજો' અને 'નાંદોદી દરવાજા' તરીકે ઓળખાય છે. આ ત્રણે ભાગોળથી તે તે ગામનાં ગામો તરફ જવાનો રસ્તો છે. પૂર્વ દિશાની હીરાભાગોળથી ચાંપાનેર અને પાવાગઢ તરફ જવાય છે. સોલંકી કાલમાં પશ્ચિમોત્તર એટલે કે ગુજરાતની વાયવ્ય સરહદે આવેલા ઝીંઝુવાડાના

કિલ્લાનું સીમાસંરક્ષણ અને લશ્કરી થાણાં તરીકેનું જે મહત્ત્વ હતું તેવું જ મહત્ત્વ ડભોઈના કિલ્લાનું ગુજરાતની અગ્નિકોણની સીમા માટેનું હતું.

ડભોઈ નો કિલ્લો સૌથી પ્રથમ સિદ્ધરાજ જયસિંહના સમયમાં બંધાયો હોવાનું મનાય છે. ત્યાર પછી વીરધવલ અને વીસલદેવના સમયમાં આ કિલ્લાનું અને ખાસ કરીને પુરદ્વારોનું અત્યારના સમયનું આયોજન થયું હોવાનું જાણવા મળે છે. વીસલદેવના સમયની 'વૈદ્યનાથ પ્રશસ્તિ' તરીકે જાણીતો થયેલ શિલાલેખ[5] અત્યારે પણ પ્રસિદ્ધ હીરાભાગોળ પર આવેલો છે. એમાં કિલ્લાનું સમારકામ અને પુરદ્વાર તેમજ એની સાથે સંલગ્ન થયેલ વૈદ્યનાથ મહાદેવના મંદિર વિશેનો ઉલ્લેખ મળે છે. એ મંદિર અને પુરદ્વારોનું આયોજન એ વખતના પ્રસિદ્ધ સ્થપતિ દેવાદિત્યના હાથે થયું છે. દેવાદિત્યના વંશ વિશેની માહિતી તેમજ એની સાથે કારીગરો તરીકે કામ કરતા કેટલાય શિલ્પીઓનાં નામ પણ એમાં મળે છે, પણ એમાં પાછળથી પ્રયોજાયેલી જનશ્રુતિ દ્વારા જાણીતા હીરા કડિયાનું નામ કે ઉલ્લેખ મળતાં નથી. સંભવતઃ મુસલમાનો કે મરાઠાઓના સમયમાં આ કિલ્લાનું સમારકામ થયું હોય અને એ કામ કરનાર કુશળ શિલ્પી તરીકે હીરાધરનું નામ જાણીતું થયું હોય એ બનવાજોગ છે, અને એના અસલ નિર્માતા દેવાદિત્યનું નામ આ માત્ર શિલાલેખમાં જ જળવાઈ રહ્યું હોય એમ લાગે છે.

ડભોઈના કિલ્લાની ચારે દિશાએ આવેલાં ચાર પુરદ્વારો પૈકી વડોદરી ભાગોળનું પુરદ્વાર સારી સ્થિતિમાં જળવાઈ રહ્યું છે. મહુડી અને નાંદોદી દરવાજાઓ પણ ઠીક ઠીક સ્થિતિમાં જળવાયા છે, પરંતુ હીરાભાગોળ તરીકે જાણીતો થયેલ અસલ ચાંપાનેરી દરવાજો પાછલા સમયમાં ઘણું સમારકામ પામીને હાલની સ્થિતિમાં ઊભો રહેલો છે, પરંતુ વૈદ્યનાથ–પ્રશસ્તિમાં વૈદ્યનાથના શિવમંદિરનો જે ઉલ્લેખ આવે છે તે મંદિર પૈકીનો ઉત્તર તરફનો ભાગ, (પટ્ટ. ૧૧, આ. ૩૬) જે હાલ કાલિકા માતાના મંદિર તરીકે ઓળખાય છે, તેના પીઠભાગ સુધીના અવશેષ એના અત્યંત કલાત્મક સ્વરૂપે અત્યારે પણ એની ભવ્ય અને આકર્ષક શિલ્પસમૃદ્ધિને વ્યક્ત કરે છે. હાલ દરવાજાની દક્ષિણ તરફનો ભાગ, 'વૈદ્યનાથ મંદિર' તરીકે ઓળખાતો ભાગ તથા એ એની મધ્યના દરવાજાનો ભાગ અસલ વૈદ્યનાથમંદિર અને એની સાથે સંલગ્ન પુરદ્વાર હોવાનું પ્રશસ્તિના લેખના આધારે નક્કી થાય છે.

કાલિકામાતાના નામથી ઓળખાતા હીરાભાગોળના ઉત્તર તરફના ભાગમાં કાલિકામાતાનું મંદિર ઘણા પાછલા સમયમાં સ્થાપિત કરવામાં આવ્યું હોવાનું જણાય છે. 'વૈદ્યનાથ પ્રશસ્તિ'માં આ મંદિર વિશે કશો જ ઉલ્લેખ નથી. આ મંદિર

મરાઠા કાલમાં બંધાયું હોય એમ મનાય છે. કાલિકામાતાના મંદિરને લગતો અલગ શિલાલેખ મળી આવ્યો છે, જે ઘણા સમય પછીનો — એ ગુજરાતમાં ગાયકવાડોનું રાજ્ય સ્થિર થયું તે સમયનો — છે.

પશ્ચિમ તરફનું પુરદ્વાર, જે 'વડોદરી ભાગોળ'ને નામે ઓળખાય છે તે, અત્યંત સારી સ્થિતિમાં જળવાઈ રહ્યું છે. આ દ્વારની બંને બાજુએ આવેલા ભીતાસ્તંભ (કુડ્યસ્તંભ) છેક કુંભીથી માંડી શિરાવટીના ભાગ સુધી સુંદર રીતે કોતરેલા છે. આ સ્તંભની ઉપર બીજા બે વામનસ્તંભ (ઉચ્છાલક) ચડાવીને સ્તંભની ઊંચાઈ સાધવામાં આવી છે. આ બંને સ્તંભોની વચ્ચે અલંકૃત ભરણી આવેલી છે અને સૌથી ઉપરના સ્તંભની સાથે પુરદ્વારની મદળો ટેકવાયેલી છે. પુરદ્વારના છ સ્તંભો ઉપર બંને બાજુએ આ મદળો આવેલી છે અને એના પર પાટડા નાખી પુરદ્વારનું ઢાંકણુ કરવામાં આવ્યું છે. દરવાજાના સૌથી ઉપરના ભાગે કાંગરા છે. દરવાજાની દીવાલો પર પુષ્પપત્રોથી શોભતા કંદોરા કોતરેલા છે. મદળોમાં ગાળા પાડીને જુદાં જુદાં શિલ્પો વડે એ અલંકૃત કરવામાં આવી છે. શિલ્પોમાં અસ્વારૂઢ સ્ત્રીઓ, પુરુષો, નર્તકીઓ, અપ્સરાઓ, દેવદેવીઓ અને મિથુનયુગલો આવેલાં છે, પરંતુ, ઉપર કહ્યું તેમ, હીરાભાગોળનો દરવાજો સાદો છે. વળી એની આગળ પ્રાંગણ પાડીને કોટની દીવાલ ઉત્તર-દક્ષિણ તરફ લંબાવી એને પૂર્વ-પશ્ચિમ વાળી લેવામાં આવી છે. આ પ્રાંગણના લંબચોરસ ભાગના પૂર્વોત્તર ખૂણા પર એક બીજો નાનો દરવાજો બનાવેલો છે. લશ્કરી વ્યૂહની દૃષ્ટિએ આ પ્રકારની રચના ખૂબ અગત્યની ગણાય છે.

હાલનું વડનગર (તા. ખેરાળુ, જિ. મહેસાણા) એક ઊંચી ટેકરી ઉપર, એની પૂર્વ સીમા પર આવેલ શર્મિષ્ઠા (સમેરા) તળાવની આજુબાજુ અર્ધવર્તુલાકારે, વસેલું છે અને તેથી શહેરને ફરતા કોટનો પૂર્વોત્તર વિભાગ પણ આવા જ અર્ધચંદ્રકાર ઘાટમાં બાંધેલો છે. આ સિવાય કોટનો બાકીનો વિભાગ લગભગ લંબચોરસ ઘાટનો છે.[૬]

શહેરનો ઐતિહાસિક કાલનો ઈંટો અને પથ્થરનો બાંધેલો કોટ હાલ તો ઘણે ઠેકાણે ખિસ્માર હાલતમાં છે. શહેરનાં સમગ્ર દેખાવ અને આકાર તથા રચનાપદ્ધતિ પરથી એ નિશ્ચિત થાય છે કે આ નગર અને કોટ કોઈ પૂર્વવિહિત યોજના અનુસાર નિર્માણ પામ્યાં નથી. વિ. સં. ૧૨૦૮(ઈ. સ. ૧૧૫૨)માં આ

કિલ્લો સોલંકી રાજા કુમારપાલે બંધાવ્યાનો ઉલ્લેખ કોટની પૂર્વ દીવાલમાં આવેલ અર્જુનબારીના દરવાજાની ડાબી બાજુની ભીંતમાં ચોડેલી શ્રીપાલપ્રશસ્તિમાં થયેલો છે.[૭]

શર્મિષ્ઠા તળાવની ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમ હદ શહેરને અડે છે તે પથ્થરબંધ ઓવારા અને પગથિયાંથી વિભૂષિત છે. તેઓના બંને છેડા જ્યાં પૂરા થાય છે ત્યાંથી શહેરને ફરતો કોટ શરૂ થાય છે. કોટને ૭ દરવાજા છે, જેમાંના ચાર દરવાજા મુખ્ય દિશાએ આવેલા છે. પૂર્વ દરવાજાને 'અમરથોળ' અને પશ્ચિમના દરવાજાને 'અમતોળ' કે 'ગાડી( રેલવે સ્ટેશન )દરવાજો,' ઉત્તર દરવાજાને 'અર્જુનબારી' અને દક્ષિણના દરવાજાને 'ગાંસકુળ દરવાજો' કહે છે. બાકીના બે દરવાજા ખૂણાઓની દિશાઓને સંમુખ કરે છે. 'પિઠોરી દરવાજો' અગ્નિ કોણ પર અને 'નદીઓળ દરવાજો' વાયવ્ય કોણ પર આવેલો છે. કોટનો ઘણોખરો ભાગ અને બુરજો તૂટી પડ્યા છે, પણ તેઓની વચ્ચે વચ્ચે કે ખૂણા પર આવતા બુરજોના અને કોટના પાયા સચવાઈ રહ્યા છે. દરેક દરવાજાની બહાર નગરરક્ષક દેવોની સ્થાપના પ્રાચીન પરિપાટી પ્રમાણે મોટા ગવાક્ષોમાં કરેલી છે.[૮] અર્જુનબારીના દરવાજાની જમણી બાજુએ મહિષાસુરમર્દિની અને ડાબી બાજુએ ભૈરવ, પિઠોરી દરવાજે જમણી બાજુએ ભૈરવ અને ડાબી બાજુએ ગણેશની મૂર્તિઓ છે. આ સિવાય બીજા દરવાજાઓમાં અનુક્રમે મહિષાસુરમર્દિની અને ગણેશની મૂર્તિઓ છે. અમતોળ કે ગાડી દરવાજાની બંને બાજુના ગવાક્ષ ખાલી છે. અમરથોળ દરવાજાને અડીને પ્રસિદ્ધ અમરથોળ માતાનો પ્રાચીન મંદિર-સમૂહ આવેલો છે. પિઠોરી દરવાજે પિઠોરી માતાનું સ્થાનક છે. ગાંસકુળ દરવાજાનું જૂના દસ્તાવેજોમાં 'ગાંગસોમ' નામ આપ્યું છે. નદીઓળ દરવાજાની પશ્ચિમે બે માઈલ પર રુપેણ નદી આવેલી છે. આ દરવાજેથી ત્યાં જવાય છે તેથી આ નામ પડ્યું હોવાનો સંભવ છે. વિશેષમાં શર્મિષ્ઠા તળાવમાં સાબરનાં પાણી ભરાતાં, એ જ્યારે પૂરેપૂરું ભરાઈ જતું ત્યારે એનું પાણી આ દરવાજે આવતું તેથી પણ એ 'નદીઓળ' નામે ઓળખાતો હોય એમ લાગે છે.

**જળાશયો**

ભારતીય વાસ્તુગ્રંથોમાં જળાશયોની વ્યવસ્થા તથા પુર કે નગરની રચનામાં પણ તેઓનું અનન્ય સ્થાન, પ્રકાર તથા વિવિધ ઘાટો વિશેનું નિરૂપણ જોવામાં આવે છે. જળાશયોમાં મુખ્યત્વે ચારે બાજુએ બાંધેલાં સરોવર, તેવી જ રીતે ચારે બાજુએ પથ્થરના ઘાટ તથા પગથિયાંની રચનાવાળા કુંડ, અને વિશિષ્ટ પ્રકારની રચનાવાળી વાવો મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

પશ્ચિમ ભારતમાં ગુજરાત અને રાજસ્થાનના પ્રદેશોમાં કેટલાંક ગણનાપાત્ર ઐતિહાસિક જળાશયો વિશેની પણ વિગતો મળી આવે છે. રાજસ્થાનમાં વર્ષાકાલમાં નહિ જેવો વરસાદ પડે છે અને આખોયે પ્રદેશ પથરાળ જમીનનો હોવાને કારણે જમીનની ઘણી ઊંડાઈએ પાણી મળી શકે છે, એ કારણે ઠેર ઠેર કૂવા ખોદાયેલા છે તેમજ વાવો પણ બંધાવેલી છે. ગુજરાતમાં વરસાદનું પ્રમાણ કંઈક અંશે ખેંચવાળું છે અને તેથી અહીં પણ વિપુલ પ્રમાણમાં જળાશય બંધામાં હોવાના ઐતિહાસિક ઉલ્લેખ મળે છે.[૯]

સોલંકી રાજ્યની રાજધાની અણહિલવાડ પાટણ એ કચ્છના નાના રણના કાંઠે આવેલું સ્થળ છે અને બનાસ તથા સરસ્વતી નદી એની પાસે થઈને વહે છે. સિદ્ધરાજના પુરોગામી દુર્લભરાજે પાટણમાં દુર્લભ સરોવર બંધાવ્યું હતું. આગળ જતાં સિદ્ધરાજે એનું નવનિર્માણ સહસ્રલિંગ સરોવર નામે કરાવ્યું.[૧૦] સરસ્વતીના એક પ્રવાહને આ જગ્યાએ વાળી સરોવરને સમૃદ્ધ કરવામાં આવ્યું હતું. સરસ્વતીપુરાણ તથા હેમચંદ્રના દ્વયાશ્રય કાવ્યના આધારે આ સહસ્રલિંગ તળાવનું ચિત્ર આપણી નજર સમક્ષ ઊભું કરી શકાય એમ છે.[૧૧] એમાં વર્ણવેલ તળાવના આકાર અને ઘાટને અનુરૂપ સરોવરની શોધ માટે થોડાંક વર્ષો પૂર્વે સહસ્રલિંગ તળાવનું ભૂતપૂર્વ વડોદરા રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ ખોદકામ કરાવ્યું હતું અને ખોદકામમાંથી મળી આવેલ રુદ્રકૂપ અને ગરનાળાં તેમજ કેટલાક ઘાટના અવશેષ યથાવત્ સ્થિતિમાં મળી આવ્યા હતા.[૧૨] આ પરથી નક્કી થાય છે કે ઉપર્યુક્ત ગ્રંથોએ સહસ્રલિંગ સરોવરનું જે વર્ણન કર્યું છે તે બરાબર છે. સહસ્રલિંગ તળાવનો ઘાટ વલયાકાર એટલે કે વૃત્તાકાર હતો.[૧૨અ] એની ચારે બાજુએ પગથિયાંવાળા ઘાટ હતા.

હેમચંદ્રે દ્વયાશ્રયમાં આ મહાસરોવરના કાંઠે ૧૦૦૮ શિવમંદિર, ૧૦૮ દેવીમંદિર અને એક દશાવતારનું મંદિર હોવાનું જણાવ્યું છે. એના કાંઠે સૂર્ય, ગણેશ, કાર્તિક વગેરે બીજા દેવોની દેરીઓ પણ હતી. સરોવરના મધ્યભાગે આવેલ બકસ્થળ ઉપર વિંધ્યવાસિની દેવીનું મંદિર હતું. અને એ મંદિરે પહોંચવા માટે પથ્થરના પુલની યોજના કરેલી હતી. જળાશયનાં ત્રણ ગરનાળાં ઉપર જલશાયી વિષ્ણુનું મંદિર હતું. દેરીઓમાં વૈષ્ણવ, શૈવ તથા શાક્ત વગેરે દેવદેવીઓની મૂર્તિઓ પ્રસ્થાપિત કરેલી હતી. સરોવરના મુખ્ય માર્ગની આગળ ભવ્ય કીર્તિતોરણ આવેલું હતું. (આ કીર્તિતોરણના કેટલાક ટુકડા પાટણનાં કેટલાંક ઘરો તથા મસ્જિદોમાં જડાયેલા મળી આવ્યા છે.) આથીયે વિશેષ રચના-કૌશલ આ સરોવરમાં પાણી ભરવામાં આવતું તેમાં હતું. એ નહેર અને

સરોવરની વચ્ચે ત્રણ રુદ્રકૂપ(નાગધરા)ની રચના હતી. નદી તરફના નહેરના મુખભાગે પથ્થરની જાળીવાળાં ગરનાળાંની યોજના હતી. નદીનું પાણી નહેર વાટે થઈને એ ગરનાળામાં પ્રવેશતું અને પાણી ગળાઈ સ્વચ્છ થઈ પ્રથમના રુદ્રકૂપમાં આવતું. પાણીમાંનો કચરો એ રુદ્રકૂપના તળિયે ઠરતો અને સ્વચ્છ થયેલું પાણી બીજા રુદ્રકૂપમાં પ્રવેશતું. ત્યાં પણ કચરાને ઠરવાનો અવકાશ રહેતો અને છેવટે ત્રીજા રુદ્રકૂપમાં થઈને પાણી સરોવરને સંલગ્ન ગરનાળાની મારફત સરોવરમાં પ્રવેશતું. આ રીતે પાણી અત્યંત શુદ્ધ થઈ નિર્મલ જળરૂપે સરોવરમાં ભરાતું. પાણીના નિકાલ માટે પણ આવી જ વ્યવસ્થા સરોવરના બીજા છેડે રાખવામાં આવી હતી. ઉપલબ્ધ અવશેષો પરથી સરોવરનો જે વિસ્તાર માલૂમ પડે છે એ જોતાં લગભગ અડધું પાટણ સરોવર પર વસેલું હોય એમ લાગે છે.[13]

કવિ શ્રીપાલે આ સરોવરની પ્રશસ્તિ રચી હતી. એ પ્રશસ્તિ અખંડ સ્વરૂપે હાલ ઉપલબ્ધ નથી, પરંતુ પાટણના એક શિવાલયમાં એનો ખંડિત ટુકડો શિલા-લેખરૂપે સચવાયેલો છે.[14]

સિદ્ધરાજના પિતા કર્ણદેવે પણ કેટલાંક વિશાળ અને સુંદર જળાશયોનું નિર્માણ કર્યું હતું એવી ઐતિહાસિક માહિતી મળે છે, એટલું જ નહિ, પણ ઉપલબ્ધ અવશેષો એની સાખ પૂરે છે. ચાણસ્માની પાસે વિશાળ કર્ણસાગર નામનું સરોવર એણે રચ્યું હતું. એના કેટલાક અવશેષ પણ ઉપલબ્ધ થયા છે.[15] આવું બીજું સરોવર પોતે સ્થાપેલ કર્ણાવતી નગર પાસે આવેલું હતું. હાલનું ચંડોળા એ હોવાનું પુરાવિદો માને છે.[16]

સિદ્ધરાજની માતા મીનળદેવીના નામ સાથે બે સરોવરનાં નામ જોડાયેલાં છે. વીરમગામ(તા. અમદાવાદ, જિ. અમદાવાદ)નું મુનસર કે માનસર તળાવ સહસ્રલિંગની પ્રતિકૃતિ સમાન છે. કદમાં એ ઘણું નાનું છે.

માનસર અને સહસ્રલિંગ બંને તળાવ એક જ સમયે અને એક જ રાજ-કુળના આશ્રયે બંધાયાં હોવા છતાં બંને રચના પરત્વે ભિન્ન છે, એટલું જ નહિ, પણ માનસરનો શિલ્પવૈભવ સહસ્રલિંગ કરતાં ઊતરતી કક્ષાનો હોય એમ સાહિત્યિક ઉલ્લેખો પરથી સ્પષ્ટ જણાય છે. માનસર તળાવનો ઘાટ શંખાકૃતિ છે. કેટલાક વિદ્વાનો આ ઘાટને કાનના આકારનો હોવાનું માને છે. તળાવમાં પાણીની આવ-જા માટેની યોગ્ય વ્યવસ્થા છે અને એના કાંઠે ૫૨૦ નાનાં નાનાં મંદિર આવેલાં હતાં તે પૈકીનાં હાલ ૩૫૭ જળવાઈ રહ્યાં છે.[17] તળાવની ઉત્તર બાજુએ આવેલાં આ મંદિર વૈષ્ણવ સંપ્રદાયને લગતાં છે. પૂર્વ તરફનાં શૈવ સંપ્રદાયને લગતાં છે, જેમાંનાં ઘણાં તૂટી ગયાં છે. પશ્ચિમે અને દક્ષિણની બાજુએ પણ શૈવ સંપ્ર-

દાયનાં મંદિર છે. આ મંદિરો રચના પરત્વે ચૌલુક્ય શૈલીનાં નાનાં કદનાં મંદિરો જેવાં છે. ૧૧ મી સદીમાં બંધાયેલાં સૂણક અને સંડેરનાં મંદિરો સાથે એ સામ્ય ધરાવે છે અને એમાં એક જ મંડપ સાથે સંલગ્ન સામસામાં બબ્બે ગર્ભગૃહવાળાં બે મંદિર બીજાં મંદિરો કરતાં કદમાં મોટાં છે અને ચૌલુક્ય શૈલીનાં બધાંયે તત્ત્વોને એ સમાવી લે છે. આ બે મંદિર ખાસ નોંધપાત્ર છે. બાકીનાં મંદિર માત્ર ગર્ભગૃહનાં બનેલાં છે અને એ પર નાનાં નાનાં સુંદર શિખરોની રચના કરેલી છે. વળી આ મંદિરોની દીવાલની ત્રણે બાજુએ જંઘાના થરમાં ગવાક્ષ મૂકેલા છે, જેમાં શૈવ, વૈષ્ણવ અને શાક્ત સંપ્રદાયને લગતાં વિવિધ શિલ્પ મૂકેલાં છે.

મીનળદેવીના નામ સાથે ધોળકાનું મલાવ તળાવ પણ જોડાયેલું છે.[૧૮] રચના પરત્વે આ તળાવ ચારે બાજુએ પથ્થરના ઘાટ તથા પગથિયાંથી બાંધેલું છે. તળાવની મધ્યમાં આવેલ બકસ્થલ પર એક સમયે નાનકડું મંદિર આવેલું હશે એવું એના હાલના અવશેષો પરથી જણાય છે. ગામની બાજુએથી આ બકસ્થલ પર પહોંચવાનો પથ્થરનો બે મજલાનો પુલ પણ બાંધેલો છે. ઓવારા અથવા ઘાટની બંને બાજુની દીવાલો પર દશાવતાર તથા નવ ગ્રહનાં શિલ્પ કોતરેલાં છે. નાનાક પ્રશસ્તિમાં જેનો ઉલ્લેખ થયો છે તે ગુંજા ગામનું તળાવ પણ આ જ પરિપાટીનું તળાવ છે.[૧૯] ડભોઈનું નાગેશ્વર તળાવ અને ઝીંઝુવાડાની રાજગઢી સામે આવેલું તળાવ પણ આ જ કોટિનાં છે.

કુંડ એ સ્થાપત્યની દૃષ્ટિએ વિશિષ્ટ પ્રકારનું બાંધકામ છે. કુંડની મધ્યમાં એટલે કે છેક તળિયે કૂવો આવેલો હોય છે. આ કૂવામાં પહોંચવા માટે ચારે બાજુએથી સમચોરસ, લંબચોરસ કે વૃત્તાકાર ઘાટે બાંધવામાં આવેલાં પગથિયાં અને પડથારની રચના એને વિશિષ્ટ ઘાટ કે આકાર બક્ષે છે.

ગુજરાતના આ સમયના પ્રસિદ્ધ કુંડોમાં મોઢેરાના સૂર્યમંદિરની આગળ આવેલો કુંડ એની સ્થાપત્યકીય રચના પરત્વે સઘળાં લક્ષણ ધરાવે છે.[૨૦] સૂર્યમંદિર સાથે જોડાયેલો આ સૂર્યકુંડ છે. એને સ્થાનિક લોકો રામકુંડ તરીકે ઓળખે છે. કુંડ લંબચોરસ ઘાટનો છે. આખોય કુંડ તેમજ એની આજુબાજુ જમીનનો કેટલોક ભાગ પથ્થર વડે આચ્છાદિત કરેલો છે. થોડાંક પગથિયાં ઊતર્યા પછી વિસ્તૃત પડથાર આવે છે. સૂર્યમંદિરની આગળ કુંડમાં ઊતરવાનો મુખ્ય ઘાટ આવેલો છે. એ પછી ફરી પગથિયાં અને પડથાર એ ક્રમ કુંડની ચારે બાજુએ ફરી વળે છે, એટલું જ નહિ, પણ પૂર્વપશ્ચિમ કે ઉત્તરદક્ષિણ આવેલાં પગ-

થિયાંને વચ્ચે વચ્ચે એવી રીતે તોડવામાં આવ્યાં છે કે તોડેલા ભાગને અનુક્રમે પૂર્વપશ્ચિમ કે ઉત્તરદક્ષિણ જોડીને એનો સમગ્ર ઘાટ તારાકૃતિ બનાવવામાં આવેલો છે. પ્રથમના વિસ્તૃત પડથાર પર કેટલાંક નાનાં નાનાં શિખરાન્વિત મંદિરોની રચના કરવામાં આવી છે. અને પગથિયાં અને પડથારની દીવાલ પર અનેક દેવદેવીઓનાં શિલ્પ કોતરવામાં આવ્યાં છે. કુંડની પૂર્વ તરફ પશ્ચિમાભિમુખ એક સુંદર નાનકડા મંદિરની રચના કરેલી છે. આ મંદિરનો ઘણોખરો ભાગ નષ્ટ થઈ ગયો છે. એમાં આવેલી પૂરા મનુષ્ય-કદની શેષશાયી વિષ્ણુની મૂર્તિ અદ્ભુત છે,[૨૧] ત્રિવિક્રમ અને શીતળાની મૂર્તિઓ પણ દર્શનીય છે.[૨૨] કુંડના ચાર છેડે આવાં જ ઉત્કૃષ્ટ નાનાં મંદિરોની રચના છે. આ કુંડની રચના જોઈને પ્રસિદ્ધ પુરાવિદ બર્જેસે તર્ક કરેલો કે સહસ્રલિંગ તળાવની રચનાનો ખ્યાલ કદાચ આ કુંડને જોઈને એના બાંધનારાઓને થયો હશે.[૨૩] (આ સંભવિત પણ છે, કારણ કે મોઢેરાનું સૂર્યમંદિર ભીમદેવ ૧ લાના સમયમાં ઈ. સ. ૧૦૨૭માં બંધાયું છે, જ્યારે સહસ્રલિંગ સિદ્ધરાજના સમયમાં બંધાયું છે.)

લોટેશ્વર(મુંજપર પાસે, જિ. મહેસાણા)નો કુંડ[૨૪] ઘણો પ્રસિદ્ધ છે. રચના પરત્વે એ લગભગ ચાર અર્ધવર્તુલાકારોને સ્વસ્તિકની માફક ચાર છેડે જોડવામાં આવ્યા હોય તેવા પ્રકારના ઘાટનો છે અને એનો મધ્યભાગ એટલે કે મધ્યનો કૂવાવાળો ભાગ સમચોરસ છે.

થાનની પાસે ત્રિનેત્રેશ્વરનું શિવમંદિર આવેલું છે. આ મંદિરની જગતીની ત્રણ બાજુએ મોટી નીકની માફક પથ્થરમાંથી બનાવેલો કુંડ આવેલો છે. મંદિરની પ્રવેશ-બાજુ પર કે જ્યાં જગતીનો મોટો ભાગ ખુલ્લો છે તે સામે જોડાયેલ પથ્થરના પુલ વડે સામેની બાજુએ આવેલ પ્રવેશમાર્ગ જોડાયેલો છે.[૨૫] વડનગરનો અજયપાલનો કુંડ પણ આ જ સમયનો છે.

નાગરિક સ્થાપત્યમાં વાવની રચના વિશિષ્ટ પ્રકારની ગણાય છે, એટલું જ નહિ, પણ આ પ્રકાર ઘણે અંશે ગુજરાત અને રાજસ્થાનમાં વિકાસ પામ્યો છે.[૨૬] એમાં એવી રચના હોય છે કે લંબચોરસ વાવના એક છેડે કૂવો હોય અને એ કૂવાની સામેના છેડેથી પાણીની સપાટી તરફ ઊતરવાનાં પગથિયાં હોય, જેથી એમાં સહેલાઈથી ઊતરી શકાય.

ગુજરાત-રાજસ્થાનનો પ્રદેશ પ્રાચીન સમયથી વેપારવણજ સાથે સંકળાયેલો છે. માલધારી વણજારાની પોઠો એક સ્થળેથી બીજે સ્થળે નિરંતર સ્થળાંતર કરતી હતી. આ વેરાન પ્રદેશમાં સ્થાને સ્થાને પીવાનું મીઠું પાણી મળી રહે એ માટે

અનેક નિર્જન સ્થળોએ તેમજ ગામના ગોંદરે ઠેર ઠેર વાવો બંધાયેલી મળી આવે છે.

વાવોના રચનારા વિશેની સામાન્ય ઉક્તિ એવી છે કે જે કોઈ વાવના બાંધનાર કે બંધાવનાર વિશેની માહિતી ન મળે તે વાવ વણજારાના નામે ચડી જાય. વણજારાના નામે ચડેલી અસંખ્ય વાવો મળી આવી છે. ગુજરાતના પ્રાચીન વેપારના હેતુ માટે અવરજવરના ધોરી માર્ગ પર અમુક અમુક અંતરે જલાશય બંધાતાં. સાર્વજનિક પરમાર્થ માટે એનું નિર્માણ પુણ્યપ્રદ પૂર્તધર્મ ગણાતો.

રચનાની દૃષ્ટિએ વાવનું સ્થાપત્ય વિશેષ પ્રકારનું છે. એને આપણે પગથિયાંવાળો કૂવો કહી શકીએ. ગુજરાત–રાજસ્થાનમાં બાંધવામાં આવેલી વાવો ઘણે ભાગે ચૂનાની છે. એમાંની કેટલીક પથ્થરની પણ બાંધેલી છે. પથ્થરની બાંધેલી વાવો ઘણે ભાગે સાદી હોય છે, પણ એમાંની કેટલીક સુંદર અને અલંકૃત પણ છે. જે જગ્યાએ કૂવો કરવાનો હોય તેનાથી અમુક અંતરે જમીન પર પ્રથમ એક પીઠિકા બાંધવામાં આવે છે તેની એક બાજુએ ચોક્કસ કદનાં પગથિયાંઓની સીડીવાળી રચના કરતાં ક્રમે ક્રમે એ પગથિયાં ધીમે ધીમે પેલા કૂવાની એક દીવાલને છેદે છે. પાણીની સપાટીએ પહોંચવા માટે પગથિયાં ઊતરનાર વર્ગને વધુ શ્રમ ન પડે એ માટે અંતરે અંતરે નાના કદના અને વચ્ચે વચ્ચે મોટા કદના પડથાર બાંધવામાં આવે છે અને એ રીતે વાવના કૂવાને પહોંચવા ત્રણ ચાર પડથારથી માંડીને નવ–નવ પડથાર સુધીની યોજના કરવામાં આવે છે. આ મુખ્ય પડથારની બંને બાજુએ દીવાલને અઢેલીને ભીંતાસ્તંભો (કુડચસ્તંભો) તથા વચમાં છૂટા સ્તંભો પર ટેકવેલ એક પછી એક મજલાની રચના કરવામાં આવે છે. અને પડથારની બંને બાજુની દીવાલોમાં ગવાક્ષો યોજીને દેવદેવીઓનાં શિલ્પો, સુશોભનો વગેરે મૂકવામાં આવે છે.

આમ કૂવાના પાણીની સપાટીએ પહોંચતાં સુધીમાં વાવમાં ત્રણ, પાંચ કે સાત માળની યોજના આપોઆપ થઈ જાય છે. સ્થાપત્યની પરિભાષામાં આ માળને 'કૂટ' કહેવામાં આવે છે. કૂટની દીવાલની આસપાસ અગર તો બંને બાજુએ કૂવામાં સહેલાઈથી ઊતરી શકાય એ માટે એની દીવાલોમાં ત્રાંસી કે વર્તુલાકાર સીડીની યોજના કરવામાં આવે છે, જેથી કૂવાના પાણીમાં ઉપરથી ભૂસકો મારનાર વ્યક્તિ એ સીડી મારફતે ઝડપથી ઉપર ચડી શકે. આ યોજના ન કરવામાં આવે તો એને ઉપર આવવા માટે વાવનાં બધાં પગથિયાં ચડવાં પડે. કેટલીક વાવોમાં મધ્યમાં કૂવો રાખી કૂવાની ત્રણે બાજુએ ઊતરી શકાય એ પ્રકારે પગથિયાંની રચના હોય છે. આવા દાખલા જવલ્લેજ જોવા મળે છે.

શાસ્ત્રગ્રંથોએ વાવના ચાર પ્રકાર–નંદા, ભદ્રા, જયા અને વિજયા ગણાવ્યા છે.[૨૭] એમાં એક મુખ અને ત્રણ કૂટ(મજલા)ની વાવને 'નંદા,' બે મુખ અને ૭ કૂટની વાવને 'ભદ્રા,' ત્રણ મુખ અને નવ કૂટની વાવને 'જયા' અને ચાર મુખ અને બાર કૂટની વાવને 'વિજયા' નામે ઓળખાવી છે. ગુજરાતમાં આ કાલની ઉપલબ્ધ વાવોમાં મુખ્યત્વે એકમુખી 'નંદા' પ્રકારની વાવો વિશેષ જોવામાં આવે છે. કૂટની સંખ્યાનું કોઈ નિશ્ચિત ધોરણ રહ્યું નથી. વળી કેટલેક સ્થળે કાટખૂણા ઘાટની વાવો પણ જોવામાં આવે છે. આવી એક સુંદર અલંકૃત વાવ મોડાસામાં છે. શાસ્ત્રગ્રંથોમાં એનાં વિવરણ જોવામાં આવતાં નથી. બીજું, કેટલાક કારીગરો 'કૂટ'ને 'કોઠા' તરીકે પણ ઓળખાવે છે. વાસ્તવમાં કોઠા (કોષ્ઠ) એ વાવના સમતલ દર્શનમાં પ્રયોજાતા ખંડ છે, જ્યારે કૂટ એ કોઠા પરનું ઉભડક ( ઊર્ધ્વ ) અંગ છે. કૂટની રચના પડથાર પરના એક કે એકથી વધુ મજલાને અધીન હોય છે, જ્યારે કોઠા એ સમગ્ર વાવના તલદર્શનના ખંડો સાથે સંબંધ ધરાવે છે. આથી ત્રણ કે પાંચ કૂટની વાવમાં મજલાની સંખ્યા કરતાં કોઠાની સંખ્યા ઓછી હોવાનો સંભવ છે.

ગુજરાતમાં પથ્થરની જે સુંદર અને અલંકૃત વાવો જળવાઈ રહી છે તેઓમાં સૌથી પ્રાચીન વાવ રાણી ઉદયમતિની છે. આ વાવ 'રાણકી વાવ' કે 'રાણી વાવ'ના નામે પ્રસિદ્ધ છે. એના કૂવાનો ઝરૂખાવાળો કેટલોક ભાગ જળવાઈ રહ્યો છે. બાકીનો ભાગ પડી ગયો છે, પરંતુ જળવાઈ રહેલા ભાગમાંથી પ્રાપ્ત થતાં શિલ્પોનું કોતરકામ અદ્‌ભુત અને ઉત્તમ પ્રકારનું છે. એના ઝરૂખાઓના ટેકામાં સુંદર નર્તકીઓ, અપ્સરાઓ, દેવદેવીઓનાં શિલ્પ છે. તાજેતરમાં એની ખોદી કાઢેલી શિલ્પાવશેષ-સમૃદ્ધિ પરથી એ ગુજરાતની સર્વોત્તમ કોતરણીવાળી વાવ હોવાનું પ્રગટ કરે છે.

નડિયાદમાં કુમરાળ ભાગોળમાં આવેલી ચાર મજલાની વાવ સિદ્ધરાજની માતા મીનળદેવીએ વિ. સં. ૧૧૫૨ માં બંધાવી હોવાનું મનાય છે. ઉમરેઠની સાત માળની ભદ્રકાળી વાવ પણ મીનળદેવીએ બંધાવી હોવાનું મનાય છે. એ જ રીતે કપડવંજના તોરણ પાસે આવેલ કુંડ નજીકની જીર્ણશીર્ણ તથા મોટા ભાગે દટાઈ ગયેલી વાવ સિદ્ધરાજે બંધાવી હોવાનું મનાય છે. વઢવાણ પાસે ખેરાળાની વાવ પરમાર રાજા જગદેવના મંત્રી કરણે વિ. સં. ૧૩૧૯(ઈ. સ. ૧૨૬૨–૬૩)માં બંધાવી હતી.[૨૮]

બનાસકાંઠામાં આવેલ બાયડ ગામમાં પથ્થરની બનાવેલી એક સુંદર પાંચ મજલાની પ્રાચીન વાવ જળવાઈ રહેલી છે.

આ વાવ ચાર મજલાની છે. વાવના કૂવાના સામે છેડે આવેલ પ્રવેશમંડપ પર સુંદર અલંકૃત છત્રી છે. વળી દરેક માળને મથાળે સામરણ ઘાટનાં આચ્છાદન મૂકેલાં છે. દરેક માળના સ્તંભ સુંદર રીતે કોતરેલા છે અને દીવાલો પર મનોહર શિલ્પો મૂકેલાં છે. આ જ પરિપાટીની અલંકૃત વાવો મહેસાણા જિલ્લાના છત્રાલ અને સાબરકાંઠા જિલ્લાના દાવડમાં આવેલી છે.

વઢવાણની ગંગા અને માધા વાવ[૨૮અ] તેમજ રાજકોટ પાસેના સેજકપુરથી ૭ માઈલ દૂર આવેલ ધાનદલપુરમાં પણ આ જ પ્રકારની સુંદર વાવ જોવા મળે છે. માધા વાવના પ્રથમ કૂટને સંલગ્ન એક સુંદર તોરણ આવેલું છે. આ તોરણ પર અનેક દેવદેવીઓનાં શિલ્પ કોતરેલાં છે તેમજ એના ગાળામાં જાળીદાર પડદીઓની કોતરણી છે. સ્તંભોની શિરાવટીમાં કીર્તિમુખોની કોતરણી છે. આ વાવ કર્ણ વાઘેલાના મંત્રી માધવે પોતાનાં માતાપિતાના સ્મરણાર્થે બંધાવી હતી.

## (આ) દેવાલયો

### પ્રાસ્તાવિક

ભારતમાં મંદિર-સ્થાપત્યમાં શિખરાન્વિત શૈલી પ્રસ્થાપિત થયે ભારતીય વાસ્તુવિદ્યાના ગ્રંથોમાં આ શિખર-શૈલીના નાગર, વેસર અને દ્રાવિડ એમ ત્રણ ભેદ બતાવાયા છે.[૨૯] ઉત્તર ભારતમાં અને પશ્ચિમ ભારતમાં નાગર શૈલીનો ઘણો પ્રસાર થયો. સોલંકી કાલ દરમ્યાન આ શૈલી એનાં વ્યાપક સ્થાનિક લક્ષણો સાથે ગુજરાત-રાજસ્થાનના પ્રદેશોનાં મંદિરોમાં આવિર્ભાવ પામી.

ચૌલુક્ય કે સોલંકી કાલના પ્રારંભથી ગુજરાતના મંદિર-સ્થાપત્યમાં ભારે પરિવર્તન નજરે પડે છે, તેથી આ કાલનાં મંદિર બહુધા 'ચૌલુક્યશૈલી'નાં કે 'સોલંકીશૈલી'નાં મંદિરો તરીકે ઓળખાય છે આ પરંપરાનાં મંદિર એની અગાઉની પરંપરાના છાદ્ય પ્રાસાદોથી જુદાં પડી બહુધા રેખાન્વિત ( curvilinear ) શિખરશૈલીને અનુસરે છે. દસમી સદીના પૂર્વાર્ધથી ચૌદમી સદીના આરંભ સુધીમાં રચાયેલાં આ શૈલીનાં મંદિર ઉત્તરોત્તર ક્રમિક વિકાસ દર્શાવે છે અને એમાં ગુજરાતનાં મંદિરસ્થાપત્યના પ્રગાઢ કલાત્મક અંશ વિકાસ પામતા નજરે પડે છે.

### વાસ્તુવિદ્યામાં દેવાલયો

આ કાલમાં બંધાયેલાં દેવાલય ઘણું કરીને વાસ્તુવિદ્યાને લગતા ગ્રંથોમાં આપેલા સિદ્ધાંતો અનુસાર બંધાયાં હોવાનું જણાય છે.

મત્સ્ય, અગ્નિ અને વિષ્ણુધર્મોત્તર પુરાણો તથા વરાહમિહિરની 'બૃહત્સંહિતા'માં આપેલા દેવાલય-નિર્માણના સિદ્ધાંતોનાં અનુસરણ આ કાલમાં પણ થયાં છે.[૩૦] મંદિરોના બાંધકામમાં અગાઉના સિદ્ધાંતગ્રંથોના અનુસરણ સાથે આ કાલમાં રચાયેલા કેટલાક મહત્ત્વના સિદ્ધાંતગ્રંથોની નવીન પરિપાટીનું અનુસરણ પણ જોવામાં આવે છે.

આ કાલમાં ગુજરાત-માળવાના પ્રદેશમાં બે મહત્ત્વના સિદ્ધાંતગ્રંથ રચાયા છે. એમાંનો એક માળવાના પરમાર રાજા ભોજદેવ(ઈ. સ. ૧૦૧૮-૧૦૬૦)ના નામે ચડેલો 'સમરાંગણસૂત્રધાર'[૩૧] નામનો ગ્રંથ છે, બીજો ગ્રંથ 'અપરાજિતપૃચ્છા'[૩૨] લગભગ બે સૈકા પછીની કૃતિ છે. આ કાલનાં મંદિરોના નિર્માણમાં આ બંને ગ્રંથોના ઘણા સિદ્ધાંતોનું પ્રતિપાદન થયું હોવાનું જણાય છે; દા. ત. સ્થળપસંદગી, દિક્સાધન, સ્થાપત્યકીય સ્વરૂપ, તલમાન, વિવિધ સમતલ અંગોનું આયોજન, દ્વારશાખા, ઊર્ધ્વદર્શન અને એના અંગવિભાગો, સ્તંભવિધાન, વિતાન, સંવર્ણા, શિખરાદિના પ્રકારો અને રચના તથા બૃહદ્ મંદિરના આયોજનને ઉપકારક અંગોનાં તલમાન અને ઉદયમાન વગેરે.

**સ્થળપસંદગી**

આ કાલનાં ઘણાં મંદિર કુદરતના સાંનિધ્યમાં-સમુદ્ર કે નદી કે સરોવરના કાંઠે, ટાપુ પર, વન-ઉપવનમાં, પહાડની ટેકરી પર તથા કેટલાંક મંદિર નગર કે ગ્રામની મધ્યમાં કે એની પાસેના વિસ્તારમાં બાંધેલાં છે.

**દિક્સાધન**

આ કાલનાં મંદિર મોટે ભાગે મુખ્ય દિશાઓને અભિમુખ કરે છે. સૂર્યમંદિરો પૂર્વાભિમુખ હોય છે; દા. ત. કોટાયનું તથા મોઢેરાનું સૂર્યમંદિર. પરંતુ ક્વચિત્ તેઓ પશ્ચિમાભિમુખ પણ જોવામાં આવે છે.[૩૩] શિવમંદિરો પૂર્વ અને પશ્ચિમ દિશાને અભિમુખ કરે છે; દા. ત. સિદ્ધપુરનું રુદ્રમહાલય અને પ્રભાસનું સોમનાથ મંદિર પૂર્વાભિમુખ છે, મિયાણીનું નીલકંઠ મહાદેવનું મંદિર પશ્ચિમાભિમુખ છે. વીરમગામના મુનસર સરોવરના કાંઠે સામસામાં આવેલાં બે મોટાં શિવમંદિર અનુક્રમે પૂર્વ અને પશ્ચિમ દિશાને અભિમુખ કરે છે. વિષ્ણુમંદિરો મોટે ભાગે પશ્ચિમાભિમુખ હોય છે; દા ત. દ્વારકાનું રુક્મિણી મંદિર.[૩૪] પણ એ કેટલીક વખતે ઉત્તર દક્ષિણ દિશાને પણ અભિમુખ કરતાં હોય છે; દા. ત. બરડિયાનાં સાંબ-લક્ષ્મણા મંદિર. ખેડબ્રહ્માનું બ્રહ્મા-મંદિર પૂર્વાભિમુખ છે. શક્તિમંદિરો[૩૫] પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર ગમે તે એક દિશાને અભિમુખ કરે છે; દા. ત. ખંડોસણનું હિંગોળજી માતા મંદિર તથા દેલમાલનું

લિંબોજી માતા મંદિર ઉત્તરાભિમુખ છે. જૈન મંદિરો પણ મોટે ભાગે ઉત્તરાભિમુખ હોય છે. આબુ, ગિરનાર અને શત્રુંજયનાં ઘણાં જૈન મંદિર ઉત્તરાભિમુખ છે, પરંતુ જૈનોનાં ચોમુખ મંદિરોમાંની તીર્થંકરોની મૂર્તિઓ ચારે દિશાઓને અભિમુખ કરતી હોય છે. આવું એક મંદિર શત્રુંજય પર આવેલું છે.[૩૬]

દરેક પ્રકારનું વાસ્તુ મુખ્ય દિશાઓને અભિમુખ કરે એવો સ્પષ્ટ સૈદ્ધાંતિક આદેશ છે.[૩૭]

'અપરાજિતપૃચ્છા'માં સૂર્યમંદિર મુખ્યત્વે પૂર્વ દિશાને અભિમુખ કરે એવો સિદ્ધાંત સ્થાપ્યા પછી બ્રહ્મા, વિષ્ણુ અને શિવની માફક એનાં મંદિર પશ્ચિમાભિમુખ હોવાનું નોંધ્યું છે.[૩૮] બ્રહ્મા, વિષ્ણુ અને શિવનાં મંદિર પૂર્વ કે પશ્ચિમને અભિમુખ કરે એવો આદેશ આ ગ્રંથે આપ્યો છે.[૩૯] આ જ ગ્રંથમાં દેવીમંદિર દક્ષિણાભિમુખ હોવાનું જણાવ્યું છે,[૪૦] પરંતુ આ કાલનું આવું કોઈ મંદિર જાણવામાં આવ્યું નથી.

## મંદિરના મુખ્ય અંગવિભાગ

આ કાલનાં મંદિરોના મુખ્ય અંગ-વિભાગ ગર્ભગૃહ અને મંડપ છે. આ બંને મુખ્ય અંગોને જોડવાની પદ્ધતિમાં, પર્સી બ્રાઉન જણાવે છે તેમ, બે વિશિષ્ટ પ્રકારોની રીતિ નજરે પડે છે. પ્રથમ પદ્ધતિમાં ગર્ભગૃહ અને મંડપના સમચોરસને એકબીજા સાથે સીધા જોડીને આખીયે આકૃતિ લંબચોરસ બનાવવામાં આવે છે, જ્યારે બીજી પદ્ધતિમાં ગર્ભગૃહના ચોરસ અને મંડપના ચોરસની વચ્ચે અંતરાલની યોજના એવી રીતે કરવામાં આવે છે કે બંનેના તલના નિર્ગમો કે ફાલનાઓ અંતરાલમાં પડે અને એ બંને એની અંદર પ્રકોણીય રીતે એકબીજા સાથે જોડાઈ એકંદરે લંબચોરસ રચે. આ રચનામાં અંતરાલ બંનેને જોડનાર એકમ તરીકે કામ કરે છે.[૪૧] પ્રથમ પદ્ધતિ આ કાલનાં શરૂઆતનાં મંદિરોમાં ખાસ જોવામાં આવે છે. એનો ઉત્કૃષ્ટ દાખલો ૧૧ મી સદીનું મોઢેરાનું સૂર્યમંદિર છે.[૪૨] બીજી પદ્ધતિ આ કાલનાં ૧૨ મા-૧૩ મા સૈકામાં રચાયેલાં મંદિરોમાં જોવામાં આવે છે. આનો ઉત્કૃષ્ટ દાખલો પ્રભાસનું કુમારપાલના સમયનું સોમનાથના મંદિરનું તલમાન[૪૩] પૂરું પાડે છે.

## તલદર્શન

આ કાલનાં મંદિર તલદર્શનની દૃષ્ટિએ સામાન્યતઃ ગર્ભગૃહ, મંડપ (ગૂઢમંડપ અથવા સભામંડપ) અને શૃંગારચોકી કે મુખમંડપનાં બનેલાં હોય છે. કેટલાંક મંદિરોમાં પ્રદક્ષિણાપથ અને અંતરાલની યોજના પણ હોય છે. આમ

આ કાલનું સર્વાંગ-સંપૂર્ણ મંદિર ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું હોય છે. કેટલાંક મંદિરોમાં વધારાના મંડપની યોજના પણ જોવામાં આવે છે. આ સંજોગોમાં ગર્ભગૃહની આગળનો મુખ્ય મંડપ ચોતરફ દીવાલોથી ભરી દઈને એને ગૂઢમંડપનું સ્વરૂપ અપાય છે અને એની આગળ ઉમેરેલો મંડપ, જે ઘણું કરીને ચારે બાજુએ આખો કે અર્ધો ખુલ્લો હોય છે તે, 'સભામંડપ' કે 'રંગમંડપ' નામે ઓળખાય છે. કેટલાંક વખતે પ્રદક્ષિણાને અનુરૂપ મંડપનો પણ ચોતરફ વિસ્તાર કરવામાં આવે છે. આ સંજોગોમાં અંતરાલ સિવાયનો વિસ્તાર 'પાર્શ્વમાર્ગ' કે 'અલિંદ' તરીકે ઓળખાય છે. પાર્શ્વમાર્ગ અને મંડપના સંયુક્ત વિભાગને 'મહામંડપ' તરીકે ઓળખવામાં આવે છે. મંડપની આગળ કરેલી ત્રણ ચોકીની ખુલ્લી રચનાને ત્રિકમંડપ કહે છે.

આ તમામ અંગોની દીવાલો અંદરની બાજુએ બહુધા સાદી હોય છે, પરંતુ બહારની બાજુમાં એનાં ઉભડક અંગ સુંદર રીતે અલંકૃત કરેલાં હોય છે. પીઠ, મંડોવર, વેદિકા, સ્તંભો, છતો, ગર્ભદ્વાર, પ્રવેશદ્વાર વગેરે અત્યંત બારીક કોતરકામો તથા શિલ્પોથી વિભૂષિત કરેલાં હોય છે. આ કાલનાં વિસ્તૃત મંદિરોમાં વધારાનાં અન્ય સ્થાપત્યકીય સ્વરૂપોનો સમાવેશ થતો જોવામાં આવે છે. આવાં મંદિરોની આગળ કે પાછળ તેમજ બંને બાજુએ કીર્તિતોરણ નામે ઓળખાતી અલંકૃત રચના જોવામાં આવે છે. કેટલાંક મંદિરોની આગળ કુંડ, સરોવર કે વાપી(વાવ) જેવાં જલાશયોની રચના હોય છે. મોટા મંદિરની ચોતરફ પ્રાકાર-(કોટ)ની રચના કરવામાં આવે છે. પ્રાકારનું મુખ્ય પ્રવેશદ્વાર 'બલાનક' કે 'પુંડરીક' નામે ઓળખાય છે. જૈન મંદિરોમાં પ્રાકારની અંદરની બાજુએ સ્તંભાવલિયુક્ત ભમતી (પડાળી) કાઢી કોટની દીવાલને અડીને નાનાં ગર્ભગૃહોની રચના કરવામાં આવે છે. આ બધાં સ્થાપત્યકીય અંગોને વળી મુખ્ય મંદિરને અનુરૂપ સુશોભિત થરો તથા શિલ્પો વડે અલંકૃત કરવામાં આવે છે.

પ્રાક્-સોલંકી મંદિરોની માફક આ કાલનાં મંદિર તલદર્શનની દૃષ્ટિએ સમચોરસ કે લંબચોરસ ઘાટનાં હોય છે. આ કાલનાં માત્ર ગર્ભગૃહ ધરાવતાં નાના કદનાં મંદિર બહુ ઓછી સંખ્યામાં જોવામાં આવે છે, પરંતુ ગર્ભગૃહ અને મંડપ કે મુખમંડપ પરસ્પર જોડાયેલાં હોય તેવાં મંદિર મોટા પ્રમાણમાં મળે છે. આ સંજોગોમાં એનું સમગ્ર તલદર્શન લંબચોરસ ઘાટનું બને છે. સામાન્ય રીતે મંદિર એક ગર્ભગૃહવાળું હોય છે; એને 'એકાયતન' કહે છે. કોઈક મંદિરોમાં એકથી વધુ ગર્ભગૃહ પણ હોય છે; એને 'દ્વયાયતન', 'ત્ર્યાયતન' વગેરે કહે છે. મંદિરોની દીવાલોમાં અનુ-મૈત્રક કાલથી નિર્ગમોની

શરૂ થયેલી પ્રણાલી આ કાલમાં ખૂબ વિકાસ પામેલી જોવામાં આવે છે. આ નિર્ગમો કેટલીક વખતે ગર્ભગૃહ પરનાં શિખરો તથા મંડપાદિ પરનાં છાવણોમાં પણ આયોજન પામેલા જોવામાં આવે છે. આ કાલનાં મંદિરોનું તલદર્શનની દૃષ્ટિએ નીચે પ્રમાણે વર્ગીકરણ કરી શકાય :

**(અ) એકાયતન : (૧) એકાંગી**

માત્ર ગર્ભગૃહનાં બનેલાં આ મંદિરોની આગળ શૃંગારચોકી પણ હોતી નથી, ગર્ભગૃહ પર શિખરની રચના હોય છે; દા. ત. વીરમગામના મુનસર સરોવરના કાંઠે આ પ્રકારનાં મંદિરોનો મોટો સમૂહ છે. આવાં મંદિર મોઢેરાના સૂર્યકુંડની ચારે બાજુના પડથાર પર પણ આવેલાં છે.[૪૪] જૈનોનાં બાવન જિનાલય પ્રકારનાં મંદિરોમાં દેવકુલિકાઓની રચના આને મળતી હોય છે.

**(૨) દ્વયંગી**

(૧) આ કાલનાં દ્વયંગી મંદિરોના એક પ્રકારમાં ગર્ભગૃહની આગળ શૃંગારચોકીની રચના જોવામાં આવે છે. આમાં ચોકીની રચનામાં ગર્ભગૃહની દીવાલ સાથે જોડાયેલા ભીંતાસ્તંભ તથા ચોકીના આગલા ભાગમાં આવેલા છૂટા સ્તંભ મહત્ત્વનો ભાગ ભજવે છે. કેટલીક વખતે ચોકીના પ્રવેશની બંને બાજુઓને વામન કદની દીવાલો(વેદિકા) અને એ ઉપરના વામન કદના સ્તંભોથી વિભૂષિત કરેલી હોય છે. આવા સંજોગોમાં વેદિકાના મથાળે કક્ષાસનની રચના હોય છે. ચોકીના મથાળે ઘણા ભાગે સપાટ અથવા સંવર્ણાઘાટનું આચ્છાદન હોય છે. મહેસાણા જિલ્લાના ગોરાદનું સોમેશ્વર મંદિર,[૪૫] રુહાવીનું નીલકંઠ મંદિર,[૪૬] ખંડોસણનાં વિષ્ણુ તથા હિંગોળજા (સર્વમંગલા) મંદિર,[૪૭] પિલુદ્રાનું શીતલા મંદિર,[૪૮] વસાઈનું અખાડા મહાદેવનું મંદિર, સંડેરનું પ્રાચીન નાનું મંદિર,[૪૯] દેલમાલનાં લક્ષ્મીનારાયણ તથા સૂર્યનાં મંદિર,[૫૦] સાબરકાંઠા જિલ્લાના મઠકસનગઢનું ખંડેશ્વરી માતાનું મંદિર, તથા કચ્છના અંજારનાં ભડેશ્વરનાં[૫૧] મંદિર આ કોટિનાં છે. સુરેન્દ્રનગર જિલ્લાના વઢવાણના રાણકદેવી મંદિરની આગળની શૃંગારચોકી નાશ પામી છે;[૫૨] અન્યથા રચના પરત્વે એ મંદિર પણ આ જ યોજનાને અનુસરતું જણાય છે.

(૨) આ પ્રકારનાં કેટલાંક મંદિરોનાં ગર્ભગૃહોની આગળ ખુલ્લા મંડપની રચના જોવામાં આવે છે. આ મંદિરોના મંડપની બંને બાજુએ વેદિકાયુક્ત કક્ષાસન અને વામન સ્તંભોની રચના હોય છે. સ્તંભોમાં ઘટપલ્લવ ઘાટનાં સુશોભન જોવામાં આવે છે.[૫૩] મહેસાણા જિલ્લાના દેલમાલનું પારવા (પાર્વતી)

દેવીનું મંદિર[54] તથા મોટબનું તળાવ કાંઠે આવેલું યક્ષરાજનું પ્રાચીન મંદિર,[55] કંઓર્નું ચંદ્રમૌલિ મંદિર,[56] બનાસકાંઠા જિલ્લાના કુંભારિયાનું કુંભેશ્વર મંદિર,[57] પંચમહાલ જિલ્લાના બાવકાનું શિવમંદિર,[58] જૂનાગઢ જિલ્લાના પોરબંદર નજીકનું મિયાણીનું નીલકંઠ-મંદિર,[59] સુરેંદ્રનગર જિલ્લાના ચોબારીમાં તળાવકાંઠે આવેલ શિવ તથા પ્રાચીન મંદિર,[60] થાનનું મુનિબાવા મંદિર,[61] તથા કચ્છના વરણા ગામનું વરુણ મંદિર[62] આ પ્રકારનાં મંદિર છે.

(૩) ત્ર્યંગી

(૧) આ કાલનાં ઘણાં મંદિર તલમાનમાં ગર્ભગૃહ, ખુલ્લો મંડપ અને શૃંગારચોકીનાં બનેલાં હોય છે. મંડપ ઘાટમાં ચોરસ હોય છે, પરંતુ એની બંને બાજુએ આવેલા નિર્ગમોને કારણે એ લંબચોરસ ઘાટના લાગે છે. સાબરકાંઠા જિલ્લાના શામળાજીનું હરિશ્ચંદ્રની ચોરી નામે ઓળખાતું મંદિર,[63] ખેડા જિલ્લાના સરનાલનું ગળતેશ્વરનું મંદિર,[64] મહેસાણા જિલ્લાના સંડેરનું પ્રાચીન મોટું મંદિર,[65] સૂણકનું નીલકંઠ મંદિર[66] (પટ્ટ ૪, આ. ૨૬), દેલમાલનું લિંબોજી (નિંબજા) માતા મંદિર,[67] કનોડાનું બહુસ્મરણા દેવા મંદિર,[68] મંદ્રપુરનું દુગ્ધેશ્વર મંદિર,[69] આસોડાનું જસમલનાથ મંદિર,[70] વાલમનું શ્રીકૃષ્ણ કે રણછોડજી મંદિર,[71] ઘિણોજનું ખમલાઈ કે વ્યાઘ્રેશ્વરી મંદિર,[72] વીરતાનું નીલકંઠ[73] તથા એરવાનું અંબા માતા મંદિર,[74] સૌરાષ્ટ્રના સુરેંદ્રનગર જિલ્લાના સેજકપુરનું નવલખા મંદિર,[75] રાજકોટ જિલ્લાના આનંદપુરનું અનંતેશ્વર(નવલખા) મંદિર,[76] જૂનાગઢ જિલ્લાના પોરબંદર નજીકનું મિયાણીનું હરસદ માતાનું પ્રાચીન મંદિર,[77] ગિરનાર પરનો કુમારવિહાર,[78] જામનગર જિલ્લાના દ્વારકા નજીકનું બરડિયાનું સાંબ મંદિર,[79] તથા કચ્છના કંથકોટનું સૂર્યમંદિર[80] અને પુંઅરા ગઢનું શિવમંદિર[81] આ શ્રેણીનાં મંદિર છે.

(૨) ત્ર્યંગી પ્રકારનાં કેટલાંક મંદિરોમાં ખુલ્લા મંડપના સ્થાને ગૂઢમંડપની રચના પણ જોવામાં આવે છે. સાબરકાંઠા જિલ્લાના ખેડબ્રહ્માનું બ્રહ્મામંદિર,[82] મહેસાણા જિલ્લાના મણૂંદનું નારાયણ મંદિર,[83] જામનગર જિલ્લાના દ્વારકાનું રુક્મિણી મંદિર[84] તથા કચ્છના ખેડ( કેરાકોટ )નું સોમેશ્વર મંદિર[85] આ પ્રકારનાં છે.

(૪) ચતુરંગી

આ કાલનાં ચતુરંગી મંદિરોમાં મંદિરના ચાર અંગ-વિભાગોનો સમાવેશ થાય છે : (૧) આમાંનાં કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ અને શૃંગારચોકીની રચના જોવામાં આવે છે. કચ્છના કોટાયનું પ્રસિદ્ધ શિવમંદિર[86]

આનો ઉત્કૃષ્ટ નમૂનો છે. (૨) કેટલાંક મંદિરોમાં આ ચાર અંગો પૈકી ગૂઢમંડપનું સ્થાન સભામંડપ લે છે. થાનનું ત્રિનેત્રેશ્વરનું મંદિર[૮૭] આનું ઉદાહરણ છે. (૩) કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, સભામંડપ અને શૃંગારચોકીની રચના હોય છે. જામનગર જિલ્લાના ભાણવડ પાસેના ઘૂમલીના નવલખા મંદિરની[૮૮] રચના આ પ્રકારની છે. (૪) કેટલાંક મંદિરોનાં ચાર અંગોમાં ગર્ભગૃહની આગળ ગૂઢમંડપ, ત્રિકમંડપ અને સભામંડપની રચના જોવામાં આવે છે. મિયાણીનું જૈન મંદિર[૮૯] તથા આબુનાં વિમલવસહિ[૯૦] તથા લૂણવસહિ મંદિરોના મૂળ પ્રાસાદોની રચના[૯૧] આ પ્રકારની છે.

(૫) પંચાંગી

(૧) આ સમૂહનાં મંદિરોના એક જૂથમાં ગર્ભગૃહની આગળ ગૂઢમંડપ, ત્રિકમંડપ, સભામંડપ અને શૃંગારચોકીની રચના જોવામાં આવે છે; દા. ત. કુંભારિયાના શાંતિનાથ[૯૨] તથા મહાવીરના મંદિરમાં[૯૩] આવી રચના છે. (૨) એના બીજા જૂથનાં મંદિર ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, ગૂઢમંડપ અને શૃંગારચોકીથી વિભૂષિત થયેલાં હોય છે. મહેસાણા જિલ્લાના સિદ્ધપુરના પ્રસિદ્ધ રુદ્રમાળમાં[૯૪] તથા જૂનાગઢ જિલ્લાના પ્રભાસપાટણના સોમનાથ મંદિરમાં[૯૫] આવી રચના થયેલી હતી. મહેસાણા જિલ્લાના તારંગાના[૯૬] અજિતનાથ–પ્રાસાદમાં પણ આ જ પ્રકારની અંગયોજના જોવામાં આવા છે. (૩) આ કાલનાં કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, ત્રિકમંડપ અને શૃંગારચોકીની રચના હોય છે; દા. ત. કુંભારિયાનું નેમિનાથનું મંદિર[૯૭] આવી રચના ધરાવે છે. (૪) ક્યારેક આ ત્રીજા પ્રકારના જૂથમાં ત્રિકમંડપનું સ્થાન સભામંડપ લે છે. કુંભારિયાના સંભવનાથ–મંદિરમાં આવી રચના છે.[૯૮]

(૬) ષડંગી

આ કાલનાં કેટલાંક મંદિર ષડંગી છે. (૧) એમાંના એક પ્રકારમાં ગર્ભગૃહ, અંતરાલ, પ્રદક્ષિણાપથ, ગૂઢમંડપ, શૃંગારચોકી અને અલગ સભામંડપનો સમાવેશ થાય છે. મોઢેરાનું સૂર્યમંદિર[૯૯] આનો ઉત્કૃષ્ટ દાખલો છે. (૨) બીજા પ્રકારનાં આ મંદિરોમાં પ્રદક્ષિણાપથ હોતો નથી, પરંતુ એમાં ગૂઢમંડપ તથા સભામંડપની વચ્ચે ત્રણ કે એનાથી વધુ ચોકીની રચનાવાળા ત્રિકમંડપની રચના થાય છે. કુંભારિયાના પાર્શ્વનાથ–મંદિરમાં[૧૦૦] તથા કચ્છના ભદ્રેશ્વરનાં જૈન મંદિરોમાં[૧૦૧] આવી રચના જોવામાં આવે છે. (૩) આમાંનાં કેટલાંક મંદિરોમાં પ્રથમ પ્રકારનાં તમામ અંગ હોય છે, પરંતુ સભામંડપનું સ્થાન ત્રિકમંડપ લે છે. ગિરનારનું નેમિનાથ મંદિર આ પ્રકારનું છે.[૧૦૨]

**(આ) દ્વયાયતન (દ્વિપુરુષ પ્રાસાદ)**

આ કાલનાં કેટલાંક મંદિરોમાં બેવડા ગર્ભગૃહની રચના જોવામાં આવે છે. એનાં બે ગર્ભગૃહોની આગળ મંડપની રચના જોવામાં આવે છે. (૧) ખંડોસણના એક પ્રાચીન મંદિરનાં બે ગર્ભગૃહ મંડપની બંને બાજુએ કાટખૂણે જોડાયેલાં છે. આ મંદિર હરિહરનું હોવાની સંભાવના છે મંડપની બાકીની બે બાજુઓ પર શૃંગારચોકીની રચના નથી, પણ એની આગળ સોપાનશ્રેણી છે.[૧૦૩] વીરમગામના મુનસર તળાવના કાંઠે મધ્યમાં મંડપ અને એની બે સામસામી બાજુઓએ એક એક ગર્ભગૃહની રચનાવાળાં બે મંદિર છે.[૧૦૪] કદમાં આ મંદિર મુનસર કાંઠે આવેલા એકાંડી મંદિરશ્રેણીનાં મંદિરો કરતાં ઘણાં મોટાં છે, તેથી એ ત્યાંનાં બીજાં મંદિરો કરતાં જુદાં પડે છે.

**(ઇ) ત્ર્યાયતન (ત્રિપુરુષ પ્રાસાદ)**

આ પ્રકારનાં આ કાલનાં મંદિરોની મધ્યમાં મંડપ અને મંડપની ત્રણે બાજુએ એક ગર્ભગૃહની રચના જોવામાં આવે છે. કસરા(પટ્ટ ૬, આ. ૨૮)નો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનો ત્રિપુરુષપ્રાસાદ ઘણો જાણીતો છે.[૧૦૫] પરબડી-(જિ.સુરેંદ્રનગર, તા. ચોટીલા)માં પણ આવું એક મંદિર આવેલું હતું.[૧૦૬] એમાંનો ઘણો ભાગ હવે નાશ પામ્યો છે. દેલમાલના લિંબોજી માતાના પ્રાંગણમાં સામસામા આ પ્રકારના બે ત્રિપુરુષપ્રાસાદોની રચના જોવામાં આવે છે.[૧૦૭] ગિરનાર પર્વત પર આવેલ વસ્તુપાલવિહાર વિશિષ્ટ પ્રકારનો ત્રિપુરુષપ્રાસાદ છે.[૧૦૮] એના મધ્યના ગર્ભગૃહમાં તીર્થંકર મલ્લિનાથની મૂર્તિ પ્રસ્થાપિત કરેલી છે. મંડપની બંને બાજુનાં ગર્ભગૃહોમાં અનુક્રમે સમેતશિખર તથા સુમેરુ(અષ્ટાપદ)ની સ્થાપના છે. એમાં મધ્ય મંડપની આગળ એક સભામંડપની રચના છે. સાબરકાંઠા જિલ્લાના દેરોલમાં શિવપ્રમુખ ત્રિપુરુષપ્રાસાદ આવેલો છે.[૧૦૯]

**(ઈ) પંચાયતન**

પંચાયતન પ્રકારનાં મંદિરોમાં મધ્યના મુખ્ય મંદિરની જગતીના ચાર છેડે એક એક નાના મંદિરની રચના જોવામાં આવે છે. મહેસાણા જિલ્લાના આસોડાનું જસમલનાથ મંદિર,[૧૧૦] ગવાડાનું પંચાયતન મંદિર,[૧૧૧] ખેરવાનું અંબા માતા સમૂહનું[૧૧૨] તથા સાબરકાંઠા જિલ્લાનાં કેવન,[૧૧૩] સપ્તનાથ,[૧૧૪] ભેટાલી,[૧૧૫] દાવડ,[૧૧૬] દેરોલ,[૧૧૭] હીરપુર[૧૧૮] વગેરે ગામોમાં પંચાયતન મંદિર આવેલાં છે.

**(ઉ) ચોવીસ, બાવન અને બોંતેર જિનાલયો**

આ કાલમાં કેટલાંક જૈન મંદિર એક વિશિષ્ટ પ્રકારની રચનાથી વિભૂષિત

થયેલાં જોવામાં આવે છે. એમાં મુખ્ય મંદિરની ચારે બાજુએ આયતાકાર પ્રાસાદ આગળ સ્તંભાવલિયુક્ત પડાળીમાં દેવકુલિકાઓની હારમાળાની યોજના જોવામાં આવે છે. આ પ્રકારની હારમાળાથી વિભૂષિત દેવકુલિકાઓની સંખ્યા ૨૪ હોય તો એને 'ચોવીસી' નામે, ૫૨ હોય તો 'બાવન જિનાલય' નામે તથા ૭૨ હોય તો 'બોંતેર જિનાલય' નામે ઓળખવામાં આવે છે. કુંભારિયાનાં મહાવીર, શાંતિનાથ, પાર્શ્વનાથ અને નેમિનાથનાં મંદિર ચોવીસી પ્રકારનાં છે.[૧૧૯] બાવન જિનાલયનો નમૂનો આબુની વિમલવસહિ[૧૨૦] તથા લૂણવસહિનાં[૧૨૧] મંદિર પૂરો પાડે છે. ગિરનાર પરનું નેમિનાથ મંદિર[૧૨૨] બોંતેર જિનાલય છે.

### પદવિન્યાસ

મંદિરના તલમાનના પદવિન્યાસની[૧૨૩] સૈદ્ધાંતિક ચર્ચાઓ 'સમરાંગણસૂત્રધાર'માં આપી છે.[૧૨૪] મંદિરના ચોરસ તલમાન 'વૈરાજ્ય' કે 'રુચક' પ્રકારમાં ૪ થી શરૂ થતા બેકી વિભાગો ( ૬, ૮, ૧૦, ૧૨, ૧૪, ૧૬, ૧૮, વગેરે )નું આયોજન કરી નિયત ભાગ ગર્ભગૃહ માટે અને બાકીના ભાગ ગર્ભગૃહને ફરતી ભિત્તિ વગેરે માટે રાખવાનો એમાં આદેશ છે; દા. ત. ચોરસ તલમાનની દરેક બાજુએથી ચાર ચાર ભાગોની યોજના કરતાં કુલ ૧૬ ભાગો પૈકીના મધ્યના ચાર ભાગ ગર્ભગૃહ માટે અને બાકીના એને ફરતા બાર ભાગ ભિત્તિ વગેરે માટે રાખવાનું જણાવ્યું છે. 'અપરાજિતપૃચ્છા' એને અનુમોદન આપે છે. સોલંકી કાલનાં ઘણાં મંદિરોનાં ગર્ભગૃહો અને એની ફરતી દીવાલમાં આ યોજના આકાર લેતી જણાઈ છે. એમાં પુરાણોલ્લિખિત ભિત્તિનું પ્રમાણ (૧ : ૪) જળવાયું છે.[૧૨૫] શાસ્ત્રગ્રંથોએ આયતાકાર ( લંબચોરસ ઘાટ ) તલમાનને 'પુષ્પક' નામે ઓળખાવેલ છે.[૧૨૬] એમાં ગર્ભગૃહની લંબાઈ પહોળાઈ કરતાં બમણી (૨ : ૧) રાખવાનું જણાવ્યું છે.[૧૨૭] શામળાજીના હરિશ્ચંદ્રની ચોરી મંદિરનું લંબચોરસ ગર્ભગૃહ આ પ્રમાણને ધ્યાનમાં રાખીને રચાયું છે.

મંદિરના તલમાનના પદવિન્યાસની પરિપાટી રચના બાબતમાં મહત્ત્વની કાર્યપ્રણાલી નિપજાવતી જણાઈ છે. એક તો પદવિન્યાસને કારણે મંદિરનાં ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, મંડપાદિ અંગોનો નિયત સ્થાનક્રમ નક્કી થઈ શકે છે તથા મંદિરની દીવાલો પર અપાનારા ભદ્રાદિનિર્ગમોનાં પ્રમાણ યોજવામાં એ ખૂબ ઉપયોગી નીવડે છે.[૧૨૮]

નિર્ગમો

મંદિરનાં ગર્ભગૃહ, મંડપાદિ અંગોની દીવાલો અંદરની બાજુએ સમસૂત્રે સાદી હોય છે, પરંતુ આ દીવાલોની બહારની બાજુએ અનેક પ્રકારોના નિર્ગમો કે ફાલના કે નાસિકાની રચના કરી એમનો સમગ્ર ઘાટ તારાકૃતિ બનાવવામાં આવે છે. એમાં સલિલાંતર કે વારિમાર્ગને અવકાશ રહે છે. આ નાસિકા કે ફાલના (નિર્ગમ) 'રથ' નામથી પણ ઓળખાય છે. ગર્ભદીવાલની બહારની બાજુએ પ્રયોજાતા આ નિર્ગમોની સંખ્યા ૧, ૩, ૫, ૭, ૯ અથવા ક્યારેક એનાથીયે વધારે હોય છે, એટલું જ નહિ, પણ ક્યારેક એ દરેક પર પણ નાના મોટા નિર્ગમ પ્રયોજાય છે. દીવાલની મધ્યમાં આવેલ પ્રમુખ નાસિકાને 'ભદ્ર' કહે છે. ભદ્રની મધ્યમાં ક્યારેક એક વધુ નિર્ગમ અપાય તો એને 'મુખભદ્ર' કહે છે. ભદ્રની બંને બાજુએ જળવાઈ રહેલી દીવાલની અસલ રેખા (મૂલ નાસિકા) 'કોણ' કે 'કર્ણ'ના નામથી ઓળખાય છે. દીવાલની મધ્યમાં ભદ્ર અને બંને છેડે કર્ણની રચનાવાળું તલમાન ત્રિનાસિક કે ત્રિરથ પ્રકારનું ગણાય છે. ભદ્ર અને કોણ વચ્ચે 'પ્રતિરથ' કે 'પઢરા' નામથી ઓળખાતો એક વધુ નિર્ગમ જ્યારે ઉમેરાય ત્યારે પંચનાસિક કે પંચરથ પ્રકારનું તલમાન બને છે. ત્યાં કર્ણ, પ્રતિરથ, ભદ્ર, પ્રતિરથ અને કર્ણની અનુક્રમે રચના હોય છે. ભદ્ર અને પ્રતિરથ કે પ્રતિરથ અને કર્ણની વચ્ચે વળી 'નંદી' નામે એક વધુ નિર્ગમ ઉમેરણ પામે છે ત્યારે એ તલમાન 'સપ્તનાસિક' કે 'સપ્તરથ' કહેવાય છે. તલમાનમાં આ રીતે પ્રતિરથ અને નંદી નિર્ગમોનાં વારંવાર ઉમેરણ મંદિરના તારાકૃતિ તલમાનના સમગ્ર ઘાટને વધુ ને વધુ સંકુલ સ્વરૂપ બક્ષે છે. વળી ભદ્ર-પ્રતિરથ-નંદીની નિર્ગમિત રચના શિખરના વેણુકોશમાં આયોજિત થતાં એનાં અંડકોની સંખ્યામાં પણ ઉત્તરોત્તર વધારો થતો હોય છે. ગર્ભગૃહની દીવાલની બહારની બાજુની લંબાઈના આઠ ભાગ કરી, મધ્યના ચાર ભાગ ભદ્ર નિર્ગમને અપાતાં ભદ્રની લંબાઈ મૂલસૂત્ર કરતાં અર્ધભાગની બને છે. આમ એકનાસિક કે 'એકરથ' પ્રકારના આ તલમાનમાં મૂલસૂત્ર અને ભદ્ર નિર્ગમનું પ્રમાણ પરસ્પર સરખું હોય છે. સિદ્ધપુરનું રુદ્રમાલ, મિયાણીનાં નીલકંઠ અને જૈનમંદિર, વીરતાનું નીલકંઠ, દેવમાલનું લિંબોજી માતા, ગિરનારનું વસ્તુપાલ, આબુનું તેજપાલ મંદિર અને કચ્છના ખેડ(કેરાકોટ)નું શિવમંદિર વગેરે મંદિરોનાં તલમાન 'ત્રિરથ' પ્રકારનાં છે.

દીવાલની બહારની બાજુની લંબાઈના ૧૦ કે ૧૨ ભાગ પાડી મૂલસૂત્ર પર ભદ્ર તથા પ્રતિરથને બે બે ભાગ અને મૂલનાસિકા કે કર્ણને બંને બાજુએ બે

બે ભાગ આપવામાં આવે છે, પરંતુ તલમાનમાં જો ૧૨ ભાગ પાડ્યા હોય તો ભદ્ર નિર્ગમને ૪ ભાગ આપી શકાય છે. ભદ્ર અને પ્રતિરથ નિર્ગમવાળું આ પ્રકારનું તલમાન 'ત્રિનાસિક' કે 'ત્રિરથ' તરીકે ઓળખાય છે. આ તલમાનમાં મૂલસૂત્ર અને ભદ્ર-પ્રતિરથ નિર્ગમનું પ્રમાણ એકસરખું નહિ, પણ વત્તુંઓછું ૨ : ૫ કે ૧ : ૩ નું હોય છે. સુણકનું નીલકંઠ, કસરાનું ત્રિકૂટાચલ, ખંડોસણનાં દ્વિપુરુષ અને હિંગોળજા, ધિણોજનું વ્યાઘ્રેશ્વરી, મણુંદનું નારાયણ, કચ્છમાં કોટાયનું શિવમંદિર, માધવપુરનું જનું માધવરાય, તરણેતરનું ત્રિનેત્રેશ્વર, કનોડાનું બહુરમરણા, સેજકપુરનું નવલખા, થાનનું મુનિબાવા, બરડિયાનું સાંબ, વઢવાણનું રાણક, મિયાણીનું હરસિદ્ધ વગેરે મંદિરોનાં ગર્ભગૃહોનાં તલમાન 'પંચરથ' પ્રકારનાં છે. મોઢેરાનું સૂર્યમંદિર, તારંગાનું અજિતનાથ તથા સોમનાથના કુમારપાલના સમયના સાંધાર મંદિરનાં ગર્ભગૃહોનાં તલમાન મંદિરની અંદરની બાજુએ 'ત્રિરથ' પ્રકારનાં છે અને બહારની બાજુએ 'પંચરથ' પ્રકારનાં છે.

ભદ્ર-પ્રતિરથ ઉપરાંત નંદી નામનો ત્રીજો નિર્ગમ ઉમેરાતાં ગર્ભગૃહનું તલમાન 'પંચનાસિક' કે 'પંચરથ' પ્રકારનું બને છે. આમાં મૂળ સૂત્રના ૧૪ ભાગ કરી મધ્યના ૪ ભાગ ભદ્રને, બે બે ભાગ એની બાજુના પ્રતિરથને, એના બાજુના નંદીને એક એક ભાગ અને કર્ણને બે બે ભાગ અપાય છે. અહીં તલમાનનું પ્રમાણ ૨ : ૭ નું બને છે. ધૂમલીનું નવલખા મંદિર, ગિરનારના નેમિનાથ તથા વસ્તુપાલ-તેજપાલ ત્રિપુરુષપ્રાસાદના મધ્ય ગર્ભગૃહ તથા કુંભારિયાના મંદિરના ગર્ભગૃહનાં તલમાન આ પ્રકારનાં છે.

ઉપર્યુક્ત ત્રણે નિર્ગમો ઉપરાંત તલમાનમાં એક વધુ નંદી કે પ્રતિરથ નિર્ગમનું ઉમેરણ થતાં ગર્ભદીવાલના મૂલસૂત્રના ૧૬ ભાગ કરી મધ્ય ભદ્રને ૪ ભાગ, ભદ્ર અને પ્રતિરથ વચ્ચે નંદીને ૧ ભાગ, પ્રતિરથને ૨ ભાગ, તથા કર્ણને ૨ ભાગ અપાય છે. અહીં કર્ણ અને ભદ્રાદિ નિર્ગમોનું પ્રમાણ ૧ : ૪ નું બની રહે છે. આ પ્રકારનું તલમાન 'સપ્તનાસિક' કે 'સપ્તરથ' પ્રકારનું જણાય છે. ઉપરનાં તમામ તલમાન મૂળમાં સમચોરસ ઘાટનાં છે, પરંતુ અષ્ટકોણીય ઘાટના તલમાનની દરેક બાજુએ ભદ્રાદિ નિર્ગમો આપીને એને લગભગ વૃત્તાકાર બનાવવાની પરિપાટી સરનાલના ગલતેશ્વર-મંદિર તથા રાણકપુરના સૂર્યમંદિરના ગર્ભગૃહનાં તલમાનમાં નજરે પડે છે.

**અંતરાલ**

આ કાલનાં મંદિરોમાં ગર્ભગૃહ અને મંડપને જોડનાર અંગ તરીકે અંતરાલની યોજના એના વિકસિત સ્વરૂપે આકાર પામતી જણાય છે. અંતરાલનો

સમગ્ર ઘાટ લંબચોરસ હોય છે. ગર્ભગૃહ અને અંતરાલના તલમાનના પ્રમાણની વિશદ ચર્ચા 'અપરાજિતપૃચ્છા'એ કરી છે. ગર્ભગૃહની પહોળાઈના સંદર્ભમાં અંતરાલની કેટલી પહોળાઈ રાખવી એની ચર્ચા કરતાં 'અપરાજિતપૃચ્છા'એ બે વચ્ચે રાખવાનું પ્રમાણ ૨ : ૧, ૩ : ૧, ૫ : ૧, ૫ : ૨, કે ૧ : ૩નું સૂચવ્યું છે.[૧૨૯]

આ કાલનાં કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ અને અંતરાલ વચ્ચેનું ૨ : ૧નું પ્રમાણ જોવામાં આવે છે. ધૂમલી(નવલખા), સુણક(નીલકંઠ), ઘિણોજ(નારાયણ), ગિરનાર(નેમિનાથ) વગેરે સ્થળોનાં મંદિરોમાં એ પ્રમાણ નજરે પડે છે, પણ વીરતા(નીલકંઠ), કસરા(ત્રિપુરુષ), મિયાણી(હરસિદ્ધ), બરડિયા(સાંબ) વગેરે સ્થળોનાં મંદિરોમાં એ ઉપર સિવાયનાં પ્રમાણો પૈકીનું એક અથવા બીજું નજરે પડે છે.[૧૩૦]

### પ્રદક્ષિણાપથ

સાંધાર પ્રકારનાં મંદિરોનાં ગર્ભગૃહોની ફરતે પ્રદક્ષિણાપથ(ભ્રમણ)ની રચના થયેલી હોય છે. એના મુખ્ય ગર્ભગૃહની દીવાલને એ ક્યારેક અનુસરે છે. એ અંદર તેમજ બહારથી સાદી કે અલંકૃત હોય છે અને કેટલીક વાર અંદરની બાજુએ સાદી અને બહારની બાજુએ ભદ્રાદિ નિર્ગમો તથા અનેકવિધ અલંકૃત થરોથી વિભૂષિત હોય છે. કેટલીક વખતે આખી અલંકૃત દીવાલની મધ્યમાં એક એક અલંકૃત ઝરૂખા(ચંદ્રાવલોકન)ની પણ યોજના હોય છે. ઝરૂખાની વેદિકા પર આસનપટ્ટ અને વામન કદના સ્તંભોની રચના હોય છે. પ્રદક્ષિણાપથ અને ગર્ભગૃહની પહોળાઈ બાબતનું પ્રમાણ ૧ : ૨ સમરાંગણ–સૂત્રધારે આપ્યું છે.[૧૩૧] ગુજરાતનાં આ કાલનાં ઘણાંખરાં સાંધાર પ્રકારનાં મંદિરોમાં આ પ્રમાણ જળવાયું હોવાનું જણાય છે.

### મંડપ

નાના કદનાં મંદિરોમાં મંડપો સાવ ખુલ્લા કે અર્ધઢાંકેલા હોય છે. તેઓને 'સભામંડપ' કે 'રંગમંડપ' નામે ઓળખવામાં આવે છે. મોટા કદનાં મંદિરોના મંડપ ચારે બાજુએ પૂર્ણ દીવાલોથી આચ્છાદિત હોય છે. આ પ્રકારના મંડપને 'ગૂઢમંડપ' કહે છે. પ્રદક્ષિણાપથને અનુરૂપ મંડપના તલમાનમાં ત્રણે બાજુએ વિસ્તાર કરવામાં આવે છે એ સંજોગોમાં મંડપ 'મહામંડપ' નામે ઓળખાય છે અને વિસ્તાર પામેલ મંડપનો ભાગ 'પાર્શ્વમાર્ગ' કે 'અલિંદ' કહેવાય છે.

તલમાનની દૃષ્ટિએ આ કાલનાં કેટલાંક મંદિરોના મંડપોની દીવાલો પર ભદ્રાદિ નિર્ગમો ન હોવાને કારણે તેઓ રચનામાં સાવ સમચોરસ ઘાટનાં લાગે

છે; દા. ત. આવી રચના વીરમગામના મુનસર કાંઠે આવેલ દ્વિપુરુષ પ્રકારના મંદિરના મંડપમાં જોવામાં આવે છે, પરંતુ મોટા ભાગનાં મંદિરોના મંડપોના તલમાનમાં ભદ્ર અથવા ભદ્ર અને પ્રતિરથ (એકરથ અને ત્રિરથ રચનાવાળા) નિર્ગમ જોવામાં આવે છે.

દેલમાલ(લિંબોજી), મિયાણી(હરસિદ્ધ), થાન(મુનિબાવા), માધવપુર(માધવ અને સૂર્યમંદિર), સૂણક(નીલકંઠ), વીરતા(નીલકંઠ), ઘિણોજ(વ્યાઘ્રેશ્વરી), મણૂંદ (નારાયણ), આબુ (વિમલ તથા લૂણવસહિ), મિયાણી(નીલકંઠ), બરડિયા(સાંબ), સિદ્ધપુર(રુદ્રમાલ) વગેરે સ્થળોનાં મંદિરોના મંડપ ભદ્ર નિર્ગમથી વિભૂષિત એકનાસિક પ્રકારના છે, ત્યારે કોટાય(શિવ), સેજકપુર(નવલખા), મોઢેરા, તારંગા, સોમનાથ, થાન, ગિરનાર(નેમિનાથ) વગેરે સ્થળોનાં મંદિરોના મંડપ ભદ્ર અને પ્રતિરથની રચનાને કારણે 'ત્રિનાસિક' (ત્રિરથ) પ્રકારના છે. થાનના સૂર્યમંદિર અને કનોડાના બહુસ્મરણાદેવી મંદિરના લંબચોરસ ઘાટના મંડપોની દીવાલો 'ત્રિરથ' પ્રકારની છે, મંડપના ભદ્રાદિ નિર્ગમો પર મંડપમાં પ્રદક્ષિણાપથની માફક ઝરૂખાઓની યોજના ક્યારેક થાય છે. એમાં કક્ષાસન વગેરેની રચના હોય છે.

મંડપના તલમાનના પ્રમાણની ચર્ચા સમરાંગણસૂત્રધારમાં કરી છે. મંડપની પહોળાઈ ગર્ભગૃહની પહોળાઈ સમાન કે ગર્ભગૃહની પ્રકોણીય રેખા સમાન રાખવાનું જણાવ્યું છે.[૧૩૨] ક્યારેક એની પહોળાઈ ગર્ભગૃહની પહોળાઈ કરતાં પોણા બે ગણી કે બેવડી રાખવાનું પણ જણાવ્યું છે,[૧૩૩] પણ અપરાજિત-પૃચ્છામાં એ બે અંગો વચ્ચેનું પ્રમાણ-વૈવિધ્ય નોંધપાત્ર છે. ગર્ભગૃહ અને મંડપના તલમાનનું પ્રમાણ આ ગ્રંથ ૧ : ૧, ૩ : ૩, ૭ : ૪, ૩ : ૨, ૨ : ૧, ૯ : ૪, ૫ : ૨નું વગેરે આપે છે.[૧૩૪]

મિયાણીનું જૈન મંદિર, સેજકપુરનું નવલખા, અને કસરાના ત્રિપુરુષપ્રાસાદમાં ગર્ભગૃહ અને મંડપના તલમાનનું પ્રમાણ ૩ : ૨ નું; મિયાણીનું હરસિદ્ધ, મણૂંદનું નારાયણ, ગિરનારનું ત્રિકૂટાચલ, થાનનું સૂર્ય, તરણેતરનું ત્રિનેત્રેશ્વર, અને કનોડાના બહુસ્મરણાદેવીના મંદિરમાં મંડપના તલમાનનું પ્રમાણ ૨ : ૧; મિયાણી(નીલકંઠ), બરડિયા(સાંબ), વીરમગામ (મુનસર કાંઠાનું દ્વિપુરુષ), કેરાકોટનું શિવમંદિર વગેરે મંદિરોમાં ૯ : ૪; અને દેલમાલ(લિંબોજી) તેમજ ઘિણોજ (ખમલાઈ)માં મંડપનું પ્રમાણ ૫ : ૨ નું જણાવ્યું છે.[૧૩૫] સાંધાર પ્રકારના પ્રાસાદમાં મંડપના મધ્યભાગનો વિસ્તાર ગર્ભગૃહની દીવાલના બહારના છેડાના

જેટલો જ રાખવાનો આદેશ છે.[૧૩૬] આ સિદ્ધાંત ગુજરાતના આ કાલના તમામ સાંધાર પ્રાસાદોમાં જળવાયો છે.

**શૃંગારચોકી**

શૃંગારચોકી મંદિરના ગર્ભગૃહ અથવા મંડપની પ્રવેશચોકી છે. એ 'અર્ધ-મંડપ' કે 'મુખમંડપ' નામે ઓળખાય છે. મંડપની આગળ આવેલ શૃંગાર-ચોકીની રચના મંડપની આગળ અને કેટલીક વખતે આગળ તેમજ એની બંને બાજુએ કરવામાં આવે છે. સમરાંગણસૂત્રધારમાં એને 'પ્રાગ્રીવ' કે 'પ્રાગ્ગ્રીવ' નામે ઓળખાવેલ છે.[૧૩૭] આ કાલનાં પ્રભાસનું સોમનાથ, તારંગાનું અજિતનાથ ઘૂમલીનું નવલખા મંદિર, ગિરનારનું નેમિનાથ મંદિર તથા આબુનાં વિમલ અને લૂણવસહીનાં મંદિરોની ત્રણે બાજુએ શૃંગારચોકીની રચના જોવા મળે છે. એની રચના ગર્ભગૃહની સંમુખે થાય છે ત્યારે એના તલમાનનું પ્રમાણ ગર્ભગૃહ જેટલું રચાય છે. ક્યારેક એનાથી પણ ઓછું હોય છે, પરંતુ મોટાં મંદિરોમાં એના તલમાનનું પ્રમાણ ગર્ભગૃહની સરખામણીએ ત્રીજા ભાગનું એટલે કે ૩ : ૧ નું રખાય છે.[૧૩૮] ગુજરાતનાં બ્રાહ્મણ મંદિરોમાં મુખ્યત્વે એક-ચોકીની રચના જોવામાં આવે છે, એને શાસ્ત્રગ્રંથોમાં 'સુભદ્ર' નામે ઓળખાવેલ છે. જૈન મંદિરોમાં 'ત્રિકમંડપ'ની રચના થતી જોવામાં આવે છે. એનાં વિવિધ સ્વરૂપ 'ત્રિચોકી,' 'ષટ્ચોકી,' કે 'નવચોકી'રૂપે આવિર્ભાવ પામ્યાં છે. આ ત્રણ સ્વરૂપ અનુક્રમે 'કીર્તિ,' 'પ્રાંત' અને 'શાંત' નામથી ઓળખવાની પરિપાટી જૈનોમાં છે. દા. ત. ગિરનારના વસ્તુપાલ મંદિરના બે મંડપની આગળ ત્રિચોકી(કીર્તિ)ની યોજના છે. આ જ રીતે આબુના તેજપાલ-મંદિરના ગૂઢમંડપ અને રંગમંડપ વચ્ચે ત્રિચોકીની વ્યવસ્થા છે. આવી જ રચના મિયાણીના જૈન મંદિરમાં છે. તારંગાના અજિતનાથ મંદિરના ગૂઢમંડપની આગળ ષટ્ચોકી(પ્રાંત)ની રચના છે, તો આબુના વિમલવસહીના ગૂઢમંડપ અને રંગમંડપની વચ્ચે નવચોકી(શાંત)ની વ્યવસ્થા છે.[૧૩૯] શૃંગારચોકીના તલમાનમાં ભદ્રાદિ નિર્ગમોની રચના મંડપના તલમાનને અનુરૂપ રચવાની સામાન્ય પરિપાટી છે.

**ઊર્ધ્વદર્શન**

ઊર્ધ્વદર્શનની દૃષ્ટિએ આ કાલનાં મંદિર વિશાળ જગતી[૧૪૦] (ઓટલા) પર બંધાયેલાં હોય છે. એના પર આવેલી ઉભડક રચના 'પીઠ' નામે ઓળખાય છે. પીઠનું મથાળું સમગ્ર મંદિરનું ભોંયતળિયું બની રહે છે. ગર્ભગૃહની દીવાલો અને શૃંગારચોકી તથા મંડપની દીવાલો કે વેદિકા, સ્તંભો વગેરે ઉભડક અંગો આ પીઠ પર મંડાયેલાં હોય છે. પીઠના બહારના ભાગે ભરચક કોતરણી અને

અંદરના ભાગે સાદી રચનાવાળી ગર્ભગૃહની દીવાલ 'મંડોવર' કહેવાય છે. ગૂઢમંડપની દીવાલો પણ એ જ નામે ઓળખાય છે, પરંતુ મંડપ ખુલ્લો એટલે કે સભામંડપ કે રંગમંડપ પ્રકારનો હોય તો પીઠની ઉપર 'વેદિકા' નામે ઓળખાતી ઓછી ઊંચાઈની દીવાલ અને એના પર 'વામન' એટલે કે ઓછી ઊંચાઈના સ્તંભોની રચના હોય છે. આ જ પ્રકારની રચના શૃંગારચોકીમાં પણ હોય છેઃ મંડોવર ઉપર ઢાંકણ તરીકે વપરાતો કંદોરા જેવો થર 'પ્રહાર' નામે ઓળખાય છે. સ્તંભો પર પાટની રચના હોય છે અને એના પર પ્રહારનો થર મંડાય છે. ગર્ભગૃહના ભાગે પ્રહાર ઉપર શિખર, અંતરાલ ભાગે શુકનાસ અને મંડપ તથા શૃંગારચોકીના ભાગે સમતલ છાવણ કે છત અથવા અર્ધવૃત્તાકાર ઘૂમટ(કરોટક)ની રચના કરવામાં આવે છે. એની બહારના ચોતરફ પગથિયાંવાળા દર્શનીય ઘાટની રચનાને 'સંવર્ણા' કહે છે. સમતલ છાવણ રચના 'વિતાન'ના નામે જાણીતી છે.

**પીઠોદય**

મંદિરના તલમાનમાં આવેલા નિર્ગમોને કારણે પીઠ, મંડોવર, વેદિકા વગેરેના ઊર્ધ્વદર્શનમાં અનેકવિધ સમતલ થરોનાં સુશોભનોને પૂરતો અવકાશ મળી રહે છે. મંદિરની પીઠને વિશિષ્ટ પ્રકારના સમતલ થરો વડે વિભૂષિત કરવામાં આવે છે. આ કાલનાં મંદિરોમાં 'પીઠોદય'માં સામાન્યતઃ નીચેથી ઉપર જતાં ક્રમશઃ ભીટ્ટ (એક અથવા એકથી વધુ), જાડ્યકુંભ(જાડંબો), અંતરપત્ર (અધારિકા), કર્ણિકા(કણી), ગ્રાસપટ્ટી, અંતરપત્ર, છાદ્ય(છાજલી) વગેરે થર કોતરેલા હોય છે. આ પ્રકારની પીઠને સ્થાપત્યની પરિભાષામાં 'કામદ પીઠ' કહે છે, પરંતુ મોટાં મંદિરોની પીઠમાં ઉપરના થરોની ઉપર ગજથર, અશ્વથર (વાજિથર), નરથર વગેરે પૈકી એક, બે કે ત્રણે થરોની રચના થાય છે. દરેક થરની વચ્ચે અંતરપત્રની રચના કરી એ થરોને એકબીજાથી છૂટા પાડવામાં આવે છે. આ પ્રકારની રચનાવાળી પીઠ સ્થાપત્યની પરિભાષામાં 'મહાપીઠ' નામે ઓળખાય છે (પટ્ટ ૭, આ. ૨૯).[141] ગજથર અને અશ્વથરમાં હાથી અને ઘોડાનાં વિવિધ અંગભંગીવાળાં શિલ્પ કોતરેલાં હોય છે. નરથરમાં માનવજીવનની વિવિધ પરિસ્થિતિઓ, આનંદપ્રમોદના પ્રસંગો–શિકાર, યુદ્ધ, યાત્રા, સવારી વગેરે કોતરેલાં હોય છે. આ જ થરમાં 'મિથુન' (ભોગાસન) શિલ્પ નામે જાણીતી થયેલી પરિપાટીના કામચેષ્ટાને લગતા પ્રસંગ પણ આલેખાયેલા હોય છે. કનોડાના બહુસ્મરણાદેવી મંદિરની પીઠ 'કામદ' પીઠ વડે અલંકૃત છે.[142] આવી જ રચના મિયાણીનાં નીલકંઠ અને જૈન મંદિરની તથા ખંડોસણના સર્વમંગલા દેવી મંદિરની પીઠમાં છે. સૂણકના નીલકંઠ મહાદેવની પીઠમાં ભીટ્ટના બેવડા–ત્રેવડા

થર પર પીઠનાં જાડ્યકુંભ, કણી, ગ્રાસપટ્ટી, અંતરપત્ર, ગજથર અને નરથર કોતરેલાં છે.[143] રુહાવી, મોઢેરા, ગોરાદ વગેરે સ્થળોનાં મંદિરોની પીઠમાં આને મળતી રચના જોવામાં આવે છે.[144] પીઠનો આદર્શ નમૂનો મોઢેરાના સૂર્ય-મંદિરની પીઠમાં જણાય છે. એમાં ભીટ્ટની ઉપર અનુક્રમે જાડ્યકુંભ, અંતરપત્ર, કર્ણિકા, ગ્રાસપટ્ટી, છાદ્ય, ગજથર, નરથર વગેરે થરો સ્થાન પામ્યા છે.[145] આ જ પ્રકારની રચના ધૂમલી અને સેજકપુરનાં નવલખા મંદિરોમાં જોવામાં આવે છે. 'મહાપીઠ' એટલે કે ગજથર, અશ્વથર અને નરથર સાથેની પીઠનો આદર્શ નમૂનો કુમારપાલના સમયનું સોમનાથનું મંદિર પૂરો પાડતું હતું.[146] તારંગાના અજિતનાથના મંદિરની પીઠ આ પ્રકારની છે. કેટલાંક ઘણાં નાના કદનાં મંદિરોની પીઠમાં માત્ર બે જ થર-જાડ્યકુંભ અને 'કર્ણિકા'ની રચના કરેલાં હોય છે. આવી પીઠને સ્થાપત્યની પરિભાષામાં 'કર્ણપીઠ' નામે ઓળખવામાં આવે છે. આ કાલનાં ઘણાં જૈન મંદિરોની દેવકુલિકાઓની પીઠ તથા વીરમગામના મુનસર તળાવ કાંઠાનાં નાનાં મંદિરોની પીઠ આ પ્રકારની છે.[147]

**મંડોવર**

ગર્ભગૃહના પીઠની ઉપર ચણવામાં આવતી દીવાલના બાહ્ય અલંકૃત ભાગને 'મંડોવર' નામે ઓળખવાની પરિપાટી છે. પીઠની માફક મંડોવરમાં અનેકવિધ સમતલ થરોની રચના હોય છે (પટ્ટ ૭ આ. ૩૦). નીચેથી ઉપરના ક્રમે આ થરો ખુરક, કુંભક, કલશ, કપોતાલી(કેવાલ), મંચિકા, જંઘા, ઉદ્ગમ, ભરણી, શિરાવટી, મહાકેવાલ, કૂટછાદ્ય નામે ઓળખાય છે.[148] અને દરેક બે થરની વચ્ચે તેઓને છૂટા પાડનાર અંગ તરીકે અંતરપત્રની રચના થાય છે. વળી આ દરેક થર પર નાના મોટા ગૌણ થરોની રચના થાય છે. ખુરક એ સામાન્યતઃ કર્ણ, કર્ણિકા, અને સ્કંધથી વિભૂષિત કરેલ સાદી બેઠકવાળો થર છે. કુંભક-(કુંભો)ના મુખ પર તમાલપત્રોની રચના હોય છે અને એના મુખ્ય દર્શનીય પેટા પર નાના કદના ગવાક્ષોમાં દેવ-દેવીઓ તથા ક્યારેક મિથુન-શિલ્પોની રચના હોય છે. કલશનો મધ્યભાગ ઘડા કે કલશની માફક અર્ધવૃત્તાકાર હોય છે. એની મધ્યમાં પટ્ટિકાની રચના ક્યારેક કરવામાં આવે છે. એમાં અક્ષમાલા કે મણિ-મેખલા કોતરેલી હોય છે. કપોતાલી કે કેવાલ રચનામાં કપોત-કબૂતરના મસ્તક ભાગનું રૂપસામ્ય નજરે પડે છે. એમાં કેટલીક વાર ચૈત્યગવાક્ષની આકૃતિઓની હારમાળાનું અંકન થાય છે. મંચિકાના ઘાટમાં કામરૂપ (અલંકૃત પટ્ટિકા), સ્કંધ, કર્ણ, કપોતાલી વગેરે ગૌણ થરો હોય છે. એની ઉપરના જંઘાના થરમાં મોટે ભાગે સ્તંભિકાઓ અને તોરણયુક્ત ગવાક્ષની રચના થાય છે. એમાં દેવ-દેવીઓ

અને વિવિધ અંગ-ભંગીવાળી નર્તિકાઓનાં તથા મિથુનો તાપસ વગેરેનાં શિલ્પ મૂકવામાં આવે છે. ઉદ્દ્ગમની રચના પગથિયાંવાળા પિરામીડ ઘાટની હોય છે. એમાં 'જાલક' નામે જાણીતી કોતરણી કરવામાં આવે છે. ચોરસ કે ગોળ ઘાટની ભરણી અને શિરાવટીના ઘાટ સ્તંભ પરના આ નામનાં અંગોના ઘાટ સાથે સામ્ય ધરાવે છે. ભરણીમાં કર્ણસ્કંધ, અશોકપલ્લવ, તમાલપત્ર, કપોતાલી, કામરૂપ વગેરે ઘાટોનું સંયોજન કરવામાં આવે છે. એવી જ રીતે શિરાવટીમાં ભારપુત્તલિકા અને સ્કંધની રચના થાય છે. મહાકપોતાલી કે મહાકેવાલનો ઘાટ કેવાલને મળતો હોય છે. અત્યંત નિર્ગમિત કૂટછાદ્ય આ તમામ થરોના મુખ્ય છાવણ તરીકે રચાય છે. કૂટછાદ્યમાં પણ છાદ્યની નીચે દંડિકા અને લૂમાની રચના થાય છે.[૧૪૯] આ કાલનાં મંદિરો પૈકી કેટલાંકમાં ઉપરના તમામ થરો ને કેટલાંકમાં એમાંના એકાદ બે ઓછા-વત્તા કે એકના એક થરનું વારંવાર પુનર્નિર્માણ થતું જોવામાં આવે છે. બે કે ત્રણ મજલાવાળાં મંદિરોમાં જંઘા વગેરે થરોનું પણ પુનરાવર્તન થાય છે. આવી રચના ઘૂમલી, સેજકપુર, તારંગા, અને સોમનાથનાં મંદિરોમાં જોવામાં આવી છે. બેવડી ત્રેવડી જંઘાની રચનાના મંડોવરવાળાં મંદિરોને 'મેરુ' પ્રકારનાં ગણવામાં આવે છે. મોઢેરાના સૂર્યમંદિરના મંડોવરમાં ઉપરના લગભગ તમામ થર આકાર પામ્યા છે.[૧૫૦] સૂણકના નીલકંઠ મંદિરના મંડોવરમાં છાદ્ય(છાજલી) સિવાયના તમામ થર જોવામાં આવે છે. સંડેરનાં બે નાનાં મંદિરો પૈકીના મોટા મંદિરના, રુહાવીના નીલકંઠ મંદિરના અને ગોરાદના સોમેશ્વર મંદિરના મંડોવરમાં પણ આ જ પ્રકારની રચના છે. આ મંદિરોના જંઘાના મધ્ય ગવાક્ષોમાં દેવ-દેવીઓનાં મૂર્તિશિલ્પોના આધારે એ કયા દેવનું મંદિર હશે એ પણ ઘણી વાર નક્કી થાય છે. દા. ત. મોઢેરાના સૂર્યમંદિરના મંડોવરમાં બાર આદિત્યની મૂર્તિ છે, સૂણકના નીલકંઠ મંદિરના ગવાક્ષમાં કાલી, ભૈરવ અને નટેશની મૂર્તિઓ, સંડેરના મંદિરના જંઘાગવાક્ષમાં શિવ, વિષ્ણુ અને બ્રહ્માની, રુહાવીના જંઘાગવાક્ષમાં બ્રહ્મા-સાવિત્રી, શિવ-પાર્વતી, અને લક્ષ્મી-નારાયણની યુગલમૂર્તિઓ, ગોરાદના જંઘાગવાક્ષમાં મહાકાલી, નટેશ અને ભૈરવનાં શિલ્પ છે. ગર્ભગૃહ ભાગે મંડોવરની ઉપરના અને મંડપના ભાગે પાટ ઉપરના સળંગ થરને 'પ્રહાર' નામે ઓળખવામાં આવે છે. એની રચનામાં પણ કુંભ, કર્ણ, ગ્રાસપટ્ટિકા, અંતરપત્ર વગેરે થરોનું સંયોજન થયેલું હોય છે. પ્રહારનો થર સમગ્ર મંદિરનાં તમામ અંગોને આવરી લેતી સળંગ રચના છે. એ મંદિરના પહેલા મજલાનું ભોયતળિયું બને છે. પ્રહારને 'પ્રસ્તાર' પણ કહેવામાં આવે છે.[૧૫૧]

શિખર

ગર્ભગૃહના મંડોવરની ઉપર શિખરનું રચનાવિધાન વિશિષ્ટ પ્રકારનું હોય છે. શિખરના તલમાનમાં ઘણી વાર ગર્ભગૃહની દીવાલ પરના ભદ્રાદિ નિર્ગમો સ્થાન પામેલા હોવાથી એ નિર્ગમો શિખરના છેક તળિયા(પાયચા)થી માંડી શિખરની ટોચ (સ્કંધ) સુધી એકસરખી રીતે પ્રમાણિત કરેલા હોય છે. ગર્ભગૃહની મુખ્ય દીવાલ પર મુખ્ય શિખરની માંડણી થાય છે, પરંતુ એ દીવાલની ચાર બાજુના નિર્ગમો પર ઉરઃશૃંગો (અડધિયાં શિખરો), પ્રત્યંગો (ચોથિયાં શિખરો) અને શૃંગિકાઓ (નાના કદની શિખરિકાઓ અથવા શિખરીઓ) વગેરેની રચનાને કારણે સમગ્ર શિખરનો દેખાવ શુણ્ડાકાર (પિરામીડ ઘાટનો) લાગે છે. શિખરો તેમજ એની સાથે જોડાયેલાં આ તમામ અંગોની ઉભડક રેખાઓ (વેણુકોશ) એકસરખી રીતે ચારે બાજુએથી અંદરની બાજુએ વળાંક લેતી ટોચ (સ્કંધ) પાસે કેંદ્રિત થાય છે. ગર્ભગૃહની ભિત્તિ પરના નિર્ગમો પૈકી મધ્ય નિર્ગમો પર ઉરઃશૃંગ, એની બાજુના પ્રતિરથાદિ નિર્ગમો પર પ્રત્યંગો અને કોણ (દીવાલની મૂળ રેખા) પર નાની શૃંગિકાઓની રચના કરવામાં આવે છે. વળી આ ઉરઃશૃંગાદિ ઉભડક રચનાઓની વચ્ચે સુશોભનાત્મક તિલકો(ઘાંટડા)ની પણ રચના થાય છે. આ વિશિષ્ટ પ્રકારના રેખાન્વિત શિખરની (પટ્ટ ૮, આ. ૬૧) રચનાના કારણે ગુજરાત(-રાજસ્થાન)નાં આ કાલનાં મંદિર ભારતના અન્ય પ્રદેશોનાં મંદિરો કરતાં જુદાં પડે છે, એટલું જ નહિ, પણ ગુજરાતનાં આ કાલ અગાઉનાં મંદિરો કરતાં પણ જુદાં પડે છે.[૧૫૨]

આ કાલનાં કેટલાંક મંદિરોનાં શિખરોના તલમાનમાં જ્યારે નિર્ગમનું પ્રમાણ નહિવત્ હોય છે, ત્યારે શિખરના વેણુકોશની તમામ ઉભડક રેખાઓ સ્કંધ પાસે એકત્રિત થાય છે અને એના પર આમલક તથા અંડક(ઇંડક)થી વિભૂષિત કળશની રચના થાય છે. આ પ્રકારનાં શિખર સ્થાપત્યની પરિભાષામાં 'એકાંડી' કે 'એકશૃંગી' કહેવાય છે. પરંતુ જે મંદિરોનાં શિખરોના ભદ્રાદિ નિર્ગમો ખૂબ વિકસિત સ્વરૂપના હોય છે તેવાં મંદિરોનાં શિખરોમાં મધ્ય શિખરના વેણુકોશના લગભગ અર્ધભાગે આમલક કલશાદિથી વિભૂષિત ઉરઃશૃંગો, પ્રત્યંગો તથા શૃંગિકાઓની રચના થાય છે. આ સંજોગોમાં શિખરની સમગ્ર રચના એકાંડી નહિ પણ પંચાંડી, નવાંડી વગેરે પ્રકારની બને છે.

શિખર, ઉરઃશૃંગ, પ્રત્યંગ, શૃંગિકા વગેરે શિખરનાં ઉભડક અંગ આમલક અથવા આમલસારથી અને એના ઉપરના કળશથી વિભૂષિત હોય છે. કલશને 'અંડક' નામે પણ ઓળખવામાં આવે છે.

શિખરના ઊર્ધ્વમાનનાં પ્રમાણ આ કાલ પૂર્વેનાં મત્સ્ય, ગરુડ, અગ્નિ વગેરે પુરાણો તથા 'વિશ્વકર્મપ્રકાશ'માં આપ્યાં છે. પુરાણોએ શિખરની ઊંચાઈ ગર્ભગૃહની દીવાલની ઊંચાઈ કરતાં બેગણી રાખવાનું જણાવ્યું છે.[૧૫૩] ગરુડપુરાણમાં શિખરના રેખાન્વિત પદ્મકોશ–વેણુકોશના નમણ(curve)ની ચર્ચા આપેલી છે.[૧૫૪] આ કાલના શિલ્પગ્રંથો પૈકી સમરાંગણસૂત્રધારે નાગર શૈલીનાં શિખરોના આયોજનની ચર્ચા કરતાં શિખરરચનાની દૃષ્ટિએ મંદિરોના બે સ્પષ્ટ વિભાગ હોવાનું સૂચવ્યું છે : (૧) છાદ્યપ્રાસાદ અને (૨) શિખરાન્વિત.[૧૫૫] ગુજરાતમાં આ કાલનાં અગાઉનાં મંદિર છાદ્યશિખર શૈલીનાં હોવાનું તથા એ ધીમે ધીમે શિખરાન્વિતશૈલીમાં પરિણમતી સંક્રાંત અવસ્થામાં વિકસ્યાનું વર્ણન અગાઉ થયું છે.[૧૫૬]

સમરાંગણસૂત્રધારે શિખરાન્વિત શૈલીનાં શિખરોની વિશદ ચર્ચા કરી છે. મધ્યશિખર(મૂલમંજરી)ની ચોતરફ રચવામાં આવતા ઉરઃશૃંગ કે ઉરોમંજરી તથા કર્ણશૃંગો તથા એ બધાં અંગો પર રચાતાં આમલક–કલશાદિનાં એમાં વર્ણન છે. સમરાંગણસૂત્રધારની શિખરશૈલીની પરિપાટી અપરાજિતપૃચ્છામાં પણ આકાર પામતી જોવામાં આવે છે, પરંતુ અપરાજિતપૃચ્છાએ શિખરના વેણુકોશની રેખાઓ તથા એમાં પ્રયોજાતી વિવિધ પ્રકારની નમણો પર વિશેષ ભાર મૂકી જુદાં જુદાં નામ ધરાવતી રેખાઓના કારણે પરિણમતી શિખરની વિવિધ રચનાશૈલી તથા એના પ્રકારોની અતિ ઝીણવટભરી ચર્ચા કરી છે. રેખાઓના રચનાવિધાનના એણે બે વિભાગ–ચંદ્રકલા રેખા અને ઉદયકલા રેખા–જણાવ્યા છે. સમગ્ર શિખરની રેખાઓના ૨ થી ૨૮ ઉભડક ખંડ પાડી પ્રથમ પ્રકારના રેખા આયોજતાં કુલ ૧૬ ભેદ પાડવામાં આવે છે. વળી દરેક ખંડને ૧૬ પ્રકારના 'કલા' અને 'ચાર' નામથી ઓળખાતા ઊભા આડા વિભાગોમાં વહેંચી કુલ ૨૫૬ ( ૧૬ × ૧૬ ) પ્રકારની રેખાઓ દર્શાવી છે. એ સર્વનાં જુદાં જુદાં નામ પણ આપ્યાં છે.[૧૫૭] ઉદયકલા શિખરની રેખાને ૫ થી ૨૯ ખંડોમાં વહેંચી ૨૫ પ્રકાર નિપજાવવામાં આવ્યા છે.

શિખરના તલમાનના વિવિધ આવિર્ભાવો અને રેખાઓના વિભેદને કારણે તેઓના પર રચાતાં અંડકોની જુદી જુદી સંખ્યાની દૃષ્ટિએ ગુજરાતનાં આ કાલનાં મંદિરોનાં શિખર વિવિધ પ્રકારનાં જણાય છે. અંડકોની સંખ્યા ૧, ૫, ૯, ૧૩, એમ ક્રમે ક્રમે વધતી જાય છે.

### મંડપ અને શૃંગારચોકી

ઊર્ધ્વદર્શનની દૃષ્ટિએ મંડપની અને શૃંગારચોકીની પીઠ ઉપર ઉભડક

અંગો આવેલાં હોય છે તેમાં (૧) ભિત્તિ, (૨) સ્તંભ, (૩) તોરણ(કમાન), (૪) પાટ, (૫) સંવર્ણા કે વિતાન તથા (૬) ચંદ્રાવલોકન (ઝરૂખા) અને (૭) કક્ષાસન નોંધપાત્ર છે. ગૂઢમંડપ ચોતરફ દીવાલોથી આચ્છાદિત હોય છે. સભામંડપમાંની અર્ધભીંતો 'વેદિકા' નામે ઓળખાય છે. આ દીવાલોમાં ઘણી વાર ચંદ્રાવલોકન અને કક્ષાસનની રચના હોય છે. દીવાલોમાં આવેલા વિવિધ થર આકારમાં ગર્ભગૃહના મંડોવરના થરો જેવા જ હોય છે. ગૂઢમંડપની અંદરની બાજુએ દીવાલોમાં સંલગ્ન અર્ધમૂર્ત (ભીંતા) સ્તંભો તથા મધ્યમાં છૂટા સ્તંભોની રચના હોય છે. સભામંડપ ચારે બાજુએ ખુલ્લો હોવાથી સ્તંભો પર જ મંડાયેલો હોય છે. શૃંગારચોકી ચોતરફ ખુલ્લી હોવાને કારણે એમાં ભીંતા તેમજ છૂટા સ્તંભોની રચના થાય છે.

**સ્તંભ**

રૂપવિધાનની દૃષ્ટિએ સ્તંભ ત્રણ વિભાગનો બનેલો હોય છે. એમાં સૌથી નીચે કુંભી, એ પર સ્તંભદંડ અને એના પર શિરાવટીની રચના હોય છે. મોટાં મંદિરોમાં શિરાવટી પર વામનકદના બીજા સ્તંભ ચડાવેલા હોય છે. સ્થાપત્યની પરિભાષામાં એ 'ઉચ્છાલક' નામે ઓળખાય છે[૧૫૮] (પટ્ટ ૮, આ. ૩૨). સ્તંભનું રૂપવિધાન મંડોવરના રૂપવિધાન સાથે સામ્ય ધરાવે છે. કુંભીની રચના મંડોવરના કુંભકને અનુરૂપ હોય છે. તલદર્શનની દૃષ્ટિએ કુંભીનો ઘાટ ગર્ભગૃહની દીવાલોના ઘાટ સાથે સામ્ય ધરાવે છે. કુંભીના મથાળે કેવાલ અને ગ્રાસપટ્ટીની રચના ક્યારેક થાય છે. સ્તંભદંડ ઘાટમાં ચોરસ, ગોળ, અષ્ટકોણીય અને ક્યારેક ષોડશકોણીય હોય છે. કેટલીક વખતે આ દરેક ઘાટનું એકના એક સ્તંભમાં મિશ્રણ થતું જોવામાં આવે છે; દા. ત. નીચેથી ચોરસ રચાતો સ્તંભદંડ મધ્યમાં અષ્ટકોણીય અને મથાળે ષોડશ કે વૃત્તાકાર ઘાટવાળો હોય છે. ચોરસ સ્તંભમાં ભદ્રાદિ નિર્ગમો આપી 'ભદ્રક,' 'વર્ધમાન,' 'સ્વસ્તિક' વગેરે ઘાટ નિપજાવવામાં આવે છે. ભદ્રક ઘાટમાં મધ્યમાં ભદ્ર નિર્ગમ, વર્ધમાનમાં ભદ્ર અને પ્રતિરથ નિર્ગમ, તથા સ્વસ્તિકમાં ભદ્ર, પ્રતિરથ અને નંદી નિર્ગમની રચના થાય છે. અત્યંત અલંકૃત સ્તંભોનું રૂપવિધાન ગર્ભગૃહના મંડોવરના કુંભક ઉપરના થરોના રૂપવિધાન સાથે સામ્ય ધરાવતું હોવાથી એમાં પત્રપુષ્પોથી વિભૂષિત કેવાલ, ગ્રાસપટ્ટી, મણિમેખલા, ઘંટા-સાંકળી, ઘટપલ્લવ વગેરે શિલ્પપટ્ટિકાઓ તથા મૂર્તિશિલ્પો યોજવામાં આવે છે. સ્તંભદંડની ઉપર શિરાવટીની રચના થાય છે. શિરાવટીના ચોતરફ ફેલાવેલા છેડાઓની અલંકૃત રચના 'હીરગ્રહણક' નામે ઓળખાય છે. શિરાવટી અને પાટની વચ્ચેનાં તોરણો અને શિરાવટી સંલગ્ન

શાલભંજિકા અને ગાંધર્વોનાં શિલ્પોને એ ટેકવે છે. શિરાવટીના મથાળે ફેલાયેલા છેડાઓમાં કીચકશિલ્પો પ્રયોજાય છે. શિરાવટી પર ઉચ્છાલક અને એના પર શિરાવટી તથા ભરણીની રચના હોય છે. ઉચ્છાલક વામનકદનો સ્તંભ છે. એના પરની ભરણી ઘાટમાં વૃત્તાકાર હોય છે અને એનો મુખ્ય અલંકૃત ભાગ વૃત્તાકાર કર્ણિકા(કણી) ઘાટનો હોય છે. એમાં ઊભા પલ્લવોની રચના થાય છે. એના પર બીજી શિરાવટી આવેલ હોય છે. ઉપરની વિવેચનાને આધારે આ કાલના સ્તંભોના ઘાટ–વૈવિધ્યનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય :

(૧) ચોરસ(રુચક) ઘાટના સ્તંભો : આ પ્રકારના સ્તંભોમાં ગ્રાસપટ્ટી, ઘટ-પલ્લવ, ઊર્ધ્વપલ્લવ વગેરે શિલ્પાંકિત થયો આવેલા હોય છે.

(૨) મધ્યમાં ચોતરફ ભદ્રનિર્ગમ–યુક્ત ચોરસ (ભદ્રક) સ્તંભો : આ સ્તંભોમાં ઉપરની રૂપપટ્ટિકાઓ ઉપરાંત કેવાલ, કણી, અંતરપત્ર વગેરે આકાર પામતાં જણાય છે.

(૩) અષ્ટાસ્ર ઘાટના સ્તંભોમાં ઉપરના તમામ થર આકાર પામે છે.

(૪) મિશ્ર ઘાટના સ્તંભોમાં કેટલાક વિવર્ત જોવા મળે છે; દા. ત. કેટલાક મિશ્ર ઘાટના સ્તંભોમાં નીચલો ભાગ ચોરસ, ઉપરનો અષ્ટાસ્ર, ઉપલો વૃત્તાકાર, એવા ત્રિવિધ ઘાટનું સંયોજન થતું જોવા મળે છે, તો કેટલાક આ ઘાટના સ્તંભો ઉપલા તથા નીચલા છેડે ગોળ અને મધ્યમાં અષ્ટાસ્ર હોવાનું માલૂમ પડે છે. મિશ્ર ઘાટના કેટલાક સ્તંભોમાં ચોરસ, અષ્ટાસ્ર, ષોડશાસ્ર, વૃત્ત વગેરે ઘાટનું સંયોજન પણ જોવામાં આવે છે.

(૫) મિશ્ર ઘાટના છતાં દરેક બાજુએ ભદ્રાદિ નિર્ગમોથી યુક્ત અલંકૃત સ્તંભો 'સ્વસ્તિક' નામે ઓળખાય છે. મોઢેરા, સોમનાથ, આબુ, ઘૂમલી, સેજકપુર વગેરે સ્થળોએ આ પ્રકારના સ્તંભ આવેલ છે. નીચેથી ઉપર જતાં એ સ્તંભોની રૂપપટ્ટિકાઓનું વૈવિધ્ય પણ નોંધપાત્ર હોય છે. એમાં ગ્રાસપટ્ટી, કેવાલ, કણી, અંતરપત્ર, ગ્રાસપટ્ટી, રૂપપટ્ટી વગેરેનું આયોજન હોય છે. સ્તંભ–અંતરાલનાં મથાળાં પાટ વડે આચ્છાદિત કરવામાં આવે છે.

### વિતાન અને કરોટક

પાટની ઉપર સમતલ 'પ્રહાર'નો થર રચાય છે, પણ સ્તંભોની વચ્ચેના ગાળાઓમાં સમતલ છત( વિતાન ) અથવા અર્ધવૃત્તાકાર ઘુમટ( કરોટક )ની રચના કરવામાં આવે છે. પાટનો દર્શનીય ભાગ અનેકવિધ થરો અને સુશોભનો વડે અલંકૃત કરેલો હોય છે. પાટમાં કેટલીક વાર ફૂલવેલ ભાત,

રોજિંદા જીવનના પ્રસંગ કે પૌરાણિક દશ્ય કોતરેલાં હોય છે. કરોટકનું રૂપ-વિધાન[૫૯] ખાસ નોંધપાત્ર છે. એમાં નીચેથી ઉપર જતાં ક્રમે ક્રમે કર્ણદર્દરિકા, આસપટ્ટી, રૂપકંઠ, કોલ, ગજતાલુ, વલિકા, લૂમા વગેરે વિવિધ ઘાટના થરો અને મધ્યમાં પદ્મશિલા યોજાય છે. કર્ણદર્દરિકાનો થર મોટે ભાગે પદ્મપાંખડીઓથી મંડિત હોય છે. એના ઉપર ઘણી વખતે નાના કદની આસપટ્ટિકા રચાય છે. કેટલીક વખતે કર્ણદર્દરિકાની નીચેની રૂપપટ્ટિકામાં નરથર પણ જોવામાં આવે છે. ક્યારેક નરથરનું સ્થાન ગજપટ્ટી પણ લે છે. કરોટકનો સૌથી પ્રાચીન નમૂનો થાનના મુનિબાવા મંદિરના મંડપના ઘૂમટમાં આવેલો હતો. સૂણકના નીલકંઠ મંદિરના મંડપના, મોઢેરાના સૂર્યમંદિરના સભામંડપના, તથા આબુના વિમલ-વસહીના સભામંડપના કરોટકની નીચેની રૂપપટ્ટિકામાં નરથર તથા લૂણવસહીના કરોટકની રૂપપટ્ટિકામાં ગજથરનું આયોજન જોવામાં આવે છે.

કર્ણદર્દરિકા ઉપરના રૂપકંઠમાં વિદ્યાધર-વિદ્યાદેવીઓ અને દેવતાઓનાં કે નૃત્યાંગનાઓનાં શિલ્પ જોવામાં આવે છે. જૈન મંદિરોમાં મોટે ભાગે ૮, ૧૨ કે ૧૬ વિદ્યાધરો કે વિદ્યાદેવીઓનાં શિલ્પ હોય છે. આબુ ને કુંભારિયાનાં મંદિરોના મંડપમાં એવી રચના છે. રૂપકંઠની ઉપરનો કોલનો થર અંતર્ગોળ ત્રિદલ(ગગારક)ની રચનાથી વિભૂષિત હોય છે. હરિશ્ચંદ્રની ચોરી( શામળાજી ) અને મુનિબાવા(થાન)-નાં મંદિરોમાં આ રચનાના જૂના નમૂના જોવા મળે છે. ગજતાલુ( ગવાળુ ) હાથીના ખુલ્લા મુખના અંતર્ગોળ ભાગ સાથે સામ્ય ધરાવતો થર છે. ગજતાલુના ૩, ૫, ૭, કે ૯ થર હોય છે અને મધપૂડાની માફક એની રચના સંકુલ પ્રકારની હોય છે. વાલિકાનો થર વાસ્તવમાં અંતરપટ્ટિકા માફક સ્તરાંતર દર્શાવનાર થર છે. એની મદદ વડે કોલ અને ગજતાલુના થર સ્પષ્ટતઃ જુદા પડે છે. લૂમા તો પુષ્પગુચ્છ માફક છૂટી છૂટી પ્રયોજાય છે. એનું વાસ્તવિક સ્વરૂપ નાનકડા ઝુમ્મર જેવું છે. એના રૂપમાં પુષ્પપાંદડી અને પુષ્પકલીનું સંયોજન થયેલું હોય છે

સમગ્ર કરોટકના મધ્યબિંદુ( ચાવી )રૂપે પ્રયોજાતી પદ્મશિલા ઘણા ઉત્કૃષ્ટ પ્રકારનું કંડારકામ ધરાવે છે. સમતલ વિતાનમાં તો એ પ્રફુલ્લિત કમલપુષ્પરૂપે આલિખિત થાય છે, પરંતુ કરોટકમાં એ અતિનિર્ગમિત સ્વરૂપે મોટા ઝુમ્મરની માફક લટકતી દર્શાવાય છે.

વર્ગીકરણની દૃષ્ટિએ છતના મુખ્યત્વે ત્રણ પ્રકાર-સમતલ, ક્ષિપ્તોક્ષિપ્ત, અને ઉદિત[૬૦] જોવામાં આવે છે. સમતલ છત સાદી કે અલંકૃત છતાં સપાટ હોય છે. ક્ષિપ્તોક્ષિપ્તમાં કરોકટના કોલ-કાચલા( ગવાળુ, ગજતાલુ )ના તરંગની

માફક ઊંચે ચડી વળી નીચે ઊતરે એવો ઘાટ પ્રયોજાય છે, જ્યારે ઉદિતમાં ફાંસ-કાયલાના ઊંચા ને ઊંચા ચડતા થરોની યોજના જોવામાં આવે છે.

મંદિરનાં ચંદ્રાવલોકનો અને વાતાયનોને જાળીઓ વડે ભરી દેવામાં આવે છે. જાળીઓને આડી ઊભી પટ્ટિકાઓના સમચતુરસ્ર વિન્યાસથી એકસરખા કદના ખંડોમાં વિભક્ત કરી દઈ દરેક ખંડમાં મોટે ભાગે અલગ અલગ ભૌમિતિક કે નરયુગ્મ, અશ્વારૂઢ પુરુષો, કિન્નરો, વ્યાલ, હંસ વગેરેનાં સુશ્લિષ્ટ રૂપાંકનો વડે અલંકૃત કરવામાં આવે છે. ક્યારેક આડી ઊભી પટ્ટિકાઓ ઉપર રત્નબંધ, મણિમેખલાઓ કે મૃણાલપત્રની પંક્તિઓ કોતરવામાં આવે છે. પરસ્પરને છેદતી પટ્ટિકાના સાંધા પર મણિપદકો કે પદ્મનાં જુદાં જુદાં આવર્તન કોતરવામાં આવે છે. આ જાળીઓ મોટે ભાગે છિદ્રાળુ હોય છે, પણ ક્યારેક એને છિદ્રરહિત રાખવામાં પણ આવે છે. આ સંજોગોમાં એ માત્ર અંલકારરૂપે જ દેખા દે છે.[૧૧૧]

**તોરણ અને કીર્તિતોરણ**

વાસ્તુશાસ્ત્રમાં 'તોરણ' શબ્દ બે અર્થમાં વપરાયો છે : એક તો મંડપ વગેરેના સ્તંભ-અંતરાલના ઊર્ધ્વભાગે સ્તંભ-સંલગ્ન સામસામા મકરમુખમાંથી પ્રગટતી માલા કે વંદનમાલિકા, જેને સામાન્યતઃ 'કમાન' કહેવામાં આવે છે, તે અર્થમાં 'તોરણ' શબ્દ પ્રયોજાયો છે.[૧૧૨] એમાં કોતરાતા વિવિધ ઘાટોને કારણે એના મુખ્યત્વે ત્રણ પ્રકાર-પત્ર, મકર અને ચિત્ર-જોવામાં આવે છે. વળી તેઓનો સમગ્ર ઘાટ વૃત્ત, ચાપાકાર કે અર્ધચંદ્રાકાર હોય છે. એનાથીયે વિશેષ, કેટલાક વાસ્તુગ્રંથોમાં એના બે મુખ્ય પ્રકારોનાં વર્ણન છે : ઇલ્લિકા અને આંદોલ. ઇલ્લિકામાં ઇયળની જેમ વળ ખાતી સંચારગતિને અનુરૂપ તોરણનું કંડારકામ કરવામાં આવે છે, આંદોલમાં હિંદોલક કે સમુદ્રતરંગનો ભાવ પ્રકટાવવામાં આવે છે. બંનેમાં ઘણી વાર સ્તંભશીર્ષને વળગેલા મકરમુખમાંથી વંદનમાલિકા પ્રગટ થઈ, ઊર્ધ્વગામી બની, ભારોટના પેટાળમાંના કમલના મધ્યબિંદુમાં શિરઃપ્રવેશ કરી સ્થિર બને છે.

'તોરણ' બીજા અર્થમાં સુવિખ્યાત 'કીર્તિતોરણ'ના અર્થમાં પ્રયોજાય છે. અપરાજિતપૃચ્છામાં એનું વિગતે વર્ણન આપ્યું છે.[૧૧૩] એની રચના ઘણે અંશે મંદિર કે મંડપના અગ્રભાગમાં થાય છે. ઉત્સવાદિ પ્રસંગોએ આ દેવના હિંદોલક તરીકે ઉપયોગમાં લેવાતું હશે એવું અનુમાન છે.[૧૧૪] એની રચના-વિધિમાં પ્રથમ તો પીઠ પર ઉચ્છાલક(ઠેકીવાળા સ્તંભો) કરી, એના પર કૂટછાદ્ય, ભારપટ્ટ અને એના પર પટ્ટ-સ્તંભગર્ભે તિલક(તલકડું) અને બાજુમાંની બાહ્ય દિશામાં મકરમુખ કરવાનું તેમજ સૌથી ઉપર વચ્ચે શિરમોડ-સમું ઇલ્લિકા-

વલણુ તોરણિયું કરી એમાં મધ્યપદમાં મુખ્ય દેવમૂર્તિ તથા આજુબાજુ દેવપરિચારિકાઓ સ્થાપવાનું તથા સ્તંભ-અંતરાલમાં ઇલ્લિકા કરવાનું કહ્યું છે. અપરાજિતપૃચ્છાકારે આ પ્રકારનાં તોરણોને 'ઉત્તુંગ તોરણ' તરીકે ઓળખાવેલ છે.[૧૧૫] વડનગર અને સિદ્ધપુરનાં તોરણ ભારતપ્રસિદ્ધ છે. મંદિર-સંલગ્ન અન્ય સ્થળોનાં કાર્તિતોરણોમાં શામળાજીના હરિશ્ચંદ્રની ચોરીના મંદિર સાથેનું તોરણ ગુજરાતમાં સૌથી પ્રાચીન છે. મોઢેરાના સૂર્યમંદિરમાં અવશેષરૂપ ઊભેલાં બે તોરણો, વાલમ(કૃષ્ણમંદિર), પિલુદ્રા(સૂર્યમંદિર), ધૂમલી(હાલ રાજકોટ મ્યુઝિયમમાં), આસોડા (જસમલનાથ મંદિર,) કપડવંજ( કુંડના મથાળે આવેલું તોરણ) વગેરે ગુજરાતનાં આ કાલનાં ગણનાપાત્ર તોરણ છે.

પ્રાકાર, બલાનક ને દેવકુલિકાઓની રચના મુખ્યત્વે જૈન મંદિરોમાં જોવામાં આવે છે. એમાં મુખ્ય મંદિરની ચારે બાજુએ આયતાકાર સ્તંભાવલિયુક્ત પડાળી અને એને સંલગ્ન દેવકુલિકાઓની હારમાળા રચવામાં આવે છે. એના મુખ્ય ઉત્તુંગ પ્રવેશને 'બલાનક' કહે છે. આબુ-દેલવાડાનાં સુપ્રસિદ્ધ જૈન મંદિરો તથા ગિરનાર શત્રુંજય અને કુંભારિયાનાં મંદિરોની આવી રચનાઓ નોંધપાત્ર છે.

### મોજૂદ રહેલાં અગ્રગણ્ય દેવાલયો (નકશો ૫ અને ૬)

સોલંકી કાલ દરમ્યાન ગુજરાતમાં સંખ્યાબંધ મોટાં નાનાં દેવાલય બંધાયાં હતાં. એમાંનાં કેટલાંક દેવાલયોનો ઉલ્લેખ અભિલેખોમાં તથા સાહિત્યમાં થયો છે. હાલ એમાંનાં થોડાંક મોજૂદ રહેલાં છે, જ્યારે ઘણાં કાલબલે નષ્ટ થયેલાં છે. ગુજરાતમાં એ ઉપરાંત બીજાં એવાં અનેક દેવાલય મોજૂદ રહેલાં છે, જે સ્થાપત્ય-સ્વરૂપ પરથી સોલંકી કાલનાં હોવાનું માલૂમ પડે છે. ઉપર આપેલા વર્ગીકરણમાં આમાંનાં અનેક દેવાલય ગણાવવામાં આવ્યાં છે, એમાંનાં અગ્રગણ્ય દેવાલયોનું વિગતે નિરૂપણ કરવું ઘટે છે.

### (અ) દ્વયંગી મંદિરો

ગર્ભગૃહ અને શૃંગારચોકીનાં બનેલાં નાના કદનાં આ મંદિર સારી રીતે સજાવેલાં છે. ચોકીની વેદિકા, વેદિકાપટ્ટના આસનપટ્ટ તથા કક્ષાસનની રચના તથા ઘટપલ્લવ ઘાટનાં સ્તંભસુશોભનો વગેરેને કારણે આ મંદિરોના રચનાકાલથી સોલંકીશૈલી આકાર પામતી જણાય છે. વળી મંદિરના દરેક તલમાનમાં ભદ્રાદિ નિર્ગમોને કારણે શિખર-રચનામાં ઉરઃશૃંગાદિ અંગોનું ઉમેરણ થતાં મંદિરો બહુધા પંચાંડી, નવાંડી વગેરે રૂપ ધારણ કરતાં પણ દેખાય છે અને એ બધાંનો ઉત્તરોત્તર ક્રમિક વિકાસ નજરે પડે છે.

સંડેર

સંડેર( તા. પાટણ જિ. મહેસાણા )માં આવેલા મંદિર–સમૂહમાંનું સાવ નાના કદનું એક મંદિર એનાં સ્થાપત્યકીય સ્વરૂપ અને શિખર–રચનાની દૃષ્ટિએ અવાંતર અવસ્થાનું જણાય છે. બીજું મોટું મંદિર એના પછીની વિકસિત સોલંકી શૈલીનું છે.[૧૬૮]

તલમાનની દૃષ્ટિએ આ મંદિર માત્ર ગર્ભગૃહ અને પ્રાગ્રીવ(પ્રવેશચોકી)નું બનેલું છે. ગર્ભગૃહની બાહ્ય દીવાલો પર ભદ્ર તથા પ્રતિરથ નિર્ગમો ચડાવી એનું તલમાન ત્રિરથ સાધ્યું છે. આ રચના મંદિરના જમીન-તલથી માંડી શિખરની ટોચ સુધી પહોંચે છે. પ્રાગ્રીવનું તલમાન લગભગ સમચોરસ છે.

ઊર્ધ્વમાનની દૃષ્ટિએ આ મંદિરનો પીઠ–વિભાગ કુંભો અને કલશથી અલંકૃત છે. પીઠ પરના મંડોવર વિભાગને ઘેરી અંતરપત્રિકા વડે અલગ પાડેલ છે. મંડોવરની સૌથી નીચેનો થર કેવાલનો છે તે પર જંઘાભાગમાં ગવાક્ષ–મંડિત શિલ્પો છે. એના ઉપર ફૂલવેલ ભાતની સુશોભન-પટ્ટિકા છે અને એ ઉપરના બેવડા કેવાલના થરોને બેવડી અંતરપત્રિકા દ્વારા અલગ પાડેલ છે. અને સૌથી ઉપરની ઊંડી તક્ષણયુક્ત અંતરપત્રિકા મંડોવરને શિખર ભાગથી અલગ પાડે છે.

મંદિરનું શિખર ભદ્ર, પ્રતિરથ તેમજ કોણભાગે જાલક અને આમલકના મિશ્ર સ્વરૂપથી જાણીતી થયેલી રચના વડે અલંકૃત કરેલું છે. શિખરના સ્કંધ પર આમલક તથા કળશ આવેલાં છે.

પ્રાગ્રીવની બાહ્ય દીવાલો વેદિકા તથા આસનપટ્ટથી અલંકૃત છે. વેદિકા પર વામનસ્તંભો અને શિરાવટીની રચના છે. એના પર પાટ તથા પ્રહારના થર આવેલા છે. પ્રવેશચોકીનું છાવણ સપાટ છે. ગર્ભગૃહની દ્વારશાખામાં ગણેશનું, અને ઓતરંગમાં બ્રહ્મા વિષ્ણુ અને શિવનાં શિલ્પ છે. મંડપમાં આઠ નૃત્યાંગનાઓનાં શિલ્પ છે. મંડોવરના ભદ્રગવાક્ષોમાં પશ્ચિમે શિવ, ઉત્તરે વિષ્ણુ અને દક્ષિણે બ્રહ્માનાં શિલ્પ છે.

ગોરાદ

ગોરાદ(તા. ચાણસ્મા, જિ. મહેસાણા)નું સોમેશ્વર મહાદેવનું મંદિર ગર્ભગૃહ અને શૃંગારચોકીનું બનેલું છે. પીઠ અને મંડોવર આ કાલનાં અન્ય મંદિરોની જેમ વિવિધ થરોથી અલંકૃત છે. ગર્ભગૃહ પરનું શિખર અને શૃંગારચોકી પરનું છાવણ ખંડિત અવસ્થામાં છે. (હવે આ બંને પુનરુદ્ધાર પામ્યાં છે.) શૃંગાર-

ચોકીના સ્તંભ ઘટપલ્લવ ઘાટના છે અને એની સમતલ છતમાં વિભાગો પાડી દરેક વિભાગને પુષ્પમંડિત કરેલો છે. ગર્ભગૃહ પરના શિખરનો ઉપલો ભાગ એવી જ રીતે પછીના કાળના સમારકામનો છે. મંડોવરની જંઘાના ભદ્રગવાક્ષોમાં ઉત્તરે મહાકાલ, પૂર્વે નટેશ અને દક્ષિણે ભૈરવનાં શિલ્પ છે.[૧૬૭]

**રુહાવી**( તા. પાટણ જિ. મહેસાણા )ના નીલકંઠ મહાદેવના મંદિરનો ગર્ભગૃહવાળો ભાગ સારી રીતે જળવાયેલો છે. મંડપ નાશ પામ્યો છે અને એને બદલે પાછલા સમયમાં ચોકી સ્થાન પામી છે. એ ચોકીમાં જૂના મંડપના સ્તંભાદિ અવશેષ વપરાયા છે. મંડોવરની જંઘાના ભદ્રગવાક્ષોમાં ઉત્તરે બ્રહ્મા-સરસ્વતી, પશ્ચિમે શિવ-પાર્વતી અને દક્ષિણે લક્ષ્મી-નારાયણનાં યુગલશિલ્પ તથા એની આજુબાજુ મિથુનશિલ્પ કોતરેલાં છે. ગર્ભગૃહની દ્વારશાખાના લલાટબિંબમાં ગણેશનું શિલ્પ અને ઓતરંગમાં બ્રહ્મા શિવ અને વિષ્ણુનો શિલ્પખંડ આવેલો છે. એના પીઠના કુંભ ભરચક મિથુનશિલ્પોથી કોતરેલા છે. ગર્ભગૃહ પરનું ઉભડક શિખર પુનર્નિર્માણ સમયનું હોવાનું બર્જેસ ધારે છે.[૧૬૮]

**પાડણ**( તા. વાવ, જિ. બનાસકાંઠા )નું મૂલેશ્વર મહાદેવનું મંદિર સ્થાનિક લોકોક્તિ મુજબ મૂલરાજ સોલંકી( ૯૪૨-૯૯૫ )ના સમયમાં બંધાયું છે.[૧૬૯] મંદિરનું સમચોરસ ગર્ભગૃહ એકાંડી પ્રકારનું શિખર ધરાવે છે. એની કર્ણપીઠ સાદી છે. વેદીબંધના કુંભાના મથાળે કર્ણ અને ભદ્ર ભાગે અર્ધવિકસિત કમલ અને પ્રતિરથ તથા ઉપરથ ભાગે અર્ધરત્નનાં અલંકરણ છે. જંઘાનો થર સાદો છે. એમાં કર્ણભાગે નાના કદનાં વ્યાલ અને મિથુનશિલ્પો આવેલાં છે. ભદ્રગવાક્ષોમાં ત્રણે બાજુએ લલિતાસનમાં બેઠેલા ષડ્ભુજ શિવનાં શિલ્પ છે. એના જમણી બાજુના ત્રણ હાથમાં અનુક્રમે વરદાક્ષમાલા, સનાલ કમલ અને ત્રિશૂળ ને ડાબી બાજુના ત્રણ હાથમાં નાગ, ખટ્વાંગ અને કમંડળ આવેલાં છે. એની ડાબી બાજુએ નંદી બેઠેલ છે. ગર્ભગૃહ પરના શિખર પરની જાલક-ભાતનું તક્ષણ ઊંડું અને સુરેખ છે.[૧૭૦] મંડપ અને શૃંગારચોકીના સ્તંભોના ઘાટમાં ઘટપલ્લવનું કોતરકામ છે.

**વઢવાણ**(તા. વઢવાણ, જિ. સુરેન્દ્રનગર)ની ઊંચી વ્યાસપીઠ પર આવેલા રાણકદેવી[૧૭૧] મંદિરના ગર્ભગૃહનો વિભાગ સંપૂર્ણ જળવાઈ રહ્યો છે, એની આગળના અન્ય વિભાગ નાશ પામ્યા છે. સાદી પીઠ અને મંડોવર પરની ઘેરા અલંકરણની પટ્ટિકાઓ સારો ઉઠાવ આપે છે. પીઠમાં ગ્રાસપટ્ટી, મંડોવરની છાજલીમાં ચંદ્રશાલાઓની હારમાળા અને લટકતી ઘંટાના અલંકરણવાળાં ગ્રાસમુખોની હારમાળા તથા મથાળે તમાલપત્રની પંક્તિઓ અને શિખર નીચેના

પ્રહારના થરમાં ચંદ્રશાલાઓનાં અલંકરણ ચારુ ભાવ નિપજાવે છે. મંડોવરની સાદી જંઘાનો મધ્યભાગ ભદ્રગવાક્ષોથી અલંકૃત છે. આ ગવાક્ષોના મથાળે ઉદ્ગમના સ્થાને ફાંસના ઘાટનું આમલક અને કલશ સાથેનું છાવણ રચનામાં નવીનતા આણે છે. શિખરના ભદ્ર તથા મુખભદ્રના વેણુકોશમાં ઊંડા તક્ષણવાળી ઉભડક જાલકભાત છે. કોણભાગના વેણુકોશમાં ચંદ્રશાલા અને આમલકની ભાતમાં કોતરેલ સમતલ કર્ણકૂટોના આઠ થર છે. શિખર પર આમલક અને કલશ છે. આ મંદિરના ગર્ભગૃહના પંચશાખ દ્વારમાં અનુક્રમે પત્ર, સિંહ, મૂર્તિશિલ્પોથી મંડિત રૂપસ્તંભ, સિંહ અને પત્ર શાખાની યોજના છે. દ્વારના ઉદુંબરમાં મંદારક અને કીર્તિમુખનો અભાવ છે. રૂપસ્તંભના મથાળે હીરગ્રહણ અને ભરણીની યોજના છે. દ્વારના ઓતરંગમાં ફાંસના-મંડિત પાંચ ગવાક્ષોની હરોળ છે. એ દરેકમાં મૂર્તિશિલ્પ કોતરેલાં છે.[૧૭૨]

અંજાર( તા. અંજાર, જિ. કચ્છ )ની દક્ષિણે આવેલા ભડેશ્વરના શિવમંદિરનો સમગ્ર ભાગ સ્પષ્ટપણે પુરાણો જણાય છે. એની માંડણી તથા મૂર્તિઓની કોતરણી મોહક અને છટાદાર છે.[૧૭૩] મંદિરના ગર્ભગૃહનું તલમાન ત્રિરથ છે. શિખરના ભાગમાં ચંદ્રશાલા અને શિખર નીચેની ભદ્ર-રથિકાઓમાં દક્ષિણ દિશાએ ગણેશ-સિદ્ધિ, પશ્ચિમે બ્રહ્મા-સાવિત્રી, અને ઉત્તરે શિવ-પાર્વતીનાં યુગ્મ શિલ્પ છે. શિખર અને ઉરઃશૃંગ જાલક-ભાતથી વિભૂષિત છે. કર્ણરેખા પરનાં કર્ણકૂટો( શૃંગો )માં પણ એ જ ભાત કોતરેલી છે. મંદિરના પીઠ ભાગના અર્ધરત્નમંડિત કુંભ અને ભીટની રચના સાદી છે. મંડોવરની જંઘાના ભદ્ર-ગવાક્ષોમાં પશ્ચિમે અંધકાસુર-વધ, ઉત્તરે શિવતાંડવ, અને પશ્ચિમે ચામુંડાનાં શિલ્પ છે. એમની બાજુમાં દિક્પાલનાં શિલ્પ છે. ભદ્રની બંને બાજુએ કોણ-ભાગમાં મુખ્યત્વે સુરસુંદરીનાં શિલ્પ છે. આ બધાં શિલ્પોના મથાળે કીર્તિમુખોની પટ્ટિકાઓ છે. ભદ્ર અને કોણ વચ્ચેના વારિમાર્ગમાં બિડાલ, ગ્રાસ, વ્યાઘ્ર અને વ્યાલનાં શિલ્પ મૂકેલાં છે. શૃંગારચોકીની વેદિકા ઘટ્પલ્લવાંકિત સ્તંભિકાઓ અને કલ્પવલ્લીનાં આભૂષણોથી વિભૂષિત છે. સ્તંભ-અંતરાલમાં છિદ્રાળુ જાળીઓ છે. અંતરાલ ઉપરનું શુકનાસ બચ્યું છે, પરંતુ શૃંગારચોકીનું છાવણ નાશ પામ્યું છે. પુરાણી શૃંગારચોકીની આગળ પાછલા સમયમાં મંડપનું ઉમેરણ કરેલું છે ને એનું છાવણ સૂર્પાકાર ઘાટનાં પગથિયાંવાળા સમતલ થરોથી વિભૂષિત કરેલ છે. અહીંનું અંબા માતાનું મંદિર અને એ સાથેનો મઠ પ્રાચીન મંદિરોના અવશેષો પર બંધાયેલ છે. પ્રાપ્ત અવશેષોની શૈલી તથા શિલ્પસમૃદ્ધિ એ મંદિરનું અસલ સ્મારક ૧૦ મી સદીનું હોવાનું સૂચિત કરે છે.[૧૭૪]

**ખંડોસણ**(તા. વીસનગર, જિ. મહેસાણા)ના ગર્ભગૃહ અને પ્રવેશચોકીવાળા હિંગોળજી માતાના મંદિરના અંતરાલમાં વિ. સં. ૧૨૦૭( ઈ. સ. ૧૧૫૦ )નો એક શિલાલેખ કોતરેલો છે. લેખમાં જણાવ્યા પ્રમાણે મંદિર ભટ્ટારિકા (દેવી) સર્વમંગલાનું છે. પ્રવેશમંડપના સ્તંભ ઘટપલ્લવ ઘાટના છે અને એના ઉપરના સંવર્ણા નાશ પામી છે.[૧૭૫] મંડોવરના ત્રણ બાજુના ગવાક્ષોમાં દેવીઓની મૂર્તિઓ છે. એમાં ભૈરવનું શિલ્પ ઉત્કૃષ્ટ કોટિનું છે.

આ કાલનાં અન્ય ગણનાપાત્ર દ્વયંગી મંદિરોમાં દશાવાડા(તા. સિદ્ધપુર, જિ. મહેસાણા)નું બ્રહ્માણી મંદિર,[૧૭૬] વાલમ(તા. વીસનગર, જિ. મહેસાણા) નું કાંકેશ્વરી મંદિર[૧૭૭], મઠ કશનગઢ( તા. ભિલોડા, જિ. સાબરકાંઠા )નું ખંડેશ્વરી મંદિર,[૧૭૮] પીલુદ્રા( તા. વીસનગર, જિ. મહેસાણા )નું શીતલા મંદિર,[૧૭૯] વાછોડા( તા. પોરબંદર, જિ. જૂનાગઢ )નું નીલકંઠ મંદિર, આંતરસુબા(તા. વિજયનગર, જિ. સાબરકાંઠા )નું શિવમંદિર[૧૮૧] તથા માથાબ્જ( તા. ખેડબ્રહ્મા, જિ. સાબરકાંઠા)નું શિવમંદિર[૧૮૨] વગેરેની ગણના થાય છે.

## (આ) ત્ર્યંગી મંદિરો

**સૂણક**( તા. સિદ્ધપુર, જિ. મહેસાણા )નું નીલકંઠ મહાદેવનું પૂર્વાભિમુખ મંદિર ગર્ભગૃહ, રંગમંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. [૧૮૩] આની પીઠના કુંભા પર દેવ-દેવીઓનાં શિલ્પોથી મંડિત ગવાક્ષોની પંક્તિ છે. કુંભાના મથાળે ચારુ તમાલપત્રોની હારમાળા છે. કલશ પર મુક્તામાળાનાં સુશોભન છે. મંડોવરની જંઘાના થરમાં કોતરેલ નૃત્યાંગનાઓનાં શિલ્પ આ સમયની સારી રીતે જળવાયેલ સર્વોત્તમ કૃતિઓમાં સ્થાન પામે તેવાં ઉદાત્ત છે. એમાં દરેક બાજુના ભદ્રગવાક્ષમાં અનુક્રમે ભૈરવ, નટેશ અને કાલીની મૂર્તિ આવેલી છે.

સંડેરના મંદિરના શિખર પર દરેક બાજુએ બબ્બે ઉરઃશૃંગોની રચના છે. અહીં એ સંખ્યા ત્રણની બની છે. ગર્ભગૃહ સમચોરસ છે, પરંતુ મંડપની ડાબી તથા જમણી બાજુને લંબાવીને એને લંબચોરસ કરેલ છે. બહારની બાજુની દીવાલો પરના ભદ્રાદિ નિર્ગમોને કારણે ગર્ભગૃહ બહુકોણીય જણાય છે. મંડપનો ઘુમ્મટ અષ્ટકોણાકારે ગોઠવેલા આઠ સ્તંભો પર ટકવેલો છે. એની આજુબાજુ બીજા આઠ વામનસ્તંભોની રચના કરી એના મથાળે મંડપની છત સોળ સ્તંભો પર ટેકવેલ છે. એની આગળ બીજા બે સ્તંભ ઉમેરી શૃંગારચોકીની રચના કરી છે. ઘુમ્મટની મધ્યની પદ્મશિલા ઉત્તમ કોતરણીવાળી છે. એમાં એક વખતે બાર સુંદર નૃત્યાંગનાઓનાં શિલ્પ હતાં. એમાંનાં ઘણાં હવે નાશ પામ્યાં છે. મંડપ અને

શૃંગારચોકીની વેદિકા પર આવેલા વામનસ્તંભ ચોરસ અને સાદા છે, પરંતુ એમના ઉપલા છેડે પત્રાવલિથી વિભૂષિત દરેક બાજુએ વર્તુલ અને ઘટપલ્લવની આકૃતિઓ કોતરેલી છે. એના પરનો સ્તંભભાગ અષ્ટકોણમાં પરિવર્તન પામે છે. એમાંની સર્પ અને હીરાઘાટની પરસ્પર ગૂંથણી આહ્‌લાદક છે. એની ઉપર કીર્તિમુખની પટ્ટિકા છે. રંગમંડપના વામનસ્તંભો, વેદિકા, કરોટક-ઘાટની એની છત તથા એમાં મૂકેલ મૂર્તિશિલ્પોના ઉત્તમ કોતરકામને કારણે આ મંદિર આ સમયનાં નાનાં મંદિરોની પૂર્ણ કૃતિ ગણાય છે. મંડપ પરની સંવર્ણા નામે જાણીતી થયેલ રચનાની શરૂઆત આ મંદિરથી થઈ હોય એમ જણાય છે. સંવર્ણાની પગથિયાંવાળી ત્રિથર રચના ઘંટાકાર કૂટથી મંડિત છે. એમાં મધ્યના નિર્ગમ પર આવેલ ઉરોઘંટા ઘણી અનુપમ રચના છે. આ મંદિરની દ્વારશાખા પુનર્નિર્માણ પામી હોય એમ જણાય છે, કારણ કે એમાં અસલ દ્વારશાખાના ખંડોનો ઉપયોગ થયેલો છે.

**દેલમાલ**( તા. ચાણસ્મા, જિ. મહેસાણા )નું લિંબોજી માતાનું ઉત્તરાભિમુખ મંદિર પુનર્નિર્માણ કાલનું છે. મંદિરની રચનામાં અસલ મંદિરના ઘણા અવશેષ જળવાઈ રહ્યા છે. મંદિરના પ્રાંગણમાં મુખ્ય મંદિરની આજુબાજુ બીજાં નાનાં મંદિર આવેલાં છે.[૧૮૪] એ બધાં એમનાં અસલ સ્વરૂપે સારી સ્થિતિમાં જળવાઈ રહ્યાં છે. વળી લિંબોજીમાતાની મુખ્ય પ્રતિમા દેલમાલ ગામની પૂર્વસીમા પર આવેલ તળાવકાંઠે અત્યંત જીર્ણાવસ્થામાં ઊભેલા પ્રાચીન મંદિરની છે.[૧૮૫] આ મુખ્ય મંદિર ગર્ભગૃહ, સભામંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. મંડપની વેદિકાની પીઠમાં ગ્રાસપટ્ટિકા, રત્નપટ્ટિકા, છાજલી વગેરેના થર કોતરેલા છે. એની વેદિકામાં ઊર્ધ્વવેલ, પુષ્પપત્રાવલિ, ઘટપલ્લવ અને ખૂણાઓ પર મૂર્તિશિલ્પો કોતરેલાં છે. વેદિકા પરના આસનપટ્ટની પીઠિકા પણ આવી જ શિલ્પપ્રચુર છે. મંડપના સ્તંભ મિશ્ર ઘાટના છે. સૌથી નીચે એ ચોરસ, મધ્યમાં અષ્ટાસ્ર અને મથાળે ગોળ છે. વૃત્તાકાર ભરણી ઉપરની શિરાવટીમાં ચારે દિશાએ કીચકોનાં શિલ્પ છે. ગર્ભગૃહની વિશાળ દ્વારશાખા અત્યંત અલંકૃત છે. બાહ્ય શાખાના મધ્યમાંના લલાટબિંબમાં ગણેશનું શિલ્પ છે, રૂપસ્તંભમાં લલિતાસનમાં બેઠેલી દેવીઓનાં શિલ્પો તથા દ્વારશાખાના કુંભીઓના ભાગમાંનાં પ્રતિહારિણીરૂપે કંડારેલાં દેવીશિલ્પ મંદિર દેવીમંદિર હોવાનો સંકેત કરે છે. ઉદુંબરમાં મધ્યના અર્ધવૃત્તાકાર મંદારક( માણુ )ની બંને બાજુએ એક એક મોટા ગ્રાસનાં શિલ્પ છે.[૧૮૬] મુખ્ય મંદિરની આસપાસ બીજાં નાનાં મંદિર છે. એના અગ્નિ અને નૈઋર્ત્ય કોણ પર એક જ ઘાટનાં ગર્ભગૃહ અને શૃંગારચોકીનાં બનેલાં બે સુંદર નાનાં મંદિર

છે. અલબત્ત બંનેના શિલ્પવૈભવમાં થોડો ફેર છે. એમાં એક અગ્નિકોણનું મંદિર સૂર્યમંદિર છે. એના ગર્ભગૃહમાં સૂર્યમૂર્તિ હતી. નૈઋત્યકોણ પરનું મંદિર હાલ લક્ષ્મીનારાયણનું કહેવાય છે.[૧૮૭]

અગ્નિકોણના મંદિરના મંડોવરના પશ્ચિમ તરફના ભદ્રગવાક્ષમાં ગુજરાતની એક ઉત્તમ મૂર્તિ–હરિહરપિતામહાર્ક–આવેલી છે.[૧૮૮] બાકીના બે ગવાક્ષો પૈકી પૂર્વમાં ગરુડવાહન વિષ્ણુ અને દક્ષિણમાં ચતુર્ભુજ સૂર્યની મૂર્તિઓ છે. બંનેનાં શિખર તથા સંવર્ણા સરસ રીતે જળવાયાં છે.

મુખ્યમંદિરની ઈશાન અને વાયવ્ય કોણે સ્તંભાવલિયુક્ત પડાળી સાથે એક જ હરોળમાં ત્રણ ત્રણ ગર્ભગૃહવાળાં સામસામાં બે મંદિર આવેલાં છે. આમાં પૂર્વ તરફના ત્રિકૂટાચલના પાંચ ભદ્રગવાક્ષોમાં અનુક્રમે બ્રહ્મા, બ્રહ્મા, નટેશ, વરાહ અને વિષ્ણુની મૂર્તિઓ છે, જ્યારે એની સામેના પશ્ચિમ તરફના ત્રિકૂટાચલ-મંદિરના પાંચ ભદ્રગવાક્ષોમાં અનુક્રમે બ્રહ્મા, બ્રહ્મા, ચામુંડા, નૃસિંહ અને વિષ્ણુનાં શિલ્પ છે. વળી મુખ્ય મંદિરની પશ્ચિમે પરસ્પરને અભિમુખ અતિશય નાના કદનાં બીજાં બે મંદિર આવેલાં છે તથા પૂર્વ તરફ પાર્શ્વનાથનું એક નાનું જૈનમંદિર છે. નૈઋત્ય કોણ પર આવેલ ત્રણ ગભારાવાળા મંદિરમાં બ્રહ્માની સુંદર મૂર્તિ છે.

મુખ્ય મંદિરની સામે સુંદર કોતરણીવાળા બાર સ્તંભો વડે ટેકવાયેલ અલગ ચતુષ્કી ( ચોકી ) આવેલી છે. મંદિરની પશ્ચિમે બે સ્તંભો વડે ટેકવાયેલ સાદી રચનાવાળું કીર્તિતોરણ આવેલું છે, જે ઘણા પાછલા સમયની કૃતિ છે.

તળાવકાંઠે આવેલું લિંબાજી માતાનું અસલ મંદિર[૧૮૯] હાલ પારવા દેવીના મંદિર તરીકે ઓળખાય છે. એ મંદિર અવશેષરૂપે ઊભેલું છે. આ મંદિર રચના પરત્વે ઘણી ઊંચી કોટિનું હશે એવું એની અવશેષ-રૂપ શિલ્પસમૃદ્ધિ પરથી સમજાય છે. એનું સપ્રમાણ સ્તંભ-આયોજન પણ ઊંચી કોટિનું છે. સૂણક, કસરા અને મોઢેરાનાં મંદિરોના સ્તંભોની યોજના સાથે એ સામ્ય ધરાવે છે. મંદિરની આગળ કીર્તિતોરણની રચના હોવાનું પણ હાલ ત્યાં અવશેષરૂપ ઊભેલા એના સ્તંભો પરથી જણાય છે. મંદિરની પૂર્વ તરફની દીવાલના મધ્યગવાક્ષમાં મહિષાસુરમર્દિનીની મૂર્તિ આવેલી છે. તદુપરાંત દિક્પાલ ઇંદ્ર અને ઈશાનની મૂર્તિઓ પણ નજરે પડે છે.

પારવા દેવીના મંદિર ઉપરાંત ગામ બહાર બીજાં ત્રણ નાનાં મંદિર છે, તે પૈકીનું બ્રહ્માનું મંદિર સારી સ્થિતિમાં છે, શિવ અને વિષ્ણુનાં મંદિર તૂટી પડયાં છે.

કનોડા( તા. ચાણસ્મા, જિ. મહેસાણા ) ગામના તળાવના દક્ષિણ કાંઠે સણક–શૈલીનું બહુસ્મરણાદેવીનું પ્રાચીન સુંદર મંદિર આવેલું હતું, હવે પાયાની નિશાનીઓ સિવાય મંદિરનું ગર્ભગૃહ નાશ પામ્યું છે.[૧૯૦] મંડપની વેદિકા, સ્તંભો અને કરોટકનો ભાગ જળવાઈ રહ્યો છે. મંડપની ત્રણે બાજુએ અવશેષરૂપ શૃંગારચોકીઓ આવેલી છે.[૧૯૧] મંડપના સ્તંભ ઘાટમાં સૂણકના નીલકંઠ મંદિરના મંડપના સ્તંભો જેવા છે. વેદિકાની પીઠમાં ગ્રાસમુખ અને ચંદ્રશાલાનાં અલંકરણ છે. મંડપના કરોટકની પદ્મદલાંકિત છતમાં ગીતવાદ્યનૃત્યમાં રત સોળ મૂર્તિ હોવાની નિશાનીઓ જણાય છે, એની પદ્મશિલા ઘાટીલી છે.

વાલમ( તા. વીસનગર. જિ. મહેસાણા )માં રણછોડજીનું મંદિર નામે ઓળખાતું એક વૈષ્ણવ મંદિર આવેલું છે.[૧૯૨] મૂળ મંદિર વરાહમંદિર હોવાનું જણાય છે. આદિવરાહની શ્યામ પાષાણની ખંડિત મૂર્તિ હાલ મંદિરના પ્રાંગણમાં પડેલી છે. મંદિરનું ગર્ભગૃહ લંબચોરસ છે. મંદિરના ગર્ભગૃહની દ્વારશાખાના રૂપસ્તંભમાં દેવ–દેવીઓ અને નર્તકીઓનાં શિલ્પ છે. ઓતરંગ અને ઉદુંબર પણ સુંદર કોતરકામથી વિભૂષિત છે. મંદિરના ગર્ભગૃહની દીવાલો અંદરથી સાદી છે, પરંતુ એમાં ઉત્તર તથા દક્ષિણ બાજુએ બે ભવ્ય ગવાક્ષ આવેલા છે તે દરેકમાં વિષ્ણુના ત્રૈલોક્યમોહન સ્વરૂપની સુંદર ગરુડારૂઢ ષોડશભુજ મૂર્તિ છે. વળી ગર્ભગૃહના ચારે ખૂણામાં કાટખૂણાકારે વિષ્ણુનાં ચોવીસ સ્વરૂપો પૈકી ૭ ૭ સ્વરૂપોની મૂર્તિઓ એક એક ખૂણે મૂકેલી છે. ગર્ભગૃહની છત કરોટક–ઘાટની છે. એમાં સુંદર કોતરણીવાળી પદ્મશિલા છે. મંદિરનો કક્ષાસનયુક્ત સભામંડપ સમચોરસ છે. વેદિકા પરના વામનસ્તંભોની કુંભીઓમાં ઘટપલ્લવનો ઘાટ છે. સ્તંભો મધ્યમાં અષ્ટકોણીય અને ઉપલા છેડે ગ્રાસ તથા હંસથરથી વિભૂષિત વૃત્તાકાર ઘાટના છે. ઘુમ્મટના કરોટકનો ઘાટ ગર્ભગૃહના કરોટકને મળતો છે. મંડપની આગળ વેદિકા અને વામનસ્તંભોથી શોભતી કક્ષાસનયુક્ત શૃંગારચોકીની બહારની દીવાલો નિર્ગમરહિત છે, પણ પીઠ મંડોવરમાં દરેક પ્રકારના શોભનસમૃદ્ધિવાળા વિશિષ્ટ થર આવેલા છે. મંડપની વેદિકા ગર્ભગૃહના સમગ્ર ભાગને ફરી વળે છે. એમાં ગજથરની ઉપર નરથર અને રત્નપટ્ટ આવેલા છે. પીઠમાં કુંભાનું સ્થાન આવરણ-દેવતાનો વિશિષ્ટ થર લે છે. એમાં વિષ્ણુના દશાવતારોમાંના કેટલાક અવતારોનાં શિલ્પ કોતરેલાં છે. આ આવરણ-દેવતાનો થર અને જંઘાના થરની વચ્ચે ગ્રાસમુખનો થર છે. જંઘાના થરમાં પ્રલિકા-વલણથી વિભૂષિત ગવાક્ષો ને તેઓની બંને બાજુએ મંડપના વામન સ્તંભોની પ્રતિકૃતિ રૂપ સ્તંભિકાઓનું આયોજન છે. મંડોવરના મધ્યગવાક્ષોમાં દક્ષિણે લક્ષ્મીનારાયણ,

પશ્ચિમે નૃસિંહ અને નૃવરાહનાં શિલ્પ છે અને તેઓની બંને બાજુએ દિક્પાલ તથા દિક્પાલિકાઓનાં શિલ્પ છે. મંદિર પરનું શિખર પાછલા કાલની રચના છે. મંડપનું સમગ્ર સમતલ વિતાન પદ્મપાંદડીઓના ઘાટમાં કોતરેલું છે.

મંદિરની આગળ કીર્તિતોરણની રચના છે. તોરણના ઇલિકા-વલણમાં વિષ્ણુનું યોગેશ્વર સ્વરૂપ મુકાયું છે. તોરણના સ્તંભો ઉપર પણ વિષ્ણુના અવતારો કે સ્વરૂપો કોતરાયાં છે.

**મંદ્રપુર**( તા. ખેરાળુ, જિ. મહેસાણા )નું દુગ્ધેશ્વર મહાદેવનું મંદિર પશ્ચિમાભિમુખ છે. ગર્ભગૃહની આગળનો સભામંડપ બાર સ્તંભો પર ટેકવેલો છે. મંડપની વેદિકા નીચે વેદીબંધનો થર છે. પીઠ અને મંડોવર આ કાલનાં બીજાં મંદિરોની માફક શિલ્પપ્રચુર છે. ગર્ભગૃહનું શિખર સારી રીતે જળવાઈ રહેલું છે.[૧૯૩] મંડપની વેદિકા નવી છે, પરંતુ ઘટપલ્લવ ઘાટના સ્તંભ પ્રાચીન છે. ગર્ભગૃહની દ્વારશાખા પણ પ્રાચીન છે

સુણક મંદિર સમૂહનાં આ કાલમાં રચાયેલાં મંદિરોમાં મહેસાણા જિલ્લાના કુંઓઈ સોલંકી( તા. ચાણસ્મા )ના સંડલેશ્વર[૧૯૪] મંદિરનો, વાઘેલ(તા. સમી)-ના પ્રાચીન મંદિરનો,[૧૯૫] મણૂંદ( તા. પાટણ)ના નારાયણ મંદિરનો,[૧૯૬] ધિણોજ ( તા. ચાણસ્મા )ના બ્રાહ્મેશ્વર ( કે ખમલાઈમાતા ) મંદિરનો,[૧૯૭] મોટબ(તા. ચાણસ્મા)ના પ્રાચીન મંદિરનો[૧૯૮] તથા વીરતા(તા. ચાણસ્મા)ના નીલકંઠ[૧૯૯] મંદિરનો સમાવેશ થાય છે.

**શામળાજી**( તા. ભિલોડા, જિ. સાબરકાંઠા )માં આવેલું હરિશ્ચંદ્રની ચોરીનું પૂર્વાભિમુખ મંદિર[૨૦૦] લંબચોરસ ગર્ભગૃહ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. ગર્ભગૃહની સેવ્ય પ્રતિમા નાશ પામી છે. મંડપની બંને બાજુએ કક્ષાસનમંડિત ઝરૂખા અને આગલી બાજુએ શૃંગારચોકી આવેલાં છે. મંડપના પ્રાંગણની ચોતરફ કોટ હોવાની નિશાનીઓ છે. એમાં 'હરિશ્ચંદ્રની ચોરી' નામે ઓળખાતું બાંધકામ દેવાલયના પ્રાંગણમાં આવેલું તોરણદ્વાર છે. આ મંદિર અને તોરણની રચના આ પ્રદેશમાં પ્રતિહાર કે પરમાર રાજ્યની સત્તા હતી તે દરમ્યાન થઈ હોવાનું મનાય છે.[૨૦૧] મંદિરની પીઠ અને મંડોવરના થર સાદા અને ભારે કદના છે. ગર્ભગૃહ પરના શિખરના વેણુકોશની ઉભડક રેખાઓમાં સાત સમતલ થરોનાં અંકન છે. મંડપની વેદિકામાં સાદા મત્તવારણની રચના છે. એના વામન કદના સ્તંભ પણ પ્રમાણમાં ઘણા સાદા છે.[૨૦૨] ઉત્તર તરફના ભદ્રગવાક્ષમાં ગણેશનું શિલ્પ છે.[૨૦૩] મંદિરના ગર્ભગૃહની પીઠિકા અને ભદ્રગવાક્ષોનાં શિલ્પો પરથી

આ મંદિર કોઈ દેવીનું હોવાનું અનુમાન છે.[૨૦૪] મંદિરનું ગર્ભગૃહ મૂર્તિશૂન્ય છે. મંદિરનું ગર્ભદ્વાર ત્રિશાખ પ્રકારનું છે. વિવિધ ઘાટની પત્રાવલિનાં અંકનોવાળી દ્વારશાખામાં શૈવ પ્રતિહારો, નટરાજ તથા ગંગા-યમુનાનાં શિલ્પ આવેલાં છે. મંડપમાં કોલ-કાચલા ઘાટની છત આવેલી છે.

મંદિરના પ્રાંગણના મોખરે આવેલું તોરણ ગુજરાતનાં ઉપલબ્ધ તોરણોમાં સહુથી પ્રાચીન છે. એ હાલ ૧૧ ફૂટ ઊંચું છે. એની કમાનનો ટોચભાગ મોજૂદ રહ્યો નથી. મકરમુખમાંથી નિષ્પન્ન થતી અર્ધ-વૃત્તાકાર કમાનની ઇલિકાની નીચે મિથુન-શિલ્પ કોતરેલાં છે. તોરણના સ્તંભની ભારે ખમ કુંભીઓના ઉદ્‌ગમમંડિત ગવાક્ષોમાં મિથુનશિલ્પો છે. દેવ-દેવીઓના ગવાક્ષોના મથાળે આવેલ ઉદ્‌ગમની બંને બાજુએ એક એક નાના કદની શૃંગિકા છે. એમાં છેક નીચેની બાજુએ અર્ધ-પર્યંકાસન તથા પર્યંકાસનમાં બેઠેલ આકૃતિઓ છે. સ્તંભદંડના ભદ્રભાગે ઘટપલ્લવની આકૃતિઓ અને ઊર્મિવેલાની ભાતો કોતરેલી છે. ઘટપલ્લવની ઉપર ગ્રાસપટ્ટી છે. શિરાવટીના પ્યાલાઘાટ પલ્લવપંક્તિઓને કારણે આકર્ષક લાગે છે. તોરણના ઉદુંબરના મધ્યમાં કિન્નર-યુગલનું શિલ્પ અને સ્તંભ નીચેના છેડાના ભાગે કુંભ તથા આસનસ્થ દેવનું શિલ્પ છે.[૨૦૬]

શામળાજીના હરિશ્ચંદ્રની ચોરીના મંદિર સાથે સામ્ય ધરાવતું **થાન**( તા. ચોટીલા, જિ. સુરેન્દ્રનગર )નું મુનિબાવાનું એકાંડી શૈલીનું મંદિર પણ આ જ સમયની કૃતિ હોય એમ જણાય છે.[૨૦૭] દ્વારના ઓતરંગમાં બ્રહ્મા અને વિષ્ણુનાં શિલ્પોનું કોતરકામ છે. ઉપરના ભાગે દેવોને મધ્યના શિવ પરત્વે દાસભાવ વ્યક્ત કરતા દર્શાવામા છે. મંડપ પરનું ફાંસના-ઘાટનું છાપરું નષ્ટ થયું છે. મંડપની છત કરોટક પ્રકારની છે. આ મંદિરનાં કેટલાંક અંગોપાંગ વિકસિત સ્વરૂપનાં જણાય છે; દા. ત. મંડોવરની જંઘામાંની દિક્‌પાલોની મૂર્તિઓ દ્વિભુજને બદલે ચતુર્ભુજ છે. વેદિકાની ફૂલવેલ ભાતો તથા તેઓના કેંદ્રમાં આવેલાં પદકો ઉત્કૃષ્ટ કોતરણીવાળાં તથા રંગમંડપના કરોટકમાંના કોલ-કાચલા( ગજતાલુ )ના થર વિકાસના પંથે પણ જણાય છે. ગજતાલુના બે થરો વચ્ચેની જગ્યા ગ્રાસમુખની પટ્ટિકા વડે ભરી દીધી છે. ગજતાલુ પરના રૂપકંઠના થરમાંના આઠ વિદ્યાધરો અને નર્તકીઓનાં શિલ્પોની રચનામાં અભિનવ કૌશલ પ્રવેશેલું હોવાનો સંકેત મળે છે. રંગમંડપ પરની ફાંસના-રચના લગભગ નાશ પામી છે, પરંતુ કોણ પર આવેલ પંચઘંટા-સંવર્ણા-ની રચના એના આવિર્ભાવનો સંકેત કરે છે.

**ખેડબ્રહ્મા**( તા. ખેડબ્રહ્મા, જિ. સાબરકાંઠા )ના બ્રહ્મા-મંદિરનાં પીઠ અને

મંડોવર સૂણકના મંદિરનાં પીઠ તથા મંડોવર સાથે સામ્ય ધરાવે છે. મંડોવરના ભદ્રગવાક્ષમાં ત્રણે બાજુએ બ્રહ્માનાં શિલ્પ છે. તેઓની આજુબાજુ અન્ય દેવ-દેવીઓ તથા અપ્સરાઓનાં શિલ્પ છે. મંદિર અંદરની બાજુએ સાદું છે. મંદિરનું શિખર, મંડપ પરની સંવર્ણા તથા મંદિરની બહારનો આગલો ભાગ પુનર્નિર્માણના સમયનાં છે. શિખર-ભાગ રેખાન્વિત શિખર-શૈલીનો નથી, પરંતુ એના સ્થાને નીચા ઘાટની ફાંસનાની રચના છે. ગર્ભગૃહની લગભગ ૫ ફૂટ ઊંચી બ્રહ્માની મૂર્તિ તથા એમની બંને પત્નીઓની મૂર્તિઓ તથા દ્વારશાખા પાછલા સમયની છે.[૨૦૮]

[મિયાણી(તા. પોરબંદર, જિ. જૂનાગઢ) પાસે આવેલ કોયલા ડુંગરની ટોચ પર હરસિદ્ધ માતાનું ઉત્તરાભિમુખ પ્રાચીન મંદિર આવેલું છે. આ મૂળમાં શૈવ મંદિર હોય એમ જણાય છે.[૨૦૯] મંદિરના ગર્ભગૃહના ભોંયતળિયામાં આવેલ લિંગ અને જળાધારીને નષ્ટ કર્યાની સ્પષ્ટ નિશાનીઓ જણાય છે. દ્વારશાખાના લલાટબિંબમાં ગણેશનું શિલ્પ અને ઓતરંગમાં નવ ગ્રહોનો પટ્ટ છે. મંડોવરની જંઘાના ભદ્રગવાક્ષની મૂર્તિઓમાંની કેટલીક ગુમ થઈ છે અને કેટલીક દરિયાની ખારી હવાને કારણે ખવાઈ ગઈ છે. મંડપ પરની સંવર્ણા ઉત્કૃષ્ટ કોટિની છે. શિખરનો કેટલોક ભાગ ખંડિત થયો છે.

સેજકપુર( તા. લીમડી, જિ. સુરેન્દ્રનગર )ના નવલખા મંદિરનું ગર્ભગૃહ ૩૪ ફૂટ પહોળાઈનું ને રંગમંડપ ૪૫ ફૂટ પહોળાઈનો છે. મંદિરનું ગર્ભદ્વાર નષ્ટ થયું છે.[૨૧૦] મંડપ પરની સંવર્ણા તથા ગર્ભગૃહ પરનું શિખર પણ જર્જરિત થયાં છે. મંડપના સ્તંભો ૧૨ાા ફૂટ ઊંચાઈના છે. એ પરથી અષ્ટકોણાકાર પાટ પર ૧૫ાા' વ્યાસના કરોટકની રચના છે. ઘુમ્મટમાં નાના કદનાં ૧૨ શિલ્પ છે. ઘુમ્મટના થરોની યોજના કોલ-કાચલા ઘાટની છે. સ્તંભોની શિરાવટીમાં કીચકોનાં શિલ્પ છે. મંદિરના ગર્ભગૃહના તલદર્શનમાં અનેકવિધ નિર્ગમો, નાસિકા કે ફાલનાઓ હોવાને કારણે મંદિરની રચના બાબતમાં વિવિધ મતો ઊભા થયેલા. પર્સી બ્રાઉને મંદિરના તલદર્શનની નાસિકા-રચના પુષ્પપત્રાવલિ-ઘાટની માનેલી[૨૧૧]. શ્રી એસ. કે. સરસ્વતી તથા ડૉ. અશોકકુમાર મજુમદારે તલ-દર્શનનો પુષ્પપત્રાવલિ-ઘાટ મધ્ય ધરી પર ચક્રાકારે આવર્તન પામતા ચોરસના સિદ્ધાંત પર આધારિત હોવાનું માનેલું,[૨૧૨] પરંતુ વાસ્તવમાં તો ગર્ભગૃહના તલમાનમાં આયોજિત ભદ્રપ્રતિરથાદિ નિર્ગમો તથા કોણભાગને અનેક નાના નિર્ગમોમાં વહેંચી નાંખેલ હોવાથી એ ભ્રમ પેદા થયો છે.

દ્વારકા( તા. ઓખામંડળ, જિ. જામનગર )નું રુક્મિણી મંદિર પશ્ચિમા-

ભિમુખ છે. મંદિર ગર્ભગૃહ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. મૂળ મંદિરની સામે લંબચોરસ ઘાટની એક ચોકી આવેલી છે. ગર્ભગૃહની વિસ્તૃત દ્વારશાખાના રૂપસ્તંભમાં દેવ-દેવીઓનાં તથા નૃત્યાંગનાઓનાં શિલ્પ છે. લલાટબિંબમાં ગણેશનું શિલ્પ છે. ગર્ભગૃહની ભદ્રપીઠ પર પાછલા સમયની રુક્મિણીની મૂર્તિ પ્રસ્થાપિત કરેલી છે. મંડપના સ્તંભોના ઘાટમાં ઘટપલ્લવો, કીર્તિમુખો અને કીચકોનાં શિલ્પ છે. મંડપનો ઘુમ્મટ પડી ગયો હોવો જોઈએ, કારણ કે એની રચના પાછલા કાલની છે. મંદિરની પીઠના કુંભામાં ગવાક્ષમંડિત દેવશિલ્પો તથા મિથુન-શિલ્પો કોતરેલાં છે. કુંભા પર ગજથર, નરથર, અને ગ્રાસપટ્ટીનો થર છે. મંડોવરના ભદ્રગવાક્ષોમાં દેવીશિલ્પો અને પ્રતિરથ અને કોણભાગે દિક્પાલો, તાપસો અને નૃત્યાંગનાઓનાં શિલ્પ છે. ગર્ભગૃહ પરનું શિખર ઘણે અંશે સારી સ્થિતિમાં જળવાયું છે.[૨૧૩]

**બરડિયા**( તા. ઓખામંડળ, જિ. જામનગર )ના સાંબલક્ષ્મણનાં નામે ઓળખાતાં મંદિરો[૨૧૪] પૈકી સાંબનું મંદિર ઊંચી વિસ્તૃત ( ૪૨'×૨૨' ) વ્યાસપીઠ (જગતી) પર આવેલું છે. મંદિરના મંડપ પરની સંવર્ણા નાશ પામી છે. ધૂમલીના નવલખા મંદિરની માફક પીઠના કુંભાના મધ્યભાગે આવેલ ગવાક્ષોમાં બ્રહ્મા, વિષ્ણુ અને નટેશનાં શિલ્પ છે. મંડોવરની જંઘાના ભદ્રગવાક્ષોમાં પશ્ચિમે ગરુડારૂઢ વિષ્ણુ, દક્ષિણે યોગાસનસ્થ વિષ્ણુ અને ઉત્તરે ગરુડારૂઢ લલિતાસનમાં બેઠેલા વિષ્ણુનાં શિલ્પ છે. મંડપની વેદિકામાં દિક્પાલ-દિક્પાલિકા, શીતળા, ચામુંડા વગેરેનાં શિલ્પ છે. જગતીની દીવાલો ગવાક્ષ-મંડિત છે. એના અગ્નિખૂણ ગવાક્ષોમાં અષ્ટ દિક્પાલ, પ્રેતવાહના ચામુંડા અને ગણેશનાં એ શિલ્પ છે.

**મિયાણીનું** નીલકંઠ મહાદેવનું મંદિર રચના પરત્વે ત્યાંના હરસિદ્ધ માતાના મંદિર સાથે સામ્ય ધરાવે છે. મંદિરના મંડોવરની જંઘાના ગવાક્ષોમાં આવેલાં મૂર્તિશિલ્પોમાં દક્ષિણ બાજુનું લકુલીશનું શિલ્પ ખાસ નોંધપાત્ર છે. દ્વારશાખાના લલાટબિંબમાં ગણેશનું શિલ્પ તથા ઓતરંગમાં નવ ગ્રહોનો પટ્ટ છે.[૨૧૫] મંડપના એક સ્તંભ પર વિ. સં. ૧૦૨૪ તથા ૧૨૯૦ ના લેખ છે.[૨૧૬] શિખરનો કેટલોક ભાગ તૂટી ગયો છે. રંગમંડપ પર ફાંસના-શૈલીનું છાવણ છે.

**સરનાલ**( તા. ઠાસરા, જિ. ખેડા )માં પ્રાચીન ગળતેશ્વર નામે ઓળખાતું શિવમંદિર આવેલું છે.[૨૧૭] રચનાશૈલીની દૃષ્ટિએ આ મંદિર ગુજરાતનાં અન્ય મંદિરો કરતાં ઘણું જુદું પડે છે.[૨૧૮]

આ પૂર્વાભિમુખ મંદિરના ગર્ભગૃહ( ૧૧' × ૧૧' )નું તલમાન અંદરની

બાજુએ સમચોરસ છે, પરંતુ એની દીવાલો પર બહારની બાજુએ ભદ્રાદિ-નિર્ગમોની રચના એવી રીતે કરી છે કે બહારથી મંદિરના ગર્ભગૃહનું તલમાન અષ્ટાસ્ર કે અષ્ટભદ્રી જણાય. દરેક દિશાએ ભદ્રનિર્ગમને કારણે સમચોરસ મંડપનું તલમાન ક્રૉસ-આકારનું બન્યું છે. મંડપના મધ્યમાં ભદ્રકઘાટના આઠ સ્તંભ છે. એના પર મંડપનો મધ્ય કરોટક ટેકવાયો હોવાની પ્રતીતિ થાય છે. મંડપની વેદિકા પર એવા જ ઘાટના વામનકદના યુગ્મસ્તંભોની રચના છે. આગળની પ્રવેશચોકી સમૂળગી નાશ પામી છે. ગર્ભગૃહમાં પ્રતિષ્ઠિત લિંગ અને જળાધારીને પહોંચવા માટે સોપાનશ્રેણીની રચના છે.[૨૧૯] ગર્ભગૃહની અભિનવ દ્વારશાખા શિલ્પપ્રચુર છે. લલાટબિંબનું શિલ્પ દટાઈ ગયું છે. દ્વારશાખાના ઓતરંગના પટ્ટમાં પાંચ નિર્ગમિત ગવાક્ષોમાં ગીતવાદ્યરત પુરુષોની આકૃતિઓ અને દરેકની બંને બાજુએ નૃત્યાંગનાઓનાં શિલ્પ છે. ઉદુંબરની મધ્યમાં અર્ધવર્તુલમાં ત્રિદલ પુષ્પનાં રેખાંકન છે.

મંડપના મિશ્રઘાટના સ્તંભ અલંકારની દૃષ્ટિએ સાદા છે. કુંભી ભદ્રક ઘાટની છે. એના ઉપરનો સ્તંભ-દંડ નીચેથી ઉપર જતાં ક્રમશઃ અષ્ટાસ્ર, ષોડશાસ્ર, અને વૃત્તાકાર ઘાટનો છે. વૃત્તના ઉપલા છેડે અષ્ટાસ્ર પટ્ટિકામાં ગ્રાસમુખ કોતરેલાં છે. એના ઉપરની શિરાવટીની મેખલામાં અધોમુખી પલ્લવો છે. શિરાવટીના મુખ્ય અષ્ટાસ્ર ભાગમાં દરેક બાજુએ જુદા જુદા પ્રકારનાં શિલ્પ—હસ્તિ-મુખ, વ્યાઘ્રમુખ, કીચક વગેરે કોતરેલાં છે. એના ઉપરની પડઘીમાં ઊર્ધ્વપદ્મની પલ્લવપંક્તિ છે. શિરાવટીની ઉપર અષ્ટાસ્ર ઉચ્છાલક છે. એના મથાળે ઊર્ધ્વપદ્મની પંક્તિ અને એના ઉપરની ભરણીના નિર્ગમિત છેડાઓની બાજુઓ કીચકોનાં શિલ્પોથી વિભૂષિત કરેલી છે. સૌથી ઉપર વળી ઊર્ધ્વપદ્મોની પંક્તિનો થર છે.[૨૨૦]

આ મંદિરનાં પીઠ, મંડોવર અને વેદિકાનો શિલ્પવૈભવ અત્યંત પ્રશંસનીય છે. પીઠભાગમાં નીચેથી ઉપર જતાં જાડચકુંભ, ગ્રાસપટ્ટી, ગજથર, નરથર અને હંસથરની રચના છે. એના કુંભાની ભદ્રરથિકામાં ગવાક્ષમંડિત લલિતાસનમાં બેઠેલાં યુગલ શિલ્પો અને એ દરેકના પ્રતિરથ, કોણ વગેરે ભાગે પરિચારિકાઓ અને મિથુનશિલ્પો કોતરેલાં છે. એ જ પ્રકારની રચના મંડોવરની જંઘાના ગવાક્ષોમાં જોવામાં આવે છે.[૨૨૧] મંદિરનો ઉપરનો શિખરભાગ ખંડિત થયો છે. મંડપ પરની સંવર્ણાની રચના પાછલા સમયની છે.

ગુંજા(તા. વીસનગર, જિ. મહેસાણા) ગામની પૂર્વ સીમમાં આવેલ તળાવનો પશ્ચિમ દિશાનો પ્રાંતભાગ પગથિયાં અને ઘાટથી અલંકૃત છે. એને અડીને પથ્થરના બે મજલાના પુલ વડે તળાવ મધ્યના બકસ્થળ પર બાંધેલી જગતી પર કોઈક મંદિરનો

બાર સ્તંભો પર ટેકવેલો મંડપ જળવાયો છે જગતી પરની પીઠિકા, કુંભો, કળશ, રત્નપટ્ટિકા વગેરે થરો વડે અલંકૃત કરેલ છે. મૂળ મંદિર ગર્ભગૃહ, મંડપ અને શૃંગાર-ચોકીનું બનેલું હતું, પણ ગર્ભગૃહ સંપૂર્ણ નાશ પામ્યું છે. મંડપની ત્રણે બાજુએ નાની શૃંગારચોકી છે. મંડપ પરની સંવર્ણા નાશ પામી છે. મંડપનું કરોટક ઘાટનું વિતાન અત્યંત આકર્ષક છે. એની રચનામાં ત્રણ કોલના અને ત્રણ ગજતાલુના થર છે. આ કરોટકની નીચેના અષ્ટકોણીય પાટમાં યુદ્ધ, મૈથુન, રમતગમત, હાથીઓની સાઠમારી, નૃત્ય, ગીતવાદ્ય વગેરેનાં આલેખન કરતાં શિલ્પ છે. મધ્યની પદ્મશિલા અને શાલભંજિકાઓનાં શિલ્પ ગુમ થયાં છે. આ તળાવકાંઠાના દક્ષિણ તરફના ટેકરા ઉપર કોઈ એક અથવા એકથી વધુ પ્રાચીન ભવ્ય મંદિરોના સ્થાપત્ય-અવશેષ અને શિલ્પ-સામગ્રી પડેલાં છે.[૨૨૨]

આ શ્રેણીનાં અન્ય મંદિરોમાં ચૌબારીનાં બે પ્રાચીન મંદિરો, આનંદપુરનું અનંતેશ્વર મંદિર (આ બંને સ્થળો તા. ચોટીલા, જિ. સુરેન્દ્રનગર), ખેરવા (તા મહેસાણા જિ. મહેસાણા)નું અંબા માતાનું મંદિર, માધવપુર(તા. પોરબંદર, જિ. જૂનાગઢ)નું માધવરાયનું મંદિર તથા કુંભારિયા(તા. દાંતા, જિ. બનાસ-કાંઠા)ના કુંભેશ્વર મંદિરનો સમાવેશ થાય છે.

## (ઇ) ચતુરંગી મંદિરો

આ કાલનાં કેટલાંક મંદિરોમાં ગર્ભગૃહ અને મંડપની વચ્ચે અંતરાલની યોજના જોવામાં આવે છે. મંડપના આગળ શૃંગારચોકી હોય છે. કચ્છનું કોટાયનું શિવ મંદિર, સૌરાષ્ટ્રના થાન પાસેનું ત્રિનેત્રેશ્વર(તરણેતર)નું શિવ મંદિર, એઠોરનું ગણેશ, વડાલીનું વૈદ્યનાથ, પાવાગઢનું લકુલીશ મંદિર અને કુંભારિયાના સંભવનાથ મંદિરમાં આ યોજના નજરે પડે છે.

**કોટાય**(તા. ભૂજ, જિ. કચ્છ)માં સૂર્ય, વિષ્ણુ અને શિવનાં આ કાલનાં મંદિર આવેલાં હતાં તે પૈકી લાખા ફુલાણીના[૨૨૪] નામે ચડેલું રા' લાખાના નામનું પ્રાચીન પૂર્વાભિમુખ સૂર્યમંદિર હતું. હવે તો આ ઘણું બિસ્માર હાલતમાં છે. હાલ તો એનો માત્ર ગર્ભગૃહવાળો ભાગ જળવાઈ રહ્યો છે. એનો શિખરભાગ નાશ પામ્યો છે. મંદિરનું તલદર્શન ત્રિરથ પ્રકારનું જણાય છે. એના પીઠભાગમાં કલશાદિ સાદા થર છે. મંડોવર ભાગ આમ તો સાદો છે, પરંતુ ભદ્ર, કોણ અને સલિલાંતરની ઉભડક રચનાની મધ્યમાં એક એક મૂર્તિશિલ્પ નજરે પડે છે. ભદ્ર અને કોણ પર દેવદેવીઓનાં અને સલિલાંતરમાં સુરસુંદરીઓનાં તથા વ્યાલનાં શિલ્પ છે. મંડોવરના મહાકેવાલ પરના થર ઉપરનો તમામ ભાગ નાશ પામ્યો

છે. ગર્ભગૃહના દ્વારના ઓતરંગમાં નવ ગ્રહોનો પટ્ટ છે. તલદર્શન પરથી મંદિર પંચાઢી હોવાનું સૂચવાય છે. આ તથા અહીંના નાશ પામેલ વિષ્ણુમંદિરના તો હવે માત્ર ફોટોગ્રાફ જ ઉપલબ્ધ બને છે.[૨૨૫]

કોટાયની પડખે આવેલ અણુગોર ગઢમાં અવશેષરૂપ બચેલ શિવમંદિર એક અત્યંત વિરલ કૃતિ છે.[૨૨૬] મંદિર ગર્ભગૃહ, અંતરાલ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. એનું ગર્ભગૃહ ૧૮ ફૂટ પહોળું અને મંડપ ૨૭ ફૂટ પહોળો છે. મંડપની આગળની શૃંગારચોકી નાશ પામી છે. પીઠના બેવડા થર પર આવેલી આ મંદિરનાં પીઠ અને મંડોવરની શોભન-સમૃદ્ધિ નોંધપાત્ર છે. ચંદ્રશાલાનાં અંલકરણોથી અંકિત જાડચકુંભની ઉપર ઊંડા તક્ષણવાળી ગ્રાસપટ્ટી છે. એના પરના કુંભાના થરમાં અર્ધ-વર્તુલાકાર સુશોભનોની બંને બાજુએ એ જ ઘાટમાં પુષ્પાવલીઓ કોતરેલી છે. અંતરપત્રિકા રત્નમંડિત છે. એના ઉપરની છાજલીના નીચલા છેડા અધોમુખી પત્રાવલી-થી અને ઉપરના છેડા ચંદ્રશાલાનાં અલંકરણોની હારમાળાથી વિભૂષિત છે.

ઊર્ધ્વદર્શનની દૃષ્ટિએ મંદિરની પીઠિકા અને એના પરના મંડોવરના થરોમાં અને મંડપની દીવાલના થરોમાં કેટલોક નોંધપાત્ર તફાવત છે. ગર્ભગૃહના મંડો-વરમાં કેવાલ, જંઘા, અંતરપત્રાદિ થરોની યોજના છે, જ્યારે મંડપના મંડોવરમાં આ થર સાદા છે. અલબત્ત એમાં જંઘાના થરની માફક મૂર્તિશિલ્પોની યોજના છે. એમાં પ્રયોજિત મિથુનશિલ્પો ઘણાં ઉત્કૃષ્ટ કોટિનાં છે. ગર્ભગૃહની જંઘાનો મુખ્ય થર પ્રફુલ્લિત કમલ પર આવેલો છે. એના ભદ્રગવાક્ષોમાં તથા કોણભાગ પર દેવમૂર્તિઓ અને પ્રતિરથ ભાગે સુરસુંદરીઓનાં તથા સલિલાંતરમાં કરાલમુખી વ્યાલનાં શિલ્પ છે. પશ્ચિમમાં ભદ્રગવાક્ષમાં શિવ અને ઉત્તર તથા દક્ષિણના ગવાક્ષોમાં અનુક્રમે બ્રહ્મા અને વિષ્ણુનાં શિલ્પ છે. પ્રતિરથ અને કોણનાં શિલ્પોના મથાળે મહાકેવાલ અને નરથરની આકૃતિઓ છે. સૌથી ઉપરનો મહાકેવાલનો દ્વિથર સમગ્ર શિખરની નીચે કંદોરારૂપે ચારે બાજુએ ફળી વળે છે.

મંદિરના મંડપની બંને પડખે (ઉત્તર અને દક્ષિણે) એક એક ઝરૂખા-બારી છે. સળંગ પથ્થરમાંથી કોરી કાઢેલી એની જાળીઓ આજે તો તૂટી ગઈ છે. માત્ર દક્ષિણ તરફના ઝરૂખામાં એનો કેટલોક ભાગ અવશેષરૂપ બચ્યો છે. ઝરૂખાના મથાળે આવેલા દોઢિયાના મધ્ય ભાગમાં આસનસ્થ મૂર્તિશિલ્પો છે. મંડપના સ્તંભોના ઉપલા છેડા વર્તુલાકાર ઘાટની કલ્પવલ્લીઓ, વેલબુટ્ટાની પટ્ટિકા, અધો-મુખી પલ્લવો, અલંકરણો તથા ગજ-સવારી, કીચક, નારીવૃંદ વગેરે શિલ્પો વડે સુશોભિત કરેલા છે. ભદ્રિક ઘાટની ત્રિદલ શિરાવટીમાં પટ્ટિકા, કર્ણિકા અને અધો-

મુખી કલમપાંદડીનાં સુશોભન છે. એ દરેક અંગને અંતરપત્રિકા વડે છૂટાં પાડેલાં હોવાથી આકર્ષક ઉઠાવ આવે છે.

મંડોવરની દીવાલો પરનાં શિલ્પોમાં કેટલીક નૃત્યમૂર્તિઓ, જલ-લહર અને પદ્મકુંજોનું ભારકર્મ નયનરમ્ય છે. મંડળની છત અંદરથી ચૈત્ય ઢબે બંને બાજુથી ત્રણ ત્રણ ગોળ કમાનો ઉપસાવીને અર્ધ-ગોળાકાર ઘાટમાં નિપજાવી છે, અને સ્તંભો પર સિંહ-મુખો, સ્ત્રી, કીચકો વગેરે મૂકીને એની છતને ટેકવી છે.

ગર્ભગૃહની ઉપર અવાંતર અવસ્થાના જાલક-ભાતથી વિભૂષિત શિખરની રચના છે. ભદ્રભાગે આ શિખર ઉરઃશૃંગોથી સુશોભિત છે. પ્રતિરથ અને કોણભાગે શૃંગિકાઓ છે.

મંડપના મધ્યભાગે અને અંતરાલના મથાળે ઢાળવાળા છાપરાની રચના છે. આ છાપરાનો અંદરનો ભાગ વિતાનની રચના ધરાવે છે. પાર્શ્વમાર્ગની છતો અર્ધવૃત્તાકાર ઘાટની રચનાથી વિભૂષિત છે. ગર્ભદ્વારની શાખાઓ એવડી પત્રાવલિથી અંકિત કરેલી છે. એમાં એક વખતે ગંગા-યમુનાનાં શિલ્પ હતાં. લલાટબિંબમાં ગણેશનું શિલ્પ છે. ઓતરંગમાં નવગ્રહનો પટ્ટ છે. અંતરાલની છતમાં ગુજરાત ભરમાં અભિનવ રચના ધરાવતું રાસમંડળનું શિલ્પ છે. આમાં દાંડિયારાસ લેતી સોળ સ્ત્રીઓનાં શિલ્પ છે. દરેકના પગની આંટી તથા દરેકના ઊંચા લીધેલા જમણા હાથમાંનો દાંડિયો રાસની ગતિ સૂચવે છે. વળી કટયવલંબિત સ્થિતિમાં રહેલો ડાબો હાથ અભિનવ ભાવભંગી પ્રકટ કરે છે. મધ્યનું અષ્ટદલ પ્રફુલ્લિત કમળપુષ્પ પણ ચારુ અને સુરેખ છે. છતની કિનારી પરની ગોમૂત્રિકા ઘાટની ગતિશીલ વેલ પણ રાસની ગતિની દ્યોતક છે. દાંડિયારાસનું સુંદર આલેખન આ છતમાં થયું છે.[૨૨૭]

**થાન**( તા. ચોટીલા જિ. સુરેન્દ્રનગર )થી ૭ માઈલના અંતરે આવેલ તરણેતર( ત્રિનેત્રેશ્વર )નું શિવાલય આવેલું છે. હાલ આ મંદિર એના નવનિર્માણ સ્વરૂપે ઊભેલું છે.[૨૨૮] આ મંદિરના ગર્ભગૃહ પર કેરાકોટ અને કોટાય શૈલીનું શિખર તથા મંડપ પર ચંદ્રશાલાનાં અલંકરણોથી વિભૂષિત પગથિયાંવાળી ફાંસનાની રચના હતી. શિખરના પ્રહાર નીચે કૂટછાદ્ય ન હતું. મંડોવરના ગવાક્ષમંડિત દેવથર પરની પ્રતિકર્મ અને ઉદ્‌ગમ રચના અભિનવ અને ઉત્તમ કોટિની હતી અને એના પર નરથરના ઉન્નત થરની રચના હતી. મંડોવરના ગવાક્ષ નીચેના ભારપુત્તકોની રચના પણ એવી જ ચારુ હતી. સૌથી ઉપર ફૂલવેલભાતનાં અલંકરણ પણ આકર્ષક હતાં. શિખર અને કર્ણકૂટો જાલક-ભાતથી વિભૂષિત કરેલાં હતાં. મુખ્ય પ્રવેશચોકી અને ગૂઢ મંડપની છત કરોટક-ઘાટની છે. એના

ગજતાલુનો થર રેડાની પરંપરાનો સ્પષ્ટ ખ્યાલ આપે છે. ગર્ભગૃહના પીઠભાગમાં ગણુનાં ઊભેલાં પ્રાચીન શિલ્પ લાકરોડાની શૃંગારચોકીના સ્તંભની કુંભીઓના ગવાક્ષમાંના ગણોની યાદ આપે છે. સલિલાંતરમાં ગજારોહીનાં શિલ્પ આવેલાં છે. ગૂઢમંડપ અને શૃંગારચોકીના સ્તંભ ભદ્રક ઘાટના છે, પણ ગૂઢમંડપના સ્તંભ ઊંચાઈમાં વિશેષ છે. પ્રાચીન મંદિરના અવશેષરૂપ અન્ય શિલ્પસમૃદ્ધિમાં ગાનવાદન ને નૃત્યમાં રત લોકોની લીલાનું છતમાંનું શિલ્પ તથા કોલ-કાચલા ઘાટનો મંડપનો કરોટક નોંધપાત્ર છે.[૨૨૯] ત્રણે બાજુએ આવેલા કુંડ દ્વારા મંદિર એની વિશાળ જગતી સાથે પરિવૃત થયેલ છે.

**પાવાગઢ**( તા. હાલોલ, જિ. પંચમહાલ )ના લકુલીશ મંદિરના ગર્ભગૃહની આગળ નાની અને મોટા કદની બે કપિલી ( અંતરાલ ) આવેલી છે. એની આગળ ગૂઢમંડપ અને શૃંગારચોકી છે. ગર્ભગૃહની દ્વારશાખાના લલાટબિંબમાં લકુલીશનું શિલ્પ છે. મંડોવરની જંઘામાં ઉત્તમ કોતરણીવાળાં વેગીલાં શિલ્પ આવેલાં છે. એમાં વીરેશ્વર, લકુલીશ, અષ્ટાદશભુજ દેવી, નટરાજ, યોગાસનમાં બેઠેલા શિવનાં બે શિલ્પ, ગજેંદ્રમોક્ષનું દૃશ્ય અને બ્રહ્મેશાનાર્કનું શિલ્પ ખાસ નોંધપાત્ર છે. આ છેલ્લું ષડ્ભુજ શિલ્પ અર્ક(સૂર્ય)પ્રમુખ ત્રિમુખ દેવનું છે. એનો એક હાથ ખંડિત છે. એણે બાકીના હાથમાં ત્રિશૂલ, સ્રુક્, પદ્મ, પદ્મ અને સર્પ ધારણ કરેલાં છે. એના પગ પાસે હંસ, અશ્વ અને નંદી વાહન છે.[૨૩૦] આ શ્રેણીનાં બીજાં મંદિરોમાં એંઠાર( તા. સિદ્ધપુર, જિ. મહેસાણા )નું ગણેશ મંદિર, કુંભારિયા( તા. દાંતા, જિ. બનાસકાંઠા )નું સંભવનાથનું મંદિર તથા વડાલી(તા. ઈડર, જિ. સાબરકાંઠા)ના વૈદ્યનાથ મંદિરનો સમાવેશ થાય છે.[૨૩૧]

આ કાલનાં અતિવિકસિત સ્વરૂપનાં મંદિર સાંધાર એટલે કે પ્રદક્ષિણાપથ સાથેનાં છે. મોઢેરાનું પ્રસિદ્ધ સૂર્યમંદિર, સિદ્ધપુરનો રુદ્રમાળ, સોમનાથનું કુમારપાલના સમયનું મંદિર, તારંગાનો પ્રસિદ્ધ અજિતનાથ-પ્રાસાદ, ઈડરનું રણમલચોકીનું મંદિર, ઘૂમલીનું નવલખા વગેરે મંદિરોનો આ શ્રેણીમાં સમાવેશ થાય છે.

**મોઢેરા**( તા. ચાણસ્મા, જિ. મહેસાણા )નું સૂર્યમંદિર ગુજરાતના મંદિર-સ્થાપત્યનો આદર્શ નમૂનો છે. પૂર્વાભિમુખે આવેલ આ મંદિર આયોજન પરત્વે સ્પષ્ટતઃ બે વિભાગોમાં વહેંચાઈ જાય છે. ગર્ભગૃહ, એની ચારે બાજુ પ્રદક્ષિણાપથ, ગર્ભગૃહની આગળ અંતરાલ, ગૂઢમંડપ અને પ્રવેશચોકી વગેરે અંગોનો મૂલપ્રાસાદ બની રહે છે. આ મૂલપ્રાસાદની આગળ સભામંડપ, કીર્તિતોરણ અને સૂર્યકુંડ આવેલાં છે[૨૩૨] ( પટ્ટ ૫, આ-૨૭; પટ્ટ ૧૭, આ. ૪૭).

ગર્ભગૃહ અને ગૂઢમંડપની આગળ ઉત્તુંગ પ્રવેશચોકી છે. ગૂઢમંડપની તથા પ્રદક્ષિણાપથની દીવાલ ખુલ્લા ગવાક્ષોથી મંડિત હોવાના કારણે અંદરના ભાગમાં હવાઉજાસ આવે છે. દીવાલની બહારની બાજુની પીઠના અને મંડોવર (પટ્ટ ૧૭, આ. ૪૭) તથા મંડપની વેદિકાના નિર્ગમયુક્ત તમામ ભાગ અનેકવિધ શિલ્પોથી અલંકૃત કરેલ છે. ગર્ભગૃહ સમચોરસ છે, એની તથા મંદિરની બહારની દીવાલો વચ્ચે પ્રદક્ષિણાપથ છે. ગર્ભગૃહનું ભોંયતળિયું તૂટી ગયું છે. લગભગ દસેક ફૂટની ઊંડાઈએ ગર્ભગૃહની અસલ પીઠિકા કે જેના પર એક વખતે મંદિરની સેવ્ય-પ્રતિમા પ્રસ્થાપિત કરેલી હશે તે પડી છે. એના મુખભાગમાં દોડવાને ઉદ્યુક્ત સપ્તાશ્વનાં શિલ્પ છે. મંદિરના સભામંડપમાં પ્રવેશ માટે સ્તંભાવલિયુક્ત શૃંગાર-ચોકીઓ ચારે બાજુએ આવેલી છે. એમાં પૂર્વ તરફની શૃંગારચોકીની આગળ કીર્તિતોરણના અવશેષરૂપ બે સ્તંભ છે અને ત્યાંથી કુંડમાં ઊતરવા માટેનો વિસ્તૃત પડથાર આવેલો છે. સભામંડપની ચારે બાજુએ કક્ષાસનયુક્ત વેદિકા અને વામન-સ્તંભો આવેલાં છે. એની બાજુની ચોકીઓની છતો અનેકવિધ કોતરકામોથી વિભૂષિત કરેલ છે. એ માલાધરો તથા ગીતવાદ્યનૃત્યરત શિલ્પોથી વિભૂષિત છે. એમાં સમતલ છતો, કમલપુષ્પમંડિત કોલ-કાચલા પ્રકારની છતો નોંધપાત્ર છે. મંદિરની પીઠમાં જાડચકુંભ, કણી, ગ્રાસપટ્ટી, છાજલી, અંતરપત્રિકા, ગજથર, નરથર વગેરે થરો કોતરેલા છે. પીઠ ઉપરના મંડોવરમાં કુંભ, કળશ, કેવાલ, અંતરપત્ર, મંચિકા, જંઘા, છાજલી, મહાકેવાલ, કૂટછાદ્ય વગેરે થરો છે. મંડપની પીઠ ઉપરની વેદિકામાં રાજસેનક, આવરણદેવતાથી વિભૂષિત વેદિકા, સ્તંભિકા, કક્ષાસન અને આસનપટ્ટ કોતરેલાં છે.

મંડોવરની જંઘાના ગવાક્ષોમાં સૂર્યની બાર મૂર્તિઓ,[૨૩૩] અષ્ટ દિક્પાલ, દિક્પાલિકાઓનાં પૂરા માનવકદનાં શિલ્પ છે. મંદિરની અંદર પ્રદક્ષિણાપથ તથા મંડપમાં બીજા બાર સૂર્યોની મૂર્તિઓ છે, પણ એ બહારની મૂર્તિઓ કરતાં કદમાં નાની છે. મંડપના સ્વસ્તિક ઘાટના સ્તંભ કુંભીથી માંડી શિરાવટી, ઉચ્છાલક અને વળી ભરણી સુધી ભરચક શિલ્પપટ્ટિકાઓથી વિભૂષિત છે. એના કુંભી ઉપરના સ્તંભદંડની નીચેના ગવાક્ષમંડિત અષ્ટકોણીય ભાગમાં અનેક નર્તિકાઓ તથા મિથુનોનાં ઉન્નત કોટિનાં શિલ્પ છે. પાટડા અનેક દેવદેવીઓ, રોજિંદા જીવનના પ્રસંગો તથા રામાયણ-મહાભારતના પ્રસંગોથી કોતરેલા છે. સભામંડપ-નાં કક્ષાસનોની બહારની બાજુનાં મિથુન-શિલ્પ ખાસ નોંધપાત્ર છે. ઠેર ઠેર દર્પણકન્યાઓ, નર્તકીઓ, તાપસો, પૌરાણિક વૃત્તાંતો વગેરેનાં શિલ્પ ઘણાં ઉત્તમ

કોટિનાં છે. સભામંડપની સામે કીર્તિતોરણ છે, એ ઉપલા ભાગે ખંડિત છે. એવું જ બીજું તોરણ મંદિરની ઉત્તર બાજુએ આવેલું છે, આથી દક્ષિણે પણ આવું તોરણ હશે એમ સૂચિત થાય છે. મોઢેરાના સૂર્યમંદિરમાં વામનકદના સ્તંભો ઉપરાંત મધ્યમાં ઉચ્છાલક વગેરેથી વિભૂષિત મોટા કદના છૂટા સ્તંભો આવેલા છે. વામનકદના સ્તંભોનો નીચલો ભાગ સમચોરસ, પણ ઉપરના ભાગે એ અષ્ટકોણીય છે. સ્તંભોનો ચોરસ ભાગ અર્ધવૃત્તાકાર ફૂલવેલ–ભાતમાં કોતરેલો છે. એમાં મકરમુખ, ગજમુખ, કે કીર્તિમુખનાં શિલ્પ કોતરેલાં છે. ચોરસ કે અષ્ટાસ્ર કુંભી પર ટેકવેલા બીજા પ્રકારના સ્તંભોની કુંભીમાં કમલ, કેવાલ, કીર્તિમુખ વગેરે કોતરેલાં છે. કુંભ પરનો અષ્ટાસ્ર સ્તંભભાગ નીચેના ભાગે ગવાક્ષમંડિત મૂર્તિશિલ્પોથી અલંકૃત કરેલો છે. એની ઉપરની વૃત્તાકાર કર્ણિકા અંતરપત્ર વડે છૂટી પાડેલી છે. એની ઉપર નરથર, હીરા અને વૃત્તની પટ્ટિકા તથા ગ્રાસપટ્ટીની રચના છે, એના બહારના અષ્ટાસ્ર ભાગમાં ઘંટા અને સાંકળી તથા ઊર્ધ્વપલ્લવોની ભાતનું આયોજન થયેલું છે. મોઢેરાના સૂર્યમંદિરના સ્તંભોનું રચનાવિધાન કુમારપાલના સમયના સોમનાથના મંદિરમાં, આબુની વિમલવસહિ અને સિદ્ધપુરના રુદ્રમહાલય જેવું છે. મંદિરના ગર્ભગૃહની દીવાલમાં ચોડેલા એક પથ્થર પર ૧૦૮૩ ( વિ. સં. ૧૦૮૩, ઈ. સ. ૧૦૨૬–૨૭ ) નો આંકડો વંચાય છે. એ વર્ષની સાથે બીજું કંઈ લખાણ મળતું નથી, એથી આ વર્ષ મંદિરના નિર્માણનું કે પુનર્નિર્માણનું સૂચક છે એ નક્કી કરવું મુશ્કેલ છે.[૨૩૪]

**પ્રાચી**( તા. પાટણ–વેરાવળ, જિ. જૂનાગઢ )નું સાંધાર પ્રકારનું ધર્માદિત્યના મંદિર તરીકે જાણીતું સૂર્યમંદિર એમાં આવેલા કુમારપાલના સમયના લેખ કરતાં ત્રણેક સૈકા જેટલું પ્રાચીન છે. આ મંદિરનું ગર્ભગૃહ પંચરથ પ્રકારનું છે. એની આગળનો ગૂઢ મંડપ જળવાઈ રહ્યો છે, પણ મૂળ મંડપ નાશ પામ્યો છે. ગૂઢમંડપ તથા પ્રદક્ષિણાપથમાં સાદી જાળીઓથી વિભૂષિત વાતાયનોની રચના છે. મંદિરના વેદીબંધ પર મધ્ય બંધથી વિભૂષિત સાદો મંડોવર છે. ગર્ભગૃહ પરનું ઉરઃશૃંગ, શૃંગાદિ અંગો સાથેનું શિખર ૩૩ અંડકોથી વિભૂષિત છે. ગૂઢમંડપની દ્વારશાખાની એક બાજુએ નાગ તથા દંડ તથા બીજી બાજુએ નાગ અને પિંગલનાં શિલ્પ સૂર્યમંદિરનો સંકેત કરે છે. ગર્ભગૃહની અંદરની ત્રણે બાજુની દીવાલોના ગવાક્ષોમાં સપ્તાશ્વારૂઢ સૂર્ય, એની બંને બાજુએ રાજ્ઞી અને નિક્ષુભા તથા દંડ અને પિંગલનાં શિલ્પ છે. ગર્ભદ્વાર પુનર્નિર્માણના કાલમાં ઘણું બદલાઈ ગયું છે, પરંતુ એની બંને બાજુએ લંબચોરસ શિલાખંડમાંનાં રાજ્ઞી અને નિક્ષુભાનાં લીલાકમલની અંગભંગી વ્યક્ત કરતાં શિલ્પ એની

પ્રાચીનતાનાં દ્યોતક છે. એના પરની બ્રહ્મા, શિવ, સૂર્ય, વિષ્ણુ અને ચંદ્રથી અંકિત શિલ્પપટ્ટિકા હાલ એના મૂળ સ્થાને નથી, પરંતુ ગૂઢમંડપની દીવાલના મથાળે ખસેડાઈ છે. એમાં મધ્યના સૂર્યની બંને બાજુના શિવ અને વિષ્ણુનાં દેહ અને મુખ સૂર્ય તરફ નમેલાં દર્શાવ્યાં છે.[૨૭૫]

કેરા(કેરાકોટ : તા. ભૂજ, જિ. કચ્છ)માં ઈસુના દસમા સૈકાના અંત-ભાગનું એક શિવમંદિર છે.[૨૭૬] વિ. સં. ૧૮૭૫(ઈ. સ. ૧૮૧૯)ના ધરતીકંપમાં આ મંદિરનો ઘણોખરો ભાગ તૂટી ગયો છે, પણ ગર્ભગૃહની ઉપરનો અવશેષરૂપ ઊભેલો શિખરવાળો ભાગ એનાં શિલ્પસ્થાપત્યની ઉત્કૃષ્ટતાનો સારો ખ્યાલ આપે છે (પટ્ટ ૧૮, આ. ૪૮). એના મંડપની વેદિકામાં સૌથી નીચેની પટ્ટિકા ગવાક્ષમંડિત શિલ્પોથી વિભૂષિત છે. એના પરની આઠ સ્તંભિકાઓ પર ભારપુત્રકો અને સ્તંભિકાઓના ગાળામાં ઊર્મિવેલનાં આલેખન છે. એની ઉપર આસનપટ્ટ, ગજથર અને એના પર છિદ્રાળુ જાળીઓની રચના છે. મંડોવરના જંઘાના થરમાં દિક્પાલો અને અપ્સરાનાં શિલ્પ છે. ઊભેલ અવસ્થામાં આલે-ખાયેલાં આ શિલ્પ પદ્મપીઠ પર ઊભેલાં છે. એમનાં દેહસૌષ્ઠવ અને ભાવભંગી અત્યંત આકર્ષક છે. કંદોરાના ઉપરના ભાગમાં નાના કદનાં શિલ્પ કોતરેલાં છે. દીવાલના મથાળે ભદ્રભાગે અલંકૃત પટ્ટિકાઓ સાથે જોડાયેલ ગવાક્ષ પર છાદ્ય-કૂટનું આયોજન નોંધપાત્ર છે. આ અલંકૃત પટ્ટિકાની ઉપર અંતરપત્રિકા વડે જુદા પાડેલા કેવાલના બે થર છે અને બે દરેક પર ચંદ્રશાલાનાં અલંકરણ છે. મથાળે સ્તનપટ્ટિકા છે. દીવાલના કોણભાગે પણ આવી જ શિલ્પપ્રચુર રચના છે.

ગર્ભગૃહની દ્વારશાખા પંચશાખ પ્રકારની છે. એના પરની ભરણી ઉત્તમ કોત-તરણીવાળી છે. ઉદ્ગમમંડિત ગવાક્ષપંક્તિમાં નિર્મિત ઓતરંગમાં પાંચ દેવોનાં શિલ્પ છે. એમાં મધ્યમાં શિવ અને એની બંને બાજુએ શિવ તરફ ઢળતા બ્રહ્મા અને વિષ્ણુ અને બંને છેડે સૂર્ય અને ચંદ્રનાં શિલ્પ છે. ઓતરંગની ઉપરના શિલાપટ્ટમાં સપ્તમાતૃકાઓ અને સૌથી ઉપરના પટ્ટમાં નવ ગ્રહોનાં શિલ્પ છે.

ઘૂમલી(તા. ભાણવડ, જિ. જામનગર)નું વિસ્તૃત જગતી પર આવેલું નવલખા મંદિર (પટ્ટ ૧૮, આ. ૪૯) પંચાંગી છે. જગતીની ચોતરફની વેદિકા કે પ્રાકાર નાશ પામ્યો હોય એમ જણાય છે. જગતીની સોપાનશ્રેણીના મથાળે બે સ્તંભ-કુંભીઓના અવશેષ મંદિર આગળ કીર્તિતોરણ હોવાનું સૂચવે છે. જગતીની ઊભણીમાં ચોતરફ ગવાક્ષો છે. એમાં દિક્પાલાદિનાં શિલ્પ મૂકેલાં છે. પ્રદક્ષિણાપથમાં ત્રણે દિશાએ બે કૂટ-નિર્ગમિત એક એક ઝરૂખાની રચના છે. મંડપ-ને ત્રણે બાજુએ પ્રવેશચોકીઓ છે. મંડપની મધ્યના અષ્ટકોણ સ્તંભ બીજા

મજલાની મંડપની વેદિકા તથા એના પરના સ્તંભોને ટેકવે છે. આ બીજા મજલાના સ્તંભો પર મંડપનો કરોટક ટેકવાયેલો છે. પ્રવેશચોકીઓ પણ બે મજલાની છે. એમાંની પૂર્વ તરફની પ્રવેશચોકી લગભગ પડી ગઈ છે.[૨૩૭] મંડપના મુખ્ય કરોટકનો ઘણો ભાગ તૂટી ગયો છે. મંડપના બંને મજલાના સ્તંભોની શિરાવટીઓમાં વિવિધ ઘાટ, ગ્રાસમુખ, કીચક, હાથી, હાથીમુખ, માનવ-મુખ, અશ્વારૂઢ માનવ, હંસ, વૃષભ, મત્સ્ય-યુગલ, એક મસ્તકવાળા બે વાંદરા, સિંહમુખ, કામાતુર નારી, વાંદરો, પક્ષી અને હંસયુગલ વગેરે કોતરેલાં છે.[૨૩૮] સ્તંભોમાં મુખ્યત્વે બે ઘાટ નજરે પડે છે.[૨૩૯] સાદા ભદ્રક ઘાટના સ્તંભોનો મધ્યભાગ પલ્લવમંડિત અષ્ટકોણાકાર છે ને એની ઉપરના વૃત્તભાગના મથાળે ગ્રાસ-પટ્ટી છે. શિરાવટીમાં ચારે બાજુએ એક એક મોટા કીર્તિમુખનું કોતરકામ છે. બીજા પ્રકારના સ્વસ્તિક ઘાટના સ્તંભની કુંભીમાં બેઠેલી દેવીનું અને એના ઉપરના સ્તંભદંડના નીચલા ભાગે ગવાક્ષમાં દેવનું શિલ્પ છે. એની ઉપરના અષ્ટકોણીય ગવાક્ષમંડિત થરમાં લલિતાસનમાં બેઠેલી દેવીઓનાં શિલ્પ છે. એની ઉપરનો વૃત્તભાગ ઊર્ધ્વ પલ્લવ-પંક્તિઓ, રત્નપટ્ટ તથા ગ્રાસપટ્ટથી વિભૂષિત છે.

મંદિરની પીઠની ત્રણે બાજુએ મધ્યમાં બે જબરદસ્ત હાથી સૂંઢમાં સૂંઢ ભરાવીને સાઠમારી કરતા દર્શાવાયા છે. પીઠમાં કીર્તિમુખ, ગજથર, નરથર, તથા કુંભાની મધ્યમાં ગવાક્ષમંડિત દેવીઓનાં શિલ્પ છે. મંડોવરના સામાન્ય થર-વિભાગની મધ્યમાં આવેલા જંઘાના થરના દક્ષિણ ભદ્રગવાક્ષમાં બ્રહ્મા-સાવિત્રી, પશ્ચિમે શિવ-પાર્વતી અને ઉત્તરે લક્ષ્મી-નારાયણનાં શિલ્પ છે.

ઈડર(તા. ઈડર, જિ. સાબરકાંઠા)નું રણમલચોકીનું શિવમંદિર ગર્ભ-ગૃહ, અંતરાલ, પ્રદક્ષિણાપથ, મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. મંદિર વિસ્તૃત જગતી પર આવેલું છે. પીઠમાં જાડ્યકુંભ, કણી અને કુંભાદિના થર છે, પણ એ સાદા છે. મંડોવરની જંઘામાં દેવદેવીઓનાં શિલ્પ છે. એમાં મહિષાસુર-મર્દિની અને નૃત્તગણપતિનાં શિલ્પ નોંધપાત્ર છે. મંડપ અને પ્રદક્ષિણાપથમાં આવેલ વેદિકા પર ખુલ્લા ઝરૂખા છે, જેનો ખુલ્લો ભાગ ભૌમિતિક આકૃતિઓથી વિભૂષિત પાષાણની જાળીઓથી ભરી દીધો છે. વેદિકામાં ઘટપલ્લવોથી મંડિત અર્ધાષ્ટકોણ સ્તંભિકાઓ, કૂડચલ(કલ્પલતા)ની વેલ, તથા ગીતવાદ્યનૃત્ય-રત અપ્સરાઓનાં શિલ્પ છે. આસનપટ્ટના કઠેડામાં અનેકવિધ પૌરાણિક તથા રોજિંદા જીવનનાં દૃશ્ય કોતરેલાં છે. ગર્ભદ્વારની નાજુક કોતરણી ઉઠાવદાર છે.[૨૪૦]

સિદ્ધપુર(તા. સિદ્ધપુર, જિ. મહેસાણા)માં સિદ્ધરાજે બંધાવેલ રુદ્રમાળ

હાલ તો અવશેષરૂપે ઊભેલ છે. મૂળમાં સાંધાર પ્રકારનું એ પૂર્વાભિમુખ મંદિર[૨૪૧] અંતરાલ, ગૂઢમંડપ અને ત્રણે દિશાએ શૃંગારચોકીનું બનેલું હશે એમ એના અવશેષો પરથી જણાય છે. હાલ એ મૂળ પ્રાસાદના અવશેષ તરીકે ગૂઢમંડપના પશ્ચિમ તરફના ચાર સ્તંભ અને ઉત્તર બાજુની ચોકીના ચાર સ્તંભ જળવાયા છે (પટ્ટ. ૧૯, આ. ૫૦). વળી આ દરેક અવશેષ પર સ્તંભાદિની જળવાઈ રહેલી રચના પરથી મંદિર ઓછામાં ઓછું બે મજલાનું હશે એમ સ્પષ્ટ સમજાય છે. મંદિરના મુખ્ય પ્રાસાદની સામે અલગ નંદિમંડપ પણ હોવાનું સૂચવાયું છે. મંદિરની ચોતરફ ૧૧ દેવકુલિકા હોવાનું જાણવા મળે છે. આ દેવકુલિકાઓ પૈકી પાછલી હરોળની વિશાળ સભામંડપ સાથેની ત્રણ દેવકુલિકાઓ તથા દક્ષિણ બાજુની એક મળીને ચાર દેવકુલિકાઓનું જુમા મસ્જિદમાં રૂપાંતર થઈ ગયેલું છે. ઉપરની ત્રણ દેવકુલિકાઓની ઉત્તરે આવેલી બે દેવકુલિકાઓ પૈકીની એક દેવકુલિકા એના ઉપરના શિખર સહિત ઠીક ઠીક અવસ્થામાં જળવાઈ રહી છે, જ્યારે બીજી નાશ પામી છે. ઉપર્યુક્ત ત્રણ દેવકુલિકાઓની દક્ષિણે એવી જ બીજી બે દેવકુલિકા હતી, જે હવે નષ્ટ થઈ ગઈ છે. આમ મંદિરની પાછળ કુલ સાત દેવકુલિકાઓનો સમૂહ આવેલો હતો, બાકીની ચાર દેવકુલિકાઓ પૈકીની બે ગૂઢમંડપની પૂર્વ તરફની શૃંગારચોકીની બંને બાજુએ, ઉત્તર-દક્ષિણે એક એક આવેલી હતી તથા ઉત્તર અને દક્ષિણ તરફની મંડપ-ચોકીની સામે પણ બીજી બે પૈકીની એક એક આવેલી હતી.

પૂર્વ તરફની મુખ્ય શૃંગારચોકીની બંને બાજુએ ઉત્તર તથા દક્ષિણે એક એક કીર્તિતોરણ કંઈક સારી અવસ્થામાં જળવાઈ રહેલ હતું. (બે પૈકીનું હાલ તો માત્ર ઉત્તર તરફનું તોરણ જ આબાદ છે.)

પશ્ચિમ તરફ ગૂઢમંડપના હાલ જળવાઈ રહેલા ચારે સ્તંભોનું રૂપવિધાન પ્રશંસનીય છે. કુંભીથી માંડીને લગભગ મથાળા સુધીનો સ્તંભદંડ અષ્ટકોણીય છે. સ્તંભની કુંભીનો નીચલો ભાગ દટાઈ ગયો છે. દરેક બાજુએ ગવાક્ષમંડિત દેવદેવીઓનાં ઊભાં શિલ્પ છે. કુંભી અને સ્તંભદંડ વચ્ચેની અંતરપત્રિકા મુક્તાપંક્તિઓથી અંકિત છે. સ્તંભદંડના નીચેના છેડે સ્તંભિકા અને ઉદ્‌ગમમંડિત મોટા કદના ગવાક્ષોમાં પણ ઊભાં શિલ્પ કોતરેલાં છે. એના પર નાના કદની છાદ્યસહિતની બેવડી ગવાક્ષપંક્તિમાં લલિતાસનમાં બેઠેલાં દેવદેવીઓનાં શિલ્પ કોતરેલાં છે. એની ઉપરની અઠાંસમાં ફૂલવેલ ભાત તથા ઊર્મિવેલાનાં શિલ્પ છે. એના ઉપરનો સ્તંભભાગ વૃત્તાકાર ઘાટનો છે. એમાં મધ્યમાં બેવડી ઘિસ્મિકા દર્શાવી અંતરે અંતરે પલ્લવપંક્તિઓ કોતરેલી છે. એના ઉપર પલ્લવઘાટની

ભરણીની દરેક બાજુએ મોટાં અધોમુખી તમાલપત્રોની રચના છે. એના પરની શિરાવટી દરેક બાજુ નિર્ગમ પામે છે અને એના દર્શનીય ભાગો પર ઘટપલ્લવ તથા અર્ધરત્નનાં સુશોભન કોતરેલાં છે. આ ચાર સ્તંભ બે બેના યુગ્મમાં ગોઠવેલા છે. એમાંનો બાહ્ય સ્તંભ કદ(જાડાઈ)માં અંદરના સ્તંભ કરતાં થોડોક ઓછો છે. સ્તંભો પર ભારે કદના સળંગ સાદા પાટ છે. એના તળાંચે અર્ધવૃત્તમાં કમલપાંખડીઓ કોતરેલી છે અને બાજુઓ ચિપ્પિકાઓથી વિભૂષિત છે. મુખ્ય પાટની ઉપર બેસણીરૂપે દ્વિતલ ભીટના થર ઉપરના સાદા અને મિશ્ર (નીચેથી ચોરસ, મધ્યમાં અઠાંસ અને ઉપર ગોળ) ઘાટના સ્તંભો પરની ભરણી અને શિરાવટી પર બીજા મજલાનો પાટ ગોઠવેલો છે.

મંદિરની પૂર્વ બાજુની શૃંગારચોકી બહુ જ ખંડિત હાલતમાં છે, પરંતુ ઉત્તર તરફની શૃંગારચોકી એના બેવડા મજલા સાથે ઠીક ઠીક હાલતમાં જળવાઈ રહી છે, પરિણામે શૃંગારચોકીના શિલ્પવૈભવનો એ ઘણો સારો ખ્યાલ આપે છે. એમાં કુંભીના ભાગમાં સૌથી નીચે ગજથર (ઘસાઈ ગયેલો) છે, એના પરની શિલ્પમંડિત પટ્ટી બહુ જ ખવાઈ ગઈ છે, પરંતુ એના પરની ત્રીજી પટ્ટિકામાં નરથરની યોજના જણાય છે. કુંભીની પડઘીની આ ત્રિમેખલા પટ્ટિકા ઉપર અંતરપત્ર છે અને એના ઉપર છાજલી, કણી, કેવાલ અને અંતરપત્રના થર છે. એના ઉપર વળી આના આ જ થરોનું પુનર્નિર્માણ કરેલું છે, પરંતુ એના ભદ્ર ભાગે ગવાક્ષો કરી એમાં બેઠેલ અવસ્થામાં મૂર્તિશિલ્પ કોતરેલાં છે. અહીંથી સ્તંભદંડનો ભાગ શરૂ થાય છે, એમાં શૃંગારચોકીને ફરતી વેદિકાના કક્ષાસનનો ભાગ શરૂ થાય તેટલા દર્શનીય ભાગમાં ઊભેલી અવસ્થામાં ગવાક્ષમંડિત પરિચારક દેવદેવાંગનાઓનાં શિલ્પ છે. કક્ષાસનના ઉષ્ણીષ સાથે જોડાણ પામતી ભારે નિર્ગમિત પટ્ટિકા ઉપરનો સ્તંભ અષ્ટકોણકાર ધારણ કરે છે. એમાં સૌથી નીચે સાદો થર છે. એના પર રત્નપટ્ટ, અને બે થર નૃત્યાંગનાઓના છે. એના ઉપરના થરમાં ઘટપલ્લવ અને ઊર્ધ્વ તમાલપત્રની સુશોભનપટ્ટિકા છે. સૌથી ઉપર સાદા થરની બંને બાજુએ હીરગ્રહણકની રચના છે. અંદરની બાજુએ હીરગ્રહણક પર ટેકવેલ મકરમુખમાંથી શૃંગારચોકીનું તોરણ નિષ્પન્ન થાય છે, જે કેંદ્રભાગે ચોકીના પાટના તળાંચે કોતરેલ કમલદલની આકૃતિમાં વિલીન થતું દર્શાવ્યું છે. બાહ્ય ભાગના હીરગ્રહણક પર શાલભંજિકાઓનાં શિલ્પ હતાં, જે હવે નષ્ટ થયાં છે. અષ્ટકોણાકાર સ્તંભની ઉપરના વૃત્તાકાર સ્તંભભાગમાં તીક્ષ્ણ અણિયારાં, ગગારકો તથા ગોળાગલતાની પટ્ટિકા કોતરેલી છે. સ્તંભની ઉપર ઘટપલ્લવ અને અધોમુખી તમાલપત્રોથી વિભૂષિત વૃત્તાકાર ભરણી ને એના

પર ચારે બાજુએ નિર્ગમ પામતા સ્વસ્તિકાકાર શિરાવટીના દર્શનીય ભાગોમાં ગ્રાસમુખમાંથી નિષ્પન્ન થતી ઊર્મિવેલ, અધોમુખી તમાલપત્રપંક્તિ વગેરે કોતરેલાં છે. એના ઉપરની દાંતાળી પટ્ટિકાના મથાળે ચંદ્રશાલાકારની ટેકરીઓનાં સુ-શોભન છે.

આના ઉપર શૃંગારચોકીનો દ્વિતલપાટ અને એના ઉપર દંડછાદ્ય, દાંતા તથા ટેકરીઓથી વિભૂષિત કેવાલનો થર અને એના ઉપર બીજા મજલાના આસનપટ્ટના કક્ષાસનની વેદિકાનો ભાગ છે. પાટના દ્વિતલ થરમાં ઊર્મિવેલનાં સુશોભન છે તથા વેદિકાના નિર્ગમિત ભાગમાં બેઠેલ તથા ઊભેલ અવસ્થામાં દેવ-દેવીઓનાં તથા નૃત્યાંગનાઓનાં કે પરિચારિકાઓનાં શિલ્પ કોતરેલાં છે. બીજા મજલાના આસનપટ્ટ પર વામનસ્તંભ આવેલા છે. આ સ્તંભો નીચલા છેડે અષ્ટકોણકાર અને ઉપરના છેડે વૃત્તાકાર છે. અષ્ટભદ્રી ભાગમાં સૌથી ઉપર ઊર્ધ્વ ચંપાપત્ર કોતરેલાં છે. એના પર નિર્ગમિત હીરગ્રહણકયુક્ત નરથર છે. હીર-ગ્રહણક પર ઉપરની શિરાવટીના નિર્ગમિત છેડાને ટેકવતી શાલભંજિકાઓનાં શિલ્પ છે. વૃત્તાકાર સ્તંભ-ભાગે નરથર પર રત્નપટ્ટ અને ગ્રાસપટ્ટીની રચના છે અને એના પરની પલ્લવપંક્તિથી મંડિત વૃત્તાકાર ભરણીના મથાળે શિરા-વટીની રચના છે, જે કોતરણીની દૃષ્ટિએ નીચેની શિરાવટીની સાથે સામ્ય ધરાવે છે. બીજા મજલાનો પાટ જળવાઈ રહ્યો છે. એમાં નીચેની પટ્ટિકામાં ગ્રાસમુખ-માંથી નિષ્પન્ન થતી ઊર્મિવેલ અને ઉપરની પટ્ટિકામાં ત્રિકોણાત્મક તોરણવાળા અંકિત કરેલી છે. રુદ્રમહાલયના સ્તંભો પરના પાટનું કોતરકામ ઘણું ઉત્કૃષ્ટ કોટિનું હતું. એનો જળવાઈ રહેલ પાટ મુખ્યત્વે વિવિધ પ્રકારની રૂપપટ્ટીઓથી શોભતો હતો. એમાં સૌથી નીચેની પટ્ટિકામાં મધ્યમાં આવેલ ગ્રાસમુખમાંથી નિષ્પન્ન થતી ઊર્મિવેલનાં વિવિધ આવર્તન આલિખિત થાય છે. એના ઉપરની ત્રિદલ પુષ્પલતાની પટ્ટિકાની મધ્યમાં કિંનરયુગલ કોતરેલ છે. એના ઉપરની પહોળી ગવાક્ષમંડિત પટ્ટિકામાં લલિતાસનમાં બેઠેલ દેવદેવીઓનાં અને પરિચાર-કોનાં શિલ્પ છે અને એની ઉપર એવી જ પહોળી પટ્ટિકામાં કુડચલવેલની ભાતની મધ્યમાં મિથુન-શિલ્પ કોતરેલું છે તથા એના ઉપર અધોમુખી પલ્લવોને ગ્રાસમુખથી વિભૂષિત પટ્ટિકાવાળું દંડછાદ્ય આવેલું છે. પાટમાંનાં વિવિધ રૂપાં-કનોનો ખ્યાલ આપતા કેટલાક શિલ્પખંડ જળવાયા છે. એમાંની એક શિલ્પપટ્ટિ-કામાં એક બાજુએ ગાનવાદનનૃત્યરત લોકવૃંદ પાલખીમાં કોઈક અધિકારીને લઈ ને જતું દર્શાવ્યું છે, બીજી બાજુએ દ્વંદ્વયુદ્ધનું દૃશ્ય અને નૃત્યાંગનાઓનાં વિવિધ મુદ્રાઓ આલિખિત કરી છે. બીજી પટ્ટિકામાં મધ્યમાં આવેલી ભદ્રપીઠ

પર સૂંઢમાં સૂંઢ ભરાવીને બે મદમસ્ત હાથી સાઠમારી કરતા દર્શાવ્યા છે. એની એક બાજુએ સિંહ સાથે યુદ્ધ કરતા પુરુષની આકૃતિ છે. બીજા સૈનિકો એને પ્રોત્સાહન આપતા જણાવ્યા છે અને બીજી બાજુ મધ્યમાં અશ્વારોહી પુરુષની બંને બાજુએ એક એક યોદ્ધા તથા નૃત્યગાન-રત સ્ત્રીપુરુષોનાં શિલ્પ છે. આ લગ્નના વરઘોડાનું દૃશ્ય પૂરું પાડતું લાગે છે. ત્રીજી પટ્ટિકામાં વિવિધ આયુધધારી યોદ્ધાઓ સાથે અશ્વ, ગજ વગેરે જુદી જુદી ભંગીમાં નજરે પડે છે. આવી એક ચોથી પટ્ટિકામાં કન્યાનું અપહરણ અને યુદ્ધનું દૃશ્ય અંકિત થયું છે. એમાં પુરુષો, અશ્વો તથા ગજોની શીઘ્ર ગતિને આકાર આપવાનો સ્તુત્ય પ્રયાસ નજરે પડે છે.

મંદિરની પાછલા ભાગની દેવકુલિકાઓનું પરિવર્તન મસ્જિદમાં થયું છે, પણ એમાં રુદ્રમાળની ઘણી શિલ્પસમૃદ્ધિ જળવાઈ છે. એમાં ભદ્રક અને મિશ્રઘાટની ઘટપલ્લવાદિ શિલ્પપટ્ટિકાઓ તથા ગવાક્ષોનાં સુશોભનોથી યુક્ત પૂરા તેમજ વામન કદના સ્તંભો તથા મંડપ તથા શૃંગારચોકી પરના શિલ્પમંડિત કરોટકના ખંડો વગેરે નજરે પડે છે.

મંદિરની ઉત્તરે આવેલ જળવાઈ રહેલ કીર્તિતોરણ કંડારકામની દૃષ્ટિએ ઘણું સુંદર છે. એનાં સ્તંભો, ઉચ્છાલકો, તોરણ, પાટ, દંડછાદ્ય, અને એના પરનાં મકરમુખ, તિલકો તથા મધ્યનું ઈલિકા-વલણ વગેરેનું રૂપવિધાન મંદિરની ઉપર વર્ણવેલ શિલ્પસમૃદ્ધિની સાથે ભારે સામ્ય ધરાવે છે.[૨૪૨]

**તારંગા**(તા. ખેરાળુ, જિ. મહેસાણા)નું અજિતનાથ મંદિર(પટ્ટ,૨૦ આ. ૫૨)નું ગર્ભગૃહ અંદરની બાજુએ સાદું છે, પરંતુ પ્રદક્ષિણાપથમાં પડતી એની બાહ્ય દીવાલો નિર્ગમથી વિભૂષિત છે.[૨૪૩] ભદ્રના બંને છેડા અર્ધઅષ્ટાસ્ર ઘાટના છે, જે ઉભડક રચના પરત્વે અર્ધઅષ્ટાસ્ર સ્તંભ જેવા લાગે છે. ગભારાની આજુબાજુના પ્રદક્ષિણાપથની બાહ્ય દીવાલો દરેક બાજુએ મધ્યમાં ભદ્ર અને પ્રતિરથના નિ-ર્ગમોથી સુશોભિત છે. ઉપરાંત ભદ્રમાં મુખભદ્ર તથા ભદ્ર અને પ્રતિરથ વચ્ચે નંદી નામે નિર્ગમ છે. પ્રદક્ષિણાપથના ભદ્રનિગર્મની દરેક બાજુએ એક એક ઝરૂખાની રચના છે. આ ઝરૂખો અંદરની બાજુએ બે સ્તંભો અને બહારની બાજુએ વેદિકા પર આવેલા બબ્બે યુગલ વામનસ્તંભોથી ટેકવેલ છે. વેદિકાના મથાળે કક્ષાસનોની રચના છે. ગર્ભગૃહની ઉપર બાજુની વેદિકાની નીચે મકરમુખ ને ઊર્મિવેલ આવેલાં છે. પાણીના નિકાલ માટે પરનાળ આવેલી છે.

ગર્ભગૃહની પાછલી દીવાલે આવેલ વિસ્તૃત પીઠિકા (આસન) પર મૂલ નાયક અજિતનાથની લગભગ ૨.૬ મી. ઊંચી પ્રતિમા છે.

ગભારાની આગળ આઠ સ્તંભો પર ટેકવેલ અંતરાલની રચના છે. અંતરાલની સામેનો ગૂઢમંડપ કુલ ૨૨ સ્તંભો પર ટેકવેલો છે. ગૂઢમંડપની સ્તંભયોજના પ્રશંસનીય છે. ૨૨ સ્તંભો પૈકીના ઉચ્છાલક સહિતના આઠ સ્તંભ મધ્યમાં અષ્ટકોણાકારે ગોઠવેલા છે. એના ઉપર વેદિકા, વામનસ્તંભો વગેરેની યોજના કરીને ગૂઢમંડપનો બીજા મજલે આવેલ કરોટક આકાર પામ્યો છે. બાકીના ૧૪ સ્તંભો પૈકીના બે સ્તંભ અંતરાલ અને ગૂઢમંડપની સ્તંભાવલિની વચ્ચે ઉત્તર દક્ષિણે સ્થાન પામ્યા છે અને બાર સ્તંભ પાર્શ્વમાર્ગની છતોને આધાર આપે છે. ગૂઢમંડપના તલમાનમાં પૂર્વ, ઉત્તર અને દક્ષિણ તરફ ભદ્રને એવી રીતે નિર્ગમ આપ્યો છે કે તે સંલગ્ન દરેક બાજુએ એક એક શૃંગાર-ચોકીની રચના થાય. ઉત્તર અને દક્ષિણ તરફની શૃંગારચોકી બે બે છૂટા સ્તંભો પર આધારિત છે. પૂર્વ તરફની મહાશૃંગારચોકી ત્રિકમંડપ પ્રકારની છે. એમાં કુલ દસ છૂટા સ્તંભોની યોજના છે. મધ્યના ઉત્તુંગ પ્રવેશદ્વારની બંને બાજુએ એક એક મોટા ખત્તકો (ગવાક્ષો) કરેલા છે. એમાંના એકમાં આસનસ્થ દેવી અને બીજામાં અશ્વારોહી કોર્દિક દાનેશ્વરીનું શિલ્પ છે. શૃંગારચોકીની આગળ સોપાનશ્રેણીની રચના છે.

ગૂઢમંડપના સ્તંભોની ત્રિદલ કુંભી પ્રમાણમાં સાદી છે. નીચલા છેડે સ્તંભો અષ્ટાસ્ર, મધ્ય ભાગે ષોડશાસ્ર, પરંતુ અર્ધ ઉપરના ભાગે વૃત્તાકાર છે. આ ભાગમાં એકબીજાને છેદતાં અર્ધવર્તુલો, હીરાપટ્ટી અને ગ્રાસપટ્ટી આવેલાં છે. સ્તંભોની ઉપર એવડી શિરાવટી અને ઉચ્છાલકની યોજના છે.

ગર્ભગૃહના પંચનાસિક તલમાન પર જાલકભાતથી વિભૂષિત રેખાન્વિત શિખર ચારે બાજુએ ઉરઃશૃંગો, પ્રત્યંગો, શૃંગો અને તિલકાદિ અંગોથી વિભૂષિત છે. શિખરના અગ્રભાગે અંતરાલ પર શુકનાસની રચના છે તથા બાકીની ત્રણે બાજુએ ભદ્રાદિ નિર્ગમો ને દેવદેવીઓ તથા અપ્સરાનાં શિલ્પોથી વિભૂષિત રથિકાઓની રચના છે. સમગ્ર શિખર પર કુલ ૨૧૬ અંડક અને ૨૪૮ તિલક આવેલાં છે.

ગૂઢમંડપ પર ભારે કદની સંવર્ણાની તથા શૃંગારચોકીઓ પર સમતલ છાવણોની રચના છે, પરંતુ પૂર્વની ત્રિકચોકીના સમતલ છાવણના પૃષ્ઠભાગે હવા-ઉજાસ માટે ભવ્ય વાતાયનની યોજના છે.

મંદિરની કામદપીઠમાં મુખ્યત્વે જાડચકુંભ, કણી અને ગ્રાસપટ્ટીના થર છે. પીઠ નીચે અર્ધરત્ન અને મુક્તાપંક્તિઓથી વિભૂષિત ભીટનો એવડો થર છે. પીઠ પરના મંડોવરમાં સૌથી નીચેથી અનુક્રમે ખુરક, રત્નપટ્ટિકા અને ગવાક્ષ-

મંડિત દેવીઓનાં શિલ્પોથી સુશોભિત કુંભ, મુક્તાદામની લહર–પંક્તિઓથી વિભૂષિત કલશ, અંતરપત્ર, કપોતાલી, કામરૂપ, મંચિકા તથા રત્નપટ્ટના થર આવેલા છે. એના પર પ્રથમ જંઘાની દાંતાવાળી કાનસ પર નરથરની પંક્તિ આવેલી છે. એના પર લગભગ પૂરા મનુષ્ય–કદનાં મૂર્તિશિલ્પોને સમાવી દેતાં સ્તંભિકા ને તોરણાવલિ તથા ઉદ્‌ગમથી વિભૂષિત ગવાક્ષોની હારમાળા છે. આ ગવાક્ષોમાં અનેક દેવદેવીઓ, દિક્‌પાલો–દિક્‌પાલિકાઓ અને નર્તિકાઓ, તાપસો તથા વ્યાલાદિનાં શિલ્પ છે. ગવાક્ષના ઉદ્‌ગમની ઉપર મંચિકાનો થર છે. અહીંથી જંઘાનો બીજો થર શરૂ થાય છે. એમાં ગવાક્ષોમાં લલિતાસનમાં બેઠેલાં અનેક દેવ–દેવીઓનાં શિલ્પ છે. ગવાક્ષોની બંને બાજુએ મોટા કદનાં રત્નપટ્ટ અને ઉપર ઉદ્‌ગમ છે. વાનર–થરની પણ અહીં યોજના જોવામાં આવે છે અને એના પર ગ્રાસપટ્ટી આવેલાં છે. અધોમુખી તમાલપત્રથી વિભૂષિત ભરણી અને એના પર મહાકપોતાલી તથા ઊંડા તક્ષણવાળી અંતરપત્રિકા આવેલાં છે. સૌથી ઉપર ભારે નિર્ગમવાળું કૂટછાદ્ય છે.

ગર્ભગૃહના પ્રદક્ષિણાપથમાં આવેલા ઝરૂખાઓ(ચંદ્રાવલોકનો)ની પીઠ પર વેદિકાની રચના છે. વેદિકામાં રત્નપટ્ટિકાથી વિભૂષિત રાજસેનકનો થર તથા આવરણદેવતાઓનાં શિલ્પ છે. વેદિકાના મથાળે આસનપટ્ટ અને મત્ત વારણ આવેલા છે. એના પરના વામનસ્તંભોમાં ભરણી, શિરવાટી અને એના મથાળે પાટ સાથેના દંડછાદ્યની રચના છે. વામનસ્તંભોના ગાળામાં છિદ્રાળુ જાળીઓ છે.

મંડપ, પ્રદક્ષિણાપથ અને શૃંગારચોકીઓમાં સ્તંભોની કુંભીઓમાં સ્કંધ, કર્ણ અને કણી તથા ખુરબંધની સમતલ રચનાઓ આવેલી છે. વળી કુંભીની દરેક બાજુ 'ઠકારા' નામથી ઓળખાતી પહોળી અણિયાળી ભાત છે. સ્તંભ-દંડ નીચેથી ઉપર જતાં અનુક્રમ અષ્ટાસ્ર, ષોડશાસ્ર અને વૃત્તાકાર ઘાટના છે. વૃત્તાકાર ઘાટ તોરણમાલા, હીરાઘાટની મેખલાપટ્ટી, ગ્રાસમુખ અને તમાલપત્રની ભાતથી અંકિત કરેલાં છે. સ્તંભની શિરાવટી પર કર્ણ, સ્કંધ, અંતરપત્ર અને કામરૂપથી વિભૂષિત ભરણી અને એના પર ઉચ્છાલકની યોજના છે. સ્તંભ-અંતરાલમાં મકરમુખમાંથી નિષ્પન્ન થતાં તોરણ (કમાનો) આવેલાં છે.

ગૂઢમંડપનો મુખ્ય કરોટક નવ થરનો છે. એમાંના સૌથી નીચેના ત્રણ કોલ-કાચલા ઘાટના છે. એના પર પદ્મપત્રવ–ઘાટનો કર્ણદર્દરિકાનો થર છે. એના પરના રૂપકંઠના થરમાં વિદ્યાદેવી તથા સુરસુંદરીઓનાં શિલ્પ છે. એના પરના ત્રણ થરમાં પદ્મક પ્રકારની ૧૬ લૂમા છે અને એના પરના બીજા ત્રણ થરમાં

મંદારક વગેરેનાં સુશોભન છે. મધ્યની પદ્મશિલા ઉત્તુંગ કોટિની રચના ધરાવે છે. શૃંગારચોકીના સમતલ વિતાનમાં પ્રફુલ્લિત વિશાળ પદ્મ કોતરેલાં છે અને એમાં બીજા પ્રકારની છતયોજના સંઘાટ પ્રકારની છે. એમાં ચડ–ઊતર ક્રમે કોલ–કાચલાના થર તથા પદ્મકનાં સુશોભન છે. ગર્ભગૃહની દ્વારશાખા પંચશાખપ્રકારની છે. એમાં અનુક્રમે પદ્મશાખા, બાહ્યશાખા, બે રૂપશાખા અને મધ્યનો રૂપસ્તંભ આવેલાં છે. દ્વારશાખાના નીચલા ભાગે દ્વારપાલનાં શિલ્પ છે. દ્વારશાખાના ઉપલા છેડા હીરગ્રહણક અને ભરણીથી વિભૂષિત છે. એના ઓતરંગમાં પાંચ રથિકા (ગવાક્ષો) છે. એમાં અનુક્રમે ગણેશ, બ્રહ્મા, સૂર્ય, વિષ્ણુ અને દેવીનાં શિલ્પ છે. ઉદુંબરમાં મંગલઘટ, ધનેશ અને હંસયુગલનાં શિલ્પોની મધ્યમાં મંદારકની રચના છે. ગૂઢમંડપની આગળ આવેલ મુખ્ય પ્રવેશચોકીનું દ્વાર સપ્તશાખ પ્રકારનું છે. એમાં અનેકવિધ સમતલ થરોનું આયોજન થયું છે, પણ રૂપસ્તંભ અને ઓતરંગની રચના ગર્ભદ્વારને મળતી છે.

મંદિરની શિલ્પસમૃદ્ધિ ઉત્તમ કોટિની છે. પીઠ, મંડોવર, વેદિકા, શુકનાસ, સંવર્ણા વગેરે અંગો વિવિધ દેવદેવીઓ, દિક્‌પાલો–દિક્‌પાલિકાઓ, વ્યાલ અને મિથુન–શિલ્પોથી વિભૂષિત છે. એક ગણતરી પ્રમાણે મંદિરની બહારની બાજુએ લગભગ ૭૪૦ શિલ્પ આવેલાં છે. મંડોવરની જંઘાના એવડા થરમાં દ્વિભંગ અગર ત્રિભંગમાં આલિખિત ચતુર્ભુજ દિક્‌પાલો, દિક્‌પાલિકાઓ, વિદ્યાદેવીઓ, અને નૃત્યાંગનાઓનાં શિલ્પ આવેલાં છે.

**પ્રભાસપાટણ**(તા. પાટણ-વેરાવળ, જિ. જૂનાગઢ)ના સોમનાથ મંદિરનો અનેક વાર પુનરુદ્ધાર થયેલો છે. મૂળમાં એ મંદિર મૈત્રકકાલ (ઈ. સ. ૪૭૦–૭૮૮) દરમ્યાન અસ્તિત્વમાં હોવાનું જણાય છે, કારણ કે આ કાલ દરમ્યાન પુનરુદ્ધાર પામેલ મંદિરો એની અગાઉના મંદિરના ગર્ભગૃહ પર રચાયાં હોવાનું જણાયું છે.[૨૪૪] સોલંકી રાજ્યના સ્થાપક મૂળરાજે આ મંદિરની અનેક વાર યાત્રા કરી હતી. ઈ. સ. ૧૦૨૬ના આરંભમાં એ મંદિરનો મહમૂદ ગઝનવીના હાથે ધ્વંસ થયો.[૨૪૫] એ પછી ભીમદેવ ૧ લાએ ત્યાં નવું પાષાણનું મંદિર બંધાવ્યું હોવાનું કહેવાય છે, પણ થોડાક જ વખતમાં મંદિર પુનઃ જીર્ણ બની ગયું. એનું નવનિર્માણ વલભી સં. ૮૫૦(ઈ. સ. ૧૧૬૯)માં કુમારપાલના હાથે થયું. કુમારપાલના સમયના લેખમાં[૨૪૬] એને લગતી વિગતો આપેલી છે. એમાં વર્ણવ્યા પ્રમાણે સોમનાથનો પ્રાસાદ મેરુપ્રકારનો કરાવ્યો હતો. આ મંદિર આ પછી ઈ. સ. ૧૨૯૯ ના દિલ્હીના ખલજી સુલતાનના સરદાર ઉલુઘખાને તોડયું.

કુમારપાલના મંદિરની આગળ મેઘધ્વનિ નામનો સોમેશ્વર–મંડપ ભીમદેવ ૨ જાએ ઉમેરાવ્યો હોવાનું વર્ણન ત્યાંની શ્રીધરપ્રશસ્તિ( ઈ. સ. ૧૨૧૩ )-માં નિરૂપાયું છે.[૨૪૭] સારંગદેવ વાઘેલાના રાજ્યની ( ઈ. સ. ૧૨૯૨ ની) સિન્ટ્રા પ્રશસ્તિ નામે જાણીતી થયેલ પ્રશસ્તિમાં સોમેશ્વર–મંડપની ઉત્તરે પાંચ દેવાલયો અને એક કીર્તિતોરણ ગંડ ત્રિપુરાંતકે રચાવ્યાં હતાં.

ઈ. સ. ૧૯૫૦ માં થાપરે મંદિરના ગર્ભગૃહ અને મંડપનું ઉત્ખનન પ્રાયોગિક ખાડાઓ ખોદીને કર્યું હતું. કુમારપાલના સમયના મંદિર પૂર્વેના એમાં બે જુદા જુદા સમયનાં ઇમારતી બાંધકામો જોવામાં આવ્યાં હતા, એટલું જ નહિ, પણ એ પૂર્વેનું એની નીચે બાંધકામ હોવાનું જણાયું હતું. આમાં પ્રથમ બાંધકામ માત્ર ગર્ભગૃહ અને મંડપનું બનેલું હતું અને એની પૂર્વ દિશામાં સોપાન શ્રેણીવાળી શૃંગારચોકી હતી. મંદિરની ઊભણી સાદી હતી. ક્યાંક ક્યાંક ફૂલ-પાનનું નકશીકામ હતું. મંદિરની પ્રવેશચોકીનાં પગથિયાં, મંડપનું ભોંયતળિયું, બ્રહ્મશિલા (?) વગેરેને તોડફોડનું નુકસાન પહોંચ્યું હતું. ક્યાંક અગ્નિ લગાડ્યાની નિશાનીઓ પણ હતી. ગઝનવીએ જે મંદિર તોડ્યું તે આ હોવાની સંભાવના છે. આ આખુંય મંદિર ઝીણા પોગળના લાલ પથ્થરનું બનેલું હતું.

આની ઉપરના બીજા મંદિરના અવશેષો પીળાશ પડતા રેતિયા બરછટ પથ્થરના હતા. તલમાનની દૃષ્ટિએ આ મંદિર પ્રથમના જેવું જ હતું. આ મંદિરના ગર્ભગૃહની પરનાળ અગાઉના મંદિરની પરનાળ ઉપર આવેલી હતી. આ મંદિરની ઊભણી અગાઉના મંદિરની ઊભણી ઉપર આવેલી હતી. બંનેની ઊંચાઈ પણ સરખી હતી. વળી આ બીજી વખતનું મંદિર પ્રથમ મંદિરના અવશેષ ઉપર રચાયું હોવાને કારણે પ્રથમ મંદિરની ઘણી સામગ્રીનો એમાં છૂટથી ઉપયોગ કરેલો હતો. ભીમદેવ ૧ લાના સમયમાં એટલે કે ઈસુની ૧૧ મી સદીમાં આ મંદિર બંધાવ્યું હોવા છતાં પીઠના ગજથર, અશ્વથર, નરથર વગેરે થરોનો સાવ અભાવ હતો. પ્રથમના મંદિરની માફક ઊભણીમાં ક્યાંક ફૂલવેલની ભાતો કોતરેલી હતી. આ મંદિરના ગર્ભગૃહની ઊભણી મળી નથી, માત્ર મંડપની જ મળી છે. અગિયારમી સદીનાં ગુજરાતનાં મંદિરોના મંડપોમાં જોવામાં આવે છે એ રીતે મંડપનો મધ્યભાગ બાર સ્તંભો પર રચેલ અષ્ટકોણ પર ટેકવેલો હોવાની નિશાનીઓ મળી છે, પણ આ વખતે પણ પ્રથમની માફક પૂર્વ દિશાની એક જ ચોકી છે. તલમાનની દૃષ્ટિએ કુમારપાલના સમયના મંદિર પૂર્વેનાં આ બંને મંદિરોનું ગર્ભગૃહ બહુ જ આછા ભદ્રાદિ નિર્ગમો ધરાવે છે અને મંડપના તલમાન સાથે મળીને લંબચોરસ ઘાટનું એ બનેલું જણાય છે.

શ્રી થાપરે અસલ મંદિરના કેટલાક ભાગોનું ઉત્ખનન કરી કુમારપાલના સમયના મંદિરના ગર્ભગૃહની નીચે આવેલા મંદિરનાં બે ગર્ભગૃહોના અવશેષો શોધી કાઢ્યા તે પરથી ઉપર્યુક્ત ઐતિહાસિક બીનાઓને સમર્થન મળે છે. એમાં સૌથી પ્રથમ પ્રાચીન એટલે કે સૌથી નીચેનું સામાન્ય કોટિનું ગર્ભગૃહ મૈત્રક સમયનું હોવાનું જણાયું હતું. સામાન્ય માનવું એવું છે કે આ મંદિરનો મહમૂદ ગઝનવીએ વિનાશ કર્યો હતો. આની ઉપરના મંદિરના અવશેષ ભીમદેવ ૧ લાના સમયના જણાયા હતા. ગર્ભગૃહ અને પ્રદક્ષિણાપથ અને મંડપની દરેક બાજુએ ભદ્રાદિનિર્ગમોની વિસ્તૃત ફાલનાઓ વચ્ચે નંદી નામની ફાલના પ્રયોજાઈ હતી તથા ફાલનામાં મુખ્ય ભદ્રની રચના સાથે સલિલાંતર વડે છૂટી પાડી તેઓને આકર્ષક સ્વરૂપ આપવામાં આવ્યું હતું. દરેક દિશાના મુખ્ય ભદ્રમાં ચંદ્રાવલોકના ઝરૂખાઓની યોજના હતી, પરંતુ કુમારપાલના સમયના મંદિરનું તલદર્શન ઘણું કલાત્મક અને વિસ્તૃત હતું. વળી કુમારપાલના સમયના મંદિર પર જ પાછલા કાલમાં અવારનવાર પુનર્નિર્માણ અને જીર્ણોદ્ધારનાં કાર્ય થયાં હતાં.

કુમારપાલના સમયના અભિલેખો પરથી મુખ્ય મંદિર નૃત્યશાળા, રંગમંડપ, રસોઈઘર અને કીર્તિતોરણ વગેરે મહત્ત્વનાં અંગો સાથે જોડાયેલું હતું. મંદિરની ચોતરફના વિસ્તૃત પ્રાંગણને ફરતા કોટની રચના હતી. વળી એ જ મંદિરના પ્રાંગણમાં દૈત્યસૂદન વિષ્ણુનું મંદિર હતું. આ મંદિરની જંઘામાંનાં ઘણાં શિલ્પ અહીંથી મળ્યાં છે. કુમારપાલના સમયમાં મુખ્ય મંદિરનું નીચેની બાબતોમાં વિસ્તૃતીકરણ થયું હોવાનું જણાય છે :

(૧) મંદિરની સાદી પીઠનું મહાપીઠમાં રૂપાંતર થતાં એમાં અનેકવિધ થરો કીર્તિમુખ, ગજથર, અશ્વથર, નરથર વગેરેની રચનાને અવકાશ મળ્યો. (૨) ગર્ભગૃહ અને મંડપ પ્રકોણીય રીતે જોડાતાં એ મંડપો વચ્ચે અંતરાલને સ્થાન મળ્યું હતું. (૩) પ્રદક્ષિણાપથમાં અને ગૂઢમંડપમાં ચંદ્રાવલોકનો(ઝરૂખાઓ)ને સ્થાન મળ્યું હતું. (૪) સ્તંભવિધાન અને વેદિકાવિધાન પ્રશસ્ય બન્યું. (૫) મંડોવર ઉત્કૃષ્ટ કોટિનાં શિલ્પોથી મંડિત બન્યું. (૬) ગર્ભગૃહ અને મંડપના ભોંયતળિયાને મજબૂત કાળા પાષાણ વડે જડી દેવામાં આવ્યું. કુમારપાલના સમયના પ્રભાસના સોમનાથ મંદિરના ગૂઢમંડપના સ્તંભોનો પ્રથમ સમૂહ મોઢેરાના સૂર્ય-મંદિરના સ્તંભો સાથે સામ્ય ધરાવે છે. આ સ્તંભોની અષ્ટાસ્ર કુંભીઓ પર કલશ અને અંતરપત્રિકાના બેવડા થર પર આસનસ્થ દેવોનાં શિલ્પ છે. આની ઉપરના સ્તંભ ષોડશકોણીય છે અને તેઓમાં પત્રાવેલની આકૃતિઓ કોતરેલી છે. આ ભાગની ઉપર નરથરની યોજના છે અને તેઓ ઉપર ત્રિકોણાત્મક પલ્લવો, હીરા અને

કીર્તિમુખનાં સુશોભન છે. બીજા સમૂહના સ્તંભોમાં દેવથર કદમાં નાનો છે, પરંતુ મથાળાના કીર્તિમુખના થરની નીચેના સ્તંભદંડ નાના કદના અનેક વિભાગોમાં વિભક્ત કરી દરેકમાં આસનસ્થ મૂર્તિઓ કોતરેલી છે. ત્રીજા સમૂહના અહીંના સ્તંભ વામન કદના છે. તેઓનો મધ્ય ઉપરાંતનો ભાગ ચોરસ છે, પરંતુ એ ઉપરના વૃત્તાકાર ઘાટમાં ઊંડું તક્ષણ ધરાવતા ચાર થરોની યોજના છે.

મંદિરના પ્રાંગણમાંથી ઘણાં ઉત્કૃષ્ટ કોટિનાં મૂર્તિશિલ્પો તથા શિલ્પખંડો મળી આવ્યાં હતાં, જે ઘણું કરીને ભીમદેવ ૧ લાના સમયના પાષાણ-મંદિરનાં હતાં. એમાં શિવ, ત્રિપુરાંતક, નટરાજ, ભૈરવ, યોગી વગેરે ખાસ નોંધપાત્ર છે.[૨૫૨]

ભીમદેવ ૧ લાના અને કુમારપાલના સમયના ઘણા અવશેષ હાલ ત્યાંના સ્થાનિક મ્યુઝિયમમાં વ્યવસ્થિત રીતે ગોઠવેલા છે.

### (૨) દ્વયાયતન

**ખંડોસણ**(તા. વિસનગર, જિ. મહેસાણા): અહીંના બારમી સદીના હિંગોળજા માતા મંદિર કરતાં લગભગ બે સૈકા પૂર્વેનું એક દ્વિકૂટાચલ પ્રાચીન મંદિર એની બાજુમાં આવેલું છે. રચના પરત્વે એ કસરાના ત્રિકૂટાચલ મંદિર સાથે સામ્ય ધરાવે છે. મધ્યના મંડપની બે બાજુએ કાટખૂણે એક એક ગર્ભગૃહ જોડાયેલું છે. એમાંનું એક ગર્ભગૃહ પશ્ચિમાભિમુખ અને બીજું દક્ષિણાભિમુખ છે. બંને ગર્ભગૃહોની દ્વારશાખા સરખી છે. એના ઓતરંગમાં નવ ગ્રહોનો પટ્ટ છે તથા દ્વારશાખામાં ગંગા-યમુનાનાં શિલ્પ છે. મંડપના કરોટકની મધ્યમાં વિકસિત કમલની સમતલ આકૃતિ કોતરેલી છે. કરોટકની બહારની બાજુ સંવર્ણાની રચનાની કરેલી છે. ગર્ભગૃહ પર શિખરની રચના છે. આ મંદિર હરિહરનું કે શિવશક્તિનું હોવાનું સૂચવાયું છે.[૨૫૩]

આ શ્રેણીનાં અન્ય દ્વિકૂટાચલ મંદિરોમાં વીરમગામના[૨૫૪] મુનસર કાંઠે આવેલાં બે મોટાં મંદિરો ( પટ્ટ ૨૧, આ. ૫૪ ) તથા પાવાગઢના લકુલીશ મંદિર(પટ્ટ ૨૦, આ. ૫૩)ની ગણના થાય છે.[૨૫૫]

### (૩) ત્ર્યાયતન

**કસરા**(તા. કાંકરેજ, જિ. બનાસકાંઠા)માં ત્રિકૂટાચલ પ્રકારનું એક વિશિષ્ટ મંદિર (પટ્ટ ૨૨, આ. ૫૬) આવેલું છે. આ મંદિર "ત્રિપુરુષપ્રાસાદ" પ્રકારનું છે.[૨૫૬] એમાં મધ્યના મંડપની ત્રણ બાજુ-ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમે-હિંદુ

ધર્મના પ્રસિદ્ધ ત્રિદેવ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું એક એક ગર્ભગૃહ આવેલું છે અને એ દરેક પર શિખરની રચના છે. મંદિરની પૂર્વ બાજુએ આવેલી પ્રવેશ-ચોકી સર્વથા નાશ પામી છે. મંદિર કદમાં નાનું છે. મંડપના સ્તંભોનું આયોજન સૂણકના નીલકંઠ મહાદેવ મંદિર સાથે સામ્ય ધરાવે છે. ત્રણે ગર્ભગૃહોની દ્વાર-શાખાઓ એક જ પ્રકારની છે. પશ્ચિમનું ગર્ભગૃહ મધ્યમાં છે. એની દ્વારશાખામાં શૈવ શિલ્પો છે. ઉત્તરના ગર્ભગૃહની દ્વારશાખામાં વિષ્ણુનાં અને દક્ષિણના ગર્ભગૃહની દ્વારશાખામાં બ્રહ્માનાં શિલ્પ છે. દરેક ગર્ભગૃહની અસલ સેવ્ય પ્રતિમા નાશ પામી છે. બહારની બાજુએ વિષ્ણુની મૂર્તિના બે ટુકડા પડેલા છે. ઉત્તર-દક્ષિણનાં ગર્ભ-ગૃહોમાં દેવની વેદી (આસન) જળવાઈ રહી છે. પૂર્વના ગર્ભગૃહમાં આસન નથી, જ્યાં સંભવતઃ એક વખતે જલાધારી ને લિંગ હોવાની સંભાવના છે. પશ્ચિમના ગર્ભગૃહમાં અત્યારે સૂર્યની બે ખંડિત મૂર્તિ છે.

મંડોવરની જંઘાના ગવાક્ષોમાં છલ્લિકાવલણથી વિભૂષિત મૂર્તિઓ ગર્ભગૃહની અનુક્રમે દ્વારશાખાઓ સાથે સામ્ય ધરાવતી જણાય છે. એમાં અનુક્રમે સૂર્ય, શિવ અને વિષ્ણુની મૂર્તિઓ છે. પીઠના ગજથર, નરથર, અને કુંભા પરનાં દેવ-દેવીઓનાં શિલ્પ તથા મિથુન શિલ્પો ઉદાત્ત કોતરકામવાળાં છે. મંડપની સંવર્ણા અને ગર્ભગૃહ પરનાં શિખરોની રચના સૂણકના મંદિર સાથે સામ્ય ધરાવે છે.

**કેલમાલના** દેવાલય-સમૂહમાંનાં બે ત્ર્યાયતન મંદિરોનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

**પરબડી**(તા. ચોટીલા, જિ. સુરેન્દ્રનગર)માં આ શ્રેણીનું ત્રિકૂટાચલ મંદિર આવેલું છે[૨૫૭] એમાંનું મધ્યનું મુખ્ય મંદિર ઘણું નાશ પામ્યું છે, પરંતુ એની બંને બાજુનાં મંદિર ઠીક ઠીક જળવાયાં છે.

**ગિરનાર**(તા. જૂનાગઢ, જિ. જૂનાગઢ) પર્વત પર વસ્તુપાલે એક ત્રિપુરુષ-પ્રાસાદ બંધાવ્યો હતો. એમાં મુખ્ય મંદિર આદિનાથનું હતું. પાછલા કાલના જીર્ણોદ્ધાર સમયે આદિનાથના સ્થાને ૧૯ મા તીર્થંકર મલ્લિનાથની પ્રતિમા પ્રતિષ્ઠિત કરેલી લાગે છે. મુખ્ય મંદિરની આગળ વિસ્તૃત મંડપ છે. વળી એની આગળ બીજા મંડપની રચના કરી એની ડાબી બાજુએ વસ્તુપાલે પોતાની પત્ની લલિતાદેવીના પુણ્યાર્થે પૂર્વજોની મૂર્તિઓ સાથે ચતુર્વિંશતિજિનાલંકૃત સમેત-શિખરનું મંદિર તથા જમણી બાજુએ બીજી પત્ની સોખુકાના શ્રેયાર્થે અષ્ટાપદ તીર્થનું મંદિર રચાવ્યું હતું. આદિનાથ( હવે મલ્લિનાથ )ના એ મુખ્ય મંદિરમાં પૂર્વજોના શ્રેયાર્થે વળી અજિતનાથ અને વાસુપૂજ્યનાં બિંબ મુકાવ્યાં. એના મંડપમાં મહાવીર અને અંબિકાની મૂર્તિ કરાવી, એના ગર્ભદ્વારની જમણી

બાજુએ પોતાની અને તેજપાલની ગજારૂઢ મૂર્તિઓ મુકાવી. અષ્ટાપદ અને સમેત-શિખરના મંડપમાં કુમારદેવીની તથા પોતાની ભગિનીઓની મૂર્તિઓ કરાવી અને ત્રણે પ્રાસાદનાં ત્રણ તોરણ કરાવ્યાં.[૨૫૮] આ મંદિરની શૃંગારચોકી અને મંડપ પરની સંવર્ણા નષ્ટ થયેલી હતી. એનો પંદરમી સદીમાં જીર્ણોદ્ધાર થયો હતો. મંડપના સ્તંભ સાદા છે.

(૪) પંચાયતન

ખેડાવાડા(તા. હિંમતનગર, જિ. સાબરકાંઠા)નું પંચાયતન પ્રકારનું આ કાલનું મંદિર એની વિશિષ્ટ માંડણી પરત્વે ખાસ નોંધપાત્ર છે (પટ ૨૭, આ. ૫૭). મુખ્ય મંદિર દક્ષિણાભિમુખ છે. એના ચાર ખૂણે આવેલાં મંદિર તલમાન, ઊર્ધ્વમાન અને કદમાં સરખાં છે. તમામ મંદિર એક જ સાદી જગતી પર છે. મધ્યના મંદિરનું થોડાક સમય પૂર્વે સમારકામ થયેલ હોવાથી એનું અસલ સ્વરૂપ ઘણું બદલાઈ ગયું છે, પરંતુ ખૂણાનાં મંદિર તેઓના અસલ સ્વરૂપને વ્યક્ત કરે છે. આમાંના કોઈ પણ મંદિરને પીઠ નથી. મંડોવરના કુંભ પર અર્ધરત્ન તથા અર્ધપુષ્પનાં સુશોભન છે. આગલી હરોળનાં બે મંદિર પાછલા મંદિરોને અભિમુખ કરે છે. ખૂણાનાં મંદિરોની જંઘાના ગવાક્ષમાં આવેલ દેવશિલ્પો અલગ અલગ છે. ઈશાનકોણ પર આવેલ મંદિરની જંઘામાં ઉત્તરે નટેશ અને પશ્ચિમે ગજાસુરસંહારનું શિલ્પ છે. અગ્નિકોણ પરના મંદિરની જંઘામાં પાર્વતી અને સ્કંદ છે. બાકીના એક મંદિરની જંઘામાં બે સૂર્યમૂર્તિ છે અને બીજા મંદિરની જંઘામાં ભૈરવ, વિષ્ણુ અને ઇંદ્રનાં શિલ્પ છે. પુનર્નિર્માણ પામેલ મધ્ય મંદિરની જંઘાના ગવાક્ષમાં બ્રહ્મા અને શિવ છે. ગર્ભગૃહના દ્વારના ઓતરંગ પર મૂળનો નવગ્રહપટ્ટ જળવાઈ રહ્યો છે. દક્ષિણાભિમુખે આવેલું આ મંદિર બ્રહ્માનું હોવાનું અને ખૂણા પરનાં મંદિરોમાં એક શિવનું, બીજું સૂર્યનું, ત્રીજું પાર્વતીનું અને ચોથું વિષ્ણુનું હોવાનું સૂચવાયું છે.[૨૫૯]

ગવાડા(તા. વિજાપુર, જિ. મહેસાણા)નું જગેશ્વર અથવા વૈજનાથ શિવમંદિર પણ પંચાયતન પ્રકારનું છે. ખૂણાનાં મંદિર ગણેશ, ગૌરી, સૂર્ય અને વિષ્ણુનાં છે. મુખ્ય મંદિર રંગમંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. મંડપ નવનિર્માણ પામેલો છે. પીઠથી શિખર સુધીનો ભાગ સુંદર રીતે અલંકૃત કરેલો છે. સૂર્યમંદિર પુનર્નિર્માણ પામેલું છે. આ મંદિરોના ભદ્રગવાક્ષોમાં કુબેર, શિવ, ગજાસુરવધ, ત્રિવિક્રમ, સૂર્ય, હરિહરપિતામહાર્કની સુંદર મૂર્તિ આવેલી છે[૨૬૦] મુખ્ય મંદિરની આગળનું કીર્તિતોરણ નાશ પામ્યું છે. પણ એના તૂટેલા અવશેષ જળવાયા છે.

**આસોડા** (તા. વિજાપુર, જિ. મહેસાણા)નું જસમલનાથનું મંદિર આ શ્રેણીનું છે.[२११]

**દાવડ** : (તા. વિસનગર, જિ. મહેસાણા)ના જાગેશ્વર શિવપંચાયતન મંદિરના મુખ્ય પૂર્વાભિમુખ શિવમંદિરની આગળના ખૂણાઓ પર ગણેશ અને ગૌરીનાં મંદિર તથા પૃષ્ઠ ભાગના ખૂણાઓ પર સૂર્ય અને વિષ્ણુનાં મંદિર છે. સમગ્ર મંદિરોનો સમૂહ એક જ જગતી પર આવેલો છે. મંદિરની આગળ કીર્તિતોરણની રચના હશે એ ત્યાં આવેલા એના અવશેષો પરથી નિશ્ચિત થાય છે. એમાં સૂર્યમંદિરની જંઘાના ગવાક્ષમાં હરિહરપિતામહની મૂર્તિ છે. વિષ્ણુમંદિરના ગવાક્ષમાં ત્રિવિક્રમનું શિલ્પ છે.

## (૪) ચતુર્વિંશતિ જિનાલય

**કુંભારિયા**(તા. દાંતા, જિ. બનાસકાંઠા)માં પાંચ પ્રાચીન જૈન મંદિરોનો સમૂહ છે. એમાંના સંભવનાથ મંદિર[२६३] સિવાયનાં બાકીનાં ચાર મંદિર —નેમિનાથ, મહાવીર, શાંતિનાથ અને પાર્શ્વનાથનાં મંદિર ચોતરફ પડાળીયુક્ત દેવકુલિકાઓથી વિભૂષિત છે.[२६४] એ મંદિરો ચતુર્વિંશતિ જિનાલય પ્રકારનાં એટલે કે ચોવીસ જિનકુલિકાઓથી મંડિત છે.

(૧) **નેમિનાથનું મંદિર** અહીંના સમૂહમાં સૌથી મોટું અને વિશાળ છે (પટ્ટ ૨૫ આ. ૫૯). મંદિર ઉત્તરાભિમુખ છે.[२६५] એ ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, દશ-ચોકીનો બનેલો ત્રિકમંડપ, સભામંડપ, શૃંગારચોકી અને ચોવીસ દેવકુલિકાઓથી વિભૂષિત છે. દેવકુલિકાઓની આગલી હરોળની મધ્યમાં બલાનકની રચના છે. મંદિરનું ઉન્નત શિખર તારંગાના અજિતનાથપ્રાસાદના શિખરને મળતું છે. મૂળ ગભારામાં શ્રીનેમિનાથ ભગવાનની મૂર્તિની આસપાસ એક સમયે બંને બાજુએ એક એક ઇંદ્રમૂર્તિથી સુશોભિત એકતીર્થી ભવ્ય પરિકર હતો તે જીર્ણોદ્ધાર વખતે ખંડિત થવાથી પાછલી ભમતીના એક ગોખમાં પ્રતિષ્ઠિત કરેલ છે. ગૂઢમંડપમાં મોટા પરિકરયુક્ત ચાર કાઉસગ્ગિયા પ્રતિમા છે. અહીં છ–ચોકીને બદલે બે હારમાં દશ–ચોકી છે. એમાં ડાબા હાથ તરફની ચોકીના ગોખમાં નંદીશ્વરદ્વીપની સુંદર રચના કરેલી છે અને જમણા હાથ તરફની ચોકીના એક ગવાક્ષ-(ખત્તક)માં અંબાજીની સુંદર મૂર્તિ પધરાવેલી છે. એવી જ રીતે સભામંડપની પરિકરયુક્ત ભવ્ય પાર્શ્વનાથની મૂર્તિ, જેને આદિવાસી લોકો 'ભીમદાદા' કે 'અર્જુન' નામે ઓળખે છે તે, દર્શનીય છે. મંદિરની પીઠમાં ગજથર, નરથર, યક્ષ–યક્ષિણીનાં

ને દેવલીલાનાં દૃશ્યો તથા મિથુનશિલ્પો પણ ઊંચી કોટિનાં છે. મંડોવર પણ ઉત્તમ કોટિની કોતરણીવાળો છે. સ્તંભો અને વિતાનોના ઘાટ આબુનાં મંદિરો સાથે સામ્ય ધરાવે છે. મંદિરમાં કુલ ૯૪ સ્તંભ છે. એ પૈકીના ૨૨ સ્તંભ ઉત્તમ કોતરણીવાળા છે. એમાં દેવ-દેવીઓ અને વિદ્યાધરીઓનાં રેખાંકન ઉપસાવેલાં છે. મંદિરના રંગમંડપનો કરોટક ઉત્તમ કોતરણીવાળો છે.[૨૬૬] આ સિવાય મંદિરની અનેકવિધ ખંડિત અને અખંડિત શિલ્પસમૃદ્ધિ, જિનમાતૃપટ્ટો, સમી-વિહાર-પટ્ટ, પરિકરો, મૂર્તિઓ તથા મંદિરનાં અનેકાનેક વખત થયેલાં સમારકામો-સંવર્ધનો, બિંબપ્રતિષ્ઠાપનો વગેરેની વિગતો પૂરી પાડતા વિ. સં. ૧૧૯૧ થી ૧૬૭૫ સુધીના લેખ ખાસ નોંધપાત્ર છે.[૨૬૭]

**(૨) મહાવીરસ્વામીનું મંદિર** ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, સભામંડપ, શૃંગારચોકી અને સોળ દેવકુલિકાઓનું બનેલું છે. બાકીની આઠ દેવકુલિકાઓને બદલે આઠ ખત્તકોની રચના કરી ચોવીસની પરિપાટી પૂરી પાડી છે. આખુંયે મંદિર વિશાળ જગતી પર આવેલું છે. ગર્ભગૃહમાં મહાવીરની એકતીર્થી પરિકરયુક્ત ભવ્ય પ્રતિમા છે. ગૂઢમંડપને ત્રણ દ્વાર છે. રંગમંડપની છતોમાં જૈન સૂરિઓનાં જુદાં જુદાં દૃશ્ય આલેખવામાં આવ્યાં છે. છ-ચોકી, સભામંડપની અને ભમતીની દેરીઓની વચ્ચે બંને તરફ થઈને છતના ૧૪ ખંડોમાં જુદાં જુદાં દૃશ્ય, જેવાં કે વર્તમાન અને ભાવી ચોવીશીનાં માતા-પિતા તથા શાંતિનાથનું સમવસરણ, મહાવીરનાં પંચકલ્યાણ, નૃત્યગાનવાદન વગેરે દૃશ્યો કોતરેલાં છે. આ ઉપરાંત ઘૂમટોમાં અપૂર્વ કારીગરી તથા ગૂઢમંડપની દ્વારશાખામાં એવું જ ઉચ્ચ કોટિનું કોતરકામ છે. મંદિરમાં ઘણા શિલાલેખ પણ છે. મંદિરને ફરતા પ્રાકારમાં પૂર્વ-પશ્ચિમ એક એક પ્રવેશદ્વારની યોજના છે.

**(૩) પાર્શ્વનાથનું મંદિર :** મૂળ ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, છ-ચોકી, સભામંડપ,, શૃંગારચોકીઓ અને બંને બાજુએ થઈને ૨૪ દેવકુલિકા છે.

**(૪) શાંતિનાથનું મંદિર** (પટ્ટ ૨૪, આ. ૬૦) રચનાની બાબતમાં મહાવીર સ્વામીના મંદિર જેવું છે. આ મંદિર મૂળ ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, છ-ચોકી, સભામંડપ અને ૨૪ દેવકુલિકાઓનું બનેલું છે. જગતીસંલગ્ન પૂર્વ અને પશ્ચિમના પ્રવેશ ગૂઢમંડપનાં એ બંને દિશાનાં પ્રવેશદ્વારો સાથે સ્તંભાવલિયુક્ત પડાળીથી જોડાયેલા છે. ગૂઢમંડપના દ્વારની બંને બાજુએ સુંદર કોતરણીવાળા બે ખત્તક છે. છ-ચોકી અને સભામંડપની છતમાં જુદા જુદા સુંદર ભાવ કોતરેલા છે. એનાં પંચકલ્યાણક સાથે તીર્થંકરોના વિશિષ્ટ પ્રકારના જીવનપ્રસંગો, કલ્પ-

સૂત્રમાં નિર્દેશેલી ઘટનાઓ અને સ્થૂલિભદ્રનો પ્રસંગ ખાસ નોંધપાત્ર છે. મંદિરના અગ્નિકોણ પર ચતુર્મુખ નંદીશ્વરદ્વીપનું મંદિર છે. ટૂંકમાં, કુંભારિયાનાં મંદિરોનું સ્થાપત્ય, બાંધણી, આકાર વગેરે આબુનાં મંદિરોને મળતાં છે. સ્તંભો, દ્વાર અને છતોમાં કરેલું કોતરકામ આબુ-દેલવાડાનાં મંદિરોને મળતું છે, પરંતુ એના વારંવાર જીર્ણોદ્ધારના કારણે એના કલાસૌષ્ઠવમાં ઓટ આવી છે છતાં એની છતોની કલાભાવના ઘણી ઊંચી કોટિની છે[૨૬૮]

આ કાલનાં ચોવીસ પ્રકારનાં અન્ય જિનાલયોમાં ગિરનાર તથા શેત્રુંજા-(તા. પાલીતાણા, જિ. ભાવનગર)નાં કુમારવિહાર નામથી ઓળખાતાં મંદિરોનો સમાવેશ થાય છે. ગિરનારનું કુમારવિહાર મંદિર ૪ થા તીર્થંકર અભિનંદન-સ્વામીનું છે. આ મંદિરને ઘણો વિસ્તૃત સભામંડપ છે અને એ મંડપની દીવાલોમાં અનેક દેવકુલિકાઓ છે. એમાં જુદા જુદા તીર્થંકરોની મૂર્તિઓ પધરાવેલી છે. રંગમંડપની સામે ૨૪ સ્તંભો પર ટેકવેલ લંબચોરસ ઘાટની શૃંગારચોકી છે અને ગર્ભગૃહ અને ગૂઢમંડપ સામાન્ય કદના છે. આ મંદિરને ઘણું નુકસાન થયું હતું. હાલનું એ મંદિર પાછલા કાલના જીર્ણોદ્ધારના સમયનું હોય એમ જણાય છે. શેત્રુંજાનું કુમારવિહાર મંદિર આદિનાથનું છે. ગર્ભગૃહની પીળા આરસની દ્વાર-શાખા ઉત્તમ કોતરણીવાળી છે. ગર્ભગૃહમાં આદિનાથની મૂર્તિની ભૂરા આરસની છત ઘણી દેદીપ્યમાન લાગે છે. મંડપના ખત્તકોમાં જુદા જુદા તીર્થંકરોની મૂર્તિઓ પધરાવેલી છે.[૨૬૯] ગિરનાર અને શત્રુંજયનાં મંદિરોનું વારંવાર સમાર-કામ થયેલું હોવાથી એમનાં અસલ સ્વરૂપ ઘણાં બદલાઈ ગયાં છે.

## (૫) બાવન જિનાલય

ભીમદેવ ૧ લાના મંત્રી વિમલશાહે આબુ-દેલવાડા ( હાલ જિ. શિરોહી, રાજસ્થાન ) પર બંધાવેલું જૈન મંદિર[૨૭૦] સામાન્યતઃ વિમલવસહી ( વિમલ-વસતિકા ) નામે ઓળખાય છે.[૨૭૧] એ મંદિર વિમલે વિ. સં. ૧૦૮૮( ઈ.સ. ૧૦૩૧-૩૨ )માં બંધાવ્યાનું ' વિવિધતીર્થકલ્પ '-અંતર્ગત અર્બુદાદ્રિકલ્પમાં સ્પષ્ટ જણાવ્યું છે,[૨૭૨] પરંતુ એનાં બધાં અંગ વિમલના સમયનાં નથી.[૨૭૩] વિમલના જીવનકાલ દરમ્યાન એ મંદિર આજના સ્વરૂપનું ન હતું.[૨૭૪] એ મંદિર હાલના સ્વરૂપમાં ગર્ભગૃહ, અંતરાલ, ગૂઢમંડપ, નવચોકી, રંગમંડપ, મંદિર ફરતી બાવન દેવકુલિકાઓ, તેઓની આગળ સ્તંભાવલિયુક્ત પડાળી, બલાનક, હસ્તિશાલા અને તોરણનું બનેલું છે.[૨૭૫] એમાં કુલ ૧૫૭ મંડપ છે અને એમાં ૧૨૧ સ્તંભ છે. એ પૈકીના ૩૦ સ્તંભ સુંદર કોતરણીવાળા છે.[૨૭૬] આ મંદિરનો મૂળ

પ્રાસાદ-ગર્ભગૃહ અને એની સાથે આવેલ ગૂઢમંડપ (એનાં ઉત્તર-દક્ષિણનાં દ્વારો તથા તેઓની સાથે જોડાયેલ ચોકીઓ સિવાય) મંત્રી વિમલના સમયનાં હોવાનું સ્પષ્ટ થાય છે. આ બંને અંગ અંદર તેમજ બહારની બાજુએથી તદ્દન સાદાં એટલે કે અલંકરણરહિત છે. ગર્ભગૃહ અને મંડપ પરનાં આચ્છાદન સાદા ફાંસના ઘાટનાં છે અને આગળની નવચોકી, રંગમંડપ, અને દેવકુલિકાઓ સામેની પડાળીમાં સ્તંભો તથા છતો વગેરેમાં અપૂર્વ કોતરણી છે. અહીં સ્વાભાવિક પ્રશ્ન થાય કે મૂળ ગભારો અને ગૂઢમંડપ સાદા કેમ? મુનિ જયંતવિજયજીએ આ અંગે જે ખુલાસો કર્યો છે તે ઘણે અંશે યથાર્થ લાગે છે.[૨૭૭] આ મંદિરમાં જુદા જુદા સમયે નવાં નવાં ઉમેરણો કે ફેરફારો થતાં રહ્યાં છે. મંદિરનું ગર્ભગૃહ, અંતરાલ અને ગૂઢમંડપ વિમલના સમયનાં છે અને એ શ્યામ પાષાણનાં છે. આ મૂળ ચૈત્યનું તળ તેમજ ઘાટડાં સાદાં છે. ઉપરના ભાગે શિખરને બદલે ઘંટાવિભૂષિત સાદી ફાંસના (તરસટ) કરી છે. મૂળ પ્રાસાદના ત્રણે ભદ્રના ગોખલાની જૂની સપરિકર પ્રતિમાઓ હજી મૂળ સ્થાને પ્રતિષ્ઠિત છે. આ ત્રણે મૂર્તિઓના પરિકરોનાં શિલ્પ સુડોળ અને લલિત ભાવભંગીયુક્ત છે.[૨૭૮] ગર્ભગૃહની દ્વારશાખા પ્રાચીન નથી અને હાલના મૂળ નાયકની પ્રતિમા પણ ઈ. સ. ૧૩૨૨ ના જીર્ણોદ્ધારના સમયની છે.[૨૭૯] મૂળ પ્રાસાદને જોડેલો કાળા પથ્થરનો સહેજ નીચો ફાંસનાવાળો ગૂઢમંડપ ઉત્તર-દક્ષિણ તરફનાં દ્વારો અને પાર્શ્વચતુષ્કીઓ (પડખાની ચોકીઓ) વિમલના સમયનાં નથી. ગૂઢમંડપની આગળ આરસનો હાલનો નવચોકીવાળો ભાગ પણ વિમલના સમયનો નથી. ગૂઢમંડપ આગળની શ્યામ પાષાણના મુખમંડપ(શૃંગારચોકી)ના સ્થાને સફેદ આરસની પટ્ટચોકીની રચના વિમલના કુટુંબી ચાહિલ્લે કરાવી હોય એમ જણાય છે. ગૂઢમંડપ આગળની ચાહિલ્લરચિત પટ્ટચોકીનું નવ ચોકીમાં રૂપાંતર પૃથ્વીપાલે રંગમંડપના નવનિર્માણ સમયે કરાવ્યું હોય એમ જણાય છે.[૨૮૦] એનો ભવ્ય રંગમંડપ વિમલના મોટા ભાઈ નેઢના પ્રપૌત્ર મંત્રી પૃથ્વીપાલે કરાવ્યાની નોંધ આચાર્ય હરિભદ્રસૂરિરચિત નેમિનાથચરિઉ (વિ. સં. ૧૨૧૬-ઈ. સ. ૧૧૬૦)ની અપભ્રંશ પ્રશસ્તિમાં આપી છે.[૨૮૧] કુમારપાલના સમયના મંત્રી પૃથ્વીપાલે આ મંદિરનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૨૦૬(ઈ.સ. ૧૧૫૦)માં કર્યો હતો.[૨૮૨] વળી આ જ પૃથ્વીપાલે આ મંદિરની સામે એના પૂર્વજોની સ્મૃતિમાં હસ્તિશાલા રચાવી હોવાનું હરિભદ્રસૂરિરચિત ચંદ્રપ્રભચરિત્રની પ્રશસ્તિમાં પણ નોંધાયું છે.[૨૮૩] પૃથ્વીપાલે રંગમંડપનું નવનિર્માણ કરાવ્યું તે પૂર્વે ત્યાં કાળા પથ્થરનો રંગમંડપ હોવાની એંધાણીઓ રંગમંડપના ગજથરના સમારકામ દરમ્યાન મળી આવી

છે.[૨૮૪] ચાહિલ્લરચિત ષટ્ચોકીનું રૂપાંતર નવચોકીમાં પૃથ્વીપાલે કરાવ્યું ત્યારે એમાં ચડવા માટે સોપાનમાલા નવેસરથી બનાવી હતી એ બધું લક્ષપૂર્વક જોતાં ખાસ કરીને શુણ્ડિકાઓ (હાથણીઓ)નાં પગથિયાંની આજુબાજુ કોરેલ રૂપના અભ્યાસ પરથી સમજાય છે. મુખ્ય મંદિરની ચોતરફ દેવકુલિકાઓ બંધાઈ ન હતી, પૃથ્વીપાલના સમય(ઈ. સ. ૧૧૪૪ થી ૧૧૮૭)માં એ રચાઈ. દેવકુલિકાઓની હરોળમાં આગલી હરોળની વચલી ચોકીનો જે વિતાન છે તેમાં દેવી સરસ્વતીની પ્રતિમા કંડારી છે અને એની બંને બાજુએ સૂત્રધારો લોયણ અને કેલાની, અંજલિબદ્ધ આરાધના કરતી, મૂર્તિઓ કંડારેલી છે.[૨૮૫] આ સૂત્રધારો પૃથ્વીપાલે રોકેલા પ્રધાન સ્થપતિઓ હોવાનું જણાય છે.

વિમલવસહી સામે પૂર્વમાં હસ્તિશાલા આવેલી છે.[૨૮૬] સાદા સ્તંભો વચ્ચે કાળા પથ્થરની મંડપયુક્ત જાળીવાળી દીવાલો ધરાવતી લંબચોરસ નીચા ઘાટની હસ્તિશાલાને ચાર દ્વાર છે. એના પૂર્વ દ્વારે બે મોટા દ્વારપાલ છે. એને અડીને જ કાળા પથ્થરના બે સ્તંભોવાળું તોરણ આવેલું છે તેમાં અર્ધચંદ્રાકાર છલ્લિકાઘાટની વંદનમાલિકા હજુ સાબૂત છે. શ્યામ પાષાણના છલ્લિકાવલણમાં બેસાડેલી આરસની પ્રતિમાઓ નષ્ટ થઈ છે. હસ્તિશાલાની અંદર સામે જ વિમલમંત્રીની લેખ વિનાની અશ્વારૂઢ છત્રધારી મૂર્તિ છે. આ ઉપરાંત અહીં આરસના દસ હાથીઓ ગોઠવેલા છે. એમાંના સાત હાથી મંત્રી પૃથ્વીપાલે પોતાના અને ૭ પૂર્વજોના શ્રેય માટે કરાવેલા છે. ત્રણ હાથી એમના પુત્ર ધનપાલે ઉમેરેલા છે. ઘણીખરી ગજારૂઢ પુરુષમૂર્તિઓનો નાશ થયો છે. હસ્તિશાલાની વચ્ચે મંત્રી ધાધુકે સં. ૧૨૨૨(ઈ. સ. ૧૧૬૬)માં કરાવેલું આરસનું આદિનાથનું સમવસરણ છે.

હસ્તિશાલા અને મુખ્ય મંદિર વચ્ચે આવેલો સભામંડપ ઘણા પાછલા સમયની કૃતિ છે (જે ઘણું કરીને વિ. સં. ૧૬૭૯ અને ૧૮૨૧ વચ્ચેના સમયમાં બનેલો છે).[૨૮૭]

વિમલવસહીના મૂળ ગભારામાં મૂળ નાયક ઋષભદેવની સપરિકર-પંચતીર્થી મૂર્તિ આવેલી છે.[૨૮૮] ગૂઢમંડપમાં પાર્શ્વનાથની બે કાઉસગ્ગ મૂર્તિ છે. પ્રત્યેક મૂર્તિપરિકરમાં બંને બાજુ થઈને ૨૪ જિનમૂર્તિ છે. બે ઇંદ્રો તથા શ્રાવક-શ્રાવિકાની મૂર્તિઓ કોતરેલી છે. પાર્શ્વનાથના મસ્તક પર માલાધર યુગલશિલ્પો અને અર્ધવૃત્તાકાર કમાનમાં ગજ-સવારીનું દૃશ્ય છે.

વિમલવસહીની શિલ્પસમૃદ્ધિ ત્યાંના સ્તંભો, વિતાનો અને માર્ગવયુક્ત

મૂર્તિશિલ્પોમાં નજરે પડે છે. એમાં સપરિકર તીર્થંકર-મૂર્તિઓ, ચતુર્વિંશતિ-જિનપટ્ટ, સમવસરણ, સાધુ-સાધ્વીઓ, શ્રાવક-શ્રાવિકાઓ વગેરેનાં શિલ્પ છે.[૨૮૯] મંદિરમાં ઠેર ઠેર વિમલના વંશજોના મૂર્તિઓ અને અભિલેખો સ્થાપિત કરેલા છે. અંબિકા, સોળ વિદ્યાદેવીઓ, ભરત-બાહુબલિયુદ્ધ, આર્દ્રકુમાર-હસ્તિપ્રતિબોધક દશ્ય, પંચકલ્યાણક દશ્ય, નેમિનાથચરિત્રદશ્ય, કાલીયમર્દન, નૃસિંહ, મેઘરથ રાજા, તીર્થંકર શાંતિનાથના પૂર્વભવનાં પંચકલ્યાણક છે.[૨૯૦] વળી સરસ્વતીની અને લક્ષ્મીની વિવિધ અવસ્થાની મૂર્તિઓ,[૨૯૧] ષોડશ વિદ્યાદેવી, છપ્પનદિક્કુમારિકાઓએ કરેલ ભગવાનનો જલાભિષેક વગેરે કોતરેલાં છે.[૨૯૨]

મંદિરના સ્તંભ પ્રમાણ, આકૃતિ, અલંકાર-વિન્યાસ અને કંડારકામની દૃષ્ટિએ ઘણા પ્રશસ્ય છે. એમાં રંગમંડપના સ્તંભ મિશ્રઘાટના છે. કુંભીનો ભાગ ભદ્રિક પ્રકારનો છે. એના ઉપરના ભદ્રિક ઘાટના સ્તંભવિભાગમાં વિવિધ અંગભંગી વ્યક્ત કરતાં દેવદેવીઓનાં ચારુ શિલ્પ કોતરેલાં છે. એ પરની અષ્ટભદ્રી પટ્ટિકામાં લલિતાસનમાં બેઠેલ કે ઊભેલ દેવદેવીઓનાં શિલ્પ, એની ઉપરની વૃત્તાકાર પટ્ટિકામાં નરથર, હીરાપટ્ટી, રત્નપટ્ટી અને સૌથી ઉપરના છેડે કીર્તિમેખલા આવેલી છે સ્તંભ ઉપર શિરાવટી, ઉચ્છાલક અને ભરણી તથા પુનઃ શિરાવટીની રચના છે. સ્તંભ-અંતરાલ વચ્ચે વિવિધ ઘાટની વંદનમાલિકા( કમાનો )ની રચના છે.

મંદિરની છતમાં વિવિધ પ્રકારનાં વિતાનોની રચના ઘણી નયનરમ્ય અને ચિત્તાકર્ષક છે. સમતલ વિતાનોમાં નૃસિંહ, વિદ્યાદેવી, ગજશૃંખલા, વિદ્યાદેવીઓનો ચતુર્વ્યૂહ, ઊર્મિવેલાની રચના વગેરે જોવામાં આવે છે.[૨૯૩] એનાં કરોટકોનું આકાર-સૌષ્ઠવ ઘણી ઊંચી કોટિનું છે.

વિમલવસહીની હસ્તિશાલાનાં પશ્ચિમ તરફના મુખ્ય પ્રવેશના બારણામાં પેસતાં એક મોટા અશ્વ પર મંત્રી વિમલશાહ બેઠેલ છે. એના મસ્તક ઉપર એક પુરુષ છત્ર ધરીને ઊભો છે. એની પાછળનું સમવસરણ સં. ૧૨૧૨ ની કૃતિ હોવાનું એની પાટલીના લેખ પરથી સમજાય છે. હસ્તિશાલાના એક ખૂણામાં શ્રીલક્ષ્મીદેવીની મૂર્તિ છે હસ્તિશાલામાં ત્રણ પંક્તિઓમાં આરસના સુંદર કારીગરીવાળા ૧૦ હાથી છે. એ દરેકના ઉપરની પાલખીની પછવાડે બબ્બે ઊભી મૂર્તિ છત્રધર અથવા ચામરધરોની હતી તે બધી ખંડિત થઈ ગઈ છે. આ હાથીઓ પર સવારી કરનાર પુરુષો વિમલના કુટુંબી જનો હોય એમ જણાય છે.[૨૯૪]

આમ સમગ્રતયા આ મંદિર રચનાવિધાન અને શિલ્પવૈભવ બંને દૃષ્ટિએ ઘણી ઉત્કૃષ્ટ કોટિનું છે.

વિમલવસહીની પાસે તેજપાલે બંધાવેલું નેમિનાથનું મંદિર ( પટ્ટ ૨૮, આ. ૬૩, ૬૪ ) એના પુત્ર લૂણસિંહના નામ પરથી લૂણવસહીના નામે જાણીતું છે. એની યોજના અને કારીગરી વિમલવસહીને મળતી છે. મંદિર ગભારો, અંતરાલ, ગૂઢમંડપ, નવ ચોકી, રંગમંડપ, દેવકુલિકાઓ, બલાનક(દ્વારમંડપ), હસ્તિશાલા વગેરેનું બનેલું છે.[૨૯૫] એ કદમાં વિમલવસહીની પાસે છતાં કંઈક મોટું છે. મૂળ ગભારાની નેમિનાથની શ્યામપાષાણમૂર્તિની પ્રતિષ્ઠા વિજયસેનસૂરિના હાથે વિ. સં. ૧૨૮૭( ઈ. સ. ૧૨૩૦-૩૧ )માં થઈ હતી. આ મંદિરનો મુખ્ય સ્થપતિ અને શિલ્પી શોભનદેવ હતો. વિ. સં. ૧૩૬૮ માં વિમલવસહીની સાથે લૂણવસહીના અસલ ગભારા અને ગૂઢમંડપનો નાશ થયેલો, એનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૩૭૮ માં પેથડશાહે કરાવ્યો હતો. ગૂઢમંડપના મુખ્ય પ્રવેશની બહાર નવ ચોકીની દીવાલોની બંને બાજુએ એક એક ઉત્તમ કોતરણીવાળા બે મોટા ખત્તક (ગવાક્ષ) છે, તેઓને લોકો દેરાણી-જેઠાણીના ગોખલા તરીકે ઓળખે છે, પરંતુ એમાંના શિલાલેખોમાં જણાવ્યા મુજબ તેજપાલે પોતાની બીજી પત્ની સુહડાદેવીના શ્રેય અર્થે એ બંને કરાવ્યા હતા. આ મંદિરમાં પણ વિમલવસહીના જેવી જ અપૂર્વ કોતરણી છે. આ બંને મંદિરોની દીવાલો, દ્વારો, સ્તંભો, મંડપો, તોરણો, છતો વગેરેમાં ફૂલઝાડ, વેલ, બુટ્ટા, હાંડી, ઝુમ્મર વગેરે અનેક આકૃતિઓ તથા મનુષ્યજીવન સાથે સંબંધિત અનેક પ્રસંગો—લગ્ન-ચોરી, નાટક, સંગીત, રણસંગ્રામ, પશુઓની સાઠમારી, સમુદ્રયાત્રા, સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓની ઉપાસના, ક્રિયાઓ, તીર્થાદિમાં સ્નાનો, મહાપુરુષો ને તીર્થંકરોના જીવનપ્રસંગ બારીકાઈથી કોતરેલાં છે. મંદિરની હસ્તિશાલામાં મંદિર બંધાયા અંગેનો મોટો પ્રશસ્તિલેખ કોતરેલો છે.

ગર્ભગૃહમાં મૂલ નાયક નેમિનાથની શ્યામ પાષાણની સુંદર મૂર્તિ છે. વળી ત્યાં જ પંચતીર્થી-સપરિકર એક ભવ્ય મૂર્તિ છે. ગૂઢમંડપમાં પાર્શ્વનાથની મનોહર કાઉસ્સગિયા મૂર્તિ છે. મંદિરની દેવકુલિકાઓમાં વિવિધ તીર્થંકરોની મૂર્તિઓ ઉપરાંત દીવાલો તથા સમતલ છતોમાં જૈનધર્મને અભિપ્રેત જુદા જુદા ભાવો-દશ્યો કોતરેલાં છે. એમાં અશ્વાવબોધ અને સમળીવિહારતીર્થ, ત્રણ ચોવીસીનો પટ્ટ, વિદ્યાદેવી, ઇંદ્ર, કિન્નર, કૃષ્ણજન્મ, બાલકૃષ્ણલીલા, ચાર કે આઠ દેવીઓનાં જૂથ, અંબિકા,[૨૯૬] દ્વારિકાનગરી, સમવસરણ, ગિરનારનાં જૈન મંદિરો, હંસવાહન દેવી સરસ્વતી, અરિષ્ટનેમિની જાન, નેમિચરિત્ર, પાર્શ્વનાથચરિત્ર વગેરેને લગતાં દશ્યોની પરંપરા કોતરેલી છે.

અહીંની હસ્તિશાલાની વચ્ચેના ખંડમાં મૂલ નાયક આદીશ્વરની સપરિકર

ભવ્ય મૂર્તિ બિરાજમાન છે. એની સામે સુંદર નકશીવાળા સુમેરુ પર્વત પર ત્રણ મજલાઓમાં ચોમુખજીની સપરિકર પ્રતિમાઓ છે. મધ્યખંડની બંને બાજુના પાંચ ખંડોમાં અત્યંત સુંદર કારીગરીવાળાં દંતશૂળ, ઝૂલ, પાલખીઓ અને અનેક આભૂષણોથી વિભૂષિત મોટા હાથી છે. એ દરેકની પછવાડે દીવાલોના ખત્તકમાં એ દરેક હાથીના સ્વામી-યુગલની પ્રતિમાઓ કોતરેલી છે, જે તેજપાલ અને એનાં કુટુંબીજનોની છે.[૨૯૭]

મંદિરનું સ્તંભવિધાન વિમલવસહીને મળતું છે. એ અનેકવિધ થરો તથા મૂર્તિશિલ્પોથી મંડિત છે. એમાં નૃત્યાંગનાઓનાં શિલ્પ કેટલીક વખતે કુંભીના ભાગમાં, તો કેટલીક વખતે શિરાવટી સાથે જોડેલ શાલભંજિકાઓ-રૂપે પ્રયોજાયેલ છે. કેટલાક સ્તંભોની ઉભડક પ્રફુલ્લિત રેખાઓમાં ચિપ્પિકાઓનું આયોજન થયેલું છે. ત્રિકમંડપ અને રંગમંડપના સ્તંભોમાં ભરચક અલંકરણ છે. મંડપ અને ચોકીઓના સ્તંભ-અંતરાલમાંની વંદનમાલિકાઓ (કમાનો) કમનીય અને ચારુ છે. પાટમાં ફૂલવેલની ભાતો કે નરવ્યૂહચક્રનું આકર્ષક અલંકરણ છે. રંગ-મંડપ અને ચોકીનાં વિતાનોની છતોનું વૈવિધ્ય ઘણી ઉત્કૃષ્ટ કોટિનું છે.

## (૬) બોંતેર જિનાલય

ગિરનારનું નેમિનાથ મંદિર (પટ્ટ, ૨૯, આ. ૬૫) ગુજરાતનું આ કાલનું મહત્ત્વનું બોંતેર જિનાલય છે.[૨૯૮] મૂળના લાકડાના આ મંદિરનું સિદ્ધરાજના મંત્રી સજ્જને પાષાણમાં રૂપાંતર કરાવ્યું હતું. આ મંદિર વિશાળ જગતી પર આવેલું છે. મંદિર ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ, અંતરાલ, ગૂઢમંડપ, ત્રિકમંડપ, રંગમંડપ, દેવકુલિકાઓ અને બલાનકનું બનેલું છે. ગર્ભ-ગૃહમાં શ્યામ પાષાણની નેમિનાથની મૂર્તિ સ્થાપિત કરેલી છે. ગૂઢમંડપમાં કુલ ૨૨ સ્તંભ છે. બંને બાજુની બે દિશામાં પ્રવેશચોકી છે. પ્રદક્ષિણાપથમાં ત્રણે બાજુએ ઝરૂખાઓની રચના છે તથા એમાં ઘણી મૂર્તિઓ છે. ગણેશ, જિન-ચોવિસીપટ્ટ વગેરે એમાં ખાસ નોંધપાત્ર છે. દેવકુલિકાની આગળની ભમતીનો ભાગ સાદો છે પરંતુ મંડોવરની જંઘામાં મૂર્તિશિલ્પો છે. મંદિરનું સંપૂર્ણ નવનિર્માણ થયું હોવાને કારણે એની અસલ શિલ્પસમૃદ્ધિ અતિ જૂજ સ્વરૂપે સચવાઈ છે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં રાજકીય તથા સાંસ્કૃતિક અભ્યુદય ધરાવતા સોલંકીકાલમાં દેવાલયમાંના સ્થાપત્યસ્વરૂપમાં નાગર શૈલીનો પૂર્ણ વિકાસ સધાયો તેમજ દુર્ગો તથા જળાશયોના સ્થાપત્યનો પણ ઘણો વિકાસ થયો. આ વિકસિત વાસ્તુશૈલી પછીના કાલમાં પણ ચાલુ રહી. આ કાલમાં આ વિવિધ સ્થાપત્યકીય

સ્મારકોના અનેક અવશેષ હાલ મોજૂદ રહેલા છે તે પરથી ત્યારે અહીં પશ્ચિમ ભારતની એક સુવિકસિત સ્થાપત્યશૈલી દૃષ્ટિગોચર થાય છે.

## (ઇ) ઇસ્લામી સ્મારકો

ઈ. સ. ૧૨૯૯–૧૩૦૪ માં ગુજરાતમાં મુસ્લિમ સત્તા સ્થપાઈ તે પહેલાં પણ સૈકાઓથી ગુજરાતમાં, ખાસ કરીને સાગરતટે ભદ્રેશ્વર, પ્રભાસ, માંગરોળ, ખંભાત, રાંદેર વગેરે સ્થળોએ તેમજ પાટણ, જૂનાગઢ, અસાવલ ( જૂનું અમદાવાદ ) ઇત્યાદિ બીજાં મહત્ત્વનાં સ્થળોએ સારી એવી મુસ્લિમ વસાહતો હતી.

મસૂઉદી, અબૂ ઇસ્હાક, ઇસ્તખ્રી, બુઝુર્ગ બિન શહરિયાર, યાકૂત ઇત્યાદિ વિખ્યાત અરબ પ્રવાસીઓ તથા ભૂગોળશાસ્ત્રીઓનાં વર્ણનો મુજબ આ સમય દરમ્યાન ગુજરાતનાં આ સ્થળોએ વિધર્મી એવા મુસ્લિમોની સારી એવી વસ્તી હતી, એટલું જ નહિ, પણ તેઓ ત્યાં વિવિધ ક્ષેત્રોમાં, ખાસ કરીને વિદેશ સાથે ધંધો ધરાવતા વેપારીઓ તેમજ નાવિકો કે નૌકામાલિકો તરીકે ગુજરાતના હિંદુ રાજવીઓ તથા પ્રજાની સહિષ્ણુતા ન્યાયદૃષ્ટિ તેમજ આદરસત્કાર માણી શાંતિથી જીવન ગુજારી રહ્યા હતા.

ગુજરાતની આ મુસ્લિમ વસાહતોમાં એમની ધાર્મિક તેમજ લૌકિક ઇમારતો – મસ્જિદો, મકબરા, રહેણાકો કે એવાં બીજાં મકાન અસ્તિત્વમાં આવ્યાં હતાં. અરબ લેખકો પૈકી અલ્ બિલાઝુરી ( ૯ મી સદી ) ‘ ફુતુહુલ બુલદાન ’માં નોંધે છે કે હાશમ બિન અમરૂએ દક્ષિણ ગુજરાતના ગંધાર બંદર પર દરિયાઈ હુમલો કરી ( લગભગ ઈ. સ. ૭૬૦ ) મૂર્તિઓનો નાશ કરી ત્યાં મસ્જિદ બનાવી હતી.[૨૯૯] મસૂઉદી જેવાઓએ તો ગુજરાતની મુલાકાત પણ લીધી હતી. એમણે દસમી સદીમાં ખંભાત વગેરે સ્થળોએ મસ્જિદો અને જુમામસ્જિદો બંધાઈ હોવાનું નોંધ્યું છે, જ્યારે અગિયારમી સદીમાં કર્ણાવતી તેમજ સંભવતઃ ભરૂચમાં મસ્જિદો અસ્તિત્વમાં હતી એવું પરોક્ષ રીતે શિલાલેખોથી જાણવા મળે છે.[૩૦૦] ચૌલુક્યનરેશ સિદ્ધરાજ જયસિંહના સમયની તથા એ પહેલાંની અગિયારમી સદીની ખંભાતની મસ્જિદ તથા મિનારાનો સવિસ્તર ઉલ્લેખ તેરમી સદીના બીજા-ત્રીજા દસકામાં ખંભાતમાં થોડો સમય રહેલા વિખ્યાત લેખક મુહમ્મદ અવ્ફીએ પોતાના પુસ્તકમાં કર્યો છે. આ મસ્જિદ તેમજ મિનારો સિદ્ધરાજ જયસિંહના સમયમાં ખંભાતમાં થયેલા એક કોમી વિખવાદમાં પાડી નાખવામાં આવ્યાં હતાં, પણ પાટણ-નરેશના આદેશ તેમજ આર્થિક સહાયથી બંનેનું પુનર્નિર્માણ થયું. પછી બારમી સદીના અંત કે તેરમી સદીના પ્રારંભમાં

માળવા-નરેશના આક્રમણમાં એ ફરી વાર નષ્ટ થયાં એનું ખંભાતના એક મુસ્લિમ વેપારી સઈદ બિન અબૂશરફ અલ્અજ્મીએ ઈ.સ. ૧૨૧૮ માં ફરી પુનર્નિર્માણ કર્યું હતું. ચારે ખૂણે સોનેરી ગુંબજોવાળી આ મસ્જિદ અને મિનારો અવ્ફીના સમયમાં અસ્તિત્વમાં હતાં એવું અવ્ફીએ પોતે નોંધ્યું છે.[૩૦૧] અમદાવાદની એક આધુનિક મસ્જિદમાં સચવાયેલા પંદરમા સૈકાના એક શિલાલેખ પરથી જાણવા મળે છે કે (સંભવતઃ અસાવલ કે કર્ણાવતીમાં) ઈ સ. ૧૨૩૭–૩૮ માં મસ્જિદ બંધાઈ હતી, જેનો પુનરુદ્ધાર ઈ.સ. ૧૪૮૧ માં થયો હતો.[૩૦૨] પ્રસિદ્ધ તીર્થધામ સોમનાથ—પ્રભાસમાં ઈ.સ. ૧૨૬૪ માં હોર્મુઝના નાવિક તથા વેપારી પીરોજે સ્થાનિક મહંત તેમજ પંચકુલોની અનુમતિ તથા સહાયથી મસ્જિદ બંધાવી હતી, જેના સંસ્કૃત તેમજ અરબી શિલાલેખ આજે પણ અનુક્રમે વેરાવળ તથા પ્રભાસમાં મોજૂદ છે.[૩૦૩] આ લેખો પરથી સ્પષ્ટ થાય છે કે એ પ્રભાસની મુસ્લિમ જમાતો માટે બંધાવવામાં આવી હતી. જૂનાગઢ ખાતે માઈ ગઢેચીના સ્થાન પાસે આવેલી નાની મસ્જિદ ઈ. સ. ૧૨૮૬–૮૭ માં અફીફુદ્દીન અબૂલ્કાસિમ ઈજી દ્વારા બંધાઈ હતી.[૩૦૪]

ઈ. સ. ૧૩૦૦ માં ખંભાતના એક વેપારી હાજી હુસેન મક્કીના આઝાદ કરવામાં આવેલા ગુલામ ખ્વાજા અમીનુદ્દીન જોહરે એકથી વધુ માળવાળી ઊંચી મસ્જિદ બંધાવી હતી, જેના નીચલા માળની ત્રણ દુકાનો એણે મસ્જિદના નિર્વાહખર્ચ માટે વકફ કરી હતી.[૩૦૫]

આ ઉપરાંત ગુજરાતની જુદી જુદી જગ્યાઓથી મળી આવેલા મૃત્યુલેખો પરથી એવું સહેજે અનુમાન થઈ શકે કે આ સમય દરમ્યાન સારી સંખ્યામાં મકબરા કે રોજા બંધાયા હશે. બારમી સદીમાં ઈ. સ. ૧૧૫૯–૬૦ માં કે તે અરસામાં કચ્છ જિલ્લાના ભદ્રેશ્વર ખાતે બંધાયેલો અબૂલઅઝ્મ અબ્દુલ્લાહ-સુત ઇબ્રાહીમનો રોજો આજે પણ મોજૂદ છે,[૩૦૬] જેના પરથી આ સમયના મકબરા કેવા પ્રકારના હશે એનો આછો ખ્યાલ આવી શકે. ભદ્રેશ્વરમાં ઈ. સ. ૧૧૭૪ અને ૧૧૭૭ની તેમજ બે ત્રણ સમકાલીન મૃત્યુલેખોવાળી કબરો મળી આવી છે[૩૦૭] તે પ્રમાણે તેરમી સદીના ડઝનેક મૃત્યુલેખો ભદ્રેશ્વર ઉપરાંત ખંભાત, પેટલાદ, રાંદેર, પાટણ, પ્રભાસ વગેરે સ્થળોએ મળ્યા છે.[૩૦૮] આમાંની બધી નહિ, તો અમુક કબરો પર રોજા તો જરૂર બંધાવા હોવા જોઈએ. આમાંથી આજે માત્ર પેટલાદમાં ઈ.સ. ૧૨૩૬ ના મૃત્યુલેખમાં જેમનો મહાન સંત તરીકે ઉલ્લેખ થયો છે તે (બાબા)[૩૦૯] અર્જુનની કબર પર રોજો છે. આ રોજો સંતના મૃત્યુ સમયે બન્યો હોય એમ લાગતું નથી, પણ ચૌદમી સદીના બીજા

અને ત્રીજા દસકાના રોજા પાસે અનુક્રમે એક મસ્જિદ અને એક કૂવો બંધાયાં ત્યારે એ રોજો બંધાયો હશે એવું મારું મંતવ્ય છે, કેમકે ગુંબજવાળો પ્રમાણમાં નીચો અને ભારે શૈલી( Sqat and heavy in styte )વાળો આ રોજો દિલ્હીના ગિયાસુદ્દીન તુઘલુકશાહના રોજાને મળતો છે.[૩૧૦] એ પ્રમાણે ખંભાત, પાટણ, પ્રભાસ વગેરે સ્થળોએ જે પુરુષોના મૃત્યુલેખો મળ્યા છે તેમાંના બહુધા મહાન વેપારીઓ, નૌકામાલિકો, મોટા સંતો હોઈ એમની કાયમી યાદરૂપે મકબરા બંધાયા હશે એમ માનવામાં વાંધો નથી. એ પ્રમાણે જે એક લેખ ખંભાતના નાઝિમની કબર તથા મૃત્યુનો ઉલ્લેખ કરતો મળ્યો છે તે પણ એના મકબરા થતા સમયે તૈયાર થયો હોવો જોઈએ એમ જણાવે છે.

આ સિવાય ભરૂચમાં એક મદ્રેસા ઈ. સ. ૧૦૩૮ માં બંધાયો હોવાનું વિધાન ત્યાં બાબા રૈહાનની દરગાહના દરવાજા ઉપર આવેલા લેખમાં થયું છે એમ એક સાંપ્રત લેખકે નોંધ્યું છે, પણ આ લેખ મારા જોવામાં આવ્યો નથી.[૩૧૧] એના વર્ષ–પાઠના વાચનમાં ભૂલ થઈ હોય તેમ લાગે છે.

ટૂંકમાં, ગુજરાતમાં આઠમી સદીથી ૧૩ મી સદી દરમ્યાન મોટી સંખ્યામાં મસ્જિદો, જુમામસ્જિદો, મકબરા વગેરે બંધાયાં હોવાં જોઈએ. આ ઇમારતોનું નિર્માણ મોટે ભાગે વૈભવશાળી પૈસાપાત્ર વેપારીઓ દ્વારા થયું હોઈ સ્થાપત્યની દૃષ્ટિએ નોંધપાત્ર, બલ્કે ઊંચા પ્રકારનું, હોય એમ અનુમાન કરવામાં વાંધો નથી. ઉપર અવ્ફીનું કથન આપણે જોઈ ગયા છીએ કે ખંભાતમાં ત્યાંના અગ્રગણ્ય વેપારી સઈદે ઈ. સ. ૧૨૧૮માં બંધાવેલી મસ્જિદને ચાર સોનેરી ગુંબજ હતા. એ જ પ્રમાણે ખંભાતના ખ્વાજા અમીનુદ્દીન જોહરે બંધાવેલી મસ્જિદ ઓછામાં ઓછા બે માળની હતી એ પણ ઉપર સૂચવાઈ ગયું છે.

પણ આમાંના મોટા ભાગની મસ્જિદો અસ્તિત્વમાં ન હોવાથી તેઓની સ્થાપત્યશૈલી કેવી રીતે હતી એ કહેવું મુશ્કેલ છે. અત્યાર સુધીમાં આ સમયની પથ્થરની ત્રણ મસ્જિદ અસ્તિત્વમાં હોવાની જાણ થઈ છે. આમાંની બે ભદ્રેશ્વરમાં છે અને એક જૂનાગઢમાં. ભદ્રેશ્વરની મસ્જિદો પર શિલાલેખ ન હોવાથી તેઓનો ખરો સમય નિશ્ચિત થઈ શકે એમ નથી, પણ એ ત્યાં જ આવેલી કબરો અને દરગાહની સમકાલીન એટલે કે ૧૨ મી સદીની કે ૧૩ મી સદીના પૂર્વાર્ધની હોય એમ માની શકાય. વળી એ મસ્જિદો પરથી પણ સ્થાપત્યનો બહુ સ્પષ્ટ ખ્યાલ આવતો નથી. એમાંથી સોળખંભી મસ્જિદના નામે ઓળખાતી મસ્જિદની ઇમારતનો મોટો ભાગ જમીનમાં રેતી નીચે દટાઈ ગયો છે. ઉપર જે ભાગ અનામત

રચી છે તે પરથી એ ગુજરાતની એ સમયે પ્રચલિત સ્થાપત્યશૈલીના સિદ્ધાંતો અનુસાર બંધાઈ હોય એમ લાગે છે, કારણ કે એમાં ગુજરાતનાં મંદિરોની જેમ પથ્થરનાં મોટાં ચોસલાં વપરાયાં છે. વળી એ જ પ્રમાણે હિંદુસ્થાપત્યવાળી ઇમારતોની જેમ આ મસ્જિદના થાંભલા પણ નીચે ચોરસ, વચમાં અષ્ટકોણ અને ઉપર ગોળ છે, અને તેઓના ઉપર સિરાવટી, અને એ ઉપર ૯ ફૂટ લાંબા એવા મોટા પથ્થરોના પાટ મૂકવામાં આવ્યા છે. મસ્જિદનું તલદર્શન ઉપર દર્શાવેલા કારણસર બહુ સ્પષ્ટ નથી. એનો મુખ્ય કક્ષ થાંભલાઓની ચાર હારોનો બનેલો હોય એમ લાગે છે. આ કક્ષની મહેરાબવાળી પશ્ચિમ દીવાલ ઊભી છે, જેના આગળની થાંભલાઓની હાર પણ મોજૂદ છે, પણ બાકીની બે હાર પડી ગઈ છે. આ કક્ષની આગળ પણ અમુક થાંભલાઓના અવશેષ પડ્યા છે, જે પરથી ત્યાં પ્રવેશચોકીનું દ્વાર હોય એમ લાગે છે.

ભદ્રેશ્વરની બીજી મસ્જિદ ઉપર્યુક્ત મસ્જિદથી ઉત્તર-પૂર્વ અને પીર લાલશાહબાઝની દરગાહની દક્ષિણ-પશ્ચિમ દિશામાં આવેલી છે. એમાં અત્યારે તો ઉત્તર દીવાલમાં આવેલા બારણામાંથી દાખલ થવાય છે, પણ મૂળ પ્રવેશ પૂર્વ તરફ આવેલા આઠ થાંભલાવાળી પ્રવેશચોકી દ્વારા પહેલા કક્ષમાં થતો. આ કક્ષની પશ્ચિમ દીવાલમાં કોઈ પણ જાતના કોતરકામ કે એવા બીજા અલંકાર વગરનો સાદો અર્ધગોળાકાર મહેરાબ છે, જેની બંને બાજુએ અંદર મસ્જિદના મુખ્ય કક્ષમાં પ્રવેશ આપતાં બે સાદાં પણ સુંદર કમાનદાર બારણાં છે. ઉત્તર અને દક્ષિણની દીવાલોમાં બે-બે બારણાં છે. આમ આ મસ્જિદનું અને સોળખંભાવાળી મસ્જિદનું તલમાન મળતું છે. એના બાંધકામમાં પણ સોળખંભી મસ્જિદની જેમ પથ્થરનાં મોટાં ચોસલાં વપરાયાં છે તેમજ પથ્થરથી છવાયેલા ધાબાની સપાટ છત છે. આ મસ્જિદની ઇમારતના પાટમાં ઉપર હિંદુ જૈન મંદિરોમાં જોવામાં આવે છે તેવા ફૂલબુટ્ટા અને વેલ તથા નીચે મુનુષ્ય-આકૃતિઓની જગ્યાએ મોટાં ફૂલ કંડારવામાં આવ્યાં છે,[૩૧૨] એ સિવાય મસ્જિદમાં બીજા કોઈ અલંકારો કે કોઈ જાતનું બીજું કોતરકામ જોવામાં આવતું નથી, છતાં ૧૨ મી સદી કે એની આસપાસની એક વિદ્યમાન મસ્જિદ તરીકે આ મસ્જિદનું પુરાતત્ત્વની દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે.

ટૂંકમાં, આ બંને નમૂનાઓ પરથી મસ્જિદોનું તલમાન સાધારણ રીતે આમ ધારી શકાય: એક આગલો અને એક પાછલો નમાજનો મુખ્ય કક્ષ એમ બે કક્ષોનું મકાન, જેના આગલા એટલે કે પૂર્વ ભાગમાં પ્રવેશચોકી રાખવામાં આવતી. દૃષ્ટાંતોના અભાવે આ સમયની ગુજરાતની કે ગુજરાતના જુદા જુદા

ભાગોની મસ્જિદો પણ આ શૈલી કે ઘાટની હશે કે કેમ એ કહેવું મુશ્કેલ છે. એ પણ બનવાજોગ છે કે આ મસ્જિદો કરતાં બીજી મસ્જિદોમાં શિલ્પકામ વધુ હોઈ દેખાવમાં આનાથી વધુ આકર્ષક હોય, પણ જૂનાગઢની એક વિદ્યમાન નાની મસ્જિદ સાદી એક કક્ષની અને કોઈ પણ જાતની પ્રવેશચોકી વગરની છે એ ધ્યાનમાં રાખવું ઘટે. ૩૯ ફૂટ લંબાઈની આ મસ્જિદ માઈગઢેચીના સ્થાન પાસે આવેલી છે અને એના પરના શિલાલેખ પ્રમાણે એ ઈ.સ. ૧૨૮૬–૮૭ માં બંધાઈ હતી. એની પણ છત સપાટ છે અને પૂર્વમાં દીવાલ નથી, પણ આગળથી એ લગભગ ખુલ્લી છે, એટલે કે દીવાલની જગ્યાએ ત્રણ મોટાં પ્રવેશદ્વાર છે. સ્થાપત્ય કે કલાકૌશલની દૃષ્ટિએ આ ઇમારતમાં કાંઈ વિશેષતા નથી, પણ ૧૩ મી સદીના ઉત્તરાર્ધની એકમાત્ર વિદ્યમાન ઇમારત તરીકે એનું મહત્ત્વ ઓછું ન ગણાય.

ગુજરાતના મસ્જિદ-સ્થાપત્યમાં મિનારાનું મહત્ત્વ અજાણ્યું નથી કહેવાય છે કે અમદાવાદની સલ્તનતકાલીન બધી મસ્જિદોને મિનારા હતા. આ મિનારા-પરંપરા ઇસ્લામી સ્થાપત્યમાં હિંદુસ્તાનમાં બીજા પ્રાંતોના મુકાબલે ગુજરાતમાં સર્વપ્રથમ મળે છે, એટલું જ નહિ, પણ એ ઓછામાં ઓછું ૧૧ મી સદીથી ચાલ્યું આવે છે એ અલ્ફીના ઉપર નોંધેલા કથન પરથી સહેજે પ્રતીત થાય છે. હિંદુસ્તાનના ઇસ્લામી સ્થાપત્યના ઇતિહાસમાં આ વસ્તુ ઘણી સૂચક ગણાય.

આ મસ્જિદોનું નિર્માણ બાંધણીની દૃષ્ટિએ મોભાળી રચનાના સિદ્ધાંતો મુજબ થયું છે, જે સ્વાભાવિક છે. ખુદ દિલ્હીમાં જ્યાં ખરી ઇસ્લામ સ્થાપત્ય-શૈલીનાં પગરણ મંડાયાં ત્યાં પણ મહેરાબી રચના ૧૩ મી સદીના ઉત્તરાર્ધ સુધી પ્રચલિત થઈ ન હતી. એ ઇસ્લામી સ્થાપત્યનું મુખ્ય અંગ રહી છે.

મકબરા-સ્થાપત્યમાં પણ આ જ પ્રમાણે મોભાળી રચનાવાળા હિંદુ સ્થાપત્યનું અનુકરણ થયું છે. ભદ્રેશ્વરનો ઉપર જણાવેલા રોજો પણ આ શૈલીનો છે. પ્રચલિત સ્થાપત્યશૈલીમાં પારંગત એવા શિલ્પીઓ, સલાટો, અને કારીગરો સ્થાનિક હોઈ, તેમજ બાંધકામ બધું પથ્થરનું હોઈ એમને ઇસ્લામી ઇમારતોમાં પણ પરંપરાગત રીત બદલવાનું કોઈ પ્રયોજન ન હોય એ સમજી શકાય એમ છે. ચારે તરફ ચાર ચાર કે પાંચ પાંચ એમ કુલ બાર કે સોળ થાંભલા ગોઠવી પાસેના બંને તરફના અંદરના થાંભલાઓ પર ત્રાંસી પથ્થરની છાટો અંદર બનાવેલા અષ્ટકોણ ઉપર સુંદર રીતે ગોઠવી એની ઉપર, ગુજરાતના મનોહર લાક્ષણિક અર્ધગોળાકાર ગુંબજ અને એના ઉપર[૩૧૩] ભારે કળશવાળા હિંદુ ગુંબજ કરી મકબરાના મકાનની ગરજ સારી.

આ મંડપવાળી ઇમારતો આ પ્રમાણે ચાર દીવાલવાળા ચોરસ મકાનની હોય કે દીવાલ વગર ખુલ્લી હોય. મકબરાની આ રચના મોટે ભાગે ગુજરાતના ઇસ્લામી સ્થાપત્યમાં પણ શરૂઆતથી લઈ સલ્તનતના અંત સુધી ચાલુ રહી હતી. ફેર માત્ર અલંકારોની ઓછીવત્તી વિપુલતાનો હતો.

જે સમયના સ્થાપત્યની અહીં ચર્ચા કરી છે તેના મકબરા–સ્થાપત્યનો એક-માત્ર નમૂનો ઉપર કહ્યા મુજબ ઉપલબ્ધ છે. ભદ્રેશ્વરમાં પીર લાલશાહબાઝનો મક-બરો ત્યાં આવેલી મસ્જિદોની જેમ ગુજરાતના મકબરા–સ્થાપત્યનો પહેલો નમૂનો છે. નીચી દીવાલના પ્રાંગણમાં એ આવેલો છે. આ મકબરો મોભાળી રચનાના સિદ્ધાંતો પર બંધાયો છે. મકાન ચોરસ છે, જેની અંદર ચારે તરફથી દીવાલોમાં ચાર ખૂણે ચાર અને દરેક દીવાલમાં બે બે એમ કુલ બાર થાંભલા ચણી લીધેલા છે અને પાસે પાસે આવેલી દીવાલોના અંદરના થાંભલાઓ પર પથ્થરની ત્રાંસી પીઢ મૂકી, બનાવેલા અષ્ટકોણના ખૂણાઓ પર ફરી ત્રાંસી નાની પીઢો મૂકી સોળ ખૂણાવાળી બનાવી, એના ખૂણાઓ પર ફરી એ જ રીતે નાની પીઢો મૂકી, બત્રીસ ખૂણાવાળી બનાવી તેના ઉપર સુડોળ મનોહર અર્ધ ગોળાકાર ગુંબજ મૂકેલો છે. આ ગુંબજ અંદરથી ગોળ છે, પણ બહારથી એ સમયનાં હિંદુ મંદિરોની જેમ ઊંચા પગથી-દાર શંકુ આકારનો છે. કબર–કક્ષની પૂર્વમાં પરસાળ જેવો કક્ષ છે, જેની સપાટ છત ૯'–૩" ફૂટના પથ્થરનાં ચોસલાંની બનેલી છે. આ ચોસલાં કમળના ફૂલની કોતરણીથી અલંકૃત છે. દીવાલોના ઉપરના કપિશીર્ષ–ભાગમાં પથ્થરોની સીધી હાર પર ફૂલપત્તી અને વેલ કોતરેલી છે. મકબરાની પશ્ચિમ સિવાયની બીજી ત્રણે બાજુઓમાં વેલની કોતરણીવાળાં ચોકઠાં છે, જેની ઉપર ભારે પથ્થરના કોતર-કામથી અલંકૃત છજું આવેલું છે અને પરસાળની બંને બાજુએ પણ એ જ આકાર અને ભાતનું એક એક બારણું છે. અંદર પશ્ચિમ બાજુએ બારણાની જગ્યાએ મસ્જિદમાં હોય તેવો મહેરાબ છે, જે અર્ધગોળાકાર અને સાદો એટલે કે કોઈ પણ જાતના અલંકાર વગરનો છે. થાંભલા ભાત તેમજ આકારમાં ઉપર વર્ણવેલી મસ્જિદના થાંભલાઓ જેવા હિંદુ સ્થાપત્યના થાંભલાઓ જેવા છે, પણ સહેજ ઘેરાવદાર. ટૂંકમાં, આ મકબરો પણ આમ સ્થાપત્ય કે કલા-કૌશલની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ નમૂનો ન હોય, પણ ગુજરાત તો શું, પણ પૂરા ભારત–પાકિસ્તાન–બાંગલા દેશના ઉપખંડમાં એ એકમાત્ર પ્રમાણિત વિદ્યમાન નમૂનો હોઈ પુરાતત્ત્વની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનો લેખી શકાય.

ઉપરના સંક્ષિપ્ત વર્ણન પરથી એમ કહી શકાય કે ગુજરાતમાં ઈ. સ. ૧૩૦૪ સુધીમાં બંધાયેલી ઇસ્લામી ઇમારતોમાં લાક્ષણિક ઇસ્લામી સ્થાપત્યના

મૂળભૂત અંશો નહિવત્ હતા. આ સમયની આવી ઇમારતો જે કામ માટે નિર્મિત થઈ હતી તે પ્રમાણે તેઓની ઇમારત બનાવવામાં આવતી. એ સિવાય સ્થાપત્ય કે બાંધકામની દૃષ્ટિએ પ્રચલિત હિંદુ-જૈન સ્થાપત્યના સિદ્ધાંતો પર તેઓનું નિર્માણ થયું લાગે છે.

## પાદટીપો

૧. પ્રાચીન દુર્ગવિધાનને લગતા આવા ઉલ્લેખ મહાભારતાદિ મહાકાવ્યો, મનુસ્મૃતિ, પુરાણો, કૌટિલ્યનું અર્થશાસ્ત્ર અને શુક્રનીતિમાં સંગ્રહાયા છે. વાસ્તુગ્રંથો પૈકી સમરાંગણસૂત્રધાર, અપરાજિતપૃચ્છા, વિશ્વકર્મા-વાસ્તુશાસ્ત્ર, માનસોલ્લાસ, મયમત, માનસાર, નારદશિલ્પ, અગસ્ત્ય-વાસ્તુશાસ્ત્ર, માનસાર, કાશ્યપશિલ્પાદિ ગ્રંથોમાં એને લગતી વિશદ ચર્ચાઓ કરી છે. (વિગતો માટે જુઓ પ્ર. ઓ. સોમપુરા અને મધુસૂદન ઢાંકી, "ભારતીય દુર્ગવિધાન", પૃ. ૨૯-૬૬.)

૨. રમણલાલ ના. મહેતા, "ગુજરાતને મળેલ શિલ્પસ્થાપત્યનો વારસો," પૃ. ૬૧-૬૨

૩. આની વિસ્તૃત વિગતો માટે જુઓ, જયેંદ્ર નાણાવટી અને મધુસૂદન ઢાંકી, 'ગુજરાતનાં પ્રાચીન પુરદ્વારો', "પ્રવાસી", પૃ. ૩૭-૪૨; કાંતિલાલ ફૂ. સોમપુરા, 'ઝીંઝુવાડા', "નવચેતન", જૂન ૧૯૬૭, પૃ. ૨૯૭-૩૦૦ તથા 'ગુજરાતના બે રક્ષક દુર્ગો,' "વિશ્વ હિંદુ સમાચાર," વર્ષ ૧, અંક ૩, પૃ. ૪૭-૪૯.

૪. Hiranand Shastri, *The Ruins of Dabhoi*, pls. vii-xix

૫. *R. D.*, pl. I, pp. 8 ff.

૬. કાં. ફૂ. સોમપુરા, 'વડનગર કોટ અને શ્રીપાલપ્રશસ્તિ', "પથિક", સપ્ટે.-ઓક્ટો., ૧૯૭૧, પૃ. ૮૭ થી ૯૦

૭. IA, Vol. X, p. 160; ગુઐલે, ભા. ૨, નં. ૧૪૭

૮. જુઓ ઉપર પાદટીપ ૧.

૯. ર. ભી. જોટ, "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ," ખંડ ૨, પૃ. ૪૦૦૮

૧૦. ગુ. પ્રા. ઇ., પૃ. ૨૬૪

૧૧. *દ્વયાશ્રય*, ૨૫, ૧૨૪, ૨૨૩, ક. ભા. દવે, "સરસ્વતીપુરાણ", પૃ. ૧૦૫-૧૧૫ તથા સર્ગ ૧૬

૧૨. *Archaeology in Baroda*, pp. 7 ff.; *STG.*, pp. 137 ff.

૧૨અ. કીર્તિકૌમુદીમાં સોમેશ્વરે એનો આકાર કુંડળી જેવો હોવાનું કહ્યું છે (સર્ગ ૨, શ્લો. ૭૨).

૧૩. રા. સુ. મોદી, 'સહસ્રલિંગ સરોવરની યોજના', "ગુજરાતી સાહિત્ય સંમેલન, અધિવેશન ૧૨ મું (અમદાવાદ), અહેવાલ અને નિબંધ-સંગ્રહ," ઇતિહાસ વિભાગ, પૃ. ૧-૧૨

૧૪. 'શ્રીપાલપ્રશસ્તિ', ગુઐલે, ભા. ૨, લેખાંક ૧૪૭

प्रबन्धचिन्तामणि, पृ. ६४; ગુજરાતી, પૃ. ૩૦૩

૧૫· ગુમરાઇ, પૃ. ૨૪૬, પાદટીપ ૨

૧૬. ગુ. પ્રા. ઇ., પૃ. ૧૮૯

૧૭. Burgess, *ASWI*, VIII, p. 91, pl. LXXIII, fig. LXXIV; *AG*, pp. 80 f.; *STG*, pp. 138 f. fig. 101; ગુપ્રાઇ, પૃ. ૨૭૦

૧૮. આ તળાવને લગતી અનુશ્રુતિ માટે જુઓ ગુ. પ્રા. ઇ., પૃ. ૧૯૮ તથા ર. ના. મહેતા, 'ધોળકાનું મલાવ તળાવ,' "સ્વાધ્યાય," પુ. ૩, પૃ. ૫૯-૬૬.

૧૯. કાં. ફૂ. સોમપુરા, 'ગુંજાના તળાવકાંઠા પરનાં મંદિરો,' "સ્વાધ્યાય," પુ. ૬, અંક ૨, પૃ. ૨૩૧-૨૩૪

૨૦. *AANG*, pp. 79–81, pl. XLVIII

૨૧. *Ibid.*, pl. LVl, 1, 3, 7

૨૨. *Ibid.*, p 79

૨૩. *Ibid.*, p. 94, pl. LXXLV, 2

૨૪. STG, p. 131

૨૫. K.F. Sompura, 'Some Important Step–wells of Gujarat', "*The 39 th Annual Research Session* ( July, 1969, Ahmedabad ) *Sovienir, The Central Board of Irrigation & Power*," pp. 29 ff.

૨૬. *AANG*, p. 162, pls. CIV–CVI

૨૭. રાજવલ્લભ, અ. ૪, શ્લો. ૨૮

૨૮. હ. ગં. શાસ્ત્રી, 'ગુજરાતની પ્રાચીન વાવો,' "ગુજરાત" દીપોત્સવી અંક, સં. ૨૦૨૦, પૃ. ૧૭

૨૮. *SMTK*, p. 54, pls. LVII–LIX

૨૯. ફર્ગ્યુસન આ ત્રણ ભેદને અનુક્રમે ભારતીય–આર્ય ( Indo–aryan ), ચાલુક્ય અને દ્રાવિડ તરીકે નિરૂપે છે *(History of Indian and Eastern Architecture, Vol. II*, pp. 84 ff.).

૩૦. આના વિસ્તૃત વર્ણન માટે જુઓ, K. F. Sompura, *Stuctural Temples of Gujarat*, Sect. III, Ch. 1, pp. 239 ff.

૩૧. T. Ganapati Shastri (Ed.), *G. O. S.*, No. XXV (1925), XXXII (1927), Baroda

૩૨. P. A. Mankad (Ed.) *G. O. S.*, No. CXV, Baroda (1950)

૩૩, અનુ–સોલંકી કાલનાં પ્રભાસનાં બે સૂર્યમંદિર (હિરણ્યા અને ત્રિવેણીસંગમ પર આવેલાં) અનુક્રમે પશ્ચિમાભિમુખી અને પૂર્વાભિમુખી છે.

૩૪. દ્વારકાનું અનુ–સોલંકીકાલીન દ્વારકાધીશ મંદિર પશ્ચિમ દિશાને અભિમુખ કરે છે.

૩૫. પ્રાસણવેલ અને નવી પ્રવેડનાં પ્રાક્-સોલંકીકાલીન માતાનાં મંદિરો તથા પસનાવડાનું ગાયત્રીમંદિર પૂર્વાભિમુખ છે.

૩૬. રાણકપુરનો અનુ–સોલંકીકાલીન પ્રસિદ્ધ 'ધરણવિહાર' ચૌમુખ પ્રાસાદ છે.

૩૭. दिक्षु द्वाराणि कार्याणि न विदिक्षु कदाचन। अग्निपुराण, अ. १०४, श्लो. २४. પાછલા સમયના વાસ્તુગ્રંથોમાં દિક્સાધનાને લગતી વિશિષ્ટ યોજના 'શંકુસ્થાપન' નામે ઓળખાવેલ છે (राजवल्लभ, २, २०, वास्तुमुक्तावलि, શ્લો. ૪૩, પૃ. ૨૪; લઘુજ્યોતિષસાર, પૃ. ૯–૧૦, આકૃતિ ૧–૨).

૩૮. अप. सू., १३४, २ ૩૯. एजन, ७ ૪૦. एजन, ८, ९

૪૧. Percy Brown, *Indian Architecture (Buddhist and Hindu)*, p. 118

૪૨. J. Burgess, *Architectural Antiquities of Northern Gujarat, pl.* XLVIII; *STG, Fig* 223

૪૩. H. Cousens, *Somanatha and Other Medieval Temples in Kathiawad*, pl. VIII; *STG*, Fig. 230; હાલમાં નવનિર્માણ પામેલ એ મંદિર કુમારપાલના સમયના તલમાન પર ઊભું કરવામાં આવ્યું છે.

૪૪. કાં. ફૂ. સોમપુરા (સં.), "સૂર્યમંદિર વિશેષાંક," પટ્ટ ૬, આ. ૨૫; પટ્ટ ૧૬, આ. ૩૫

૪૫. *AANG*, pl. CII; *STG*, Fig. 61

૪૬. *Ibid.*, pl. XCIII; *STG*, Fig. 65

૪૭. *Archaeology in Baroda* (1934–47), pl. 1; *Struggle for Empire*, pl. XXV, Fig. 52 ૪૮. *STG*, Fig. 117

૪૯. *AANG*, pl. XCV; STG, Fig. 59 ૫૦. *Ibid.*, pls. LXVIII, LXX

૫૧. રામસિંહજી રાઠોડ, "કચ્છનું સંસ્કૃતિ-દર્શન," પૃ. ૧૭૪

૫૨. *SMTK*, pls. LV–LVI; *STG*, Fig. 133 ૫૩. *STG*, p. 300

૫૪. *AANG*, pl. VIII ૫૫. *Ibid.*, pl. CI ૫૬. *Ibid.*, p. 91

૫૭. M. A. Dhaky, 'Chrononology of Solanki Temples in Gujarat,' *Journal of Madhya Pradesh Itihas Parishad, 1961*, p. 57

૫૮. *Indian Archaeology*, 1955–56, pp. 47 f.

૫૯. *STG*, Fig 63; *CSTG*, pl. XVI ૬૦. *SMTK*, pls. LXXII, LXXIII

૬૧. *Ibid.*, pl. LII ૬૨. કસંદ, પૃ. ૧૮૧

૬૩. U. P. Shah, *Sculptures from Samalaji and Roda*, Fig. 20/a, p. 38

૬૪. J. Burgess, *The Mohmmedan Architecture of Ahmedabad*, pt. II, pls. LXXXIV, LXXXV

૬૫. *AANG*, pls. XCIV, XCV ૬૬. *Ibid.*, pls. LXXXII(1), LXXXIII

૬૭. *Ibid.*, pl. LXV ૬૮. *Ibid.*, pls. XII, XCVI, Fig 3

૬૯. *Annual Report of Archaeological Department*, *Baroda State*, 1935–36, pl. IV; *STG*, Fig. 108

૭૦. *Archaeology in Baroda*, pl. LVI; *SE*, pl. XXV, Fig. 53

૭૧. *STG*, pp. 527 ff.; *CSTG*, pl. XIV
૭૨. *AANG*, pls. XCVI–XCVII
૭૩. *Ibid.*, pl. XCVI, Fig. 4 ૭૪. *STG*, p. 197
૭૫. J. Burgess, *Report on the Antiquities of Kathiawad and Kachha*, pls. XXIV–XXVI; *STG*, Fig. 226
૭૬. *SMTK*, pls. LXIX–LXX
૭૭. *Ibid.*, pls. LXXXIX, XC; *STG*, Fig. 62 ૭૮. *Ibid.*, pl. XCV
૭૯. *ARAB*, 1938, pls. I, II; *STG*, Figs. 114–115
૮૦. કસંદ, પૃ. ૧૧૦ ૮૧. *STG*, Figs. 74–75
૮૨. P. A. Inamdar, *Some Archaeological Finds in the Idar State*, pl. XXI, No. 44
૮૩. *AANG*, pl. *XCVI*, Fig. 1 ૮૪. *STG*, pp. 511–512, Fig. 153
૮૫. *RAKK*, pl. LXIV ૮૬. *CSTG*, pl. VII; કસંદ, પૃ. ૧૨૭
૮૭ *SMTK*, pl. LI ૮૮. *RAKK*, pls, XL–XLI
૮૯. *STG*, Fig. 241
૯૦. મધુસૂદન ઢાંકી, 'વિમલવસહીની કેટલીક સમસ્યાઓ', "સ્વાધ્યાય" પુ. ૯, પૃ. ૩૫૨ સામેની પ્લેટ પરનો તલદર્શનનો નકશો
૯૧. *STG*, Fig. 240
૯૨. જગન્નાથ અંબારામ સોમપુરા, "બૃહદ્ શિલ્પ-શાસ્ત્ર," ભા. ૩, પૃ. ૧૧૦; *STG*, pp. 128 f.; *CSTG*, pp. 40 f.
૯૩. બૃશિશા, ભા. ૩, પૃ. ૧૦૯; *STG*, pp. 127 f.; *CSTG*, p. 34
૯૪. *AANG*, pl. XXXVIII; ન. મૂ. સોમપુરા, "શિલ્પરત્નાકર", પૃ. ૧૧૮; *STG*, Fig. 227
૯૫. *SMTK*, pl. VIII; *STG*, Fig. 230
૯૬. *AANG*, pl. CIX; *STG* Fig. 228; ન. મૂ. સોમપુરા, ઉપર્યુક્ત, પૃ. ૧૧૭
૯૭. બૃશિશા, ભા. ૩, પૃ. ૧૦૮ ; *STG*, p. 159
૯૮. *STG*, p. 197; *CSTG*, p. 67
૯૯. *AANG*, pl. XLVIII; *STG*, Fig. 223
૧૦૦. બૃશિશા, ભા. ૩, પૃ. ૧૧૧; *STG*. p. 139
૧૦૧. *RAKK*, pl. LVIII; *STG*, Fig. 229
૧૦૨. *RAKK*, pl. XXXII; *STG*, Fig. 239 ૧૦૩. *STG*, Fig. 222
૧૦૪. *MAA*, pt. II, pl. LXXIII, Fig. 1 ૧૦૫. *AANG*, pl. LXXXII
૧૦૬. *SMTK*, pl. LXXI; *STG*, pp. 107 f.; *CSTG*, p. 57
૧૦૭. *AANG*, pl. LXVI ૧૦૮. *RAKK*, pl. XXXIV ૧૦૯. *STG*, pp. 185 f.
૧૧૦. *Ibid.*, p. 166 ૧૧૧. *Ibid.*, p. 512 ૧૧૨. *Ibid.*, p. 197, f. n. 289/3
૧૧૩. *AFIS*, p. 27; *STG*, p. 185 ૧૧૪. *AFIS*, pp. 29 f.; *STG*, p. 185

૧૧૫. *AFIS*, p. 22; *STG*, pp. 214 f.
૧૧૬. હરિલાલ ગૌદાની, 'જાગેશ્વર પંચાયતન મંદિર, દાવડ', "નૂતન ગુજરાત," તા. ૭–૨–૬૫ તથા તા. ૧૪–૨–૬૫; *STG*, pp. 508 f.
૧૧૭. *AFIS*, p. 35; *STG*, pp. 185–186
૧૧૮. હરિલાલ ગૌદાની, 'કુમ્ભેશ્વર પંચાયતન મંદિર, હીરપુર,' "નૂતન ગુજરાત," તા. ૨૦–૬–૬૫ તથા તા. ૨૭–૬–૬૫
૧૧૯. *STG*, pp. 127, 128, 139, 159; *CSTG*, pp. 34, 40, 44
૧૨૦. જુઓ ઉપર પાદટીપ ૬૩. ૧૨૧. *STG*, Fig. 140
૧૨૨. *RAKK*, pl. LXXXII; *STG*, Fig. 239
૧૨૩. મંદિરના તલમાનના પદવિન્યાસની ચર્ચાઓ बृहत्संहिता (૫૨, ૫૫ ૫૬), मत्स्यपुराण (२५३, १९–४८) અને अग्निपुराण (११८, १०९) તથા विश्वकर्माप्रकाश (५–५–२३)માં આપી છે, પરંતુ ત્યાં મંદિર સમગ્રના તલમાનને ૬૪ (૮×૮), ૮૧ (૯×૯) કે ૧૦૦ (૧૦×૧૦) પદમાં વિભક્ત કરી નિયત વિભાગમાં ગર્ભગૃહાદિ અંગયોજના તથા દેવાદિસ્થાપનનો ક્રમ દર્શાવ્યો છે. સોલંકીકાલીન મંદિરોમાં પદવિન્યાસ તત્કાલીન સિદ્ધાંતગ્રંથો समरांगणसूत्रधार અને 'अपराजितपृच्छा'ને ધ્યાનમાં રાખી પ્રયોજાયેલા લાગે છે.
१२४. सम. सू., ४९, ३, ७–८; ५६–४५; अप., सू. १५४ ३-४; १५२, १ १२
१२५. मत्स्यपु., २६९; १–२; अग्निपु., ४२ १–२
१२६. सम. सू., ४९, ११४ १२७, अप., सू. १५५, १२ १२८. *STG*, pp. 342-343
१२९. अप., सू. १३८, १६–१९ ૧૩૦. *STG*, p. 365
१३१. सम. सू., ५५. १७ थी १३२. सम. सू., ६७, ९; ६६,८
१३३. एजन, ६७, १ ४ १३४. एजन, १८२, १–२ ૧૩૫, *STG*, p. 371
१३६. सम. सू., ६७, ४३ १३७. एजन, ६९, २९, ३४
१३८. मत्स्यपु. २६९, ६, १०–१२, अग्निपु. ४२, ७. 'अपराजितपृच्छा'માં 'મુખમંડપ' માટે સ્વતંત્ર સૂત્ર નથી, પરંતુ 'ત્રિકમંડપ'ના સૂત્રમાં આપેલા બાર પ્રકારોમાં એનો સમાવેશ થાય છે (अप सू., १८७, १५–२६) મુખમંડપ મૂળમાં ગર્ભગૃહ કે મંડપની આગળ આવેલ પ્રવેશચોકીના અર્થમાં છે. વળી 'ત્રિકમંડપ' મૂળમાં મંડપની ત્રણેય બાજુએ આવેલ ચોકીઓના અર્થમાં છે, પરંતુ પાછલા કાલમાં મંડપની આગળ એક જ સત્રમાં ત્રણ ચોકીમાંના અર્થમાં એ પ્રયોજાવા લાગ્યો (*STG*, p. 380, f. n. 12).
૧૩૯. *STG*, pp. 380–81 १४०. सम. सू., ६८–६९

૧૪૧. सम. सू., ५७, २५–२६, ६१–६७; अप., सू. १२३–१२४; *STG*, Figs. 247–248  ૧૪૨. *STG*, p. 390

૧૪૩. *AANG*, pl. LXXXI  ૧૪૪. *STG*, p. 390

૧૪૫. *AANG*, pl. XLIX, I; *STG*, p. 299

૧૪૬. *STG*, pp. 390–91  ૧૪૭. *Ibid.*, p. 393  ૧૪૮. अप., सू. १२६–१२७

૧૪૯. *STG*, Figs. 249(a)–249(g)  ૧૫૦. *Ibid.*, p. 399

૧૫૧. क्षीरार्णव, १०८, ६–१०  ૧૫૨. *STG*, p. 403

૧૫૩. मत्स्यपु., २६९, ९, १७, २३, अग्निपु., ८३, २२, गरुडपु., ४७, ८ १३, १२०; विश्वकर्माप्रकाश, ६, ६४  ૧૫૪. गरुडपु., ८७, ३७–३८

૧૫૫. सम. सू., अ. ४९, २२, ५५–५७, ६०, ६३ વગેરે

૧૫૬. ગ્રંથ ૩, પ્ર. ૧૫

૧૫૭. अप. Intro., pp. XLIX–LXIV; अप., सू. २३९–२४१ (२–२३)

૧૫૮. *AANG*, pl. XIII, Figs 2 & 3

૧૫૯. J. M. Nanavati & M. A. Dhaky, *The Ceilings in The Temples of Gujarat, Ch. IV*, pp. 23 f.
अप., सू. ८५, २६; १२३, १६; ११४, १४; १२६, ७; १८७, २–३, ६–७; १८४, २७; १९०, १४; १९२, १–६, १५, १८; सम. सू., Intro., p. CXXXII. ३०, १३०–३२; ५४, २८–३१

૧૬૦. પ્રભાશંકર ઓ. સોમપુરા. "દીપાર્ણવ," પૃ. ૧૩૮; "ક્ષીરાર્ણવ," પૃ. ૧૦૩–૦૪
શ્રી નાણાવટી તથા ઢાંકી આ ત્રણ પ્રકારને અનુક્રમે 'સમતલ', 'ક્ષિપ્ત' અને 'ઉત્ક્ષિપ્ત' નામે ઓળખાવે છે (*CSTG*, p. 36).

૧૬૧. વિગતો માટે જુઓ, જયેંદ્ર નાણાવટી અને મધુસૂદન ઢાંકી, 'ગુજરાતની જાલસમૃદ્ધિ,' "કુમાર," અંક ૪૭૫, પૃ. ૨૯૦–૨૯૭.

૧૬૨. વિસ્તૃત વિવેચન માટે જુઓ, મધુસૂદન ઢાંકી, 'ગુજરાતની તોરણસમૃદ્ધિ,' "કુમાર," અંક ૫૦૦, પૃ. ૨૯૮–૩૦૮.

૧૬૩. सम. सू., १९४  ૧૬૪. *STG*, p. 450 f.n. I

૧૬૫. લંબચોરસ રચનાવાળા તિલકની દર્શનીય બાજુઓ પર હીરાઘાટ ઉપસાવવામાં આવે છે. એનું મથાળું આમલક તથા કલશથી વિભૂષિત કરવામાં આવે છે (*STG*. p. 450, f. n. I/a)

૧૬૬. J. Burgess, *AANG*, pp. 108 f., pls. XCIV, XCV. આ મંદિરો સિવાય સંડેરી માતાનું એક ત્રીજું મંદિર અહીં આવેલું છે. એના નવનિર્માણકાલમાં એનું સમગ્ર સ્વરૂપ ઘણું બદલાઈ ગયું છે.

૧૬૭. *AANG*, p. 111, pls. CII, CIII, Fig. 2; *STG*, p. 109, Fig. 61; *CSTG*, p. 32. બર્જેસે જે મૂર્તિને 'મહાકાલ' તરીકે ઓળખાવી છે તે અંધકાસુરવધ કરતા શિવની હોય એમ જણાય છે. .

૧૬૮. *AANG*, p. 108, pl. XCIII; *STG*, pp. 111–112, Figs. 65, 65

૧૬૯. નાથાલાલ માધવજી મંડલી, 'સોમનાથ મહાદેવના શિલાલેખો,' (મંડલીના મૂલેશ્વર મહાદેવ), "સૂર્યમંદિર વિશેષાંક," પૃ. ૧૩૧ થી. प्रबन्धचिन्तामणि(સં. દુ. કે. શાસ્ત્રી, પૃ, ૪૬)માં આ મંદિર મૂલરાજે બંધાવ્યાનો ઉલ્લેખ છે.

૧૭૦. H. R. Gaudani & M. A. Dhaky, 'Some Newly Discovered and Less known Maru-Gurjar Temples,' *JOI*, Vol. XVII, p. 152, Figs. 1–2

૧૭૧. *SMTK*, pp. 53 f. p. 53 f, pls. LV–LVI; *STG*, pp. 194–195, Fig. 133; *CSTG*, pp. 10–11, pl. V

૧૭૨ આ મંદિરના રચનાકાલ અંગે વિવિધ મતો પ્રવર્તે છે. અનુશ્રુતિક વૃત્તાંત પ્રમાણે મંદિર જયસિંહ સિદ્ધરાજના સમયનું હોવાનું મનાય છે. બર્જેસે એને 'રાણકદેવીનું સ્મૃતિ-મંદિર' (Funeral Temple) તરીકે સ્વીકાર્યું છે (*AANG*, p. 81). કઝન્સ બર્જેસના મતનું સમર્થન કરે છે(*SMTK*, p. 53). સાંકળિયા આ મંદિરનું શિખર સંડેરના નાના મંદિરના જેવું હોવાનું નોંધીને જણાવે છે કે એ રાણકદેવીના આત્મ-વિલોપન(self-immolution)ના ઉચ્ચ ભાવને વ્યક્ત કરે છે (*AG*, p. 84). એસ. કે. સરસ્વતીએ મંદિરને આદ્ય-નાગર શૈલીનું ગણાવ્યું છે (*SE*, p. 589), શ્રી ઢાંકીએ એ વર્ધમાન(વઢવાણ)ના ચાપ (ચાવડા) રાજા ધરણીવરાહની કૃતિ હોવાનું સૂચવી મંદિર ૯ મી સદીના છેલ્લા ચરણનું હોવાનું જણાવ્યું છે(CSTG, p. 12). મેં અગાઉ આ મંદિરને ૧૩ મી સદીમાં મુક્યું હતું (STG, p. 194) પરંતુ રોડા, મિયાણી તથા સંડેરના સંક્રાંતિકાલની શિખરશૈલીને મળતી આ મંદિરની શિખરશૈલી હોવાના કારણે એને વહેલામાં વહેલું દસમી સદીમાં મૂકી શકાય તેમ છે.

૧૭૩. રામસિંહજી રાઠોડ, "કચ્છનું સંસ્કૃતિ દર્શન," પૃ. ૧૭૪–૧૭૬; *STG;* Figs 109-111; *CSTG*, p. 23, pl. IX; હરિલાલ ગોદાણી, 'અંજાર,' "નવચેતન," પુ. ૯૦, પૃ. ૩૨૭–૨૮.

૧૭૪. *STG*, p. 114

૧૭૫. *ARAB*, 1938, pp. 5 & 20; *Arehacology in Baroda* (1934–47), *STG*, p. 152; CSTG, p. 56

૧૭૬. Gaudani & Dhanki, op. cit., p. 154, Fig 6

૧૭૭. *Ibid.*, fig. 10

૧૭૮. *CSTG*, pp. 56–57

૧૭૯. *ARAB*, 1936–37, p. 6, pl. VII; *STG*, pp. 170–171, Fig 117

૧૮૦. *SMTK*, p. 72; STG, p. 151

૧૮૧. Government of Gujarat, *Annual Report of the Department of Archacology*, 1968–69, pl. no. 9

૧૮૨. *STG*, p. 536; હરિલાલ ગૌદાણી, 'ચ્યવનતીર્થ,' "નવચેતન," પુ. ૭૯, ચિત્ર પૃ. ૩૯૧
૧૮૩. *AANG*, pp. 103–105, pls. LXXXI–XCII; *STG*, pp. 101–103, Figs. 55–58, 220; *CSTG*, pp. 38–39
૧૮૪. *AANG*, pp. 87–90, pl. LXV, LXVI
૧૮૫. મૂળ મંદિર કરતાં કદમાં વિસ્તૃત આ મંદિર ૯૨'×૪૮' વિસ્તારની જગામાં આવેલું છે. કોઈ પ્રાચીન મંદિરના અવશેષ અહીં લાવી એના પર આ નવા મંદિરની માંડણી કરી હોવાનું નોંધતાં શ્રી કનૈયાલાલ ભા. દવે જણાવે છે કે "ત્યાંના સ્થાનિક લોકો જણાવે છે તે પ્રમાણે લિંબજનું પ્રાચીન મંદિર પહેલાં તળાવના કિનારા પર હતું. તે જીર્ણ બની ગયું હતું. તેથી નવીન મંદિર ગામની મધ્યમાં બાંધવામાં આવ્યું, જેમાં પ્રાચીન મંદિરનાં કેટલાંક શિલ્પો, સ્તંભો, તોરણો, પીઠ વગેરેના કેટલાક ભાગો સ્થાપત્યમાં વપરાયા. ત્યાંની પ્રાચીન પ્રતિમા પણ આ નવીન મંદિરમાં પધરાવી હોવાનું કહેવાય છે. આ ચતુર્ભુજ મૂર્તિના જમણા બે હાથમાં ત્રિશૂળ અને વરદમુદ્રા તથા ડાબા બેમાં ઘંટ અને કલશ મૂકેલાં છે. દેવીના મસ્તક ઉપર સર્પની ફણા આવેલી છે. દેવીની બંને બાજુએ એમનાં વાહન વાઘ અને સિંહ આવેલાં છે" (ક. ભા. દવે, લિંબજ એક પ્રાચીન માતૃશક્તિ, "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક," પુ. ૨૬, પૃ. ૩૫૩).
૧૮૬. *AANG*, pl. LXVII, Figs. 1, 3
૧૮૭. *Ibid.*, pl. LXVIII & LXX. આ મંદિરની સેવ્ય પ્રતિમા લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા વિ. સં. ૧૫૩૨(ઈ. સ. ૧૪૭૬–૭૭)માં થઈ છે (Inscription No. 7, *EI*, vol. II, p. 27)
૧૮૮. *Ibid.*, pls. LXIX & LXXI; બર્જેસ (*Ibid*, pp. 88–89) તથા સાંકળિયાએ (*AG*, pp. 163–164) એ મૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને સૂર્યની સંયુક્ત ત્રિમૂર્તિ હોવાનું માન્યું હતું. પરંતુ ક. ભા. દવે એ મૂર્તિ હરિહરપિતામહાર્કના સંયુક્ત સ્વરૂપની હોવાનું જણાવ્યું છે. વિશેષ ચર્ચા માટે જુઓ, કાં. ફૂ. સોમપુરા, 'ત્રિમૂર્તિ', "પથિક" વર્ષ ૧૧, પૃ. ૨૭–૩૪.
૧૮૯. *AANG*, pl. VIII, p. 90
૧૯૦. થોડા સમયમાં પહેલાં જૂના અવશેષો પર એનું નવું ગર્ભગૃહ ઊભું કરવામાં આવ્યું છે (*CSTG*, p. 57).
૧૯૧. *AANG*, pp. 110–111, pl. XII, XCVI, Fig. 3
૧૯૨. *ARAB*, 1936–37, p. 12; *STG*, pp. 527–529. મંદિરની રણછોડજીની શ્યામ પાષાણની હાલની મૂર્તિ દોઢસોએક વર્ષ પૂર્વે સ્થાપિત કરેલી છે; *CSTG*, pp. 44–45, p. XIV
૧૯૩. *ARAB*, 1935–36, p. 15, pl. IV; *STG*, p. 164, Fig. 108; CSTG, p. 40
૧૯૪–૧૯૫. AANG, pp. 91–92
૧૯૬. *Ibid.*, pp. 109–110, pl. XCVI, Fig. 1
૧૯૭. *Ibid*, p. 110, pls. XCVI, Fig 2, XCVII, XCVIII

૧૯૮. *Ibid.*, p. 111, pl. CI
૧૯૯. *Ibid.*, pp. 111-112, pl. XCVI, Fig. 4
૨૦૦. U. P. Shah, *Sculptures From Samalaji and Roda*, Fig. 20/9, p. 38; *STG*, pp. 99–100, Fig. 51
૨૦૧. Harsol Plates of Siyka II, V. S. 1005 (*E. I.*, Vol. XIX, p. 236)
૨૦૨. *CSTG*, p. 10 ૨૦૩. *Ibid.*, p. 71
૨૦૪. મંદિરના ગર્ભગૃહની ડાબી બાજુએ મંડપની દીવાલને અડેલીને મહિસાસુરમર્દિનીનું ખંડિત શિલ્પ હતું (હવે તો એ પણ ગુમ થયું છે) એ ઉપર્યુક્ત અનુમાનને ટેકો આપે છે.
૨૦૫. J. M. Nanavati & M. A. Dhaky, '*The Ceilings in the Temples of Gujarat*', Fig. 27
૨૦૬. આ તોરણની સંપૂર્ણ વિગતો માટે જુઓ, S. N. Chowdhary, 'A Torana at 'Shamalaji North Gujarat', *JMSB*, vol. VIII, No. 1 (March 1959), pp. 39 ff.
૨૦૭. *SMTK*, pls. LII–LIV
૨૦૮. P. A. Inamdar, *Some Archaeological Finds in Idar State*, pl. XXI, No. 44; *STG*, p. 175 and f. n. 204; *CSTG*, p. 77
૨૦૯. *STG*, p. 110, Fig. 62
૨૧૦. *SMTK*, pls. LXXXIX, Figs. 1 & 2; LXI–LXIII & LXV.; *STG*, pp. 113–134, Figs. 91, 92 & 224; *CSTG*, p. 53
૨૧૧. *IA*, p. 145
૨૧૨. *SE*, p. 595; A. K. Majumdar, *Chalukyas of Gujarat*, p. 368
૨૧૩. *STG*, pp. 511–512, Fig. 153
૨૧૪. *ARAB*, 1936–37; p. 37, 1938, p. 2, pls. I & II; *STG*, pp. pp. 95-96, 168-69, Fig. 114–115; *CSTG*, p. 65
૨૧૫. *SMTK*, pls. LXXXVIII–LXXX; *STG*, pp. 111, 183, Fig. 63
૨૧૬. Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 6, p. 688; *CSTG*, p. 63
૨૧૭. *Burgess 'The Muhmmadan Architecture of Ahmedabad*, pt. II, pls. LXXXIV–LXXXV, Fig. 1
૨૧૮. પરમાર રાજા સિયકે આ મંદિરને વિ. સં. ૧૦૦૫ (ઈ. સ. ૯૪૮–૪૯) માં દાન આપ્યાનું મનાય છે. (જુઓ સિયકનું હરસોલ દાનપત્ર, *EI*, XIX, 236.)
૨૧૯. કેટલાક આનુષંગિક પુરાવાઓના આધારે ડૉ. સાંકળિયાએ આ મંદિર 'ચાલુક્ય'શૈલીનું હોવાનું જણાવ્યું છે. મંદિરના ગર્ભગૃહનું અષ્ટભદ્રી તલમાન, મુંબઈ પાસેના કલ્યાણના અંબરનાથના અષ્ટભદ્રી મંદિરની માફક મંડપના ભોયતળિયા કરતાં ગર્ભગૃહનું નીચું

ભોંયતળિયું અને એમાં સ્થાપિત લિંગ અને જલાધારીને પહોંચવા માટે સોપાનશ્રેણીની રચના, કાનડા જિલ્લામાં વિકાસ પામેલ ચૌલુક્યશૈલીનાં મંદિરો સાથેનું એનું રચના-સામ્ય તથા એ શૈલીનાં મંદિરોની ચોતરફ મંડોવરના ગવાક્ષોમાંના અષ્ટ દિક્પાલોનું મૂર્તિવિધાન વગેરે લક્ષણોને કારણે તેઓ આ મંદિરને ચૌલુક્યશૈલીનું હોવાનું માને છે (*AG*, pp. 113–114)

શ્રી ઢાંકી આ મંદિર 'અપરાજિતપૃચ્છા' વગેરે ગ્રંથોમાં વર્ણવેલ 'ભૂમિજ' પ્રકારનું હોવાનું માને છે. વળી મંદિરના ગર્ભગૃહના અષ્ટભદ્રી તલમાન સિવાય બીજા બધા જ અંગવિભાગો કે સુશોભનોની દૃષ્ટિએ એ તળગુજરાતમાં જ વિકાસ પામેલ શૈલીનું હોવાનું જણાવે છે. મંદિરની શિલ્પશૈલી, થરોનું સુગ્રથિત આયોજન તથા ભૌમિતિક અને ફૂલવેલ-ભાતનાં એનાં સુશોભનો કુમારપાલના સમયના સોમનાથના મંદિર સાથે સામ્ય ધરાવતાં હોવાથી તેઓ આ મંદિરને ૧૨ મી સદીનું હોવાનું માને છે (*CSTG*, pp. *1–2*).

૨૨૦. *MAA*, pl. LXXXV, Figs. 1 & 4

૨૨૧. *STG*, Figs. 52–54

૨૨૨. *STG*, pp. 512–514; કાંતિલાલ ફૂ. સોમપુરા, 'ગુંજાના તળાવ કાંઠા પરનાં મંદિરો,' "સ્વાધ્યાય", પુ. ૩, અંક. ૨, પૃ. ૨૩૧–૨૩૪, ચિત્ર ૧–૬

૨૨૩. *SMTK*, p. 63, pl. LXXII–XIII; *STG*, pp. 109–110; *SMT*K, pp. 60–61, pls. LXIX, LXX; *STG*, pp. 140–141; *CSTG*, p. 63; *STG*, p. 197, f. n. 289/3; *CSTG*, p. 34; મુનિ વિશાલવિજયજી, 'કુંભારિયા,' પૃ. ૫૯; *CSTG*, p. *57*; ક. ભા. દવે, 'અંબિકા, કુંભારિયા અને કોટેશ્વર,' પૃ. ૪૪–૪૫

૨૨૪. *RAKK*, p. 214, pl. LXIV, LXIV, LX (4). બર્જેસે સૂર્યમંદિરનો ફોટો આપ્યો છે તે પરથી એ મંદિર પણ અહીંના હાલ બચેલા શિવમંદિરના જેવું ઉત્કૃષ્ટ કોટિનું હશે એમ જણાય છે.

૨૨૫. M. R. Majumadar, *Chronology of Gujarat*, pl. LXII(A); *CSTG*, pl. VIII. બર્જેસે જ્યારે આ સ્થળની મુલાકાત લીધી હતી ત્યારે ૨૧' લાખાના પશ્ચિમાભિમુખી સૂર્યમંદિરની પશ્ચિમે ત્રણ નાનાં મંદિરોનાં અવશેષ આવેલા હતા, આમાંના બે પૂર્વાભિમુખ અને એક ઉત્તરાભિમુખ હતાં. આ ત્રીજું વૈષ્ણવ મંદિર હતું. વળી આ મંદિરસમૂહની ઈશાને બીજાં બે પશ્ચિમાભિમુખ મંદિર હતાં (*RA*KK, pp. 214–215). લાખાના સૂર્યમંદિર સહિત હાલ આ તમામ મંદિરો નાશ પામ્યાં છે તેમજ એમાંણે નોંધેલ સૂર્ય, વરાહ, ગણપતિ, નવગ્રહ, ગણ, નરસિંહ, શાર્દૂલ વગેરેની મૂર્તિઓ પણ હવે ત્યાં નથી.

(કસંદ, પૃ. ૧૨૬–૧૨૯, ચિત્રો, પૃ. ૨૫ સામે, ૩૧, ૩૨, ૧૨૪–૧૩૦, ૧૬૮–૧૬૯)

૨૨૬. આ શિવમંદિર કોટાયને પડખે અણગોરગઢમાં આવેલું છે (કસંદ, પૃ. ૧૨૬–૨૭); *CSTG*, pp. 18–19, pl. VIII

૨૨૭. *CTG*, Fig 7

૨૨૮. તરણેતરના અસલ મંદિરનો ફોટોગ્રાફ કઝન્સે ઈ. સ. ૧૮૯૦ માં લીધેલો. એની ફોટોપ્લેટ એમના ગ્રંથ *SMTK* (pl. LI) માં આપી છે. ઈ. સ. ૧૮૯૯ માં એ મંદિરનો સ્થાનિક રાજાએ પુનરુદ્ધાર કરાવ્યો. પરિણામે એનું અસલ સ્થાપત્યકીય સ્વરૂપ ઘણું બદલાઈ ગયું. એના મંડપની ત્રણે બાજુએ હાલ શૃંગારચોકીઓની રચના છે તે પૈકીની બે ઉત્તર-દક્ષિણની પાછલા સમયના ઉમેરણરૂપ છે.

૨૨૯. *CTG*, Figs. 6, 30

૨૩૦. Dr. H. Goetz, 'Pavagadh-Champaner,' *JGRS*, Vol. XI, No. 2, pp. 53 ff. pls. I and II; *STG*, pp. 166 ff; *CSTG*, pp. 77 f.

૨૩૧. વિશાલવિજયજી, 'કુંભારિયા,' પૃ. ૫૮; *STG*, p. 507; જગન્નાથ અંબારામ સોમપુરા, 'બૃહદ્ શિલ્પશાસ્ત્ર,' ભા. ૩, પૃ. ૧૦૩; ક. ભા. દવે, ઉપર્યુક્ત, પૃ. ૫૩-૫૯; *STG*, p. 197, fig 134; *CSTG*, p. 67; *AFIS*, pp. 11, 45-46; *STG*, pp. 176-77; *CSTG*, p. 65

૨૩૨. *AANG*, pls. 1, VII, XLVIII-IX; *CTG*, Figs. 5, 10, 31-32; *STG*, pp. 120-123, Figs. 76-81, 223

૨૩૩. *Ibid.*, pl. LVI, Fig. 5

૨૩૪. કાં. ફૂ. સોમપુરા, 'ભારતીય સ્થાપત્ય અને શિલ્પ,' પૃ. ૧૧૩-૧૧૪; K. F. Sompura, '*A Critical Study of the Sculptures in the Sun Temple at Modhera with special reference to the Canons discerned in them*,'' ch. 2 & 3. મંદિરના તાજેતરના ઉત્ખનનમાં મંદિરનાં સર્વાંગોને આવરી લેતી વિસ્તૃત જગતી (*Ibid.*, figs. 1-2) તથા પ્રાકારના અવશેષ મળ્યા છે.

૨૩૫. *AANG*, p. 73, Figs. 5 & 6; J. M. Nanavati & M. A. Dhanky, *The Maitrka and the Saindhava Temples of Gujarat*, pp. 65-66, Fig. 33, pls. 49 & 62

૨૩૬. *AKK*, 212-13, pls. LXII, LXIII, Figs. 1-3; કસંદ, પૃ. ૧૩૭-૧૪૭; *STG*, pp. 116-117; *CSTG*. pp. 17-18

૨૩૭. *AKK*, p. 179, pls. XL-XLIX; *STG*, pp. 132-33, Figs. 86-90, 225; *CSTG*, pp. 64-65. ગર્ભગૃહનું લિંગ અહીંથી ખસેડીને પોરબંદરના કેદારનાથ મંદિરમાં સ્થાપિત કર્યું છે.

૨૩૮. *AKK*, pl. XLIII: *STG*, Figs. 88, 258/6

૨૪૦. *STG*, p. 515; હરિલાલ ગૌદાણી, 'રણમલચોકી,' ''નવચેતન,'' પુ. ૭૯, પૃ. ૬૧૭-૬૧૯

૨૪૧. *AANG*, pp. 58-70; pls. VI, XXXVII-XLV, Fig. 304, p. 65; *STG*, pp. 135 ff, Figs. 93-100; *CSTG*, pl. XI, Fig. 13. હાલ અવશેષરૂપે જળવાઈ રહેલ રુદ્રમાળનું મંદિર મૂળમાં મૂલરાજ ૧ લાની કૃતિ હોવાનું જણાય છે. મંદિર બાંધવાની શરૂઆત મૂલરાજે કરી અને સિદ્ધરાજે એ પૂરું કર્યું હોવાની અનુશ્રુતિ છે. મૂલરાજને રુદ્રમહાલય મંદિરમાં પ્રાર્થના કરતો વર્ણવાયો છે

(ગુઐલે. ભા. ૨, લેખ નં. ૧૩૭), એ પરથી એણે એ મંદિર બંધાવવાની શરૂઆત કરી હોવાની સંભાવના સાચી હોય એમ જણાય છે (*CG*, p. 377; *STG*, p. 98, f. n. 2). મસ્જિદમાં રૂપાંતર પામેલ ચાર દેવકુલિકાઓ પૈકીની દક્ષિણ તરફની દેવકુલિકા પરનું શિખર બર્જેસે આપેલ ચિત્ર(pl. XLV)ના જમણા ખૂણે નજરે પડે છે, એ હવે નષ્ટ થયું લાગે છે.

૨૪૨. *STG*, Fig. 214/d, એ આકારનો આછો ખ્યાલ બર્જેસે રેખાચિત્ર દ્વારા આપવા પ્રયાસ કર્યો છે (*AANG*, pl. XLIV, Fig 2).

૨૪૩. તારંગાના ડુંગર પર કુમારપાલે દ્વિતીય તીર્થંકર અજિતનાથનું ઉત્તુંગ મંદિર બંધાવ્યું હોવાના કેટલાક સાહિત્યિક ઉલ્લેખ મળે છે. "કુમારપાલપ્રતિબોધ" (પૃ. ૪૪૩), પ્રભાવકચરિત (હેમચંદ્રસૂરિપ્રબંધ, શ્લો. ૭૨૦–૭૨૪), કુમારપાલપ્રબંધ (જિનમંડનરચિત), વીરવંશચરિત, ઉપદેશતરંગિણી વગેરે કૃતિઓમાં આ પ્રકારના ઉલ્લેખ છે. તારંગાના મંદિરમાં કુમારપાલનો કોઈ લેખ હજુ સુધી મળ્યો નથી, પરંતુ વસ્તુપાલે તારંગાના 'અજિતનાથચૈત્ય'માં આદિનાથ તથા નેમિનાથનાં બિંબ વિ. સં. ૧૨૮૪ (ઈ. સ. ૧૨૨૮) માં સ્થાપ્યાનો લેખ મળી આવ્યો છે. મંદિરના પ્રાંગણમાં આવેલા એક નાના કીર્તિસ્તંભ પર કુમારપાલના છેલ્લા વર્ષ વિ. સં. ૧૨૩૦(ઈ. સ. ૧૧૮૪–૮૫)નો લેખ છે. એ મંદિરના જીર્ણોદ્ધારના અનેકાનેક ઉલ્લેખ મળેલા જોવામાં આવે છે. (વિસ્તૃત વિગતો માટે જુઓ, K. F. Sompura, 'The Architectural Treatment of the Ajitanatha Temple at Taranga,' *Vidya*, Vol. XV, No. 1, pp. 27–28; મધુસૂદન ઢાંકી તથા હરિશંકર પ્ર. શાસ્ત્રી, 'કુમારપાળ અને કુમારવિહારો,' "પથિક," વ. ૧૦, અંક ૧–૨, પૃ. ૫૭

૨૪૪. K. M. Munshi, *Somnath : the Shrine Eternal*, p. 13, Fig.1. શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી મૂળ મંદિર મૈત્રક કાલનું હોવાનું માને છે (ગુજરાતનાં તીર્થસ્થાનો, પૃ. ૫૭–૫૮).

૨૪૫. *SMTK*, p. 18; R. C. Parikh, Introduction, Kā*vyānus*'ā*s*'*ana*, pp. CXXIV–CXXVI; ર. ભી. જોટ, "સોમનાથ," પૃ. ૭૭ ff. મહમૂદ ગઝનવીની ચઢાઈની તારીખ માટે મતભેદો પ્રવર્તે છે. જુઓ ઉપર પૃ. ૩૪–૩૫.

૨૪૬. ગુઐલે, ભા. ૨, લેખ ૧૫૫, પૃ. ૬૨–૬૩

૨૪૭. *EI*, II, 437; ગુઐલે, ભા. ૨, લેખ ૧૬૩

૨૪૮. *SSE*, pl. XLVIII

૨૪૯. *Ibid*., pl. XLI–XLII, Figs. 1–2. નવું બંધાયેલું સોમનાથમંદિર તલમાન તથા સામાન્ય દેખાવમાં કુમારપાલના સમયના મંદિર જેવું છે, પરંતુ એના જંઘા-ગવાક્ષોમાં જોનારને શિલ્પવૈભવની ગંભીર ખોટ સાલે છે.

કેટલાક વિદ્વાનોના મતે ગઝનવીએ જે મંદિર તોડ્યું તે ભીમદેવ ૧ લાના સમયનું તાજું જ બનાવેલું હતું (કે. કા. શાસ્ત્રી, 'પ્રભાસ : સોમનાથ,' "વિશ્વહિંદુ સમાચાર," વ. ૫, અંક ૩, પૃ. ૭૩–૮૪).

૨૫૦. *SSE*, pp. 80 f., pls. IX–XII, XXXXII, XXIV, XXIX

૨૫૧. *SMTK*, pl. XVIII, a; *AG*, pp. 100 ff.

૨૫૨. *SSE*, pl. LVIII

૨૫૩. *ARAB*, 1938 p. 5; *STG*. pp. 113. 515 ff., Figs. 69, 222

૨૫૪. Burgess, *ASWI*, VIII, p. 91, pl. LXXIII, Fig 1, LXXIV; *STG*, p. 139, Fig 101; *GSTG*, p. 51

૨૫૫. *CSTG*, pp. 41 f.; *STG*, Figs 112, 113

૨૫૬. *AANG*, pp. 105 ff; pls XL; LXXXVIIX-CII; *STG*, pp. 104 ff., Fig 221

૨૫૭. *SMTK*, p. 62, pl. LXXI; *STG*, pp. 107 f; *CSTG*, p. 57; *AKK* Pls. XXXIII, XXXIV; *STG*. p. 179, Figs 118, 232

૨૫૮. મધુસૂદન ઢાંકી, 'વસ્તુપાલ તેજપાલની કીર્તનાત્મક પ્રવૃત્તિઓ', "સ્વાધ્યાય", પુ. ૪, પૃ. ૩૦૫-૩૨૦

૨૫૯. Gaudani & Dhaky, *op. cit*., pp. 154, 209, Figs 7-9. અહીંનાં મંદિરોનાં જંઘા-ગવાક્ષોમાંના મૂર્તિશિલ્પોના આલેખમાં જે દિશાક્રમ જણાવ્યો છે તેનો મેળ મળતો ન હોવાથી એની વિગતો અહીં છોડી દીધી છે.

૨૬૦. *STG*. p. 512

૨૬૧. *ARAB*, 1938, p. 6: *AB*, p 15, pl. VI; *SE*., pl. XXV

૨૬૨. *AFIS*, p. 27: *STG*, pp. 508 f.; હરિલાલ ગોંધાણી, 'નગેશ્વર શિવ પંચાયતન, દ્વારકા', "નૂતન ગુજરાત", તા. ૭-૨-૬૫ તથા તા. ૧૪-૨-૬૫

૨૬૩. જ. અં. સોમપુરા, 'બૃહદ્ શિલ્પશાસ્ત્ર', ભા. ૩, પૃ. ૧૦૭

૨૬૪. એજન, પૃ. ૧૦૮-૧૧૧

૨૬૫. મુનિ વિશાલવિજયજી, "શ્રીકુંભારિયાજી તીર્થ", પૃ. ૧૨-૩૫; જયંતવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૨૦-૨૬; ક. ભા. દવે, ઉપર્યુક્ત, પૃ. ૫૦-૫૩; STG, p. 159

૨૬૬. *CTG*, Fig. 68

૨૬૭. વિશાલવિજયજી, ઉપર્યુક્ત. પૃ. ૨૧-૩૫, ૮૪-૧૧૯

૨૬૮. વિશાલવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૩૬-૪૭, ૧૧૯-૧૫૦; જયંતવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૧૪-૧૬, ૫૩-૫૭; *STG*. pp. 127, 139; CTG, Figs, 9, 18. 37, 46, 47, 62, 64, 65, 69; *CSTG*, pp. 35; 40, 41, 43; ન. મૂ. સોમપુરા, "શિલ્પરત્નાકર", પૃ. ૧૩૯ સામેની પ્લેટ

૨૬૯. *STG*, p. 155.

૨૭૦. જયંતવિજયજી, 'અર્બુદપ્રાચીનજૈનલેખસંદોહ,, (આબૂ, ભા. ૨),' પૃ. ૩, લેખાંક ૧, પૃ. ૨૬, લેખાંક ૫૧

૨૭૧. એજન, પૃ. ૧૯-૨૦, લેખાંક ૩૪; ગુમરાઇ, પૃ. ૨૧૪

૨૭૨. विविधतीर्थकल्प, श्लो. ४०-४९, पृ. २६

૨૭૩. સં. ૧૩૭૮ (વિ. સં. ૧૩૨૨)માં થયેલ જીર્ણોદ્ધાર સંબંધના પ્રશસ્તિ-લેખમાં યુગાદિદેવ(ઋષભનાથ)નું આ મંદિર વિમલે વિ. સં. ૧૦૮૮ (ઈ. સ. ૧૦૩૨)માં કરાવ્યાની

નોંધ મળે છે (અર્બુદ પ્રાચીનજૈન લેખ સંદોહ, પૃ. ૩, લેખાંક ૧). પંદરમા શતકના કેટલાયે પ્રબંધો, જેમકે રાજશેખરસૂરિના **પ્રબન્ધકોશ** (પૃ. ૧૨૧), **પુરાતનપ્રબન્ધસંગ્રહ** (પૃ. ૧૧), જિનહર્ષના **વસ્તુપાલચરિત** (જૈસાસંઇ. પૃ. ૨૧૦ ટિ. ૨૨૯) વગેરેમાં વિમલવસહીની સ્થાપનાનું એ જ વર્ષ બતાવ્યું છે (મધુસૂદન ઢાંકી 'વિમલવસહીની કેટલીક સમસ્યાઓ,' "સ્વાધ્યાય" પુ. ૯, અંક ૩, પૃ. ૩૫૩, પાદટીપ ૧૫).

૨૭૪. ઢાંકી, એજન, પૃ. ૩૪૯ થી તથા જુઓ મંદિરના તલદર્શનનો નકશો, પૃ. ૩૫૨ સામે.

૨૭૫. R. C. Parikh, *Kāvyānus'āsana,*' Vol. II, Introduction, p. CXLIX

૨૭૬. જયંતવિજયજી, આબૂ, ભા. ૧, પૃ. ૮૩

૨૭૭. સં. ૧૩૬૮(ઈ. સ. ૧૩૧૧-૧૨)માં મુસલમાનોએ આબુનાં મંદિરો પર જે વિનાશ વેર્યો તેમાંથી આ મંદિર બચ્યું નહિ હોય ! મુસલમાનોનું આક્રમણ દૂર થતાં તરત જ મંદિરના મૂળ ગભારા અને ગૂઢમંડપનું સમારકામ થયું હોવાની સંભાવના છે. તેથી એ બંને સારાં રહી ગયાં હોય (આબૂ, ભા. ૧. પૃ. ૩૩). વિમલવસહી પછી લગભગ બસો વર્ષે નિર્માણ પામેલ લૂણવસહીનાં પણ આ બંને અંગ સાવ સારાં છે, જે એ જ પરિસ્થિતિનો નિર્દેશ કરતાં જણાય છે.

શ્રી ઢાંકીએ નિર્દેશ્યું છે તેમ મૂળ પ્રાસાદના ત્રણે ભદ્ર ગોખલાઓની જૂની સપરિકર પ્રતિમાઓ હજી પણ એના મૂળ સ્થાને પ્રતિષ્ઠિત છે એટલે મૂળ પ્રાસાદ વિમલમંત્રીના સમયનો જ છે એમાં સંદેહને સ્થાન નથી. વિમલે શ્યામશિલાના ચૈત્યમાં પ્રતિષ્ઠિત કરાવેલ અસલી પ્રતિમા મંદિરના નૈઋર્ત્ય ખૂણે આવેલા ભાણ્ડાગારમાં મોજૂદ રહેલી શ્યામશિલાની આદિનાથની મૂર્તિ હોવાનું શ્રી ઢાંકી માને છે (ઢાંકી, ઉપર્યુક્ત, પૃ. ૩૫૬-૩૫૭), પરંતુ ઉપદેશતરંગિણીના આધારે શ્રી જયંતવિજયજીએ વિમલે પ્રતિષ્ઠિત કરાવેલી મૂલનાયક આદિનાથની મૂર્તિ ધાતુમૂર્તિ હોવાનું તથા આ મૂર્તિ સપરિકર ૫૧" ઊંચાઈની હોવાનુ જણાવ્યું છે અને એની પ્રતિષ્ઠા વિ. સં. ૧૦૮૮ (ઈ. સ. ૧૦૩૧) માં જૈનોના મુખ્ય ચાર ગચ્છના આચાર્યોના હાથે થઈ હતી (U. P. Shah, *Holy Abu,* p. 29). મૂળ ચૈત્યમાંની મૂલનાયક ઋષભદેવની હાલની પ્રતિમા આરસની છે ને એ ઈ. સ. ૧૩૨૨ ના જીર્ણોદ્ધાર-સમયની હોવાનું સૂચવાયું છે (ઢાંકી, ઉપર્યુક્ત, પૃ. ૩૫૬).

૨૭૮. ઢાંકી, ઉપર્યુક્ત, ચિત્ર ૧, પૃ. ૩૬૦ સામે

૨૭૯. ૧૪ મી-૧૫ મી સદીના પ્રબંધોમાં મૂલનાયકની પ્રતિમા ધાતુની હોવાનું જણાવ્યું છે (એજન, પૃ. ૩૫૭, પાદટીપ ૨૬).

૨૮૦. આ અંગેની વિસ્તૃત ચર્ચા માટે જુઓ ઢાંકી, ઉપર્યુક્ત, પૃ. ૩૫૭-૩૬૦ તથા પૃ. ૩૬૨.

૨૮૧. **પુરાતનપ્રબન્ધસંગ્રહ** રંગમંડપનું નિર્માણ વિમલના પુત્ર ચાહિલને સમર્પે છે (પૃ. ૨૫). ડૉ. ઉમાકાંત શાહે આ મંડપ તથા હસ્તિશાલા પૃથ્વીપાલની કૃતિઓ હોવાનું સૂચવ્યું છે (*Holy Abu,* Intro., pp. iii-vi).

૨૮૨. જયંતવિજયજી, "આબૂ", ભા, ૨, લેખ નં. ૭૨
૨૮૩. U. P. Shah. *op. cit.*, p, v
૨૮૪. ઢાંકી, ઉપર્યુક્ત, પૃ. ૩૬૬
૨૮૫. *Holy Abu*, Intro., p. iii, Fig. 23
૨૮૬. ઢાંકી, ઉપર્યુક્ત, પૃ. ૩૬૬ થી, ચિત્ર ૧૨
૨૮૭. જયંતવિજયજી, આબૂ, ભા. ૧, પૃ. ૮૬-૮૭
૨૮૮. એજન, પૃ. ૪૨ સામે ચિત્ર નં. ૪ તથા ચિત્ર નં. ૮ અને ૧૫
૨૮૯. એજન, ચિત્ર ૧૨, પૃ. ૬૪, દેરી નં. ૧૩
૨૯૦. એજન, ચિત્ર ૧૩, ૧૮ (પૃ. ૫૪), ૧૯ (પૃ. ૫૫-૬૦) ચિત્ર ૨૧-૨૫ (પૃ. ૬૧-૬૩), ચિત્ર ૨૬, પૃ. ૬૫-૬૭. દેરી નં. ૧૫; ચિત્ર ૨૭-૨૮, પૃ. ૬૭-૬૯, દેરી નં. ૧૬; ચિત્ર ૨૯, પૃ. ૭૩-૭૭; દેરી નં. ૨૯; ચિત્ર નં. ૩૦, પૃ. ૭૯; દેરી નં. ૪૬; પૃ. ૭૦-૭૩; દેરી નં. ૧૯-૨૦, એજન, ચિત્ર ૧૯, પૃ. ૫૫-૬૦
૨૯૧. એજન, પૃ. ૭૮, દેરી નં. ૩૯-૪૨
૨૯૨. એજન, પૃ. ૭૯, દેરી નં. ૪૩-૪૫; પૃ. ૮૦-૮૧, દેરી નં ૪૭
૨૯૩. *CTG*, Figs. 13, 14, 16, 20
૨૯૪. વિગતો માટે જુઓ, "આબૂ", ભા. ૧, પૃ. ૮૬-૮૭.
૨૯૫. *STG*, Fig 240
૨૯૬. *CTG*, Figs. 15, 17, 19
૨૯૭. એમની વિગતો માટે જુઓ: "આબૂ", ભા. ૧, પૃ. ૧૨૫-૧૨૮.
૨૯૮. *AKK*, pp, 206 ff, pls. LVII–LXI; *STG*, pp. 162 f, Fig 229; *AKK*. pp; 166 f., pls. XXXI–XXXII; *STG*, 142 f., Fig 239; *CSTG*. pp. 54 f.
૨૯૯. Elliot, *History of India*, Vol. I, p. 127
૩૦૦. જુઓ *Annual Report on Indian Epigraphy*, 1954-55, No. 4, Appendix C; Ibid., 1968–69, No, 210 of Appendix D.
૩૦૧. વિગત માટે જુઓ, ઝિયાઉદ્દીન એ. દેસાઈ, 'ખંભાતનો ઈ. સ. ૧૨૧૮ નો એક અરબી લેખ', "સ્વાધ્યાય", પુ. ૧૦, પૃ. ૧૦૬-૧૧૩.
૩૦૨. *ARIE*, 1967–68, No. D 145
૩૦૩. ગુઐલે, ભા, ૩, લેખ નં. ૨૧૭; *Epigraphia Indica, Arabic and Persian Supplement*, 1961, pp. 12–16 (Pl. II 6)
૩૦૪. *Ibid*., p. 19 (pl. V a). આ લેખ ખુદ-મસ્જિદના દરવાજા પરની દીવાલમાં કોતરવામાં આવેલો છે એટલે ત્યાંનો જ છે, બીજેથી લાવવામાં આવ્યો નથી. એમાં શંકાને કોઈ સ્થાન ન જ હોય. અલબત્ત, ઇમારત પહેલાંની હોય અને લેખ પાછળથી કોતરવામાં આવ્યો હોય એ બનવા જોગ છે. પણ જેમ્સ બર્જેસ અને હેન્રી કઝન્સ વગેરે (લગભગ દરેક પ્રાચીન મસ્જિદની જેમ) આને પણ હિંદુ અથવા જૈન મંદિરમાંથી ફેરવાયા લખે છે (*Report on the Antiquities of Kaihiawad and*

*Kachh*, p. 141), પણ જે સમયે મસ્જિદ બંધાઈ ત્યારે ગુજરાતમાં હિંદુ સત્તા હોઈ, રાજ્યના જૂનાગઢ જેવા મહત્ત્વના મથકના મંદિરને બળજબરીથી મસ્જિદ બનાવડાવી માનવામાં આવે એમ નથી.

૩૦૫. *ARIE*, 1959–60, No. D, 1157. પાઠના વાચનમાં ભૂલ છે, પરંતુ નામ 'વઠી' નહિ પણ 'જોહર' છે.

૩૦૬. *EIAPS*, 1965, p. 3 (pl. I)

૩૦૭. *Ibid.*, p. 6 (pl,. IV a), p. 7 (Pl, II) etc.

૩૦૮. *Epigraphia Indo–Moslemica*, 1915–16, p, 16 (pl. *IV* a); *EIAPS*, 1961. p. 8 (pl. Ib). p. 9 (pl. IIa); p. 16 (pl. III a), p, 17 (pl. III b), p. 20 (pl. IV), p, 20 (pl. V, b); *Ibid.*, 1972, p. 3 (pl. I b); *Ibid.*, 1965, p. 7 (pl. IV b), p. 8 (pl., V); *ARIE*, 1962–63, No. D 39

૩૦૯. ચૌદમી સદીના ત્રીજા દસકાના એક દ્વિભાષી શિલાલેખના સંસ્કૃત લેખમાંસંતનું 'ધોરી' ઉપનામ જોવા મળે છે (*EIM*, 1915–16, pp. 16 ff,).

૩૧૦. *EIM*, 1915–16, pp. 16 tf.

૩૧૧. મૌલવી મુહમ્મદ અબ્દુલ્જબ્બારખાન, તઝકિરે–એ–અવ્લિયા–એ–દકન, પૃ. ૨૦૩

૩૧૨. ઇસ્લામમાં સજીવ વસ્તુઓનું આકૃતીકરણ કે નિરૂપણ નિષિદ્ધ હોઈ આમ કરવામાં આવ્યું છે. આમ આ ઇમારતનું પહેલેથી જ ઇસ્લામી ઇમારતનું સ્વરૂપ હતું એ પુરવાર થાય છે.

૩૧૩. ગુજરાતની મુસ્લિમ સલ્તનત કાલની મસ્જિદોનો મુખ્ય કક્ષ આવા એક હારમાં ગોઠવેલા ત્રણ કે પાંચ મંડપોનો બનેલો છે. રાજપૂત કાલમાં પણ આ શૈલી ચાલુ રહી હોય એ બનવા જોગ છે.

## પ્રકરણ ૧૭

# શિલ્પકૃતિઓ

શિલ્પો કે સ્થાપત્યો પર હંમેશાં અભિલેખો મળતા નથી અને શૈલીના આધારે અંકેલા સમયમાં દસ, વીસ અને પચાસેક વર્ષ સુધીનો અંદાજી ફેરફાર હોઈ શકે છે એટલે અહીં દસમા સૈકાથી માંડીને તેરમા સૈકાના અંત સુધીની શિલ્પ-કૃતિઓનું સિંહાવલોકન આપ્યું છે.

સોલંકીકાલીન શિલ્પકલાના કેટલાક અવશેષ હાલના ગુજરાતની સીમાની બહાર પણ મળે છે. માલવ–વિજય પછી પાછા આવતાં સિદ્ધરાજે રતલામ પાસે એક જીર્ણ વિરૂપાક્ષ શિવમંદિર જોઈ એનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ વિરૂપાક્ષ (હાલ વિલપાક) શિવમંદિરમાં આ અંગેનો પ્રશસ્તિલેખ પણ મળ્યો છે અને એ પ્રશસ્તિ પણ કવિ શ્રીપાલરચિત છે. ઉજ્જનના વાકણકરે હમણાં થોડા સમય પર આ પ્રશસ્તિ અને મંદિર શોધી કાઢચાં છે.[1] આ મંદિર પર સિદ્ધરાજ-કાલીન શિલ્પસમૃદ્ધિ છે. જાલોરગઢ(રાજસ્થાન)માં પહાડ ઉપર કુમારપાલે બંધાવેલું જૈન મંદિર અને ચિતોડગઢમાં બંધાવેલું જૈન મંદિર હાલના ગુજરાતની સીમા બહાર રાજસ્થાનમાં છે. આમ સોલંકીકાલનાં શિલ્પોના—ગુજરાતની સોલંકીકાલીન શિલ્પકલાના—અભ્યાસમાં ગુજરાત, માળવા તેમજ રાજસ્થાનનાં સમકાલીન શિલ્પો અને સ્થાપત્યોનો અભ્યાસ કરવો આવશ્યક છે.

સાંસ્કૃતિક દૃષ્ટિએ ભાષા તેમજ કલાનાં ક્ષેત્રોમાં ગુજરાત અને રાજસ્થાનનું તેમજ માળવાના ગુજરાત બાજુના સીમાપ્રદેશનું એક સાંસ્કૃતિક એકમ બન્યું હતું એટલે આ સમયની ભાષા, કલા કે સંસ્કૃતિને, શ્રી ઉમાશંકર જોશીને ગમતા શબ્દોમાં, "મારુ-ગુર્જર" એ નામ આપવું યોગ્ય છે. પ્રખ્યાત શિલ્પીઓ, સ્થપતિઓ, ચિત્રકારો, ગાયકો, વાદકો કે નૃત્યકારો આ આખાય પ્રદેશમાં ઘૂમતા. શિલ્પકૃતિઓમાં જુદા જુદા નાના પ્રાદેશિક વિભાગોની સ્થાનિક પ્રજા કે જાતિઓની વેશભૂષા તેમજ શારીરિક બાંધાની છાયા અવશ્ય પડે એટલે એ દૃષ્ટિએ આ કાલનાં શિલ્પોની પ્રાદેશિક વિશિષ્ટતાઓને કારણે ભવિષ્યમાં ઉપશૈલીઓ(sub–styles)ના નાના નાના પેટાવિભાગ પાડી શકાય, પણ સામાન્યપણે એક જ સાંસ્કૃતિક ધારા રહેવાથી આ શિલ્પકલાને પણ એક જ પ્રકારની કલાશૈલી તરીકે રજૂ કરી શકાય. વળી લગભગ સાડા ત્રણસો

વર્ષના આ મોટા ગાળાની સોલંકીકાલીન શિલ્પકલા પણ આખા સોલંકીકાલમાં એકસરખી નથી, એમાં પણ ચડતી–પડતી નજરે પડે છે. સમકાલીન પ્રજાજીવનનો કલાક્ષેત્રે કે સાહિત્યક્ષેત્રે—સમગ્ર સાંસ્કૃતિક ક્ષેત્રે—પડઘો પડતો હોવાથી, સોલંકીકાલની કલામાં પણ ગુજરાતમાંનાં શાંતિ, અશાંતિ, સમૃદ્ધિ, સંકટ વગેરેનો પડઘો પડે છે. દાખલા તરીકે, ઉદયમતિની વાવનાં કર્ણદેવકાલીન શિલ્પોમાં નરનારીની આકૃતિઓ કાંઈક નબળી દેખાય છે, જ્યારે સિદ્ધરાજ અને કુમારપાલના સમયનાં શિલ્પો કે ચિત્રોમાં નરનારી વધુ સશક્ત અને ખાધેપીધે સુખી દેખાય છે. કલાના અભ્યાસમાં પણ ઐતિહાસિક દૃષ્ટિબિંદુ રાખવું અને તત્કાલીન રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસનો બરાબર ખ્યાલ રાખવો જરૂરી છે.

સોલંકીકાલનાં શિલ્પ અને સ્થાપત્ય વિશે ઘણું લખાઈ ગયું છે. આ કાલનાં આશરે એંશી જેટલાં મંદિરો, કિલ્લાઓ, તળાવો, વાવો વગેરે સ્થાપત્યના તેમજ સેંકડો શિલ્પોના અવશેષ મળે છે. હમણાં થોડાંક વર્ષોથી ડૉક્ટર હરિલાલ ગૌદાણીએ થોડાં વધુ સોલંકીકાલીન સ્થાપત્યો તેમજ શિલ્પો શોધી કાઢ્યાં છે. દક્ષિણ ગુજરાતનો પ્રદેશ આ દૃષ્ટિએ બરાબર તપાસાયો નથી, પણ ડાંગમાં, આહવામાં, લોકલ બોર્ડની ઑફિસોના કંપાઉન્ડમાં આ લેખકે સોલંકીકાલની કલાના શિલ્પયુક્ત થાંભલા વગેરેના અવશેષ થોડાંક વર્ષ ઉપર જોયા હતા. સમગ્ર ગુજરાતમાં આ કાલના અવશેષ ઠેર ઠેર પડ્યા છે.

ડુંગરપુર તેમજ વાંસવાડાના પ્રદેશ મૂળ ગુજરાતી ભાષાવાળા ગુજરાતમાં પહેલાં હતા, હવે એ રાજસ્થાનમાં ભેળવેલા છે, છતાં એમાંનાં અર્થુણા વગેરે સ્થાન ખાસ નોંધપાત્ર છે. એવી જ રીતે, આબુ પાસે શિરોહી રાજ્યની રાજ્યભાષા પણ ગુજરાતી હતી. એ શિરોહી રિયાસતનાં અનેક ગામોમાં, અર્બુદાચલ આસપાસ માધેપુર–માધવાજી આદિ સ્થળોમાં, આબુ પાસે જૂની ચંદ્રાવતી નગરીમાં, મારવાડની જૈન પંચતીર્થીમાં, નાડોલ નાડલાઈ, ઘાણેરાવ આદિ પ્રદેશમાં, સાદડી રાણકપુર સેવાડી પાલી આદિ રાજસ્થાનનાં ગામો તથા શહેરોમાં અને પાકિસ્તાનની સરહદ પાસે કિરાડુ કિરાતકૂપ આદિ સ્થળોએ, ભિન્નમાલ પાસે જાલોર નજીક સુવર્ણગિરિ પર, વગેરે અનેક સ્થળોએ સોલંકીકાલીન શિલ્પ તથા સ્થાપત્યોના અવશેષ મળે છે.

ગુજરાતનાં સોલંકીકાલીન શિલ્પોમાં મુખ્યત્વે હિંદુ તથા જૈન ધર્મની મૂર્તિઓ મળે છે. હિંદુ શિલ્પોમાં શૈવ તથા વૈષ્ણવ સંપ્રદાયનાં શિલ્પો, સૂર્યપૂજા

તથા શક્તિપૂજાને લગતાં શિલ્પો, એક જ સ્થાનમાં સાથે સાથે મળે છે; જેમકે મોઢેરા, પાટણ વગેરે સ્થળોએ મંદિરની દીવાલ પર, જંઘાપર, દિક્પાલોની મૂર્તિઓ, સુરસુંદરીઓ–અપ્સરાઓ–નાયિકાઓ, ઉપરાંત જે તે સંપ્રદાયનાં મુખ્ય દેવદેવીઓ, અને નરથરમાં પૌરાણિક આખ્યાયિકાઓ–કથાઓ આદિના પ્રસંગોનાં. આમાં ઘણી વખત તત્કાલીન પ્રજાનું સાંસ્કૃતિક જીવન જોવા મળે છે. મંદિરોની છતોમાં, ઘૂમટોની નીચે જુદી જુદી ભાતનાં, સમતલ વિતાનોમાં સૂક્ષ્મ કારીગરીવાળાં પદ્મ આદિનાં તેમજ ભૌમિતિક તથા કેટલીક વખત ધાર્મિક કથાપ્રસંગોનાં,[2] અને થાંભલા ઉપર કીચકો, વિતાનો અને ઘૂમટોના છેડે દેવદેવીઓ કે અપ્સરાઓનાં શિલ્પ, થાંભલાઓની ચારે બાજુએ ફૂલવેલ આદિની આકૃતિઓ કે દેવદેવીઓ આદિનાં શિલ્પ વગેરે મળે છે. વિમલશાહે આબુ ઉપર આદિનાથનું જૈન મંદિર બંધાવ્યું ત્યારે એ મંદિરના નિર્માણ માટે મોટે ભાગે ચંદ્રાવતીના કારીગરો આવ્યા હશે. આ ચંદ્રાવતીનાં સુંદર સ્થાપત્યો તેમજ શિલ્પો મોટે ભાગે નાશ પામ્યાં આજુબાજુનાં ગામોમાં વેરવિખેર થઈ તણાઈ ગયાં, ખાનગી સંગ્રહોમાં તેમજ પરદેશ વેચાઈ ગયાં, છતાં એવી ઉત્તમ મનોહર કારીગરીના નમૂનારૂપ એક તીર્થંકર–પ્રતિમા સ્વિટ્ઝર્લૅન્ડમાં ઝુરિચના મ્યુઝિયમમાં જોવા મળી. આ મ્યુઝિયમના દફતરમાં આ પ્રતિમા ચંદ્રાવતીની છે એ નોંધ સચવાઈ હોવાથી ચંદ્રાવતીની શિલ્પકલાનો ખ્યાલ લાવી શકીએ છીએ. ચામુંડાની એક સુંદર પ્રતિમા કેટલાંક વર્ષો ઉપર એ સમયના સંયુક્ત મુંબઈ રાજ્યના ડિપાર્ટમેન્ટ ઑફ આર્કિયોલૉજી ઍન્ડ આર્કાઇવ્ઝના ઉપરી ડૉ. પી. એમ. જોશીની મુંબઈની ઑફિસમાં હતી. આ ચામુંડા તથા ઝુરિચની જૈન પ્રતિમા દસમી સદીના અંત ભાગમાં કે અગિયારમી સદીની શરૂઆતમાં મૂકી શકાય તેવી છે.

કચ્છના કેરા અને કોટાયનાં શિલ્પ તથા સ્થાપત્યને રાજસ્થાનમાંના જગતના અંબિકા માતાના મંદિરનાં શિલ્પ તેમજ સ્થાપત્ય સાથે ઘણો નજીકનો સંબંધ છે, જે સૂચવે છે કે રાજસ્થાન અને ગુજરાતની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ એકમેક સાથે ગાઢ રીતે સંકળાયેલી છે. કેરાના મંદિરની બહારની દીવાલ પરના તથા કોટાયના મંદિરના શિલ્પ(પટ્ટ. ૩૩, આ. ૭૪)ને મોઢેરાના સૂર્યમંદિરની દીવાલ પરની અપ્સરાઓ–સુરસુંદરીઓ–નાયિકાઓ સાથે સરખાવવાથી અલંકારોનું સામ્ય નજરે પડશે. મોઢેરાના સૂર્યમંદિરનાં શિલ્પો (પટ્ટ. ૧૭, આ. ૪૭) અને વિમલવસહીનાં મૂળ શિલ્પો (પટ્ટ. ૨૮, આ. ૬૬) સરખાવવાથી એ વચ્ચેનાં સામ્ય અને તફાવત સ્પષ્ટ થશે.

મૂલરાજદેવના સમયની પાટણની વિનાયકની (પટ્ટ ૨૮, આ. ૬૫) સુંદર પ્રતિમા અહીં રજૂ કરી છે.

ખંડોસણના સમકાલીન વિષ્ણુમંદિરની નૃસિંહ, વરાહ અને વિષ્ણુની મૂર્તિઓ સંડેરની એ જ દેવતાઓની મૂર્તિઓ સાથે સરખાવવા જેવી છે.

ભીમદેવ ૧ લા(ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૬૬)ના સમયથી સ્થાપત્યમાં સોલંકી શૈલી વિશિષ્ટ રીતે વિકસિત થયેલી નજરે પડે છે. શિલ્પોમાં પણ, પ્રભાસપાટણ (પટ્ટ ૩૨, આ. ૭૫–૭૬; પટ્ટ ૩૩, આ. ૭૮; પટ્ટ ૩૪, આ. ૮૨) અને પાલિતાણા–શત્રુંજયનાં લગભગ ઈ. સ. ૧૯૧૫ માં ઇંગ્લૅન્ડ પહોંચેલાં (હાલ લંડનમાં વિક્ટોરિયા અને આલ્બર્ટ મ્યુઝિયમમાં સચવાયેલાં) શિલ્પ પોતાની આગવી ભાત દર્શાવે છે. ભીમદેવકાલીન, દેલવાડા–આબુ પર વિમલશાહે બંધાવેલી, વિમલવસહિકાનાં મૂળ શિલ્પ બહુ જ થોડાં બચ્યાં છે. એની શૈલી પ્રભાસપાટણમાં ભીમદેવે બંધાવેલા સોમનાથના મંદિરનાં શિલ્પોની શૈલીથી કંઈક જુદી પડે છે. આનું કારણ શોધવું રહ્યું, પણ એક સંભવ એ છે કે સોલંકીકાલીન સૌરાષ્ટ્રનાં મંદિરોનાં શિખર જે જુદી ભાત પાડે છે તે પરથી લાગે છે કે સૌરાષ્ટ્રમાં પ્રાચીન સમયમાં આવેલી શક વગેરે જાતિઓની કલાશૈલીનો વારસો સૌરાષ્ટ્રમાં લાંબા વખત સુધી જળવાઈ રહ્યો હશે અને તેથી અમુક પ્રકારની પ્રાદેશિક વિશિષ્ટતાઓ શિલ્પ તેમજ સ્થાપત્યમાં પ્રવેશી હશે. વળી બીજો સંભવ એ છે કે સોમનાથના શિવાલયનો મહમૂદ ગઝનીએ ભંગ કર્યા પછી આસપાસના હિંદુ રાજાઓએ અને પ્રજાએ એ મંદિરના જીર્ણોદ્ધારમાં ભાગ લીધો હશે અને તેથી એમાં સેવા આપનાર શિલ્પીઓ પણ જુદી જુદી પ્રાદેશિક પરંપરા ધરાવનાર હશે. આ માનવાનું કારણ એ છે કે ભીમદેવકાલીન સોમનાથનાં શિલ્પોની શૈલીને મળતી શૈલીનાં શિલ્પ મારવાડમાં કિરાડુ(કિરાતકૂપ)નાં મંદિરોમાં છે અને કિરાડુનાં અને ભીમદેવકાલીન સોમનાથનાં શિલ્પોમાં શિલ્પશૈલીનાં અમુક લક્ષણો પરત્વે સામ્ય હોઈ ભીમદેવની રાજકીય અસર નીચેના ભિન્નમાલના આ પ્રદેશમાં ગુજરાત–સૌરાષ્ટ્રની એક જ કલા વિકસી અથવા તો કિરાડુના શિલ્પીઓએ સોમનાથ મંદિરના નવનિર્માણમાં રસ લીધો. કિરાડુનાં ઉપલબ્ધ શિલ્પ મોટે ભાગે ભીમદેવથી ઉત્તરકાલીન છે છતાં ત્યાંના શિલ્પીઓની એ પરંપરા હોઈ શકે. ત્રીજો અને કદાચ વધુ સંભવિત વિકલ્પ એ પણ હોઈ શકે કે સોમનાથની શિલ્પપરંપરાવાળા શિલ્પીઓએ કિરાડુનાં મંદિર બાંધવામાં ભાગ લીધો હતો.

આ શિલ્પોમાં ઝીણી લગભગ ગોળ અને કીકી વિનાની આંખો ખાસ નજરે તરી આવે છે. સામાન્ય રીતે સોલંકી કાલ અને સારા પશ્ચિમ ભારતની મધ્યકાલીન શૈલીમાં લાંબી અણિયાળી આંખો કીકી સહિત કોતરવામાં આવે છે. બીજું અગિયારમા સૈકાનાં આ શિલ્પોમાં સજીવતા–ચેતન ધબકે છે. અંગપ્રત્યંગો જડ ઠરેલા માપનાં, ક્વચિત્ બેડોળ પણ નથી. કલામાં હજુ પ્રાણ છે, સર્જકશક્તિ છે. શરીરનો બાંધો તંદુરસ્ત હોવા છતાં એ એક પ્રકારની કોમલતા–માર્દવનું તત્ત્વ ધરાવે છે. ભીમદેવકાલીન સોમનાથનાં શિલ્પોની આકૃતિઓ જોવાથી ઉપરનું વિધાન સમજાશે. આની સાથે ઝીંઝુવાડાની સિદ્ધરાજ–સમકાલીન દેવી(પટ્ટ ૩૪, આ. ૮૦)-ને મોઢેરાનાં શિલ્પો (પટ્ટ ૧૭, આ. ૪૬) સાથે સરખાવી જોવા ભલામણ છે. દસમા સૈકાના મધ્ય કે અંતભાગનાં અને અગિયારમા સૈકાનાં શિલ્પોમાં રાજસ્થાન-(મેવાડ)માં આવેલા જગતના અંબિકાદેવીના મંદિરનાં શિલ્પ તથા કચ્છમાં કેરા અને કોટાય(પટ્ટ. ૩૨, આ. ૭૪)નાં શિલ્પ જોવાથી સોમનાથનાં ભીમદેવકાલીન શિલ્પકલાનો ભેદ સ્પષ્ટ થશે.

મોઢેરાના સૂર્યમંદિરની લગભગ સમકાલીન, ધિણોજમાંના વ્યાઘ્રેશ્વરી(ખમલાઈ) માતાના મંદિરના કર્ણભદ્ર પરની દેવીઓની મૂર્તિઓ સુંદર છે અને મોઢેરાના ગૂઢમંડપનાં શિલ્પો સાથે સરખાવવા જેવી છે.

ઈ. સ. ૧૦૩૨ માં બંધાયેલા આબુના વિમલવસહી જૈન મંદિરનાં સમકાલીન મંદિર છે દેલવાડાના જૈન દેરાસર પાસેનું જગન્નાથમંદિર અને આબુ પરનું અચલેશ્વર મહાદેવનું મંદિર. જગન્નાથ મંદિરની જંઘા પર હજુ કેટલાંક સુંદર તત્કાલીન શિલ્પ છે.

ઉત્તર ગુજરાતમાં દેલમાલમાં લિંબોજી માતાના મંદિરનાં શિલ્પ ભીમદેવ ૧ લાના સમયનાં છે. દિક્પાલો અપ્સરાઓ તાપસો વગેરેથી મંડિત જંઘાનાં શિલ્પો તેમજ ગોખમાંની મહિષમર્દિની, દુર્ગા અને ચામુંડાની મૂર્તિઓ અગિયારમા સૈકાની શિલ્પકલાના અભ્યાસીઓને માટે ખાસ નોંધપાત્ર છે.

અગિયારમા સૈકાના પૂર્વાર્ધમાં બંધાયેલા સંડેરના શિવમંદિરની જંઘા પરનાં શિલ્પ જોકે મોઢેરા જેટલાં આકર્ષક નથી છતાં આ મંદિર પરની મહિષ-

મર્દિની, શીતલા, હનુમાન, ગણેશ આદિની મૂર્તિઓ નોંધપાત્ર છે. આ મંદિરનું લગભગ સમકાલીન અને કદાચ સહેજ જૂનું મંદિર સૌરાષ્ટ્રમાંનું મૂળ માધવપુર–ઘેડનું મંદિર એની એક નાની છતમાંના નાગદમનના શિલ્પ માટે જાણીતું છે. આ સમયની ખેડબ્રહ્માના પંખનાથ મહાદેવના ભદ્ર પરના ગોખમાંની નૃત્ય કરતા શિવની સુંદર મૂર્તિ નોંધપાત્ર છે.

મૂળ વિમલવસહીનાં શિલ્પ બહુ જ થોડા પ્રમાણમાં બચ્યાં છે. આ મંદિરમાં દેવકુલિકા ક્રમાંક ૨૧ માં આરસની અંબિકાની મૂર્તિની સાથે એ જ દેવીની એક સુંદર ધાતુપ્રતિમા છે[3] (પટ્ટ ૩૧, આ. ૭૧ ). આ પ્રતિમા વિમલમંત્રીના સમયની કે કદાચ એનાથી કંઈક જૂની–દસમા સૈકાના ઉત્તરાર્ધની છે. સોલંકી કાલની ધાતુકલાનો આ એક અતિ સુંદર નમૂનો છે. વિમલશાહના સમયમાં બનેલા આ મંદિરનાં સુંદર શિલ્પોમાંના એકમાં નારીદેહને મનોહર રીતે કંડારેલ છે. આંખો કોતરવાની ઢબ ભીમદેવકાલીન પ્રભાસનાં શિલ્પોની યાદ આપે છે. આ શિલ્પમાં પહેલાંની કલાશૈલીની સુંદર ખૂબીઓ, ઊરુજાલક અલંકરણ, વિશિષ્ટ પ્રકારનો બાજુબંધ, સુંદર મુખભાવ અને ઘડતર જળવાઈ રહેલાં છે. અંગોનું લાલિત્ય, સપ્રમાણતા વગેરે હજુ જોવા મળે છે. બારમા, તેરમા અને ચૌદમા સૈકાઓમાં વધતી નર કે નારીના દેહની જડતા–અક્કડાઈને બદલે હજુ શિલ્પમાં ચેતન, સજીવતા અને ભાવાલેખન નજરે પડે છે.[4] ભીમદેવ ૧ લાના સમયમાં, વિ. સં. ૧૦૮૮ માં, વિમલશાહે આ મંદિર બંધાવી પ્રતિષ્ઠા કરી. એ જ ભીમદેવે સોમનાથના મંદિરના ભંગ પછી બંધાવેલા ગણાતા સોમનાથના મંદિરનાં શિલ્પ ઈ. સ. ૧૦૩૨ આસપાસનાં કે સહેજ પાછળનાં છે.

ભીમદેવ ૧ લા (ઈ. સ. ૧૦૨૨ થી ૧૦૬૬)નાં સમકાલીન સોમનાથનાં શિલ્પો અને કિરાડુનાં શિલ્પોની કેટલીક એકસરખી લાક્ષણિકતાની ચર્ચા કરતાં એના ખુલાસારૂપ કેટલાક વિકલ્પ આપણે જોઈ ગયા. આમાંના છેલ્લા વિકલ્પને અનુમોદન આપે તેવાં શિલ્પ પાલિતાણા–શત્રુંજયથી લંડન પહોંચેલાં હાલ વિક્ટોરિયા ઍન્ડ આલ્બર્ટ મ્યુઝિયમમાં સચવાયેલાં છે. આમાંનાં કેટલાંક શિલ્પ ભીમદેવ ૧ લાનાં સમકાલીન હોઈ શકે, પણ મોટા ભાગનાં શિલ્પ ભીમદેવથી પૂર્વકાલીન અને દસમા સૈકાનાં જ ગણવાં પડે તેવાં ભવ્ય અને સુંદર છે. આવા નમૂનાઓમાંનો એક તોરણની કોઈ મોટી કમાનનો ખંડિત ભાગ છે. એના બહારના છેડા પરની ભાત, જે જ્વાલા–જ્યોતિ–ની સૂચક છે તેવા લગભગ ૬ ઠ્ઠા સૈકાથી શરૂ થયેલી ગુર્જર–પ્રતીહાર કાલમાં ઘણી અપનાવાયેલી સ્વરૂપે ક્રમશઃ થોડો

ફેરફાર પામતી ચાલુ રહેલી, દસમા સૈકામાં આવા વિશિષ્ટ રૂપે ચાલુ રહે છે. આ સંગ્રહમાંનું એક બીજું શિલ્પ જે કોઈ હિંદુ મંદિરનો એક ભાગ હતો, તેમાં જમણી બાજુએ સિંહવાહના ચતુર્ભુજ દેવી (ક્ષેમંકરી?) બેઠેલી છે અને એના ડાબી તરફના અર્ધભાગમાં નૃત્ય કરતા કોઈ મોટી ઉંમરના દાઢીમૂછયુક્ત નર્તક સાધુની આકૃતિ કોતરેલી છે. દેવીના મસ્તક ઉપર કેશકલાપની ધમ્મિલ્લ-રચના સૂચવે છે કે આ શિલ્પ ભીમદેવ ૧ લાના સમય કરતાં પુરાણું અને વાસ્તવિક રીતે દસમા સૈકાનું છે. દેવીની મૂર્તિ કરતાંયે વધુ રમતિયાળ તો પેલી નર્તકની આકૃતિ છે. દેવદેવીઓની અકડાઈ આમાં નથી. આ સંગ્રહમાંનાં આવાં બીજાં સુંદર શિલ્પ વિક્ટોરિયા ઍન્ડ આલ્બર્ટ મ્યુઝિયમમાં સચવાયેલ છે.

આવી સજીવ નર્તકો અને વાદકોની આકૃતિઓ પાવાગઢના લકુલીશ મંદિરના ખંડિયેરમાં પડેલી છે (પટ્ટ ૨૦, આ. ૫૩). પાવાગઢનું આ મંદિર પણ દસમા સૈકાનું પરમારોની અને માળવાની કલાની અસરવાળું છે. આ મંદિરની બાજુમાં જ પડેલાં એનાં શિલ્પોમાં શિવપાર્વતીપરિણયની કલ્યાણસુંદર પ્રતિમા (પટ્ટ. ૩૧, આ. ૭૩) છે. (ગુજરાતમાં આવી બહુ પ્રતિમાઓ જાણીતી નથી.) આમાં પાર્વતીના મસ્તક પરનું કેશગુંફન આગળ વર્ણવેલ ક્ષેમંકરીના જેવું છે. આવા "ધમ્મિલ્લ"નો દાખલો અકોટામાં મળેલી, સંવત ૧૦૦૬ માં દ્રોણાચાર્યે ભરાવેલી, ધાતુની જૈન ત્રિતીર્થિક પ્રતિમાની યક્ષી અંબિકાની નાની અને સુંદર આકૃતિમાં મળે છે. મોઢેરાની અપ્સરાની આકૃતિ[૫] પણ આ પ્રકારનું કેશગુંફન ધરાવે છે. આ શિલ્પને શ્રી. ઢાંકીએ દસમા સૈકાનું ગણ્યું છે. શિલ્પ મોઢેરામાં ક્યાંથી મળ્યું અને કયા મંદિર પર હતું એ સ્પષ્ટ થયું નથી, પણ લાગે છે કે મોઢેરાના સૂર્યમંદિરની બાજુમાં પુરાતત્ત્વ ખાતાએ શરૂ કરેલ શિલ્પસંગ્રહના નાના મ્યુઝિયમમાં આ સચવાયેલું હશે. આ શિલ્પની કોતરણી તથા એના ઉપરની ચૈત્યગવાક્ષની રચના વગેરે જોતાં મોઢેરાના એ સૂર્યમંદિર પરની આવી બીજી અનેક અપ્સરાઓ–નાયિકાઓ–સુરસુંદરીઓનાં શિલ્પોમાંનું આ શિલ્પ પણ હોવા સંભવ છે. મોઢેરાના કોઈ જીર્ણોદ્ધારમાં આ શિલ્પ એના મૂળ સ્થાને કોઈ કારણથી મુકવાનું રહી ગયું હોય અથવા પાછળથી છૂટું પડયું હોય તો નવાઈ નહિ. દસમા સૈકાની આ આકૃતિ સાથે મોઢેરાની અલસા–નાયિકા સરખાવવા જેવી છે. એ શિલ્પ પણ કલાશૈલીની દૃષ્ટિએ દસમા સૈકાનું છે. મોઢેરાના સૂર્યમંદિર પરનું ઈશાન–દિક્પાલનું સુંદર શિલ્પ એનું સુંદર ઘડતર, મનોહર ભાવપૂર્ણ રેખાકૃતિ, જુદા જુદા અલંકારો અને બાજુમાંના નાના ગણ (?) કે સેવકની આકૃતિની દૃષ્ટિએ સ્પષ્ટ રીતે દસમા સૈકાનું જ છે. દસમા સૈકાની ગુજરાતની કલામાં

ગુર્જર–પ્રતીહાર, ચાપોત્કટ, રાષ્ટ્રકૂટ, દક્ષિણી ચૌલુક્યો, પરમારો વગેરેની ભિન્ન ભિન્ન અસરોવાળાં શિલ્પ મળે છે. આ સૈકાનાં શિલ્પોમાં શરીરસૌષ્ઠવ, ધબકતું ચેતન, અને મુખભાવનું વૈશિષ્ટ્ય જોવા મળે છે. અલંકારની પ્રચુરતા, શારીરિક જડતા અને બેડોળપણું હજુ શિલ્પના સૌંદર્યને વિકૃત કરતાં નથી, તેમ તદ્દન ઓછા અલંકાર પણ નથી. પ્રજા હૃષ્ટપુષ્ટ અને સમૃદ્ધ છે. આ સમયનાં કેટલાંક શિલ્પ અહીં નમૂનારૂપે રજૂ કર્યાં છે. મહિસાનાં ઈ.સ. ૯૦૦–૯૭૫ વચ્ચે થયેલાં શિલ્પોમાંની એક આકૃતિ, જે કદાચ બ્રહ્માની મૂર્તિ સાથેની સાવિત્રીની હશે, તેને આ સાથે સરખાવવા જેવી છે. એ જ રીતે દસમા સૈકાના અંતભાગની નગરાની બ્રહ્માની મૂર્તિની પાર્શ્વની સાવિત્રી (?) તથા સત્ય અથવા ધર્મની શિલ્પકૃતિઓ છે. પારેવા પથ્થર-માંથી ઘડેલી, ઘૂંટણ નીચેથી ભગ્ન થયેલી, ઉત્તર ગુજરાતમાં હારીજ પાસે બહુચરાજીમાંથી મળેલી, વડોદરા મ્યુઝિયમમાં વર્ષોથી સુરક્ષિત, ગુજરાતની એક અલબેલી વિષ્ણુપ્રતિમા આવેલી છે.[6] આ પ્રતિમા ચાપોત્કટો–ચાવડાઓના અમલના અંતભાગની હોઈ શકે. દસમા સૈકાની લાડોલની સપ્તમાતૃકાઓની મૂર્તિઓ, સંભવ છે કે, પરમારોની અસરવાળી હોય. તેમજ લાડોલથી વડોદરા મ્યુઝિયમમાં આણેલી ભૈરવની પ્રતિમા આરસની બનેલી છે. દસમા સૈકાની અને એ પછીની બનેલી કેટલીક સુંદર જૈન પ્રતિમાઓ લાડોલના જૈન મંદિરમાં તેમજ અમદાવાદમાં લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમાં સુરક્ષિત છે. દસમા સૈકાનાં શિલ્પોમાં માંડલ પાસે જીર્ણ અવસ્થામાં પડેલા કુબેરના મંદિરમાંની કુબેરની મૂર્તિ[7] (પટ્ટ ૨૯, આ. ૬૭) તેમજ સિદ્ધપુર તરફની વડોદરા મ્યુઝિયમે થોડાં વર્ષ ઉપર ખરીદેલી કુબેરની પ્રતિમા (પટ્ટ ૩૧, આ. ૭૨) પણ ધ્યાન ખેંચે છે. પાટણની વિનાયકની ઊભી પ્રતિમા[8] દસમા સૈકાની એક આકર્ષક શિલ્પકૃતિ છે (પટ્ટ ૨૮, આ. ૬૫). પાટણના મૂલેશ્વર મંદિરના ભદ્રના ગોખમાંની શિવપ્રતિમા (પટ્ટ ૩૦, આ. ૬૯) પણ આ જ પરિપાટીની છે.

દસમા સૈકાના ઉત્તરાર્ધની, નીચેના ભાગમાં તત્કાલીન લિપિમાં ' નારાયણ" એવું નામ કોતરેલી, વિષ્ણુની નારાયણ સ્વરૂપની મૂર્તિ[9] એ તત્કાલીન "મહાગુર્જર" શૈલીની, ચાવડાઓના અમલના અંતભાગની શૈલીની ગણી શકાય. આ શિલ્પ મૂલરાજના વખતનું હોય તોપણ એ વખતે સોલંકી કાલની વિશિષ્ટ કલા એટલી પાંગરી નાહ હોય અને ચાવડાઓના અમલમાં દસમા સૈકામાં આ શૈલી પ્રચલિત હશે એમ માની શકાય.

સોમનાથ પાટણના ખોદકામમાં મળેલી તબક્કા ૧ ની એટલે કે ઉપલબ્ધ શિલ્પ-સ્તરોમાં સૌથી જૂના સ્તરની, મૂલરાજદેવના સમયની દસમા સૈકાની ગણાતી ખંડિત દેવીપ્રતિમા પણ આ જ પ્રકારની છે.

પાટણમાં પૂજાતી બ્રહ્માની એક સુંદર પ્રતિમા (પટ્ટ ૨૯, આ. ૬૭) દસમા સૈકાના અંતભાગની, ભીમદેવ ૧ લાના સમયથી કંઈક પહેલાંની છે. આ પ્રતિમા ગુજરાતની બ્રહ્માની પ્રતિમાઓમાંનો એક ઉત્કૃષ્ટ પ્રકારનો અને આદ્ય સોલંકી કાલનો પણ એક આકર્ષક સુંદર નમૂનો છે.

થોડાંક વર્ષો ઉપર વડોદરા મ્યુઝિયમે એક વેપારી પાસેથી આરસની એક સુંદર તીર્થંકર-પ્રતિમા ખરીદી છે. વેપારીએ જણાવ્યા મુજબ એ સિદ્ધપુર તરફની છે. લાડોલનાં શિલ્પ જોતાં આ પ્રતિમા એ તરફની પણ હોઈ શકે. ઉત્તર ગુજરાતની છે એટલું તો ચોક્કસ માની શકાય. પગની નીચેના વિશ્વપદ્મની નીચેથી પીઠનો તમામ ભાગ ખંડિત હોવાથી લાંછનના અભાવે આ પ્રતિમા કયા તીર્થંકરની છે એ કહી શકાય નહિ, પણ દસમા સૈકાનાં જૈન શિલ્પોનો આ એક સુંદર નમૂનો છે. પગ પાસે બેઠેલાં શ્રાવક અને શ્રાવિકા, જે કદાચ આ પ્રતિમા ભરાવનાર હશે, તેમની મૂર્તિઓનું ઘડતર ખાસ ધ્યાન ખેંચે તેવું સુંદર અને ઊંચી કોટિનું છે. કાયોત્સર્ગ ધ્યાને ઊભેલા તીર્થંકરની ધોતીની રચના, ખાસ કરીને ડાબા સાથળ ઉપર ખેંચેલી પાટલી અથવા પર્યસ્તક વસ્ત્રની રચના રાજસ્થાન તથા ગુજરાતની આ અને આ પહેલાંના સમયની વિશિષ્ટતા છે.

સાબરકાંઠા જિલ્લામાં માલપુર પાસે 'કલેશરીની નાળ' નામથી ઓળખાતા સ્થળે એક પ્રાચીન સુંદર મંદિરના ભગ્નાવશેષ પડેલા છે, જેમાંનાં શિલ્પ ગુજરાતના દસમા સૈકાની કલાના ઉત્કૃષ્ટ નમૂના છે.[૧૦] આમાંથી દિક્પાલ ઇંદ્રની દ્વિભુજ આકૃતિનું શિલ્પ અહીં (પટ્ટ ૩૦, આ. ૭૦) આપ્યું છે; કલેશરીના મંદિરની ઊર્ધ્વજંઘા પરનું એક શિલ્પ પણ આકર્ષક છે.

દસમા સૈકાના અંતમાં અને અગિયારમા સૈકાના પૂર્વાર્ધમાં મૂકી શકાય તેવાં આરસપહાણનાં થોડાંક સુંદર શિલ્પ કપડવંજ પાસેના નેબપુરથી વર્ષો પહેલાં મળેલાં તે હાલ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં સુરક્ષિત છે.[૧૧]

ઉપરનાં જુદાં જુદાં ઘડતર અને અલંકારયુક્ત દસમા સૈકાનાં શિલ્પોના અભ્યાસ પછી હવે ગંગાનું એક શિલ્પ જોઈએ (પટ્ટ ૩૩, આ ૭૭). આ શિલ્પનું મસ્તક તેમજ પગના ભાગ ખંડિત છે. મોટા મત્સ્ય પર બેઠેલી ગંગાની સાંકડી કેડ અને શરીરના જુદા જુદા અંગોના ખૂણા પાડતી રેખાઓવાળું, અલંકારોના ઘાટ અને સુંદર શરીર ઘડતરની દૃષ્ટિએ દસમા સૈકાના ઉત્તરાર્ધમાં મૂકી શકાય એવું, પણ છાતી અને કમરના ભાગની રચનામાં જોરદાર ખૂણા પાડતી રેખાઓમાં રજૂ થયેલ છે. અગિયારમા સૈકાનાં કેટલાંક લઘુચિત્રોની યાદ આપે તેવું લગભગ મનુષ્યકદનું એક સુંદર શિલ્પ વડોદરા મ્યુઝિયમમાં ઘણાં વર્ષોથી સુરક્ષિત છે. આ શિલ્પ

વડોદરા પાસેના દંતેશ્વર કે ડભોઈમાંથી આવેલું છે. મ્યુઝિયમના રજિસ્ટરમાં એને ડભોઈના શિલ્પ તરીકે નોંધેલું છે. લગભગ આવી જ રીતે બેઠેલું એક મધ્યકાલીન શિલ્પ સારનાથ મ્યુઝિયમમાંનું શ્રી દયારામ સાહનીએ એમના સારનાથ મ્યુઝિયમ કેટલોગમાં વર્ષો પહેલાં પ્રસિદ્ધ કર્યું હતું.[૧૨] કલાની દૃષ્ટિએ વિચારીએ તો સુંદર અંગ પ્રત્યંગ વાળી ગંગા અને એના ગળાના હારનું ઝીણવટભર્યું કોતરકામ આ શિલ્પને સજીવ અને આકર્ષક બનાવે છે.

આ રીતે બેઠેલી દેવી દ્વારશાખા પરની ગંગા નદીની આકૃતિ ના હોય અને મંદિરના કોઈ અન્ય ભાગમાં જડેલી ગંગા નદીની નહિ પણ મત્સ્યવાહના કોઈ અન્ય દેવીની આકૃતિ પણ હોઈ શકે. ડભોઈના કિલ્લાના કેટલાક ભાગો પર આવા મોટા કદનાં ભવ્ય સુંદર શિલ્પ જડેલાં છે (પટ્ટ ૧૧. આ. ૩૬) તેવી જ રીતે આ શિલ્પ પણ કિલ્લાના કોઈ દરવાજાના ભાગમાંનું હોઈ શકે. સાથે એ પણ સંભવ છે કે વૈદ્યનાથના મૂળ મંદિરમાંનું (નહિ કે પાછળના જીર્ણોદ્ધારમાંનું) આ શિલ્પ હોય. ગમે તેમ હોય, પણ ગુજરાતની કલાનો આ એક ભવ્ય અને અલ્પપ્રસિદ્ધ વિશિષ્ટ પ્રકારનો નમૂનો છે.

વિજાપુર પાસે મળેલાં માહેશ્વર મહાદેવનાં પ્રાચીન શિલ્પો પૈકી દસમા સૈકાની ઐશાની દિક્પાલિકાનું શિલ્પ પ્રસિદ્ધ છે. છપાયેલો ફોટો સ્પષ્ટ નથી છતાં લેખમાં આપેલો આ શિલ્પનો સમય યોગ્ય છે. આયુધો સ્પષ્ટ નથી તેથી એમાં આપેલી ઓળખ અહીં સ્વીકારી લીધી છે.[૧૩]

શામળાજી પાસે હરિશ્ચંદ્રની ચોરીના નામથી ઓળખાતા સંભવતઃ દેવીમંદિરની આગળના તોરણનાં શિલ્પ પણ દસમા સૈકામાં મૂકી શકાય તેવાં છે.[૧૪] રોડાથી આણેલી, વડોદરા મ્યુઝિયમમાં સુરક્ષિત એક સૂર્યપ્રતિમા પણ દસમા સૈકાની લાગે છે.[૧૫]

આ સૈકામાં બનેલી કેટલીક જૈન ધાતુપ્રતિમાઓ ધ્યાન ખેંચે છે. ખાસ કરીને કડીમાં સંઘરાયેલી પાર્શ્વનાથની એક ત્રિતીર્થી નોંધપાત્ર છે. આ પ્રતિમા પાછળ એક લેખ છે, જે મુજબ આ પ્રતિમા ભૃગુકચ્છની મૂલવસતિમાં નાગેંદ્રકુલના પાર્શ્વિલ્લગણિએ શક સંવત્ ૯૧૦= ઈ. સ. ૯૮૮ માં પધરાવી હતી. આજે આ પ્રતિમા કડીમાં નથી, અમેરિકાના એક જાણીતા મ્યુઝિયમમાં ગોઠવાઈ ગઈ છે. તીર્થંકરની ગાદીમાં અને એની નીચેના પદ્મ વગેરેમાં ચાંદીના જડતરવાળી કંઈક ઘસાઈ ગયેલી આ પ્રતિમા તત્કાલીન ગુજરાતની ધાતુકલાનો એક ઉત્કૃષ્ટ નમૂનો છે. તીર્થંકરોની એક બાજુએ સરસ્વતીની ઊભી આકૃતિ છે. બીજે છેડે વિદ્યાદેવી વૈરોટ્યા ઊભી છે. તેની નીચે અંબિકા યક્ષીની બેઠેલી આકૃતિ છે. યક્ષની મૂર્તિ ખંડિત થયેલી ખોવાઈ ગઈ છે. મધ્યમાં બિરાજેલા પાર્શ્વનાથની મુખાકૃતિ સૌમ્ય અને સુંદર છે. પ્રતિમામાંની સર્વ આકૃતિઓ, મસ્તક પાછળની

નાગફણા અને એની ઉપર ત્રિછત્ર વગેરેની ગોઠવણી વિશિષ્ટ કલામય રીતે કરી કલાકારે નયનાભિરામ મૂર્તિ ભરેલી છે.

અકોટાના ધાતુપ્રતિમા-સંગ્રહમાંથી દસમા સૈકામાં મૂકી શકાય તેવી કેટલીક જૈન પ્રતિમાઓ છે. તેમાં ભરૂચની પાર્શ્વિલ્લગણિ-પ્રતિષ્ઠિત શક સંવત ૯૧૦ વાળી પ્રતિમાની રચના સાથે ઘણું સામ્ય ધરાવતી પણ, એનાથી કંઈક પ્રાચીન શૈલીની એક પ્રતિમા માલ(કે માલા)સુત દેગડે બનાવડાવેલી છે, જેને દસમા સૈકાની શરૂઆતમાં મૂકી શકાય.[૧૬] ગુજરાતના કેટલાક ભાગો પર રાષ્ટ્રકૂટોનો અધિકાર હતો ત્યારે રાષ્ટ્રકૂટોની આશ્રિત કલાની અસરવાળી કેટલીક પ્રતિમાઓ ભરાયેલી. તેવી એક નાની પાર્શ્વનાથની ત્રિતીર્થી તથા બીજી એક નાની પાર્શ્વનાથની યક્ષ-યક્ષી સહિતની પ્રતિમા પણ અકોટામાંથી મળી છે.[૧૭] આ સિવાય ભિન્નક પારેખની પુત્રી શરણિકાએ કરેલા દેયધર્મના લેખવાળી ઋષભનાથની ચોવીસી, અકોટામાંથી મળેલી, દસમા સૈકાના મધ્ય ભાગની ઈ. સ. ૯૬૦ આસપાસની,[૧૮] તેમજ દ્રોણાચાર્ય-પ્રતિષ્ઠિત સુંદર તોરણયુક્ત[૧૯] આદિનાથની છ-તીર્થી ખાસ નોંધપાત્ર છે. આ સાથે સંવત ૧૦૮૮(ઈ.સ. ૧૦૩૧-૩૨)માં મહત્તમ ચચ્ચ અને સજ્જને ભરાવેલી સુંદર કલામય તોરણયુક્ત વસંતગઢ(જૂના સિરોહી રાજ્ય)માંથી મળેલી પાર્શ્વનાથની છતીર્થી પ્રતિમા સરખાવવા જેવી છે.[૨૦] અકોટાની ચંદ્રકુલના, મોઢ ગચ્છના નિન્નટ શ્રાવકે પધરાવેલી તોરણયુક્ત અષ્ટતીર્થિક પ્રતિમા દસમા સૈકાના અંત ભાગની છે.[૨૧]

ચામુંડ અને દુર્લભરાજના સમય(ઈ સ. ૯૯૭-૧૦૨૪)માં ચોક્કસપણે મૂકી શકાય તેવી અને અગિયારમા સૈકાની શરૂઆતની જ શિલ્પ-શૈલીનો ખ્યાલ આપી શકે તેવી આરસની એક લેખયુક્ત સુંદર પ્રતિમા શત્રુંજય ઉપર દાદાજીની દેરીમાં મૂળ ગભારાની બાજુમાંની ઓરડીમાં છે. શ્રી પુંડરીક ગણધરની આ મૂર્તિના ઉપલા ખંડમાં પુંડરીક સ્વામી છે. એક મોટા કમલદંડ પર કમલ ઉપર ગણધર પુંડરીક પદ્માસને બેઠા છે. નીચેના ખંડમાં એક આચાર્ય, વચ્ચે ઠવણી અને સામે શિષ્ય છે. પીઠ ઉપર લેખ સંસ્કૃતમાં છે તેમાં જણાવ્યા મુજબ વિદ્યાધર કુલના મહાન જૈન શ્રમણ શ્રી સંગમ સિદ્ધમુનિ,જેમણે સં. ૧૦૬૪ માં અહીં અનશન અને સંલેખનાપૂર્વક દેહ છોડેલો તેમના સ્મરણાર્થે આ પ્રતિમા કોઈ શ્રેષ્ઠીએ ભરાવી છે. સં. ૧૦૬૪(ઈ. સ. ૧૦૦૮)માં બનેલી આ સુંદર મૂર્તિ સોલંકીકાલીન શિલ્પના ઇતિહાસનો એક અગત્યનો માર્ગસૂચક સ્તંભ છે.[૨૨] આ અને આ પછીની ઘણી મૂર્તિઓ ગુજરાતનાં સોલંકીકાલીન નામશેષ મંદિરોના અવશેષ હોય તેમ જણાય છે.[૨૩]

અગિયારમા સૈકાનાં શિલ્પો જેઓનો સમય જાણીતો છે, તેમની ઓળખ આપ્યા પછી દસમા સૈકાનાં શિલ્પોની ચર્ચા કરી છે તેનો લાભ એ છે કે જેમનો સમય નિશ્ચિત છે તેવાં શિલ્પો અને તેઓની શૈલીની મદદથી જેના સમય માટે કોઈ લેખ આદિનો આધાર ન હોય તેવાં શિલ્પોનો અન્ય શિલ્પો તથા શૈલી સાથેનો પૂર્વાપર સંબંધ શોધી કાઢવો સહેલો પડે છે.

ખેડબ્રહ્માનું પંખનાથનું શિવાલય[૨૪] અને દેવીનું જીર્ણ મંદિર અગિયારમા સૈકાનાં છે. પંખનાથના શિવાલયની દીવાલ પરના ગોખમાંની નટેશ શિવની સુંદર મૂર્તિ (પટ્ટ. ૩૪, આ. ૮૧) ગુજરાતની નટેશ શિવમૂર્તિઓમાં એક નોંધપાત્ર સુંદર મૂર્તિ છે. એની સાથે સોમનાથની પ્રભાસ પાટણના મ્યુઝિયમમાંની શિવમૂર્તિઓ (પટ્ટ ૩૨, આ. ૭૬; પટ્ટ ૩૪, આ. ૮૧) સરખાવવી જરૂરી છે. એમાં શિવનું શરીર વધુ પડતું તંગ અને છાતીના ભાગનો વળાંક તેમજ નૃત્ય કરતા શિવનું પાર્શ્વદર્શન એ એની વિશિષ્ટતા છે. અણિયાળું નાક, તીક્ષ્ણ વળાંક અને ખૂણા પાડતી રેખાઓ સૂચવતી અંગભંગી વગેરે પશ્ચિમ ભારતીય અને ગુજરાતી ચિત્રકલાની વિશિષ્ટતાઓ અહીં શિલ્પમાં પણ નજરે પડે છે. શિવની બાજુમાં એ જ ફલક પર કોતરેલી ગણપતિની મૂર્તિ પણ નોંધપાત્ર છે. પ્રભાસ પાટણના મ્યુઝિયમમાં સંઘરેલી શિવની બીજી મૂર્તિઓમાંની અષ્ટભુજ શિવની મૂર્તિ સંભવતઃ સોમનાથના જ મંદિરની, પણ બારમા સૈકાની લાગે છે.

કર્ણદેવકાલીન ઉદયમતિની વાવના શિલ્પનો નમૂનો (પટ્ટ. ૧૨, આ. ૩૭) અહીં રજૂ કર્યો છે.

સિદ્ધરાજના અમલનું જૂનું મંદિર વાલમનું શ્રીકૃષ્ણ મંદિર છે.[૨૫] આ મંદિરની વેદિકા પરનાં અને મંડોવરનાં શિલ્પ ખાસ નોંધપાત્ર અને સુંદર છે. દિક્પાલો, નૃસિંહ, લક્ષ્મીનારાયણ, વરાહ વગેરેની મૂર્તિઓ, મિથુનો, સુરસુંદરી, વ્યાલ ઇત્યાદિનાં શિલ્પોથી ખચિત આ મંદિર સિદ્ધરાજના આદિ કાલની શિલ્પશૈલી સમજવા માટે ઉપયોગી છે.

સિદ્ધરાજના સમયનાં ઘણાં શિલ્પ તત્કાલીન અને મંદિરોની દીવાલો અને સ્તંભો પર મળે છે. ઉદયમતિની વાવ કરતાં વધારે સારાં અને અલંકારપ્રચુર શિલ્પ સિદ્ધરાજના સમયની ગુજરાતની વધતી જતી સાંસ્કારિક અને આર્થિક પ્રગતિનાં સૂચક છે. કુંભારિયાના તત્કાલીન જૈન મંદિરમાં તીર્થંકરોના પૂર્વભવ, પંચકલ્યાણક વગેરે દર્શાવતી છતોનાં શિલ્પ પણ આકર્ષક છે. સિદ્ધરાજના

સમયનું મૂળ શિરોહી કે શિરોહી પાસેથી આવેલું ધાતુનું લગભગ ત્રણ ફૂટ ઊંચુ સમવસરણ સુરતના જૈન મંદિરમાં છે.

મઠ કસનગઢના ખંડેશ્વરીના મંદિરના ગોખમાં ચામુંડા, મહિષમર્દિની વગેરેનાં શિલ્પ નોંધપાત્ર છે. લગભગ આ જ સમયના કનોડાના માતાના મંદિરમાં ચામુંડા લક્ષ્મી આદિની પ્રતિમાઓ, દ્વારશાખાના રૂપસ્તંભનાં શિલ્પો, રંગમંડપની છત વગેરેનું કોતરકામ નોંધપાત્ર છે, પણ સ્તંભો વગેરે પરની કોતરણી એકંદરે ઊતરતી કક્ષાની છે.

કુંભારિયાના કુંભેશ્વરના મંદિર પરનાં દેવાંગનાઓનાં શિલ્પ ખાસ નોંધપાત્ર છે. તારંગાના અજિતનાથના ભવ્ય મંદિરની શિલ્પપ્રચુર જંઘા પર પણ આ લક્ષણ તરી આવે છે.[૨૬] કુમારપાલ-કાલીન શિલ્પોના અભ્યાસ માટે તારંગાનું આ મંદિર તથા જાલોરગઢ પરનો કુમારવિહાર અનેક રીતે ઉપયોગી છે.

કુમારપાલના અમલની શરૂઆતમાં સં. ૧૨૦૨-૧૨૦૬ (ઈ.સ. ૧૧૪૫-૧૧૪૯) આસપાસ બનેલાં આ શિલ્પો સાથે એ જ મંદિરની ભમતીની એક છતમાં ઈ.સ. ૧૧૮૯ આસપાસ બનેલી ચાર વિદ્યાદેવીઓ[૨૭] સરખાવીએ તો શિલ્પમાં જડ તત્ત્વ કેવું ધીરે ધીરે વધતું જાય છે એ સમજાશે. આ શિલ્પો સાથે ઝીંઝુવાડામાંથી મળેલી મોટા કદના ભવ્ય દેખાતી, રાજકોટ મ્યુઝિયમમાં સુરક્ષિત, સંભવતઃ સિદ્ધરાજકાલીન, દેવીઓનાં શિલ્પ(પટ્ટ ૩૪, આ. ૮૦) સરખાવીએ[૨૮] એટલે આ વસ્તુ વધુ સ્પષ્ટ થશે. ઝીંઝુવાડાનાં આ શિલ્પ થોડી પ્રાદેશિક વિશિષ્ટતા ધરાવે છે એ યાદ રાખવું ઘટે.

ડભોઈમાંથી વડોદરા મ્યુઝિયમમાં ઘણાં વર્ષો ઉપર આવેલી અને હાલ નેશનલ મ્યુઝિયમ, ન્યૂ દિલ્હીમાં સુરક્ષિત, નૃત્ય કરતી અનેકભુજ દેવીની પ્રતિમા ગુજરાતનાં સોલંકીકાલીન શિલ્પોનો આકર્ષક તેમજ લાક્ષણિક નમૂનો છે (પટ્ટ ૩૩, આ. ૭૯). આ પ્રતિમાની કમરની નીચેનો પગનો આખો ભાગ શરીરના ઉપરના અર્ધા ભાગ જેટલો મજબૂત, દૃઢ અને ભરાવદાર નથી લાગતો છતાં અંગભંગી, મુખભાવ વગેરેની રચના ઊંચા પ્રકારની છે. અણિયાળું નાક વગેરે સોલંકીકાલીન ચિત્રોની લગભગ બધી જ લાક્ષણિકતાઓ આ શિલ્પ પ્રકટ કરે છે અને તારંગાનાં કુમારપાલકાલીન શિલ્પો (પટ્ટ ૨૭, આ. ૬૪) સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવે છે[૨૯] એટલે આ શિલ્પને વસ્તુપાલ-તેજપાલના સમયનું ગણવા કરતાં કુમારપાલના સમયનું ગણવું ઠીક રહેશે. ડભોઈના કિલ્લાના મહુડી

ભાગોળ તરફના દરવાજામાં અંદરની બેઉ બાજુની દીવાલો પર હિંદુ દેવ દેવીઓનાં શિલ્પો ઉપરાંત નાથસિદ્ધોનાં શિલ્પ છે.[30]

નાથસિદ્ધોનાં આ શિલ્પોમાં આદિનાથ, મત્સ્યેંદ્ર, ગોરક્ષનાથ, જાલંધરનાથ વગેરે મોટા ભાગના નાથસિદ્ધોની ભવ્ય આકૃતિઓ વસ્તુપાલના સમયથી પહેલાંની હોવા સંભવ છે. ઉમાકાંત શાહે બતાવ્યું છે તેમ એ શિલ્પોમાં ક્રમે છેલ્લા નાથસિદ્ધ જ્ઞાનેશ્વર હોવાનો સંભવ ઓછો છે અને એથી પણ આ શિલ્પો વસ્તુપાલ-પૂર્વકાલીન હોઈ શકે. અહીં એ નોંધવું જરૂરી છે કે ભારતભરમાં અન્ય કોઈ પણ સ્થળેથી નાથસિદ્ધોની આનાથી પ્રાચીન પ્રતિમાઓ મળી જણાતી નથી. આ શિલ્પોની ઉપલબ્ધિથી શૈવ સંપ્રદાયના[31] અને ભારતભરના તેમજ ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ ડભોઈના કિલ્લાનું મહત્ત્વ ઘણું વધી જાય છે તેમજ નાથસિદ્ધો, ખાસ કરીને મત્સ્યેંદ્રનાથ, ગોરક્ષનાથ, જાલંધરનાથ જેવા આદિસિદ્ધોના સમયની ઉત્તર મર્યાદા આંકવા માટે આનાથી પુરાવસ્તુનું સબળ પ્રમાણ સાંપડે છે.[32]

વાગ્ભટના મિત્ર વૈરસિંહે ખંભાતમાં કુમારપાલના સમયમાં બંધાવેલા પાર્શ્વનાથ ચૈત્યમાંથી કે ખંભાતમાં બનેલા કુમારવિહારમાંથી આવ્યો હોય તેવો આરસનો એક સુંદર શિલ્પખંડ હાલ ખંભાતના એક નાના જૈન મંદિરના ગર્ભગૃહમાં તીર્થંકરની પીઠમાં જડી દીધેલો છે. આ ખંડમાં અશ્વાવબોધતીર્થ અને શકુનિકાવિહારની કથા આલેખેલી છે. એને તેરમા સૈકાના અંત ભાગમાં બનેલા આ કથાના બે શિલ્પખંડો (એક લૂણવસહીમાં છે; બીજો કુંભારિયાના એક જૈન મંદિરમાં છે) સાથે સરખાવવામાં આવ્યો છે.[33] સંભવ છે કે આમ્રભટે ભરૂચમાં મુનિસુવ્રત સ્વામીનું શકુનિકા-વિહાર ચૈત્ય ઈ. સ. ૧૧૬૬ માં બંધાવ્યા પછી આ તકતી ખંભાતમાં બની હોય. આબુ અને કુંભારિયાના આવા બેઉ પટો કરતાં જુદી અને વધુ સુંદર રીતે કથાનું આલેખન કરતો ખંભાતનો આ શિલ્પખંડ બારમા સૈકામાં બનેલો હોઈ શકે.

મહીકાંઠે આવેલા કુમારપાલના સમયના ગળતેશ્વરના શિવાલયની શિલ્પપ્રચુર બાહ્ય દીવાલો પરનાં શિલ્પ ગુજરાતની તત્કાલીન શિલ્પકલાને અનુસરે છે.[34]

ઈ.સ. ૧૨૦૮ માં પરમાર ધારાવર્ષના ભાઈ પ્રહ્લાદને પ્રહ્લાદનપુર (હાલનું પાલણપુર) વસાવી એમાં પલ્લવીય પાર્શ્વનાથનું ચૈત્ય કરાવ્યું. હાલના પાલણપુરમાં એક જૈન મંદિરમાં ભોંયતળિયે દાખલ થતાં ડાબા હાથે એક રાજવીની વિશાળકાય

મૂર્તિ છે (જેના પર લેખ નથી) તે સંભવ છે કે આ પ્રહ્લાદનની હોય. આ મૂર્તિ એના પહેરવેશ વગેરેમાં અચલગઢની ત્રણ પાડાને વીંધતા ધારાવર્ષની મૂર્તિની યાદ આપે તેવી શૈલીની છે. એ જ મંદિરમાં ઉપરના મજલે આરસની એક જૈન મૂર્તિ છે, જે આ સમયની જ લાગે છે.

આ સમયનાં શિલ્પ — ખાસ કરીને મંદિરોની દીવાલો પરનાં શિલ્પ — એકંદરે સારી સુઘડ રીતે ઘડાયેલાં અને આકર્ષક છે. ઈ. સ. ૧૨૦૪ માં મિયાણીમાં બંધાયેલા નીલકંઠ મહાદેવના મંદિરની લકુલીશ પ્રતિમા અને મિયાણી પાસેના ટેકરી પરના હર્ષદમાતાના સમકાલીન મંદિરની દીવાલ પરનાં શિલ્પ આકર્ષક અને નોંધપાત્ર છે.

તેજપાલે આબુની લૂણવસહીમાં નેમિનાથ ચૈત્યની હસ્તીશાળામાં પોતાના કુટુંબીઓ અને ગુરુજનોની પ્રતિમાઓ મુકાવી છે; આ પ્રતિમાઓને Portrait-sulptures ગણવી જોઈએ. લૂણવસહીની ભમતીની એક છતમાંની અંબિકાની મૂર્તિમાં વેગવાન સિંહની આકૃતિ તથા વૃક્ષોની લાક્ષણિક રજૂઆત ખાસ ધ્યાન ખેંચે છે. બીજી એક છતમાં ગીતવાદન-નૃત્યમાં પ્રવૃત્ત અંગનાઓનાં સુંદર આલેખન છે. વસ્તુપાલ-તેજપાલે બંધાવેલાં ચૈત્યોમાં સુંદર કોતરણીવાળી છતો, સર્પાકાર તોરણો વગેરેની કોતરણી આકર્ષક નવીન ભાત પાડે છે.

સોલંકીકાલના શિલ્પ-સ્થાપત્યની અસર ગુજરાતભરમાં દીર્ઘકાલ સુધી રહી.

## પાદટીપો

१. वी. ऐम. वाकणकर, 'वलदाक प्रशस्ति' "मध्य प्रदेश संदेश," २६-२-१९७२

૨. J. M. Nanavati and M. A. Dhaky, *The Ceilings of the Temples of Gujarat*,' Figs. 1-95

૩. U. P. Shah, 'Iconography of Jain Goddess Ambica', *Journal of the University of Bombay*, Sept. 1940, p. 156, Fig. 14. સાંભળ્યું છે કે આ પ્રતિમા હવે ત્યાં નથી.

૪. વિમલવસહી અંગે કેટલીક વિશિષ્ટ ચર્ચા તથા તેનાં પ્રાચીન શિલ્પોના પરિચય માટે જુઓ, મધુસૂદન ઢાંકી, 'વિમલવસહીની કેટલીક સમસ્યાઓ', "સ્વાધ્યાય," પુ. ૯, પૃ. ૩૪૯-૩૬૨ તથા ચિત્ર ૧-૧૨. આમાં ચિત્ર ૧માંની વિમલકાલીન જિનમૂર્તિ તથા ચિત્ર ૧૨માંનાં હસ્તિશાલા તથા પૂર્વદ્વારનું તોરણ પણ વિમલકાલીન છે. વિમલવસહીની નવચોકીમાં ૧૧મી સદીના ત્રીજા ચરણમાં ચાહિલ્લે બનાવરાવેલું પદ્મનાભ જાતિનું વિતાન (ચિત્ર ૪ તથા ૫) ખાસ નોંધપાત્ર છે.

૫. હરિલાલ ગૌદાણી અને મધુસૂદન ઢાંકી, 'ગુજરાતની કેટલીક નવી શોધાયેલી મૈત્રક, અનુ-મૈત્રક, મહાગુર્જર અને આદ્ય સોલંકીકાલીન પ્રતિમાઓ,' "સ્વાધ્યાય" પુ. ૧૦, અંક ૨, પૃ. ૨૦૧થી
૬. U. P. Shah, 'Some Medieval Sculptures from Guiarat and Rajasthan,' *Journal of Indian Society of Oriental Art*, (Special Number on Western India Art), New Seires, Vol. I, pl. XLI, Fig. 29
૭. હરિલાલ ગૌદાણી તથા મધુસૂદન ઢાંકી, 'ગુજરાતની કેટલીક પ્રાક્–સોલંકી અને સોલંકી-કાલીન રસપ્રદ પ્રતિમાઓ', "સ્વાધ્યાય", પુ. ૧૦, અં ૨, ચિત્ર ૩
૮. આર. ટી. પરીખ, 'પાટણની વિનાયકની એક અપ્રતિમ મૂર્તિ', "સ્વાધ્યાય". પુ. ૮, પૃ. ૮૩–૮૫, મુખપૃષ્ઠ પરનું ચિત્ર
૯. ઉમાકાન્ત શાહ, 'નારાયણ–મૂર્તિ, પાટણ', "સ્વાધ્યાય", પુ. ૪, અંક ૪, મુખપૃષ્ઠ પરનું ચિત્ર
૧૦. H. R. Gaudani and M. A. Dhaky, 'Sculptures from Kaleshwari-ni Nal', *JOI*, Vol. XVIII, No. 4, pp. 360 ff., Fig. 2
૧૧. U. P. Shah, 'Some Medieval Sculptures form Gujarat and Rajasthan,' *JISOA*, New Series, Vol. I, Plate XLII, fig. 34
૧૨. Daya Ram Sahani, *Catalogue of the Sculptures in the Saranatha Museum*, pl. XVI
૧૩. હરિલાલ ગૌદાણી, 'માહેશ્વર મહાદેવનાં પુરાણાં શિલ્પો', "જનસત્તા", તા. ૧૫–૩–૧૯૬૯
૧૪. U. P. Shah, *Sculptures from Samalaji and Roda,* picture on the front page
૧૫. B. Ch. Chhabra, *Surya Images from Roda, (Bulletin of the Baroda Museum*, Vol. XII*)* pp. 11 ff.
૧૬. U. P. Shah, *Akota Bronzes*, Figs. 54–55
૧૭. *Ibid.*, Figs. 566 & 576
૧૮. *Ibid.*, Fig. 59
૧૯; *Ibid.*, Fig. 61
૨૦. *Ibid.*, Fig. 63
૨૧. *Ibid.*, Fig. 68
૨૨. ઉમાકાન્ત શાહ, 'મધ્યકાલીન ગુજરાતીકળાનાં શિલ્પો', "જૈન સત્ય પ્રકાશ", વર્ષ ૧૭, અં. ૩, પૃ. ૫૧–૫૫
૨૩. ગુજરાતનાં સોલંકીકાલીન નામશેષ મંદિરોના ઉલ્લેખો માટે જુઓ, ડૉ. કાન્તિલાલ સોમપુરા, 'ગુજરાતનાં સોલંકીકાલનાં નામશેષ મંદિરોના આભિલેખિક અને સાહિત્યિક ઉલ્લેખો', "પથિક", પુ. ૧૨, અં. ૧ (દીપોત્સવી; ઑક્ટો, ૧૯૬૨), પૃ. ૬૫–૭૯.
૨૪. M. A. Dhaky, 'The Chronology of the Solanki Temples of Gujarat', *Journal of the Madhya Pradesh Itihas Parishad*, 1961

૨૫. *Ibid.*, pl. XII

૨૬. મધુસૂદન ઢાંકી અને હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી, 'કુમારપાળ અને કુમારવિહારો,' "પથિક", પુ. ૧૦, અંક ૧–૨, પૃ. ૫૩–૬૭; K. F. Sompura, 'The Architectural Treatment of Ajitanatha Temple at Taranga', "*Vidya*", Vol. XV, No. I, pp. I ff.

૨૭. મધુસૂદન ઢાંકી, 'વિમલવસહીની કેટલીક સમસ્યાઓ', "સ્વાધ્યાય", પુ. ૯, પૃ. ૩૪૯–૩૬૮, ચિત્ર ૧૦

૨૮. U. P. Shah, *op. cit.*, *JISOA*, p. 83, Figs. 60–61

૨૯. ઉમાકાન્ત શાહ, 'તારંગાના જૈન મંદિરના પૂર્વ તરફના દરવાજાની ડાબી બાજુની ભીંત ઉપરનું શિલ્પ', "સ્વાધ્યાય", પુ. ૬, અં. ૪, ચિત્ર–પાછલું પૂઠું

૩૦. ઉમાકાન્ત શાહ, 'નાથ સંપ્રદાયનાં શિલ્પો', "સ્વાધ્યાય," પુ. ૪, પૃ. ૧૫૫–૧૭૫

૩૧. વધુ વિગતો માટે જુઓ, જી. પ્ર. અમીન,'ગુજરાતના મુખ્ય શૈવ આચાર્યો,' "સ્વાધ્યાય", પુ. ૫, પૃ. ૩૨૩–૩૬૧; હરિલાલ ગૌદાણી, 'ગુજરાતમાં લિંગપૂજા અને ગુજરાતનાં શિવ-લિંગો', "પથિક", પુ. ૧૨, અં. ૧ (દીપોત્સવી અંક, ઓક્ટો ૧૯૭૨), પૃ. ૮૯–૯૩. હરિશંકર પ્ર. શાસ્ત્રી, 'સૌરાષ્ટ્રનાં શિવાલયો,' "પથિક", મે–જૂન, ૧૯૭૦, વ. ૯, પૃ. ૫૬–૬૮; જી. પ્ર. અમીન, 'ગુજરાતની શૈવ મૂર્તિઓમાં નટરાજ', "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક", પુ. ૨૪, અં. ૪

૩૨. દર્ભાવતીનો એક પ્રાચીન ઉલ્લેખ ઈ. સ.ના સાતમા સૈકામાં હરિભદ્રસૂરિએ કર્યો છે.

૩૩. ઉમાકાન્ત શાહ, 'અશ્વાવબોધ અને શકુનિકાવિહાર તીર્થના શિલાપટો,' "ગુજરાત", દીપોત્સવી અંક, સં. ૨૦૨૭, પૃ. ૮૧–૮૪

૩૪. K. F. Sompura, *The Structural Temples of Gujarat*, Figs. 52–54

# પ્રકરણ ૧૮

## ચિત્રકલા

ભારતીય ચિત્રના પ્રકારોમાં ભિત્તિચિત્ર, ચિત્રપટ, ચિત્રફલક અને ગ્રંથસ્થ લઘુચિત્ર મુખ્ય છે.

**ઉપલબ્ધ ઉલ્લેખો**

અજંતા, બાઘ, સિત્તનવાસલ તાંજોર, કાંચી, તથા ઇલોરાનાં મંદિરોમાં અનેક ભિત્તિચિત્રો આજે પણ મોજૂદ છે. પરંતુ રાજદરબારોમાં જે નાના મોટા ચિત્રપટો બનાવાતા હતા અને જેનું સુંદર વર્ણન સંસ્કૃત નાટ્ય-સાહિત્યમાંથી મળે છે, તેના કોઈ પ્રાચીન નમૂના ચૌદમી શતાબ્દી પહેલાં મળ્યા નથી.

ગુપ્તોત્તરકાલીન ગણાતા "ચતુર્ભાણી" નામના ભાણસંગ્રહમાં કવિ શ્યામિલકના 'પાદતાડિતક' ભાણમાં, મહી નદીના દક્ષિણ તટથી શરૂ થતા લાટના ચિત્રકારોની શિલ્પમાં તથા ચિત્રકલામાં રહેલી પ્રવીણતા સંબંધી, વિદૂષકને મુખે, કંઈક માર્મિક કટાક્ષરૂપે થયેલા ઉલ્લેખો પ્રાપ્ત થાય છે. આ ચિત્રકારોનો ભિત્તિ-ચિત્રકલા માટેનો અદમ્ય શોખ વર્ણવતાં વિટ કહે છે કે "જ્યાં ત્યાં રંગનાં કૂંડાં અને રંગવા માટેના કૂચડ હાથમાં લઈને, ઘૂમતા, અને લોકોની ભીંતોને રંગી નાખતા એવા આ કારીગરો દેખાતા હતા."[1] લાટના આવા ભિત્તિચિત્રકારોની આ પ્રહસનમાં ઠેકડી ઉડાવી છે. છતાં ગમે તેમ, લાટાન્તર્ગત ગુર્જર પ્રજા આ સમયમાં ભિત્તિચિત્રકલાથી સુજ્ઞાત હતી એટલું એમાંથી સ્પષ્ટ ફલિત થાય છે. વળી આ પરથી લાટના આ ચિત્રકારો દક્ષિણમાંના અજંતા અને ઇલોરાનાં ભિત્તિ-ચિત્રો દોરનારાઓના જ વંશજો હોય એવા અનુમાનને અવકાશ છે.

કાશ્મીરી કવિ બિલ્હણે 'કર્ણસુંદરી' નાટિકામાં અણહિલવાડ પાટણના રાજા કર્ણદેવે (ઈ. સ. ૧૦૫૪-૧૦૯૪) કર્ણસુંદરીનું ભિત્તિચિત્ર જોયાનું વર્ણવ્યું છે.[2] હેમચંદ્રાચાર્યે 'દ્વયાશ્રય'માં કર્ણદેવે ચિત્રપટમાં કર્ણાટકની મયણલ્લાનું ચિત્ર-જ પહેલાં જોયું હતું, અને તે ઉપરથી તેમનું લગ્ન નક્કી થયું હતું એવું બતાવ્યું છે[3]

શ્રી હેમચંદ્રાચાર્યના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં સ્થૂલિભદ્ર અને કોશા ગણિકાના સંદર્ભમાં કોષાનું શયનમંદિર વર્ણવતાં, એ વિશિષ્ટ ખંડની ભીંતો ઉપર કામશાસ્ત્રપ્રેરિત એવાં શૃંગારોચિત ચિત્ર આલેખાયેલાં હતાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[4]

'મોહરાજપરાજય' નાટકમાં એના રચનાર મોઢ વૈશ્ય કવિ યશઃપાલે (સં. ૧૨૨૯-૩૨) રાજધાનીના ધનસમૃદ્ધ વણિકોના આવાસોની ભીંતો ભગવાન જિનના જીવનપ્રસંગોનાં આલેખનોથી સુશોભિત હતી એમ વર્ણવ્યું છે.[૫]

પ્રાસાદો તથા ચૈત્યોનાં ભિત્તિચિત્રોનું એક રોચક વર્ણન મુનિ રામચંદ્ર-ગણિએ 'કુમારવિહારશતક'માં ગુર્જરેશ્વર કુમારપાલે નિર્માણ કરાવેલા એક જૈન ચૈત્યના સંદર્ભમાં કર્યું છે: "ચિત્રશાળાઓની ભીંતો એવી રમ્ય અને દર્પણ જેવી બની છે કે એક તરફ બનેલું ચિત્ર, સામેની ભીંત ઉપર પ્રતિબિંબિત થાય છે.!"[૬]

## ગુજરાતની લઘુચિત્રકલા

ભારતના મધ્યકાલીન ઇતિહાસમાં ગુજરાતનું સ્થાન અનુપમ હતું. એ વખતે એના ભાગ્યવિધાતાઓ ગુર્જર સોલંકી અને વાઘેલા નરેશો તેમજ જૈન મુત્સદ્દીઓ હતા. એમણે સાહિત્ય ઉપરાંત સ્થાપત્ય, ચિત્ર અને મૂર્તિવિધાન જેવી અનેક કલાઓનો આદર કરી એ કાલને ઇતિહાસમાં ગૌરવવંતો બનાવ્યો છે. એ કાલના માનવીઓ જો કેવળ રાજ્યો જીતવામાં, યુદ્ધો લડવામાં ને વહેમ-કુસંપમાં જ જીવન ગાળતા હોત તો આવું પ્રફુલ્લ કલાસર્જન એમને હાથે થવું અશક્ય જ હોત. એ વચલા ગાળામાં પ્રજાએ કેવી નિરાંત, શાંતિ અને સુખ-સંસ્કાર ભરેલી જિંદગી માણી છે એનો ખ્યાલ તાડપત્રો, કાપડપત્રો, કાપડપટો અને કાગળની પોથીઓમાંની આ સ્વસ્થતાભરી, ચિંતનશીલ અને સૌરભભરી કલાસામગ્રીનો થાળ જોતાં આવે છે. તાડપત્ર પરની ચિત્રકલા ગુજરાતમાં સોલંકી કાલના ઉદયની સાથે વિકસી જણાય છે. સિદ્ધરાજના રાજ્યકાલની શરૂમાં જ સં. ૧૧૫૭(ઈ. સ. ૧૧૦૦)માં ગુજરાતના પ્રાચીન બંદર ભૃગુકચ્છમાં લખાયેલી "નિશીથચૂર્ણી"ની પ્રત ગુજરાતી સચિત્ર તાડપત્રનો પ્રાચીનતમ નમૂનો છે.

ખંભાતના શાંતિનાથ ભંડારમાં આવેલી 'જ્ઞાતા અને બીજાં ત્રણ અંગસૂત્ર'ની ટીકાવાળી પ્રતમાં મહાવીર સ્વામી અને સરસ્વતીનાં ચિત્ર આલેખાયાં છે, જે પ્રત વિ. સં. ૧૧૮૪(ઈ. સ. ૧૧૨૭)ની છે. ખંભાતના એ ભંડારમાંની વિ. સં. ૧૨૦૦ ની પ્રતમાં ત્રણ વ્યક્તિઓ ચીતરેલી છે, જે પ્રાયઃ શ્રી હેમચંદ્ર-સૂરિ, એમના શિષ્ય મહેંદ્રસૂરિ અને રાજા કુમારપાલ છે. છાણીના જૈન ગ્રંથ-ભંડારમાંની ઓઘ-નિર્યુક્તિ અને બીજા ૭ ગ્રંથોની વિ. સં. ૧૨૧૮ ની પ્રતમાં સોમ, વિદ્યાદેવી, સરસ્વતી, લક્ષ્મી, અંબિકા, કપર્દિ અને બ્રહ્મશાંતિ યક્ષનાં ચિત્ર

આલેખાયાં છે. પાટણના સંઘવીના પાડાના ભંડારમાંની ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતના અંતિમ પર્વની તાડપત્રીય પ્રતમાં છેલ્લાં ત્રણ પત્રો પર હેમચંદ્રસૂરિ, રાજા કુમારપાલ અને શ્રાવિકા શ્રીદેવી આલેખાયાં છે. ખંભાતના શાંતિનાથ ભંડારમાં આવેલી શ્રીનેમિનાથચરિતની વિ. સં. ૧૨૯૮ ની પ્રતમાં નેમિનાથ તથા અંબિકાનાં સુંદર ચિત્ર ચીતરેલાં છે. પાટણના સંઘવીના પાડાના ભંડારમાં આવેલી સં. ૧૩૧૮ ની કથારત્નસાગરની પ્રતમાં પાર્શ્વનાથનું તથા શ્રાવક-શ્રાવિકાનું ચિત્ર જોવા મળે છે. અમેરિકાના બોસ્ટન મ્યુઝિયમમાં આવેલી શ્રાવક-પ્રતિક્રમણચૂર્ણીની સં. ૧૩૧૩ ની તાડપત્રીય પ્રતમાં બે ચિત્ર આલેખેલાં છે. પાટણના સંઘવીના પાડાના ભંડારમાંની કલ્પસૂત્ર અને કાલક-કથાની સં. ૧૩૩૫ ની પ્રતમાં સાધ્વીઓ તથા શ્રાવિકાઓનાં સુંદર ચિત્ર ચીતરેલાં છે. પાટણના સંઘવીના ભંડારની કલ્પસૂત્ર અને કાલકકથાની તાડપત્રની વિ. સં. ૧૩૩૬ (ઈ. સ. ૧૨૭૯ )ની પ્રતમાં પાંચ ચિત્ર છે, જેમાંનું એક બ્રહ્મશાંતિ યક્ષનું અને એક બીજું લક્ષ્મીદેવીનું છે. પાટણના સંઘવીના પાડાના ભંડારની 'બાહુકથા' આદિ નવ કથાઓની વિ. સં. ૧૩૪૫( ઈ. સ. ૧૨૮૮ )ની પ્રતમાં ૨૩ ચિત્ર આલેખાયાં છે, જેમાં અનેક સુંદર કથાપ્રસંગ નજરે પડે છે. આ ચિત્રોમાં પ્રાકૃતિક દૃશ્યોની રજૂઆત નોંધપાત્ર છે. ખંભાતના શાંતિનાથ ભંડારની 'પર્યુષણાકલ્પ'ની પ્રતમાંનાં બે ચિત્ર તેરમા સૈકાનાં લાગે છે. પાટણના સંઘવીના પાડાના ભંડારની ઋષભદેવચરિત્રની સચિત્ર પ્રત પણ આ સમયની જણાય છે.[૭] ત્યાંના તપગચ્છ ભંડારમાંની 'હૈમલઘુવૃત્તિ'ની તાડપ્રતમાંનું ચતુર્વિધ સંઘનું ચિત્ર (પટ્ટ ૯, આ. ૩૩) પણ તેરમી સદીનું છે.[૮]

ખંભાત તથા પાટણમાંનાં તાડપત્રો ઉપરનાં નાના કદનાં ચિત્ર જોતાં ખાતરી થાય છે કે એ કાલની ચિત્રકલા કોઈ આગલી પેઢીઓના સમયથી સચવાતી, ઉછેરાતી અને માન પામતી હોવી જોઈએ. સમય જતાં, માત્ર ચિત્રો દોરવાનો હેતુ અને ચિત્રો દોરવા માટેનાં માધ્યમ બદલાયાં, છતાં મૂળ, રેખા-પ્રધાન એવી આલેખન-કલાનાં લક્ષણ કાયમ રહ્યાં.

ભિત્તિ-ચિત્રો યાત્રિકોના સમૂહોને એકસાથે ઊભાં ઊભાં જોવા માટે નિર્માણ થયાં હતાં, ત્યારે નાના કદનાં પોથીચિત્ર ધાર્મિક સમુદાયોને બેઠે બેઠે, અને એક પછી એક, જોવા માટે અથવા બતાવવા માટે યોજાયાં હતાં.

આ પોથીચિત્રોને, અનેકગણાં વિસ્તારીને, ચિત્રપટ માટેનાં કચકડાની પટ્ટી ઉપરનાં ચિત્રોની જેમ, પડદા ઉપર બતાવવામાં આવે તો ખાતરી થશે કે ભીંતના માધ્યમ અને મોટા કદના ફેરફાર સિવાય એમાં બધું જ એકસરખું છે.

## તામ્રપત્રો પરનાં આલેખન

તામ્રપત્રો ઉપર પણ આ જ શૈલીનાં રેખાંકન મળી આવ્યાં છે. ઇસ્વી સનના દસમા સૈકાનું ધારાના પરમાર રાજા વાક્પતિરાજનું ગરુડના આલેખન સાથેનું તામ્રપત્ર (સં. ૧૦૩૧), 'જૈન તાડપત્રીય નિશીથચૂર્ણી '(સંવત ૧૧૫૭)ના ચિત્ર કરતાં, સવાસો વર્ષ જેટલું વિશેષ પ્રાચીન મળ્યું છે.[૯]

તામ્ર-શાસનના આ બીજા પતરાને છેડે ગરુડનું આલેખન (પટ્ટ ૧૦, આ. ૩૪) સ્પષ્ટ રેખાંકન જ છે અને એમાં પશ્ચિમ ભારતીય ચિત્રશૈલીની લઢણો બહુ આગળ પડતી છે. આજુબાજુની સંસ્કૃત લીટીઓથી તામ્ર-શાસનની ભૂમિકા સ્પષ્ટ થાય છે.

રેખાંકન તામ્રપત્રના એક ખૂણામાં યોજેલું છે.

બીજું તામ્રપત્ર પરમાર ભોજદેવનું છે.[૧૦] એમાં પણ ગરુડનું આલેખન છે. અહીં ફેર એટલો છે કે રેખાંકન માટે એક પ્રકારનું ચોકઠું બતાવ્યું છે, એની અંદર રેખાંકનને સમાવવામાં આવ્યું છે. તાડપત્રોનું માધ્યમ લઘુ-ચિત્રો માટે જ્યારે સ્વીકારાયું ત્યારે, આ પ્રમાણેના ચિત્રફલકના વિભાગો દર્શાવવા માટે, ચોકઠાં યોજવાનું શરૂ થયેલું જોઈ શકાય છે.

આ તામ્રપત્ર સંવત ૧૦૭૮(ઈ.સ.૧૦૨૧)નું છે એટલે ગરુડનું રેખાંકન જ્ઞાત થયેલાં તાડપત્રીય લઘુ-ચિત્રો કરતાં એંસી વર્ષ જેટલું પ્રાચીન છે.

આ રીતે પ્રાચીનતમ લિપિસંવતવાળી તાડપત્રીય પોથી કરતાં તામ્રપત્રના માધ્યમ ઉપર ચીતરાયેલાં રેખાંકન ચિત્રકલાના ઇતિહાસમાં ખૂબ મહત્ત્વનો અંકોડો બની રહે છે. સો-દોઢસો વર્ષ જેટલો ખાલી ગાળો આ શોધથી સમજાવી શકાય છે.

## ગુજરાતની ચિત્રકલાનાં લક્ષણ

અગિયારમા શતકના અંતથી મળી આવતી પશ્ચિમ હિંદની ચિત્રકલાનું જન્મસ્થાન અને પોષણસ્થાન ગુજરાત જ છે. એમાં ગુજરાતના ધર્મ અને સમાજજીવનનું પ્રતિબિંબ છે. ગુજરાતની રાજ્યસત્તા અને સંસ્કારિતાની છત્રછાયા જ્યાં અને જ્યાંસુધી ઢળી ત્યાંસુધી ઉત્તરમાં માળવા-રાજસ્થાન અને દક્ષિણમાં લાટપ્રદેશ સુધી એનો પ્રસાર થયો છે.

ગુજરાતી ચિત્રકલા સરલતા, વિશદતા તથા લોકજીવનનો ચાલુ સંપર્ક પામી રહેલી સજીવ કલા હતી, પાછળથી એમાંથી જ ખીલીને રાજસ્થાનમાં આશ્રય પામેલી એવી રાજપૂત કલા અને મુઘલ કલા અમુક ખાસ વર્ગનું રંજન કરનારી હોવાથી એમાં અમીરાઈ આવી અને એ સુઘડ, સોહામણી ને નાજુક નમણી બની. ગુજરાતી શૈલીમાં તળપદું, સાદું, કથાપ્રસંગને વિશદતાથી સમજાવતું અને સહેલી સંજ્ઞાઓવાળું વ્યક્તિત્વ રહેવા પામ્યું.

## પાદટીપો

१. चतुर्भाणी, पृ. १९७
२. पृ. १५
३. सर्ग ९, श्लो. ९४ ७२
४. परिशिष्ट पर्व, सर्ग ८, श्लो. ११५
५. पृ. ५६
६. श्लो. ९३
૭. સારાભાઈ મ. નવાબ, 'ગુજરાતની જૈનાશ્રિત કળા અને તેનો ઇતિહાસ', "જૈન-ચિત્રકલ્પદ્રુમ", પૃ. ૪૦–૪૧
૮. M. R. Majmudar, 'Some Interesting Jaina Miniatures in the Baroda Art Gallery,' Bulletin of the Baroda State Museum and Picture Gallery, Vol. IV, p. 28
૯. *IA*, Vol. VI, pp. 51 ff.
૧૦. *Ibid.*, pp. 53 f.

## પરિશિષ્ટ

# આનુશ્રુતિક વૃત્તાંતો

## (૧) પુરાણોમાંથી

ગુજરાતના ઇતિહાસ માટે કેટલાંક પુરાણો, જ્ઞાતિપુરાણો અને તીર્થ-માહાત્મ્યો કેટલીક અવનવી હકીકતો રજૂ કરે છે. આવાં પુરાણોમાં સ્કંદપુરાણ મોખરે છે. સ્કંદનો છઠ્ઠો નાગરખંડ, સાતમો પ્રભાસખંડ અને એના બીજા અવાંતર ખંડો, ત્રીજા બ્રહ્મખંડમાંનો ધર્મારણ્યખંડ, પહેલા માહેશ્વરખંડનો બીજો કુમારિકાખંડ, શ્રીમાલપુરાણ, મોઢ લોકોનું જ્ઞાતિપુરાણ 'ધર્મારણ્ય' અને સરસ્વતી-પુરાણ ગુજરાતના ઇતિહાસની કેટલીક વિગતો રજૂ કરે છે.

આનર્તના પ્રજાજનો અને નાગલોકોને વારંવાર ઘર્ષણ થયેલાં. 'આનંદપુર' અને 'નગર' નામ એવા વિગ્રહોના આધારે જ પડ્યાં હોવાનું નાગરખંડ પૌરાણિક રીતરસમ પ્રમાણે જણાવે છે.[1] આવા એક વિગ્રહમાં અહિચ્છત્રથી આવેલા મંકણ નામના વીર પુરુષે સરદારી લઈ નાગોને હાંકી કાઢ્યા હતા એવું આ ગ્રંથના ૪૦ મા અધ્યાયની હકીકત ઉપરથી સમજાય છે.[2] મંકણ નામનો એક વીર પુરુષ ઈ. સ. ના ચોથા સૈકામાં થઈ ગયો છે, જેણે દક્ષિણ ભારતમાં જઈ કદંબ વંશનું રાજ્ય સ્થાપ્યું હતું.[3] આનંદપુરનો મંકણ અને કદંબવંશ-સ્થાપક મંકણ એક જ હતા કે કેમ, એ ચોક્કસપણે કહેવા માટે વધુ પ્રમાણોની અપેક્ષા રહે છે, પરંતુ આનંદપુરમાં આવેલ મંકણ અહિચ્છત્રથી આવ્યો હતો. એવી રીતે કદંબવંશ સ્થાપક મંકણે અહિચ્છત્રથી સેંકડો બ્રાહ્મણોને બોલાવી દક્ષિણ ભારતમાં પોતાના રાજ્યની અંદર વસાવેલા, એટલું જ નહિ, પણ એ બધાને ગામ, ઘર, ખેતરો અને બીજાં દાન આપ્યાં હોવાનું શિલાલેખો કહે છે.[4] આથી આ બંને મંકણો એક જ હશે, જેનું આદિ વતન અહિચ્છત્ર હતું અને એ જ કારણે એણે રાજ્યારૂઢ થતાં પોતાનાં સ્નેહી, સગાં, અને જ્ઞાતિબંધુઓને કદંબ રાજ્યમાં બોલાવી ગામો, ખેતરો વ. નાં દાન આપી, ત્યાં વસાવ્યાં અને સુખી કર્યાં.

વડનગરનાં અનેક નામ ગણાવવામાં આવે છે, તેઓમાંથી આનંદપુર, નગર અને સ્કંદપુર માટે નાગરખંડમાંથી જે કથા મળે છે તે એક પૌરાણિક રૂપક છે. એમાંથી ફક્ત મંકણની હકીકત જ ઇતિહાસોપયોગી લાગે છે. બીજું, આ રૂપક દ્વારા આનર્ત પ્રદેશના હાટકેશ્વર ક્ષેત્રમાં પ્રાચીન યુગથી નાગ-વસાહતો હતી

એમ સ્પષ્ટ જણાય છે. નાગ-વિગ્રહમાં વિજય મેળવ્યા પછી, ત્યાંના પ્રજાજનોએ આનંદમહોત્સવ ઊજવ્યા બાદ, કદાચ નગરનું નામ 'આનર્તપુર'માંથી 'આનંદપુર' રાખ્યું હોય એ બનવા જોગ છે.

આ શહેરના 'નગર' નામ માટે પણ નાગ-વિગ્રહ મૂળકારણભૂત હતો. એના માટે નાગરખંડમાં જણાવ્યું છે કે, न + गर મંત્રના પ્રભાવથી નાગો નાસી ગયા અને બ્રાહ્મણો ફરીથી એ શહેરમાં નિવાસ કરી આનંદપૂર્વક રહેવા લાગ્યા. આ 'નગર'મંત્રના કારણે એ શહેરનું નામ 'નગર' રાખ્યું.[૫]

'સ્કંદપુર' નામના મુખ્ય કારણ તરીકે નાગરખંડ જણાવે કે સ્કંદ અને તારકાસુરનો ભયંકર સંગ્રામ અહીં થયેલો, જેથી આ નગર ઘણું જ ખખડી ગયું હતું, એથી સ્કંદે એનો જીર્ણોદ્ધાર કરી એનું 'સ્કંદપુર' નામ રાખ્યું.[૬]

નાગરોમાંથી બાહ્ય નાગરોનો જુદો સંપ્રદાય થયો હતો એમ નાગરખંડ જણાવે છે. પ્રાચીન કાલમાં અને આજે પણ જ્ઞાતિના ગુનેગારોને જ્ઞાતિ બહાર મૂકવાની પરંપરા જૂના વખતની છે, તે પ્રમાણે આનંદપુરના નાગરોએ જેને જ્ઞાતિ બહાર મૂક્યા તે 'બાહ્ય' (બાયડ) કહેવાયા. એના બે-ત્રણ વૃત્તાંત નાગરખંડમાં નોંધાયા છે: (૧) દેવશર્મા નામના બ્રાહ્મણે માહિષ્મતીના રાજા પાસે શ્રાદ્ધ કરાવી એના પુત્રને પ્રેતભાવથી મુક્ત કર્યો હતો. એણે રાજપ્રતિગ્રહ કર્યો તેથી એ તથા એનાં સંતાનોને જ્ઞાતિ બહાર મૂકેલાં, જે "બાહ્ય" કહેવાયાં.[૭] (૨) વિદિશામાં મણિભદ્ર નામનો એક ધનવાન ક્ષત્રિય રહેતો હતો. એ સર્વાંગે વાંકો અને વિરૂપ હતો, જ્યારે એની પત્ની સુંદર હતી. આ મણિભદ્ર દરરોજ એક બ્રાહ્મણને જમાડતો. એક વખત આનંદપુરનો પુષ્પ નામનો બ્રાહ્મણ એને ત્યાં જમવા ગયો. એની સ્ત્રી જ્યારે જ્યારે પીરસવા આવતી ત્યારે ત્યારે એ એના સામું જોતો, આથી મણિભદ્રે પોતાના નોકરો પાસે ખૂબ માર મરાવી એને બહાર કાઢી મૂક્યો. પછી પુષ્પે મણિભદ્રનું રૂપ લઈ રાજા પાસે પેલા મણિભદ્રને ફાંસીએ ચડાવ્યો ને એની પત્ની સાથે સંસાર ચલાવ્યો. એને પુત્રો પૌત્રો વગેરે થયા. પછી પુષ્પ એને લઈ આનંદપુર ગયો. પુષ્પે પોતાનાં પ્રથમનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરાવવા ત્યાંના બ્રાહ્મણોને કહ્યું, એમાં વિવાદ ચાલ્યો, અને જેણે પ્રાયશ્ચિત્ત કરાવી પુષ્પને શુદ્ધ બનાવ્યો તે ચંડશર્માને જ્ઞાતિ બહાર મૂક્યો. આનંદપુરના બ્રાહ્મણો બાહ્ય બ્રાહ્મણોને કનડગત કરતા તેથી પુષ્પે બાહ્ય બ્રાહ્મણોને લઈ સરસ્વતીના કિનારા ઉપર નિવાસ કર્યો.[૮] આ ઉપરથી બાહ્ય નાગરો સરસ્વતીના તટ ઉપર રહેતા હતા એમ પુરાણ સૂચવે છે.[૯]

નાગરખંડમાં કેટલાક રાજાઓનાં નામ મળી આવે છે. એમાં કાંતિપુરીના રુદ્રસેનનું નામ મોખરે છે.[૧૦] આ રાજાની સ્ત્રી પદ્માવતી દશાર્ણના રાજાની પુત્રી હતી. દશાર્ણની મુખ્ય નગરી વિદિશા–કાંતિપુરી નાગ રાજાઓની નગરીઓમાં મુખ્ય ગણાતી, આથી કાંતિપુરીનો રુદ્રસેન નાગરાજા હતો એમ સ્પષ્ટ જણાય છે. આ સિવાય વિદિશાનો બૃહત્સેન,[૧૧] માર કે મારુનો વિષ્વક્સેન,[૧૨] કાશીનો જયસેન,[૧૩] અને જયત્સેન–ઇંદ્રનાં[૧૪] નામ નાગરખંડમાંથી મળે છે. આ રાજાઓ કોણ હતા અને ક્યારે થયા એની કોઈ હકીકત પુરાણકારે જણાવી નથી.

નાગ પ્રજાની એક વસાહત પ્રાચીન ગુર્જરભૂમિમાં (હાલના આબુ પર્વતમાં) હતી. અર્બુદ ખંડમાં એક આખ્યાયિકા આ અંગે સંગ્રહાઈ છે.[૧૫] આવી જ બીજી આખ્યાયિકા આ ખંડમાં પુરાણકારે નાગહ્રદમાહાત્મ્ય પ્રસંગે રજૂ કરી છે. પહેલાં માતાના શાપથી ભયભીત થયેલા બધા નાગ નાગરાજ શેષ પાસે ગયા અને તેઓએ એમને પોતાની હકીકત જણાવી. ત્યારે નાગરાજે કહ્યું કે તમો બધા અર્બુદ પર્વતમાં જાઓ, ત્યાં જઈ માતાજીની ઉપાસના કરો. આથી બધા નાગો અર્બુદ પર્વતમાં ગયા. માતાજી એમની તપશ્ચર્યાથી પ્રસન્ન થયાં અને એમણે પ્રત્યક્ષ થઈ નાગોને પૂછયું કે તમારી શી ઇચ્છા છે. આથી નાગોએ કહ્યું કે પરીક્ષિતનો પુત્ર જનમેજય સર્પસત્ર કરે છે તેનો યજ્ઞાગ્નિ અમોને બાળી મૂકે છે, માટે એનાથી અમારી રક્ષા કરો. ત્યારે દેવીએ કહ્યું કે તમો બધા મારા આશ્રય પાસે નિવાસ કરો. આથી નાગલોકો માતાજીના આશ્રયે રહ્યા એ સ્થાન 'નાગહ્રદ' તરીકે વિખ્યાત બન્યું.[૧૬] કુમારિકા-ખંડમાંથી એ ખંડની મર્યાદા ખંભાતથી આરંભી વડોદરા, અને કારવણ–કાયાવરોહણ અર્થાત્ વડોદરા જિલ્લા સુધીની હોવાનું જાણી શકાય છે. પુરાણકારે ખંભાત આજુબાજુના પ્રદેશને કુમારિકા-ક્ષેત્ર તરીકે જણાવેલ છે. આ ખંડમાં ચાણક્યે શુક્લતીર્થમાં અંતિમ જીવન ગાળ્યાનો ઉલ્લેખ છે.[૧૭] આવી જ બીજી હકીકત સુપ્રસિદ્ધ ભર્તૃયજ્ઞ માટેની છે. નાગરજ્ઞાતિમાં એ એક પ્રકાંડ પંડિત થઈ ગયા છે, જેમણે નાગરજ્ઞાતિ સંસ્થાને વ્યવસ્થિત કરતાં એના નીતિનિયમ ઘડ્યા હતા. આ ભર્તૃયજ્ઞ યાજ્ઞવલ્ક્યના પુનરવતાર તરીકે ગણાતા હોવાનું પુરાણકારે જણાવ્યું છે. તેઓ પ્રાચીન આનંદ-પુર(વડનગર)માં થયા હોવાનું નાગરખંડમાં નોંધ્યું છે.[૧૮] પુરાણકારે એમને પાશુપત સંપ્રદાયના મુખ્ય પ્રચારક તરીકે જણાવ્યા છે.[૧૯] આ ઉપરાંત પાશુપત યોગીઓના ત્રીસ આચાર્યોની નોંધ પણ આ પુરાણમાંથી મળે છે.[૨૦] પુરાણમાં ગુજરાતની અંદર સિત્તેર હજાર ગામડાં હોવાનું સૂચવ્યું છે.[૨૧] ગુજરાતમાં

પ્રસિદ્ધ થયેલી અડાલજની વાવથી વિખ્યાત અડાલજ ગામમાં અટ્ટાલજા નામની રાક્ષસીનો વન્યેશ્વરી દેવીએ નાશ કર્યો હોવાથી એ ગામનું નામ 'અટ્ટાલજ' પડ્યું એવો નિર્દેશ છે.[૨૨] એવી જ રીતે ગય નામના રાક્ષસનો નાશ ગયત્રાડ-દેવીએ જે સ્થળે કર્યો ત્યાં વસેલા ગામનું નામ 'ગયત્રાડ' કે 'ગત્રાડ' પડ્યું હતું એમ પુરાણકારે સૂચવ્યું છે.[૨૩] સ્થલનામોના ઇતિહાસ માટે આવા ઉલ્લેખ ઉપયુક્ત મનાય. ગયત્રાડા દેવી મોઢ બ્રાહ્મણોની ૨૪ ગ્રામદેવીઓ પૈકીની છે, જેની વિધાનોક્ત પ્રતિમા આજે મોઢેરામાં બેસાડેલી છે. અમદાવાદમાં આ જ નામ ધરાવતી ગત્રાડની પોળ છે. સ્કંદપુરાણના આ ખંડમાંથી એક સામાજિક હકીકત મળે છે. ગુજરાતમાં ઓરી, અછબડા, અને શીતળાના મુખ્ય દેવ "બળિયાકાકા" નામથી ગામે ગામ પૂજાય છે તેનો ઇતિહાસ રજૂ કરતાં પુરાણકાર જણાવે છે કે ભીમનો પૌત્ર બર્બરીક ઘણો જ બળવાન હતો. એની માતા પ્રાગ્જ્યોતિષપુરની હતી. કૌરવ પાંડવોનું યુદ્ધ કુરુક્ષેત્રમાં થયું ત્યારે એ આ સંગ્રામ જોવાની ઉત્કંઠાથી આવ્યો હતો. ભગવાને બર્બરીકનો ભોગ માગ્યો, કારણ કે સંગ્રામના યુદ્ધસ્તંભને એક વીરનું બલિદાન આપવું પડતું. બર્બરીકે કહ્યું કે હું ભોગ આપવા તૈયાર છું, પણ મારે આ સંગ્રામ જોવાની ઉત્કટ ઇચ્છા છે તેથી જ હું અહીં આવ્યો છું. ભગવાને એની હકીકત સાંભળી એને કહ્યું કે તું અહીં બલિદાન આપીશ, પછી તારું મસ્તક યુદ્ધસ્તંભ ઉપર બેસાડીશું, ત્યાંથી આ યુદ્ધ-યજ્ઞનું કાયમ માટે નિરીક્ષણ કરજે. પછી બર્બરીકે પોતાનું બલિદાન આપ્યું, તેથી ભગવાન પ્રસન્ન થયા અને એમણે વરદાન આપ્યું કે ભૂત ભવિષ્ય અને વર્તમાનમાં ત્રણે લોકની અંદર તારું પૂજન થશે, વધુમાં વાત પિત્ત અને કફના રોગ જે બાળકને થશે તેમજ ફોડકા કે ચાંદાં પડશે તે તારા પૂજનથી શાંત થઈ જશે.[૨૪] આ પૌરાણિક રૂપકની કેટલીક હકીકત વલ્લભ મેવાડાના 'મહાભારત'માં પણ મળે છે.[૨૫]

પ્રભાસખંડમાં પ્રભાસનાં તીર્થો તથા તેઓનાં માહાત્મ્ય પૌરાણિક પદ્ધતિ પ્રમાણે આપવામાં આવેલ છે. પ્રભાસ તીર્થની ઉત્પત્તિ, ચંદ્રે આ સ્થાન ઉપર કરેલ તપશ્ચર્યા, અને શિવની આરાધનાના કારણે સોમેશ્વરની સ્થાપના—આ બધાં એનાં મુખ્ય કારણ છે. આ ઉપરાંત આ ખંડમાં પ્રભાસની આજુબાજુ આવેલાં સેંકડો તીર્થોનાં માહાત્મ્ય રજૂ કરેલાં છે. સૌથી વધુ રસમય હકીકત સરસ્વતી માટેની છે. ઋગ્વેદમાં સરસ્વતીનો પ્રવાહ હિમાલયમાંથી નીકળી સમુદ્રને મળતો હતો એમ સૂચવ્યું છે. મહાભારતના આરણ્યકપર્વમાં સરસ્વતી વિનશન આગળ આવી મરુપૃષ્ઠમાં અંતર્હિત થઈને આગળ જતાં ચમસોદ્ભેદ શિવોદ્ભેદ અને નાગોદ્ભેદ આગળ દેખાય છે એમ નોંધાયું છે. [૨૫]

સ્કંદપુરાણના કુલ ૩૯ અધ્યાયોના ધર્મારણ્યખંડ નામે નાના ખંડમાં મોહેરકપુર(મોઢેરા)ની સ્થાપના, ત્યાંનાં તીર્થો, મંદિરો અને વાવો, સરોવરો તથા નદીઓ જે આ પ્રદેશમાં આવી છે તેઓની ઠીક ઠીક રજૂઆત પુરાણકારે આપેલી છે. દરેક તીર્થ સાથે એનું માહાત્મ્ય જણાવતી અને એ તીર્થના પ્રાદુર્ભાવની વિસ્તારપૂર્વક માહિતી આપેલી છે. મોઢ જ્ઞાતિનાં કુલદેવી શ્રીમાતાએ રાક્ષસોનો નાશ કરી મોઢેરાના પ્રજાજનોને નિર્ભય બનાવ્યા હોવાનું પણ આ ગ્રંથમાં સૂચવ્યું છે. આ ઉપરાંત મોઢ જ્ઞાતિનાં ગોત્રો, ગોત્રદેવીઓ, અને અટકો માટે પણ બે અધ્યાય આપેલા છે. સૌથી વધુ રસમય હકીકત શ્રીરામચંદ્ર, જે મોઢ જ્ઞાતિના ઇષ્ટદેવ મનાય છે તેઓ, સીતાજી સહિત અહીં આવેલા અને એમણે યજ્ઞ કરી મોઢ બ્રાહ્મણોને ૫૫ ગામ દાનમાં અપેલાં તે બધાંનાં નામોની મોટી યાદી પણ રજૂ કરી છે. પેલાં ગામ ત્રૈવિદ્યોને રામચંદ્રે આપેલાં, જ્યારે પાછળથી ચાતુર્વિદ્યોને પણ ૨૦ કે ૨૪ ગામ આપ્યાં હતાં તેઓની નોંધ આપી છે. આ સિવાય ગુજરાતમાં જાણીતાં શ્રીક્ષેત્ર–સરખેજ, અડાલજ, મંડલી, સીતાપુર અને બીજાં ગામોનાં નામ આ પુરાણમાંથી મળે છે. અંતમાં મોઢ બ્રાહ્મણોના છ અવતાર–ભેદોનો ઇતિહાસ આપી એમના રીતરિવાજો અને નીતિનિયમોના બંધારણની યાદી આપવામાં આવેલ છે. આ બધાં ગામ ભગવાન રામચંદ્રે આપ્યાં હતાં, પરંતુ લાંબો કાલ ગયા પછી કનોજના આમ રાજાએ એ પડાવી લીધાં એવું પુરાણકારે સૂચવ્યું છે.[૨૬] પદ્મપુરાણ–અંતર્ગત ગણાતો 'ધર્મારણ્ય' નામનો બીજો સ્વતંત્ર ગ્રંથ પણ છે તેના છેલ્લા પાંચ અધ્યાયોમાં ગુજરાતના ઇતિહાસને ઉપયોગી કેટલીક હકીકતો આપવામાં આવેલ છે. આ ગ્રંથ પાછળથી રચાયો છે. એમાં વૈશ્યજ્ઞાતિમાં પડેલા દશા–વીશાના ભેદની હકીકત આપેલી છે.[૨૭] દશા–વીશાના ભેદ વસ્તુપાલના સમયમાં એટલે સં. ૧૨૭૫ના અરસામાં પડ્યા હતા.

બીજી હકીકત મોઢેરા-ભંગની છે. અલાઉદ્દીનનો સરદાર ઉલૂઘખાન ગુજરાત ઉપર સં. ૧૩૫૬ માં ચડી આવેલો. તેણે કર્ણ વાઘેલાને હરાવી નસાડી મૂક્યો અને ગુજરાતનું રાજ્ય મુસલમાન સલ્તનત નીચે મૂક્યું. આ વખતે એણે મોઢેરાને ઘેરો ઘાલ્યો હતો એનું રસમય ઐતિહાસિક વર્ણન આ ગ્રંથકારે વિગતવાર આપ્યું છે.[૨૮] આ ગ્રંથમાં કુલ ૬૯ અધ્યાય આપેલા છે. શરૂઆતના અધ્યાયોમાં મોઢેરાનાં તીર્થો, દેવમંદિરોનાં વર્ણનો તથા માહાત્મ્યો, મોઢ બ્રાહ્મણોની ઉત્પત્તિ, એમના ભક્ત મોઢ વૈશ્યો, અને તેઓના રીતરિવાજો વગેરે હકીકતો વિસ્તારથી આપી છે. ત્યાર પછી ગોત્રદેવીઓ, કુલદેવીઓ, અને બીજા દેવોના યજનપૂજનની માહિતી રજૂ કરતાં બ્રાહ્મણોનાં ગોત્રપ્રવરોની અદ્યતન

હકીકત રજૂ કરી છે. મોઢેરા ઉપર અનેક વખત કર્ણાટ, લોહાસુર વગેરે રાક્ષસો ચડી આવેલા, જેનો શ્રીમાતા તથા માતંગીએ ભારે યુદ્ધો કરી નાશ કર્યો હતો. આ પછી મોઢ બ્રાહ્મણોના છ અવાંતર ભેદોની હકીકતો, તેઓના રીતરિવાજો, લગ્ન-પ્રસંગે કરવામાં આવતા વિશિષ્ટ કાર્યક્રમો, પૂજા બલિદાન હોમ વગેરેનાં વર્ણન નોંધી કેટલીક ઇતિહાસ-ઉપયોગી વિગતો સંગ્રહી છે. આ બાબતોમાં મુખ્ય હકીકતો નીચે પ્રમાણે ગણાવી શકાય : (૧) આમ રાજા સાથે સંઘર્ષ, (૨) પાટણની સ્થાપના, (૩) વનરાજની ઉત્પત્તિ અને બાલ્યકાલ, (૪) ચાવડા વંશની વંશાવળી, (૫) માધવ અને ગુજરાતના હિંદુ રાજ્યનું પતન, (૬) મોઢેરાનો વિનાશ. આ પૈકી પહેલી ચાર બાબતોનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે.

ગુજરાતનું રાજ્ય મુસલમાનોને નોતરી નાગર પ્રધાન માધવે કેવી રીતે એમને અપાવ્યું એની સવિસ્તાર હકીકત આ ગ્રંથમાં સંગ્રહાઈ છે. એમાં જણાવ્યું છે કે "પ્રતાપશાલી કર્ણ રાજા રાજ્યાસન ઉપર બેઠો, તેને ગુણ વગરનો દુષ્ટ માધવ નામનો પ્રધાન હતો. એ દેશદ્રોહી, પાપી, દુષ્ટાત્મા, અધમ કુલનો તથા ક્ષત્રિય રાજ્યનો નાશ કરાવનાર અને ગુજરાતમાં મ્લેચ્છોનું રાજ્ય સ્થાપન કરાવનારો હતો."[૩૦]

વનરાજ મોઢેરામાંથી નીકળી ઉત્તર દિશા તરફ જતાં સરસ્વતીના કિનારા ઉપર ઉજ્જડ વનમાં એક મોટું વડનું ઝાડ હતું ત્યાં ગયો. વનમાંથી મૃગોને મારી કાષ્ઠ વડે અગ્નિ ઉત્પન્ન કર્યો અને માંસ શેકી ભોજન કર્યું. એણે પોતાનો સામાન જલપાત્ર વગેરે વડ ઉપર લટકાવ્યાં અને રાત્રે એ ઝાડ ઉપર વિશ્રાંતિ કરવા વિચાર્યું. અર્ધરાત્રિએ એક યોગિનીએ આવી એની પાસે ભિક્ષાની માગણી કરી એટલે વનરાજે પોતાની પાસેનું માંસ દેવીને આપ્યું, આથી એણે પ્રસન્ન થઈને વરદાન આપ્યું કે તું મારા આ સ્થાનની નિત્યપૂજા કરજે, તેથી તું સુખી થઈશ. આ દેવીનું નામ ગૃધ્રલા હતું.[૩૧] આજે પણ હાલના પાટણથી પશ્ચિમમાં અને પ્રાચીન પાટણની પડોશમાં, વટપલ્લી-વડલી નામનું ગામ સરસ્વતીના કિનારા ઉપર આવેલું છે; સૌ પહેલાં વનરાજ આ સ્થાન ઉપર આવ્યો હશે. ત્યાં વડોનાં મોટાં ઝાડ હતાં, જેના કારણે એ ગામનું નામ વટપલ્લી-વડલી પડ્યું હોય એ સ્વાભાવિક છે. આ વડલી પ્રાચીન પાટણનું ઉપનગર ગણાતું. ત્યાં સારી એવી વસ્તી હતી અને જૈનોનાં મંદિર પણ આવેલાં. આજથી પચીસ વર્ષ પૂર્વે આ ગામમાં ખોદકામ કરતાં એક ભોંયરું મળી આવ્યું હતું, જેમાંથી આશરે ૩૦૦ જેટલી નાનીમોટી જૈન પ્રતિમા દટાયેલી પ્રાપ્ત થઈ હતી.

જૈનો અને બ્રાહ્મણો વચ્ચે કુમારપાલના રાજ્યકાલમાં સંઘર્ષ થયેલા એની કેટલીક વાર્તાઓ 'ધર્મારણ્ય'માં નોંધાઈ છે.[૩૨] આ બ્રાહ્મણોમાં મુખ્ય ભાગ મોઢ બ્રાહ્મણોનો હતો એમ ગ્રંથકાર કહે છે. એ કાલે બ્રાહ્મણો અને યતિઓમાં તંત્ર-વિદ્યાના અઠંગ ઉપાસકો હતા. બ્રાહ્મણો અને યતિઓને તિથિ બાબત એક વખત રાજાના પૂછવાથી વિવાદ થયેલો.[૩૩] આવી જ બીજી સંઘર્ષકથા "લાખુબાઈ"ની ધર્મારણ્યકારે રજૂ કરી છે.[૩૪] સંઘર્ષકથાઓની પરંપરામાં ઝામોરની હકીકત પણ કેટલીક ઇતિહાસોપયોગી વિગતો પૂરી પાડે છે.[૩૫] 'સંપ્રદાયપ્રદીપ'માં જણાવ્યું છે કે કુમારપાલ રાજાની એક રાણી રોજ શાલિગ્રામની પૂજા કર્યા બાદ ભોજન કરતી એના માટે માળીએ એક તુલસીનો છોડ ખૂણામાં છાનો રાખ્યો હતો ત્યાંથી એ લાવી આપતો.[૩૬] 'ધર્મારણ્ય'નો એક પ્રસંગ, જે હજુ વધુ જાણીતો બન્યો નથી તે, "મોઢેરા-ભંગ"નો છે. મોઢેરા-ભંગની હકીકત પુરાણકારે જાણે નજરે જોઈને જ ન લખી હોય એમ પદ્ધતિસરની વિસ્તારપૂર્વક આપેલી છે.[૩૭] દુરાચારી શ્રીપતિનો પુત્ર સોમૈયો જ્ઞાતિબહિષ્કારનો ભોગ થઈ પડતાં મુસલમાનોને મોઢેરા પર હુમલો કરવા તેડી લાવ્યો. વિઠ્ઠલ નામનો બ્રાહ્મણ, જે યુદ્ધકલાનો જાણકાર વીર પુરુષ હતો, તેણે મોઢેરાના બ્રાહ્મણોની સરદારી લીધી અને મુસલમાનોના સૈન્યનો સામનો કર્યો. દિવાળીથી ફાગણ માસ સુધી આ ઘેરો ચાલુ રહ્યો, પણ શહેરનો કબજો મળ્યો નહિ તેથી મુસલમાન સરદાર કંટાળ્યો ને માધવ મંત્રીને સંધિ કરવા મોકલ્યો. બ્રાહ્મણોએ પાંચ હજાર સોનામહોર આપી સંધિ કરી. એ ધન સોમૈયાની માતા પાસેથી પડાવેલું હતું, આથી તે સરદારે મોઢેરાનો નાશ કરી લૂંટવા વિચાર કર્યો. બ્રાહ્મણો આનંદમાં આવી ગયા, કારણ કે મુસલમાનોનું સૈન્ય કરાર પ્રમાણે ત્યાંથી ચાલ્યું ગયું હતું. હુતાશનીના દિવસે બ્રાહ્મણો પૂજાની તૈયારી કરતા હતા ત્યારે સોમૈયો પાછું લશ્કર લઈ મોઢેરા ઉપર ચડી આવ્યો. લોકો તો બીકના માર્યા નાસભાગ કરવા લાગ્યા. બ્રાહ્મણોએ લશ્કરનો સામનો કર્યો તેમાં હજારો માણસ મરાયાં અને વિઠ્ઠલ સેનાપતિ એના કુટુંબ સાથે નાસી છૂટ્યો. મુસલમાનોએ વિઠ્ઠલનાં કુટુંબીજનોને પકડી કેદ કર્યાં. ત્યારબાદ લશ્કર મોઢેરામાં દાખલ થયું. એણે લોકોનાં ઘર ખોદીને પણ ધન મળ્યું તેટલું મેળવ્યું અને લૂંટ્યા બાદ નગરને બાળ્યું. કેટલાયે બ્રાહ્મણ કેદ પકડાયા. પછી કેટલાક બ્રાહ્મણોએ વિઠ્ઠલને ખબર આપી મુસલમાનોના આ અત્યાચારમાંથી છોડાવવા જણાવ્યું, આથી વિઠ્ઠલ જાતે પાછો મોઢેરા આવ્યો. એ મુસલમાન સરદારને મળ્યો. પોતાના ભાઈને બાંયધરીમાં આપી સર્વે બ્રાહ્મણોને મુક્ત કરાવ્યા. વિઠ્ઠલનાં ૧૨૧ ગામ સરદારે પડાવી લઈ ફક્ત બાર ગામ જીવિકા માટે આપ્યાં.[૩૮] આમ ગૃહકલેશના કારણે સોમૈયાએ મોઢેરાનો પાસે રહી વિનાશ કરાવ્યો.

ચાવડા ચોરી લૂંટફાટ કરતા હતા એવી હકીકત સરસ્વતીપુરાણકારે પણ જણાવી છે. એમાં નોંધાયું છે કે "ક્રોધરસ નામના રાક્ષસો, જેઓનો વિષ્ણુએ નાશ કર્યો હતો તે, બધાઓએ ચાપોત્કટ નામથી પૃથ્વી ઉપર જન્મ લીધો. એ લોકોએ અર્બુદારણ્ય તરફથી આવી અહીં સરસ્વતીના કિનારા પાસે નિવાસ કર્યો. અહીં તેઓ રૌદ્ર-ભયંકર કાર્યો કરતા. નિરંકુશ અને મદ્યપાન કરનારા આ પાપી લોકોના સ્પર્શના ભયથી સરસ્વતી દેવી ઋષિગણો સાથે અહીં અદશ્ય બન્યાં."[૩૯]

સરસ્વતીપુરાણમાં સિદ્ધરાજનું ચરિત્ર પૌરાણિક રીત પ્રમાણે આપેલું છે.[૪૦] સિદ્ધરાજના ચરિત્રાલેખનમાં પુરાણકારે એના જન્મ-સમયે થયેલ આકાશ-વાણી દ્વારા એના સમગ્ર જીવનનો નિચોડ આપેલો છે. એના જીવનનાં મુખ્ય મુખ્ય કાર્યોને જણાવતાં પુરાણકાર કહે છે કે "આ કુમાર સર્વજિત્ થશે અને સર્વ મનુષ્યોમાં નરશાર્દૂલ ગણાઈ 'જયસિંહદેવ' તરીકે વિખ્યાત બનશે. જે સનાતન ધર્મ નષ્ટ થયો છે તેનો ઉદ્ધાર કરીને એની પુનઃ સ્થાપના કરશે. મનુષ્ય-લોકમાં પુરુષોત્તમ, એટલે સાક્ષાત્ વિષ્ણુ જેવો સર્વોત્તમ ગણાશે. એ મહાદેવ તરફ અનન્ય ભક્તિ રાખી ચક્રવર્તી થશે અને 'સિદ્ધરાજ' તરીકે વિખ્યાત બનશે. સંપૂર્ણ શ્રદ્ધા-ભક્તિ વડે પ્રાચીન રુદ્રમહાલયનો ઉદ્ધાર કરી ત્યાં મહારુદ્રનું આરાધન કરશે તેમજ મહાલયનું માહાત્મ્ય વધારશે. એ લોકમાન્ય નૃપતિ ભૂતોના ઈશ એટલે ભૂતોના સરદાર અને ભય આપવાવાળા બર્બરકને મહા-લયની સમીપમાં જીતી વશવર્તી બનાવશે. આ મહામના (સત્પુરુષ) અંધકૂપમાંથી ભીસ લાવી આપી નાગોને પ્રાણદાન આપશે. એ બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ, સર્વ જ્ઞાનનો ભંડાર અને સર્વધર્મપ્રવર્તક બની સર્વ રાજાઓનો રાજા-મહારાજા થશે."[૪૧] સિદ્ધરાજે કરેલા સર્વ વિજયોમાં અવંતિના વિજયને આ પુરાણકારે સારું એવું મહત્ત્વ આપ્યું છે.

સરસ્વતીપુરાણમાંથી બર્બરક યાને બાબરા ભૂતના જીવન સંબંધી પણ સારી એવી માહિતી મળે છે.[૪૨]

સિદ્ધરાજનાં પૂર્તકાર્યોમાં સૌથી શ્રેષ્ઠ "સહસ્રલિંગ સરોવર"નું રચનાવિધાન અદ્ભુત અને અનન્ય ગણાતું. આ સરોવરના આયોજન માટેની કેટલીય અનન્ય હકીકતો સરસ્વતીપુરાણે રજૂ કરી છે.

સહસ્રલિંગ સરોવર બંધાવવાની પ્રેરણા સિદ્ધરાજને કેવી રીતે મળી એના સંબંધમાં આ પુરાણમાં જણાવ્યું છે કે એક વખત સિદ્ધરાજ રાતે સૂઈ રહ્યો

હતો ત્યારે એ એના પૂર્વજ દુર્લભરાજે બંધાવેલ સરોવર જળપૂર્ણ કેમ થાય એનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં એ નિદ્રાધીન થઈ ગયો. એને સ્વપ્ન આવ્યું તેમાં એને પોતાના કુલપતિ ભરદ્વાજ મુનિનાં દર્શન થયાં. પછી મુનીશ્વર ભરદ્વાજે સિદ્ધરાજને જણાવ્યું કે મેં તારા હૃદયની જે ઇચ્છા છે તે દિવ્ય દૃષ્ટિ વડે જાણી છે. સિદ્ધરાજે ઘોર નિદ્રામાં હોવા છતાં ભરદ્વાજ મુનિનો સત્કાર કર્યો. પછી ભરદ્વાજ ઋષિ કહેવા લાગ્યા કે હે વત્સ, તું જે સરોવરને જળપૂર્ણ કરવા માગે છે તેનો ઉપાય બતાવું. તું બ્રહ્મપુત્રી સરસ્વતીનું આરાધન કર. હે સિદ્ધરાજ, પૂર્વે તેં જે સિદ્ધેશને પ્રસન્ન કર્યા હતા તે સરસ્વતીના ઉત્તર કિનારા ઉપર, શહેરથી ઉત્તરમાં, સ્મશાનની અંદર આવેલા છે. એ સિદ્ધેશ્વરને ભક્તિ વડે પ્રસન્ન કરી, ઉત્તરાભિમુખે બેસી આસન લગાવી, પ્રાણાયામપૂર્વક સરસ્વતીનું આરાધન કરજે, જે તને સિદ્ધિ આપશે. આ પ્રમાણે સ્વપ્નમાં કહી ભરદ્વાજ મુનિ અંતર્ધાન થઈ ગયા. બીજે દિવસે સિદ્ધરાજે સ્વપ્નની હકીકત મંત્રીઓ અને પોતાના આપ્તજનોને કરી. પછી પવિત્ર દિવસે પ્રસ્થાન કરી ગણપતિના મંદિરે ગયો. એમનું વિધિપૂર્વક પૂજન અર્ચન કરી એ ઉત્તરમાં સિદ્ધેશ્વર ગયો. ત્યાં મહાદેવનું શ્રદ્ધાપૂર્વક યજન પૂજન કરી ત્યાં સરસ્વતીનું આરાધન કર્યું. ત્રીજે દિવસે સરસ્વતી પ્રસન્ન થઈ એની સામે પ્રત્યક્ષ થયાં. શુક્લ વસ્ત્ર ધારણ કરેલાં, હાથમાં વીણા ધારણ કરેલાં તેમજ શ્વેત પુષ્પોથી અલંકૃત એ દેવીએ રાજાને કહ્યું: હે વત્સ, તારા આરાધનથી હું પ્રસન્ન થઈ છું, વરદાન માગ. સરસ્વતીનાં વચનોથી સિદ્ધરાજ જાગ્રત બન્યો, એણે દેવીનું પૂજન કર્યું અને પ્રાર્થના કરી કે જો આપ પ્રસન્ન થયાં હો તો આ સ્થાનનો કદી ત્યાગ કરશો નહિ. બીજું આ નગરની નજદીકમાં મારું જે જળહીન સરોવર છે તેને આપના પુણ્ય-પવિત્ર જળ વડે પરિપૂર્ણ કરો. એટલું જ નહિ, પણ આકાશ પાતાળ અને પૃથ્વી ઉપરનાં સર્વ તીર્થ મારા આ સરોવરમાં નિવાસ કરો. સરસ્વતીએ રાજાનું વચન સાંભળી જણાવ્યું કે હે રાજન્, તેં માગ્યું તે જ પ્રમાણે થશે. મારી જળમયી મૂર્તિ છે તે અહીંના શ્મશાનને પ્લાવિત કરી તારા પવિત્ર સરોવરમાં સદાકાળ નિવાસ કરશે. એમ કહી સરસ્વતી ત્યાંથી અંતર્ધાન થયાં.[૪૩]

પુરાણકારે આ સરોવરમાં જળ લાવવા બાંધેલી જળવીથિકાના બંને કિનારા ઉપર આવેલ દેવમંદિરો કુંડો વાવો વગેરેની વિગતવાર માહિતી દરેકના તીર્થ-માહાત્મ્ય સાથે આપી છે. સહસ્રલિંગ સરોવર નજદીક આવતાં જળવીથિકાનું જળ જે કાંપ અને કચરો ઘસડી લાવતું તે અહીં ઠરીને સ્વચ્છ બને એટલા માટે રુદ્રકૂપ બનાવ્યો હોવાનું પણ જણાવેલ છે.

સરસ્વતીપુરાણકારે આ સરોવરના કિનારા ઉપર આવેલ સેંકડો દેવમંદિરોની નોંધ રજૂ કરી છે. આમાં દશાવતારનું મંદિર, ૧૦૮ દેવીઓનું દેવીપીઠ, સોમનાથ, ભાયલસ્વામી, કાશીવિશ્વનાથ, કોલ્લાદેવી, ભૂતેશ્વર વગેરે જણાવેલ છે. સરોવરના કિનારા ઉપર ૧૦૦૮ શિવમંદિર તો હતાં જ, પરંતુ બીજાં સેંકડો નાનાંમોટાં મંદિર પણ ત્યાં આવેલાં હતાં. આ દરેક મંદિરની નજદીકનો ઓવારો એનું તીર્થ ગણાતો. સરોવરના મધ્યભાગે બકસ્થળ–મોટો ટેકરો હતો, જેના મધ્ય ભાગે વિંધ્યવાસિનીનું મંદિર આવેલું હતું. આ મંદિરમાં જવા માટે પશ્ચિમ કિનારે આવેલો દેવીપીઠમાંથી જવાનો માર્ગ હતો. એની નજદીક સરોવર સંપૂર્ણ ભરાયા બાદ જળ બહાર કાઢવા માટેનું નિકાસ-દ્વાર હતું, જે દ્વારા વધારાનું જળ ત્યાંથી બહાર નીકળી, ત્યાં મોટો બાગ હતો તેમાં જતું. એ 'વન'માં થઈ આ પ્રવાહ સરસ્વતીના મુખ્ય પ્રવાહમાર્ગને, આગળ જતાં મળતો.

સિદ્ધરાજના રાજ્યકાલમાં કેશવ નામનો એક વિદ્વાન એના રાજનગરની અંદર 'સિદ્ધરાજમેરુ' નામના શિવમંદિરમાં રહેતો હતો. એ સિદ્ધરાજને ઇતિહાસ, પુરાણો, ધર્મશાસ્ત્રો અને આગમો સંભળાવતો. સિદ્ધરાજની રાજસભામાં કેશવ નામના ત્રણ વિદ્વાન બેસતા હતા એવું પ્રભાવકચરિત દ્વારા જાણવા મળે છે. પાટણમાં થયેલા વાદવિવાદમાં આ ત્રણે કેશવ દિગંબર કુમુદચંદ્રના પક્ષમાં હતા.[૪૪] સિદ્ધરાજને ઇતિહાસ પુરાણ સંભળાવનાર કેશવ આ ત્રણ પૈકી એક હોવો જોઈએ. એનું મૂળ વતન સત્યપુર (સાંચોર) હતું. એનો પિતામહ અર્જુન વિદ્વાન હતો. પિતાનું નામ દામોદર અને માતાનું નીતાદેવી હતું. કેશવ વેદ, વેદાંગ, પુરાણ અને ધર્મશાસ્ત્રનો પારગામી વિદ્વાન હતો. એ પાછળથી પાટણમાં આવી રહેલો અને સિદ્ધરાજના રાજમાન્ય વિદ્વાન તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી એનું પ્રીતિપાત્ર બનેલો.[૪૫]

## (૨) જૈન સાહિત્યમાંથી

સોલંકીકાલના જૈન સાહિત્યમાં અનુશ્રુતિઓનો ભંડાર ભરેલો છે. અહીં એ સાહિત્યમાંના અત્યંત મહત્ત્વપૂર્ણ પ્રતિનિધિ–ગ્રંથોમાંથી નમૂનારૂપે કેટલીક અગત્યની અનુશ્રુતિઓ સંક્ષેપમાં આપી છે.

## મૂલરાજનો રાજ્યાભિષેક

ભૂયરાજના વંશજ મુંજાલદેવના પુત્રો રાજ બીજ અને દંડક સોમનાથ-યાત્રાથી પાછા ફરતાં અણહિલ્લપુર આવ્યા. ત્યાં રાજની ઘોડેસવારીની કળાથી ખુશ થઈ રાજા સામંતસિંહે પોતાની બહેન લીલાદેવી એને પરણાવી. પ્રસવ પહેલાં જ એ અવસાન પામેલી તેથી એનું પેટ ચીરી પુત્રને જન્મ કરાવ્યો. મૂલ નક્ષત્રમાં જન્મેલ એ 'મૂલરાજ' કહેવાયો. નશામાં ચકચૂર મામો ઘણી વાર એને ગાદીએ બેસાડે અને નશો ઊતરતાં ઉઠાડી મૂકે. એકવીસ વર્ષની ઉંમરે વિ. સં. ૯૯૩ (ઈ. સ. ૯૩૭) ની આષાઢી પૂનમે આવી રીતે ગાદીએ બેઠેલો મૂલરાજ મામાને મારી સાચો ગાદીપતિ બની ગયો. એણે પંચાવન વર્ષ રાજ્ય કર્યું.૪૬

## વયજલ્લદેવની કથા

મૂલરાજની ઇચ્છા ત્રિપુરુષપ્રાસાદના ચિંતાયક તરીકે કન્થડિ તપસ્વીને નીમવાની હતી. એમણે ના પાડતાં રાજાએ નિમણૂકનું તામ્રશાસન ભિક્ષામાં સંતાડી આપી દીધું. જમણે હાથે ગ્રહણ કરેલું મિથ્યા ન થાય તેથી એમણે શિષ્ય વયજલ્લદેવને મોકલ્યો. એ રોજ કેસર કસ્તૂરી કપૂર વગેરેનું ઉદ્‌વર્તન શરીરે વારાંગનાઓ પાસે કરાવતો અને શ્વેત છત્ર પણ રાખતો, છતાં શુદ્ધ બ્રહ્મચારી રહ્યો હતો. એ "કંકૂલોલ" કે "કાંકરોલ" નામથી ખ્યાતિ પામ્યો. એની કસોટી કરવા આવેલ રાણીને તાંબૂલના પ્રહારથી એણે કોઢણી કરી મૂકી, અને અનુનય થતાં, પોતાના ઉદ્‌વર્તનના લેપથી તથા સ્નાનના ઉત્સૃષ્ટ જલના પ્રક્ષાલનથી એને સાજી કરી.૪૭

## લાખા ફુલાણીની કથા

પરમારવંશીય કીર્તિરાજદેવની પુત્રી કામલતા, નાનપણમાં સખીઓ સાથેની રમતમાં વર પસંદ કરવાનું કહેવાતાં, ઘોર અંધકારને કારણે મહેલના થાંભલા પાછળ ઊભેલા ફૂલડ નામના પશુપાલને અજાણતાં જ પસંદ કરી બેઠી. પછી તો પતિવ્રતાવ્રત સાધ્વી હઠપૂર્વક એ એને જ વરી. એમનો દીકરો લાખાક કચ્છનો રાજા થયો. એણે અગિયાર વખત મૂલરાજના સૈન્યને ત્રાસ આપ્યો. અંતે મૂલરાજે કપિલકોટ્ટ દુર્ગમાં એને રૂંધી ત્રણ દિવસના યુદ્ધ બાદ ભગવાન સોમનાથ પાસેથી પ્રાપ્ત થયેલ રુદ્રકલા વડે મારી નાખ્યો. મરેલા લક્ષ(લાખાક)ની શ્મશ્રુને પગ અડાડતાં મૂલરાજને "લૂતારોગથી તારો વંશ નષ્ટ થશે" એવો શાપ લાખાકની માતાએ આપ્યો.૪૮

### ગુજરાત–માળવાના વેરનું મૂળ

બાર વર્ષ રાજ્ય કરી, દુર્લભરાજ પુત્ર ભીમને ગાદીએ બેસાડી સં. ૧૦૭૮ ના જેઠ સુદ ૧૨ ને મંગળવારે, અશ્વિની નક્ષત્રે મકરલગ્ને, તીર્થયાત્રા માટે વારાણસી તરફ ચાલ્યો. માર્ગમાં માળવામાં મુંજરાજે એને રાજચિહ્નો ઉતારી કાર્પટિકના વેશે આગળ વધવાનું અગર તો યુદ્ધ કરવાનું આહ્વાન આપ્યું. ભીમને આ વૃત્તાંત જણાવી પોતે કાપડીના વેશે વારાણસી ગયો અને ત્યાં જ અવસાન પામ્યો. ત્યારથી ગુજરાતને માળવા સાથે વેર બંધાયું. ૪૯

### દામર(ડામર)નું ચાતુર્ય

ગુજરાતમાં દુકાળ હતો, એમાં ભોજની આક્રમણની તૈયારીના સમાચાર આવતાં ભીમદેવે દામરને ૫૦ સાંધિવિગ્રહિક તરીકે મોકલ્યો. એણે 'સમસ્તરાજ-વિડમ્બન' નાટક ભજવતાં એમાં આવતા તૈલિપે મુંજરાજની જે વલે કરેલી તેનું સ્મરણ કરાવી ભોજને એ તરફ વાળ્યો.૫૧

મોટા સૈન્ય સાથે આવતા તૈલિપના ખબરથી વ્યાકુળ ભોજને પાછળથી ભીમ પણ આવે છે એવા સમાચાર આપી ગભરાવી ભીમને એ વર્ષે આવતો રોકવા એક હાથી અને હાથિણી એણે પાટણ મોકલાવ્યાં.૫૨

વળી ૪૦૦૦ ઘોડા, ૪ જાત્ય હાથી અને નવ લાખ સોનામહોરે પણ ભેટ મોકલાવી.૫૩

એક વખત ભીમે દામર દ્વારા સોનાની ડબ્બી ભોજને ભેટ મોકલી તેમાંથી રાખ નીકળતાં ખિજાયેલા ભોજને દામરે સમજાવ્યું કે એ કોટિહોમની પવિત્ર રક્ષા હતી.

વળી એક વખત "આને શીઘ્ર મારી નાખજો" એવું લખેલ મુદ્રામુદ્રિત પત્ર લઈ મોકલ્યો, તો દામર કહે કે જ્યાં પોતાનું લોહી પડે ત્યાં બાર વર્ષ દુકાળ પડે એમ હોવાથી પોતાને મૃત્યુ માટે ત્યાં મોકલેલો.૫૩

એક વખત નીતરતા વાળવાળા ભોજે પૂછ્યું : "ભીમડો નાપિત શું કરે છે ?" દામર કહે : "અશ્વપતિ, ગજપતિ અને નરપતિ એ ત્રણેનાં માથાં ભદ્રિત (મુંડિત) કર્યાં છે; ચોથાનું માથું ભીનું કરતો અહીં ચલાવી રહ્યો છે."૫૪

### "विवेको गूर्जरे देशे"

પોતાના પંડિતોની પ્રશંસા અને ગુજરાતની અવિદગ્ધતાની નિંદા કરતા ભોજને ગુજરાતના સ્થાનપુરુષે કહ્યું કે "તમારો સારામાં સારો પંડિત પણ અમારી અબળાઓ કે ગોવાળિયાઓની તોલે પણ ન આવી શકે." ભીમદેવે કેટલીક વિદગ્ધ વારાંગનાઓ તથા ગોપવેશધારી પ્રખર પંડિતોને સરહદ પરના નગરમાં રાખ્યાં. ધારામાં લઈ જવાયેલા એવા એક ગોપ તથા વારાંગનાની વિદગ્ધ-તાથી ચકિત થયેલ ભોજે જાહેર કર્યું કે "विवेको गूर्जरे देशे." માળવાનો પંડિત અને ગુજરાતનો ગોપ બંને સરખા એવી વૃદ્ધવાણીને સત્ય માનવી પડી.[૫૫] આ સ્થાનપુરુષનું નામ દામર હતું.[૫૬]

### દામરનો ડાહલ-વિજય

ડાહલ દેશના કર્ણે ભોજના રાજ્યનો અર્ધો ભાગ આપવાનું વચન ન પાળતાં ભીમદેવના સાંધિવિગ્રહિક દામરે બત્રીસ માણસો સાથે એના શિબિરમાં પ્રવેશી એને પકડ્યો. કર્ણે નીલકંઠાદિ દેવતાવસર તથા સમસ્ત રાજ્યવસ્તુઓ એ એમાંથી જે જોઈએ તે લઈ લેવા કહ્યું. સોળ પ્રહર આ સ્થિતિ ચાલુ રહી. પછી ભીમદેવના આદેશ અનુસાર દામરે દેવતાવસરની પસંદગી કરી લીધી.[૫૭]

### આલૂપા-કોલૂપાનું પરાક્રમ

ભોજ રાજાને દર્શને આવતાં મોડું થતાં ગોત્રદેવી બારણે આવી ત્યારે થોડા માણસો સાથે આવેલા રાજાને જોતાં સંભ્રમથી સ્વસ્થાને સ્થિર થઈ જઈને રાજાને જલદી ચાલ્યા જવા સૂચવ્યું, એટલામાં તો ગુજરાતના સૈન્યથી એ ઘેરાઈ ગયો. ઝડપથી ઘોડો દોડાવી ધારાના ગોપુરમાં પ્રવેશ કરતાં તો આલૂપા અને કોલૂપા નામના બે ગુજરાતી સવારોએ એના ગળામાં ધનુષ ભરાવી દીધું અને "આટલાથી તું મરેલો છે" કહી છોડી મૂક્યો[૫૮]

### બકુલાદેવી

ભીમદેવ( અર્થાત્ ભીમદેવ ૧ લા )ના રાજ્યમાં પાટણમાં બકુલાદેવી નામે રૂપગુણમાં પ્રસિદ્ધ વારાંગના હતી. કુલીન સ્ત્રી કરતાં પણ એનામાં અધિક મર્યાદા હતી, એ વિચારી એના ચારિત્ર્યની પરીક્ષા લેવા ભીમદેવે અંતઃપુરવાસના નિ-મંત્રણરૂપે સવા લાખની કિંમતની ક્ષુરિકા એને મોકલી. પછી બે વર્ષ પર્યંત એ માળવાના વિગ્રહમાં રોકાયો એ દરમ્યાન બકુલાદેવી પુરુષસંગ ત્યજી શીલવતી રહી. આ જાણી રાજાએ એને અતઃપુરમાં સ્થાન આપ્યું. એનો પુત્ર હરિપાલ, એનો ત્રિભુવનપાલ અને એનો કુમારપાલ.[૫૯]

## રાજવૈદ્ય લીલો

કર્ણદેવ અને સિદ્ધરાજના સમયમાં લીલો લોકપ્રિય રાજવૈદ્ય હતો. એક પ્રપંચીએ વૃષભનું મૂત્ર તપાસવા આપતાં એ કહે: "આ વૃષભનું મૂત્ર છે. એને અતિભોજનથી આફરો ચડ્યો હોવાથી જલદી નાળ દ્વારા તેલ પાઓ, નહિ તો એ મરી જશે."

આ વૈદ્યે રાજાનો ગ્રીવાબાધ કસ્તૂરીના લેપથી મટાડ્યો, જ્યારે એના પાલખીવાહકને કેરડાના મૂળનો પ્રયોગ સૂચવ્યો. રાજાએ પૂછતાં કહે: "દેશ, કાળ, શક્તિ અને શરીરપ્રકૃતિ અનુસાર ચિકિત્સા કરવી જોઈએ."

કેટલાક ધૂર્તોએ જુદે જુદે સ્થળે "કેમ, આજે તબિયત કંઈ ખરાબ છે?" એવો પ્રશ્ન વારંવાર કરતાં શંકાદૂષણથી વૈદ્યને માહેંદ્રજ્વર લાગુ પડ્યો અને તેરમે દિવસે વૈદ્ય અવસાન પામ્યો.[૬૦]

## ઉદો મંત્રી બન્યો

મારવાડમાંથી નસીબ અજમાવવા કર્ણાવતી આવેલ ઉદો વાણિયો લાછિ છીંપણે આપેલ ઓરડીમાં રહ્યો. એ જમીનમાંથી મળેલું ધન લાછિએ ન લેતાં એ સમૃદ્ધ થયો અને ઉદયન મંત્રી તરીકે પ્રસિદ્ધ થયો. એણે ચોવીસ તીર્થંકરોનો ઉદયન–વિહાર કર્ણાવતીમાં કરાવ્યો.[૬૧]

પત્ની સુહાદેવી અને પુત્ર બાહડ સાથે એ કર્ણાવતી આવ્યો. શાલાપતિ તિહુણસિંહનો મહેમાન બની એના એક ઓરડામાં રહ્યો. એને જ્યાં ત્યાં ધન દેખાવા લાગ્યું. ભાગ્યવાન સમજી રાજાએ મંત્રી બનાવ્યો. એની પત્ની મરતાં પુત્ર બાહડે (વાગ્ભટે) સંઘની મદદ લઈ એને સિત્તેર વર્ષની વયે પણ પરણાવ્યો. એનો પુત્ર રાયવિહાર આંબડ.[૬૨]

## મયણલ્લદેવીનો ગર્વ ઓગળી ગયો

કર નહિ ભરી શકનાર બાવાઓનું દુ:ખ જોઈ મયણલ્લદેવીએ બોંતેર લાખની આવક આપનાર એ વેરો સિદ્ધરાજ પાસે માફ કરાવ્યો. સોમનાથની સવા કરોડની પૂજા કરી મહાદાનો આપનાર મયણલ્લદેવીનો ગર્વ ભિક્ષાવૃત્તિવાળી બાવીના પુણ્યને સમજતાં ઓગળી ગયો.[૬૩]

## 'સિદ્ધહેમશબ્દાનુશાસન' અને 'દ્વયાશ્રય' કાવ્ય

હેમચંદ્રાચાર્યના વિરોધીઓએ સિદ્ધરાજને જણાવ્યું કે "અમારાં શાસ્ત્રોના અધ્યયનથી આમની વિદ્વત્તા આટલી ખીલી છે." રાજાએ પૂછતાં આચાર્યે 'જૈનેંદ્રવ્યાકરણ'નું નામ દીધું. વર્તમાન સમયના વ્યાકરણનો ઉલ્લેખ કરવા સૂચવતાં સૂરિ કહે : "જો આપ સહાયક થાઓ તો થોડા દિવસમાં જ સર્વાંગસંપૂર્ણ વ્યાકરણ હું રચું." પછી વિવિધ દેશોમાંથી વ્યાકરણો મંગાવી હેમચંદ્રે "સિદ્ધહેમશબ્દાનુશાસન" નામનું સવા લાખ ગ્રંથપ્રમાણ વ્યાકરણ એક વર્ષમાં રચ્યું. રાજાના હાથી પર બેસાડી આ ગ્રંથનું બહુમાન કરી એને રાજમહેલના કોશાગારમાં પધરાવ્યો. રાજાજ્ઞાથી બધે આ જ વ્યાકરણનું અધ્યયન–અધ્યાપન થવા લાગ્યું.

રાજાના વંશની પ્રશસ્તિ આ ગ્રંથમાં ન હોવાની ફરિયાદથી રાજા ખિજાતાં હેમચંદ્રાચાર્યે બત્રીશ પ્રશસ્તિ શ્લોકોમાં સોલંકીવંશનો ઇતિહાસ આવરી લઈ આ ગ્રંથના બત્રીશે પાદને અંતે એક એક શ્લોક જોડી દીધો. ખુશ થઈ રાજાએ આ વ્યાકરણ સર્વત્ર ફેલાવ્યું. એ પછી હેમચંદ્રે સિદ્ધરાજના દિગ્વિજયની પ્રશસ્તિ-રૂપ "દ્વયાશ્રય" નામનો કાવ્ય ગ્રંથ રચ્યો.[૬૪]

## રુદ્રમાળમાં રાજમૂર્તિઓ

સિદ્ધપુરમાં રુદ્રમહાકાલપ્રાસાદ કરાવ્યો ત્યારે એમાં ત્રેવીસ હસ્તપ્રમાણ પરિપૂર્ણ પ્રાસાદ કરાવી એમાં અશ્વપતિ, ગજપતિ, નરપતિ વગેરે ઉત્તમ રાજાઓની મૂર્તિઓની સમીપ સિદ્ધરાજે પોતાની બે હાથ જોડેલી પ્રતિમા સ્થપાવી ને દેશભંગ થાય તોપણ પ્રાસાદ ન ભાંગવા એમને યાચના કરી.[૬૫]

## વારાહીના બૂચા

એક વખત સિદ્ધરાજે વારાહીના પટેલિયાઓને પોતાની રાજવાહનસેજવાલી થાપણ તરીકે આપી. તેઓએ એના ભાગ જુદા કરી વહેંચી લીધા. પાછા ફરતાં છૂટા કરેલા ભાગ પાછા આપતાં તેઓએ સ્પષ્ટીકરણ કર્યું કે કોઈ એક જણ એવડી મોટી વસ્તુ સાચવી શકે એમ ન હોવાથી એમ કરેલું. આથી વિસ્મય અને હાસ્યપૂર્વક સિદ્ધરાજે તેઓને "બૂસ" અર્થાત્ "બૂચા" એવું બિરુદ આપ્યું.[૬૬]

## કર્મપ્રાધાન્ય

રાત્રે સિદ્ધરાજની ચંપી કરતાં બે સેવક વાર્તાલાપ કરતા હતા. એકે રાજાના ગુણોની પ્રશંસા કરી, તો બીજાએ એના પૂર્વના કર્મનું મહત્ત્વ ગાયું. રાજાએ સાંભળ્યું. સવારે પહેલાને સો અશ્વોનો સામંત બનાવતો લેખ લઈ મહામાત્ય સાંતૂ પાસે મોકલ્યો. એ દાદર પરથી ગબડી પડતાં એણે લેખ બીજા દ્વારા મોકલી આપ્યો, આથી બીજાને એ પદ મળ્યું. આ જાણી રાજા કર્મનું મહત્ત્વ સમજ્યો.[૬૭]

## કુમારપાલની રખડપટ્ટી

સિદ્ધરાજને જ્યોતિષીઓએ કહ્યું કે "તમારા પછી કુમારપાલ રાજા થશે." આથી એની હીનજાતિનો અસહિષ્ણુ રાજા એને મારવાની તક શોધવા લાગ્યો. કુમારપાલ તાપસરૂપે નાસી ગયો. વર્ષો સુધી અનેક દેશોમાં ભટકી એ પાછો આવ્યો અને એક મઠમાં રહ્યો. પિતા કર્ણદેવના શ્રાદ્ધ નિમિત્તે રાજાએ સર્વ તપસ્વીઓને ભોજન માટે નિમંત્ર્યા. સર્વના પગ એ જાતે ધોતો હતો. કુમારપાલના પગમાંથી ઊર્ધ્વરેખા જોતાં એ એની સામે તાકી રહ્યો. કુમારપાલ નાઠો. આલિંગ કુંભારે નિભાડામાં સંતાડી બચાવ્યો. પછી એક ખેતરમાં કાંટા–ઝાંખરાંના ઢગલામાં સંતાયો. અંદર ખોસેલા ભાલાથી પણ એનો પત્તો ન પડ્યો. બીજે દિવસે ત્યાંથી બહાર નીકળી એક વૃક્ષ નીચે વિશ્રામ લેતો હતો ત્યારે એક ઉંદરને દરમાંથી રૂપિયા ખેંચી લાવતો જોયો. એકવીસ સિક્કા એ લાવ્યો અને એમાંથી એક લઈ દરમાં પાછો ગયો. બાકીના વીસ કુમારપાલે લઈ લીધા. સિક્કા ન જોતાં ઉંદર મરી ગયો. ત્યાંથી આગળ જતાં કોઈ એક શ્રીમંતની વહુ પિયર જતી હતી તેણે ત્રણ દિવસના ઉપવાસી એને ભ્રાતૃ–વાત્સલ્યથી કપૂરથી સુગંધિત શાલિ–કરમ્બ જમાડ્યો.[૬૮]

## કુમારપાલનો રાજ્યાભિષેક

ભટકતો કુમારપાલ સ્તંભતીર્થમાં આવ્યો. ત્યાં ઉદયને પૂછતાં હેમચંદ્રાચાર્યે કહ્યું : "એ સાર્વભૌમ રાજા થશે." કુમારપાલે એ વાત માની નહિ. ત્યારે આચાર્યે "સં. ૧૧૯૯ ના કાર્ત્તિક વદ ૨ ને રવિવારે હસ્તનક્ષત્રમાં જો તમારો પટ્ટાભિષેક ન થાય તો હું જ્યોતિષ જોવાનું છોડી દઈશ" એવું લખાણ કરી એની એક પ્રત ઉદયનમંત્રીને તથા એક કુમારપાલને આપી. ચકિત થયેલા કુમારપાલે "જો આ સાચું પડે તો તમે જ રાજા, હું તમારા ચરણની રેણુ" એવા ઉદ્ગાર કાઢ્યા, આથી આચાર્યે જૈન ધર્મના ભક્ત થવાનું વચન લીધું.

એ પછી માળવા જતાં કુડંગેશ્વરના પ્રાસાદમાંની પ્રશસ્તિ–પટ્ટિકામાં નીચેની ગાથા વાંચી :

पुण्णे वाससहस्से सयम्मि वरिसाण नवनवइअअहिए ।
होही कुमरनरिन्दो तुह विक्कमराय सारिच्छो ॥

આથી સિદ્ધરાજ અવસાન પામ્યો જાણી પાટણ ગયો. બીજે દિવસે બીજા એને રાજા તરીકે અયોગ્ય પ્રમાણી એના બનેવી રાજકુલ કાન્હડદેવે ૫૦ વર્ષના કુમારપાલનો રાજ્યાભિષેક કર્યો.[૬૯]

કુમારપાલ કડી ગામના પાદરમાં સૂતો. આરક્ષકે ચોર જાણી કામળો વગેરે પડાવી કૂટચો. બીજે દિવસે પાટણ પહોંચ્યો. ત્યાં બીજા ત્રણને અયોગ્ય ઠરાવ્યા ને કુમારપાલની વરણી કરી.[૭૦]

## કુમારપાલની ધાક

પ્રૌઢ હોવાથી તથા બહુ ફરેલો હોવાથી કુમારપાલે રાજ્યની લગામ પોતાના હાથમાં જ લઈ લીધી. વૃદ્ધ રાજપુરુષોને એ ન ગમ્યું. એમણે એક દરવાજે એના મારા ગોઠવ્યા. રાજા બીજે દરવાજે પ્રવેશ્યો અને પેલા પ્રધાનોને મારી નાખ્યા. વળી મણ્ડલેશ્વર કાન્હડદેવ સાળાના નાતાથી તથા પોતે ગાદીએ બેસાડચો હોવાથી એના પૂર્વકાળના ખરાબ પ્રસંગો કહ્યા કરતો. રાજાએ સૂચવ્યું કે "જાહેરમાં આવું કંઈ ન કહેવું, ખાનગીમાં ગમે તેમ બોલી શકો છો." પણ એ ન ગણકારતાં મલ્લો પાસે એનાં અંગ ભંગાવીને આંખો કાઢી લઈ ઘેર મોકલી દીધો, આથી બધા સામંતો ઉપર કુમારપાલની ધાક બેસી ગઈ. કપરા દિવસોમાં મદદ કરનાર ઉદયનના પુત્ર વાગ્ભટદેવને એણે મહામાત્ય બનાવ્યો.[૭૧]

## આલિગનું ચાતુર્ય

એક વખત સભામાં કુમારપાલે વૃદ્ધ પ્રધાન પુરુષ આલિગને પૂછ્યું : "હું સિદ્ધરાજથી હલકો છું, એના સમાન છું કે એનાથી ચઢિયાતો છું ?" આલિગે જણાવ્યું: "સિદ્ધરાજમાં ૯૮ ગુણ અને બે દોષ હતા, જ્યારે આપનામાં બે ગુણ અને ૯૮ દોષ છે." પોતે દોષોથી ભરેલો છે એ જાણી રાજાએ પોતાની આંખમાં ખોસી દેવા તલવાર ઉગામી ત્યારે આલિગ બોલી ઊઠ્યો : "સિદ્ધરાજના ૯૮ ગુણોને યુદ્ધમાં અસુભટતા તથા સ્ત્રીલંપટતા એ બે દોષોએ ઢાંકી દીધા હતા, જ્યારે કૃપણતા વગેરે આપના દોષો સમર–શૂરતા અને પરનારી–સહોદરતા એ બે ગુણો વડે ઢંકાઈ જાય છે." આ સાંભળી રાજા સ્વસ્થ થયો.[૭૨]

### સગરા

કૃતજ્ઞ કુમારપાલે આલિગ કુંભારને ૭૦૦ ગ્રામયુક્ત વિચિત્ર ચિત્રકૂટપટ્ટિકા આપી દીધી. એના વંશજો પોતાના હલકા કુળથી લાજતા આજે પણ "સગરા"[૭૩] કહેવાય છે.[૭૪]

### સોલાક સંગીતકારના ચમત્કાર

કુમારપાલે કદર બૂઝી આપેલ ૧૧૬ દ્રમ્મમાંથી સંગીતકાર સોલાક બાળકોને સુખડી ખવરાવતો, આથી એ નિર્વાસિત થયો. વિદેશી રાજાને ખુશ કરી એ હાથી લાવી કુમારપાલને ભેટ ધરતાં એ ખુશ થયો.

એક પરદેશી સંગીતકારે ફરિયાદ કરી કે મારા ગીતથી આકર્ષાઈ આવેલ હરણના ગળામાં સોનાની સાંકળ પહેરાવી તે લઈને એ નાસી ગયું. સોલાકે પોતાની ગીતવિદ્યા દ્વારા એ હરણને આકર્ષી રાજા આગળ રજૂ કર્યું.

વિરહક વૃક્ષની સૂકી ડાળીના ટુકડાને પોતાની નવીન ગીતકલા દ્વારા એકદમ પલ્લવો ફૂટતાં દર્શાવી એ સંગીતકારે રાજા અને હેમાચાર્યને ખુશ કર્યા.[૭૫]

### કંટેશ્વરીને ભોગ બંધ

અમારિઘોષણા પછી નવરાત્રમાં કુલદેવી કંટેશ્વરીને ભોગ આપવાનાં સેંકડો પશુ રાત્રે મંદિરમાં પૂરી રાખી બીજે દિવસે સ્વસ્થ જોઈ હવે માતાને માંસ નથી રુચતું એવું જણાવી પશુઓ જેટલા મૂલ્યનું નૈવેદ્ય ધરાવ્યું. દશમીએ રાત્રે સ્વપ્નમાં આવેલ કુલદેવીએ ત્રિશૂળ મારતાં રાજાના શરીરે કોઢ થયો, હેમચંદ્રે મંત્રી આપેલ પાણી છાંટતાં એ મટ્યો.[૭૬]

### "રાજપિતામહ" આંબડ

કોંકણનો મલ્લિકાર્જુન "રાજપિતામહ" કહેવાતો, તેથી કુમારપાલના મંત્રી આંબડે ચડાઈ કરી. હારી જવાથી પોતાનું વસ્ત્રાલંકારાદિ બધું કાળું કર્યું. બીજું સૈન્ય લઈ ગયો. મલ્લિકાર્જુનનું સુવર્ણ લપેટેલું મસ્તક, શૃંગારકોટી સાડી, માણેક પછેડો, પાપક્ષય હાર, સંયોગસિદ્ધિ સિપ્રા, ૩૨ હેમકુંભ, ૭ મૂડા મોતી, ચાર દાંતવાળો સફેદ હાથી, ૧૨૦ સુંદરી તથા સાડા ચૌદ કરોડની ખંડણી પાટણ લઈ આવ્યો. કુમારપાલે "રાજપિતામહ"નું બિરુદ આપ્યું.[૭૭]

કોંકણ ગુજરાતને પાન આપે અને ગુજરાત કોંકણને અન્ન આપે એવું કહેણ મલ્લિકાર્જુને મોકલ્યું. કુમારપાલ કહે: "ગુજરાતને જોઈતું વપરાયા પછી વધે તે મોકલાય." એણે ના પાડી, આથી ચડાઈ કરી.

શ્રાદ્ધ વખતે દ્વારભટ્ટ કહે : "રાજપિતામહ મલ્લિકાર્જુનને પિતૃઓમાં ભેળવો, પછી પિંડ મૂકો." આથી કુમારપાલે આંબડને મોકલ્યો.[૭૯]

મલ્લિકાર્જુનના પુત્રે પાપક્ષય હાર વગેરેની ઉત્પત્તિ કહી : મલ્લિકાર્જુનના એકવીસમા પૂર્વજ ધવલાર્જુનને પંદર રાણી હતી. વળી એક ખાંડે પરણી આવી તેને રાજા ઓળખતો પણ ન હતો. એક પરિવ્રાજિકાએ પતિને વશ કરવા સરસવ મંત્રી આપ્યા તેની ખીચડી રાંધી, પણ કદાચ પરિવ્રાજિકા દુશ્મને મોકલી હોય એવી આશંકાથી દરિયામાં નાખી દીધી. સમુદ્ર રાજાના રૂપે રાણી પાસે આવવા લાગ્યો. એને પુત્ર થયો. રાજા કહે : "હું તો ઓળખતો જ નથી." શુદ્ધિ માટે દિવ્ય લીધું. લોઢાની નૌકામાં બેઠી. નૌકા ડૂબી, પણ ક્ષણવારમાં જ શૃંગારકોટી સાડી વગેરે પહેરેલી દિવ્યરૂપે ઉપર આવી, રાજાએ સ્વીકારી.[૮૦]

## વિચાર–ચતુર્મુખ કુમારપાલ

એક વખત "ઉપમા" શબ્દને બદલે રાજા કુમારપાલ "ઊપમ્યા" બોલ્યા, તેથી કપર્દી મંત્રીએ ઉચ્ચારશુદ્ધિ ઉપર ભાર મૂકી 'મૂર્ખ રાજા કરતાં અરાજક વિશ્વ વધારે સારું' એમ કહ્યું. ૫૫ વર્ષના કુમારપાલે માતૃકાપાઠથી માંડીને અભ્યાસ શરૂ કર્યો અને એક જ વર્ષમાં વૃત્તિકાવ્યત્રય શીખી ગયો. આથી એને "વિચારચતુર્મુખ" એવું બિરુદ મળ્યું.[૮૧]

## કુમારપાલે બંધાવેલા કેટલાક વિહાર

પોતાની રખડપટ્ટી દરમ્યાન પોતે ધન લઈ લેવાથી ઉંદર મરી ગયેલો એ માટે રાજાએ પ્રાયશ્ચિત્ત પૂછતાં એના નામથી અંકિત વિહાર આચાર્યે એની પાસે કરાવ્યો.[૮૨]

રખડપટ્ટી દરમ્યાન એક વાણિયણે ત્રણ દિવસના ભૂખ્યા કુમારપાલને શાલિ–કરમ્બ (કરમો) જમાડેલો–જ્ઞાતિ, નામ ગામ કશાના સંબંધ વિના, આથી પાટણમાં કરમ્બ–વિહાર કરાવ્યો.[૮૩]

સપાદલક્ષના એક અવિવેકી શ્રીમંતે વાળ હોળતાં પત્નીએ આપેલી જૂ મસળીને મારી નાખી તેથી અમારિ કરાવનાર પંચકુલે એને પાટણ લાવી રાજા આગળ ખડો કર્યો. હેમાચાર્યના આદેશથી રાજાએ એના ધન વડે ત્યાં જ "યૂકા–વિહાર" બંધાવ્યો.[૮૪]

ખંભાતમાં જ્યાં હેમાચાર્યે દીક્ષા લીધેલી તે સાલિગ–વસહિકા–પ્રાસાદનો કુમારપાલે રત્નમય બિંબથી અલંકૃત એવો અનુપમ જીર્ણોદ્ધાર કરાવ્યો.[૮૫]

## ઉજ્જયંત ઉપર જવાનો નવો માર્ગ

કુમારપાલ તીર્થયાત્રાના સંઘની તૈયારી કરતો હતો ત્યાં ડાહલના કર્ણના આક્રમણના સમાચાર આવ્યા, પરંતુ ગજાધિરૂઢ કર્ણ માર્ગમાં મરી ગયો આથી બેવડા ઉત્સાહથી યાત્રાએ નીકળ્યો. ધંધુકામાં સત્તર હાથનો ઝોલિકા-વિહાર બંધાવી ઉજ્જયંત ગયો ત્યાં પર્વત ધ્રૂજતાં હેમચંદ્રાચાર્યે બે પુણ્યશાળી માણસ ઉપર સાથે જાય તેમના ઉપર છત્રશિલા પડશે એવી વૃદ્ધપરંપરા જણાવી. રાજાએ આચાર્યને સંઘ સાથે ઉપર મોકલ્યા અને પોતાના માટે જૂનાગઢ તરફ નવો માર્ગ કરવા માટે વાગ્ભટને આદેશ આપ્યો. એના માટે ત્રેસઠ લાખ ખર્ચાયા.[૮૬]

રાત્રે ભારતીએ હેમાચાર્યને જણાવ્યું કે વિઘ્નસંભવ હોવાથી રાજાએ ઉપર ન ચડતાં નીચે જ નેમિનાથને વંદવા, તેથી રાજા નીચે રહ્યો.[૮૭]

## સુવર્ણસિદ્ધિનો નિષેધ

કુમારપાલને સુવર્ણસિદ્ધિની ઇચ્છા થઈ. હેમચંદ્રાચાર્યના ગુરુ દેવચંદ્રાચાર્યને પાટણ બોલાવ્યા. સંઘનું મોટું કાર્ય સમજી તીવ્રવ્રતધારી સૂરિ આવ્યા. હેમચંદ્રની બાલ્યાવસ્થામાં તાંબાના ટુકડાને એક વેલનો રસ ચોપડી તપાવતાં સોનું બનેલું તે વેલનું નામ વગેરે એમણે ગુરુને પૂછ્યું, આથી કોપાયમાન થઈ દેવચંદ્રસૂરિ કહે : "મગના પાણી જેટલી વિદ્યા પણ ન જીરવી શકનાર તને મંદાગ્નિને આ મોદક જેવી ભારે વિદ્યા કેમ અપાય ?" રાજાને પણ જણાવી દીધું કે એ સિદ્ધિ તારા નસીબમાં નથી. પછી તરત પાછા ચાલ્યા ગયા.[૮૮]

## કુમારપાલ અને આનાક

કુમારપાલની બહેન શાકંભરીના આનાકને પરણાવેલી. સોગઠાબાજી રમતાં આનાકે "મારો મૂંડિયાને" એમ કહેવાથી રાણી ગુસ્સે થઈ. આનાકે પાટુ મારતાં એની જીભ ખેંચી કાઢવાની પ્રતિજ્ઞા લઈ પાટણ આવી. કુમારપાલે પોતાને મારવાનું આનાકનું કાવતરું જાસૂસો દ્વારા પકડ્યું. આનાકે લાંચ આપી ગુજરાતના સૈનિક ફોડચા, પણ એ જીવતો પકડાઈ ગયો. ટોપીની બે જીભ (કસ) આગળ રખાતી તે પાછળ રાખવાની શરતે કુમારપાલે એને છોડચો. વિજયની નિશાનીરૂપે ત્યાંની પથ્થરની ઘાણીઓ તોડી નાખી.[૮૯]

સિદ્ધરાજનો પ્રતિપન્નપુત્ર ચાહડદેવ આનાકનો પદાતિ બન્યો અને આનાક કૂચ કરી કુમારપાલ સામે ગયો. કુમારપાલનો મહાવત ચઉલિગ ટપકો મળતાં ચાલ્યો ગયો. સામળ મહાવત બન્યો. ચાહડે સામંતોને ફોડેલા એ કળી ગયો. કલહપંચાનનના કાન ઉત્તરીયથી ઢાંકી ચાહડની ગર્જનાથી બચાવ્યો. સામળને

ફોડેલો ચઉલગ સમજી ચાહડ હાથી પર પગ મૂકવા ગયો, પણ હાથી ખસતાં નીચે પડ્યો. આનાક હાર્યો.[૯૦]

**રાજઘરટ્ટ ચાહડની રાજપુત્રતા**

કુમારપાલે સપાદલક્ષ તરફ કૂચ કરતાં સૈન્યનો સેનાપતિ વાગ્ભટના ખર્ચાળ નાના ભાઈ ચાહડને બનાવ્યો. માર્ગમાં પુષ્કળ યાચકો એકઠા થતાં એણે એક લાખ સિક્કા માગ્યા. કોશાધ્યક્ષે ના પાડતાં ચાબુકથી મારી કાઢી મૂક્યો અને યાચકોને દાન આપતો બંબેરાનગર પહોંચ્યો. ત્યાં સાતસો કન્યાઓનાં લગ્ન થવાનાં હતાં તેથી સાત કરોડ સુવર્ણસિક્કા અને અગિયાર હજાર ઘોડીની વિજ્ઞપ્તિ રાજાને મોકલી. ત્યાં કુમારપાલની આણ વર્તાવી પાછો ફર્યો. ખુશ થયેલ રાજાએ "તમારા જેટલું ખર્ચ હું પણ કરી શકતો નથી." એમ કહેતાં ચાહડે કારણ દર્શાવ્યું કે "તમે રાજાના પુત્ર નથી, જ્યારે હું છું."[૯૧]

**આભડ વસાહ**

સિદ્ધરાજના સમયમાં પાટણમાં અનાથ શ્રીમાળી વણિક આભડ ઘૂઘરા ઘસી પાંચ લોહડિયા કમાતો. બાળક માટે ખરીદેલી બકરીની ડોકમાંના નીલમણિથી એ શ્રીમંત બન્યો. ત્રણ વહીઓ રાખતો : રોકડવહી, વિલંબવહી અને પરલોકવહી. શ્રાવકોની સહાય માટે હજાર દીનાર વાપરવા કુમારપાલે સૂચવ્યું તો એક કરોડ વાપર્યા. હેમચંદ્રે રાજાને ભાણેજ પ્રતાપમલ્લને રાજગાદી સોંપવા કહ્યું, તો આભડે "यादृशस्तादृशः स्वकीय एवोपकारी" કહી વિરોધ કર્યો. હેમચંદ્ર અને કુમારપાલના મૃત્યુ બાદ અજયપાલે જૈન ચૈત્યોનો નાશ કરવા માંડ્યો તે સીલણ કૌતુકીની મદદથી અટકાવ્યો. દૂર કરેલ ભંડારીની ચડવણીથી રાજા ભીમદેવ (૨ જાએ) એનું ધન પ્રાપ્ત કરવા આભડને ત્યાં બકરીના માંસનો થાળ મોકલ્યો. આભડની વિધવા પુત્રી ચાંપલદેએ બદલામાં સવા લાખનો હાર મોકલ્યો. પછી આભડે સર્વસ્વ ધન ટીપીને ધરી દેતાં શરમાઈ રાજાએ કંઈ લીધું નહિ. આભડે મરતી વખતે ચાર ખૂણામાં ચાર નિધિ રાખ્યા, પરંતુ નિધિ એના પુત્રોને ન મળ્યા. અંજનીએ જણાવ્યું કે કોઈ કાળા દેહવાળા અને મુદ્દગરધારીઓ એ નીચે ને નીચે જાય છે, આથી તેઓ સામાન્ય વણિક થયા.[૯૨]

પુ. પ્ર. સં. પ્રમાણે ઘૂઘરા ઘસી એક માણસ જવ મેળવતો. પાંચ દ્રમ્મ બચતાં પાંચ દીનારમાં બકરી ખરીદી.[૯૩]

## કૌતુકી સીલણે ચૈત્ય બચાવ્યાં

અજયપાલ કુમારપાલનાં બંધાવેલાં ચૈત્યોનો નાશ કરતો હતો ત્યારે સીલણ કૌતુકીએ સાંઠાનું મકાન બંધાવી ધોળાવ્યું ને ચિત્ર દોરાવ્યાં. રાજાની રજા લઈ છેવટની યાત્રાએ જતાં પુત્રોને મકાનની રક્ષા કરવા સૂચવ્યું. થોડે દૂર ગયો તો મકાનને છોકરાઓએ ભાંગી નાખ્યું. અવાજ સાંભળી પાછા વળી એણે કહ્યું, આ કુનૃપતિ કરતાં પણ તમે કુપુત્ર પાકયા! આણે તો પિતાના મૃત્યુ પછી એનાં ધર્મસ્થાન તોડયાં, પણ તમે તો હું સો ડગલાં દૂર જઉં એનીયે રાહ ન જોઈ!" આ સાંભળી શરમાઈ અજયપાલે ચૈત્યો તોડવાનું બંધ કર્યું.[૯૪]

માત્ર તારંગાનાં મંદિર જ રહ્યાં હતાં ત્યારે આભડ વસાહ અને સંઘની વિનંતિથી સીલણે યુક્તિ કરી. પેખણામાં રંગભૂમિ ઉપર મંદિર ચણાવ્યું અને એના દીકરાએ એ મોઢે ઓઢી સૂતો ત્યારે આવી તોડી પાડયું.[૯૫]

## બાલ મૂલરાજનો મ્લેચ્છવિજય

અજયપાલનું ખૂન થયા પછી બે વર્ષ બાલ મૂલરાજે રાજ્ય કર્યું. એની માતા નાઇકિદેવી પરમર્દી રાજાની પુત્રી હતી. મ્લેચ્છ રાજા ચડી આવેલ ત્યારે બાળક રાજાને તેડીને ગાડરારઘટ્ટ નામના ઘાટમાં લડતાં એણે અકાળે આવી ચડેલ વાદળની મદદથી એ મ્લેચ્છને હરાવ્યો.[૯૬]

## લવણપ્રસાદ અને વીરધવલ

ભીમદેવના રાજ્યનો ભાર વહનાર લવણપ્રસાદ. એની પત્ની મદનરાણી પોતાની બહેનના અવસાનથી બનેવી દેવરાજ પટ્ટકિલના ઘરને વ્યવસ્થિત કરવા નાનકડા પુત્ર વીરધવલ સાથે પતિની રજા લઈને ગઈ. એણે એને ગૃહિણી બનાવી; આથી લવણપ્રસાદ એને ઘેર જઈ મારવા છુપાયો, પરંતુ દેવરાજનો વીરધવલ પરનો પ્રેમ જોઈએ એ વિચાર પડતો મૂકયો.

મોટો થતાં વીરધવલ પિતા પાસે ગયો. કેટલીક કાંટાળી ભૂમિ જીતી અને બીજી કેટલીક પિતાએ આપી તે પર રાજ્ય કરવા લાગ્યો. બ્રાહ્મણ ચાહડ પ્રધાન બન્યો. વીરધવલને તેજપાલ મંત્રી સાથે મૈત્રી થઈ.[૯૭]

લવણપ્રસાદે વીરમની માતાને પુત્ર સાથે ત્યજેલી, તેને મેહતાના ત્રિભુવનસિંહ કૌટુંબિકે રાખી. એને મારવા ગયો. પુત્રપ્રેમ જોઈ એની સાથે પ્રીતિ થઈ.[૯૮]

### વીરધવલની મહાનુભાવતા

એક વખત અગાશીમાં સૂતેલા વીરધવલની પગચંપી કરતાં વંઠે રાણાને ઊંઘતો માની પગની આંગળીમાંની રત્નમુદ્રા કાઢી લઈ મોંમાં મૂકી દીધી. બીજે દિવસે રાણાએ એવી જ બીજી વીંટી પહેરી. રાતે વંઠ ફરી ફરી મુદ્રા જોયા કરતો, રાણાએ કહ્યું: 'આ મુદ્રા ના લઈશ, કાલે લીધી તે લીધી.' આ સાંભળી વંઠ ગભરાઈ ગયો. રાણો કહે: 'ડરીશ નહિ. એ અમારી કંજૂસાઈ છે કે બહુ થોડું વેતન આપીએ છીએ.' પછી રાણાએ એને એક ઘોડો આપ્યો અને અર્ધા લાખની વૃત્તિ કરી આપી.[૯૯]

### કુમારદેવીનાં સામુદ્રિક લક્ષણ

પોતાના પ્રવચન સમયે હરિભદ્રસૂરિ વિધવા કુમારદેવીને વારંવાર જોવા લાગ્યા. આશરાજ મંત્રીએ પૂછતાં કહે: એની કૂખે સૂર્ય–ચંદ્ર અવતરે એવાં સામુદ્રિક લક્ષણ છે. આથી મંત્રી એને પરણ્યા. એના દીકરા વસ્તુપાલ–તેજપાલ.[૧૦૦]

### વ્યંતરીના આદેશથી વસ્તુપાલ-તેજપાલને મંત્રિપદપ્રાપ્તિ

કાન્યકુબ્જની રાજપુત્રી મહણદેવી કાંચળીરૂપે મળેલ ગુર્જરદેશને લાંબા સમય સુધી ભોગવી મૃત્યુ પછી એની અધિષ્ઠાત્રી મહર્દ્ધિ વ્યંતરી થઈ. એણે લવણપ્રસાદ અને વીરધવલને સ્વપ્નમાં આદેશ આપતાં લવણપ્રસાદ–વીરધવલે વસ્તુપાલ–તેજપાલને મંત્રી બનાવ્યા. તેજપાલને પ્રધાન–મુદ્રા આપી, જ્યારે વસ્તુપાલને ખંભાત અને ધોળકાનું આધિપત્ય આપ્યું.[૧૦૧]

### તેજપાલનો ઘૂઘુલ–વિજય

ગોધરાનો ઘૂઘુલ મંડલીક વીરધવલની આણ માનતો નહિ. એણે વીરધવલને કાજળની ડબ્બી અને સાડી મોકલ્યાં, આથી તેજપાલે એને જીતવાનું બીડું ઝડપ્યું. મોટું લશ્કર લઈ પોતે દૂર રહ્યો અને નાનું સૈન્ય ગોધરાની ગાયો વાળી ગયું. પાછળ ઘૂઘુલ પડચો તેને એ તેજપાલના સૈન્યથી ઘેરાયો ત્યાં સુધી ખેંચી લાવ્યું. યુદ્ધમાં તેજપાલનું સૈન્ય ભાંગ્યું, પણ સાત રાજપુત્રો સાથે તેજપાલ અડગ રહેતાં ફરી એકઠું થયું. તેજપાલે પોતાના એક ખંભે અંબિકા દેવી અને બીજે ખંભે કપર્દી યક્ષ જોયા તેથી વિજયમાં વિશ્વાસ બેઠો. ઘૂઘુલ જીવતો પકડાયો. એને પાંજરામાં પૂર્યો. ઘણું ધન લઈ, પોતાના માણસોને ગોધરામાં સ્થાપી મંત્રી ધોળકા ગયો. ત્યાં ઘૂઘુલને ગળે પેલી કાજળની ડબ્બી બાંધી અને સાડી પહેરાવી. એ જીભ કચરી મૂઓ.[૧૦૨]

### વસ્તુપાલે ગ્રંથભંડાર ચોરાવ્યો

વટ્પાગ્રામથી માણિક્યસૂરિને બોલાવવા વસ્તુપાલે બે વખત વિજ્ઞપ્તિ મોકલી. એ ન આવ્યા ત્યારે એમનો ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત–ભંડાર ચોરાવી મગાવ્યો. સાત દિવસે "આપનો પુસ્તક ભંડાર અહીં વહ્યો છે તેની જરૂર હોય તો આવશો" એવો સંદેશો મોકલ્યો. સૂરિ આવ્યા. વસ્તુપાલે આગમનનું કારણ પૂછ્યું. સૂરિ કહે: "અમે સરસ્વતીના પુત્ર છીએ અને તમે સરસ્વતીકંઠાભરણ છો. જ્યાં એ ત્યાં અમે." ૧૦૩

### નિમકહલાલ બારોટ

વીસલદેવની પગચંપી કરતાં થાકેલી નાગલદેવીએ વૃદ્ધ મહિલી બઉલીને પગચંપી કરવા કહ્યું. મયણ સાહાર કહે: "પખવાજીની પુત્રી તરીકે એનું ભોજન કસણતાં ન થાકી અને અત્યારે થાક લાગ્યો!" આથી રાણીએ એનું નાક કપાવી લીધું. એ દેવગિરિ ગયો. ત્યાંના રાજા સિંહણદેવે પૂછતાં કહે: "જેને નાક ન હોય તે અહીં આવે." આથી ગમે ત્યાંથી લાવીને નવું નાક ચડાવરાવ્યું. પછી જ્યારે પાટણ ગયો ત્યારે રાજાના પ્રશ્નના જવાબમાં કહે: "બીજા રાજાની સમીપે તો નાક જાય, પણ સિંહણદેવ સમીપે તો ગયેલું પણ પાછું આવે."

વીસલદેવની આરતી ઉતારવાના સમયે વારંવાર બોલાવ્યા પછી આવેલી નાગલદેવીને બારોટ મયણ સાહારે "તું તારી જાતને નથી જાણતી તે આટલું મોડું કર્યું" એવો ટોણો માર્યો. રાણીએ ખિજાઈ એની આંખો ખેંચી કઢાવી. આ અપમાનથી એ માળવા ગયો. નરવર્માએ માનપુરઃસર રાખ્યો. વીસલદેવે કેમ આંખો ફોડી એ કહેવા અત્યાગ્રહ કરાતાં એ કહે: "હે વિવેકનારાયણ! અમારા ગુર્જરાધિપતિ તો વિવેકબૃહસ્પતિ છે. રણમાંથી નાસી ગયેલ અધમ રાજાનું મુખ અમારા જેવા સુપાત્ર બારોટો ન જુએ માટે આમ કરેલું." વીસલદેવે ત્રણ વાર હરાવેલ નરવર્મા ચૂપ થઈ ગયો. વીસલદેવને ખબર પડતાં એણે એને માનપુરઃસર પાછો બોલાવ્યો. રાજા પૂછે: "શું તારા આવા વચનથી નરવર્માને વિષાદ ન થયો?" બારોટે જવાબ આપ્યો: "એ તો બંને વંશમાં વિશુદ્ધ છે, તમારા જેવો નથી. તમારા પિતા લૂણસિંહ તો પદાતિ હતા અને માતૃપક્ષે મહિષીભક્ષક જેઠવા." ૧૦૪

## પાદટીપો

१. अ. ४०, ११४ २. श्लो. २७-२९

3. G. M. Moraes, *The Kadamba Kula*, p. 17

४. *Ibid.*, pp. 25 ff. ५. अ. ११४ ६. नागरखंड, अ. ७१

७. नागरखंड, अ. ३१ ८. एजन, अ. १५५-१६५

९. एजन, अ. १६५ १०. एजन, अ. ४७, १७७

११. एजन, अ. १५८, २६६, २६७ १२-१३. एजन, अ. १७७

१४. एजन, अ. १७९-१९३ १५. स्कंदपुराण, अर्बुदखंड, अ. २

१६. एजन, अ. ३७ १७. स्कंदपुराण, कुमारिकाखंड, अ. ४०

१८. अ. २७१ १९. कुमारिकाखंड, अ. १३, श्लो. १०२

२०. एजन, अ. ४० २१. एजन, अ. ४०, श्लो. १३१

२२. एजन, अ ६५ २३-२४. एजन, अ. ६६

२५. महाभारत, आरण्यक पर्व, अ. ८०, श्लो. ११८-११९

२६. स्कंदपुराण, धर्मारण्यखंड, अ. ३३-४८

२७. पद्मप्रोक्त धर्मारण्य पुराण, अ. ८, श्लो. ५७-५८

२८. एजन, अ. ६८

૨૯. જુઓ ગ્રંથ ૩, પ્રકરણ ૭.

३०. धर्मारण्य पुराण, अ. ६७, श्लो. ६८-६९

३१. एजन, श्लो. ७४-८१ ३२. एजन, अ. ६-१६

३३. धर्मारण्य पुराण, अ. ६७, श्लो. १८-२४

३४. धर्मारण्य पुराण, अ. ६८, श्लो. ५८-६०

३५. धर्मारण्य पुराण, अ. ६७

૩૬. રાસમાળા, ભા. ૧, પૃ. ૨૭૯-૨૮૦

३७. धर्मारण्य पुराण, अ. ६८ ३८. एजन, श्लो. ४०-९०

३९. सरस्वती पुराण, सर्ग १५, श्लो. ६८-७०

४०. सरस्वती पुराण, सर्ग १५ ४१. एजन, श्लो. ८२-८९

૪૨. सरस्वती पुराण, सर्ग १२, श्लो. १६४–१९५

૪૩. सरस्वती पुराण, सर्ग १५, श्लो. १०३–१४१

૪૪. प्रभावकचरित, देवसूरिप्रबंध, श्लो. १६१

૪૫. सरस्वती पुराण, सर्ग १५, श्लो १८४–२००

૪૬ प्र. चि., कं. २४, २५, २९

૪૭. प्र. चि., कं. २७

૪૮. प्र. चि., कं. २८; पु. प्र. सं., कं. २१

૪૯. प्र. चि., कं. ३३, ३४

૫૦. पुरातनप्रबन्धसंग्रह માં અને અન્યત્ર પણ દામરને 'ડામર' કહેલો છે. જ્યારે प्रबन्धचिन्तामणिમાં 'દામર' નામ જ આપ્યું છે.

૫૧. प्र. चि., कं. ४८; पु. प्र. सं., क. ३७

૫૨. प्र. चि., कं. ४९

૫૩. पु. प्र. सं., कं. ३७

૫૩અ. प्र. चि., कं. ५५

૫૪. पु. प्र. सं., कं ३७

૫૫. प्र. चिं., कं. ६७

૫૬. पु. प्र. सं., ३८

૫૭. प्र. चिं., कं. ७७–७८

૫૮. प्र. चि., कं. ७३

૫૯. प्र चि., कं. १२६

૬૦. प्र. चि., कं. ८८

૬૧. प्र. चिं., कं. ९०–९२

૬૨. पु. प्र. सं., कं. ५९–६०

૬૩. प्र. चि., कं. ९८; पु. प्र. सं., कं. ६७

૬૪. प्र. चि., कं. ९७

૬૫. प्र. चिं., कं. ९९

૬૬. प्र. चि., कं. ११६

૬૭. प्र. चिं., कं. १२५

૬૮. प्र. चि. कं १२६–१२७

૬૯. प्र. चिं., कं. १२८–१२९

૭૦. पु. प्र. सं., कं. ९१

૭૧. प्र. चिं., कं. १३०–१३१

૭૨. प्र. चि., कं. १६१; पु. प्र. सं., कं. ९८

૭૩. 'સગરા' એટલે માટી ખોદનારા.

૭૪. प्र. चि., कं. १३३

૭૫. प्र चिं., कं. १३४–१३६

૭૬. प्र. को., कं. ५८: पु. प्र. सं., कं. ८३

७७. प्र. चिं, कं. १३७
७८. पु. प्र. सं., कं. ८१
७९. पु. प्र. सं., कं. ९५
८०. पु. प्र. सं., कं. ८२
८१. प्र. चिं., कं. १४८
८२. प्र. चिं., कं. १५६
८३. प्र चिं., कं. १५७
८४. प्र. चिं., कं. १५८
८५. प्र. चिं., कं. १५९
८६. प्र. चिं., कं. १६८; पु. प्र. सं., कं. ८४–९९
८७. प्र. को., कं. ६०
८८. प्र चिं., कं. १६५; पु. प्र. सं., कं. ९७
८९. प्र. को., कं. ६२
९०. प्र. चिं, कं. १३२
९१. प्र. चिं., कं. १६६
९२. प्र. को., कं. ११९–११८
९३. पु. प्र. सं., कं. ६१
९४. प्र. को., कं. ११५; प्र. चिं. कं., १७५
९५. पु. प्र. सं., कं. १०४
९६. प्र. चिं., कं. १७९
९७. प्र. चिं., कं. १८१–१८३
९८. पु. प्र. सं., कं. ११७
९९. प्र. को., कं. १३५
१००. प्र. चिं., कं. १८४; पु. प्र. सं, कं ११६
१०१. प्र. को., कं. १२१
१०२. प्र. को., कं. १२६
१०३. पु. प्र. सं., कं. १७२
१०४. पु. प्र. सं., कं. १८०–१८१.

# વંશાવળીઓ

## ચૌલુક્ય (સોલંકી) વંશ

### (૧) મૂળ વંશ

- ૧. મૂલરાજ ૧ લો
  - ૨. ચામુંડરાજ
    - ૩. વલ્લભરાજ
    - ૪ દુર્લભરાજ
    - નાગરાજ
      - ૫. ભીમદેવ ૧ લો
        - ક્ષેમરાજ
          - દેવપ્રસાદ
            - ત્રિભુવનપાલ
              - ૮. કુમારપાલ
              - મહાપાલ
                - ૯. અજયપાલ
                  - ૧૦. મુલરાજ ૨ જો
                  - ૧૧. ભીમદેવ ૨ જો
                    - ૧૨. ત્રિભુવનપાલ
              - કીર્તિપાલ
        - ૬. કર્ણદેવ ૧ લો
          - ૭. સિદ્ધરાજ જયસિંહ

## (૨) વાઘેલા વંશ

- ધવલ
  - અર્ણોરાજ (આનાક)
    - લવણપ્રસાદ
      - વીરમ
      - વીરધવલ
        - પ્રતાપમલ્લ
          - ૧૪. અર્જુનદેવ
            - ૧૫. રામદેવ
              - ૧૭ કર્ણદેવ ૨ જો
            - ૧૬. સારંગદેવ
        - ૧૩. વીસલદેવ

## કચ્છનો સમા વંશ

- જામ સાડ
  - રાજા ફૂલ
    - ૧. લાખાક કે લાખો
    - ઘાઓ
      - ૨. જામ પુંઅ રા'

## કચ્છનો જાડેજા વંશ

જામ જાડો (સિંધ–ઠઠ્ઠા)
|
૧. જામ લાખો (દત્તક)
|
૨. જામ રાયધણ રતો
|
૩. જામ ઓઠોજી
|
૪. જામ ગાહોજી
|
૫. જામ વેહેણજી
|
૬. જામ મૂળવોજી

## વાળા રાજવંશ (તળાજા)

ઊગાવાળો
|
એભલ ૧ લો
|
સૂરોજી
|
એભલ ૨ જો
|
અણોવાળો
|
એભલ ૩ જો (ઢાંક)
|
અર્જુનસિંહ–ઊગાવાળો
|
એભલ ૪ થો

## દક્ષિણ સૌરાષ્ટ્રનો વાજા વંશ

૧. નાનસીહ
|
૨. છાડા
|
૩. વાચ્છિગ
|
૪. કાન્હડદે
|
૫. વયજલદેવ (બુદ્દા)

## માંગરોળનો ગૂહિલ વંશ

સાહાર
|
સહજિગ
|
મૂલુક — સોમરાજ
|
રાણક (મૂલુકનો પુત્ર)

## સોરઠનો ચૂડાસમા વંશ

રા' ગ્રાહરિપુ
|
રા' દયાસ
|
રા' નોંઘણ ૧ લો
|
રા' ખેંગાર ૧ લો
|
રા' નોંઘણ ૨ જો
|
રા' ખેંગાર ૨ જો
|
રા' નોંઘણ ૩ જો
|
રા' કવાત ૨ જો
|
રા' જયસિંહ ૧ લો
|
રા' રાયસિંહ
|
રા' મહીપાલ ૨ જો (ગજરાજ)
|
રા' જયમલ
|
રા' મહીપાલ ૩ જો
|
રા' ખેંગાર ૩ જો
|
રા' માંડલિક ૧ લો

## ઘૂમલીનો જેઠવા વંશ

૧૪૭ સંઘજી
|
૧૪૮ રાણોજી ૧ લો
|
૧૪૯. નાગજી ૨ જો
|
૧૫૦ ભારમલજી ૧ લો
|
૧૫૧. ભાણજી ૩ જો
|
૧૫૨. મેહજી
|
૧૫૩. નાગજી ૩ જો
|
૧૫૪. વીકિયોજી ૨ જો
|
૧૫૫. વિજયસિંહજી કે સીહ ૨ જો
|
૧૫૬. ભોજરાજ ૧ લો
|
૧૫૭. રામદેવ ૧ લો
|
૧૫૮. રાણોજી ૨ જો
|
૧૫૯. ભાણજી ૪ થો

## ઝાલા વંશ

### (૧) પાટડી શાખા

૧. હરપાલદેવ
|
૨. સોઢોજી
|
૩ દુર્જનસાલજી
|
૪. જાલકદેવજી
|
૫. અર્જુનસિંહજી
|
૬. દેવરાજજી
|
૭. દૂદોજી
|
૮. સૂરસિંહજી
|
૯. સાંતલસિંહજી

### (૨) લીંબડી શાખા

(હરપાલદેવ)
|
૧. માંગુજી (જાંબુ અને કુંડમાં)
|
૨. મધુપાલ કે મુંજપાલ (જાંબુમાં)
|
૩. ધવલ કે ધમલ (ધામળેજ વસાવ્યું)
|
૪. કાલુજી (કુડામાં)
|
૫. ધનરાજ
|
લાખો
|
૬. ભોજરાજજી ૧ લો
|
૭. કરણસિંહજી
|
૮. આસકરણજી
|
૯. સાંધોજી

## લાટનો ચાલુક્ય વંશ

### (૧) પહેલી શાખા

૧. બારપ્પ
|
૨. ગોગ્গિરાજ (અગ્નિરાજ)
|
૩. કીર્તિરાજ
|
૪. વત્સરાજ
|
૫. ત્રિલોચનપાલ
|
૬. ત્રિવિક્રમપાલ

### (૨) બીજી શાખા

(જયસિંહ ૩ જો)
|
૧. વિજયસિંહ (મંગલપુરીમાં)
|
૨. ધવલદેવ
|
૩. વાસંતદેવ
|
- ૪. રામદેવ
- લક્ષ્મણદેવ
  |
  ૫. વીરસિંહદેવ
  |
  ૬. કર્ણદેવ
  |
  - ૭. સિદ્ધેશ્વર
  - ૮. વિશાલ
  - ૯. ધવલ
    |
    ૧૦. વાસુદેવ

### (૩) ત્રીજી શાખા

(વીરસિંહદેવ)
|
૧. કૃષ્ણદેવ
|
૨. ઉદયરાજ
|
૩. રુદ્રદેવ
|
૪. ક્ષેમરાજ
|
- ૫. કૃષ્ણરાજ
- કુંભદેવ

## નંદપદ્રનો વૈજવાપાયન વંશ

૧. ચાચિગદેવ
|
૨. સોઢલદેવ

૩. જેસલદેવ
|
- વીસલદેવ
- જૈત્રસિંહ

## મેવાડના ગૂહિલો

### (૧) રાવલ (મુખ્ય શાખા)

ખુમાણ ૩ જો (નાગદામાં)

૧. ભર્તૃભટ ૨ જો
|
૨ અલ્લટ
|
૩. નરવાહન
|
૪. શાલિવાહન
|
૫. શક્તિકુમાર
|
- ૬. અંબાપ્રસાદ
- ૭. શુચિવર્મા
- ૮. નરવર્મા
- ૯. કીર્તિવર્મા

૯. કીર્તિવર્મા
|
૧૦. યોગરાજ
|
૧૧. વૈરાટ
|
૧૨. હંસપાલ કે વંશપાલ
|
૧૩. વૈરિસિંહ
|
૧૪. વિજયસિંહ
|
૧૫. અરિસિંહ
|
૧૬. ચોડસિંહ
|
૧૭. વિક્રમસિંહ
|
૧૮. રણસિંહ કે કર્ણસિંહ
|
૧૯. ક્ષેમસિંહ
|

૨૦. સામંતસિંહ

૨૧. કુમારસિંહ

૨૨. મથનસિંહ

૨૩. પદ્મસિંહ

૨૪. જૈત્રસિંહ

૨૫. તેજસિંહ

૨૬. સમરસિંહ

૨૭. રત્નસિંહ

## (૨) રાણા (સિસોદિયા)

(૧૮. રણસિંહ કે કર્ણસિંહ)

૧. માહપ

૨. રાહપ

૩. નરપતિ

૪. દિનકર

૫ જસકરણ

૬. નાગપાલ

૭ પૂર્ણપાલ

૮. પૃથ્વીમલ્લ

૯. ભુવનસિંહ

૧૦. ભીમસિંહ

૧૧. જયસિંહ

૧૨. લક્ષ્મસિંહ

## (૩) ડુંગરપુરના રાવલ

૧. સામંતસિંહ

૨. અમૃતપાલ

૩ જયતસિંહ

૪. સીહડદેવ

૫. વિજયસિંહ કે જયસિંહ

૬. વીરસિંહ

૭. ભચુંડ

# પરમાર વંશ

## (૧) માળવાની શાખા

- ૧. સીયક ૨ જો
  - ૨. વાક્પતિરાજ મુંજ
  - ૩. સિંધુરાજ
    - ૪. ભોજદેવ
      - ૫. જયસિંહ ૧ લો
    - ૬. ઉદયાદિત્ય
      - ૭. લક્ષ્મદેવ
      - ૮. નરવર્મા
        - ૯. યશોવર્મા
          - ૧૦. જયવર્મા ૧ લો (અજયવર્મા)
            - ૧૧. વિંધ્યવર્મા
              - ૧૨. સુભટવર્મા
                - ૧૩. અર્જુનવર્મા
          - લક્ષ્મીવર્મા
            - હરિશ્ચંદ્ર
              - ઉદયવર્મા
              - ૧૪. દેવપાલ
                - ૧૫. જયસિંહદેવ
                - ૧૬. જયવર્મા ૨ જો
                  - ⋮ ૧૭. જયસિંહ ૨ જો
                  - ⋮ ૧૮. અર્જુનવર્મા ૨ જો
                  - ⋮ ૧૯. ભોજ ૨ જો
                  - ⋮ ૨૦. જયસિંહ ૪ થો (મહલકદેવ)

## (૨) આબુની શાખા

વાક્પતિરાજ
(ઉત્પલરાજ)

અરણ્યરાજ

કૃષ્ણરાજ ૧ લો

૧. ધરણીવરાહ

૨. મહીપાલ

૩. ધંધુક

- ૪. પૂર્ણપાલ
- ૫. દંતિવર્મા
  - ૭. યોગરાજ
    - ૮. રામદેવ
      - ૧૧. યશોધવલ
        - ૧૨. ધારાવર્ષ
          - ૧૪. સોમસિંહ
            - ૧૫. કૃષ્ણરાજ ૩ જો
              - ૧૬. પ્રતાપસિંહ
                - ૧૭. અર્જુન
        - ૧૩. પ્રહ્લાદન
- ૬. કૃષ્ણરાજ ૨ જો
  - ૯. કાકલદેવ
    - ૧૦. વિક્રમસિંહ

### (૩) વાગડની શાખા

(ઉપેંદ્ર કૃષ્ણરાજ ૨ જો)

૧. ડંબરસિંહ
૨. છનિક
૩. ચચ્ચ ઉર્ફે કક્કદેવ
૪. ચંડપ
૫ સત્યરાજ
૬. લિંબરાજ
૭. મંડલિક
૮. ચામુંડરાજ
૯. વિજયરાજ

### (૪-૫) ભિન્નમાલ-કિરાડુની શાખાઓ

(સિંધુરાજ)

૧. દુ:શલ
૨. દેવરાજ
×
૩. કૃષ્ણદેવરાજ

- જયંતસિંહ (ભિન્નમાલ) – સલખ
- સોછરાજ (કિરાડુ) – ઉદયરાજ – સોમેશ્વર

### (૬) જાલોરની શાખા

(વાક્પતિ મુંજ)

૧. ચંદન
૨. દેવરાજ
૩. અપરાજિત
૪. વિજ્જલ
૫. ધારાવર્ષ
૬. વીસલ
૭. કુંતલ

## ચૌહાણ વંશ

### (૧) શાકંભરીની શાખા

વાસુદેવ
⋮
સામંતરાજ
|
પૂર્ણતલ્લ
|
જયરાજ
|
વિગ્રહરાજ ૧ લો

- ચંદ્રરાજ ૧ લો
  |
  દુર્લભરાજ ૧ લો
  |
  ગોવિંદરાજ (ગુવાક ૧ લો)
  |
  ચંદ્રરાજ ૨ જો
  |
  ગુવાક ૨ જો
  |
  ચંદનરાજ
  |
  વાક્‌પતિરાજ ૧ લો
  - સિંહરાજ
    - ૧. વિગ્રહરાજ ૨ જો
    - ૨. દુર્લભરાજ ૨ જો
      |
      ૩ ગોવિંદરાજ ૨ જો
      - ૪. વાક્‌પતિરાજ ૨ જો
      - ૫. વીર્યરાજ
        |
      - ૬. ચામુંડરાજ
  - વત્સરાજ
  - લક્ષ્મણ (નડૂલ)
- ગોપેંદ્રરાજ

- ૭. સિંઘટ
- ૮. દુર્લભરાજ ૩ જો
- ૯. વીરસિંહ
- ૧૦. વિગ્રહરાજ ૩ જો –વીસલ
  - ૧૧. પૃથ્વીરાજ ૧ લો
    - ૧૨. અજયરાજ ઉર્ફે સલ્હણ
      - ૧૩. અર્ણોરાજ (આના)
        - ૧૪. જુગદેવ
          - ૧૭. પૃથ્વીભટ –પૃથ્વીરાજ ૨ જો
        - ૧૫ વિગ્રહરાજ ૪ થો –વીસલદેવ
          - ૧૬. અપરગાંગેય
        - ×
        - ૧૮. સોમેશ્વર
          - ૧૯. પૃથ્વીરાજ ૩ જો
          - ૨૦. હરિરાજ

## (૧ અ) રણથંભોરની શાખા

- પૃથ્વીરાજ ૩ જો
  - ૧. ગોવિંદરાજ
    - ૨. બાલ્હણદેવ
      - ૩. પ્રહ્લાદ
        - ૪. વીરનારાયણ
      - ૫. વાગ્ભટ
        - ૬. જૈત્રસિંહ
          - ૭ હમ્મીર
          - સુરત્રાણ
          - વીરમ

### (૨) નડ્ડલની શાખા



શાકંભરીનો વાક્‌પતિરાજ
લક્ષ્મણ
શોભિત
વિગ્રહપાલ
૧. બલિરાજ
૨. મહેન્દ્ર
૩. અશ્વપાલ
૫. અણહિલ્લ
૪. અહિલ
૬. બાલપ્રસાદ
૭. જિંદુરાજ
૮. પૃથ્વીપાલ
૯. જોજલ્લ
૧૦. આશારાજ
૧૧. રત્નપાલ
૧૩. કટુદેવ
૧૪. આલ્હણદેવ
માણિકયરાય
૧૨. રાયપાલ
૧૫. કેલ્હણ
ગજસિંહ
કીર્તિપાલ (જાલોર)
વિજયસિંહ (સાંચોર)
૧૬. જયતસીહ
૧૭. સામંતસીહ
રુદ્રપાલ
અમૃતપાલ
સહજપાલ (મંડોર)
પૂનપાક્ષદેવ (રતનપુર)

### (૩) જાલોરની શાખા

(આલ્હણદેવ)

- ૧. કીર્તિપાલ
  - ૨ સમરસિંહ
    - માનવસિંહ
      - પ્રતાપ
        - દેવરાજ—વિજડ (દેવડા)
    - ૩. ઉદયસિંહ
      - ૪. ચાચિગ
        - ૫. સામંતસિંહ
          - ૬. કાન્હડદેવ
            - વીરમ
      - ચામુંડરાજ
      - વાહડસિંહ
  - લખણપાલ
  - અભયપાલ

## રાષ્ટ્રકૂટ વંશ

### (૧) હસ્તિકુંડી(ગોડવાડ)ની શાખા

(હરિવર્મા)

- ૧. વિદગ્ધરાજ
  - ૨. મમ્મટ
    - ૩ ધવલ
      - ૪. બાલપ્રસાદ

### (૨) કનોજ—બદાઉં શાખા

- ૧. ચંદ્ર
  - ૨. વિગ્રહપાલ
    - ૩. ભુવનપાલ
      - ૪. ગોપાલ
        - ૫. ત્રિભુવનપાલ
        - ૬. મદનપાલ
        - ૭. દેવપાલ
          - ૮. ભીમપાલ
            - ૯. શૂરપાલ
              - ૧૦. અમૃતપાલ
              - ૧૧. લખણપાલ

## ગાહડવાલ વંશ

### (૧) કનોજની શાખા

૧. યશોવિગ્રહ
|
૨. મહીચંદ્ર
|
૩. ચંદ્રદેવ
|
૪. મદનચંદ્ર
|
૫. ગોવિંદચંદ્ર

- અસ્ફોટચંદ્ર
- ૬. વિજયચંદ્ર
  |
  ૭. જયચંદ્ર
  |
  ૮. હરિશ્ચંદ્ર
  ⋮
  અડક્કમલ્લ
- રાજ્યપાલ

### (૨) જોધપુરની શાખા

૧. સેતરામ
|
૨ સીહાજી (જોધપુર)
|
૩. રાવ આસથાનજી

## જેજાભુક્તિ(બુંદેલખંડ)નો ચંદેલવંશ

- નન્નુક
  - વાક્પતિ
    - જયશક્તિ (જેજાક)
    - વિજયશક્તિ કે વિજ્જક
      - રાહિલ
        - હર્ષ
          - યશોવર્મા કે લક્ષવર્મા
            - ૧. ધંગ
              - ૨. ગંડ
                - ૩. વિદ્યાધર
                  - ૪. વિજયપાલ
                    - ૫. દેવવર્મા
                    - ૬. કીર્તિવર્મા
                      - ૭ સલક્ષણવર્મા
                        - ૮. જયવર્મા
                      - ૯. પૃથ્વીવર્મા
                        - ૧૦. મદનવર્મા
                          - યશોવર્મા ૨ જો
                            - ૧૧. પરમર્દી
                              - ૧૨. ત્રિલોકવર્મા
                                - ૧૩. વીરવર્મા
                                  - ૧૪. ભોજવર્મા
                                  - ૧૫. હમ્મીરવર્મા

## ચેદિનો કલચુરિ વંશ

- કોક્કલ ૧ લો
  - શંકરગણ
    - બાલહર્ષ
    - યુવરાજ ૧ લો
      - ૧. લક્ષ્મણરાજ
        - ૨. શંકરગણ ૨ જો
        - ૩. યુવરાજ ૨ જો
          - ૪. કોક્કલ ૨ જો
            - ૫. ગાંગેયદેવ
              - ૬. કર્ણ–લક્ષ્મીકર્ણ
                - ૭. યશઃકર્ણ
                  - ૮. ગયાકર્ણ
                    - ૯. નરસિંહ
                    - ૧૦. જયસિંહ
                      - ૧૧. વિજયસિંહ
                        - અજયસિંહ

## દેવગિરિનો યાદવ વંશ

દ્વારકાનો સુબાહુ
|
દૃઢપ્રહાર
|
સેઉણચંદ્ર
⋮
કર્ણ
|
૧. ભિલ્લમ ૫ મો
|
૨. જૈતુગી ૧ લો કે જૈત્રપાલ
|
૩. સિંઘણ ૧ લો
|
જૈતુગ ૨ જો

- ૪. કૃષ્ણ
  - ૭. રામચંદ્ર
    - ૮. સિંઘણ ૨ જો
- ૫. મહાદેવ
  - ૬. આમણ

## ચાલુક્ય વંશ

### (૧) કલ્યાણની શાખા

- ૧. તૈલપ ૨ જો
  - ૨. સત્યાશ્રય
  - દશવર્મા
    - ૩. વિક્રમાદિત્ય ૫ મો
    - ૪. અય્યણ ૨ જો
    - ૫. જયસિંહ ૨ જો
      - ૬. સોમેશ્વર ૧ લો
        - ૭. સોમેશ્વર ૨ જો
        - ૮. વિક્રમાદિત્ય ૬ ઠ્ઠો
          - ૯. સોમેશ્વર ૩ જો
            - ૧૧. તૈલ ૩ જો
              - ૧૨. સોમેશ્વર ૪ થો
            - ૧૦. જગદેકમલ્લ ૨ જો
          - જયકર્ણ
          - મલ્લિકાર્જુન
        - જયસિંહ
        - વિષ્ણુવર્ધન
      - જયસિંહ

## કદંબ વંશ

### (૧) વાતાપીની શાખા

- ૧. ઇરિવબેદંગદેવ
  - ૨. ચટ્ટદેવ
    - સત્યાશ્રય
    - ૩. જયસિંહ
      - ૪. મયૂરવર્મા ૨ જો
      - ૫. તૈલ ૧ લો
        - ૬ આ. કીર્તિવર્મા
      - ૬ અ. શાંતિવર્મા ૨ જો
        - ૭ અ. તૈલ ૨ જો
        - ૭. તૈલ ૨ જો
          - ૮. મયૂરવર્મા ૩ જો
          - ૯. મલ્લિકાર્જુન
          - ૧૦. તૈલમ
            - ૧૧. કીર્તિદેવ
              - ૧૨. કામદેવ
                - ૧૩. મલ્લિદેવ
                  - ૧૫. ક્ષાવદેવ
                - ૧૪. રામદેવ
            - મૌલિતૈલપ
      - ચોકીદેવ
      - વિક્રમ
    - ખેતમલ્લ

(૨) ગોવાની શાખા

કંટકાચાર્ય

નાગવર્મા

ગૂહલ્લદેવ ૧ લો

૧. ષષ્ઠદેવ ૧ લો

૨. ગૂહલ્લદેવ ૨ જો

૩. ષષ્ઠદેવ ૨ જો

૪. જયકેશી ૧ લો

૫. ગૂહલ્લદેવ ૩ જો

૬. વિજયાદિત્ય ૧ લો

૭. જયકેશી ૨ જો

૮. પરમર્દી યાને શિવચિત્ત

૯. વિષ્ણુચિત્ત કે વિજયાદિત્ય ૨ જો

૧૦. જયકેશી ૩ જો

શિવચિત્ત વજ્જદેવ

૧૧. સોવદેવ કે ત્રિભુવનમલ્લ

૧૨. ષષ્ઠદેવ ૩ જો

# સંદર્ભસૂચિ

## સામાન્ય

### ૧. મૂળ સંદર્ભો

#### (અ) વેદ-વેદાંગ


| | |
|---|---|
| ऋग्वेदसंहिता | Vols. I–IV , Fcona, 1933 1936, 1941, 1944 |
| शुक्लयजुर्वेदभाष्य | सं. ल. वा. पणशीकर मुंबई, १९२९ |


#### (આ) ઇતિહાસ-પુરાણ


| | |
|---|---|
| महाभारत | –ગ્રંથ ૩ : आरण्यकपर्व સં. V. S. Sukthankar પૂના, ૧૯૪૨ |
| | –ગ્રંથ ૭ : भीष्मपर्व સં. S. K. Belvalkar પૂના, ૧૯૪૭ |
| अग्निपुराण | પૂના, ૧૯૦૦ |
| गरुडपुराण | મુંબઈ, વિ. સં. ૧૯૬૩ |
| धर्मारण्य ( પદ્મપુરાણાંતર્ગત ) | ગુજરાતી અનુવાદ સાથે મુંબઈ, ૧૯૨૪ |
| धर्मारण्यमाहात्म्य : मोढ पुराण (સ્કંદપુરાણાંતર્ગત) | ગુજરાતી અનુવાદ સાથે અમદાવાદ, ૧૯૧૪ |
| भविष्य पुराण | મુંબઈ, વિ. સં. ૧૯૫૯ |
| मत्स्य पुराण | પૂના, ૧૯૦૭ |
| वायु पुराण | પૂના, ૧૯૦૫ ગુજરાતી ભાષાંતર : રા. સુ. મોદી પાટણ, ૧૯૪૪ |
| विष्णुधर्मोत्तरपुराण, खण्ड ३ | સં. P. G. Shah વડોદરા, ૧૯૫૮ |

| | |
|---|---|
| श्रीमालपुराण અથવા श्रीमाळमाहात्म्य | અમદાવાદ, ૧૮૯૯ |
| सरस्वतीपुराण | ગુ. ભા. સાથે મુંબઈ, ૧૯૪૦ |
| स्कन्दपुराण | –खंड १ : माहेश्वरखंड મુંબઈ, વિ. સં. ૧૯૬૫ |
| | –खंड ३ : ब्राह्मखंड મુંબઈ, વિ. સં. ૧૯૬૬ |
| | –खंड ६ : नागरखंड મુંબઈ, વિ. સં. ૧૯૬૬ |
| | –खंड ७ : प्रभासखंड મુંબઈ, વિ સં. ૧૯૬૬ |

## (ડ) જૈન આગમ

| | |
|---|---|
| आचारांगसूत्र | शीलांकदेवकृत टीका સાથે મુંબઈ, ૧૯૧૬–૧૭ |
| आवश्यकसूत्र | मलयगिरिकृत टीका સાથે મુંબઈ, ૧૯૨૮–૩૨ |
| उत्तराध्ययनसूत्र | शान्त्याचार्यकृत टीका સાથે મુંબઈ, ૧૯૧૬–૧૭ |
| औपपातिकसूत्र | अभयदेवसूरिकृत वृत्ति સાથે મહેસાણા, ૧૯૧૬ |
| जम्बूद्वीपप्रज्ञप्ति | वाचकशान्तिचंद्रकृत वृत्ति સાથે મુંબઈ, ૧૯૨૦ |
| पाक्षिकसूत्र | यशोदेवसूरिकृत टीका સાથે મુંબઈ, ૧૯૧૧ |
| | –पुण्यसागरकृतवृत्ति (जिनरत्नकोश, पृ. १३०) |
| भगवतीसूत्र | अभयदेवसूरिकृत वृत्ति સાથે મુંબઈ, ૧૯૨૭–૩૦ |
| सूत्रकृतांगसूत्र | शीलांकदेवकृत टीका સાથે મુંબઈ, ૧૯૧૭ |

(ઈ) જૈન પ્રબંધો

| | |
|---|---|
| जिनप्रभसूरि | विविधतीर्थकल्प<br>શાંતિનિકેતન, ૧૯૩૪ |
| — | पुरातनप्रबन्धसंग्रह<br>કલકત્તા, ૧૯૩૬ |
| प्रभाचन्द्राचार्य | प्रभावकचरित, મુંબઈ, ૧૯૪૦<br>–ગુજરાતી ભાષાંતર<br>ભાવનગર, સં. ૧૯૮૭ |
| मेरुतुङ्गाचार्य | प्रबन्धचिन्तामणि<br>શાંતિનિકેતન, ૧૯૩૩<br>–ગુજ. અનુ., મુંબઈ, ૧૯૩૪ |
| मेरुतुङ्गाचार्य | (स्थविरावली કે) विचारश्रेणी<br>(જૈનસાહિત્ય સંશોધક, ખંડ ૨, અંક ૩–૪), પૂના, ૧૯૨૫ |
| राजशेखरसूरि | प्रबन्धकोश (કે चतुर्विंशतिप्रबन्ध)<br>શાંતિનિકેતન, ૧૯૩૫ |
| — | लघुप्रबन्धसंग्रह<br>વડોદરા, ૧૯૭૦ |

(ઉ) લલિત સાહિત્ય

| | |
|---|---|
| अभयतिलकगणि | द्वयाश्रयकाव्यवृत्ति, भाग १–२<br>મુંબઈ, ૧૯૧૫, ૧૯૨૧ |
| अमरचन्द्रसूरि | पद्मानन्दमहाकाव्य<br>Baroda, 1932 |
| अरिसिंह | सुकृतसंकीर्तन<br>ભાવનગર, ૧૯૧૭ |
| उदयप्रभसूरि | धर्माभ्युदयकाव्य<br>बम्बई, १९४९<br>–सुकृतकीर्तिकल्लोलिनी<br>(हम्मीरमदमर्दनની આવૃત્તિમાં મુદ્રિત) વડોદરા, ૧૯૨૮; મુંબઈ, સં. ૨૦૧૭ |

| | |
|---|---|
| कक्कसूरि | नाभिनन्दनजिनोद्धारप्रबन्ध અમદાવાદ, સં ૧૯૮૫ |
| गुणचन्द्रगणि | महावीरचरिय, મુંબઈ, ૧૯૨૯ |
| चाण्डू पण्डित | नैषधीयमहाकाव्यदीपिका (અપ્રસિદ્ધ) |
| चन्द बेरदाई (?) | पृथ्वीराजरासो, भा. १–४ Benares, 1904–08 |
| चन्द्रतिलक उपाध्याय | अभयकुमारचरित, भा. १–२ ભાવનગર, ૧૯૧૭ |
| चन्द्रसूरि | मुनिसुव्रतचरित, (जिनरत्नकोश, पृ. ३११) |
| जयसिंहसूरि | वस्तुपालतेजःपालप्रशस्ति (हम्मीरमदमर्दननी આવૃત્તિમાં मुद्रित) વડોદરા, ૧૯૨૦ |
| | –हम्मीरमदमर्दन, વડોદરા, ૧૯૨૦ |
| जयसिंहसूरि (कृष्णर्षिगच्छ) | कुमारपालभूपालचरित्र મુંબઈ, ૧૯૨૬ |
| जिनदत्तसूरि | गणधरसार्धशतक જામનગર, ૧૯૧૬ |
| | –अपभ्रंशकाव्यत्रयी Baroda, 1927 |
| जिनप्रभसूरि | नर्मदासुन्दरीसंधि અમદાવાદ, ૧૯૧૯ |
| | –गौतमस्वामिचरितकुलक અમદાવાદ, ૧૯૭૪ |
| जिनमण्डनगणि | कुमारपालप्रबन्ध ભાવનગર, સં ૧૯૭૧ |
| जिनहर्षगणि | वस्तुपालचरित, અમદાવાદ, ૧૯૪૧ |
| देवप्रभसूरि, मलधारी | पाण्डवचरित्र, भाग १–२ પાલતાણા, ૧૯૩૬ |
| | –मृगावतीचरित જામનગર, ૧૯૨૯ |

| | |
|---|---|
| देवेन्द्रसूरि | चन्द्रप्रभचरित<br>अंबाला, १९३० |
| धनपाल | चतुर्विंशतिजिनस्तुति–टीका<br>Bombay, 1926 |
| धनपाल | सत्यपुरमंडनमहावीरोत्साह<br>(जैन साहित्य संशोधक, ख. ३. अ. ३. માં મુદ્રિત),<br>અમદાવાદ, વી. સં. ૨૪૫૩ |
| नयचन्द्रसूरि | हम्मीरमहाकाव्य<br>મુંબઈ, ૧૮૭૯ |
| पद्मनाभ | कान्हडदे–प्रबंध<br>અમદાવાદ, ૧૯૨૬ |
| पूर्णकलशगणि | प्राकृत–द्वयाश्रय–वृत्ति<br>Poona, 1936 |
| बालचन्द्र | वसन्तविलास<br>Baroda, 1917 |
| बिल्हण | कर्णसुन्दरी<br>Bombay, 1932 |
| | –विक्रमाङ्कदेवचरित<br>वाराणसी, १९५८–६४ |
| महेन्द्रसूरि | नर्मदासुन्दरीकथा<br>અમદાવાદ, ૧૯૧૯ |
| महेश्वरसूरि | नाणपंचमीकहा<br>મુંબઈ, ૧૯૪૯ |
| मुनिदेव | शान्तिनाथचरित (जिनरत्नकोश, पृ. ३७९) |
| मुनिसुन्दरसूरि | गुर्वावली, वाराणसी, १९०५ |
| यशश्चन्द्र | मुद्रितकुमुदचन्द्रप्रकरण<br>काशी, वी. सं. २४३२ |
| | –राजीमतीप्रबोधनाटक (जिनरत्नकोश, पृ. ३३१) |

| | |
|---|---|
| यशःपाल | मोहराजपराजय<br>Baroda, 1918 |
| राजशेखरसूरि | प्राकृत-द्व्याश्रय-वृत्ति (अप्रसिद्ध) |
| रामचन्द्रसूरि | कुमारविहारशतक<br>ભાવનગર, સં. ૧૯૬૬ |
| | -नलविलास,<br>Baroda, 1926 |
| लक्ष्मणगणि | सुपासनाहचरिय<br>Benares, 1918 |
| वर्धमानगणि | कुमारविहारप्रशस्ति-व्याख्या<br>(जिनरत्नकोश, पृ. ९३) |
| वर्धमानसूरि | वासुपूज्यचरित<br>ભાવનગર, સં. ૧૯૬૬ |
| वस्तुपाल | नरनारायणानन्द<br>વડોદરા, ૧૯૧૬ |
| विशाखदत्त | मुद्राराक्षस, Bombay, 1935 |
| शालिभद्रसूरि | भरतेश्वरबाहुबलिरास (भारतीय विद्या માં मुद्रित),<br>मुंबई, सं. १९९७ |
| शूद्रक, ईश्वरदत्त, वररुचि, श्यामिलक | चतुर्भाणी, મુંબઈ, ૧૯૫૯ |
| — | सप्तक्षेत्रीरासु (प्राचीन गूर्जर काव्य-संग्रह માં), વડોદરા, ૧૯૨૦ |
| सर्वराजगणि | गणधरसार्धशतक-टीका<br>જામનગર, ૧૯૧૬ |
| सर्वानन्द | जगडूचरित (ગુજરાતી ભાષાંતર સાથે), મુંબઈ, ૧૮૯૬ |
| सुभट | दूतांगद, Bombay, 1891 |
| सोड्ढल | उदयसुन्दरीकथा<br>Baroda, 1920 |
| सोमप्रभाचार्य | कुमारपालप्रतिबोध<br>Baroda, 1920 |

| | |
|---|---|
| सोमेश्वर | उल्लाघराघव नाटक, Baroda, 1961 |
| | –कीर्तिकौमुदी, મુંબઈ, सं. २०१७ |
| | –सुरथोत्सव, મુંબઈ, १९०२ |
| हरिभद्रसूरि | चन्द्रप्रभचरित (जिनरत्नकोश, पृ. ११९) |
| | –नेमिनाहचरिय, भा. १–२ Ahmedabad, 1970–71 |
| हरिहर | शंखपराभवव्यायोग Baroda, 1965 |
| हेमचन्द्रसूरि (बृहद्गच्छ) | नाभेयनेमिद्विसंधानकाव्य (जिनरत्नकोश, पृ. २१०) |
| हेमचन्द्राचार्य | द्वयाश्रय महाकाव्य, भाग १–२ મુંબઈ, ૧૯૧૫, ૧૯૨૧ |
| | –कुमारपालचरित (प्राकृत–द्वयाश्रय) Poona, 1936 |
| | –परिशिष्ट पर्व કલકત્તા, ૧૮૯૧ ગુજ. ભાષાં., ભાવનગર, સં. ૧૯૭૮ |

## (ઊ) લલિતેતર સાહિત્ય

| | |
|---|---|
| अमरकीर्ति | छक्कम्मुवएसो Baroda, 1972 |
| उव्वट | शुक्लयजुर्वेद–भाष्य Bombay, 1929 |
| कनकप्रभसूरि | सिद्धहेमचन्द्रशब्दानुशासन–व्याख्या : न्यायसारसमुद्धार (जिनरत्नकोश, पृ. २०६) |
| गुणचन्द्रसूरि | हैमविभ्रम–टीका काशी, वि. सं. २४३९ |
| चन्द्रतिलक उपाध्याय | श्रावकधर्मप्रकरण–टीका (अप्रसिद्ध) |

| | |
|---|---|
| चन्द्रसूरि | न्यायकन्दलीपञ्जिका (जिनरत्नकोश, पृ. २१९) |
| जगदेव मन्त्री | स्वप्नशास्त्र (अप्रसिद्ध) |
| जिनवल्लभसूरि | सूक्ष्मार्थविचारणा के सार्धशतक प्रकरण ભાવનગર, ૧૯૧૫ |
| देवसूरि | प्रमाणनयतत्त्वालोक, स्वोपज्ञ वृत्ति सहित, Poona, 1927 |
| धनेश्वरसूरि | सूक्ष्मार्थविचारणा–वृत्ति (जिनरत्नकोश, पृ. ४३५) |
| धर्मघोषसूरि | कालसप्ततिका, सावचूरि ભાવનગર, વિ. સં. ૧૯૬૮ |
| नमिसाधु | काव्यालंकारवृत्ति Bombay, 1886 |
| नरचन्द्रसूरि | ज्योतिःसार મુંબઈ, ૧૯૩૮ |
| नरपति | नरपतिजयचर्या (अप्रसिद्ध) |
| बुद्धिसागरसूरि | पञ्चग्रन्थी व्याकरण (जिनरत्नकोश, पृ. २२४) |
| बृहस्पति | बृहस्पतिस्मृति, 'अष्टादशस्मृतयः' शामली, सं. १९९८ |
| भुवनदेव | अपराजितपृच्छा Baroda, 1950 |
| भोज | समराङ्गणसूत्रधार, Vols. I–II Baroda, 1924–25 |
| मण्डन | राजवल्लभ, અમદાવાદ, ૧૯૧૧ |
| मल्लिषेणसूरि | अन्ययोगव्यवच्छेदद्वात्रिंशिकाटीका: स्याद्वादमञ्जरी Bombay, 1935 |
| मुनिचन्द्रसूरि | आवश्यक–सत्तरी (आवश्यकसप्तति के पाक्षिकसप्तति) –जिनरत्नकोश, पृ. २४१ |

| | |
|---|---|
| रत्नसिंहसूरि | आत्मानुशासनकुलक (जिनरत्नकोश, पृ. २७) |
| राधारमण | वास्तुमुक्तावली (हिंदी भाषां. साथे) बनारस, १९५९ |
| राजशेखरसूरि | न्यायकन्दली-पञ्जिका (जिनरत्नकोश, पृ. २१९) |
| लक्ष्मीतिलक उपाध्याय | श्रावकधर्मप्रकरण-टीका (जिनरत्नकोश, पृ. ३९२) |
| — | लघुशिल्पज्योतिषसार અમદાવાદ, ૧૮૯૫ |
| — | लेखपद्धति, Baroda, 1925 |
| वराहमिहिर | बृहत्संहिता, Pts. I-II, Benares, 1895, 1899 |
| वर्धमानसूरि | गणरत्नमहोदधि दिल्ली, १९६३ |
| वाग्भट | वाग्भटालंकार, Bombay, 1933 |
| विनयचन्द्र | काव्यशिक्षा Ahmedabad, 1964 |
| विश्वकर्मा | क्षीरार्णव (ગુજરાતી ભાષાં. સાથે) પાલિતાણા, ૧૯૬૭ |
| | —दीपार्णव (ગુજરાતી ભાષાં. સાથે) પાલિતાણા, ૧૯૬૦ |
| | —विश्वकर्मा-प्रकाश (हिन्दी भाषां. सहित) बनारस, १८८८ |
| सागरचन्द्रसूरि | नारचन्द्रज्योतिःसारटिप्पनक (जिनरत्नकोश, पृ. २११) |
| सोमचन्द्रगणि | वृत्तरत्नाकर-वृत्ति (जिनरत्नकोश, पृ. ३६४) |
| हेमचन्द्राचार्य | अभिधानचिन्तामणि ભાવનગર, ૧૯૧૫ |

| | |
|---|---|
| | –देशीनाममाला<br>Poona, 1938 |
| | –सिद्धहेमचन्द्र–शब्दानुशासन<br>બોટાદ, સં ૨૦૦૮ |


## (એ) અભિલેખ-સંગ્રહો


| | |
|---|---|
| આચાર્ય, ગિ. વ. (સં.) | ગુજરાતના ઐતિહાસિક લેખો, ભાગ ૧–૩, મુંબઈ, ૧૯૩૩, ૧૯૩૫, ૧૯૪૨ |
| ઓઝા, વ. ગો. (સં.) | ભાવનગરપ્રાચીનશોધસંગ્રહ<br>ભાવનગર, ૧૮૮૫ |
| મુનિ, જયંતવિજયજી (સં.) | –अर्बुदप्राचीनजैनलेखसंदोह (આબૂ, ભાગ ૨)<br>ભાવનગર, સં. ૧૯૯૪ |
| | –अर्बुदाचलप्रदिक्षणाजैनलेखसंदोह (આબૂ, ભાગ ૫), ભાવનગર, સં. ૨૦૦૫ |
| મુનિ, જિનવિજય | પ્રાચીન જૈન લેખસંગ્રહ, ભા. ૨ ભાવનગર, ૧૯૨૧ |
| Chaghatai (Ed.) | Muslim Monuments of Ahmedabad through Inscriptions, Poona, 1942 |
| Diskalkar, D.B. (Ed.) | Inscriptions of Kathiawad (New Indian Antiquary, Vols. I-III) Poona, 1938–1941 |
| Gadre, A.S. (Ed.) | Important Inscriptions from the Baroda State, Baroda, 1943 |
| Peterson, Peter (Ed.) | A Collection of Prakrit and Sanskrit Inscriptions, Bhavnagar |

## (એ) સૂચિઓ અને સંગ્રહો

| | |
|---|---|
| Dalal, C. D. & Gandhi, L. B. | A Catalogue of Manuscripts in the Jain Bhandars of Jesalmere (जेसलमेर जैनभाण्डागारीयग्रन्थानां सूचिपत्रम्), Baroda, 1923 |
| | –A Descriptive Catalogue of Manu scripts in the Jain Bhandars at Pattan, Vol. I Baroda, 1937 |
| मुनि, जिनविजय | जैनपुस्तकप्रशस्तिसंग्रह, भा. १, बंबई, १९४३ |
| — | आचार्यजिनविजय अभिनंदनग्रन्थ जयपुर, १९७१ |

## (ઓ) અરબી, ફારસી અને ઉર્દૂ ગ્રંથો

| | |
|---|---|
| अली, अहमद खुरासानी | रवाबिते अदबिये ईरान व हिन्द, तहेरान |
| अली, मोहम्मदखान | खातिमअे मिर्आते अहमदी Calcutta, 1930 |
| | –मिर्आते अहमदी, भा. १ Baroda, 1965 |
| | –મીરાતે એહમદી (ગુજ. અનુ.) ભા. ૧–૨ અમદાવાદ, ૧૯૧૩, ૧૯૧૯ |

| | |
|---|---|
| ईदीसी | नुझहतुल मुस्ताक के किताबुल–यमीनी Eng. abstract by Elliot and Dowson in *History of India*, Vol. I, London, 1867 |
| उत्वी | किताबुल–यमीनी के तारीख यमीनी, लाहोर |
| ओफी, मोहम्मद | जवामिअुलहिकायात (અપ્રસિદ્ધ) |
| — | कसाअिदे फर्रुखी (भिन्तेखाव), बम्बई, १९३६ |
| नदवी मौलाना सैयद सुलेमान | अरबों हिंदके तअल्लुलकात इलाहाबाद, १९३० |
| मौलवी मोहम्मद अब्दुल जब्बारखान | तझकिरए ओलियाए दकन (हस्तप्रत, हजरत पीर मोहम्मदशाह कुतुबखाना, अहमदाबाद) |
| शेख, मोहम्मद कासिम बिन शेख, फतुल्लाह | कसाअिदे क़ासिमी (हस्तप्रत) (सैयद नूरुल्लाहमियाँ कादरीका किताबखानह, अहमदाबाद) |
| सैयद, सबाहुद्दीन अब्दुर्रहमान | हिन्दोस्तान के अहदे वुस्ताकी एक एक झलक आज़मगढ, १९५८ |

## ૨. અર્વાચીન ગ્રંથો

| | |
|---|---|
| Altekar, A. S. | *A Hisory of Important Ancient Towns and Cities in Gujarat and Kathiawad*, Bombay, 1926 |

Campbell(Ed.) — *Gazetteer of the Bombay Presidency*, Vols. II, VIII, IX, Bombay, 1877, 1889, 1899-1901

Commissariat, M. S. — *Studies in the History of Gujarat*, London, 1934

—*Hisory of Gujarat*, Vol. I, London, 1938

Elliot H. M. and Dowson J. — *The History of India as told by its own Historians*, Vols. I & III, London, 186?, 1871

Forbes, A. K. — *Rāsmālā* (New Ed.), Vol. I, London, 1924

Jackson (Ed.) — *Gazetteer of the Bombay Presidency*, Vol. I, Pt. 1, Bombay, 1896

Majmudar, M R. (Ed.) — *Chronology of Gujarat*, Baroda, 1960

Majumdar, A. K. — *Chaulukyas of Gujarat*, Bombay, 1956

Majumdar, R. C. (Ed.) — *The History and Culture of the Indian People*,
Vol. III : *Classical Age*
Vol. V : *The Struggle for Empire*
Vol. VI : *The Delhi Sultanate*
Bombay, 1954, 1957, 1960

Munshi, K. M. *The Glory that was Gurjaradeśa*, Pt. III (Revised Ed.), Bombay, 1954

Palande, M. R. (Ed.) *Gujarat State Gazetteers : Broach Distirct*, Ahmedabad, 1961

Pandya, A. V. *New Dynasties of Medieval Gujarat*, Vallabh Vidyanagar, 1969

Parikh, R. C. "Introduction to the History of Gujarat as a background to Life of Hemachandra", *Kāvyānuśāsana*, Vol. II, Bombay, 1938

Ray, H. C. *Dynastic History of Northern India*, Vol. II, Calcutta, 1936

Sachau, E. C. *Alberuni's India*, Vols. I–II, London, 1910

Sankalia, H. D. *Archaeology of Gujarat*, Bombay, 1941

—*Studies in the Historical and Cultural Geography and the Ethnography of Gujarat* Poona, 1949

Sompura, K. F. *The Structural Temples of Gujarat* Ahmedabad, 1969

Subbarao, B. — *Baroda Through the Ages*, Baroda, 1953

Tod, J. — *Annals and Antiquities of Rajasthan*, London, 1920

Vaidya, C. V. — *History of Mediæval Hindu India*, Vol. III, Poona. 1926

Wilberfore-Bell — *The History of Kathiawad*, London, 1916

Winternitz, M. — *A History of Indian Literature*, Vol. II, Calcutta, 1933

वेलणकर, हरि दामोदर — जिनरत्नकोश, पूना, १९४४

ગાંધી, લાલચંદ્ર ભ. — ઐતિહાસિક લેખસંગ્રહ, વડોદરા, ૧૯૬૩

જોટ, રત્નમણિરાવ ભી. — ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ઇસ્લામયુગ, ખંડ ૧, અમદાવાદ, ૧૯૪૫

જોશી, ઉમાશંકર — પુરાણોમાં ગુજરાત, અમદાવાદ, ૧૯૪૬

દેશાઈ, શંભુપ્રસાદ હ. — પ્રભાસ અને સોમનાથ, જૂનાગઢ, ૧૯૬૫

— સૌરાષ્ટ્રનો ઇતિહાસ, જૂનાગઢ, ૧૯૬૯

દેસાઈ, મો. દ. — જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મુંબઈ, ૧૯૩૩

નદવી, અબુઝફર — ગુજરાતનો ઇતિહાસ, ભા. ૨ (ગુજ. અનુ.), અમદાવાદ, ૧૯૪૯

પરીખ, રસિકલાલ છો. — ગુજરાતની રાજધાનીઓ, અમદાવાદ, ૧૯૫૮

પરીખ, ર. છો. અને શાસ્ત્રી, હ. ગં. (સં.) — ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ, ગ્રંથ ૧, ૨ અમદાવાદ, ૧૯૭૨

— ગ્રંથ ૩, અમદાવાદ, ૧૯૭૪

ફાર્બસ, એ. કિ. — રાસમાળા (ગુજરાતી અનુવાદ), પુ. ૧, મુંબઈ, ૧૯૨૨

મુનશી, ક. મા. — ચક્રવર્તી ગુર્જરો, મુંબઈ, ૧૯૬૧

મોદી, રામલાલ ચુ. — સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ, અમદાવાદ, ૧૯૪૨

રાઠોડ, રામસિંહજી કા. — કચ્છનું સંસ્કૃતિદર્શન, અમદાવાદ, ૧૯૫૯

શાસ્ત્રી, દુ. કે. — ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ભા. ૧–૨, અમદાવાદ, ૧૯૫૩

શાસ્ત્રી, હરિપ્રસાદ ગં. — મૈત્રકકાલીન ગુજરાત, ભા. ૧–૨, અમદાવાદ, ૧૯૫૫

— ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ, અમદાવાદ, ૧૯૬૪

સાંડેસરા, ભો. જ. — ઇતિહાસની કેડી, વડોદરા, ૧૯૪૫

— જૈન આગમ સાહિત્યમાં ગુજરાત, અમદાવાદ, ૧૯૫૨

— મહામાત્ય વસ્તુપાલનું સાહિત્યમંડળ અને સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો, અમદાવાદ, ૧૯૫૭

— સંશોધનની કેડી, અમદાવાદ, ૧૯૬૧

— ઇતિહાસ અને સાહિત્ય, અમદાવાદ, ૧૯૬૬

## પ્રકરણવાર

### (સામાન્ય સંદર્ભસૂચિમાં જણાવેલા સંદર્ભો સિવાયના સંદર્ભ)

### પ્રકરણ ૧


દવે, કનૈયાલાલ ભા. — 'પંદરમા સૈકાનો એક પ્રાચીન દસ્તાવેજ', "ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક", પુ. ૧૧, મુંબઈ, ૧૯૪૯

મુનિ, જિનવિજયજી — 'પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધનસામગ્રી', "ગુજરાત સાહિત્ય સભા, ૧૯૩૩-૩૪ની કાર્યવાહી", અમદાવાદ, ૧૯૩૪

મોદી, રામલાલ ચુ. — પાટણ–સિદ્ધપુરનો પ્રવાસ, વડોદરા, ૧૯૧૯

— 'પાટણ–સ્થાપનાનાં તારીખવાર તિથિ,' "કાન્તમાલા", મુંબઈ, ૧૯૨૪

— રા. ચુ. મોદી લેખસંગ્રહ, ભા. ૨ પાટણ, ૧૯૬૫

— 'પાટણના ગ્રંથકારો', "બુદ્ધિપ્રકાશ,", પુ. ૭૭, અમદાવાદ, ૧૯૩૦

સાંડેસરા, ભો. જ. — 'જૂના અને નવા પાટણની સ્થાપનાનો સમય', "બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન, અહેવાલ તથા નિબંધસંગ્રહ," અમદાવાદ, ૧૯૩૭

— 'પાટણના જૈન ગ્રંથભંડારો', "કુમાર" અંક ૨૦૮, અમદાવાદ, ૧૯૪૧

— 'ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની કેટલીક સાધનસામગ્રી', "શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક", પુ. ૬, મુંબઈ, ૧૯૪૧

— 'अइवडउ' : અણહિલવાડ પાટણ એક પર્યાય-નામ', "બુદ્ધિપ્રકાશ", પુ. ૧૧૦, અમદાવાદ, ૧૯૬૩

— અન્વેષણા, મુંબઈ, ૧૯૬૭

પ્રકરણ ૨

Bhandarkar, D. R — "Gurjaras", *JBBRAS*, Vol. XXI, Bombay, 1904

— "Foreign Element in the Hindu Population", *IA*, Vol. XL, Bombay, 1911

Bühler, G. — "Eleven Land-grants of the Chaulukyas of Anhilvad", *IA*, Vol. VI, Bombay, 1877

Krishnarao, B. V. — "The Origin and the Original Home of the Chalukyas," *Proceedings of Indian History Congress, Session* III

Mirashi, V. V. — "Varuṇaśarmaka Grant of Yuvarāja Chāmuṇḍarāja", *Bharatiya Vidya*, Vol. VI, Bombay, 1945

Venkataramanayya, N. — *The Eastern Chalukyas of Vengi*, Madras, 1950

Vogel, J. Ph. — "Prakrit Inscriptions from a Buddhist site at Nagarjunikonda," *EI*, Vol. XX, Delhi, 1933

ओझा, गौ ही. — सोलंकियोंका प्राचीन इतिहास, भा. १ अजमेर, १९०७

મુનિ, જિનવિજયજી — 'ચામુંડ ચૌલુક્ય નું સંવત ૧૦૩૩ નું તામ્રપત્ર', "ભારતીયવિદ્યા", વર્ષ ૧, મુંબઈ, ૧૯૩૯

## પ્રકરણ ૩

Basham, A. L. — "Paliad Plates of Bhīmadeva I, V. S. 1182", *EI*, Vol. XXXIII, Delhi, 1960

Bühler, G. — "Eleven Land-grants of the Chaulukyas of Anhilvad" *IA*, Vol. VI, Bombay, 1877

— "A Grant of Dharaṇīvaraha of Vadhvan," *IA*, Vol. XII, Bombay, 1883

Ganguly, D. C. — "Central and Western India", *Age of Imperial Kanauj*, Bombay, 1955

Pandya, A. V. — "The Kachchha-Bhadreshwar Grant of Bhīmadeva I, dated V. S 1117", *Vallabh Vidya-*

